

**ઘરભણી**

ચિત્રકાર : ભૂપત લાડવા

માત્ર સાડા અગિયાર વરસની ઉંમરના આ ચિત્રના નવોદિત શિશુ કળાકાર ભાઈ ભૂપત એમની કળાની પ્રાથમિક અવસ્થામાં પણ ગુજરાતના એક ભાવિ તેજસ્વી પીંછીકારની આગાહી આપી જાય છે. મૂળ ત્રિરંગી ચિત્ર અહીં તો માત્ર એક રંગમાં જ છાપેલ છે.

# જે સર્વોત્તમ છે તેજ સૌથી વધુ શુદ્ધ હોય છે

ગ્લૅક્સો પીનારું બાળક ગ્લૅક્સોની ઉત્તમ જાહેરાત છે. તેનો મજબૂત બાંધો, બળવાન દાંત અને સતત વૃદ્ધિ ગ્લૅક્સોની યોગ્યતાનો ચોક્કસ પુરાવો છે. ગ્લૅક્સો ગાયના તાજા દૂધમાંથી બનાવવમાં આવે છે અને તેમાં અસ્થિમાર્દવ (રિકેટ્સ) અને રક્તક્ષય (એનીમિયા)થી રક્ષણ કરવા માટે જરૂરી વિટામિન ડી અને લોહ મેળવવામા આવે છે. તમારુંબાળક ગ્લૅક્સો પીવાથી વધારે સારો વિકાસ સાધશે.



**ગ્લૅક્સો**

ગ્લૅક્સો બાળકો માટે પરમ શુદ્ધ આહાર છે.



ગ્લૅક્સો લેબોરેટરીઝ (ભારત) લિ. મુંબઈ • કલકત્તા • મદ્રાસ

LAS. (G)

Copyright



# સૌંદર્યતાનો દેવ

કવિઓના કહેવા પ્રમાણે જેઓએ સ્ત્રીઓના વાળમાં હમેશાં રહેઠાણ કર્યું છે. કેશવર્ધિની હવે પ્રકાશમાં આવે છે, જેનાં નજરબંધી જુલ્ફાંઓ કે જે પ્રભુને પણ લલચાવે છે, મુગ્ધ કરે છે. વાળની સૌંદર્યતા માટે હમેશાં તેનો ઉપયોગ કરો

અદ્‌ભુત કથા:—કે જે કેશવર્ધિની તમારા વાળને આપે છે યૌવન સાથે તેજસ્વિતા, સૌંદર્યતા સાથે ઝગઝગાટ અને વાળનાં જુલ્ફાંને કાયમ ટકાવે છે. ભલે કેશવર્ધિની તમને પસંદગી આપે અને તમે કેશવર્ધિનીને પસંદગી આપો.

# કેશવર્ધિની

વાળને ખરી પડતા અટકાવે છે અને સૌંદર્યતા બક્ષે છે.

કેશવર્ધિની... ... ...રૂા. ૦-૧૪-૦
કેશવર્ધિની શેમ્પુ ...રૂા. ૦-૧૪-૦

(માર્ગવ્યય અલગ)

દરેક પ્રખ્યાત વેપારીઓ પાસેથી મળી શકશે.

અથવા લખો:

**સાઉથ ઇન્ડિયા કેમિકલ્સ,**

કોઇમ્બતુર (દક્ષિણ)

મુંબઈ અને મધ્ય ભારતના એજન્ટ:
મેસર્સ નેશનલ સેલ્સ એન્ડ સર્વિસ લિ.
૧૨ રેમ્પાર્ટ રોડ, ફોર્ટ, મુંબઈ ૧.




સ્ટોકીસ્ટ:—કંચનલાલ વાડીલાલની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ ૨

અતરોની મીઠી સુગંધીથી ભરપૂર




ધી નેરોલ એજન્સી

એક નહીં, બે નહીં, બલ્કે બાવન વનસ્પતિમાંથી શાસ્ત્રીય પદ્ધતિથી બનાવેલું...

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ) : મેડીકેટેડ

## પ્રખ્યાત ડાકટરો, વૈદ્યો, પ્રૉફેસરો તથા સ્ત્રી–પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી

કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીરે દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ



**સુચના :**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાત્રી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

**મોટી બાટલીના રૂ. ૩–૮–૦**
**નાની બાટલીના રૂ. ૨–૦–૦**
ટપાલ ખર્ચ અલગ.

પરદેશ માટે મોટી બાટલીની કિંમત શીલીંગ ૧૨ અને નાની બાટલી કિંમત શીલીંગ ૭

**ખાસ સૂચના :**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

**મોટી બાટલીના રૂ. ૫–૫–૬**

**નાની બાટલીના રૂ. ૩–૭–૬**

(બાટલીની કિંમત + ૧–૬–૬ પોસ્ટેજ
+ ૦–૭–૦ પેકીંગ)

**મનીઓર્ડરથી મોકલવા**

**વી. પી. થી મોકલીશું નહિ.**

ફોન : ૬૨૮૯૯ : : તાર : 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર, (જી. આઇ. પી.) મુંબઈ ૧૪. COTY : RBO

નવલકથાઓના શોખીનો માટે અપ-ટૂ-ડેઇટ

## નવાં પુસ્તકો

**ડીટેક્ટીવ નવી વાર્તાઓ**
દરેકની કિંમત ૨-૮-૦
ભેદી ભુત
ચાલીશ ચહેરાનો માનવી
સારંગ સુલતાન
ખુંધો ખેલાડી
દયાહીન દાનવ
ડોકટર કે દૈત્ય
શરીફ બદમાશ
જીવતું હાડપિંજર
ડિટેકટીવ દેવેન્દ્રના પરાક્રમો
ભેદી ભૂતનાથ
ઊગતો ઉઠાવગીર

ખુંધો ખવીશ
ઝેરી ફણીધર
ભેદી માનવ
માધવી

**અરેબીયન નાઇટ્સનાં**
— નવાં પુસ્તકો —
દરેકના ૨-૮-૦
હાતીમતાઈના અદ્ભુત પરાક્રમો
જાદુઈ નગરી
રઝળતો રાજકુમાર
મીસરની મહારાણી
સાહસિક સોદાગર
ગેબી ઘોડેસવાર

**વિક્રમ રાજાની પ્રખ્યાત**
— નવલકથાઓ —
દરેકના ૨-૮-૦
સિંહાસન બત્રીસી
જાદુઈ વાતો
નવલખો હાર
વિક્રમ ચરિત્ર
વૈતાળ પચ્ચીસી

**કાઠિયાવાડના**
— બહારવટિયાઓ —
દરેકના ૨-૮-૦
સૌરાષ્ટ્રના મશહુર બહારવટિયા
સૌરાષ્ટ્રના પરાક્રમી બહારવટિયા
સૌરાષ્ટ્રના સાહસિક બહારવટિયા

# શ્રી હરિહર પુસ્તકાલય
ટાવરરોડ, **સૂરત**

# નેપચ્યૂન એસ્યોરન્સ કું૦ લિ૦

* જિંદગી
* આગ
* મોટર
અને
* અકસ્માતના
વીમાનું કામ
લેવામાં આવે છે.

★

[ સ્થપાઈ-૧૯૩૦ ]
ચાલુ કામ
**રૂા. ૪.૫૦,૦૦,૦૦૦**
વાર્ષિક આવક
**રૂા. ૨૫,૦૦,૦૦૦**
કુલ અસ્કયામત
**રૂા. ૯૦,૦૦,૦૦૦**
એજન્સી અને બીજી માહિતી માટે લખો
**નેપચ્યૂન એસ્યોરન્સ કું. લિ.**

: હેડ ઓફિસ :
નેપચ્યૂન બિલ્ડીંગ, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબઈ

અમદાવાદ બ્રાંચ :
પાંચકૂવા, કુવારા સામે અમદાવાદ

આપને અમે ત્યાંથી

વાંચવા તો મળી

રહેતું હશે જ.

પણ

વાચવાની એવી

તા–લા–વે–લી

સંતોષવા તો બધાં ટપોટપ

ગ્રાહક થઇ જાય છે.

આપ પણ




ના

ગ્રાહક ન થયા હો તો આજે જ

રૂપિયા સાડાપાંચ

( વિદેશમાં શિ. ૧૨ )

મોકલી આપીને ગ્રાહક થઇ જાવ.

તંદુરસ્તી કાર્યાલય

ભારતી સા. સં. લિ. ગાંધી માર્ગ અમદાવાદ ૧

આરોગ્ય ધામ વિન્સેન્ટ રોડ, મુંબઇ ૧૯


ઊર્મિ નવરચના સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૨ : 'નવરચના' વર્ષ ૧૭ : અંક ૧ લો

એપ્રિલ : ૧૯૫૨


ક્રમ



૧૪૨૭૬


* દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.

* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.

* વરસનું લવાજમ: દેશમાં **સાડાસાત રૂપિયા** અને વિદેશમાં **દસ રૂપિયા** ( શિ. ૧૫ ) છુટક નકલ: બાર આના.

* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. લખ્યો હશે તો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.

* જરૂરી ટપાલ ખર્ચ બીડયું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે અથવા તો જવાબ આપશે.

ઊર્મિ–નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

કર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવે: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ: ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

મુદ્રક : ચુનીલાલ માણેકચંદ રવાણી, શિષ્ટ સાહિત્ય મુદ્રણાલય, મોટા આંકડિયા

ઉત્તમ
જાતનાં
આ
પ્રતીકો
બરોબર
જાણી
લેજો


















જો તમે જાત શોધતા હો તો સીવવા અને ભરવા માટેના દોરાની ઉપરની જાત માટે જરૂર પૂછજો. વિવિધ રંગો વાળા આ દોરા મજબૂત અનેતાકાતવાળા હોય છે.

## કોહીનૂર મિલ્સ કું. લિ.

એજન્ટ્સ: કિલ્લિક ઈન્ડસ્ટ્રીઝ લિમિટેડ
મુખ્ય વિક્રેતા : નાણાલચંદ લલ્લુચંદ લિમિટેડ

LAS. (B)

ગ્રામ નવરચના

## ટૂંકી વાર્તા

ધૂમકેતુ

એક દાર્શનિક મહાત્મા પોતાના વિચારોમાં મગ્ન પોતાને ગામથી બીજે ગામ જઈ રહ્યા હતા. રસ્તામાં જ્યારે તેમનું ગળું તરસને કારણે સુકાવા લાગ્યું ત્યારે તેમણે નજીકના ખેતરમાં કામ કરવાવાળા ખેડૂતને પાણી પાવા માટે પ્રાર્થના કરી.

પાણી બહુ જ મીઠું અને સ્વાદિષ્ટ હતું. વધુ તરસ લાગવાને કારણે કદાચ એમ લાગ્યું હોય. તેમણે તૃપ્ત થઈને ખેડૂતને પુછયું : " આ પાણી તું કયાંથી લાવ્યો છે?— આવું મીઠું અને સ્વાદિષ્ટ પાણી મેં મારા જીવનમાં કયારે પણ નથી પીધું "

ખેડૂને જણાવ્યું કે આ પાણી પોતાના ગામથી જે કૂવો પાંચ માઇલ દૂર છે ત્યાંથી લાવ્યો છે, કારણ કે નજીકના બધા કૂવા ખેતરોને પાણી પાવાના કામમાં આવે છે, અને તે બધા કૂવાઓનું પાણી ઉપજાઉ હોવા છતાં પણ સ્વાદિષ્ટ નથી.

દાર્શનિક મહોદયે એકાગ્રપણે ખેડૂત તરફ જોયું, પછી પૂછયું :

" શું તું દાર્શનિક છો?"

" હું ખેડૂત છું." ખેડૂતે ઉત્તર આપ્યો.

ત્યારબાદ તેમની વચ્ચે આ પ્રમાણે વાતચીત થઈ:

દાર્શનિક : " તું અહીં ચિંતનમાં મગ્ન હતો?"

ખેડૂત : " અનાજનો નાશ કરનારા પક્ષીઓને હું અહીંથી ઉડાવ્યા કરું છું!"

દાર્શનિક : " તને ખબર છે, મોત શું છે?"

ખેડૂત : " મારી વય ૨૫ વર્ષ વટાવી ગઈ છે અને હું કોઈ નજીકના શુભ મુહૂર્તમાં મારું લગ્ન કરવાનો છું."

દાર્શનિક : " તું જાણે છે જીવન ક્ષણભંગુર છે?"

ખેડૂત : " હા, મારું આ ખેતર આગલા મહિના સુધીમાં તૈયાર થઈ જશે."

દાર્શનિક : " તેં સત્યનું દર્શન કર્યું છે?"

ખેડૂત : " હું તમારી વાત સમજી શકતો નથી." તેના સ્વરનો કંપ તેના સંકોચનો સૂચક હતો.

" ખૂબ ખૂબ ધન્યવાદ, મારા મિત્ર!" દાર્શનિકે કહ્યું, "મને તારા દર્શન કરવાથી વાસ્તવમાં બહુ જ આનંદ થયો છે. તારી વાતો સારી ચિંતનીય છે. તું ભૌતિક જગતનો સૌથી પહેલો છોડ છે."

" પાણી વધુ પીશો મહાત્મા?–" ખેડૂતે પૂછયું.

# ક્ષીર-નીર

રાજહંસ

ચન્દ્ર

### યુદ્ધનો ભય ઘટ્યો છે—અટ્યો નથી

કોરીઆમાં જો કે પરિસ્થિતિ સુધરી નથી છતાં એમાંથી બીજા વિસ્તારોમાં યુદ્ધ ફેલાવાની શક્યતા ઉપર કાબુ જળવાયો છે. ઈરાનના તેલ ઉપર એવી જ શક્યતા ઊભી થઈ હતી અને સુએઝની નહેર સંબંધી એવી જ કટોકટી સર્જાઈ હતી. આઈઝનહોવરની યુરોપની કામગીરી બદલ એવી જ શંકાઓ ઊભી થતી હતી, પરન્તુ વખતના વહેણ સાથે વાતાવરણમાંથી ગરમી ઓછી થતી જાય છે.

રશિયાએ પણ સમય વિચારી લીધો હોય એમ લાગે છે. હજુ સુધી એણે ઈરાનમાં સીધી ડખલગીરી કરી નથી. સુએઝમાં માથું મારી શક્યા નથી. યુરોપમાં નવો ખળભળાટ મચાવ્યો નથી. મલાયાનો મામલો પહેલાં જેટલો ઉગ્ર નથી, જાવા તરફ કૈંક શાંતિ સ્થપાયાનાં ચિહ્નો છે. કાશ્મીરમાયે થાળે પડતું જણાય છે.

અને છતાં અણુબોમ્બના અખતરા ચાલે છે, યુરોપની સૈન્ય ભરતી ચાલુ છે, પાકિસ્તાન નવું જંગી શસ્ત્ર સરંજામનું કારખાનું ખોલે છે, જાપાનને ફરીથી શસ્ત્ર-સજાવટની તક મળે છે, ફોર્મોસાની લડાયક હેતુથી પીઠ ઠોકવામાં આવે છે, એમ યુદ્ધનું વાતાવરણ તેજ રાખવાના યત્નો પણ ચાલુ છે. દુનિયાને ડારતી પેલી મંદીનાં એંધાણ આવે છે. ઉત્પાદન ઘટી જાય તો તેને ચાંપી રાખવા આધુનિક સંસ્કૃતિ પાસે યુદ્ધ સિવાય બીજો માર્ગ રહેતો નથી એ કરુણ વાત લગભગ બધે ચર્ચાય છે.

### યુદ્ધ ટાળવાનો અખતરો

અમેરિકાએ નવી નીતિ અખત્યાર કરી છે. એણે પછાત દેશોમાં ધાકધમકીથી કે નાણાંના જોરે લાગવગ વધારવાનું છોડી દઈ વૈજ્ઞાનિક મદદ આપવા હામ બીડી છે. એ ધીરાણને બદલે સહાય કરશે—માણસોની, મશીનરીની અને તેના ઉપયોગના જ્ઞાનની. પછાત દેશોમાં જીવનધોરણને સુધારવા એ બનતું કરશે.

આજ સુધી ગોરી પ્રજાઓ બંદૂકના આધારે આફ્રિકા, એશિયા ને ઓસ્ટ્રેલીઆમાં ફરી વળી. અમેરિકામાંથી તો ત્યાંના વતનીઓ ઊખડી ગયા જેવા છે. વર્ષો સુધી શોષણ ચાલ્યું અને સુધારવાની વાતો થઈ. એમાંથી અસંતોષ જાગ્યો અને કેમ જાણે કાળચક્ર હવે પાછું ફરે છે.

સામ્યવાદનો વેગીલો ધસારો જોઈ અમેરિકા ઝબક્યું છે. એણે લોકોની શંકાઓ પારખી છે અને પોતાની નીતિ બદલી છે. હિંદમાં આવેલા એમના નવા એલચીએ અને શ્રીમતી રૂઝવેલ્ટે હિંદનો વિશ્વાસ સંપાદન કરવા યત્ન કર્યો છે, અમેરિકી મદદ આવાવવાની શરૂઆત પણ થઈ છે અને આ વેળા કશી આંટીઘૂંટીઓની કે રાજકીય ચાલની ગંધ સરખી પણ આવી નથી.

હિન્દુસ્તાનમાં જ્યારે રસ્તા સુધરશે, કેનેડાની બસો અને લૉરીઓ દોડતી થશે, વધુ ટ્રેનોમાં વધુ સગવડ મળતી થશે, દવા સસ્તી સારી ને તાત્કાલિક મળતી થશે, વીજળી અને નહેરો ચાલુ થશે, અનાજ-કપડાં ને મકાનોની તંગી ટળી જશે, ભાવો કપાઈ જશે, શિક્ષા અને આરોગ્ય સહેલાઈથી મળતાં થશે, સુખસગવડનાં સાધનો વધ્યાં હશે તે સમયે આ નવી નીતિનું મૂલ્ય સમજાશે.

યુદ્ધ સિવાયનો આ બીજો માર્ગ ઝડપથી અમલમાં આવે એમ ઇચ્છવા જેવું છે.

### પક્ષોને કાયમી રૂપ મળે

ધાર્યા મુજબ કોન્ગ્રેસને ચૂંટણીમાં વિજય મળ્યો અને સત્તાની વહેંચણીમાં એનું ધ્યાન ગયું, પરન્તુ બીજા પક્ષોએ શી વ્યવસ્થા કરી છે જેથી એમનો પક્ષ મજબુત થાય, એમની લાગવગ પ્રજામાં વરતાય, એમનો કાર્યક્રમ લોક તપાસે અને અપનાવે!





થયા એટલે વેપારીઓ ને ઉત્પાદકો અકળાયા કે 'બચાવો, જોખમ ઘણું છે.' આ લોકોએ નાણાં મેળવ્યાં ત્યારે પ્રજાની હાડમારી સામે ક્યાં જોયું હતું કે હવે બચાવે ની બૂમો પાડે છે? એમને તો નુકશાન નથી જતું, નફો જ કપાય છે. ભાવની સપાટી તો હજુ ખૂબ ઊંચે છે.

સરકારે એક વખત જાહેર કર્યું કે નજર રાખીએ છીએ, ચિંતાનું કારણ નથી અને વચ્ચે પડવાનું મુનાસિબ નથી. એ કેટલા દિવસ ટક્યું ? તરત જ એમણે જકાતના સંચા આમળવા માંડ્યા. શું એમને ભાવની સ્થિરતા જાળવવી છે? એમ કરીને એ કોનું હિત જાળવશે—પોતાનું કે પ્રજાનું? અને આ બન્ને શું હજુ ભિન્ન છે?

ભાવ નીચા ઊતરતા જાય તે વખતે મોંઘવારી ભથ્થામાં, ટપાલના દરમાં કે રેલ્વેના નૂરમાં એ કાપ મૂકી શકશે? આરે કેન્દ્રનું દૂધ અને સ્ટેટ ટ્રાન્સપોર્ટનાં ભાડાં કમી થશે? પ્રજાને આવી શંકાઓ રહે એ શું વાજબી છે? શા માટે સરકારી નીતિ સ્પષ્ટ અને પ્રજાને વિશ્વાસમાં લેનારી ના હોવી જોઈએ? શા માટે સટ્ટાખોરો, મોટા ઉત્પાદકો અને સંઘરાખોરોની લાગવગ નીચે આવી આપણી વેપાર નીતિમાં પલટો આવ્યા કરે ને જોખમો ઊભાં થયાં કરે? કરોડો ગરીબ માણસો પોતાની બચત સોનામાં રોકવા આકર્ષાય છે, એ જાણવા છતાં એના ભાવોમાં આવી આવી મોટી વધઘટ શાથી થવા દેવામાં આવે છે?

### નવાં ઔદ્યોગિક કારખાનાં

અતુલના નામથી દવા અને રંગનું વિશાળ કારખાનું નેહરુએ ખુલ્લું મૂક્યું. કરોડો રૂપીઆ એમાં રોકાયા, પરદેશની મુડી ને વ્યવસ્થા પણ એમાં સામેલ છે. આમાં જનતાનો સાથ લેવામાં આવ્યો હોત તો? સહકારી ધોરણ ઉપર એક સભ્યને એક જ શેર આપીને અને ઓછામાં ઓછા નફાના ધોરણે આવી સંસ્થા ઊભી કરવામાં આવી હોત એ વધુ ઇચ્છવા જેવું ગણાત. અમુક શેર ત્યાંના કામદારો માટે અલાયદા રાખવાની જોગવાઈ પણ કરી શકાત. પરદેશી મુડી અનિવાર્ય હોય તેમ દેશની મુડી પણ શું ધનિકોની જ હોવી જોઈએ એવું નિર્માણ છે શું? ક્યાં સુધી આપણે મોટા ઉદ્યોગો ને એમાંથી ઊભો થતો ધનિક વર્ગ ને એમની દ્વારા પરદેશી વેપારનો પગપેસારો—એવું બધું વેઠી લેવું છે?

અતુલે જાહેર તો કર્યું છે કે હિંદી નિષ્ણાતો તૈયાર કરવામાં આવશે. જે ઉદ્યોગો આ દેશમાં સ્થપાય ને છતાંયે એનું સંપૂર્ણ રહસ્ય આપણા શીખવામાં ન આવે તો આપણે ઉલ્લુ બન્યા સમજવા. એ માટે ચોક્કસ મુદત નક્કી થવી જોઈએ અને ત્યાં સુધીમાં હિંદી નિષ્ણાતોને પોતાને સંતોષ ના થાય તો સરકારે ખાસ દરમ્યાનગીરી કરવી જોઈએ. આવા કારખાનામાં વિદ્યાર્થીઓને માટે અવકાશ રહેશે એમ આપણે જરૂર આશા રાખીએ.

અતુલના ધોરણે બીજાં કેટલાંયે કારખાનાં નીકળે છે ને નીકળશે, આ કારખાનું ગુજરાતમાં અને તે વળી ગામડામાં નંખાયું તે ખુશીની વાત છે પરન્તુ ખાસ ઉપયોગી ના હોય એવાંયે વસ્તુઓ ઉત્પન્ન કરવા બીજાં કારખાનાં નખાય તે સામે ચેતવું જોઈએ.

મુડી અને નફો છોડી દઈને બીજી કેટલી બાબતોમાં આ કારખાનું ટૂંકા ગાળામાં હિંદી બની જાય છે એ જોવું રસપ્રદ થશે, અને જે દવાઓ એ ઉત્પન્ન કરે તેમાં આપણા દાક્તરોને વિશ્વાસ પડે અને એના ભાવ કમતી હોય એવું ઇચ્છીએ

### વિદ્વાન પ્રોફેસરો પરદેશથી આવે

વિદ્યાર્થીઓ તાલીમ લેવા પરદેશ જાય છે અને અઢળક ખર્ચ થાય છે એમાંથી કેટલાય વિદ્યાર્થીઓ શરૂઆતની-તાલીમ લેવા જતા હોય છે. અલબત્ત, ત્યાંનુ વાતાવરણ વિદ્યાર્થીઓને મદદકર્તા હોય પણ કેટલોક ફેરફાર અહીંની સંસ્થાઓમાં કેમ ના કરી શકાય ?

આપણી શિક્ષણ સંસ્થાઓમાં કોઈક પ્રકારની લાક્ષણિકતા લાવવી જોઈએ. અને વિદ્યાર્થીઓમાં એના ગૌરવનું ભાન પણ લાવવું જોઈએ. એ સારુ

આપણે ત્યાં ઈજનેરી, વિજ્ઞાન, દાક્તરી અને એમ ખાસ વિષયો માટે પરદેશી સારા પ્રોફેસરોની નિમણૂક થવી જોઈએ. પહેલાં અંગ્રેજો આવતા અને એમને શિક્ષણ ઉપરાંત બીજી જંજાળો વળગેલી રહેતી. આપણે સ્વીસ, ફ્રેન્ચ, અમેરિકન, અંગ્રેજ કે જાપાનીસ નિષ્ણાતો લાવી વિદ્યાર્થીઓને મદદ કરી શકીએ છીએ.

નકામી વસ્તુઓમાંથી ઉપયોગી ચીજો બનાવવાની કળા જાપાનીસોને સારી રીતે હસ્તગત છે તો ગુજરાતમાં એવો એકાદ જાપાનીસ પણ આપણે ના લાવી શકીએ? ત્યાં ગ્રામ ઉદ્યોગો સરસ ચાલે છે, એનો પણ અહીં અખતરો કરવા જેવો છે. એ આવશે તો ત્યાંનું બીજું ઉપયોગી શીખવશે. એનાથી ડરવાનું કારણ તો નથી. એનું ખર્ચ પણ એકંદરે ભારે ગણાવું ના જોઈએ.

### નિષ્ણાતોના મથકો

કહે છે કે રાજસ્થાનની રેતીએ પોતાના સીમાડા વધારવા માંડ્યા છે. રણને ફળદ્રુપ કરવાની બીજી યોજનાઓ થાય છે તે વખતે આપણે ત્યાં એના વધારાની ખબરો આવી છે એ પણ નવાઈ જ ને! અલ-એલામીનનો પ્રદેશ કહે છે કે લડાઈ પછી વનસ્પતિથી છવાઈ ગયો છે. અરબસ્તાનના રણમાં તેલ કંપનીઓએ ઠેર ઠેર લીલી કુંજાર વાડીઓ બનાવી આપી છે. અમેરિકામાં રણને પલટાવવાના ખાસ પ્રયત્નો થાય છે. હવે રાજસ્થાનના રણને આગળ વધતું અટકાવવા વિચારણાઓ ચાલી છે, તેમાં એક વૈજ્ઞાનિકે બડાશ મારી કે શું કરવા પરદેશી નિષ્ણાતો બોલાવો છો?

ઠીક છે, આપણું કામ આપણે જાતે કરી લેતા હોઈએ તો એથી રૂડું શું? પરદેશીઓને બોલાવી એક રીતે આપણી બિનલાયકાત જાહેર કરીએ છીએ. પરન્તુ એથી વિશેષ તો આપણા માણસો ત્યાં પરદેશમાં નથી કરતા શું? કેટલીયે ટુકડીઓ અહીંથી પરદેશ જાય છે, નથી ત્યાં કશું શીખવાડતા કે નથી જાતે કાંઈ શીખી લાવતા. એ કરતાં ત્યાંના નિષ્ણાતો અહીં આવે અને મદદ કરે એમાં ઓછી માનહાનિ છે.

ખેતીવાડીના અમેરિકન નિષ્ણાતો અહીં આવ્યા છે અને તેમણે ગામડાંમાં જઈ ખેડૂતોને તાલીમ આપવા માંડી છે. એવે વખતે સરકારી ખરચે જુદા જુદા વિભાગના ખેડૂતોને એકઠા કર્યા હોય અને જુદા જુદા મથકોએ વર્ગો ચલાવ્યા હોય તો થોડા વખતમાં વધારે લાભ લઈ શકીએ.

### ખેતી અને ઢોર સુધારણાનાં કેન્દ્રો

આપણે ત્યાં વરસોથી ખેતીવાડીની કોલેજો ચાલે છે અને દર વર્ષે એના સ્નાતકોનો ફાલ બહાર પડે છે. એથી કોને આનંદ થાય છે? એમનાથી નથી ખેતી થઈ શકતી, નથી એ ખેતી સુધારી શકતા. ઉલટું એ તો જિંદગીના સામાન્ય કામમાંથીયે રદ થઈ જાય છે.

સરકારે ખેતીવાડી ખાતાં પણ રાખ્યાં છે. અખતરા ચાલતા હોય ત્યાં નફાની આશા ના રાખવી જોઈએ પરન્તુ, આ ખાતાંઓથી ખેડૂતોને કેટલો લાભ થયો એ સમજવા જેવું છે.

એ જ મુજબ ઢોર, મરઘી કે બીજાં ઉછેરનાં કેન્દ્રો ચાલે છે તે પણ રેઢિયાળ જેવાં હોય છે ને ધંધાદારી ઉછેર વધારે લોકપ્રિય હોય છે.

આપણી ખેતી યંત્રોના ધોરણે સ્થપાવી જોઈએ કે ઢોરોના તે વિચારવાનો સમય આવ્યો છે. જો ઢોરને રાખી યંત્રો ઉપર ઝોક ના આપવો હોય તો ઢોર-ખેતીમાં વધારે રસ પડે એવાં કેન્દ્રો આપણે રાખવાં પડશે. અને પરદેશી નિષ્ણાતો લાવવા પડે તો યે ખોટું નથી. જે કોઈ આવે તે નામના કે શોભાના નહિ હોય એટલું તો આપણે માની લઈએ.

ગુજરાતની ખેતી આમેય નહેરોના અભાવે વિકસી નહોતી. કેટલાય પ્રદેશોમાં પાણીની આકરી તંગી હોવાથી ખેતી સાધારણ રહેતી. તેમાં વળી કાયદા કાનુનો આવી પડ્યા છે, ભાવનિયમનો મુંઝવે છે, કયો પાક કરવો કે ના કરવો એના હુકમો છૂટે છે, એ સ્થિતિ મુંઝવનારી છે. ખેડૂત વારંવાર જમીનદારમાં ખપી જાય છે. આ બધામાં સરળતા આવવી





જોઈએ ને ખેડૂત નીચે સૈનિક જેવી પ્રતિષ્ઠા થવી જોઈએ. સારી ખેતી એ આ દેશની મુખ્ય જરૂરીઆત છે.

**પસંદ થયેલાં ગામડાંમાં ખાસ સગવડો**

ખેડૂતો ખેતીમાં ધ્યાન આપી શકે અને ગામડાંની પ્રજા શહેરમાં ધસી ના આવે એમ કરવું હોય તો શહેરમાં મળતી કેટલીક સગવડો ગામડાંમાં પહોંચાડવાની વ્યવસ્થા કરવી જોઈશે. ગામડાં તો ઘણાં છે અને મોટા વિસ્તારમાં પથરાયેલાં છે એટલે બધે તો કોઈથી યે પહોંચી ના શકાય. પરંતુ, ચોક્કસ વસતિવાળાં ગામો માટે તો એ જવાબદારી કબુલ રાખી એનો નિકાલ કરવો પડશે. ઓછી વસતિવાળાં ગામો અગર દૂર પડેલાં ગામો પહેલી પસંદગી ના પામે તો એથી કોઈએ ઉશ્કેરાવું ના જોઈએ.

પસંદ કરેલાં ગામોમાં આપણે આટલું તો જરૂર પહોંચાડવું જોઈએ.

૧. સારા રસ્તા, એના ઉપર સારાં નિયમિત અને સસ્તાં દર વાળાં વાહનો.

૨. વીજળી : રોશની, પાણીના પંપ, રેડીઓ અને નાના ઉદ્યોગો માટે.

૩. ખેતીનાં સાધાનોનો તેમજ બીજી વપરાશની ચીજોનો સ્ટોર, જ્યાં ઓછા નફે ખાતરી વાળો માલ મેળવી શકાય.

૪. નિશાળ ને વર્કશોપ, દવાખાનું ને સુવાવડખાનું.

૫. નાગરિક થીએટર.

૬. ઢોરને બાંધવાનો સારો શેડ

૭. સલામતી, સરળ ન્યાય, અને ઝડપી વહીવટ. આ જવાબદારી રાજ્યની છે તે લોકલબોર્ડો ઉપર ઢોળવાથી ઘણી ઢીલ થાય છે. નવી જાગૃતિમાં લોકોની સ્વેચ્છાપૂર્વકની સેવા લઈ શકાય છે, વિદ્યાર્થીઓ મદદમાં જોડાવા તત્પર છે. લશ્કરનો ઉપયોગ કર્યો હોય તો યે ખોટું નથી.

ખેતી અને ગામડાં એવી રીતે સંકળાયેલાં છે કે ત્યાં જ રહેનારની દૃષ્ટિએ વિચાર કરવો જોઈએ.

**ઉનાળાની રજાઓ**

ઓછામાં ઓછા દોઢેક માસ જેટલી ગરમીની રજાઓ આવતે મહિને શરૂ થશે, એ રજાઓનો કાર્યક્રમ ઠેર ઠેર પોત પોતાની રીતે નક્કી થવો જોઈએ. વ્યાયામ વર્ગો અને પ્રવાસી ટુકડીઓ નીકળે છે તે બન્ને વધારવા જેવાં છે એ ઉપરાંત લોકોપયોગી કામો માટે છાવણીઓ નંખાય તે પણ ઇચ્છવા જેવું છે. નવું ને ઉપયોગી શીખવવા વર્ગો ચાલે તે પણ સારુ.

છેવટે કાંઈ નહિ તો સમાજને નવી દૃષ્ટિ આપનારા નાટકો મળીને ઠેરઠેર ભજવાય, ટુકડીઓ ગીતો ખેસાડી સાથે ગાતી નીકળે, બાળકોના ઉત્સવો ગોઠવાય, એમ કૈં આનન્દનું ને કૈં ઉપયોગનું કામ થાય એમ આપણે સૌ ઇચ્છીએ

☆


જે લેખકની કલમ ઉપર ગુજરાત આફરીન છે એ જ કલમની એક વધુ પ્રસાદી

**ઘેલો બબલ**

લેખક : યશોધર મહેતા

જેના વાક્યે વાક્યે ને શબ્દે શબ્દે વાચકનું મન નાચી ઊઠે

એવું વાસ્તવજીવનનું તાદૃશ પ્રહસન

**મૂલ્ય: દોઢ રૂપિયો (રજિ. ટ. ખ. સાત આના)**

ભારતી સાહિત્ય સંઘ લિ૦ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧.

# ધનપ્રસાદના શેઠ

ગુલાબદાસ બ્રોકર

> હડહડતા કળજુગમાં પણ માનવીનો સદંશ તો એનામાં કાયમ ભારેલો પડ્યો જ હોય છે એના પરથી રાખોડી ઊડાડનાર કોઈક મળે ત્યારે એ સદંશ એવો તો સચેત થાય છે! ચારેકોરની જૂઠાણાંની ભીંસમાં રહીને પણ એ એનું પોત પ્રકાશ્યે જ જાય છે.

ધનપ્રસાદના આવા આકસ્મિક મૃત્યુથી આખા ઘર ઉપર ઘેરી શોકની છાયા ફરી વળી. ચુનીલાલના હૃદય ઉપર તો ખાસ. "મને બચાવવા કાકા મોતના મોંમાં ધસી ગયા, ને મેં જ ધક્કો મારી એમને એમાં હડસેલી દીધા!" પણ એનો ઉપાય નહોતો. ઉપાય તો બાકીનાંઓ વિશે કરવાનો હતો.

મોટા શેઠને તાર મુકાયા. અંતરિક ઉદ્વેગ દર્શાવતો તેમનો ઉત્તર તરત જ આવ્યો. સાથે સાથે પોતે પહેલી જ સ્ટીમરમાં પાછા હિંદ આવવા ઊપડે છે એ ખબર પણ આવી. ધનપ્રસાદની પત્ની અને બાળકોને હિંમત આપવાની અને પોતે આવે ત્યાં સુધી ધીરજથી રાહ જોવામાં મદદ કરવાની પોતાનાં ઘરનાં માણસો ઉપર સૂચના પણ આવી.

ને એ તારના લખાણ પ્રમાણે થોડા દિવસોમાં પોતે પણ આવી પહોંચ્યા. ધનપ્રસાદ શી રીતે ગયા હતા તેનું સ્નેહીઓ અને સ્વજનો પાસેથી વર્ણન સાંભળતાં તેમનું હૃદય પણ ભરાઈ આવ્યું. તે દિવસે સાથે રહેલા સ્વજનોના હૃદયનો ભાવ પ્રગટ કરતા શબ્દોમાં તેમના બધા વતી, રતનશીભાઈએ જ કહ્યું: "એમ કંઇ કોઇથી કોઇ માટે મરી શકાતું નથી અમે બધા ઊભા જ રહ્યા 'તા ને ચુનીભાઈ ડૂબતો જતો 'તો. અમારામાં એને બચાવવા જવાની હિંમત નહોતી, નહિતર એ કંઇ દૂર પણ નહોતો. પણ ડૂબતો માણસ બચાવનારને જ વળગી પડે તો! પણ ધનપ્રસાદ એવા કશા વિચાર કરવા ન રોકાયા. આગલા દિવસથી જ એ જાણે રટતા હતા:

'જાનના જોખમે પણ ભાઈની રક્ષા કરવાનું મેં શેઠને વચન આપ્યું છે" ને એ વચન એમણે પાળ્યું."

રતનશીભાઈ વધારે બોલે તે પહેલાં તેમને ગળે ડૂમો ભરાયો ને શેઠની આંખમાં પાણી ભરાયાં. ધનપ્રસાદ જતાં તેમનો તો જાણે જમણો હાથ કપાઈ ગયો હતો. ને એયે વળી આવી રીતે ગયો હતો એટલે કૃતજ્ઞતા પણ એમના હૃદયમાં ભારોભાર ભરી હતી.

ધનપ્રસાદના કુટુંબ સંબંધી શી વ્યવસ્થા કરવી એ વિશે વિચારણા કરવાના ઉદ્દેશથી શેઠે ધનપ્રસાદના નિકટનાં સગા અને પરમ મિત્ર જેસુખભાઈને પોતાની પાસે બોલાવ્યા.

ધનપ્રસાદ ગરીબ માણસ હતો પણ અભ્યાસી અને રસિક હતો. કલા અને સાહિત્ય તેના શોખના ખાસ વિષયો હતા. નોકરીમાંથી સમય મળે તેમાં તે આ બે વસ્તુઓની આરાધના કરતો. તેનું અંગત મિત્રમંડળ પણ, એટલે, વિશાળ હતું. શેઠ પરદેશથી આવ્યા પહેલાં જ એ સામાન્ય વર્ગના નોકરિયાત મિત્રોએ ધનપ્રસાદનાં પત્ની અને બાળકોને ઉપયોગમાં આવે એ ઉદ્દેશથી કોઇના પચીસ, કોઈના પચાસ, કોઈના સો એમ કરી કરીને રૂપિયા સાડાત્રણ હજારની રકમ એકઠી કરી હતી. જેસુખભાઈ એ રકમ લઈને શેઠે બોલાવ્યા ત્યારે તેમને મળવા ગયા. શેઠના હાથમાં એ રકમ મૂકીને જેસુખભાઈએ કહ્યું: "અમે તો આટલું ભેગું કર્યું છે. હવે આપ કહો તેમ કરીએ"

શેઠ આશ્ચર્યચકિત નેત્રે એ રૂપિયા સામે જોઇ રહ્યા. પછી તેમણે કહ્યું: "તમે મિત્રોએ ઘણું જ કર્યું છે. જેસુખભાઈ, ઘણું જ કર્યું છે. પણ આપણે એમ કરીએ. આ રૂપિયામાં હું બીજા સાડા અગિયાર હજાર રૂપિયા ઉમેરું ને એમ એ પંદર હજાર રૂપિયા આપણી મિલમાં ડીપોઝીટ તરીકે મૂકીએ. એ મુદ્દલ રકમ અને એનું વ્યાજ ભેગું થયા જ કરે એટલે ધનપ્રસાદનો છોકરો જ્યારે મોટો થાય ત્યારે સારી એવી રકમ એના ઉપયોગમાં આવે. એટલે એ તો પત્યું...પણ એટલા વખત સુધીનું શું? ધનપ્રસા-





હની પત્ની એના નિત્યનો વ્યવહાર ચલાવી શકે એની વ્યવસ્થા તો આપણે કરવી જોઈએ ને ?"

જેસુખલાલે કહ્યું: "હાજી. એ તો ખરું"

શેઠ થોડીવાર વિચારમાં બેસી રહ્યા. પછી એમણે કહ્યું : જુઓ જેસુખભાઈ, વાત એમ છે કે ધનપ્રસાદની વહુ તો મારી દીકરી જેવી ગણાય. ને આ મારું ઘર તો એનું જ છે. પણ લોક દષ્ટિએ કદાચ હવે એ મારે ઘેર રહે તે સારું ન લાગે ! તો એવું ન કરાય ? ધનપ્રસાદનો નજીકનો કોઇ કુટુંબી નથી જે સામાન્ય રીતે આ લોકોનુ ધ્યન રાખે એવો હોય ? એને આપણે નોકરી આપીએ,"

"હા જી, છે ને ! ધનપ્રસાદનો પિતરાઈ ભાઈ છે. હમણાં જ ભણી ઊતર્યો છે, ને નોકરીની એને જરૂર પણ છે." જેસુખભાઈએ કહ્યું.

"તો એને મારી પાસે મોકલશો ?,'

"જરૂર જરૂર."

જેસુખભાઈ ગયા ને બીજે જ દિવસે પેલા માણસને એમણે શેઠ પાસે મોકલ્યો. શેઠને માણસ લાયક લાગ્યો જેસુખભાઈ સાથે થયેલી વાતચીતનો શેઠે તેને ખ્યાલ આપ્યો. ધનપ્રસાદની પત્ની અને તેનાં બાળકોની જવાબદારી લેવા એ તૈયાર છે કે નહિ એમ પણ તેને પૂછ્યું.

"શુ બોલ્યા શેઠ ? એ તો મારી ફરજ જ છે ને ! ધનભાઈએ જ મને ભણવામાં મદદ કરી હતી અને ઉત્સાહ આપ્યો હતો. એ વિના તો હું શું કરતો હોત કોણ જાણે ! એમનાં છોકરાં એ તો મારાં જ છોકરાં ગણાય."

"વારૂ, તો તમે શો પગાર મળે તો ખુશી થાઓ ?" શેઠે પૂછ્યું. પેલો શરમાયો, અચકાતો, આનંદિત થઈ ગયો. એ તો હું શું કહું. શેઠ સાહેબ ! જેવી આપની......"

- "એમ નહિ, એમ નહિ, તમને આટલું મળે તો સારો પગાર મળ્યો એમ તમને લાગે એ રકમ તમે નિખાલસ ભાવે કહો." શેઠે એને હિંમત આપી

પેલાએ અચકાતાં, શરમાતાં છતાં અંતે હિંમત કરીને રકમનું નામ પાડ્યું. વધારે પડતું તો નહિ લાગે ? એવો ભાવ એના મુખ ઉપર રમી રહ્યો. પણ શેઠે તરત જ કહ્યું: "વારુ, તો એના કરતાં હું તમને થોડા રૂપિયા વધારે આપીશ. પણ એક ગૃહસ્થ માણસ તરીકે તમારે સમજવું કે એ વધારાના રૂપિયા તમારે માટે નહિ પણ ધનપ્રસાદની પત્ની અને તેનાં છોકરાં માટે છે. એમને તમારે સારી રીતે રાખવાં, ને છતાં કોઈ વાર વધારેની જરૂર પડે તો મને ખબર આપવી, હું યોગ્ય બંદોબસ્ત કરી આપીશ. છે કબૂલ ?"

"કબૂલ સાહેબ, આપની આટલી મહેરબાની છે તો પછી મારે તો કબૂલ જ હોય ને ?" પેલો વાચાળ હતો ને ધાર્યા કરતાં વધારે મળ્યું હોવાથી હર્ષમાં આવી ગયો હતો.

"તો જાઓ, આવતી કાલથી નોકરી ઉપર ચડી જાઓ." પેલો હરખાનો હરખાતો ચાલ્યો ગયો કે તરત શેઠે ચુનીલાલને બોલાવ્યો ને બધી વ્યવસ્થા તેને સમજાવી દીધી સાથે સાથે કહ્યું પણ કે પોતાની તો હવે ઉમર થઇ હતી એટલે કાઢીને ય તે પોતે તો કેટલાં વર્ષ કાઢવાના, પણ કોઈ પણ સંજોગોમાં, પોતે હોય કે ન હોય તો પણ ઉપલી વ્યવસ્થાનો પૂરેપૂરો અમલ ચુનીલાલે કરવો. ધનપ્રસાદના ભાઇનો પગાર વધારતો જવો અને સાથે સાથે ધનપ્રસાદની પત્ની તથા બાળકો માટે મળતા પગારમાં પણ વધારો કરવો ને તેનો સરખો અમલ થાય છે કે નહિ તે ઉપર પૂરતું ધ્યાન આપવું. ને પેલી ધનપ્રસાદના દીકરા માટેની ડિપોઝીટની રકમનું તો તે જાણે કોઈ ધાર્મિક ટ્રસ્ટ હોય તે રીતે રક્ષણ કરવું, ને કોઈના પણ હાથે તેમાંથી એક પાઈનો પણ દુરૂપયોગ ન થાય તે જોતાં રહેવું. એ લોકોને એવી કોઈ અનિવાર્ય જરૂરિયાત ઊભી થાય તો પોતે હજાર બે બે હજાર રૂપિયા ઘસાઈ છૂટવું પણ એ રકમને તો અકબંધ રહેવા જ દેવી.

ચુનીલાલે બધીયે સૂચનાઓનો યોગ્ય અમલ કરવાનું વચન આપ્યું. ધનપ્રસાદ કાકાએ પોતા માટે




જે કર્યું હતું તેની સામે આ તો નામની એરી જ ફરજ બજાવવાની પોતા માટે આવતી હતી અને એટલું પણ જો પોતે ન કરે તો પોતે કેવો મોટો કૃતઘ્ની ગણાય એવા ભાવનાં થોડાં વાક્યો પણ તે આંખમાં આવતાં આંસુને રોકવાના મિથ્યા પ્રયત્ન કરતો બોલી ગયો; ને બધું જોઈ સાંભળી શેઠના જીવને નિરાંત થઈ.

શેઠ જીવ્યા ત્યાં સુધી એ વ્યવસ્થાનો પૂરેપૂરો અમલ થતો તેમણે પોતાની જાત દેખરેખ નીચે જોયો. જીવનનાં છેલ્લાં બેએક વર્ષ તો તેમણે લગભગ નિવૃત્ત જેવી અવસ્થામાં ગાળ્યાં અને ચુનીલાલ ધંધો અને ઉદ્યોગ સરખી રીતે ચલાવી શકતો હતો તે જોઈને આનંદ પણ અનુભવ્યો ધનપ્રસાદના પેલા ભાઈનો પગાર પણ એ વર્ષો દરમિયાન સારી એવી રકમે પહોંચ્યો હતો. સાથે સાથે, પોતા તરફથી સૂચના પામ્યા સિવાય પણ, ચુનીલાલ, અચૂક, ભૂલ્યા સિવાય, ધનપ્રસાદની પત્નીને મળતી રકમમાં પણ યોગ્ય વધારો કર્યે જતો હતો એ વાતનો સંતોષ પણ શેઠે અનુભવ્યો, ને એમ કુટુંબની લીલી વાડી મૂકીને પોતાની આબાદી એવી ને એવી વિસ્તરતી જોઈને તેમણે પ્રાણ છોડ્યો.

તંત્ર તો બધું વ્યવસ્થિત રીતે ગોઠવાયેલું હતું જ. ચુનીલાલ એ તંત્રને એની વ્યવસ્થા સંભાળવામાં એક્કો પણ થઈ ગયેલો હતો એટલે શેઠના ગયા પછી પણ બધો વ્યવહાર તો જેમનો તેમ ચાલ્યો જતો હતો. ઊલટું આવક વગેરે તો થોડાં ઘણાં વધ્યાં હશે, કેમકે પહેલું વિશ્વયુદ્ધ બંધ પડ્યા પછીની તેજી બજારો ચાલતી હતી એ વખતે જ શેઠે દેહ છોડ્યો હતો એટલે સમૃદ્ધિની તો જાણે છોળ ઊછળતી હતી. એથી ફૂલાઈ જાય એટલો ચુનીલાલ ઉછાછળો નહોતો કે હેબતાઈ જાય એવો વેવલો નહોતો-એટલે ધંધાનો કારભાર એ સરસ અને સરળ રીતે ચલાવતો.

પણ ચડતી પછી પડતી ઘણાનાં જીવનમાં ઘણીયે વાર આવે છે ને ચુનીલાલ પણ તેમાં અપવાદરૂપ રહી ન શક્યો. અણધાર્યા અકલ્પ્ય સંજોગો, લડાઈનાં એ અછતવાળાં વર્ષો પછીનાં જબરજસ્ત મંદીનાં જે વર્ષો આવ્યાં એમાં ઊભાં થયાં, ને એ વર્ષો દરમિયાન ધંધા તથા ઉદ્યોગો એક પછી એક પાણીમાં બેસતા ગયા. એ વર્ષો દરમિયાન ચુનીલાલના ભાગ્યે તો કમભાગ્યે એવો પલટો લીધો કે તેનો એકે એક દાવ ઊંધો જ પડતો ગયો ને તેની વિશાળ મિલકત, મોંમાં મૂકેલો સાકરનો ગાંગડો ઓગળતો જાય એટલી ઝડપથી ઓગળી જવા માંડી. એને બચાવવા માટે લીધેલાં પગલાં ઊલટાં એનો ઝડપી વિનાશ કરવાના જ ખપમાં લાગ્યાં ને જોતજોતામાં એક વખતનો મુંબઈનો અગ્રગણ્ય શ્રીમંત ચુનીલાલ આખું મુંબઈ જોઈ અને જાણી શકે એવી કફોડી હાલતમાં મુકાઈ ગયો.

તેની મિલોની એજન્સી પાણીના મૂલે બીજાઓના હાથમાં ચાલી ગઈ, તેના વિશાળ મહાલયો અને જમીનો ગિરો મુકાઈ ગયાં, તેની આવકનાં સર્વ સાધનો એકી સાથે સંકોચાઈ ગયાં, રૂંધાઈ ગયાં. આ બધામાંથી માર્ગ કાઢવામાં, પોતે માનભર જગતમાં ઊભા રહેવામાં, અને પોતાની નવી સ્થિતિને અનુકૂળ વ્યવસ્થા રચી તેને ટેવાઈ જવામાં ચુનીલાલની દરેકે દરેક શક્તિ કામે લાગી ગઈ.

વર્ષો એમ જ વીતી ગયાં. રીસાઈને વહી ગયેલ લક્ષ્મીદેવીને રીઝવીને પાછી સ્વગૃહે લાવવાનાં, એ વર્ષો દરમિયાન, ચુનીલાલે તનતોડ પ્રયત્નો કર્યા, પણ એમાં એને જોઈએ તેટલો વિજય ન મળ્યો પણ એથી હારી જાય એવો ચુનીલાલ નહોતો. તેણે પ્રયત્નમાં વધુ વેગ મૂક્યો; સંકલ્પમાં વધુ બળ પ્રેર્યું. ને અંતે, વર્ષો પછી, ગયેલી જાહોજલાલી તો પાછી ન આવી તે ન જ આવી, પણ તેને ચારે બાજુથી ભીંસી રહેલી મુશ્કેલીઓ અને દુર્ઘટનાઓમાંથી તે મોં ઊંચું લઈ શકે અને જરા આરામનો અને છુટકારાનો નિઃશ્વાસ લઈ શકે તેવી પરિસ્થિતિ તો તે ઊભી કરી શક્યો જ.

એ પરિસ્થિતિ ઊભી થતાં વેંત તેણે આજુબાજુ નજર નાખી. આ આટલાં કષ્ટનાં વર્ષોમાં તો માત્ર





આર્થિક યુદ્ધની હારજીત સિવાય બીજે કશે કે બીજું કશું જોવાનો તેને સમય જ નહોતો મળ્યો. પણ હવે માથું જરાક ઊંચું આવતાં સ્નેહીઓ સંબંધીઓ સગાંવહાલાં વિશે વિચાર કરવાનો તેને સમય મળ્યો. ને તેમાં પહેલી યાદ તેને ધનપ્રસાદના કુટુંબની આવી

જે મિલમાં ધનપ્રસાદના ભાઈ ને નોકરી અપાવી હતી તે મિલનો વહીવટ તો પોતાના હાથમાંથી હવે ચાલ્યો ગયો હતો. શુ થયું હશે પેલાની નોકરીનું? ધનપ્રસાદની પત્ની તથા બાળકોનું શુ થયું હશે? છોકરો તો મોટો થઈ ગયો હશે પેલો એ લોકોને હજી પોતાના પગારમાંથી નભાવતો હશે કે નહિ? આટલાં બધાં વર્ષોમાં એમાંથી કોઈ કંઇ ડોકાયું જ નહિ?

ચુનીલાલને પોતે આ બધાં વર્ષોમાં એ લોકો વિશે કંઈ વિચાર ન કર્યો એનો ખેદ તો થયો જ પણ સાથે સાથે એ લોકો પણ કોઈ દિવસ નજરે ન પડ્યાં એ માટે પણ તેનું મન ખેદ કરી રહ્યું. એ તો એમ જ હોય, પડતીની વખતે કોણ સામું જોવા આવે?

પણ ચુનીલાલ સમજુ હતો ને ઉતાવળિયો નહોતો. તરત જ તેના મનમાં વિચાર આવ્યો; કેટલાં સારાં માણસો એ લોકો કહેવાય ' દેખાઈને પણ મને પોતાની સ્થિતિની યાદ આપી મારી ફરજનું ભાન કરાવવા સિવાય બીજું શું કરી શકત એ લોકો? ને એમાં મને શરમમાં મૂકવા સિવાય બીજું થઈ પણ શું શકત? એના કરતા તો એ લોકો સમજુ જ કેવાં કે પોતાની વાતને મારી નજરમાંથી જ જાણે ભૂસી નાખી? જાણે કે કંઈ જાણતાં જ નથી! ધન્ય છે!

પૂછતાછ કરીને ચુનીલાલે એમનો પત્તો મેળવી લીધો. ધનપ્રસાદનો પેલો ભાઈ નોકરીમાં સ્થિર થઇ ગયો હતો અને નવી વ્યવસ્થામાં પણ જૂના માણસ તરીકે તેની નોકરી તો સલામત રહી જ હતી. તે પોતાની ફરજ પ્રમાણે ધનપ્રસાદની પત્ની તથા બાળકોનું ધ્યાન રાખતો જ હતો અને કોઈને કશી મુશ્કેલી પડતી નહો'તી. ધનપ્રસાદનો દીકરો એમ. એ. સુધી પહોંચી ગયો હતો અને બે દીકરીઓ પણ ભણતી જતી હતી. એ દિશામાં ચિન્તા કરવાનું કશું કારણ નહો'તું.

એ દિશાનો મોરચો સલામત છે એમ જાણી ચુનીલાલે નિરાંતનો શ્વાસ લીધો. જો ત્યાં કંઈક વિઘ્ન ઊભું થયું હોત તો એ નિરંતર, પડખામાં ઘૂસી ગયેલ શૂળની માફક તેને ડંખ્યા કરત. એમ થયું હોત તો ચુનીલાલ પોતે માફ ન કરી શકત.

એ પક્ષે નિરાંત હતી એ જોઈ નિશ્ચિંત થયા પછી ચુનીલાલ ફરી પાછો પોતાના વ્યવસાયમાં અમુક વખત ડૂબી ગયો. પેલા લોકોને તે અલબત્ત કોઈ વાતે ન મૂઝાવા, અને જરૂર પડે તો પોતા પાસે વિના સંકોચ દોડી આવવા સૂચના તો આપી આવ્યો હતો જ. પણ હજી પોતાને સ્થિર થવા માટે પંથ કાપવાનો હતો તેનો તેને સંપૂર્ણ ખ્યાલ હતો. કમભાગ્યનાં, હીન દશાનાં જે જળ તેને ડુબાડી દેવા મથી રહ્યાં હતાં, તેની સામે થઈ માર્ગ કરીને પોતે ઊંચે તો આવ્યો હતો, પણ એમાંથી સંપૂર્ણ મુક્તિ મેળવવા હજી ઘણો માર્ગ કાપવાનો હતો તેનું તેને પૂરેપૂરું ભાન હતું. ને એ કાપવામાં પાછી પાની કરવાનો તેનો સ્વભાવ નહોતો.

પાછાં વરસ બે વરસ વહી ગયાં. તેની આબરૂ પૂરેપૂરી સચવાઇ ગઈ હતી. તે ભલે ઘસાઈ ગયો પણ બેઆબરૂ નહોતો બન્યો. ઊલટી તેની આંટ, સારી દાનતવાળા શાહ સોદાગર તરીકેની, આ મુશ્કેલીના તેણે કરેલ સામનાને અંગે થોડીઘણી ઊંચી આવી હતી. પૈસા ગયા હતા, પણ પ્રતિષ્ઠા સચવઈ હતી નવી સ્થિતિને અનુકૂળ નવો વ્યવહાર પણ આ વર્ષો દરમિયાન સ્થપાઈ ગયો હતો.

એમ થતાં જ, બધાં કરજમાંથી મુક્ત થવાનો વિચાર ચુનીલાલને આવ્યો, તેને માટેની ધમધોકાર તૈયારી પણ તે કરવા લાગ્યો. પ્રથમ તૈયારી પૂરી થવાની હતી એટલામાં જ એક દિવસ એક સભામાંથી પોતે બહાર નીકળતો હતો ત્યાં તેને ધનપ્રસાદના

જૂના મિત્ર અને સગા જેસુખભાઈ ભટકાઈ પડયા.

"ઓ હો, જેસુખભાઈ, કેટલે બધે સમયે મળ્યા!" ચુનીલાલે આનંદથી "તમે તો કંઇ દેખાતા જ નથી?"

"અહીં જ છું ના, શેઠ સાહેબ?" જેસુખભાઈ પણ હસ્યા આટલાં વર્ષોમાં તે ઠીકઠીક આગળ વધી ગયા હતા અને એક અત્યંત મહેનતુ પ્રામાણિક અને સજ્જન વિદ્વાન તરીકેની છાપ તેમણે મેળવી હતી.

"પણ ભલા માણસ, કોઈક દિવસ મોઢું તો દેખાડીએ ને?"

"અમથું જ એ તો, ચુનીભાઈ શેઠ...મને એમ કે...હમણાં તો એ જ બિચારા......" જેસુખભાઈ થોથવાતા હતા તે ચુનીલાલ જોઈ શકયો.

"કાંઇ નહિ, જેસુખભાઈ, હું યે સમજું છું તમારી મુસ્કેલી." ચુનીલાલ હસ્યો. પછી કહ્યું: "કાલે મને મારી ઑફિસમાં મળશો? જરા ખાસ કામ છે."

"જરૂર જરૂર મારા જેવું કોઈ પણ કામ ફરમાવજો. શેઠ."

"તમારે લાયક જ કામ છે એટલે તો તમને કહું છું." ચુનીલાલે કહ્યું.

"જરૂર આવીશ." કહી સમય નક્કી કરી જેસુખભાઈ છૂટા પડયા.

"બિચારા મૂંઝાતા હતા!" ચુનીલાલ તેમની પાછળ સ્નેહથી જોઇ રહેતાં બબડયો.

બીજે દિવસે નિયત કરેલે સમયે જેસુખભાઇ ચુનીલાલની ઑફિસમાં હાજર થયા. થોડી આડી અવળી વાતો કર્યા પછી ચુનીલાલે હસતે હસતે કહ્યું:

"પણ જેસુખભાઈ, એક વાત તો તમે ભૂલી જ ગયા લાગો છો."

"શી?" જેસુખભાઈએ આશ્ચર્યથી પૂછ્યું.

"ધનપ્રસાદના કુટુંબ માટે પેલા રૂપિયા આપણે ડિપોઝીટના રાખ્યા હતા ના?"

જેસુખભાઈ મૂંઝાયા પળ બે પળ તો શું બોલવું તે તેમને સૂઝયું નહિ. પછી અંતે ગળું ખંખારી અવાજમાં અત્યંત સમભાવ લાવી તેમણે કહ્યું:

"એની તે વાત આમ કરવાની હોય, શેઠ સાહેબ?...જ્યાં આખો દરિયો ઉલેચાઇ ગયો હોય ત્યાં......" તેમનો અવાજ જરા ગળગળો બની ગયો. તેને સંભાળી લેતા જેસુખભાઈએ કહ્યું; "હવે તો ધનપ્રસાદની પત્ની ને બધાં સુખી છે, ચુનીભાઈ શેઠ, છોકરો આવતે વર્ષે તો કમાવા માંડશે."

"પણ એથી કંઈ એના હક્કના પૈસા ડૂબે જેસુખભાઈ?" ચુનીલાલે કહ્યું. ટેબલનું ખાનું ખોલી તેમાંથી એક ટાઈપ કરેલ કાગળ તથા એક બીજો કાગળ કાઢી તે જેસુખભાઈના હાથમાં આપતાં તેણે ઉમેર્યું:

"જુઓ, જેસુખભાઈ, બરોબર છે હિસાબ?"

જાણે વીંછી કરડયો હોય અને ઓચિંતું હાથમાં જે કંઈ હોય તે પડી જાય તેમ એ કાગળો હાથમાં લેતાં અને તેની ઉપર નજર પડતાં જેસુખભાઈના હાથમાંથી એ કાગળ પડી ગયા. ન માનતા હોય તેમ તે ચુનીલાલના મોં સામે જોઈ રહ્યા. ચુનીલાલ તેમની સામે હસી રહ્યો

થોડીવાર પછી ચુનીલાલ જ બોલ્યો: "મેં બધો હિસાબ કરી જોયો છે. તે દિવસથી આજ સુધી વ્યાજ સહિત રૂપિયા ગણતાં રકમ પૂરા એકાવન હજારની થાય. અત્યાર સુધી મારા મનમાંથી એ વાત નીકળી નહોતી પણ મારા હાથ પહોંચે તેમ નહોતા ને હું મૂંગો રહ્યો હતો. ને તમે લોકો તો તમારો પડછાયોય મારી આસપાસ ન ફરકે એટલા દૂર રહેતા હતા. એ હું સમજતો. એ ઉપકારનો બદલો તો શી રીતે વાળીશ, કોણ જાણે, પણ આ તમારી મૂડી લઈ જઈને મને મુક્ત કરો, જેસુખભાઈ! હવે હું તરતો થયો છું ને મને વાંધો નહિ આવે. એક જમીનનો ટુકડો હમણાં જ વેચી નાખ્યો."

જેસુખભાઈ એની સામે જોઈ જ રહ્યા. કશું ન બોલ્યા.

# ચિત્તની સમતા

કેદારનાથ

માણસે સમય જોઈને વર્તવું જોઈએ. તે માટે આપણામાં વિવેક, સમયસૂચકતા, તારતમ્ય, પ્રસંગાવધાન, સંયમ, સહનશીલતા વગેરે અનેક સદ્‌ગુણોની જરૂર છે. એ બધા હોઈ નેય આપણે સમજી રાખવું જોઈએ કે આપણે કેટલાયે સંભાળીને અને નિયમિતપણે વર્તીએ અને આપણામાં પ્રેમ, ઉદારતા વગેરે સદ્‌વૃત્તિઓ કેટલાયે પ્રમાણમાં હોય તો પણ આપણને દુઃખના પ્રસંગો આવવાનો સંભવ છે. કારણ સુખદુઃખ એ કેટલીયે વાર કેવળ પરિસ્થિતિનું અને સંયોગોનું પરિણામ હોય છે. આપણા એકલાના વર્તન સાથે તેનો કદી કશો સંબંધ જ નથી હોતો. આપણા વર્તનનું તે પરિણામ હોતું નથી તોપણ આપણે તે પરિણામ સહન કરવું પડે છે. એ વખતે આપણે વિવેકથી અને તારતમ્યથી વર્તવું જોઈએ. અને સહનશીલ થઈને દુઃખની તીવ્રતા ઓછી કરી ચિત્તની સમતા રાખવી જોઈએ. તે પ્રમાણે કદી કદી આપણો કાંઈ પ્રયત્ન ન હોય અને આપણી પાત્રતા ન હોય છતાંયે સુખના પ્રસંગો પણ આવે છે. તે વખતે આપણે સાવધપણે વિચારપૂર્વક વર્તવું જોઈએ. દુઃખના પ્રસંગે ઉદ્‌વેગ ન પામતાં અને સુખના પ્રસંગે હર્ષમગ્ન ન થતાં આપણને આપણું ચિત્ત વિવેકથી સમ રાખતાં આવડવું જોઈએ.

જીવન હંમેશ એકસરખું કદાપી નહિ હોવાનું. પરિસ્થિતિ, સંયોગ, કાર્યની વિવિધતા, કર્તવ્ય, વધતા ઓછા વિકટ પ્રસંગો, તે જ પ્રમાણે આપણી અને બીજાની જરા, વ્યાધિ, મૃત્યુ એ અવસ્થાઓ, ઘરની અને બહારની અડચણો, તો કદી જન્મ–લગ્ન જેવા આપણા કુટુંબના આનંદોત્સવના પ્રસંગો, કદી કઠણ પ્રવાસ તો કદી આરામ, કદી માનઅપમાનના સાર્વજનિક પ્રસંગો, કદી સજ્જન સાથે તો કદી દુર્જન સાથે યોગ. કદી બીજાના તો કદી પોતાના મનની કમજોરી, કદી વસ્તુઓની વિપુલતા તો કદી દુર્મિળતા, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, મહાપૂર, રોગચાળો, સુકાળ, દુકાળ, ભૂકંપ, હુલ્લડો એવા આસમાની સુલતાનીના પ્રસંગો, સારાંશ, કદી કાંઈ તો કદી કાંઈ જેવા સુખદુઃખનો યોગ માનવીજીવનમાં ચાલુ તો હોવાનો જ. આ બધામાં પોતાનું ચિત્ત સમ રાખવાનું સાધી શકાય તો જીવનમાં બધું જ સાધ્યું એમ સમજવું.

પરિસ્થિતિના—સંયોગના પરિણામ ચિત્ત પર તીવ્રપણે ઊઠવાં લાગે એટલે આપણું ચિત્ત તેમાં મગ્ન થઈ જાય છે. મગ્ન થઈએ એટલે આપણે ભાન ભૂલી જઈએ, સુખનો નશો ચઢવાથી આપણે બેભાન થઈએ છીએ અને દુઃખની તીવ્રતાથી ઉદ્વિગ્ન થઈ આપણું ભાન જતું રહે છે. સુખદુઃખમાં મગ્ન થવું એ આપણા ચિત્તનો સહજ ધર્મ છે. આપણે આ સહજ ધર્મની પેલે પાર જવાનું છે. સુખદુઃખના તરંગોની આપણા ચિત્ત પર ઊઠનારી તીવ્રતા ઓછી કરવાનું આપણને આવડ્યા સિવાય આ વાત સિદ્ધ થઈ શકય નથી. તે માટે કોઈ પણ ધ્યેય આપણે

---

ચુનીલાલે પેલા હિસાબનો કાગળ તથા એકાવન હજાર રૂપિયાનો ચેક એમના હાથમાં ફરીથી મૂક્યો. "આ લો, ને મને ઋણમુક્તિ કરો."

"પણ એવું તે હોય ચુનીભાઈ? જમીન વેચીને ......" ને વધુ ન બોલી શક્યા.

"એવું ન હોય, જેસુખભાઈ? કાકાએ મને સંસ્કાર આપ્યા, શિક્ષણ આપ્યો, ને છેવટે મને બચાવવા માટે પોતાનો જાન પણ આપ્યો. ત્યારે મેં...? હું એના દીકરાના હક્કની રકમ પણ મારી કરી બેઠો." પછી થોડી વાર પછી ઉત્સાહથી બોલ્યો: "હવે મારા બધાં જ દેવાં ખતમ થઈ જવાનાં, જેસુખભાઈ, હું સાગર તરી સહીસલામત પાર ઊતર્યો છું." તેના ચહેરા ઉપર હાસ્ય રમી રહ્યું.

અવાક્ બની ગયેલા જેસુખભાઈ જ્યારે હાથમાં હિસાબ અને ચેક લઈ ચુનીલાલની ઑફિસમાંથી બહાર નીકળ્યા ત્યારે એવું એ જ હાસ્ય ચુનીલાલના ચહેરા ઉપર રમતું હતું.

★



પ્રથમ ધારણ કરવું જોઇએ. તે ધ્યેય એવું હોવું જોઇએ કે તેની સાધના જીવનની બધી અવસ્થાઓ અને ક્ષેત્રોમાં ચાલુ રહે. સુખદુઃખ એ જીવનની મુખ્ય પ્રાપ્ત કરવા યોગ્ય અથવા ત્યાજ્ય વસ્તુ ન હોય પણ તેમાંથી આપણે આપણી માનવતા સિદ્ધ કરવી એ જીવનની મુખ્ય વાત છે એમ આપણે સમજવું જોઇએ. તે આપણું ધ્યેય છે એ જો આપણે પ્રથમથી સમજ્યા હોઈએ તો પ્રાપ્ત સુખ-દુઃખમાં આપણે મગ્ન નહીં થઈએ, પણ તે દરેક પ્રસંગે આપણે તેમાંથી આપણી માનવતા કેવી રીતે સાધવાની છે એ વિચાર અને પ્રયત્નમાં રહીશું. સુખદુઃખના પ્રસંગે માણુસ આ દૃષ્ટિ રાખે અને તદનુરૂપ તે પ્રયત્નમાં રહે તો સુખનો નશો તેને નહીં ચઢે અને દુઃખની તીવ્રતા પણ તેને નહીં લાગે. એ પ્રસંગે તેના ચિત્તમાં ચાલતો સ્વકર્તવ્યનો વિચાર તેને સાવધ રાખશે—બેભાન થવા દેશે નહીં. કર્તવ્ય પૂરું કરવા માટે જોઇતા સદ્દગુણોનો વિચાર અને આચરણથી સુખઃદુખ વિષે તેના ચિત્તમાં સહેજે જ સમતા રહેશે. જીવનના દરેક સારા નરસા પ્રસંગે વિવેક, તારતમ્ય ઇત્યાદિ સદ્દગુણોની મદદથી તે માનવતા સિદ્ધ કરશે અને સંતોષ અનુભવશે.

दुःखेष्वनुद्विग्नमना : सुखेषु : विगतस्पृहा : એ સ્થિતિ સુખદુઃખના પ્રસંગો કેવળ ટાળતા રહેવાથી અથવા તેમાં મગ્ન રહેવાથી કદાપિ સિદ્ધ થવી શક્ય નથી. કારણ જીવન અનેક પ્રકારના સંયોગો અને પ્રસંગોથી ભરેલું છે. તેમાં સુખદુઃખના પ્રસંગો અનિવાર્ય છે તેમાંથી ચિત્તને સમ રાખવાનું સધાવું જોઈએ. માટે ઉચ્ચ પવિત્ર ધ્યેય વગર માણુસને બીજો તરણોપાય નથી.

મતભેદ કે એકાદી સામાન્ય ઘટનાને પ્રસંગે અશાંત બની પોતાનું ચિત બગાડવું અને સામાના યે ચિત્તને વિક્ષેપ કરવો તે તદ્દન અવિચારીપણું છે. અને તેમાં તત્ત્વ શું તો કેવળ એ જ ને કે આપણો આગ્રહ બીજાએ કબૂલ રાખવો ? આપણી હઠ કે આગ્રહી બુદ્ધિથી આપણે જ બધું બગાડીએ છીએ. હું તો કહું છું કે પોતા વિષે માણુસે જોઈએ તો અતિ આગ્રહી અને નિષ્ઠુર બનવું, પરંતુ સામાનો ગમે તેવો ભારે દોષ હોય તો પણ તેને વિષે આપણે શક્ય તેટલી શાંતિ અને ક્ષમાવૃત્તિ ધારણ કરવી, આપણે હંમેશાં આથી ઊલટા વર્તીએ છીએ. બીજાના નાના દોષને આપણે ઘણો મોટો સમજીએ છીએ અને પોતાના ગમે તેટલા મોટા દોષને આપણે ઘણો અલ્પ સમજીને વર્તીએ છીએ. એકાદ વાત સાચી હોય તોયે તે એ રીતે આગ્રહથી કહેવી જોઈએ એવું નથી. એ રીતે તે કહેવાઈ ન હોય તો તેને લઈને શું મોટું નુકશાન થઈ જવાનું હતું ? આવી ક્ષુદ્ર બાબતો ઉઘાડી ન પડે તોયે કોઈનુંયે કશું જ નુકશાન થવાનું નથી. માટે બધી નાની મોટી બાબતો ખુલ્લી કરવી જ જોઈએ એમ કદી સમજવું નહીં અને તે માટે આગ્રહ પણ રાખવો નહીં, જેથી ખરેખર કોઈનું કશુંયે નુકશાન થવું ન હોય—થવાનો સંભવ ન હોય એવા પ્રસંગે બીજાનું કહેવું શાંતિપૂર્વક સાંભળી લેવું જોઇએ. આવે વખતે ક્ષમા કે ઉપેક્ષાવૃત્તિ રાખવી જોઈએ. કયે વખતે કયા પ્રકારનું આચરણ કરવું એ જો તે પ્રસંગે જ સમજાય નહીં અને આચરણ કરતાં આવડે નહીં તો સારા વાચનનો અને સાંભળવાનો શો ઉપયોગ ?

[ સુસંવાદ ]



## હ તા શા

મસાલાઓ ભરીને ના જીવતી રાખવી ઘટે.
હતાશા તો હુતાશોથી જલાવી નાખવી ઘટે.

નટવરલાલ પટેલ

# પ્રસંગ કથાઓ

ધૂમકેતુ

'સાહેબ હવે તમારે મજૂરી માટે એક નવો નિયમ શીખવાનો રહે છે. તમે ઓછામાં ઓછા ક્યાં છેતરાશો એટલું જ ધ્યાન તમારે રાખવાનું. તમને કોઈક એવો મળશે જે છેતરશે નહિ. એ વિશ્વાસ પ્રત્યે હવે તમારે હાથ ધોઈ નાખવાના રહે છે. એવો કોઈ હોય જ નહિ.'

એક બુદ્ધિશાળી ભાઈએ પોતાનો અનુભવ કહ્યો ત્યારે છેલ્લા વર્ષોમાં રેશનને પરિણામે, કાયદાની અતિશયતાને પરિણામે આપણી રાષ્ટ્રીય સરકારે માનવનું જે પતન કર્યું છે તે તરફ અત્યંત ચિંતા ભરેલી એક દૃષ્ટિ ગઈ. કાયદાની અતિશયતાએ અને જડતાએ માનવ માનવ વચ્ચેના તમામ સંબંધોને બગાડી નાખ્યા છે એના ભાડુ કાયદા, એના લેણદેણ કાયદા અને રેશન કાયદા, એના જમીન કાયદા—એ તમામ વિષે જો ફરીવાર વિચાર કરીને વ્યવહારુ વિવેકભર્યો અને બધાને ન્યાય આપનારો પંથ સ્વીકારવામાં નહિ આવે તો માનવ હજી નીચે જશે અને એવા માનવની સરકાર એ એનાથી પણ નીચે જઈ રહી હશે!

*

મોંઘાવારીની સમાજજીવન ઉપર કેવી અસર થાય છે તેનું એક ઉદાહરણ છે. બે ત્રણ મિત્રોને મિજબાની આવાનું ખર્ચ એક માણસનો અડવાડિયાનો પગાર ઉપાડી લે છે એનો અર્થ એ થયો કે માણસ માણસ વચ્ચેના સંબંધો બહુ જ ઉપરછલ્લા ને લટકસલામી ઉપર આવીને અટકવાના આવા સંબંધો માણસ માણસ વચ્ચે વધારે વખત ચાલે એટલે એની અસર એમના જીવનને સંકુચિત, સ્વાર્થી ને રસહીન બનાવી દેવાના. મોંઘવારી વધે, જેને રાજનીતિનો ઊંચુ ધોરણ સ્થાપવાની વાતોમાં ફેરવી નાખે છે, પણ મોંઘવારી વધે, એટલે માણસનું નૈતિક ધોરણ ઘટે. આ મોંઘવારીની સૌથી વધારે અસર મધ્યમવર્ગ ઉપર છે. મધ્યમ વર્ગ, જો જમાનાની જરૂરિયાત પ્રમાણે, ફેરફાર કરવાનું નહિ સ્વીકારે તો એ થોડા વખતમાં સાફ થઈ જશે અને એ સાફ થવાની સાથે જ મેદાનમાં બે વર્ગ જ સામસામા ઊભા રહેશે. શ્રીમંતો અને મજૂરો. એનું પરિણામ સ્પષ્ટ રીતે સામ્યવાદમાં જ આવશે. સરકારે પોતે બચવું હોય તો એણે મધ્યમવર્ગને બચાવવો જ રહ્યો. એના પ્રશ્નોના અનેક રીતે છણવાની શક્યતાઓ શોધવી રહી. તો જ કાંઈક સ્થિર જીવનની શક્યતાઓ શોધવી રહી. તો જ કાંઈક સ્થિર જીવનની શક્યતા છે.

*

ચંદ્રલોકની મુસાફરી માટે નીકળનાર રોકેટ એરોપ્લેનમાં ૫૦૦૦ કરતાં વધુ માણસોએ જગ્યા માટે અરજીઓ કરી છે. આશરે દશેક વર્ષમાં આવી મુસાફરી શક્ય બનશે એવી જાહેરાતે લોકોમાં ચંદ્રમા જોવાની ઘેલછા જગાડી છે. એમ કહેવાય છે કે જેમ મહાન લેખકોની, મહાન કૃતિઓની, મહાન નાટકોની ભૂમિકા હવે ગઈ છે. તેમ મહાન ગાંડાઓની પણ વસ્તી ઓછી થતી ચાલી છે! વિચિત્ર ઘણા મળે છે પણ સમાજની મૂર્ખતા, વિચિત્રતા, અને રૂઢીઓ સામે જોર શોરથી તલવાર વીંઝનારા બળવાખોર ગાંડાઓની સંખ્યા ઘણી ઓછી થઇ ગઇ છે.

ચંદ્રલોકની મુસાફરી એવા બે ચારની આયાત કરે તો પણ ઘણું કામ થાય.

*

છોકરાં રમકડાં ભાંગી નાખવાની ધૂનમાં આવી ચડે ત્યારે માતાઓ એને ઢીબી નાખવાની ધૂનમાં ચડે છે પિતાઓ લપડાક લગાવવાની ધૂનમાં આવી જાય છે. પણ આમાંનાં કેટલાં ઓછાં માતાપિતા સમજે છે કે નાશ કરવાની વૃત્તિ એ ખરી રીતે કોઈક સર્જન કરવાની વૃત્તિનું બીજ બતાવે છે. એટલી બધી શાંત વિચારણા માટે તો ભાડૂતી માસ્તરો સિવાય બીજા કોઈને ભાગ્યે જ વખત હોય છે. પણ આવી વૃત્તિ અને ઢીબી નાખવાની માતાની શક્તિ, એણે માનવ જાતને કેવા ભયંકર ગુનેગારો આપ્યા છે એનું કોઈ માપ કાઢે તો એક એક નિશાળની પાછળ એક એક લાખ રૂપિયાનું દાન આપવું એ મામુલી વસ્તુમાં ખપે તેમ છે. સર્જનાત્મક

પ્રવૃત્તિ સર્વ પ્રકારના સુખનું મૂળ છે એ આપણે ક્યારે સમજીશું ?

*

રાજા જયસિંહ સિદ્ધરાજની એક વાત છે. એણે પોતાની સભાના તમામ વિદ્વાનોને ભેગો કર્યા. પછી તમને પ્રશ્ન પુછ્યો : 'સૌથી સારો ધર્મ કયો ?'

હવે વિદ્વાનો તો વિચારમાં પડી ગયા. એમણે મોટા મોટા શાસ્ત્રો વાંચ્યાં હતાં. પણ એમાંથી તો સૌ પોતપોતાનો ધર્મ શ્રેષ્ઠ છે એવી વાત કરવા માટે એનો અભ્યાસ કર્યો હતો. અને આંહી તો રાજાએ સર્વશ્રેષ્ઠ ધર્મ કયો એવો સવાલ મૂક્યો હતો. પોતપોતાનો ધર્મ શ્રેષ્ઠ છે એમ વાત કરે તો વખતે રાજાને ખોટું લાગે.

પછી રાજાએ સભાના મહા વિદ્વાન હેમચંદ્રાચાર્ય સામે જોયું. એમને કાંઇક જવાબ આપવાનું કહ્યું.

હેમચંદ્રાચાર્યે જે જવાબ આપ્યા તે આજે પણ આપણે સૌએ યાદ રાખવા જેવો છે. હેમચંદ્રાચાર્યે કહ્યું: 'હે રાજા ! જેને પાળવો છે તેને માટે તો દરેક ધર્મ સરખો જ કિંમતી છે. અને જેને પાળવો નથી, એને માટે તો એ માત્ર મારી તારી કરવા માટે ને કંકાસ ક્લેશ માટે જ ધર્મ છે. કજિયો જેને કરવો છે તે તો બીજા ગમે તે કારણે કરી શકે છે; એમાં ધર્મનું કામ નથી. અને જેને સાચા દિલથી પાળવો છે તેને તો દરેક ધર્મ સરખો શ્રેષ્ઠ છે. બધા ધર્મ-માંથી જે સારું તત્ત્વ લે છે તે માણસ સાચો ધર્મ પાળે છે.'

આટલી વાત આપણા અત્યારના ધાર્મિક કજીયા-વાળા સમજે તો ?

*

પણ લોકોને જે વસ્તુ ટેવ રૂપે મળી છે એને જ એ ધર્મ સમજે છે. એટલે નાહવું ધોવું, ટીલા ટપકા કરવા, માળા ફેરવવી. ને એ બધું કર્યા પછી ગમે તે રીતે જીવન જીવવું. લોકોની માન્યતા આવી છે. આ ખોટી છે. ધર્મ પાળવા માટે છે. એટલે જીવવા માટે છે. ધર્મ સાથે જીવન એકરૂપ થાય તો જ એ કામનું. સદના કસાઈની વાત છે કે એ જાતનો ખાટકી હતો, પ્રામાણિક હતો. પાશેરની સામે બરાબર પાશેર જોખી દેતો, તો ભગવાનને એને ત્યાં રહેવું ગમતું. આ પ્રામાણિકતા તે ધર્મ છે કાયદાના પણ ખોટા લાભ ન ઉઠાવે તે પ્રામાણિક. પણ અત્યારે તો અવળા કાયદાએ સૌને આંધળા કર્યા છે. ને તેથી આંધળે બહેરું કુટાય છે.

*

એક વખત એક સંતપુરુષને કોઈએ પૂછ્યું કયો ધર્મ પાળવાથી જલદી મોક્ષ મળે ?

સંતપુરુષે જવાબ વાળ્યો: જે મોક્ષ મેળવવા મથે છે તેના જેવો મૂર્ખો કોઈ નથી આંહી પૃથ્વીમાં કરવાના સત્કર્મો ક્યાં ઓછાં છે, તે પૃથ્વીથી ભાગી જઈને મોક્ષની માગણી કરવી ? સત્કર્મનો સ્વઆનંદ એટલે મોક્ષ

*

ગ્રીસના વિદ્વાન સોક્રેટીસ પાસે એક સુતાર આવ્યો. આવીને એણે કહ્યું કે હું તમારી પાસે સત્ય શું છે તે જાણવા માટે આવ્યો છું સત્ય શી રીતે મળે ?

સોક્રેટીસે જવાબ દીધો: તમે કેવા છો ?

પેલાએ જવાબ દીધો: હું તો સુતાર છું.

સોક્રેટીસે કહ્યું: 'ત્યારે તમે સુતારી કામ પ્રમાણિક-પણે અને એકનિષ્ઠાથી કરો, જેટલી મજૂરી લ્યો, તેટલું કામ બરાબર આપો એટલે તમને તમારી મેળે જ સત્ય શું છે એ સમજાઈ જશે. એને માટે મંદિરે મંદિરે રખડતા જવાની જરૂર નહિ રહે. રાજકરણમાં સામાન્ય સમજણ હોવી એ મોટામાં મોટો ગુણ માનવો જોઈએ. તે વિના ગમે તેટલા ઊંચા આદર્શો હોય છતાં તેના દેશનું કાંઈ દળદર ફીટે નહિ આ સામાન્ય સમજણનો એક દાખલો એક વખત ચીનના એક બાદશાહે પૂરો પાડ્યો હતો.

તેને મુખ્ય વજીર તરીકે કોઈ માણસની નિમણુક કરવાની હતી. એક પવિત્ર માણસ તેના ધ્યાનમાં હતો પણ તેણે તેને નીમ્યો નહિ બીજા એક સામાન્ય સમજણવાળા વ્યવહારુ માણસને નીમ્યો. કોઈએ તેને





પૂછ્યું કે આમ કેમ કર્યું ? પેલો પવિત્ર માણસ આના કરતાં હજાર દરજ્જે શ્રેષ્ઠ ગણાય.

શહેનશાહે જવાબ દીધો. પવિત્ર માણસ પોતાના પવિત્રતાના ઘમંડમાં સામાન્ય માણસોની વાતને સમજે કે નહિ એ શંકાભરેલી વાત છે. તે અતિ પવિત્ર થવા જતા અંતે આકરો થઈ પડે. જ્યારે રાજકારણમાં તો હરેક વસ્તુનો ખપ છે. એમાં પવિત્રતા જોઈએ. તે ધોરણ પોતાને માટે છે એમ રાજપુરુષે સમજવું જોઈએ.

એક લાકડીએ બધાને હાંકવા જતાં કદાચ ફળને બદલે નુકસાન જ થાય.

*

એક માણસે લખ્યું છે મને સુખ વિષેનો ખ્યાલ અચાનક જ આવ્યો. હું માનતો હતો કે ઘણું કરીને પૈસાદાર સિવાય બીજુ કોઈ સુખી હોતું નથી, સુખી હોઈ શકે પણ નહિ. આ ખ્યાલ કાંઈ મારો એકનો નથી. હજારો માણસો આ ખ્યાલ ધરાવે છે. ને એ રીતે જ સુખની વ્યાખ્યા બાંધે છે. પૈસા એટલે સાધન, સગવડ, સુખ.

હવે એક વખત એવું બન્યું. હું એક જૂની વસ્તુઓના ભંડારમાં ફરવા ગયો હતો. ત્યાં એ ભંડારમાં નવી નવાઈની ચીજો આવતી. એનું ખરું મૂલ્ય કાંઈ ન હતું. પણ એના આશકો માટે એ અમૂલ્ય સમૃદ્ધિ હતી.

હું ત્યાં ફરતો હતો ત્યાં મેં એક માણસને જોયો. એ દેખાવે તો મુફલીસ જેવો હતો. પણ એનામાં કાંઈક એવી ખુમારી હતી કે હું એના તરફ આકર્ષાયો. મેં એના પાસે જઈને એ શું કરે છે તે જોયું.

એ બીજુ કાંઈ કરતો ન હતો. જૂનામાં જૂનાં વાજિંત્રો એ ભેગા કરી રહ્યો હતો. એને માટે એ ઝીણવટભરી શોધ કરતો આમથી તેમ ફરી રહ્યો હતો. એના એમ ફરવામાં ઉતાવળ તો હતી પણ એ ઉતાવળ કોઈક સુખદ ઘડી જાણે ચાલી ન જાય તેને પકડી લેવાની ઉતાવળ હતી.

ત્યાર પછી એ તો ગયો. પણ મેં એના જેવો મસ્ત માણસ કોઈ જોયો ન હતો, તેથી એ યાદ રહી ગયો. દુકાનદારને મેં પૂછ્યું કે 'આ કોણ છે?' દુકાનદાર તો પૈસામાં રમમાણ રહેનારો માણસ હતો છતાં તેણે જવાબ વાળ્યો: 'સાહેબ! એ કોણ છે એ તો મને ખબર નથી પણ હું જોઉં છું કે એ જ્યારે જ્યારે અહીં આવે છે ત્યારે એની સાથે સુખની હવા ચાલી આવે છે!'

'સુખની હવા ચાલી આવે છે! કેમ બહુ પૈસાદાર છે?'

દુકાનદાર હસી પડ્યા: 'ના, પૈસાદાર તો નથી પણ હું એને જ્યારનો ઓળખું છું ત્યારનો એના જેવો કોઈ સુખી જોયો નથી! એક બે પઈસાની નમાલી જૂની ચીજ મળી જાય કે એને બસ આનંદ આનંદ થઈ જાય!'

આ સાંભળ્યું ત્યારથી મારો સુખ વિષેનો ખ્યાલ ફરી ગયો છે.

સુખી તે લાગે છે, જેને કોઈક અમૂલ્ય વસ્તુ જડી ગઈ છે!

પછી ભલે એ અમૂલ્ય વસ્તુ, નાનકડું છોકરૂ મૂઠી વાળી માને છે તેમ, કેવળ એક શંખલું હોય કે છીપલું હોય!

કારણ કે વસ્તુનું મૂલ્યાંકન વસ્તુમાં નથી માણસના મનમાં છે.

*

એક વખત એક સવાલ પુછાયો: "કયો માણસ તદ્દન નકામો છે?"

એનો ઉત્તર સૌએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે આપ્યો. કોઈએ કહ્યું: પૈસા વિનાનો માણસ નકામો. કોઈએ કહ્યું: બુદ્ધિ વિનાનો નકામો. કોઈ કહે: માણસાઈ વિના માણસ કેવો?—એમ જેમ જેને ઠીક પડે તેમ સૌએ કહ્યું.

પછી એ સભામાં એક રાજદ્વારી પુરુષ બેઠા હતા. તે ઊભા થઈને બોલ્યા: 'જુઓ ભાઈ! અમને હરઘડીએ જે અનુભવ થાય છે તે તમને કહીએ.



અમારે ત્યાં બુદ્ધિશાળીઓનો તો અખડો જામે છે. વાદવિવાદમાં કોઇ કોઇથી ગાંજ્યા ન જાય તેવા બળિયા અમારે ત્યાં છે. પણ તે છતાં અમે વિશ્વાસ તો એક જ પ્રકારના માણુસ ઉપર મૂકી શકીએ તેમ હોય છે'

'કેવા પ્રકારના માણુસો ઉપર?'

'Man of Character ચારિત્રવાન માણુસ ઉપર!'

'પણ ચારિત્ર એટલે શું?'

'ચારિત્ર એટલે શું એ તો અમને ખબર નથી પણ ચારિત્રનો શું ખપ છે તે કહીએ. તેના ઉપરથી ચારિત્ર કોને કહેવાય તે જાણી શકાશે.

'જે જગ્યાએ માણુસને મૂક્યો છે તે જગ્યાએ ગમે તેટલી મુશ્કેલી હોય ને ગમે તેટલા પ્રલાભનો હોય છતાં જે ટકી રહે તે ચારિત્રશાળી.'

'ત્યારે તો તમે ચારિત્રશાળીઓને શોધતા હશો?'

'અમે શોધીએ છીએ તો એમને, પણ 'ડીગ્રી' અને 'ચારિત્ર' એટલા બધા સેળભેળ થઈ ગયા છે, કે એ શંભુમેળામાં એકમાંથી બીજું તારવવાનો કોઈ જ કાંટો અમારી પાસે નથી.'

'પણુ એ કાંટો અમારી પાસે નહિ હોય તો અમારૂં પતન ત્યાંથી શરૂ થશે! પણ સવાલ આ છે આ ચારિત્ર આવે છે ક્યાંથી?'

'હવામાંથી!' કોઈકે જવાબ વાળ્યો.

*

એક વખત એક માણુસ પોતાને કોણે કોણે કેટલો અન્યાય કર્યો છે તેની વાત સંભારીને વાણીમાં ધિક્કાર લાવી રહ્યા હતા.

હાલતા ને ચાલતા ગાળ દેનારા જે જંગલી માણુસો છે તેના જેવું એનું આ વર્તન જોઈને કોઈ ડાહ્યા માણુસે તેના કાનમાં એક નાનકડી વાત કહી, અને તે શાંત થઈ ગયો.

આ જોઈને સૌને નવાઈ લાગી તેના ગયા પછી બધાએ પેલા માણુસને પૂછ્યું: "તમે એના કાનમાં એવો શું મંત્ર ફુક્યો કે તે એકદમ શાંત થઈ ગયો?'

પેલા માણુસે કહ્યું: 'મેં એને માત્ર એટલું જ કહ્યું હતું કે તું બીજાએ તને આપેલા અન્યાયો ગણાવે છે, ત્યારે ભેગાભેગો તેં બીજાને અન્યાય આપ્યા છે તે પણુ ગણાવતો જાને! અને તે શાંત થઈ ગયો, કારણ કે એ અધિકારી હતો ત્યારે એણે કેટલાને કેવા અન્યાય કર્યા હતા તેનો હું સાક્ષી હતો!'

*

એક વખત એક નાનું સરખું ઝરણું જોઈને સમુદ્રને ગર્વ આવ્યો કે મારા એક કરોડમાં ભાગ જેટલું પણ આની પાસે બળ નથી અને છતાં કવિજનો કેવા મૂરખા છે, એના કાવ્યો કરે છે, ને મને તો ક્યારેક જ સંભારે છે!

એનો એ ગર્વ જોઈને એક નાનકડું પંખી બોલી ઊઠ્યું, હું તારે કિનારે એક હજાર દિવસ ફરૂં તો પણ એક પાવળું પાણી તેં પાયું નથી ને આ ઝરણુને કિનારે જઈને તો હંમેશાં મારી તરસ છીપાવી આવું છું. કવિઓ એટલા માટે એના ગાન કરે છે ને તને તો ન છુટકે જ સંભારે છે.'

*

એક વખત એક હીરાનો વેપારી એક રાજદરબારમાં હીરા વેચવા ગયો. તેણે મહામૂલ્યવાન હીરો કાઢીને રાજાના પ્રધાનને બતાવ્યો.

પોતે હીરામાં પણુ સમજે છે તે બતાવવા માટે પ્રધાને કહ્યું: 'આના કરતાં વધારે મૂલ્યવાન નંગ હોય તો બતાવો, આ તો ઠીક!'

ઝવેરી સમજી ગયો, આને કાંઈ ખબર પડતી લાગતી નથી. તેણે એક ખોટું નંગ કાઢીને બતાવ્યું. એનો ચળકાટ એવો કે સાચા નગને પાણી ભરાવે!

પ્રધાને કહ્યું: 'હા, આ કાંઇક ઠીક છે. પણુ હજી વધારે મૂલ્યવાન નગ ન મળે?'

ઝવેરીએ તરત કહ્યું 'છે ને સાહેબ! આ રહ્યું!' એમ કહીને એણે એના કરતાં પણુ હલકો હીરો બતાવ્યો.

પ્રધાન દોઢડાહ્યો હતો તેને પોતાના ડહાપણુનો ગર્વ હતો. તે જાણે વાતમાં બહુ સમજતો હોય તેમ





નંગને તપાસી રહ્યો. પછી બોલ્યો : 'હજી વધુ કિંમતી નંગ જોઈએ!'

ઝવેરીએ જાણ્યું કે હવે આને મૂરખ બનાવવા દે. તેણે પોતાની પાસે એક સાકરની ગાંગડીને પહેલ પડાવીને રાખી હતી. એવા સરસ પહેલ પાડેલા કે એને સાચો હીરો જ ગણી લે!

તે ગાંગડી કાઢીને એણે પ્રધાનના હાથમાં આપી કહ્યું : 'આનાથી હવે વધુ કિંમતી કોઈ નથી!'

પ્રધાને એ નંગ હાથમાં લઈને બહુ બારીકીથી જોવાનો ડોળ કર્યો. આમ ફેરવ્યું, તેમ ફેરવ્યું અને પછી જાણે પોતે બહુ જ સમજી ગયો હોય તેમ બોલ્યો: 'બસ! તો તો આ ઠીક છે. તમારી પાસે આના કરતા વધારે કિંમતી નથી એટલે શું કરીએ?'

પછી એનું મૂલ્ય થયું. પૈસા આપ્યા. પૈસા ગણાયા. ઝવેરીએ વિચાર કર્યો કે આપણો તો આ ધંધો છે. ખોટું કરવાનું નથી. પણ આ પ્રધાનને જરા સાન ઠેકાણે લાવતા જઈએ.

બધી વિધિ થઈ ગઈ એટલે એણે ભર સભામાં કહ્યું 'પ્રધાન સાહેબ! હવે આ હીરાની તમને ખૂબી બતાવું. એને જરા જીભે મૂકો તો!

પ્રધાને જીભે મૂક્યો ને વાત પામી ગયો. આ તો સાકર છે પણ હવે તો પોતાની આબરૂનો સવાલ આવ્યો.

*

ઉદારમાં ઉદાર કોણ? લાખો રૂપિયાનું દાન કરનારો પણ શું આપે છે? રૂપિયા એ સાચી ઉદારતા નથી. પોતાનું કહેવાય એવું કાંઈ એ આપતો નથી. પણ જે માણસ પોતાને પડેલા દુઃખ ભૂલીને દુનિયાને હમેશાં આશાની ને આનંદની ને આવતી કાલના પ્રભાતની વાતો કરે છે તે માણસ ખરેખરો ઉદાર છે. એણે પોતાના અંતરના તારમાંથી આ વસ્તુ આપી છે.

અને માણસ બધું આપી શકે છે પણ પોતાનું હૃદય તો એ ભાગ્યે જ આપી શકે છે. ખરો ઉદાર એ છે જે હૃદય આપે છે.



ભગવાન નગરમાં એક ભરવાડ રહેતો હતો. જેનું નામ ભલો હતું. આ ભરવાડમાં તેના નામ પ્રમાણે જ ગુણ હતા. તે ભગવાનના ઘરનું માણસ હતો અને આને કારણે તે બધાના હાસ્યને પાત્ર બનતો.

એક વાર તેનો ઘોડો બરાબર એ જ સમયે ગુમ થઈ ગયો કે જ્યારે તેને બાજુના ગામના મેળામાં જવું હતું. ખેતરો અને કોતરોમાં ખૂબ તપાસ કરી, ગુમ થઈ ગયેલા બીજાં ઢોરો મળ્યા, પરંતુ ઘોડો ન મળ્યો; મેળામાં જવાનું મનમાં જ રહી ગયું. પરંતુ પાછા ફરતાં હરિયાળા ખેતરોને જોઈને તેને એટલો આનંદ આવ્યો કે તે ઘેર જતા સુધી હસતો જ રહ્યો મીઠી ભરવાડણે પૂછ્યું : "તમે કેમ હસો છો?" તો તેણે કહ્યું : "ભગવાનની દયા પર હસું છું. ભગવાનની દયા એટલા માટે કહું છું કે મારો ઘોડો એકલો જ ખોવાયો. જો હું તેના પર બેઠો હોત તો હું પણ ગુમ થઈ જાત ને! ભગવાને જ મારું રક્ષણ કર્યું. તેની દયા છે, નહીંતર તું પણ ક્યાંયની ન રહેત!"



## મનનો પાર

સંસારનો પાર આ પામવાને—
વને વને હું ભટકયો ઘણું યે,
ને એ જ રીતે ગિરિ કંદરાઓ,
નદી મહાસાગરને ન મૂકયા,
વેરાન પેલા સહરાયને ના
ને એ જ રીતે હું વળ્યો જ ઘૂમી
આ માનવી મૌલિક સર્જનોમાં.–
શહેર મોટાં, સમરાંગણોયે,
મોટી સભાઓ, વળી નાટ્યશાળા,
ક્રિડાંગણો, બાગ અને બગીચા;
ને એવું તો મેં ઘણુંયે ય જોયું.
ન માત્ર જોયું, પણ પામવાને
એ તાગ સૌનો હું મથ્યો અનલ્પ.
અને મહા છક્કડ ત્યાં જ ખાધી!
કાં વિશ્વનો પાર આ પામવાને
જે સાધને ત્યાં હું મથી રહ્યો'તો
તેમાંથી ઉત્પન્ન થતાં નવીનો
ક્ષણે ક્ષણે જીવન અંત સુધી
અમૂર્ત દેહે, વિલસી રહ્યાં જે,
તેને જ ના હું સમજી શકયો વા
એ સર્વ આધેયનો જે વળી છે
આધાર એવા મનડા જ મારા!
તારો જ પામી ન શકયો હું પાર!

રમણ કોઠારી

## પ્રશ્નોત્તરી

આવેશમાં આવી જઈ
મેં એટલું પૂછ્યું: 'કલા, આ રીત છે શું પ્રેમની?
આ આશ–અરમાનો ભરી શું ઇચ્છનાઓ પ્રીતની?
આ એક ખાલી હૃદય કેરી શૂન્યતા આમાં વસે?
કંઈ દર્દભીના દેહની શું ઓષધિઓ આ બધી?'
વિચારતી, કંઈ શોચતી, જોતી, કલા વળતી વદી:
'કાન્ત, સઘળા પ્રેમના જે હાવભાવો એકલા
એ પ્રેમમાં ફક્ત જ રહે તો પ્રેમ યે કયાંનો વળી?'
પ્રશ્નો તણી પરંપરા જે મેં બધી ઠલવી હતી
તેના બધા ઉત્તર હતા પ્રશ્નોરૂપે સહુ સામટા:
'હા, કાન્ત! આશાઓ તણી હૃદયે ભરી હેલી હતી
ઇચ્છા હતી કંઈ થોકથોકે ઊમટેલી આપણી,
એ આશ, ઇચ્છા ને બધા અરમાન યે......
શું આપણી એ પ્રબળ પ્રીતે પ્રેમણું હો ના સીંચે?
ને કાન્ત! હૃદયો બેઉનાં એક્કેકમાં ઠલવાય જયાં
ત્યાં બેઉ ખાલી થાય તો યે બેઉના ઘોડાપૂરો
શું એકને તાણી ન જાયે, એકને ભરતાં નહીં?'
બાકી હતો જયાં એક પ્રશ્ન, ત્યાં કલા યે ખૂબ ત્યાં
આવેશમાં આવી જઈ છેલ્લો કરે પ્રગળો પ્રહાર:
'અય કાન્ત! તું યે શું બધાં આ પ્રેમનાં ઘેલાં લઈ
રોજજે જતો બકયે કંઈ નવલાં પ્રણયનાં ટાયલાં!
તું એક મળ્યો જ્યારથી ત્યાં દેહનાં યે દર્દ કયાં,
ને ઓષધિ હું જયાં મળી ત્યાં દર્દભીનો તું ય કયાં?'

પ્રઘાત

## તો

પ્રસન્ન તેં નીર વહાવિયાં, અહો!
ધારા કરી મેં મુજ નિર્મળી ન જો,
ન પાત્ર મેં સજ્જ કર્યાં, ન વાળિયો,
પ્રવાહ મેં જો તવ યોગ્ય માર્ગ, તો
ફળ્યું ન કેં એ અપરાધ માહરો.

હસિત બૂચ

## હોઠની સુરખી

તારા અધર!
જાણે ઉઘડતી પાંખડી એ ફૂલની!
જેને નથી ફૂલોસમી કારી વ્યથા કો' શૂલની!
ને એ અધરની ગાઢ રંગનીભરી સુરખી—
મારા ઋજૂ હૈયા ઉપર નાખી ગઈ ભુરખી!

શેખાદમ આબુવાલા

# નરપશુનું મૃત્યુ

મોહનલાલ પટેલ

> માણસોએ જ એને ઠોકી બેસાડેલો નરપશુ જ્યારે ખરેખર પાશવી પ્રવૃત્તિઓથી બહેકી જાય છે ત્યારે એ માનવને જ હેરાનહેરાન કરી મૂકે છે. માનવી એને પશુ સમજીને ખૂબ હીચકારી રીતે મારવા તૈયાર થાય છે. પણ એના મોતના પડઘા માનવને અનેકાનેક નરપશુથી ગુંગળાવી મારે છે—એકને મારીને આખી ભૂતાવળને જે આવકારી લે છે!

એક મહાભયંકર પાગલ ગામમાં એકાદ મહિનાથી ત્રાસ વર્તાવી રહ્યો હતો. ગામવાસીઓને ઘર બહાર પગ મૂકતાં વિચાર થઈ પડતો હતો. રાત્રે તો ગામની પાદર બહાર કોઈ દેખાતું પણ નહિ. એ પાગલનું સવા છ ફૂટનું કાળું શરીર, ગૂંચવાઈ ગયેલા વાળ, મેલી થયેલી ગંદી દાઢી અને લીંબુની ફાડ જેવા બહાર ઉપસેલા લાલ ડોળા જોઈ હરેક માણસ કંપી ઊઠતો.

એ ભયંકર પશુ બાળક આગળ કિકિયારી નાખતો તો બાળક છળી જતું. કદીક રાત્રે ગામને પાદર કૂવાની પાળ ઉપર રડતો તો ગામની સ્ત્રીઓ પથારીમાં ધ્રૂજી ઊઠતી. અને હસતો તો જાણે ક્રૂર વિનાશ હસી રહ્યો હોય એમ લાગતું. બાળકોને છૂટાં મૂકી શકાતાં નહિ. સ્ત્રીઓથી જોયા વગર પગલું ભરાતું નહિ.

એ હસતો ત્યારે વ્યોમમંડળ ગજવતો અને રડતો ત્યારે કાન ફાડી નાખતો. એના હાસ્યમાં આનંદ નહિ પણ ભયંકરતા હતી. એના રુદનમાં વેદના નહિ પણ ભેંકાર હતો. રાત પછી દિવસ અને પછી રાત એમ એના જીવનમાં હસવા પાછળ રડવું અને રડવા પાછળ હસવું એ ક્રમ હતો.

કોઈ વિચિત્ર અનુભવ ગામ લોકો કરી રહ્યા હતા. એમણે કદીક ચોર લુંટારાનો ત્રાસ સહ્યો હશે. કદીક રોગચાળાની ખુવારીએ આંસુ પડાવ્યાં હશે પણ આવી જાતનો ત્રાસ એમણે કદી દીઠો કે કલ્પ્યો નહોતો.

તેમ । હૃદયમાં કદીક પ્રશ્ન ઊઠતો: 'એક ગાંડાનો આવો ત્રાસ!' છતાં કોઈ તેને મારતું નહિ--મારી શકતું નહિ. છોકરાં એની સામે પથ્થર મારવાને બદલે છૂપાઈ જતાં. સ્ત્રીઓ ગાળો બોલવાને બદલે પૂઠ ફેરવી લેતી.

એને કદી કોઈએ થાકતાં દીઠો નહોતો એ માત્ર દોટ જ મૂકતો. થાકતો ત્યારે ઊભો રહેતો. ગામ અને સીમ વચ્ચે એને ભેદ નહોતો

એ ક્યાંથી આવ્યો અને ક્યાં જવાનો એ કોઈ જાણતું નહોતું, એ શું ખાતો અને ક્યારે આરામ કરતો એની કોઈને ખબર નહોતી. કોઈ કહેતું: 'એ ઝાડપાન ખાય છે. કોઈ શંકા કરતું કે એ શિયાળવાં ફાડી ખાય છે. માત્ર બધાને એટલો જ ખાત્રી હતી કે રાત્રે એ કદી ઊંઘતો નથી કારણ રાત્રિની હરેક ઘડીએ એનાં હાસ્ય રુદન સંભળાયા કરતાં હતાં. ગામના લોકોને લાગતું હતું કે કોઈ સ્ત્રીએ પ્રાણીને જન્મ આપ્યો છે.

જ્યારે જ્યારે એ નજરે પડતો ત્યારે ત્યારે સૌને એનામાં અમાનુષી અવયવો અને પાશવી તત્ત્વો દેખાતાં કોઈને એના પંજા-વાનર જેવા જણાતા. કોઈને એની આંખમાં રાની બિલાડાની ભૂખ જણાતી.

દિવસે દિવસે ગામલોકોનો ભય વધતો જણાતો હતો. એક બે વૃદ્ધ માણસોએ ભય પણ દર્શાવ્યો: "જો-છોકરાં ઉપાડવા પેધી જશે તો વસમું પડશે. ફૂલ જેવાં છોકરાંને રહેસી નાખશે."

અને એક દિવસ તો ગામલોકોને સાચે જ એવો અનુભવ થયો. સીમમાં જતી એક ભતવારીનું ગળું દાબી ગુંગળાવી નાખી એણે ભાન પડાવી લીધું. ભતવારી તરફડીને મરી ગઈ ગામ લોકોના હોશ ઊડી ગયા. ગામની જુવાનજોધ કન્યાને એણે મારી નાખી. અને ગામની સ્ત્રીઓ સીમમાં જતાં ધ્રૂજવા લાગી.

—અને પછી તો એની કિકિયારીએ બારણાં વસાવા લાગ્યાં. વગડા ઉજ્જડ થવા લાગ્યા. પાગલ ગમે ત્યારે ગમે ત્યાં આવી ચઢતો એટલે ખેતરમાં એકલા જતાં પુરુષો પણ ગભરાવા લાગ્યા. જીવવું




વસમું થઇ પડ્યું. ગામ લોકો માટે એ જાનવર મટી રાક્ષસ થયો.

× × ×

નાની સરખી લહરથી પણ ઊંબીઓના ભારથી ઘઉંનાં ખેતરો ડોલી ઊઠતાં હતાં. દિવસે દિવસે દાણો કઠણ થતો જતો હતો. જેમ જેમ પાક તૈયાર થતો ગયો તેમ તેમ સૌના મનમાં ચિંતા પેદા થઈ. દિવસે જ બહાર નીકળતાં ડરતા એકૂનો રાત્રે ખેતરમાં જઈ શકે એમ નહોતું. અને હવે તૈયાર થયેલો પાક રાત્રિની ચોકી માગતો હતો.

કોઈપણ બાબતની અવધિ તો હોય છે જ. ગામ લોકો મરણિયા થયા. સાદ પડતાં રાત્રે સૌ ચોરા ઉપર એકઠા થયા. કહેવામાં આવ્યું: 'એક બે જણ મરો પણ ગામને હવે શાંતિ અપાવો. અજવાળી રાતની પાદર જોયે બે ત્રણ મહિના થઇ ગયા!!' એક જણે ઉમેર્યું: 'જો દાણો નહિ પકવી શકાય તો ભૂખે મરવું પડશે.'

છેવટે કેટલાક જુવાન એ પશુનો વધ કરવા તૈયાર થયા.

× × ×

પણ ગામ લોકોએ આટલી હદ સુધી પહોંચવાની શી જરૂર હતી? એમની એક પણ શંકા સાચી નહોતી. એ રાક્ષસે ય નહોતો કે જાનવર પણ નહોતો. ભતવારીનું મૃત્યુ પાગલના ઈરાદા કરતાં ગભરાટને લીધે ખાસ થયું હતું. આમ તો સૌના જેવો એ એક માનવી હતો. માત્ર કદાવર દેહ, શ્યામ વર્ણ અને ગાંડપણને લીધે સૌના ભયનું કારણ થઈ પડ્યો હતો. દશ વર્ષ પહેલાં એનો રંગ આનો શ્યામ નહોતો, દાઢી નહોતી, ગુંચવાયેલા વાળ નહોતા. એ વખતે શરૂઆતના યૌવનની મસ્તી હતી. વહેલી સવારે એ બળદ લઇને નીકળતો. પ્રભાતનાં પંખીઓના અવાજથી એનું દિલ બહેલાઈ જતું. એ પણ કદીક મોટેથી લલકારવા મંડી જતો, આખો દિવસ કામ કરી વગર થાક્યે હસતે મોંએ સંધ્યા વખતે ઘેર આવી જતો, અત્યારે એનું હસવું રડવું યમદૂતના પડઘારૂપ બની ગયાં હતાં. અગિયારશની અંધારી રાત્રએ એના એકાદ-કલાકના રુદનને લીધે નાનાં મોટાં બધાં જ ધ્રૂજી ગયાં હતાં. કેટલાકની નજરે તો સારું ય ભૂમંડળ રડતું હતું!!

પાગલપણ શરદીની માફક એકી દિવસે આવી નથી જતું. આ પાગલનું પણ એમ જ હતું. હૃદયની ઊર્મિઓ જે સંયમપૂર્વક દાબી શકતો નથી એનું નામ પાગલ. આ પાગલમાં એવાં લક્ષણો જન્મથી જ હતા. નાનપણથી જ એનામાં દરેક પ્રકારની અતિશયતા હતી. એ ગુસ્સે થતો તો કોઇનું હાથ મોં સુઝવાડી દેતો. આનંદમાં આવી જતો તો પોતાની પાસેની ગમે તે વસ્તુ આપી દેતાં અચકાતો નહિ. અને પછી તો એ જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ એ અતિશયતા અને અસંયમ એનામાં વધતાં ગયાં. ગુસ્સામાં આવી જતાં ક્રોધાંધ બની કુટુંબના ગમે તેને ગમે તે મારી બેસતો અને પછી ક્રોધ ઊતરી જતાં એનો પશ્ચાત્તાપ ગમે તેવા પથ્થર હૃદયને પણ ઓગાળી દેતો. ફરી પાછું આવતું ડહાપણ એ જ એના જીવનની મોટી કરુણતા હતી એક વખત એની પત્ની ઉપરનો છૂટો ઘા જીવલેણ નીવડ્યો. પણ ડહાપણ પાછું આવતાં એણે ત્રણ દિવસ સુધી અન્ન લીધું નહિ. પણ એથી તો એનું દુઃખ વધતું ગયું. હર વાતમાં આશ્વાસન આપનાર પત્નીના મૃત્યુમાં પોતાનો દોષ વારંવાર દેખાયો. પત્ની પોતાની કેટલી બધી કાળજી રાખતી હતી! એકલતા ભયંકર અને કારમી થઈ પડી જન્મથી નસેનસમાં વહી રહેલા ગાંડપણને ફૂટી નીકળવાનો પ્રસંગ મળી ગયો, અને ઘેરથી એ પહેરેલે લૂગડે ભાગ્યો—નાઠો. ઘરબાર કે ખેતરની પરવા કરી નહિ. અશાંત મગજને શાંત કરવા એણે ફાંફાં મારવા માંડ્યાં—અવિરત દોડયે રાખ્યું—ન સહેવાતાં કિકિયારી નંખાઈ જતી, અને છેવટે એમાંથી હાસ્ય જનમ્યું—એ પૂર્ણ પાગલ બન્યો.

× × ×

જે દિવસે ગામલોકો એનો નાશ કરવાનો નિશ્ચય કરી વિખરાયા તે વખતે જ એ પાગલ ઓચિંતો એક ઝાડના થડ આગળ જ ઊંઘી ગયો. ઘણા વખત પછીની એ નિદ્રા હતી, એના અવયવો ઘડીક શાંત થયા ત્યાં એક સ્વપ્ન શરૂ થયું: દિવસોના ભૂખ્યા,

હડખાયલા જીવની માફક ગોથાં ખાતા, અર્ધું શ્વાસ અને અર્ધું છાંડેલું નાસતાં સંતાડીને ખાતા, દોડી દોડી ફાળો ભરી થાકેલા એ પતિના પગ પત્ની ચાંપતી હતી, પત્નીએ પતિના પગનાં તળિયાં જોયાં પગતળિયામાં મોટાં મોટાં છાલાં દેખી પત્નીની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી. પાગલની આંખ ઊઘડી સહેજ આરામ મળતાં થોડા ડહાપણે સંચાર કર્યો પત્નીનો ફૂલચહેરો જોતાં એનું હાસ્ય અને પોકળ રુદન સાચા રુદનમાં ફેરવાઈ ગયાં. એની આંખો ઉભરાવા લાગી, ઘર યાદ આવ્યું. એ શાંતિ-ધામે પહોંચવા એનો આત્મા પાંખો ફફડાવી રહ્યો. એ બેઠો થઈ ગયો. એની હિંમત ઓસરી ગઈ હતી. એ બેસી રહ્યો. રાત વીતતી જતી હતી.

× × ×

ગામલોકો અધીરા થયા હતા. ગામ બહાર નહિ નીકળી શકવાની ગુંગળામણ અસહ્ય બની ગઈ હતી. ચાંદની રાતોમાં પાદર ઉપરની રાતોની મસ્તીના ખોવાયેલા આનંદનું યુવક યુવતીઓને આજે જાણે દુઃખ થવા લાગ્યું. સૌ એક જ વિચાર કરી રહ્યાં: આજ ગાંડો મરશે નિરાંતે બહાર ફરીશું. રાત્રે ખૂબ નચિંત બનીને ખેતરોમાં વાસો જઈશું. કોઈ જાતની અડચણ નહિ રહે. રાત્રિના મુક્તવિહારની આશાએ સૌ દિલમાં ઉલ્લાસ અનુભવતું હતું.

પ્રભાત થતાં તો ગામમાં હલચલ મચી રહી. વૃદ્ધો અનેક પ્રકારના વ્યૂહ બતાવવા લાગ્યા. કેટલાક દિલમાં ડરતા હોવા છતાં ખોટી હિંમત બતાવતા હતા. આમ ને આમ આકાશમાં સૂર્ય ઊંચે ને ઊંચે ચઢતો જતો હતો. સવારની ઠંડક જતી રહી

બપોર થયું. વગડાનાં ઢોર ઝાડને છાંયે વાગોળતાં બેસી રહ્યાં હતાં રેતી પગ દાઝે એવી ગરમ થવા માંડી હતી. કોઈ કોઈ જગ્યાએ ઝાડ ઉપર માત્ર ખિસકોલીના અવાજ આવતા હતા. કદીક કદીક કાગડાનો અવાજ એમાં જોડાતો હતો.

પાગલ હજુ ત્યાં ને ત્યાં જ બેસી રહ્યો હતો!! એની આંખો નીતરીને સુકાઈ ગઈ હતી. રોજ કરતાં આજે વધુ ઊપસી ગઈ હતી. એમાં લેશમાત્ર ભયંકરતા દેખાતી નહોતી.

એટલામાં દૂરથી કોલાહલ સંભળાવા લાગ્યો. જાણે માણસોનું એક મોટું ટોળું ધસી આવતું હતું. પળભરમાં તો અવાજ આવ્યો: 'હે...ઈ!' વળી સંભળાયું: "હો...ઓ!!"

જોતજોતામાં વાડમાં થઈને રસ્તો કરતા કેટલાક ધારિયાધારીઓ નીકળ્યા. એકની નજર પાગલ ઉપર પડી. એ બોલી ઉઠયો: "અલ્યા, મારો...દોડો... પેલો રહ્યો."

ટોળું થોડુંક આગળ વધ્યું પણ પાગલથી થોડેક અંતરે એ અટકી ગયું. કારણ પાગલ હજુ ઊઠતો નહોતો. હજુ દરેકની નસમાં જુસ્સો વહેતો હતો. એક જણ બરાડી ઉઠયો "જોઈ શું રહ્યા છો! લાગ જાય છે ને!"

એ બોલી રહે એ પહેલાં તો એક પથ્થર પાગલ તરફ વીંઝાયો. અને તક્ષણ જાણે પાગલની ખોપરી તૂટી, હવે નાસવા સિવાય આરો નહોતો. એ ત્યાંથી નાઠો પણ જાણે એના ટાંટિયા ભાંગી ગયા હતા.

પાગલ નાઠો અને ટોળાને રંગ ચઢયો, સૌ એની પાછળ પડયા.

મધ્યાહ્ન થતાં વાર લાગી નહિ. રેતી ધગધગતી થઈ ગઈ હતી. પૂર જોશમાં પાગલ નાસતો હતો. અણીદાર પથ્થરોનો પ્રહાર એના ઉપર થયા કરતો હતો.

એક વખત તો પાગલે અંતર પાડી દીધું થોડીવાર એ અદૃશ્ય થયો ટોળું લોહીની ધાર શોધતું રહ્યું. બેચાર માણસો થાકથી લોથ થઈને ઝાડના છાંયે બેસી ગયા. પણ એટલામાં તો મોતની ચીસ સંભળાઈ, ટોળું ફરી આગળ ધસ્યું. નજીક જતાં રેતીના ભઠ્ઠામાં પડેલા પાગલને એમણે જોયો, દસ ફૂટ દૂર ઝાડ તળે ત્રણચાર કદાવર માણસો પરસેવો લૂછતા ઊભા હતા.

ક્ષણભરમાં તો ગામમાં સમાચાર પ્રસરી ગયા, સૌએ સંતોષનો એક દમ ખેંચ્યો. કેદખાનામાંથી

છૂટયાનો આનંદ અનુભવ્યો. ફરી રાત્રે બહાર પાદરે રમવા ફરવા યુવક-યુવતીઓ અને બાળકો આતુર થઈ રહ્યાં. ખેડૂતોને ખળાં ઊભરાતાં લાગ્યાં. ગૂંગળાઈ ગયેલા જીવનમાં ફરી મોકળાશ આવી, પાગલની કિકિયારીઓ હંમેશ માટે બંધ થઈ, ભય ગયો, સૌએ આનંદનો પોકાર કર્યો.

સૂર્ય આથમવાની તૈયારીમાં હતો. છેલ્લાં સોનેરી કિરણો ચારે બાજુ લંબાતાં હતાં. એ વખતે પાગલ ભાનમાં આવ્યો. ગરમ રેતીને લીધે એનું અર્ધું શરીર દાઝી ગયું હતું માથું લગભગ ફૂટી ગયું. આખું જગત ફરતું હતું. બાજુમાં લોહીનું ખાબોચિયું ભરાઈ ગયું હતું. પાંપણ ઉપરથી ભારે શિલાઓ દૂર કરી પાગલે સ્વર્ગનાં દર્શન કર્યાં. એને પાણીનો ખૂબ શોષ પડતો હતો. 'પાણી' 'પાણી' દિલ પુકારતું હતું એ શબ્દ ઉચ્ચારવાની એનામાં તાકાત નહોતી. અને હોત તો પણ એના સુકાયેલા ગળામાં કોઈ પાણી રેડત ખરું? જોતજોતામાં સૂર્યનો અસ્ત પણ થઈ ગયો. સીમનું એકાદ શિયાળવું એનું મોં સુંઘી એને જીવતો સમજી ચાલ્યું ગયું પાણી માટેનો વલોપાત વધતો જતો હતો. એણે દૃષ્ટિ સ્થિર કરી. સામે તળાવ ઉપરની વાવ જણાઈ. એણે બધી જ તાકાત એકઠી કરી હાથ પગ ભાંગી ગયા હતા. ઊઠી શકાય એમ નહોતું. પેટે ઘસડાતો પગથિયાં સુધી આવ્યો. પ્રથમ પગથિયે હાથ ટેકવ્યા. માથું ઊંચકવા જતાં એક જબરજસ્ત આંચકો આવ્યો અને પગથિયા ઉપર જ માથું નંખાઈ ગયું. અંતકાળનો એક શબ્દ પણ મોંમાંથી નીકળ્યો નહિ.

અંધકાર પ્રસરવા લાગ્યો. અને થોડીવાર પછી તો શાંત રાત્રિનો ધમધમાટ શરૂ થયો પાગલનું પાગલપણું આ રાત્રિથી ઓસરી ગયું હતું. અત્યારે છેલ્લા કટકારૂપ એનામાં ડહાપણનો સંચાર થયો. એણે ખેડૂત કન્યાને ગુંગળાવી મારી નાખી એનું આખું આખું સ્મરણ થઈ ગયું હતું. અને છેલ્લી ઘડીઓમાં આવેલા ડહાપણે એને રહેંસી નાખવામાં બાકી ન રાખ્યું. ખેડૂતકન્યાને પોતે મારી નાખી! પાગલ ખૂબ દુઃખી થયો. એની આંખે અંધારાં આવતાં હતાં. મરતાં મરતાં એણે એક દૃશ્ય જોયું: પેલી ખેડૂતકન્યા આગળ પોતાની પત્ની આંખોમાં આંસુ સાથે પોતાના ભયંકર અપરાધ માટે ક્ષમા માગી રહી હતી. કહેતી હતી : "બહેન, એમને ક્ષમા કર. એમનો કંઈ દોષ નથી. નસીબનો વાંક છે."

પણ પેલી કન્યા તો શાંત હતી.

પત્નીએ ફરી કહ્યું: "બહેન દયા કર એક વખત એમના સામું જો!..."

મરતાં મરતાં પાગલ અશાંતિની ભેખડો ઉપરથી ગબડી દુઃખ અને નિરાશાની ખીણોમાં ફેંકાયે જતો હતો પત્નીના પ્રેમનું ઋણ એ કયા ભવમાં વાળી શકવાનો હતો? પોતાના ગાંડપણને લીધે કેટલો અનર્થ થયો હતો!

બચપણ પછીના આખાય જીવનમાં એને રિબાવ્યા બાદ એનો પ્રાણ ઊડયો. પાગલ છૂટયો અને ચિબરીઓએ ઉપરા ઉપરી ભયનાં મોજાં ફેલાવ્યાં, ચિબરીઓની વાણી સમજી દૂરથી ઘુવડોએ એમની ભાષામાં જવાબ આપ્યો: 'માનવીઓ માટે એ સામાન્ય વસ્તુ છે!'

× × ×

ત્રીજે દિવસે અધીરો જુવાન ઝટ વાળુ કરી ખેતરે જવા ઉપડયો કાળી રાત્રિ હતી. હવે તો પાગલનો ડર નહોતો હવે જ્યાં ફાવે ત્યાં આનંદથી ફરી શકાય એમ હતું. અને એટલા માટે તો પાગલને માર્યો હતો. પણ આ શું? પાગલના વિચારો એના મગજને ઘેરી વળતા હતા. એ આગળ ચાલ્યો. કદમે કદમે એની નજર આગળ જુદાં જુદાં દૃશ્યો તરવરવા લાગ્યાં એ તળાવની નજીક પહોંચ્યો. કાંઠા ઉપર પેલી વાવ હતી. એની બાજુમાં અંધારામાં કાળો દેખાતો જબરજસ્ત વડ હતો શાંત રાત્રિનો પવન અવાજ કરતો વહેતો હતો. નિશાપક્ષીઓના અવાજ ચારે બાજુ સંભળાતા હતા. અજાણતાં જ એના પગમાં ધ્રૂજારી પેસી ગઈ અને પેલો વડ બિહામણો લાગ્યો. એને નજીક જતાં પરસેવો છૂટયો. પગથિયે

# ગ્ર હ સં ઘ

છો ટુ ભા ઈ સુ થા ર

> માનવી વિજ્ઞાનમાં આગળ ને આગળ ધપતો રહ્યો છે. પૃથ્વીના પડળો ઉખાળીને થાકેલો વિજ્ઞાન-માનવી આભના ઊંડાઊંડા ભેદ ઉકેલવા માટે પણ હરણફાળ ભરી રહ્યો છે. આવા ભેદની કેટલીક રસિક વાતો આ લેખના વિદ્વાન ખગોળવેત્તા આપણને ખૂબ સીધીસાદી ભાષામાં આપી જાય છે.

પ્રાણીઓ સમૂહચર છે. પ્રાણીશ્રેષ્ઠ મનુષ્ય વ્યક્તિ સ્વાતંત્ર્યની અનેક વાતો ભલે કરે પણ હજી, તે એકલો અટૂલો સ્વવાલંબી જીવન ગાળે એ પરિસ્થિતિએ પહોંચ્યો નથી. અને કદાચ એ કારણે એ વિવિધ પ્રકારના સંઘોનું નિર્માણ કરતો આવ્યો લાગે છે. પ્રાચીન કાળથી આજ સુધીની તવારીખ જોઈએ તો મનુષ્યે, સંસ્કૃતિ પલટા સાથે અનેક પ્રકારના 'સંઘો' રચી જીવનને સુરક્ષિત બનાવ્યાના પ્રયત્નો કરેલા જણાશે કુટુંબ અને ગામની વાત છોડીએ તો પંચાયત, ગણ રાજ્યો વ૦ સાવ આધુનિક સંઘો લેખાય. સૌને અતિ પરિચિત રાષ્ટ્રસંઘ અનેક રાષ્ટ્રોના મળવાથી જ બનેલો છે ને? ભારત સંઘમાં અનેક રાજ્યો છે પણ ભારત સંઘ જેવા અનેક દેશો ભેગા થવાથી રાષ્ટ્રસંઘનો જન્મ થયો છે. નાના મોટા દેશો ભેગા મળીને એક સંયુક્ત રાષ્ટ્રસંઘ રચે તો એવા અનેક રાષ્ટ્રસંઘ ભેગા મળીને મહારાષ્ટ્ર-સંઘ રચે ખરા?

રાષ્ટ્ર સંઘ પૃથ્વી પરના દેશોનો સંયુક્ત સંઘ છે. એક રીતે એ પૃથ્વી પર વસતી માનવ જાતનો પ્રતિનિધિ છે. પૃથ્વી જેવી બીજી પૃથ્વીઓના રાષ્ટ્રસંઘ હોય તો એ બધા સંઘો ભેગા મળી પૃથ્વીસંઘ યા ગ્રહસંઘ (કારણ પૃથ્વી ગ્રહ છે) રચી શકે ખરા?

પણ આવા ગ્રહસંઘની કલ્પના અસ્થાને નથી? પૃથ્વી પર રાષ્ટ્રસંઘ જન્મનો એની બસો વર્ષ પહેલાં કોઈએ કલ્પના કરેલી ખરી? વેપાર અને લડાઈને કારણે દેશો એક બીજાના સંપર્કમાં આવ્યા અને એમાંના મોટાભાગના શાંતિ ચાહક દેશોએ રાષ્ટ્રસંઘ જેવી વાતને વધાવી લીધી એ હજી ગઈ કાલની જ વાત છે ને?

પૃથ્વીને બીજા ગ્રહો સાથે આવી કશી ખટપટમાં ઊતરવું પડે એમ છે ખરૂં?

પૃથ્વી પર વૈજ્ઞાનિકો, આજકાલ, અવકાશ ઉડ્ડયનના પ્રયોગો કરી રહ્યા છે. આ સદી પૂરી થાય તે પહેલાં રોકેટદ્વારા ચંદ્ર પર સફળ ઉતરાણ કરવાની એ લોકો ઉમેદ રાખે છે અને પછી તો મંગળ, શુક્ર સુધી પહોંચવું સાવ સરળ બની જશે કેટલાક વિજ્ઞાનીઓ એમને જોઈતી યથેચ્છ સહાય મળે તો તો ઈ સ. ૧૯૬૦ માં ચંદ્ર સુધી પહોંચવાની ઉમેદ ધરાવે છે. સમાચાર મળ્યા છે કે એક અમેરિકન કંપનીએ ચંદ્ર પરના ખનિજ માટેનો પોતાનો સર્વ પ્રથમ હક્ક નોંધાવાનો પરવાનો પણ માગ્યો છે

અને આમ ખનિજ માટેના પરવાના મંગાય તો કાલે જમીન કબજાના પણ પરવાના મંગાશે!! અજાણ્યા પ્રદેશોમાં જઈ પહોંચી સ્પેન, પોર્તુગાલ, ફ્રાન્સ, ઈંગ્લેન્ડ અને હોલેંડના લોકોએ પોતાનાં સસ્થાનો સ્થાપ્યાં હતાં તેમ ચંદ્ર યા મંગળ પર પહોંચી વસાહતો સ્થપાય ખરી! અને તો પછી લડાઈઓ અને સંધિઓ થવાની ને? તેમ થાય તો સુલેહ શાન્તિ

---

પહેલું પાગલનું શબ એણે આગલા દિવસે જોયું હતું. એણે વડ તરફ આંખો તાણીને જોયું, ડાળાં હાલતાં હતાં બીજા ઝાડ તરફ જોયું. એ સ્થિર ઊભું હતું. ફરી એણે વડ તરફ જોયું. ભણકાર થયો: સુ...મ! એની આંખે તમ્મર આવ્યા. હાથમાંથી ભાત પડી ગયું, બૂમ પાડી શકાઈ નહિ—જાણે ગળું પકડાઈ ગયું. બધું બળ એકઠું કરતાં એ દોટ મૂકી શક્યો. અને ઘરના ઉંબર ઉપર આવતાં તો એ પટકાઈ પડ્યો.

વાત પ્રસરતાં વાર લાગી નહિ અને ખેડૂતોની કલ્પનામાંથી ઘઉંના ખળાં અદૃશ્ય થઈ ગયાં.

★





માટે જવાબદાર મહાબળવાન તંત્ર અસ્તિત્વમાં આવવાનું ને ?

આ તંત્ર પૃથ્વીના મનુષ્યોનું જ બનેલું હશે કે એમાં બીજા ગ્રહોના માનવોના પણ સમાવેશ થશે ? રાષ્ટ્ર સંઘમાં જેમ અનેક દેશોમાં પ્રતિનિધિ છે તેમ ગ્રહ સંઘમાં પણ વિભિન્ન ગ્રહોના પ્રતિનિધિ હોય એ તદ્દન સ્વાભાવિક છે.

પણ ત્યારે પ્રશ્ન થશે કે ચંદ્ર અને બીજા ગ્રહો ઉપગ્રહો પર માનવો હશે ખરા ? અને હોય તો એ કેવા પ્રકારનું જીવન જીવતાં હશે ? એ બધા માનવી આપણા જેવા હશે ખરા ? એમની વૃત્તિઓ યુદ્ધખોર હશે કે શાંતિચાહક ? કલ્પના કરો કે મંગળ પરનું લશ્કર પૃથ્વી પર ઊતરી આવે અને આપણો સંહાર આદરે એ આપણને ગમશે ખરું ? એ જ પ્રમાણે પૃથ્વીના સામ્રાજ્ય પિપાસુઓ શુક્રમાં જઈ અડ્ડો જમાવવાનો પ્રયત્ન કરે એ શુક્ર નિવાસીઓને ગમે ખરું ?

યુદ્ધની વાત જતી કરીએ તો પણ ગ્રહસંઘ રચવા દૂરની પૃથ્વીઓ વિષે થોડી ઘણી હકીકતો જાણવી જ પડશે. દૂરનાં તીર્થોની યાત્રા કરવા માટે જેમ તીર્થની અને ત્યાંના લોકો વિષેની માહિતી મેળવવી આવશ્યક છે તેમ જ પૃથ્વી બહારનાં જગત સુધી પહોંચવા માટે એ જગતો વિષેની માહિતી મેળવની જરૂરી છે. પછી ભલે એ તીર્થયાત્રાનું સ્થાન યા યોગક્ષેત્રનું કર્મ-સ્થળ બને.

ક્યા ક્યા ગ્રહો પર વસ્તી છે એ વિષે આજનું વિજ્ઞાન સ્પષ્ટ રૂપમાં કહી શક્યું નથી : છતાં ય ગ્રહો પર વસ્તી છે એમ કલ્પી આપણે એમના વિષેની થોડી બાબતો જાણવાનો પ્રયત્ન કરીશું.

અતિ પરિચિત મંગળ ગ્રહની વાત લઈએ મંગળ પર વસ્તી નથી જ એમ એકદમ કહી શકાય એમ નથી. અને છતાંય ત્યાં વસ્તી છે એમ માનીએ તો પણ તે કયા પ્રકારની વસ્તી છે એ વિષે કશું નિશ્ચયાત્મક કહી શકાય એમ નથી. મંગળ પર જીવસૃષ્ટિ હોય તો તે આપણી પૃથ્વીના જેવી જ હોય એવું પણ નથી. મંગળના વાતાવરણને અનુરૂપ ત્યાંની જીવ સૃષ્ટિ સંભવી શકે છે. બુધ અતિ ઉષ્ણ ગ્રહ છે. એમ કેમ ન બને કે ત્યાંની ગરમી સહન કરતા બુધ-વાસીનું શરીર આપણા જેવી ચામડીનું બનવાને બદલે એસ્બેસ્ટોસ જેવા પદાર્થની ચામડીનું બનેલું હોય ? આપણા પડોશી ચંદ્રની વાત લઈએ.

વિજ્ઞાનીઓનો સામાન્ય મત છે કે ચંદ્ર પર હવા અને પાણી નથી. અને છતાંય ચંદ્ર પર બરફ હોવાની શક્યતા નકારી શકાય તેમ નથી. ચંદ્રને મૃત દુનિયા માનવામાં આવે છે. છતાંય એની ભૂમિ પર બે ચાર સ્થળ એવા જણાયાં છે કે જેમના ભૂગોળમાં કંઇક પરિવર્તન થતું હોવાનું મનાયું છે. આનો અર્થ એ થયો કે ચંદ્ર ભૂમિ હજી પણ પરિવર્તનશીલ છે. ચંદ્ર પર નાના કાળા ડાઘા સરતા હોવાનું કેટલાક વિજ્ઞાનીઓએ જાહેર કર્યું છે એમના મતને હજી સમર્થન મળ્યું નથી. પણ છતાંય એ વસ્તુને હકીકત માની લઈએ તો એમ કહેવું પડે કે ચંદ્ર પર ક્યાંક ક્યાંક ભટકતી વસાહતો છે, આ વસાહતોનું ચંદ્ર પરના પ્રખર તાપમાં કઈ રીતે રક્ષણ થતું હશે ?

ચંદ્રલોકની દયા ખાવાનો આ પ્રશ્ન નથી. આંગળાં વડે જમતા આપણે ચીની લોકોને વાંસની સળિયો વડે ભાત ખાતા જોઈ દયા દર્શાવીશું કે આશ્ચર્ય ? કદાચ ચંદ્રના લોક આપણા માટે—ભારે ઉત્પાત જન્માવતા વાતાવરણના પડ નીચે રહેતા પૃથ્વી પુત્રો—માટે શું વિચારતા હશે એનો ખ્યાલ કરીએ તો વાતાવરણના દબાણથી બીસાઈ પરાણે જીવન જીવતા આપણે એમની નજરે પડીશું ને ? સહરાના રણમાં રહેતો માણસ ધ્રુવ પ્રદેશમાં રહેતા માણસની વાસ્તવિક કલ્પના કરી શકે ખરો ?

ચંદ્રના પૃષ્ઠનો ૫૯ ટકા ભાગ આપણે જોઈ શકયા છીએ. એની ખરબચડી અને જવાળામુખોથી ભરપૂર સપાટી જોઈને વિજ્ઞાનીઓએ અનુમાન તારવ્યું છે કે ચંદ્રની બાકીની સપાટી પણ આ જ પ્રકારની છે. પણ શંકા ઉઠાવવી હોય તો એક પ્રશ્ન કરી શકાય. ચંદ્રની અજાણી સપાટી ઠંડી બરદાસ્ત કરતાં





કરતાં જંગલોની બનેલી કેમ ન હોય? અને એવાં જંગલોની પોતાની વસ્તી અને સંસ્કૃતિ કેમ ન સંભવે?

ચંદ્રની જેમ એકની એક જ બાજુ પૃથ્વી તરફની રહે છે એ મુજબ બુધની એકની એક બાજુ સૂર્ય તરફની રહે છે. બુધનો જે અર્ધ ભાગ સૂર્ય-વિમુખ રહે છે ત્યાં ગજબનાક ઠંડી પ્રવર્તે છે. ચંદ્ર કરતાં બુધને એક વધુ દુઃખ છે. ચંદ્રની આખીયે સપાટી પર સૂર્યકિરણ પડી શકે છે જ્યારે બુધની અર્ધી સપાટી હંમેશ માટે તાપ અને પ્રકાશ વિનાની રહે છે. બુધનો જે ભાગ સૂર્ય તરફનો છે ત્યાં એટલી ભારે ગરમી પડે છે કે ત્યાં સીસાની નદીઓ વહે! એટલી ગરમી બરદાસ્ત કરનાર બુધ-વાસી કેવાં મજબૂત મન અને તનનાં હોવાં જોઈએ? અથવા એમ પણ કેમ ન કલ્પીએ કે બુધ પરની વસ્તી એના મધ્યભાગમાં જ ફૂલીફાલી હશે દિવસ અને રાતનું જ્યાં મિલન થાય છે એવા બુધના એ ભાગને ઉષા પ્રાન્ત કહેવો કે સંધ્યા મુલક? એ જગા માટે બુધ-વાસીઓમાં લડાઈ થતી હશે કે નહીં? ગરમ યા ઠંડા મુલકના લોકો એ શીતોષ્ણ મુલકનો કબજો લેવાનો વિચાર કરતા હશે કે નહીં? કે પછી થોડા નસીબવાન અફસર લોકો માટે એ મુલક અલગ પાડી દેવાયો હશે! ગમે તેમ હો પણ એક વાત નિશ્ચિત જણાય છે કે બુધ પર વસ્તી હોય, અને તેને પૃથ્વીની વસ્તી સાથે લડાઈમાં ઉતરવાનું હોય તો બુધ-વાસીઓ ખૂબ વીરતાથી લડે એમાં શંકા જેવું નથી. દિવસનો બળબળતો તાપ હોય કે રાત્રિની અત્યંત ઠંડી પીડા દેતી હોય, એ લોકો પૃથ્વી પર આવીને લડે તો પૃથ્વીના માણસોને જરૂર હંફાવી દે. એથી ઊલટું ૭૭૦° ફેરન, તાપવાળા બુધ પર આક્રમણ કરીને પૃથ્વી પુત્રો ત્યાં યુદ્ધક્ષેત્ર જમાવે એવી કશી જ સંભાવના નથી. પહોંચતા પહેલાં જ શેકાઇ મરે!!

બુધ નાનો ગ્રહ છે. બુધ પછીનો બીજો ગ્રહ શુક્ર છે. શિયાળામાં ઠગલિયા નામે ઓળખાતો આ ગ્રહ કદમાં લગભગ પૃથ્વી જેવડો છે. પૃથ્વીની પેઠે આ ગ્રહને વાદળો વીંટળાઈ રહ્યાં છે પણ એમનું પ્રમાણ એટલું બધું વધુ છે કે વરસના કોઈ સુનિને પણ શુક્રની ભૂમિ (નક્કર જમીન) દેખાવી શક્ય નથી.

શુક્રની ભૂમિનાં દર્શન થતાં નથી તેથી એની પર વસ્તી નહીં હોય એમ શા માટે માનવું? લાખો વર્ષ પહેલાંની પૃથ્વીની વાત યાદ કરો તે વખતે પૃથ્વી કેવાં ધાડાં વાદળોથી વીંટળાઈ રહેલી હતી! ધીરે ધીરે એ વાદળો વરસતાં ગયાં અને છેવટે પૃથ્વીને પારદર્શક વાતાવરણની ભેટ મળી શુક્રનાં આ વાદળ તપ્ત ધાતુ-રસનાં હોય અને વરસી પડે તો શુક્ર પરનું જીવન જ અદૃશ્ય થઈ જાય પણ એ વરસાદ ઊકળતી ધાતુનો જ હશે એમ શા માટે માનવું? અથવા એમ પણ કેમ ન હોય કે આ વાદળો ધાતુઓના વરસાદ પછીનાં અવશિષ્ઠ વાયુઓનાં ધાડાં વાદળ હોય? અને તો તો એ આચ્છાદન નીચે શુક્ર-જીવન લહેરાતું પણ હોય!! એ જીવન કેવું હશે? પૃથ્વી પર આજથી લાખો વર્ષ પહેલાં વનમનુષ્ય ભટકતો ફરતો હતો તેના જેવું કે એથી વધુ ઉન્નત દશાનું? પૃથ્વી પર યુગો પહેલાં જેવાં વિશાળકાય પ્રાણીઓ હતાં એમના જેવા શુક્ર માનવો હોય તો એમની સાથે બાથ ભીડવાનું પૃથ્વીના માનવોને ફાવે ખરું? લડાઈ થાય અને વિશાળદેહી વંદા જેવા શુક્રમાનવો આપણને ટપટપ પેટમાં પધરાવી દેતા?

મંગળની વાત ન્યારી છે. એની સપાટીને સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. મંગળ પર નહેરો છે એવું કેટલાક વૈજ્ઞાનિકો માને છે. નહેરો હોય ત્યાં વસ્તી હોવી જ જોઈએ ને? અને એ વસ્તી બુદ્ધિશાળી પણ હશે ને? મંગળ પર પ્રાણવાયુનું પ્રમાણ ઓછું છે તેથી ત્યાં જીવવું આપણા માટે સરળ નથી. પણ આ થઈ પૃથ્વી પર બેઠે બેઠે કરેલી કલ્પના. માત્ર પૈસાદાર લોકો 'એર કન્ડીશન્ડ' જગામાં રહે છે એ ન્યાયે મંગળના બુદ્ધિશાળી જીવોએ કોઈ ઉપાય શોધી નહીં કાઢ્યો હોય એમ શા માટે માનવું! મંગળની આખી વસ્તી ભૂ-ગર્ભ વાસી પણ હોવાનો સંભવ છે. અને તો તો મંગળ પર નહેરોની સાથે ટનલ માર્ગોની પણ સુંદર વ્યવસ્થા સંભવી શકે છે.



ઉત્ક્રાન્તિવાદનો આશરો લઈએ તો એમ પણ કહી શકાય કે મંગળની વસ્તી ખુલ્લામાં જીવનારી અને ભારે સહનશક્તિવાળી હોવી જોઈએ વિજ્ઞાનની એમની પ્રગતિ આપણા કરતાં ઘણી જ વધારે હશે અને તેથી તેઓ વધુ સુખથી રહેતા હશે એમ પણ માની શકાય. મંગળ પર ગુરુત્વાકર્ષણ બળ થોડું છે એટલે આપણા હિસાબે, ત્યાંના લોકોને કામ કરવાનો થાક પણ ઓછો લાગવાનો, આવા નિરંતર ઉદ્યમી, બુદ્ધિશાળી અને વૈજ્ઞાનિક આયુધોનો અચ્છો ઉપયોગ કરી જાણનાર મંગળવાસીઓ સાથે આપણે બાખડવાનો વિચાર જ ન કરીએ એ દેખીતું છે? પણ એ લોકો પોતાને ત્યાંનો જગાનો અભાવ વિચારી પૃથ્વીનો કબજો લેવા પૃથ્વી પર આવી પડે તો?

પણ એ કલ્પના જ નકામી છે. મંગળના લોકો પૃથ્વી પર આવે તો એમને મંગળના હિસાબે ત્રણ ગણો શ્રમ વેઠવો પડે અને છતાંય ફળ? લડાઈનાં ફળ ક્યારે સારાં ગણાય છે? મંગળના લોકો જમાનાઓને ઓળખી એટલા ડાહ્યા થઈ ગયા હશે કે એમનામાં વિદ્વેષની માત્રા જરા સરખી પણ નહીં હેય હા એ લોકો આંતર-ગ્રહ શુભેચ્છા મંડળના રૂપમાં પૃથ્વી પર આવીને પૃથ્વી પુત્રોને પોતાની સંસ્કારિતાનો પાસ લગાડી જઈ શકે છે.

પણ આ થઈ લડાઈના દેવ મંગળની વાત કે જેને ત્યાં લડાઈ જ નથી. મંગળ પછીનો મોટો ગ્રહ ગુરુ છે. મંગળ અને ગુરુની વચ્ચે ૨૦,૦૦૦ જેટલા નાના ગ્રહો છે. આ પૈકીના કેટલાક તો ૧ માઈલ વ્યાસના પરાણે હશે. આવા નાના ગ્રહો પર વસ્તી હોવાનો સંભવ ખરો? અને હોય તો તે સમુદ્રમાંના ટાપુઓની વસ્તીની પેઠે એક બીજા સાથે લડીને મરી-પરવારી નહીં હોય? અરે, લડવાનું ન સૂઝ્યું હોય તો પણ ગુસ્સાની મારી નાશ પામી નહીં હોય? ગુસ્સાની વાત જરા સમજવા જેવી છે. સીરસ નામના મધ્યગ્રહ પર આપણા ૧૨૦ રતલિયા માણસનું વજન માત્ર ૪ રતલ થાય. બીજા મધ્યગ્રહો પર એથી પણ ઓછું—કેટલાક પર તો અમુક અધોળનું જ થાય. આવા હલકા વજનવાળા માણસો ગુસ્સામાં આવી એક બીજા તરફ દોડે યા કૂદીને લડવાનું આહ્વાન આપે તો? તો એ ખૂબ જ શાંતિથી લડે. એમની ગોળીઓ ગ્રહની જમીન પર પડે જ નહીં, એ ગ્રહને છોડીને ચાલી જાય, અને કદાચ ગ્રહ પર પડે તો એટલી ધીમે કે જાણે મંદગતિની ફિલ્મમાં પડતી ન હોય તેવું લાગે. મોટા સાત માળના મકાન પરથી કોઈ નીચે પડતું નાખે તો એનું મોત જ ન નીપજે. એ ધીરે ધીરે નીચે જમીન પર આવે. એને પીંછું પડ્યા જેટલી ઇજા થાય!! આઠ માઈલ વ્યાસના એક મધ્યગ્રહની વાત લઈએ. એના પર્વત-પર ચડી આપણે ખીણમાં ગબડીએ તો નીચે આવવા સુધીમાં આપણે જીવન, મૃત્યુ અને એવી બીજી અનેક બાબતોનો વિચાર કરી શકીએ : એટલું જ નહીં પણ પતનમાર્ગે બે ચાર આડાંઅવળાં ગોળમટાં ખાઈને કસરતના દાવપેચનું પણ પ્રદર્શન કરી યા વિચારી શકીએ એવી ભારે સગવડ રહે તેમ છે. ગ્રહની ભૂમિ પર પછડાયા પછી પણ સંપૂર્ણ રીતે જીવતા રહી શકીએ એની ૧૦૦ ટકા ખાતરી આપી શકાય તેમ છે ગ્રહથી દૂર ભાગી જવું હોય તો તેની પણ પૂરી શક્યતા છે. અતિ વેગથી ઊંચે કૂદકો મારીએ તો એક મધ્યગ્રહથી બીજા મધ્યગ્રહ પર પહોંચી પણ જવાય!

પણ વૈજ્ઞાનિકો કહે છે કે આ બધા મધ્યગ્રહો વસ્તી વિનાના છે. ત્યાં માત્ર પથ્થરો અને ખડકો છે. એમાંની ધાતુનો ઇજારો લેવો હોય તો જરૂર એ વિષેનો પરવાનો માગી શકાય!

ગુરુ, શનિ, યુરેનસ અને નેપચ્યુન મોટા ગ્રહો છે. પણ એ જેટલા મોટા છે તેટલા વસ્તી બાબતમાં મોટા તો નહીં હોય ને? ગુરુની જ વાત લઈએ ૨૦,૦૦૦ માઈલના વ્યાસવાળા ગોળા પર ૧૬,૦૦૦ માઈલનું બરફનું જાડું પડ છે. અને તેનીયે ઉપર અતિ શીત ગુરુનું વાતાવરણ છે, ૮૦૦૦ માઈલ ઊંચા એ વાત સમુદ્રની નીચે આપણે જીવી જ ન શકીએ. ગુરુ લોકો એના વાતાવરણનું દર ચોરસ ઈંચે ૨૦૦૦

# લઘુતા ગ્રંથિ — માનસિક ક્ષતિ

હર્ષિદા પંડિત

એકેએક માણસ જેનાથી થોડેઘણે અંશે રીબાયા જ કરે છે એ આજની માનવજાતની આ ભયંકર માનસિક ખામીને નિવારવી તો બાજુએ રહી, પણ જાણવાની ય કોણ કાળજી લે છે?—એ લાઘવ ગ્રંથિ દૂર થતાંજ માનવી કેટલો સમૃદ્ધ બની જાય છે એનું સુરેખ આલેખન આ લેખમાં સાવ સહજતાથી દોરાયું છે.

આપણી સંસ્કૃતિના વિકાસના ઇતિહાસ સાથે ઉત્ક્રાન્તિવાદ ખૂબ ગાઢ રીતે સંકળાયેલો છે. જેમ જેમ સૃષ્ટિ ઉપર એક કોષથી માંડીને અનેકકોષી જીવોનું સર્જન થતું ગયું, તેમ તેમ ઉત્ક્રાંતિવાદનો ઇતિહાસ વધુ અટપટો થતો ગયો. જીવજંતુ, પક્ષી, પ્રાણી અને વાનર બાદ માનવી જન્મ્યો. એ માનવી આજે એટલો બધો આગળ વધ્યો છે કે આદિ માનવી કરતાં એની જીવનપદ્ધતિ ખૂબ સભ્ય ને સંસ્કૃત બની છે. પણ મૂખ્ય મર્યાદા એ છે કે પશુ–પક્ષીનાં બચ્ચાં કરતાં માનવબાળનું જીવન પુષ્કળ પરાવલંબી હોય છે.

પશુ–પંખી કે કીટાણુઓ તો પોતાના ખોરાકની વસ્તુઓ જલદીથી ઓળખી શકે છે. નાનું બાળક દૂધ પીએ છે ખરું, કારણ કે દરેક પ્રાણીની જેમ તેનામાં જીજીવિષા હોય છે; પણ દૂધની શીશીને ઝટ ઓળખીને હાથમાં પકડીને પીવાની સૂઝ કે શક્તિ તેનામાં નથી હોતાં.

લગભગ બધા જ માનસશાસ્ત્રીઓ એક પ્રશ્ન ઉપર સંમત છે કે માનવબાળના વિકાસનો સમય વધુ લાંબો છે અને એ પોતાના પોષણ માટે બીજા ઉપર જેટલું વધુ સમય પરાવલંબી રહે છે, તેટલું જ તેનામાં પોતાની ખામીઓ અંગેનું ઊંડું જ્ઞાન પ્રકટે છે. 'હું પક્ષીઓની જેમ ઊડી નથી શકતો,' એ અસંતોષની ભાવનાના પરિણામે તો આજે માનવી એરોપ્લેનમાં ઊડતો બન્યો છે 'મને અમુક વસ્તુ નથી આવડતી,

---

રતલનું ગુરુ દબાણ સહન ન કરી શકે એમ માનવાને કશું જ કારણ નથી.

પૃથ્વીના સમુદ્રમાં એકાદ માઈલની ઊંડાઈએ દર ચોરસ ઇંચે ૨,૫૦૦ રતલનું દબાણ પ્રવર્તે છે અને ત્યાં સમુદ્રી કરોળિયા જીવતા જોવામાં આવ્યા છે. આ થઈ પાણીની વાત. ગુરુના હવાના સમુદ્રમાં દબાણને વશવર્તી પ્રાણી જીવતાં રહી પણ શકે. પણ એ પ્રાણીઓ પૃથ્વી પર ઊતરી આવે તો પોતાની મેળે જ ફાટી જાય!—બલૂન ફાટે તેમ. આમ, ગુરુપુત્રો અને પૃથ્વીપુત્રો વચ્ચેની લડાઈ સંભવે એમ જ નથી. પૃથ્વીપુત્રો ગુરુપર જાય તો ત્યાં એમની ચટણી જ થઈ જાય, વગર લડાઈએ વાતાવરણના ભાર નીચે દબાઈ એ મરી જાય. બીજા મોટા ગ્રહો પર પણ આ જ સ્થિતિ છે.

રહી માત્ર પ્લુટોની વાત. એને કુંભકર્ણોનો દેશ કહેવો સારો છે. ત્યાં વસ્તી હોય તો તે ચિરનિદ્રા લેનારી હોવી જોઈએ, પરાણે ઊઠે અને ઊઠે ત્યારે સારી પેઠે ખાઈ પી પાછી ઊંઘવાની વાત શરૂ કરે. એવા ઊંઘણશીઓ સાથે બાખડવા કયા લક્ષ્મણો જાય!

પ્લુટોની પાર સૂર્યની સત્તાનો અંત આવે છે. એ હદની બાર દૂર દૂરના બીજા સૂર્યો અને તેમના ગ્રહોનું રાજ્ય હોવાની પૂરી સંભાવના છે. આજનું આપણું વિજ્ઞાન, હજી, બીજા સૂર્યોના ગ્રહોનો પત્તો મેળવી શક્યું નથી તો પછી એની પરની વસ્તીની વાત તો એ ક્યાંથી કરે? અવકાશમાં બે બે, ત્રણ ત્રણ, ચાર ચાર અને છ છ તારાની જોડીના મંડળ જોવામાં આવ્યાં છે. એવા સંબંધી તારાઓ પર જીવન હોય તો એમના પણ ગ્રહસંઘ બને ખરા ને? અને ત્યારે એવા બધા ગ્રહમંડળો આપસમાં લડી ન પડે અને સુખ શાંતિથી રહે તે માટે ગ્રહોના અધિષ્ઠાતા તારકોના પણ તારક–સંઘ હોવો આવશ્યક ખરો કે નહિ!

આ તારક સંઘ ખરેખર તારનારા નીવડશે કે નહીં એની કલ્પનાનો તાગ કોણ મેળવી આપે?

★



મારું જ્ઞાન અમુક હદ સુધીનું મર્યાદિત છે કે મારે આ શીખવું છે' એવા એવા અનેક વિચારો માનવહૃદયમાં હમેશાં તીવ્ર અસંતોષ જગાવતા રહ્યા છે. આવા વિચારોમાંથી જ લઘુતાગ્રંથિ જન્મે છે.

૧૯૦૭માં વિયેનાના ડૉ. આલ્ફ્રેડ એડલરે પોતાના 'A Study of Organ Inferiority' નામના પુસ્તકમાં માનસશાસ્ત્રના ઇતિહાસમાં સર્વપ્રથમ 'લઘુતા' (Inferiority) શબ્દનો ઉપયોગ કર્યો. એ એવું માનતા કે કુદરત માનવીનું એક અંગ છીનવી લઈ બીજાં અંગો પેલી ખામીની પૂર્તિ માટે બમણાં પ્રબળ બનાવે છે. દા. ત. એક માણસની જોવાની શક્તિ હરી લીધા પછી તેની શ્રવણશક્તિ અને સ્પર્શની શક્તિ બંને એટલાં પ્રબળ બનાવી દે છે કે જેથી આંધળા માનવીને આંખો ગૂમાવ્યાનું બહુ દુઃખ થતું નથી. કુદરત એટલું હમેશાં ધ્યાનમાં રાખે છે કે કોઈપણ કોટિનું પ્રાણી જીવવા માટે અયોગ્ય ન બનવું જોઈએ. આથી જ એ એક અંગ નમાલું બનાવે છે તો પણ બાકીનાં અંગોને પ્રબળ બનાવીને ઉમેરણી કરવાનું કદી નથી ભૂલતી.

આ થઈ શારીરિક ખોડની વાત. આદિ કાળથી જ માનવી પ્રગતિશીલ રહ્યો છે. એ પોતાની માનસિક ત્રુટિઓને ઓળખતો રહ્યો છે ને એનું જીવન પણ વધુ જટિલ બનતું રહ્યું છે. આથી એ પોતાના જીવનની મુશ્કેલીઓનું નિરાકરણ શાંતિપૂર્વક થાય એમ ઇચ્છે છે, અને તેથી એ હમેશાં સમૂહમાં રહે છે. ફ્રાન્સના પ્રસિદ્ધ ફિલસૂફ રૂસોના વિચાર પ્રમાણે જો એક બાળકને કુદરત પર ભરોસો રાખીને એમ ને એમ મૂકી દેવામાં આવે તો તે થોડા દિવસમાં મરી જશે એમાં કોઈને શંકા છે? માણસ માત્ર પોતાની સલામતી ઇચ્છે છે અને એની સલામતી સમૂહમાં રહેવાથી જ જળવાશે એની એને ખાત્રી હોય છે. આથી એ કુટુંબ, ટોળી, જાતિ કે રાષ્ટ્રની પસંદગી કરે છે. એ સમુદાયમાં રહે છે એટલે જ એ પોતાની જાતને બીજા કોઈ પ્રગતિશીલ માનવી સાથે સરખાવીને પોતે એની કક્ષાએ પહોંચે એવો પ્રયત્ન કરે છે. પુરુષાર્થ એના જીવનનો મહામંત્ર બને છે. એ કદીક આગળ વધે છે તો કદીક સંજોગો એને પછાડે છે. તેનામાં પોતાની જાત પ્રત્યે અસંતોષ ઉત્પન્ન થાય છે અને વારંવાર પ્રહાર સહેવાની સ્થિતિ ઉદ્ભવતાં એનામાં એક જાતની હતાશા પ્રવેશે છે, પોતે હવે કાંઈ પણ કરવા નકામો છે એ ભાવના એના મનમાં ઘર ઘાલે છે, ધીમે ધીમે એ મજબૂત બનતી જાય છે અને મનને એ લાઘવગ્રંથિ સતત કોરી ખાય છે. એટલે એમ કહી શકાય ખરું કે લાઘવગ્રંથિ એટલે પોતાની અયોગ્યતા કે હીનતા વિષેની એક મજબૂત સભાન ભાવના.

આ ભાવના પણ ઈશ્વર જેટલી જ સર્વવ્યાપક છે. માનસશાસ્ત્રીઓ એવું માને છે કે સોમાંથી નવ્વાણુ માણસો આ ભાવનાથી પીડાતા હોય છે. માનવી સ્વપ્નદ્રષ્ટા તો છે; પરંતુ એની શારીરિક અને માનસિક શક્તિની મર્યાદાને કારણે એ સ્વપ્નશિલ્પી નથી બની શકતો. વળી ભય, ચિંતા, સંકોચ ને અનિશ્ચિતતા પણ તેનામાં ઘર ઘાલી બેઠાં હોવાથી તે હમેશાં પોતાની યોગ્યતા વિષે શંકાશીલ રહે છે.

હવે આ ગ્રંથિના ઉદ્ભવનાં કારણો તપાસીએ. એવું માનવામાં આવે છે કે આ ભાવનાના ઉદય માટે આપણી વિકૃત જીવનપદ્ધતિ અને જીવન પ્રત્યેની દૃષ્ટિ જવાબદાર હોય છે. માનવી પોતાના ભાવિનો શિલ્પી છે એમ માનવામાં આવે છે. એ પોતાનું શિલ્પકામ ત્યારે જ બરાબર કરી શકે, જ્યારે એ પોતાના જીવનની સલામતી વિષે નિશ્ચિત હોય અને પોતાના જીવનના પલટાતા સંજોગોને અનુરૂપ બનવાની તેનામાં આવડત હોય. પણ જ્યારે આમાંની એક પણ વસ્તુ નથી હોતી ત્યારે એનામાં જાણ્યે-અજાણ્યે લાઘવગ્રંથિ પ્રવેશે છે. લાઘવગ્રંથિના મૂળમાં ભયના અસ્તિત્વનો ઉલ્લેખ ડૉ. ફ્રોઈડે કરેલ છે. એ એમ માને છે કે બાળકમાં નાનપણથી જ આ ભાવનાનો ઉદય થતો જોવામાં આવે છે. બાળકની શક્તિની વિશિષ્ટતા કે મંદતાની પ્રતીતિ બાળક પારણું છોડે એ પહેલાં જ થઈ જાય છે. 'કુમળા છોડને

વાળીએ એમ વળે ' એ ઉક્તિ પ્રમાણે બાળક પોતાનાં જીવનની ટેવો ઘડતાં નાનપણથી જ શીખે છે. જન્મતાં વેંત જ બાળક લાગણીભૂખ્યું હોય છે. આ લાગણીભૂખ ન સંતોષાય તો બાળક અધીરૂં બને છે. વળી એ સ્વયં પોતાના પોષણ માટે પરાધીન હોય છે આથી પોતાની સામાજીક દુર્બળતા વિષે એ વધુ સભાન બને છે.

આ ઉપરાંત બાળકને ઉછેરવાની પદ્ધતિ બરાબર ન હોય તો પણ તેનામાં લઘુતાગ્રંથિ પ્રવેશે છે. શારીરિક ખોડખાંપણવાળાં બાળકો વિશેષ રીતે આ ગ્રંથિનો શિકાર બને છે. એક સુંદર યુવતીના ચહેરા ઉપર મસો, કોઢ કે બીજું કદરૂપતા દર્શાવનારૂં ચિહ્ન હોય તો તેની માનસિક સ્થિતિ વિષમ બને છે. ડૉ. બીરન વુલ્ફના મતાનુસાર અતિશય જાડાઈ કે પાતળાઈ, ભૂરા વાળ, શરીર ઉપર લાખાં, શીતળા કે છુંદણાનાં ચિહ્નો, પુષ્કળ રૂંવાટી અતિશય અણીયાળું કે બુચું નાક, આંખોનો પીળો કે લાલ રંગ, આગળ પડતા દાંત, લાંબી દાઢી, ખૂબ પાતળી કે જાડી ગરદન, ઢોળાવવાળા ખભા, પાંસળાં દેખાતી છાતી, જાડી કમર, લાંબી કે ટૂંકી જાંઘ, સુકલકડા પગ, માથામાં ટાલ, પુરુષ શરીરમાં સ્રીત્વ અને સ્ત્રી શરીરમાં પુરુષત્વનાં ચિહ્નો અને આવાં બીજાં બધાં શારીરિક ચિહ્નો લાઘવગ્રંથિના પાયામાં સમાયેલાં હોય છે. જેથી વ્યક્તિ નિરાશાવાદી, એકાંતપ્રિય અને ભયયુક્ત બને છે.

લાઘવગ્રંથિ જન્મવા માટેનું બીજું કારણ બાળઉછેરની ખામીવાળી પદ્ધતિ છે. હવે એવો જમાનો આવ્યો છે કે જેમાં બાળકને સાહસી ને સ્વાવલંબી બનાવવાની ખાસ જરૂર છે. પણ ખરાબ રીતે ઉછરેલુ બાળક આ બંને ગુણોથી વંચિત બને છે. એ બિનકેળવાયેલું જ રહે છે, કારણ કે એની બધી જ જાતની જરૂરિયાતો સંતોષવામાં આવે છે. આવા વાતાવરણમાં ઉછરેલું બાળક એના ઘરમાં હમેશાં 'રાજપાટ'માં હોય છે. આથી આગળ જતાં એના મનમાં સરમુખત્યારીની ભાવના પ્રબળ બને છે. મુશ્કેલીઓનો સામનો કરવાની શક્તિ તેનામાં રહી નથી આવતી. જીવનમાં દુઃખો આવી પડતાં જ તે તેનાથી ગભરાઈને નાસી છૂટવાની તરકીબો શોધતું થઈ જાય છે. વળી આવા બાળકના જન્મ પછી જો કુટુંબમાં તરત બીજું બાળક જન્મે તો પ્રથમ બાળક તરફ પૂરતું ધ્યાન ન અપાતાં તેના માનસ પર પ્રહાર થાય છે. તેને એમ લાગ્યા કરે છે કે પહેલાં તે જ તેના માબાપનું સર્વસ્વ હતું, હવે એમાં ભાગ પડાવનાર હરીફ આવ્યું, જે તેની ગાદી પચાવી પાડવાનો દાવો કરીને જ બેસી નથી રહેતું પણ સાચે જ પચાવી પાડે છે. પરિણામે તેને પોતાનું સ્થાન ગૌણ લાગે છે. આવાં બાળકો ઊંઘમાં બબડે છે, પથારીમાં પેસાબ કરી જાય છે અને નિરાંતે ન ઊંઘતાં વારંવાર ઝબકીને જાગી ઊઠે છે. એમના ભાવિના ઘડવૈયા એમણે જાતે જ બનવાનું હોય છે પણ તે એમને આવડતું નથી. તેમનામાં હિંમત જ નથી હોતી. આપણા સમાજમાં કોઈ પણ જાતની જવાબદારીના ભાન વગર રખડતા–રઝળતા જુગારીઓ, દારૂડીયા, મવાલીઓ ને આળસું માણસોનો સમાવેશ આ વર્ગમાં થાય છે. વેશ્યાઓ પણ આ જ કોટિની હોય છે. લહેરી ને બેફિકર જીવનપદ્ધતિથી આ લોકો એવાં ટેવાઈ જાય છે કે નીતિ–અનીતિના ખ્યાલ એમને બહુ સ્પર્શતા નથી.

અવાંચ્છિત કે તિરસ્કૃત બાળક પણ લઘુતાગ્રંથિનું ભોગ બને છે. સંસ્કૃતિના રક્ષણાર્થે પણ બાળકો પ્રત્યેનું આવું નફરતભર્યું વર્તન અટકાવવાની જરૂર છે. ઘરમાં કે શાળામાં શારીરિક સજા ઉપર પ્રતિબંધ મૂકવાથી જ બાળકોના મન ને આત્માને બચાવી શકાશે અને તો જ તે લોકો સમાજના દુશ્મન બનતાં અટકશે. ઘૃણા હમેશાં અસામાજીક હોય છે. પ્રેમ જ જીવનનું બંધન અને માનવી-માનવી વચ્ચેના સંબંધોને ચાલુ રાખનાર પ્રેરણા છે. પણ જો બાળકનો વારંવાર તિરસ્કાર જ કરવામાં આવતો હોય અથવા કુટુંબીઓ તેના પ્રત્યે એવું વર્તન દાખવતાં હોય જેથી તેને એમ જ લાગ્યા કરતું હોય કે તેની સમાજમાં જરૂર નથી, તો એ કુટુંબીઓને કે બીજાં સબંધીઓને પોતાના દુશ્મન ન માને તો શું કરે?



આ માન્યતા આગળ જતાં બહુ દૃઢ બને તો ગુનેગાર, પરાવલંબી અને બંડખોર વ્યક્તિઓ જન્મે છે ને દમનનીતિવાળા વાતાવરણમાં ઉછરેલાં બાળકો તો અચૂક આવાં જ બને છે. એક હોંશિયાર વિદ્યાર્થી તેના વર્ગના વિદ્યાર્થીઓની ઈર્ષ્યાનું પાત્ર બને અને વધુ સમય સુધી આ ઈર્ષ્યાભાવના લંબાય તો બીજા વિદ્યાર્થીઓ તેની સાથે સહચાર ન પણ રાખે ને સહકાર ન પણ આપે, તેથી પણ પેલા હોશિયાર બાળકમાં આ ભાવના ઘર ઘાલે. આવા બાળકનો તિરસ્કાર કોઈ જ ન કરતું હોવા છતાં, એનાથી બધા દૂર ભાગતા હોવાને કારણે ને પોતે એકલું પડી જતું હોવાને કારણે પોતાની સમૂહવૃત્તિની પ્રેરણાને હમેશાં દાબ્યા કરવાનું. આવી રીતે ઘર, શાળા કે સમાજ, ગમે ત્યાં દમનના અનુભવો થતાં બાળકના વ્યક્તિત્વને વિકસવાની તક નહીં મળવાની, અને તેને એમ લાગવાનું કે સમાજમાં તેની કાંઈ જ અગત્ય કે ઉપયોગિતા નથી. પરિણામે તેનું વ્યક્તિત્વ વક્રદૃષ્ટિવાળું બનવાનું. આ સંબંધમાં ડૉ. મેકડુગલ એમ જણાવે છે કે “દરેક બાળકમાં આત્મવિશ્વાસની ભાવના ખીલવવાની જરૂર છે. ઘણાં બાળકોમાં શક્તિ હોવા છતાં એમને કોઈ પ્રોત્સાહન ન આપતું હોવાને કારણે એઓ એનાથી અજ્ઞાત રહે છે ને કોઈવાર એકાદ ટકોર કે સૂચના પણ જીવનભર અસર જમાવતી રહે છે. દુઃખ ને જ્ઞાનતંતુઓની બિમારીનાં મૂળ બાળકને સુધારવાના ગંભીર પ્રયત્નોમાં છૂપાયેલાં હોય છે. ગુનેગારનું માનસ ઘડવામાં આ દુઃખ અને મુશ્કેલી મુખ્ય ભાગ ભજવતાં હોય છે.”

લઘુતાગ્રંથિનું અસ્તિત્વ સૂચવનારાં ચિહ્નોમાં અનિદ્રા, બૌદ્ધિક પ્રવૃત્તિ પ્રત્યેની અરૂચિ, ખોટું અહં, ઉદાસીનતા, અરસિકતા, કોઈપણ જાતની પ્રવૃત્તિ પ્રત્યે કંટાળો, સંકોચ, શંકા, બિનસલામતીની ભાવનાની પ્રબળતા, વિજાતીય વ્યક્તિનો ડર, બીજાની પ્રગતિ પ્રત્યે ઈર્ષ્યા, નિરાશાવાદી જીવનદૃષ્ટિ, જીવનમાં નિરાશા સાંપડતાં વારંવાર આ મહત્વના વિચારો, જીવનમાં 'નકાર'ને વધુ મહત્ત્વ, અતડાપણું, અતિશય લાગણીવશતા, આત્મગ્લાનિ, કૃત્રિમતા, ધૂનીપણું વગેરે છે. આ બધાં તો એનાં સામાન્ય લક્ષણો છે. આ સિવાય મુખ્ય લક્ષણોમાં જ્ઞાનતંતુની નબળાઈ (Neurasthenia અથવા Nervous Break down), જીવનમાં ભાગેડુવૃત્તિ, એશઆરામીવૃત્તિ અને સ્વભાવમાં વિચિત્રતા વગેરે છે. (વારંવાર માથાનો દુ:ખાવો થવો, હૃદયનું જોરથી ધડકવું, દમ, થાક, ભૂખનો અભાવ એ બધાં ન્યુરેસ્થીનીયા અથવા જ્ઞાનતંતુની નબળાઈનાં લક્ષણ છે.) આ રોગથી પીડાતી વ્યક્તિઓમાં આત્મવિશ્વાસ જરાય નથી હોતો આથી તેમને નિરાશા પ્રાપ્ત થવાના સંજોગો વધુ આવે છે. આવી વ્યક્તિઓ મનમાં પરણે છે ને મનમાં રાંડે છે. અને મનમાં રચેલા હવાઈ કિલ્લા પોતે જ તોડતી જાય છે.

આ ઉપરથી જણાય છે કે લઘુતાભાવના સર્વ-વ્યાપી છે. ઘણા થોડા માણસો એનાથી દૂર રહી શક્યા હોય છે અને ઘણીખરી વ્યક્તિઓ એક યા બીજે વખતે એનો અનુભવ કરે છે. પણ આ ભાવનાં આપણા હૃદયમાં સ્થાન પામી ચૂકી હોય એથી ગભરાવાની કે નિરાશ થવાની જરાય જરૂર નથી. મહાન વ્યક્તિઓનાં જીવન તપાસીએ તો માલુમ પડશે કે એમને મહાન બનાવવામાં મુશ્કેલીઓનો જ ફાળો હોય છે. કહેવાય છે કે જુલિયસ સીઝર વાઈના દર્દથી પીડાતો હતો, પણ તેણે એ શારીરિક નિર્બળતા પર પ્રભુત્વ મેળવ્યું ને મહાન બન્યો. સંગીત સમ્રાટ બિથોવન બહેરો હતો છતાંય સંગીતના સૂરોનો શોધક ને પ્રશંસક બન્યો. વીસકાઉન્ટ સ્નોડનને માત્ર સત્તાવીસ વર્ષની યુવાન વયે સાયકલનો ગંભીર અકસ્માત નડ્યો હોવા છતાં સામાજીક સુધારાના કાર્યને એણે શક્તિપૂર્વક આગળ ધપાવ્યે રાખ્યું. પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટ પણ લકવાના રોગથી નાનપણથી પીડાતા હતા, પણ જીવનમાં એ રોગ સામે એ ઝઝૂમતા જ રહ્યા અને આત્મવિશ્વાસ કેળવીને આગળ વધી શક્યા. જાણીતા અમેરિકન નવલકથાકાર અપ્ટન સિંકલેર ૧૪ વર્ષ પથારીવશ





રહ્યો; પરંતુ એ દરમિયાન એણે ઊંડું જ્ઞાન પ્રાપ્ત કરી પ્રતિભાશાળી નવલકથાઓ લખી. ગુજરાતના વિદ્વાન પંડિત સુખલાલજી સંઘવીએ નાનપણથી જ આંખો ગૂમાવી; પરંતુ પુરા તત્વના અઠંગ અભ્યાસી તરીકે એ આખા હિંદમાં અસાધારણ પ્રતિષ્ઠા ભોગવે છે. ગાંધીવાદી તત્ત્વચિંતક શ્રી. મશરૂવાળા તબિયતે ખૂબ નબળા ને વજનમાં ૭૨ રતલ છે; પરંતુ એમની વિચારસરણી ને લેખન શૈલી કેટલી વેધક છે?—આપણા રાજ્યકર્તાઓને એમની કલમ કેટલા બેચેન બનાવી મૂકે છે! સ્વ. બ. ક. ઠા. ની આંખો ખૂબ નબળી હતી; પરંતુ જ્ઞાનપ્રાપ્તિની અસાધારણ ધગશને કારણે એટલી નબળી આંખે પણ એ કલાકોના કલાકો સુધી વાંચતા અને એક યુવાનની અદાથી ગુજરાતની સાહિત્યિક પ્રવૃત્તિમાં રસ લેતા. કાચબાની ગતિએ 'પા પા પગલી' માંડતા ગામડાની નાનકડી હાટડીના માલિક, ખૂબ ઓછું ભણેલા ને ક્ષયગ્રસ્ત શ્રી. પન્નાલાલ પટેલ બીજા સસલાગતિએ દોડતા સાહિત્યકારો કરતાં કેટલી ઝડપથી લોકોનાં હૃદય જીતી શક્યા છે?

આથી એમ કહી શકાય કે લઘુતાગ્રંથિ પોતે હમેશાં પ્રગતિની અવરોધક નથી હોતી આપણે કેવી રીતે એનો ઉપયોગ કરીએ છીએ એના ઉપર આપણી પ્રગતિ કે અવગતિનો આધાર હોય છે. જો એ આપણા વ્યક્તિત્વ પર પ્રભુત્વ મેળવી જાય તો મર્યા સમજવું અને જો આપણે હિંમત કેળવીને તેને દૂર કરીએ તો પછી ગંગા નાહ્યા.

લઘુતાગ્રંથિથી મુક્ત થવાનો સૌથી સરલ ઉપાય તેનું કારણ શોધવાનો છે. આ ગ્રંથિથી પીડાતા માણસને જો કારણ જડી જાય તો બહુ ચિંતા કરવા જેવું રહેતું નથી. આથી મનમાં મૂંઝાયા વગર કોઈ સારા માનસ-ચિકિત્સક પાસે જઈને પોતાની મૂંઝવણ નિખાલસ રીતે જણાવીને મનનું પૃથક્કરણ કરાવવાની જરૂર છે. કઈ ઊર્મિના દમનથી આ ગ્રંથિ રૂઢ થઈ છે એટલું જ ચિકિત્સકે શોધવાનું હોય છે. આપણે દમેલી ઊર્મિ અજ્ઞાત મનમાં સ્થાન મેળવીને આપણને પીડતી હોય છે, એને જ્ઞાત મનમાં આણવાનું કાર્ય માનસશાસ્ત્રી કરે છે ને પછી તો મન એના દુઃખમાંથી મુક્ત થાય છે. મુખ્ય મુશ્કેલી ઘટના કે દમનના અનુભવને યાદ કરવાની હોય છે. તદુપરાંત આ રોગથી પીડાતી વ્યક્તિના વાતાવરણને પલટવાની ખાસ જરૂર રહે છે. સંજોગોમાં પરિવર્તન આણવાથી વ્યક્તિના સ્વભાવમાં પણ પલટો આવે છે.

આ ગ્રંથિ માનવીને હેરાન કરે છે કારણ કે માનવી એનું કારણ તપાસતાં ડરે છે. જો આપણે એનું કારણ શોધવામાં આળસ ન કરીએ ને એને દૂર કરવાના ઉપાય ન કરીએ તો એમાં આપણો જ વાંક લેખાય ને! જીવનને યુદ્ધ સમજીને મેદાનમાંથી પીછેહઠ કરીએ તો પછી એ ભાવના આપણા પર રાજ્ય ન કરે તો શું કરે! એક વસ્તુ ચોક્કસ છે કે જાગ્યા ત્યાંથી સવારવાળી વૃત્તિ અપનાવીને કાર્યમાં મગ્ન બનીએ તો ક્યારેય મોડા પડવાના નથી. સોમાંથી નવ્વાણું પ્રસંગો એવાં હોય છે જે બનતા નથી પણ જેની આગાહી માત્ર આપણને ડરાવી જાય છે એની ચિંતા કર્યા કરીએ તો કાંઈ વળે નહીં. અથી, નિરાશાનાં મોજાં દૂર હઠાવવા માટે રચનાત્મક આશાના પવનની જરૂર છે. આ કાંઈ એવો રોગ નથી કે જેનું નિદાન ન થઇ શકે. ઊલટું જે રોગીઓએ આ રોગ ઉપર જીત મેળવી છે એ જીવનમાં અસાધારણ સાફલ્યને વર્યા છે. જીવનમાં કાર્યપડકાર જાગૃત કરીને આગળ ધપ્યે જતી વ્યક્તિના જીવનમાં ખમીર ને ઉલ્લાસ આપોઆપ પ્રગટે છે.



'ઊર્મિ-નવરચના' અંગેનો કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે આપનો ગ્રાહક નંબર (આપના રેપર ઉપર જે દર વખતે આવે છે એ) લખવો ભૂલશો નહિ.

# રસમય પંખી–લીલા

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

ગુજરાતના એકમાત્ર પક્ષીવિશારદ આ લેખના લેખકથી હવે તો ગુજરાત સારી રીતે પરિચિત છે જ. રોજેરોજ આપણી નજરે ચડતાં સાવ સામાન્ય પંખીઓની લીલા પાસેથી આપણને પણ કેવા કેવા પાઠો શીખવાના મળે છે એ આ નાનકડા લેખમાં એના વિશારદ લેખક આપણને કહી જાય છે

સાધારણ રીતે એવું મનાય છે કે, પક્ષીઓ તો માળામાંથી જોડીમાં મોટાં થાય છે અને હંમેશ એ જ જોડી સાથે સહચાર કરે છે. પણ આ માન્યતા સાચી નથી. જ્યારે બચ્ચાં મોટાં થઈ તેના મા–બાપથી જુદાં પડી જાય છે ત્યારે શરૂઆતમાં તો તે એકલાં જ ફરે છે. જ્યારે કુદરત તેઓને ફરજ પાડે છે કે હવે તમારે પ્રજોત્પત્તિ કરવાની ઋતુ શરૂ થાય છે જેમાં તમારે પણ ઈશ્વરની બનાવેલી આ પ્રકૃતિમાં તમારો સાથ આપવો જરૂરી છે ત્યારે તેઓ સહચારની શોધમાં તલ્લીન થઈ જાય છે

આ શોધ કરવાના રસ્તા જુદી જુદી જાતનાં પક્ષીઓમાં જુદી જુદી રીતે કરવામાં આવ્યા છે. કંઠવાળા પક્ષી પોતાના મધુર ગાન ગાઈ સામી જાતિનું મન હરણ કરે છે. કેટલાંક પક્ષીઓ તાલબદ્ધ નૃત્ય કરીને અને નૃત્ય કરતાં પોતાના સુંદર રીતે ગોઠવાયેલા રંગો બતાવી માદાને આમંત્રણ આપે છે જ્યારે કેટલાંક પક્ષીઓ પોતાની લડાયક શક્તિનું પ્રદર્શન કરી બીજા નર હરીફને હરાવી માદાને પોતાની તાકાતનું ભાન કરાવી પોતાની કરે છે, અને કેટલાંક પક્ષીઓ પોતાનાં પીંછાંથી અમુક પ્રકારનો અવાજ કરી માદાનું ધ્યાન પોતા તરફ આકર્ષે છે.

## પક્ષીમાં એક પત્નીવ્રત

આવી રીતે બંધાયેલી જોડીઓ ઘણાં પક્ષીઓમાં એક બીજા સાથે જિંદગી સુધી સાથે સહચાર કરે છે, કેટલાંકમાં ઋતુમાં બચ્ચાં ઉછેરીને જુદાં પડી જવાનો રિવાજ છે. અને એ પ્રમાણે દર સાલ નવી માદા સાથે રહી બચ્ચાં મોટાં કરે છે. પક્ષીઓમાં એક પત્નીવ્રત છે. બીજાં કેટલાંક અનેક પત્નીમાં માને છે. અને એવાં પણ પક્ષીઓ આપણે ત્યાં છે કે જેમાં એક માદા ઘણા પતિમાં માને છે અને કેટલાંકમાં ત્રિયારાજ્ય પણ છે.

પંખીઓ આખી જિંદગી સુધી એક પત્ની સાથે સહચાર કરનાર પક્ષીઓ જોઈએ. તેમાં સૌથી મોખરે આવે એવું પક્ષી સારસ.

આપણામાં એવી માન્યતા છે કે સારસની જોડીમાંનું એક અકસ્માત મરે તો બીજું તેના મૃતદેહ આગળ ખાધાપીધા વિના માથું પટકીને મરી જાય છે આ માન્યતામાં સત્ય કેટલું રહ્યું છે તેનું અવલોકન કરવા સમય સાંપડ્યો નથી.

## કબૂતરનો પ્યાર

છતાં એટલું કહ્યા વગર ચાલે તેમ નથી કે તેઓ એક બીજા પ્રત્યે અતિ પ્રેમ રાખે છે. તેમાં સંશય નથી એવી જ રીતે આપણા ઘરમાં હંમેશ જોવામાં આવતાં કબૂતરોનું પણ એમજ છે. તેઓની જોડીમાંનું એક જાય ત્યારે તેને બીજું શોધી લાવતાં ઘણો વખત લાગે છે. પાળેલાં કબૂતરોમાં તેની જોડીની માદાને લઈને બીજી માદા સાથે તેની જોડી મેળવવી હોય તો તેમ કરતાં ઘણી મુશ્કેલી પડે છે, એવા દાખલાઓમાં નવી માદાને પેલા નર સાથે પૂરી દીધી હોય તો ઘણી વખત તે નરે માદાને મારી નાખેલી અથવા મરણતોલ માર માર્યાનું માલુમ પડ્યું છે.

## હરણ કરતો પ્રેમી

આપણાં ઘરનાં છાપરાંના પોલાણો અને ભીંતનાં કાણાંમાં કે કોઈ વૃક્ષના કુદરતી પોલાણમાં ઈંડાં મૂકી લીલા પોપટ બચ્ચાં મોટાં કરે છે, તેમાં પણ એવું જ બને છે. એક પાળેલી માદા સાથે બહારના જંગલી પોપટનો જીવ લાગી ગયો પ્રજોત્પત્તિનો સમય નજીક ચાલ્યો આવતો હતો. આ માદા એક મોટા પીંજરામાં ભીડની ફરતી હતી. પેલો નર હમેશાં તે પીંજરાના છાપરા ઉપર આવીને બેસે અને અંદરથી માદાને બહાર કાઢવાનો રસ્તો કર-





વાનો વિચાર કરે. એક દિવસ તે પીંજરાના લાકડાના છાપરામાં નબળી જગ્યા જોઈ પોતાની ચાંચ વતી તે કોરવા માંડ્યું, અને દશ બાર દિવસ કોઈ ન જોવે એમ મહેનત કરી તેણે પેલી માદા બહાર આવી શકે એવડું કાણું પાડ્યું. અને પેક્ષી માદાને નસાડી ગયો. પોપટ એક પત્નીમાં માનવાવાળું પક્ષી છે. એક પત્નીવ્રત રાખવાવાળાં પક્ષીઓ બનતાં સુધી એક વખત જોડીમાં સાથે સહચાર કરવા લાગે પછી તેઓ આખી જિંદગી સુધી સાથે જ જીવન વ્યતીત કરે છે.

ઉપર જે દાખલો આપ્યો તે તો નરનો હતો. માદામાં પણ આવું જ દેખાય છે. આ બાબતમાં મારું કુદરતમાં અવલોકન નથી પણ મારા પાળેલા લીલા પોપટની માદાનો અનુભવ મારી પાસે છે. આ માદા સાથે એક નર ઘણા વખતથી રાખવામાં આવ્યો હતો. એક દિવસ તે બીમાર થઈ મરી ગયો ત્યાર પછી પેલી માદા સાથે બીજો નર મેળવવા સાથે મૂકવામાં આવ્યો. આ નવો નર જેવો તેના જોવામાં આવ્યો કે તરત જ પેલી માદા તેને પગે બટકા ભરવા લાગી. પીંછાં કાપી નાખવા લાગી અને તે ઉપરાંત આખો દિવસ પેલા નરને ન ખાવા દીધું કે પાણી પીવા દીધું. આવી સખત મહેમાનગતિથી બીજે દિવસે પેલો નર સુસ્ત પડી ગયો. તેને જુદો લઈ લેવામાં આવ્યો, અને સારવાર શરૂ કરી પણ સખત માર પડેલો એટલે બીજે દિવસે સાંજ પહેલાં તો તેણે દેહત્યાગ કર્યો. એક વખત તે માદાનો સ્વભાવ સમજી ગયા પછી બીજા નરને સાથે રાખવા ઘણી તરકીબો અજમાવી પણ તેમાંથી એકે ય ફતેહમન્દ ન થઈ તે ન જ થઈ.

જેવો સ્વભાવ આપણને આ લીલા પોપટમાં જોવા મળે છે તેવો સ્વભાવ મેં રાખેલા જંગબારી પોપટમાં પણ અનુભવવાનો મળ્યો છે. એક નર જંગબારી પોપટ એક વખત એક માદા સાથે લાગી ગયા પછી બીજી માદા સાથે લગાડતાં ખૂબ મુશ્કેલી વઠતી પડે છે તેવું જ માદામાં પણ છે.

મકાનની ઓસરીમાં લીલા પોપટનું પીંજરું એ તો હિન્દી માણસનું પ્રતિક છે. આપણામાં આ પોપટને પાંજરે રાખી બોલાવવાનો ઘણા જૂના સમયથી રીવાજ છે અને કેટલાક પાળેલા પોપટો બહુ સરસ બોલ્યાના દાખલા જાણવા મળે છે. લીલો કાંઠલા વાળો તે પોપટ અને કાંઠલા વગરનો તે સુડો એમ આપણે તેનાં નામ પાડ્યાં છે પણ કાંઠલા વાળો તે નર અને કાંઠલા રહિત તે માદા છે.

આ પોપટ આપણા ગામ અને સીમમાં એટલો બધો સામાન્ય છે કે તેનું વધારે વર્ણન કરવું યોગ્ય નથી લાગતું. કેટલીક ખાસીયત બતાવવી જરૂરી છે. પોપટ બનતાં સુધી ચાર છની ટોળીમાં ઊડવાવાળું પક્ષી છે, અને જ્યાં પોતાને અનુકૂળ ખોરાકનો પુરવઠો જડી જાય ત્યાં મોટાં ટોળામાં જમા થાય છે. એમાં તેઓ કંઈક અંશે પાકેલા ધાન્યને અને વાડીનાં ફળ ફૂલ આદિને જરૂર નુકસાન પહોંચાડે છે. વળી તેઓ ખાવા કરતાં બગાડ વધારે કરે છે એ સિવાય જ્યાં ચકલાં, કબૂતર, પોપટ વગેરે પક્ષીઓને ચણુતરામાં દાણા ન નંખાતા હોય ત્યાં તેઓ દાણાની બહાર પડેલી ગુણીઓને ફાડીને દાણા ખાય છે. ઊડતાં અને જ્યારે નિરાંતે બેઠાં હોય ત્યારે તેની કાન આરપાર નીકળી જાય એવી રાડો સાંભળવાથી કંટાળો આવે છે. સાંજના અમુક વૃક્ષનાં ઝૂંડમાં તેઓ બશીરા વખતે મોટી સંખ્યામાં જમા થાય છે. એ બશીરાના વખત પહેલાં તેઓ પોતાની તે ખાસ જગ્યા તરફ ચારે દિશામાંથી આવતા નજરે ચઢે છે.

પોપટનો પ્રજનન કાળ ઉનાળો પણ ફેબ્રુઆરીથી તેઓ માળામાં ઈંડાં મૂકી ને એપ્રિલ માસ સુધી બચ્ચાં આપે છે. જે વખતે તેઓ ઉપર જણાવી ગયા તેવી જગ્યામાં ચારથી છ સફેદ રંગનાં ઈંડાં મૂકે છે. માળા માટે ધોત બનાવવામાં વધારે મહેનત નર લે અને ઈંડાં સેવવાનું કામ માદા જ કરે છે. જ્યારે બચ્ચાં ઉપર બન્ને માબાપને પ્રેમ હોય છે. વળી સંપીલી જાત પણ ખરી કારણ કે જો માળાને જોવા કે બચ્ચાં લેવા કોઈ ચઢે તો એવી સખત રાડો પાડી શોર મચાવે કે આસપાસનાં બીજા પોપટો પણ ત્યાં

# રેયૉન

પ ધ કા ન્ત ર૦ શા હ

> ગુજરાતના ગણ્યા–ગાંઠ્યા વિજ્ઞાનીઓમાં જેમની ગણના પહેલી હરોળમાં આવી શકે એવા આ મહત્ત્વના લેખના લેખક અત્યારે યુદ્ધોત્તર ભારતની પુનરૂરચનામાં મહત્ત્વનો ફાળો આપતા કલ્યાણ પાસેના નેશનલ રેયોન કોર્પોરેશન નામના ગંજાવર કારખાનામાં એમની વિવિધ કામગીરીના નવનીત સમો લેખ આપે છે એ આ તબક્કે તો ખાસ ઉપયોગી નીવડશે જ.

માનવીએ બનાવેલા રેશમનું નામ એણે રેયૉન[1] પાડ્યું છે. અંગ્રેજીમાં 'રે' એટલે કિરણ, તેથી કિરણ જેવા તેજસ્વી તાંતણાનું નામ વિજ્ઞાનની ભાષામાં રેયૉન તરીકે રૂઢ થઈ ગયું છે. કૃત્રિમ રેશમ એ શબ્દ યોગ્ય નથી કારણ કે કુદરતી રેશમના ગુણધર્મોથી તે તદ્દન ભિન્ન છે. આપણી ભાષામાં, કરવું હોય તો રેયૉનનું આપણે 'રશ્મિ' નામાભિધાન કરી શકીએ.

તંતુનું સર્જન કૃત્રિમ રીતે કરી શકવાની આગાહી રૉબર્ટ હૂકે[2] ત્રણસો વર્ષ પૂર્વે કરી હતી પણ એ આગાહી સાચી પડવાને તો ફક્ત સાઠ વર્ષ જ વીત્યાં છે. રેશમના કીડાને કોશેટામાંથી રેશમનો તાર બનાવતાં જેણે જોયો હશે તે માનવ–સર્જ્યા તંતુની બનાવટની ભૂમિકાનો પ્રાથમિક સિદ્ધાન્ત પણ કલ્પી શક્યો હશે.

રેશમનો કીડો શેતુર[3] વૃક્ષનાં પાંદડાં ખાઈને તેનામાંથી ચીકણો ચાસણી જેવો પ્રવાહીનો તાર બહાર ફેંકે છે અને બહાર આવતાંની સાથે જ આ પ્રવાહી ઘનસ્વરૂપ ધારણ કરે છે, તેથી આવો તાર જો કૃત્રિમ રીતે પેદા કરવો હોય તો પ્રથમ કોઈ ચાસણી જેવું ઘટ્ટ પ્રવાહી બનાવી તેને બારીક છિદ્રોવાળી ચાળણીમાંથી ખેંચી તરત જ ઘનસ્વરૂપમાં લાવવું પડે. આવી જાતની યુક્તિ આજકાલ રેયૉનના બધા જ બનાવનારાઓ વાપરે છે પણ તેની શોધ એ

---

આવી લાગી શોરમાં સાથ પુરાવે અને તે સિવાય કાબર પણ ચઢનારને મારવા આવે ત્યાં આવી લાગી શોરમાં સાથ પુરાવે.

પોપટને બચ્ચેથી પાળ્યો હોય તો સરસર વાતો કરે છે. તેમાં "અટપટ પંખી ચતુર સુજાણ પઢો પોપટજી શ્રી ભગવાન" એ ખાસ શીખવવામાં આવે છે. એ સિવાય રામાયણની ચોપાઈ પણ ઘણા પોપટોને બોલતાં સાંભળ્યા છે. છતાં એટલું મારા જોવામાં આવ્યું છે કે તેઓ કોઈની રૂબરૂ બોલવા કરતા બપોરના એકલા હોય ત્યારે વધારે ભાગે બોલે છે.

જો પોપટ રાખીને આપણે તેને પીંજરામાં પૂરી દાણો પાણી નાખી દઈએ તો પોપટ જીવે તો લાંબો વખત પણ તેને બોલવાની મરજી થતી નથી. માટે પોપટ રાખ્યા પછી કુટુમ્બનું એક માણસ છે એવી રીતે તેને રાખવામાં આવ્યો હોય તો આપણને પાળવાનો સંતોષ થાય છે અને તેને પીંજરામાં રહેવાનું દુઃખ થતું નથી. જે પીંજરામાં તેને રાખ્યો હોય તે પૂરતી જગ્યાવાળું અને સહેલાઈથી ફરી હરી શકે એવું હોવું જોઈએ તેમાં બેસવા માટે હડો એટલે રાખવામાં આવતી લાકડી બનતાં સુધી જો લાકડાની હોય તો વધુ સારૂં. પણ કેટલાક પોપટને તે કાતરવાની ટેવ પડી જાય છે. આ ટેવ જરા કંટાળો આપે એવી હોવાથી ધાતુની ડાંડી વાપરવામાં હરકત નથી.

આપણામાં એવી માન્યતા છે કે પોપટને રાત ઉજાગરો કરાવી બોલતાં શીખવી શકાય છે. પણ મારો અનુભવ એથી તદ્દન ઊલટો છે. ફક્ત સવાર સાંજ પ્રેમથી બોલાવવાથી અને માન પૂર્વક સંબોધવાથી પોપટ ધાર્યું બોલશે પણ તેની સાથે એટલું ધ્યાન રાખવું કે તેનામાં શબ્દો પકડવાની બુદ્ધિ હોવી જોઈએ. કારણ કે દરેક પોપટમાં આ બુદ્ધિનું પ્રમાણ સરખું હોતું નથી. આપણા આ પોપટને અંગ્રેજીમાં The Rose-Ringed Parakeet કહેવામાં આવે છે.

અમળ પુરુષાર્થનું પરિણામ હતી.

અત્યારે 'રેયૉન' બનાવવા માટે મૂળ પદાર્થ 'સેલ્યુલોઝ'[૪] વપરાશમાં લેવાય છે. આ સેલ્યુલોઝ 'રૂ' અગર લાકડામાંથી બનાવી લેવાય છે, સેલ્યુલોઝનો તાત્વિક અર્થ 'વનસ્પતિના રેષા' થાય છે. રેયૉન બનાવવાની જે ચાર પદ્ધતિઓ પ્રચલિત થઈ છે તેમના વડે નીચેના પ્રકારના રેયૉન પ્રાપ્ત થઈ શકે છેઃ—

૧. નાઈટ્રો સેલ્યુલોઝ[૫] અથવા શાર્ડોનિટ[૬] રેયૉન.
૨. વિસ્કોઝ[૭] રેયૉન
૩. ક્યુપ્રામોનિઅમ[૮] રેયૉન, અને
૪. સેલ્યુલોઝ એસિટેટ[૯] રેયૉન

**૧. શાર્ડોનિટ રેયૉનઃ**—આ પ્રકારનું રેયૉન આજે ખાસ અગત્ય ધરાવતું નથી પણ સૌથી પ્રથમ રેયૉનનું સફળ સર્જન આ પદ્ધતિ વડે થયું હતું એટલું એનું મહત્વ છે. કાઉન્ટ હિલેર દ શાર્ડોનિટ[૧૦] ના આજીવન પરિશ્રમનો એ પરિપાક હતો. શાર્ડોનિટના પ્રોસેસમાં રૂ ને નાઈટ્રો સેલ્યુલોઝમાં રાસાયણિક પ્રક્રિયા વડે બનાવી તેને ઈથર[૧૧] અને આલ્કોહોલ[૧૨] ના મિશ્રણમાં ઓગાળવામાં આવતું એટલે ચાસણી જેવો પદાર્થ બનતો અને પછી તેને બારીક છિદ્રો વાટે બહાર તારના સ્વરૂપમાં કાઢવામાં આવતાં ઈથર અને આલ્કોહોલ ઊડી જતાં અને માત્ર તંતુઓ સૂકા સ્વરૂપમાં રહેતા. પરંતુ આ પદાર્થ સળગી ઊઠે એવો હોવાથી તેમાંથી નાઈટ્રિક એસિડ [૧૩] દૂર કરવો પડતો એટલે ફરી પાછું તેનું સેલ્યુલોઝમાં જ રૂપાન્તર થઈ જતું. એક સમયે આ 'રેયૉન' બહુ લોકપ્રિય બન્યું હતું પણ પછી વિસ્કોઝ પ્રોસેસ શોધાતાં એની બનાવટ બંધ કરવામાં આવી.

**૨. વિસ્કોઝ રેયૉનઃ**—આ રેયૉનની બનાવટમાં મૂળ પદાર્થ સેલ્યુલોઝ છે અને તે હલકા વજનના લાકડા(દેવદાર, પાઈન,[૧૪] સ્પ્રુસ,[૧૫] વાંસ વગેરે)—માંથી બનાવવામાં આવે છે. ઈ. સ. ૧૮૯૨માં ક્રોસ,[૧૬] બેવન[૧૭] અને બીડલ[૧૮] નામના ત્રણ બ્રિટિશ કેમિસ્ટોએ શોધી કાઢેલી સેલ્યુલોઝની રાસાયણિક પ્રક્રિયાઓ ઉપર આ પદ્ધતિનું મંડાણ થયું છે. કોસ્ટિક સોડાના[૧૯] જલદ દ્રાવણમાં સેલ્યુલોઝને રાખવાથી તેનો સોડા સેલ્યુલોઝ[૨૦] નામનો પદાર્થ બને છે. આ સોડા સેલ્યુલોઝ ઉપર કાર્બન બાય સલ્ફાઈડ[૨૧] નામના રસાયણની પ્રક્રિયા વડે સેલ્યુલોઝ ઝેન્થેટ[૨૨] નામનો પદાર્થ બને છે. એમાં એવો ગુણ છે કે કૉસ્ટિક સોડાના દ્રાવણમાં તે ઓગળી શકે છે અને તેનો ચીકણો મધ જેવો પદાર્થ બને છે. દેખાવે અને રંગે પણ તે મધ જેવો જ દેખાય છે. આ પદાર્થને વિસ્કોઝ કહે છે કારણકે અંગ્રેજીમાં ચીકાશ માટે વિસ્કોસિટી[૨૩] એવો શબ્દ છે. હવે આ વિસ્કોઝને બારીક છિદ્રોમાંથી દબાણપૂર્વક ખેંચવામાં આવે છે અને ત્યારબાદ તેના ઉપર એસિડનું સ્નાન કરાવવામાં આવે છે એટલે વિસ્કોઝમાં અંતર્ગત થએલો સેલ્યુલોઝ નવા સ્વરૂપે-તંતુઓના રૂપમાં-પુનર્જન્મ પામે છે રાસાયણિક દૃષ્ટિએ તે તેના પૂર્વાવતાર જેવો જ છે.

હવે આપણે આ પ્રોસેસ વડે કારખાનામાં રેયૉન કેવી રીતે તૈયાર કરવામાં આવે છે તે જોઈએ. પ્રોસેસમાં વપરાતો મૂળ પદાર્થ સેલ્યુલોઝ 'પલ્પ શીટ્સ'[૨૪] એટલે કાગળના પૂઠાના રૂપમાં વપરાય છે. આ પૂઠાને ફ્રેમોની અંદર મૂકી તેમના ઉપર કોસ્ટિક સોડા છોડવામાં આવે છે અને નિયત કરેલા સમય પછી, હાઈડ્રોલિક[૨૫] પ્રેસમાં આ પૂઠાં દબાવી, વધારાનો પ્રવાહી સોડા નીચોવી લેવામાં આવે છે. આ રીતે બનેલા સોડા સેલ્યુલોઝનું વજન પલ્પશીટ્સ કરતાં લગભગ ત્રણ ગણું હોય છે. હવે આ સોડા સેલ્યુલોઝને એક મોટા દાંતાવાળા યંત્રમાં (જેને શ્રેડર[૨૬] કહે છે), તેમાં ખમણવામાં આવે છે એટલે તેનો કોપરાના છીણ જેવો ભૂકો પડે છે. જોનારને તો આ ભૂકો અને કોપરાના ખમણમાં ભાગ્યે જ તફાવત લાગે. આને 'ક્રમ્બ્ઝ'[૨૭] કહે છે. આ ક્રમ્બ્ઝને પછી બંધ કબાટમાં દોઢથી બે દિવસ સુધી નક્કી કરેલા ઉષ્ણતામાને એરકંડિશનવાળી [૨૮] જગ્યામાં રાખી મૂકવામાં આવે છે. ત્યારબાદ આ ક્રમ્બ્ઝને 'ચર્ન' [૨૯] નામના યંત્રમાં




નાખવામાં આવે છે જ્યાં એની સાથે કાર્બન બાયસલ્ફાઈડ નામના રસાયણનો સંયોગ કરવામાં આવે છે. આ પ્રક્રિયા પૂરી થાય છે ત્યારે એમાંથી નારંગી રંગનો સેલ્યુલોઝ ઝેન્થેટ નામનો પદાર્થ જન્મ પામે છે. આ ઉદાર્થ 'યર્ન'ની અંદર નાના મોટા ઢેફાંના સ્વરૂપમાં હોય છે. આ ઝેન્થેટને પછી કૉસ્ટિક સોડા અને પાણીના દ્રાવણમાં નાખી ખૂબ હલાવવામાં આવે છે એટલે એ ઓગળી રહેતાં તેનો મધ જેવો ચીકણો પદાર્થ બને છે. આને વિસ્કોઝ' કહેવામાં આવે છે. આ વિસ્કોઝમાં સાતથી આઠ ટકા જેટલો સેલ્યુલોઝ અને છથી સાત ટકા જેટલો કૉસ્ટિક સોડા હોય છે. પણ આ વિસ્કોઝમાંથી તાર ખેંચી શકાવાને લાયક તે હોતો નથી. તેની ચીકાશમાં ઘટતો ફેરફાર થવા માટે નિર્દિષ્ટ ઉષ્ણતામાને 'એર કંડિશન' કરેલી જગ્યામાં તેને ટાંકીઓમાં અમુક વખત સુધી રાખવામાં આવે છે આ દરમ્યાન વિસ્કોઝને ફિલ્ટર પ્રેસમાં[૩૦] ગાળી સ્વચ્છ કરવામાં આવે છે અને 'સ્પિનિંગ'[૩૧] કરતાં પહેલાં તેમાંથી હવા કાઢી નાખવામાં આવે છે, જેથી રેયૉનનો તાર અંદર હવા આવતાં તૂટી ન જાય. હવે વિસ્કોઝ સ્પિનિંગને યોગ્ય બને છે.

વિસ્કોઝમાંથી તાર ખેંચવા માટે સ્પિનિંગ યંત્રોની હારમાળાઓ હોય છે ત્યાં વિસ્કોઝને પંપ વડે ધકેલવામાં આવે છે. છિદ્રોવાળી 'સ્પિનેરેટ,'[૩૨] જેમાંથી છેવટે તે બહાર પડે છે તેમાં જતા પહેલાં તેને 'કેન્ડલ' 'ફિલ્ટર'[૩૩] નામની એક પાતળી નળીમાંથી ચોખ્ખા થવા માટે પસાર થવું પડે છે. સ્પિનેરેટના છિદ્રોમાંથી આ વિસ્કોઝના તાર બહાર નીકળે છે કે તરત જ તેમને સલ્ફ્યુરિક એસિડવાળા સ્નાનાગાર' માંથી પસાર થવું પડે છે અને પછી એવી રચના હોય છે કે (આ રચનામાં નળી,–ફનલ–[૩૪] ગૂઝનેક,[૩૫] ગોડેટ[૩૬] ચક્રો અને સેન્ટ્રિફ્યુગલ પૉટ[૩૭] હોય છે.) તારોનો આંટી થઈને તેની 'કેક'[૩૮] વીંટાય છે. જે દ્રાવણવડે વિસ્કોઝને સ્નાન કરાવવામાં આવે છે તેમાં સલ્ફ્યુરિક એસિડ[૩૯] ઉપરાંત ઝિન્ક સલ્ફેટ,[૪૦] ગ્લુકોઝ,[૪૧] સોડિયમ સલ્ફેટ[૪૨] વગેરે જૂજ પ્રમાણમાં મેળવવામાં આવે છે. આને લીધે રેયૉનનો પ્રકાર સુધરે છે. આ રેયૉન અશુદ્ધ હોય છે એટલે તેને વિશુદ્ધ કરવા માટે ધોવું પડે છે. આમાં સલ્ફ્યુરિક એસિડની અશુદ્ધિઓ દૂર કરવા સોડિયમ સલ્ફાઈડ[૪૩] વપરાય છે, પીળાશ દૂર કરવા ક્લોરિન[૪૪] વપરાય છે અને આ અશુદ્ધિઓ દૂર થયા પછી સાબુના પાણી વડે તેને ધોઈ, ચોખ્ખા પાણી વડે છેવટે સાબુ કાઢી નાખી 'ડ્રાયર'[૪૫] માં સૂકવવામાં આવે છે. છેલ્લે, સુકાયા બાદ તેને કાગળના શંકુ ઉપર વીંટાળી આકર્ષક રીતે લપેટી, પેટીઓમાં પૅક કરી, રેશમી કાપડ તૈયાર કરતી મિલોમાં મોકલવામાં આવે છે.

'રેયૉન'ને પાછળથી રંગવાને બદલે વિસ્કોઝમાં જ રંગ ઉમેરી રંગીન 'યાર્ન'[૪૬] ઉત્પન્ન કરી શકાય કે કેમ તે સંબંધી પ્રયોગોને અંતે હવે એવા પ્રકારના પાકા રંગો શોધાયા છે કે વીસ પ્રકારની જુદી જુદી છાયવાળું રંગીન રેયૉન બનાવી શકાય છે. બીજું, રેયૉન સ્પર્શે બહુ ઠંડુ લાગે છે તો તેને ઊન જેવું 'ગરમ' રાખવા માટે પણ પ્રયોગો થયા છે. વળી 'રેયૉન' અને 'ઊન'ના મિશ્ર તંતુઓમાંથી પણ કાપડ વણાય છે અને રંગો સંબંધી ઊન તથા રેયૉનના ગુણધર્મો પરસ્પર વિરૂદ્ધ હોઈ આવા કાપડને રંગવું મુશ્કેલ પડે છે. એક ફૅક્ટરીએ વિસ્કોઝમાં થોડી કૃત્રિમ રાળ ઉમેરી તેનો ઊન જેવો તંતુ બનાવી આ મુશ્કેલીમાંથી ઉકેલ શોધ્યો છે. આ જાતનું રેયૉન કોર્ટલૅન્ડઝ્[૪૭] નામની ફૅક્ટરીએ 'રેયૉન લાંડા'[૪૮]નામથી બહાર પાડયું છે.

હવે આપણે વિસ્કોઝ રેયૉનના ગુણધર્મો જોઈએ. અગાઉ કહ્યું છે તેમ આ રેયૉનના તંતુઓ પુનર્જનિત સેલ્યુલોઝ છે પણ મૂળ સેલ્યુલોઝ કરતાં તેની ઘટ્ટતા ઓછી હોય છે તેથી રેયૉન ભીનાશ વધુ પ્રમાણમાં ચૂસી શકે છે. આ સાથે તેની મજબૂતાઈ પણ ત્રીસથી ચાળીસ ટકા જેટલી ઓછી થાય છે. આને લીધે રેયૉનને ધોવામાં બહુ કાળજી લેવી પડે છે, નહિ તો તે ફસકી જાય. રેયૉનના રાસાયણિક





ગુણધર્મો લિનન૪૯ (કંતાન) અને સૂતરને મળતા છે એટલે સુતરાઉ કાપડમાં વપરાતાં રંગો વડે રેયોન રંગાય છે પરંતુ રેયોન ઉપર રંગોનો ઉઠાવ બહુ ચમકદાર આવી શકે છે અને તેવું કાપડ બહુ સુંદર દેખાય છે.

૩. કયુપ્રામોનિયમ રેયોનઃ—રેયોનનો આ પ્રકાર તો સને ૧૮૯૦માં પ્રથમ શોધાયો હતો પણ મોટા પાયા ઉપર તેનું ઉત્પાદન સાત વર્ષ પછી પાઉલી૫૦એ કર્યું. અમુક સમય સુધી તો તે 'પાઉલી સીલ્ક' તરીકે જાણીતું હતું. અને શરૂઆતમાં તેની બનાવટમાં મુશ્કેલીઓ પણ નડી હતી.

આ રેયોન બનાવવા માટે મૂળ પદાર્થ સેલ્યુલોઝ જ છે અને અંતે પણ એ જ રહે છે. એની બનાવટનો સિદ્ધાન્ત એ છે કે તાંબા ઉપર અપાનવાયુના દ્રાવણની રાસાયણિક પ્રક્રિયાથી તેનું ઘેરા ભૂરા રંગનું દ્રાવણ બને છે અમુક પ્રમાણમાં આ દ્રાવણ થયું હોય તો તેમાં સેલ્યુલોઝ ઓગળી શકે છે પછી એમાં પાણી અથવા ઍસિડ ઉમેરવાથી સેલ્યુલોઝ છૂટું પડે છે. આ પ્રોસેસના મુખ્ય અંગો આ પ્રમાણે છેઃ–પ્રથમ તો કયુપ્રામોનિયમ દ્રાવણ એવું બનાવવામાં આવે છે કે તેમાં ૩ ટકા તાંબુ અને ૨૫ ટકા એમોનીઆ૫૧ (અપાનવાયુ) હોય. આની અંદર સેલ્યુલોઝ ઉમેરી આ મિશ્રણને સારી પેઠે ગૂંદવામાં આવે છે એટલે એનું ઘટ્ટ દ્રાવણ બની જાય છે, જેમાં ૧૦ ટકા સેલ્યુલોઝ હોય છે. ત્યાર પછી તેમાંથી હવા કાઢી નાખવામાં આવે છે અને ફિલ્ટરમાં તેને ગાળવામાં આવે છે. 'સ્પિનિંગ પ્રોસેસ' વિસ્કોઝના જેવો જ હોય છે, તફાવત એટલો છે કે સેલ્યુલોઝને છૂટું પાડવા માટે અહીં ઍસિડને બદલે પાણી વપરાય છે. આ પ્રોસેસમાં તારને વધુ પ્રમાણમાં ખેંચવામાં આવે છે અને તે કુદરતી રેશમના તાર જેટલા બારીક બને છે. આ સમયે તાર ભૂરા રંગનો હોય છે એટલે તેની 'કેક'ને વિશુદ્ધ કરવી પડે છે. આ વિશુદ્ધીકરણ હલકા સલ્ફ્યુરિક ઍસિડથી થાય છે.

આ પ્રકારનું રેયોન બેમ્બર્ગ રેયોનના૫૨ નામથી ઓળખાય છે કારણકે મેસર્સ બેમ્બર્ગ લિમિટેડ૫૩ તેનું સૌથી વધુ ઉત્પાદન કરી રહ્યા છે. કુદરતી રેશમની બરોબરી કરી શકે એવું આ દેખાવમાં હોય છે. તેની ચળકાટ અને સુંવાળાશ પણ ખરા રેશમને મળતા હોવાથી આ પ્રકારની માગણી વધુ હોય એ સ્વાભાવિક છે.

પરંતુ, વિસ્કોઝ રેયોનની માફક આ રેયોન પુનર્જનિત સેલ્યુલોઝ હોવાથી તેના રાસાયણિક ગુણધર્મો વિસ્કોઝ રેયોનના જેવા છે ભીનું થતાં તેની મજબૂતાઈ ઘટી જાય છે.

૪. એસિટેટ રેયોનઃ—આ પ્રકાર તદ્દન આધુનિક છે ખરી રીતે જો કે શરૂઆતનો પદાર્થ આમાં પણ સેલ્યુલોઝ છે છતાં આ રેયોન તે ફરી ઉત્પન્ન થએલું સેલ્યુલોઝ નહિ પણ સેલ્યુલોઝ એસિટેટ છે. આથી એના ગુણધર્મો વિશિષ્ટ પ્રકારના છે. વિસ્કોઝ રેયોનની શોધ થયાં પહેલાં એ તો જાણીતું હતું કે કપાસના સેલ્યુલોઝ ઉપર એસેટિક ઍસિડ ૫૪ ની રાસાયણિક પ્રક્રિયા વડે તેમાંથી સેલ્યુલોઝ એસિટેટ બનતો હતો. આ પદાર્થની અનેક વખત પરીક્ષા કરવામાં આવી હતી અને એવું માલમ પડયું હતું કે તે બરડ બની જતો હતો એટલે તેમાંથી કોઈ પ્રકારનો સળંગ તાર ખેંચાવાની શકયતા ન હતી.

પરંતુ ઈ. સ. ૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધ દરમ્યાન એરોપ્લેનની પાંખોને એવું અસ્તર આપવાની જરૂર પડી કે હવા અગર પાણીની તેના ઉપર અસર ન થાય. આને માટે સેન્દ્રીય (ઓર્ગેનીક) ૫૫ રસાયણિક દ્રાવકોમાં સેલ્યુલોઝ એસિટેટનું દ્રાવણ બહુ ઉપયોગી જણાયું અને તેનું મોટા પાયા ઉપર ઉત્પાદન કરવા માટે ડૉ હેન્રી અને કેમિલ ડ્રેફસ૫૬ નામના સ્વિસ કેમિસ્ટોને બ્રિટિશ સરકારે રોકયા. એ લોકોએ ઇંગ્લૅન્ડમાં સ્પોન્ડન ૫૭ ખાતે સેલ્યુલોઝ એસિટેટ બનાવવાનું કારખાનું નાખ્યું અને યુદ્ધ દરમ્યાન આ કારખાનામાં વિપુલ પ્રમાણમાં સેલ્યુલોઝ એસિટેટ બનવા લાગ્યું, હવે યુદ્ધ પૂરું થયું ત્યારે એરક્રેફ્ટ૫૮

સિવાય આ આ પદાર્થનો બીજો કયો ઉપયોગ લઈ શકે તેવો પ્રશ્ન ઉપસ્થિત થયો. ડૉ. ડ્રેફસની બુદ્ધિ અને ખંતભર્યા પરિશ્રમ વડે આ પ્રશ્નનો નિકાલ સેલ્યુલોઝ અસિટેટ રેયૉન બનાવીને કરવામાં આવ્યો અને ટેક્સટાઈલ ઉદ્યોગને એક નવીન પ્રકારનું રેયૉન સાંપડ્યું.

આ રેયૉનની બનાવટમાં કપાસના સેલ્યુલોઝને એસેટિક એસિડ, એસેટિક એન હાઈડ્રાઈડ[૫૯] અને પ્રોત્સાહક-કેટેલિસ્ટ-[૬૦] ના મિશ્રણમાં ગૂંદવામાં આવે છે. આ પ્રોત્સાહક, જે મોટા ભાગે સલ્ફ્યુરિક એસિડ હોય છે. તે રાસાયણિક ક્રિયામાં ભાગ લે છે, પરંતુ એ ક્રિયાને અંતે છૂટો જ રહે છે એનું કાર્ય એટલું જ છે કે એની હાજરીથી એ પ્રક્રિયા સંભવી શકતી હોય છે. આ ક્રિયામાં સેલ્યુલોઝ મિશ્રણમાં એકાકાર બની જાય છે અને તેનું સેલ્યુલોઝ ટ્રાય-એસિટેટ[૬૧] એવું રાસાયણિક સ્વરૂપ બને છે. હવે આ પદાર્થમાંથી સીધું એસિટેટ રેયૉન બનાવવું સરળ નથી કારણ કે તેને ઓગાળવા માટે ક્લોરોફોર્મ[૬૨] જેવું કિંમતી પણ ભયજનક રસાયણ જ યોગ્ય જણાયું છે. આથી તેના ઉપર 'હાઈડ્રોલિસિસ'[૬૩] ની ક્રિયા કરવી પડે છે. એટલે હવે આ સેલ્યુલોઝ ટ્રાય-એસિટેટના મિશ્રણમાં પાણી ઉમેરવામાં આવે છે અને આ સ્થિતિમાં તેને નક્કી કરેલા સમય સુધી રાખી મૂકવામાં આવે છે તેથી તેમાં એવો રાસાયણિક ફેરફાર થાય છે કે એસેટિક એસિડના ત્રણ અણુઓને બદલે અઢી અણુઓ એ રાસાયણિક સમાસમાં કાયમ રહે છે અને અડધો છૂટો પડી જાય છે. આ પ્રકારનો સેલ્યુલોઝ એસિટેટ ક્લોરોફોર્મમાં અદ્રાવ્ય છે પણ એસિટોન[૬૪] નામના બીજા રસાયણમાં દ્રાવ્ય છે. એસિટોન બહુ મોંઘો નથી તેમજ તેનો વપરાશ પણ સલામતીભર્યો છે એટલે આ પ્રકારની શોધ મદદગાર નીવડી છે. મિશ્રણની અંદર પાણી ઉમેર્યા પછી તેમાંથી સેલ્યુલોઝ એસિટેટ બારીક સ્વરૂપમાં છૂટું પાડવા માંડે છે. છૂટો રહેલો એસેટિક એસિડ તથા ક્રિયાની અંદર ઉત્પન્ન થયેલાં બીજાં દ્રવ્યો ધોઈ નાખ્યા પછી એને સૂકવવામાં આવે છે અને ત્યાર બાદ એનું એસિટોનમાં ૨૫ ટકા જેટલું દ્રાવણ કરવામાં આવે છે. આ દ્રાવણની ચીકાશ એવા પ્રકારની હોય છે કે તેમાંથી રેયૉનના તારો નીકળી શકે.

વિસ્કોઝ અને ક્યુપ્રામોનિયમ રેયૉનના તાર બનાવવા માટે આપણે જોઈ ગયા કે દ્રાવણને પાણી મિશ્રિત એસિડનું સ્નાન કરાવવામાં આવ્યું હતું. એસિટેટ રેયૉનમાં આ પ્રમાણે થતું નથી. એસિટોન જલદી ઊડી જાય તેવું પ્રવાહી છે અને ગરમ હવામાં તરત જ ઊડી જાય છે. એટલે આ પ્રોસેસમાં 'સ્પિનીંગ' બહુ જ સરળ રીતે કરવામાં આવે છે. સેલ્યુલોઝ એસિટેટના દ્રાવણને સ્પિનેરેટમાંથી બહાર ખેંચવામાં આવે છે ત્યારે બહારના ગરમ રાખેલા વાતાવરણને લીધે એસિટોન ઊડી જાય છે અને એકલા સેલ્યુલોઝ એસિટેટનો તાર બની રહે છે. આ તારોને 'બોબિન'[૬૫] ઉપર લપેટવામાં આવે છે વળી સેલ્યુલોઝ એસિટેટને પ્રથમથી જ શુદ્ધ સ્વરૂપમાં લેવામાં આવતું હોવાથી બીજી વાર વિશુદ્ધ કરવાની કડાકૂટ રહેતી નથી. વપરાયેલો એસિડ તેમજ એસિટોનને ફરી મેળવી લેવા માટે યોજના કરેલી જ હોય છે.

જ્યારે એસિટેટ રેયૉન સૌથી પ્રથમ જાહેરમાં મૂકવામાં આવ્યું ત્યારે તેને રંગવામાં મુશ્કેલી જણાઈ હતી કારણ કે જે રંગો સૂતર, ઊન તથા રેશમ માટે વપરાતા હતા તે એસિટેટ રેયૉનને અનુકૂળ ન હતા. તે પછી બીજા પ્રકારના રંગો શોધી કાઢવામાં આવ્યા અને આ મુશ્કેલ પરિસ્થિતિનું નિવારણ થયું પણ વચગાળાના સમય દરમ્યાન આ મુશ્કેલીનો ઉકેલ જુદી રીતે કરવામાં આવ્યો હતો. એસિટેટ રેયૉનના માલને આલ્કલી[૬૬] ના દ્રાવણમાં નાખવામાં આવતો અને પછી સેલ્યુલોઝ પુનર્જનિત થતાં તેના ઉપર સૂતરના રંગો ચઢાવવામાં આવતા. આ ક્રિયાને 'સેપોનિફિકેશન'[૬૭] ની ક્રિયા કહેવાય છે. એસિટેટ રેયૉનને અનુકૂળ રંગો શોધાતાં આ પદ્ધતિ બંધ કરવામાં આવી પણ તેનો પુનરાવતાર બીજી





રીતે થયો. આ પદ્ધતિ વડે બહુ જ મજબૂત પ્રકારનું રેયોન બનાવવામાં આવે છે જેને 'હાઈ ટેનેસિટી રેયોન'૬૮ કહેવાય છે. એસિટેટ રેયોન બીજા બધા કરતાં વધુ ખેંચાઈ શકાય તેવું હોય છે અને ઉષ્ણતા તથા બીજા ફેરફારો વડે તેની મૂળ લંબાઈ કરતાં દસ ગણી વધુ લંબાઇ કરતાં દસ ગણી વધુ લંબાઈએ તેને ખેંચી શકાય છે. એટલે આ રેયોનના 'યાર્ન' ઉપર એકી વખતે 'સેપોનિફિકેશન' તથા બીજા ફેરફારો વડે તેની મૂળ લંબાઇ કરતાં દસગણી વધુ લંબાઈએ તેને ખેંચી શકાય છે. એટલે આ રેયોનના 'યાર્ન' ઉપર એકી વખતે 'સેપોનિફિકેશન' તથા ખેંચવાની ક્રિયા કરવાથી બહુ જ બલવાન તાર પ્રાપ્ત થાય છે. આ પ્રકારનું 'યાર્ન' બ્રિટિશ સેલાનીઝ લિમિટેડ નામની કંપનીએ 'ફોર્ટિસાન'૬૯ નામથી બહાર પાડયું છે અને તે કુદરતી રેશમ કરતાં ત્રણગણું મજબૂત અને અત્યાર સુધી બનેલા બીજા કોઈપણ તાર કરતાં વિશેષ જોરદાર માલમ પડયું છે. યુદ્ધના વખતમાં તેમાંથી 'પેરેશુટ'૭૦ નું કાપડ બનાવવામાં આવ્યું હતું તે આ વાતની સાબિતીરૂપ છે. એસિટેટ રેયોનનો બીજો એ વિશિષ્ટ ગુણ છે કે જ્યારે તેને પાણી અથવા સાબુના દ્રાવણમાં ગરમ કરવામાં આવે છે ત્યારે તેનો ચળકાટ ઓછો થતો જાય છે. આ દ્રાવણમાં મીઠું વગેરે નાખી યથારૂચિ ચળકાટ પેદા કરી શકાય છે.

એસિટેટ રેયોન ગુણધર્મે બીજાં રેયોન કરતાં જુદું તરી આવે છે. એક તો તે ઉષ્ણમૃદુ (થર્મોપ્લાસ્ટિક૭૧ -એટલે કે ગરમ થતાં નરમ બનવાનો સ્વભાવ) છે અને તે ધણા રસ યણોમાં ઓગળી શકે તેવું હોય છે. સદ્‌ભાગ્યે તે પેટ્રોલ અને તેની બરના તેલોમાં ઓગળતું નથી. તેના આ ગુણને લીધે તેને ખાસ "ટ્રુબેનાઈઝીંગ૭૨" પ્રેસેસમાં ઉપયોગમાં લેવાય છે આ પ્રોસેસમાં ખમીસના 'કોલર', 'કફ' વગેરે ભાગોને ખાસ કડક રાખવાનો પ્રબંધ હોય છે. વળી તે સ્પર્શે પણ બહુ ઠંડુ નથી. છેવટે, તે રેયોન હોવા ઉપરાંત એક મહત્વનું પ્લાસ્ટિક પણ છે અને તેમાંથી વિવિધ આકારો ઢાળી શકાય છે.

હજુ તો આપણે ત્યાં આ ઉદ્યોગ પગલાં પાડે છે. એ યુદ્ધોત્તર ઉદ્યોગ બન્યો છે. સૌથી પ્રથમ ૧૯૫૦માં ત્રાવણકોરમાં રેયોનનુ એક કારખાનું શરૂ થયું. ત્યારપછી મુંબઈ પાસે કલ્યાણમાં ધ નેશનલ રેયોન કોરપોરેશન લિમિટેડ નામનું ગંજાવર કારખાનું ઊભું થયું જેમાં વિસ્કોઝ પ્રોસેસ વડે દરરોજનું ૧૨૦૦૦ થી ૧૫૦૦૦ રતલ જેટલું રેયોન પેદા થાય છે હજુ બીજાં કારખાનાં ગ્વાલિયેર તથા હૈદરાબાદ (દક્ષિણ)માં તૈયાર થાય છે.

---

લેખમા વપરાએલા પારિભાષિક શબ્દો તથા નામોની સૂચિ :

૧ Rayon ૨ Robert Hooke ૩ શેતુરવૃક્ષ-Mulberry tree. ૪ Cellulose ૫ Nitrocellulose ૬ Chardonet ૭ Viscose ૮ Cupramonium ૯ Cellulose Acetate ૧૦ Count Hillaire De Chardonet ૧૧ Ether ૧૨ Alcohol ૧૩ Nitric Acid ૧૪ Pine ૧૫ spruce ૧૬ Cross ૧૭ Bevan ૧૮ Bendle ૧૯ Caustic Soda ૨૦ Soda Cellulose ૨૧ Carbon Bi-sulphide ૨૨ Cellulose Xanthate ૨૩ Viscosity ૨૪ Pulp-sheets ૨૫ *Hydraulic* ૨૬ *Shredder* ૨૭ *Crumbs* ૨૮ Air-Condition ૨૯ Churn ૩૦ Filter Press ૩૧ Spinning ૩૨ Spinnerette ૩૩ Candle Filter ૩૪ Funnel ૩૫ Goose-neck ૩૬ Godet wheels ૩૭ Centrifugal pot ૩૮ Cake ૩૯ Sulphuric Acid ૪૦ Zinc Sulphate ૪૧ Glucose ૪૨ Sodium Sulphate ૪૩ Sodium Sulphide ૪૪ Chlorine ૪૫ Drier ૪૬ Yarn ૪૭ Courtlands ૪૮ Rayonlanda ૪૯ Linen ૫૦ Pauly ૫૧ Ammonia ૫૨ Bemberg Rayon ૫૩ Messrs. Bemberg Limited ૫૪ Acetic Acid ૫૫ Organic ૫૬ Drs. Henry and Camille Dreysfus ૫૭ Spondon ૫૮ Aircraft ૫૯ Acetic Anhydride ૬૦ Catalyst ૬૧ Cellulose tri-acetate ૬૨ Chloroform ૬૩ Hydrolysis ૬૪ Acetone ૬૫ Bobbin ૬૬ Alkali ૬૭ Saponification ૬૮ High-tenacity Rayon ૬૯ Fortisan ૭૦ Parachute ૭૧ Thermoplastic ૭૨ Trubenizing.

★

# લોકજાગૃત ટીપે ટીપે

પરિવ્રાજક

[ ૧ ]

ગાડીમાં બે બહેનોએ અમારા ડબ્બામાં ગાવા માંડયું બંને બહેનોનો કંઠ મીઠો હતો, અને એવા કંઠમાંથી જ્યારે કરુણ સ્વર રેલે ત્યારે સંગીતના અભણ માણસોને પણ લાગે કે પોતાની એ બુઠ્ઠી ઇન્દ્રિય પણ કંઈ સમજે છે.

ગીત તો જાણીતું હતું. ભર્તૃહરિ પીંગળા પાસે ભિક્ષા માગે છે તે. ગુજરાતીને બદલે એ ગીત હિંદીમાં ગવાતું હતું. ગીતને લીધે નહિ, પણ કંઠને લંધે મને થયું કે આવું સંગીત રેલાયા પછી એ મુસાફરો પાસે સ્વેચ્છાએ દાન તરીકે નહિ પણ બદલા તરીકે માગે તો એને ભીખ ન માગવી જોઈએ સિનેમા નાટકમાં ઠરાવેલ દર પહેલા આપવા પડે છે, રામલીલા, ભવૈયા, વગેરે સમુહ–જલસ.એમાં સ્વેચ્છાએ પછીથી પૈસા આપવાના હોય છે. તેમાં ટિકિટ ન લેનાર પણ લાભ લઈ શકે છે એ વધારાનું...

ઇંગ્લેન્ડમાં ભીખ માગવાની મનાઈ હોવા છતાં, સંગીત કે કોઈ વાદ્ય વગાડીને એ સાંભળનાર પાસે હાથ લાંબો કરીને પૈસા માગે છે, તેને ભીખ ગણવામાં આવતી નથી, પણ ધંધો ગણવામાં આવે છે.

કોણ જાણે કેમ, પણ એ સંગીતનો આસ્વાદ મને એવો લાગ્યો કે એની સાથે સાથે મને આ વિચારો પણ આવ્યા. એ ભિખારી નથી, પણ ધંધાદારી છે તેમ મને થયું. એ સંગીત બંધ થયું અને એમાંથી એક બહેન પૈસા ઉઘરાવવા લાગી એટલે હું પુસ્તક વાંચવા લાગ્યો. બાજુમાં મારા પત્ની હતાં તેમને મેં કહ્યું કે એ આવે ત્યારે એને કંઈ આપજો. એ બહેન હાથ લંબાવતી અમારી બાજુમાં આવી. મારી સમે એક બહેન હતાં. તેમની સામે એણે હાથ લંબાવ્યો એટલે એણે ઉભડતા સાદે, એને એકલીને નહિ, પણ ડબ્બામાં બેઠેલા અમને બધાને સંભળાવવા કહ્યું: ભીખ માગો છો તેના કરતાં મહેનત કરો ને? અને એથી સંતોષ ન થયો હોય એમ જેમણે કંઈ આપ્યું તેમના ઉપર રોષ વ્યક્ત કરતાં કહ્યું: આપણા લોક આપે છે એટલે આવાં મફતનું શું કમ ન શોધે?

આવા બોલથી એ બહેન ટેવાઈ ગયેલી હોય તેમ એના મોં ઉપર કંઈ ભાવ બદલાયા નહિ. એણે સામી દલીલ પણ ન કરી. પરંતુ મને એ સંગીત સાંભળી કોણ જાણે શાથી એ ભીખ નથી એમ વિચાર આવ્યો હતો એટલે એ બોલ મને ચણચણ્યો. હું વાંચવાનું મૂકીને પુસ્તકને ઓથે એ બહેનને નીરખી રહ્યો. મારુ ધ્યાન એ સામે હતાં એટલે એમની તરફ ગયું હતું ૨૪–૨૫ વર્ષની ઉંમરનાં, દેખાવડાં કહી શકાય તેવાં એ બહેન હતાં. વળી શહેરમાં રહેતાં હતાં એટલે એમની સુઘડતા અને પહેરવેશની સફાઈ પણ ધ્યાન ખેંચતાં હતાં. મેં ડબ્બામાં નજર કરી. તો બીજી સ્ત્રીઓ કરતાં એમના કપડાં કિંમતી હતાં. એ બહેનની તોલે આવે તેવા ઠસ્સામાં દેખાવમાં, કે કપડાંની કિંમતમાં બીજાં કોઈ બહેન ન હતાં. એ ઉપલા મધ્યમ વર્ગના પ્રતિનિધિ હતાં તેમ પહેલી નજરે દેખાઈ આવતું હતું.

મારી નજર બીજા મુસાફરો ઉપર ફરી વળી. એમાં મહેનત કરનાર ગરીબ વર્ગનાં મુસાફરોનાં સામાન્ય ઊજળાં પણ હતાં. અને બહેન જેવાં જુદા પડી આવતા પણ મુસાફર હતા મને થયું, આ જે જુદા પડી આવે છે તે શું મહેનત કરીને આવાં કપડાં પહેરતાં હશે? મહેનત કરનાર વર્ગના કપડાં તો ડબ્બામાં ત્યાં જ જુદા પડી આવતા હતા. એ બિચારાં મહેનત કરતાં હતાં છતાં પેલાં બહેન જેવાં કપડાં દેખાતાં ન હતાં. એ બહેન તો ઘેર પણ નોકર પાસે કામ કરાવતાં હશે તેમ હું અનુમાન કરતો હતો.

મને થયું કે, આ બહેન ભલે ભીખ માગતાં ન હોય, પરંતુ એ પોતે તો કોઈ જાતની મહેનત કરતાં ન હતાં, છતાં પેલી બહેનને ઠપકો આપવાનો એમને





કોણે હક્ક આપ્યો ?

એ બહેનને બીજા બે ત્રણ જણે ટેકો આપ્યો એટલે એ ભીખ માગવાની પદ્ધતિની ચર્ચામાં પડી ગયાં. મેદાને પડવાની મારી ઇચ્છા પણ થઈ આવી, પરંતુ હું સામે પડયો છું એમ જાણતા એ પોતાનો મમત નહિ મૂકે અને ખોટી દલીલબાજી કરશે માની હું મૂંગો મૂંગો ચર્ચા સાંભળી રહ્યો. એ ચર્ચામાંથી એક બહેને પોતાનો ભાઈ કેવી રીતે ગુજરી ગયો, પોતાને ઠેલ્લી ઘડીએ ખબર પડી, એ બહેન ભાઈને ઘેરથી પાછા આવતાં હતાં એમ કહેતાં કહેતાં રડી પડયાં. એના જવાબમાં મારી સામેનાં બહેને પોતાના ફોઈના દીકરા અકરાડિયા ઉપર હાર્ટફેઈલ થવાથી ગુજરી ગયા, ત્રીસ વર્ષની ઉંમરના હતા, ત્રણ બાળકો અને જુવાન વિધવા પત્નીના દુઃખને સભારતાં એ બહેનની આંખમાંથી પણ આંસુ ખર્યાં.

હાર્ટફેઈલ થઇને ગુજરી ગયેલ ભાઈને હું અંગત રીતે ઓળખતો ન હતો પરંતુ એમનું નામ મેં સાંભળેલું હતું ઘરના સુખી હતા અને ગામનાં કાર્યકર્તા હતા. મેં વાતનો તાંતણો સાંધતા, કહ્યું 'તમે વ્રજભાઈનાં બહેન થાઓ ?'

એ બહેન: 'હું એમના મામાની દીકરી થાઉં. વિઠ્ઠલભાઈની દીકરી.' વિઠ્ઠલભાઈ પણ જાણીતા કુટુંબના અને મોટી મિલકતવાળા છે. મેં આગળ પૂછયું: 'તમે કયાં પરણ્યા છો ?'

એ બહેન : '......કુટુંબમાં, કિશોરભાઈ મારા સસરા થાય.'

એ કુટુંબ પણ જાણીતું હતું અને ગર્ભશ્રીમંત હતું. કિશોરભાઈને એક પુત્ર છે એટલે મેં કહ્યું: શરદભાઈ સાથે આપ પરણ્યા .....

હું વાકય પૂરું કરું તે પહેલાં એમના મોં ઉપર સ્મિત ફરકયું, એમણે મલકીને પૂછયું : આપ એમને ઓળખો છો ?

મેં કહ્યું: 'અંગત રીતે મારે કોઈની સાથે પરિ- . નથી. પરંતુ નામથી વ્રજભાઈને, વિઠ્ઠલભાઈને, કિશોરભાઈને, શરદભાઈને ઓળખું છું, અને મેં મારું ઓળખાણ એ બહેનને આપ્યું બાજુમાં બેઠેલાં મારાં પત્નીને પણ ઓળખાવ્યાં.

એ બહેન હસીને બોલ્યાં: 'અમે બધાં તમને લખાણથી સારી રીતે ઓળખીએ છીએ.' મેં કહ્યું: 'તમે સેકન્ડ કલાસના મુસાફર કહેવાવ, અને થર્ડમાં કેમ જાઓ છો !' એ બહેન—પુષ્પાબહેન બોલ્યાં: 'હું એકલી હોઉં છું, ત્યારે થર્ડની ટિકીટ જ લઉં છું. જો ગીરદી હોય તો ઈન્ટર કે સેકન્ડમાં પછી બેસું. અને ટી. ટી. પાસે ટિકીટ બદલાવી નાખું. થર્ડમાં જગા હોય ત્યાં સુધી નાહક શું કામ વધુ પૈસા આપવા !'

હું : 'તમારા જેવા પૈસાદાર ખર્ચ ન કરે તો પછી બીજું કોણ ખર્ચ કરશે ?'

'એ ખરું,' પુષ્પાબહેન બોલ્યાં: 'પણ અમારી આવક, તમે જાણો છો તેમ બેઠી છે, મોટી જમીનમાંથી ઉત્પન્ન આવે, શહેરમાં મકાનો રહ્યાં તેમાંથી જાહેર કામમાં અમારું કુટુંબ ગર્ભશ્રીમંત એટલે પરેલું, તથા વેપારમાં બીજા લોકો લાખો કમાયા ત્યારે અમારી આવક એની એ રહી. અને ખર્ચા વધ્યા. અને સરકારના કાયદા એવા થતા જાય છે કે અમારી આવક ઘટે જમીનનો કાયદો થયો એટલે હવે જે ખેડૂત બતાવે તે લેવાનું, મકાન ભાડામાં પણ વધારો ન થાય, કે ખાલી ન કરાવાય. અને જાહેર જીવન એટલે ખર્ચ તો વધતુ જાય છે......' અને આટલામાંથી બધું સમજી જાઓને—એમ મો મલકાવીને અધ્યાહાર રાખતાં પુષ્પાબહેને સાનમાં કહ્યું.

મેં જણાવ્યું: 'પુષ્પાબહેન, તમને માઠું ન લાગે તો એક વાત કહું.'

'અરે, એ શું બોલ્યા ?' પુષ્પાબહેન ઉત્સુકતા બતાવતાં બોલ્યાં. તમે કંઈ કહો તે, માઠું લગાડવા ઓછું કહેવાના છો ? તમારું લખાણ હોંશથી વાંચું છું. તો તમારું બોલ્યું કેમ નહિ સાંભળું !'

હું : 'પેલી સંગીતવાળી બહેનને (એ બીજા ડબ્બામાં ચાલી ગઈ હતી) તમે કહ્યું......'

વચ્ચે પુષ્પાબહેન બોલ્યાં: 'મેં શું ખોટું કહ્યું હતું ?'



મેં કહ્યું: 'ખોટું' ખરૂં' તો તમે જ નિર્ણય કરજો પરંતુ એ બહેનને તમે કહ્યું કે, 'મહેનત કરો ને, એ બહેને ભલે તમને સામું ન પૂછ્યું કે, આ ડબ્બામાં બેઠેલા મહેનત કરનાર મુસાફરોએ પણ તમારી જડતી ન લીધી. પણ એ સૌના વતી હું તમને પૂછું છું કે તમે શી મહેનત કરો છો? તમે જે ભોગવો છો તે શું મહેનતના બદલામાં?'

પુષ્પાબહેન પ્રથમ ક્ષણે ઝંખવાણાં પડી ગયાં. પણ બીજી પળે સ્વસ્થતા જાળવતાં એ બોલ્યાં: 'મહેનત નથી કરતાં એ ખરું પણ કોઈનું તો નથી ભોગવતાં ને?'

મેં કહ્યું; 'આ તો તમારો દાખલો, પ્રત્યક્ષ છે એટલે આપ્યો એટલું જ, બાકી આપણે વાત કરીએ છીએ સમગ્ર પ્રશ્નની. જે મહેનત નથી કરતો તે બીજાનું નથી ભોગવતો તો કોનું ભોગવે છે? તમારું કુટુંબ કંઇ મહેનત નથી કરતું, ગર્ભશ્રીમંત છે, અને બેઠી આવક છે એમ તમે જ કહ્યું. હવે એ આવક કાયદા દ્વારા તમને ખાવાનો હક્ક મળ્યો છે એટલે આપણે માનીએ છીએ કે અમે કોઈનું ખાતા નથી. બાકી જે કોઇ ને કોઈ ક્ષેત્રે મહેનત નથી કરતો અને મૂડી કે મિલ્કતને જોરે જીવે છે તે પરકાની કાંધ ઉપર બેઠો છે તેમ માનવું જોઈએ. મુડીવાદી અર્થવ્યવસ્થા આને માન્ય રાખે છે એટલે તમને એ સહજ લાગે છે, બાકી મજૂરવાદી અર્થવ્યવસ્થાની નજરે ભીખારીઓ સમાજ ઉપર બોજારૂપ છે તેના કરતાં બેઠાડુ વર્ગ મોટા બોજા રૂપ છે. ભીખારીઓ સ્વેચ્છાએ પાઈ પૈસો માગે છે, જ્યારે બેઠાડુ વર્ગ મુડી કે મિલ્કતના જોરે મહેનત કરનાર વર્ગનું ખિસ્સુ કાપી લે છે.

મેં પુષ્પાબહેન સામે નજર કરી એટલે એ બોલ્યાં: 'એટલે ભીખ માગવાની પદ્ધતિ તમને પસંદ છે?'

'ના,' મેં કહ્યું: 'પરંતુ સંગીતને પણ એક ધંધા તરીકે સ્વીકારવું જોઈએ. જો સિનેમા નાટકમાં સંગીત માટે લોકો લાખો રૂપિયા ખર્ચતા હોય, અને એના કલાકારોને મોટી રકમ, મળતી હોય, તો પછી કોઈ ગાડીમાં કે રસ્તા ઉપર ઊભા રહી સંગીત ગાય એને ભિખારી ન ગણવું જોઈએ. ગાડીમાં એ ખોટી રીતે ફરે તેનો વિરોધ કરી શકીએ, સંગીતથી જેને આનંદ ન પડ્યો હોય તે પૈસો ન આપે તે પણ સ્વીકારીએ. આનંદ આપ્યા છતાં કોઈ ન આપે તેની ઉપર જબરજસ્તી ન કરી શકાય તે પણ કબૂલ. ઈંગ્લેન્ડ જેવા દેશમાં ભીખની મનાઇ હોવા છતાં સંગીતને ધંધા તરીકે સ્વીકાર્યું છે. એટલે એ બહેન જો કચડાયેલી ન હોત, એનામાં જાગૃતિ હોત તો તમારો બોલ તમારા મોંમાં પાછો વાળ્યો હોત— "અમે તો મહેનત કરીને ખાઇએ છીએ પણ તમારો દેખાવ જોતા તમે જે બેઠા બેઠા ખાવ છો તેના કરતાં તમે જ મહેનત કરોને!"

*

[ ૨ ]

એક ડૉકટર મિત્ર સાથે વાતોએ વળ્યો હતો. તેમાંથી ટી. બી. ના રોગની ચર્ચા નીકળી મેં ડૉકટરને કહ્યું: 'તમારી પાસે તો એવા દરદીઓ ઘણા આવ્યા હશે તમને એમાંથી પ્રથમ ક્ષણે અત્યારે કયો કેસ યાદ આવે છે!'

ડૉકટર: 'દુ:ખી થયેલા, રીબાયેલા, અને મૃત્યુ પામેલા દરદીઓ પણ એમાં છે, અને સાજા થયેલા દરદીઓ પણ યાદ આવે છે. પરંતુ એમાંથી પ્રથમ ક્ષણે યાદ આવે છે એક જણ. જેમને મે કહ્યું કે તમને ટી. બી. ની શરૂઆત છે એટલે વેળાસર હવા-ફેર સાથે દવા કરો તો એમાંથી બચી જાવ તેમ છો.'

હું: દરેક ડૉકટર એ જ સલાહ આપે.'

ડૉકટર: પરંતુ આ દર્દીએ પ્રથમ પગલા તરીકે જે ઉપચાર કર્યો તે ભાગ્યે બીજાને સૂઝે'

હું: 'શો?'

ડૉકટર: 'એણે ટી. બી. ની વાત કોઈને કહ્યા વગર ચૂપચાપ પરણી લીધું!' હું ડઘાઈ ગયો. મેં આંચકો અનુભવતા કહ્યું: 'સંયમ એ તો આ





દરદમાંથી મુકત થવાની પ્રથમ શરત. તેમાં ય રોગ જાણ્યા પછી માણસ પરણે એ તો બીજાની જિંદગી હાથે કરીને બરબાદ કર્યા જેવું કહેવાય. કેટલી ઉંમરનો હતો ?'

ડૉકટર: '૩૫–૩૭ વર્ષનો હતો વિધુર થયેલો હતો. પરણવા ફાંફાં મારતો હતો, તેમાં આ જાણ્યું. એટલે સારૂં ખોટું કર્યા વગર એક સાથે દર્દ જાહેર ન થાય તેમ પરણી લીધું,'

હું: 'એની પાછળ કારણ હશે ને?'

ડૉકટર: 'ત્રણેક મહિના પછી એ મારી પાસે આવ્યો. હું તો આમાનું કંઈ જાણું નહિ. મેં એનો કેસ જોતા કહ્યું—તમને હવા ખાવાના સ્થળે લઈ દવા કરવાની સલાહ તો આપી હતી. હજી સુધી તમે એનો અમલ ન કરતાં બેદકાર રહ્યા. એટલે દરદ આગળ વધ્યું છે. એ સાંભળીને દર્દીએ કહ્યું સાહેબ, હવે એક અઠવાડિયામાં ઊપડી જઈશ. આ દરદ મટશે તેનું કંઈ કહેવાય નહિ. છોકરાં નાનાં રહ્યાં. હું માંદગીમાં કે હું તો ચાકરી કરનાર કોણ? એટલે મેં ઉતાવળ કરીને પરણી લીધું! વહુ માંદગીમાં ચાકરી ય કરશે. અને નહિ હોઉં તો છોકરાંને ય સંભાળશે.'

હું બોલી ઊઠચો: 'નીચતાની છેલ્લી હદ કહેવાય'.

ડૉકટર "બીજા એક કેસમાં પણ આવું. પરંતુ જુદી જાતનું પરિણામ આવ્યું હતું એક સ્ત્રીને ટી. બી. ની શરૂઆત થઈ હતી. બે જાણીતા ડૉકટરોએ એ નિદાન કર્યું હતું. તે પછી એ કેસ અમુક સમય વીત્યા પછી મારી પાસે આવ્યો. હું કંઇ નિદાન કરું તે પહેલાં એ સ્ત્રીએ મને કહ્યું—સાહેબ, બીજા ડૉકટર મને ટી. બી. કહે છે. તમે બરાબર જોઈને જે હોય તે ચોખ્ખું કહેજો. મેં એનો એકસ-રે લીધો અને જોયું તો ટી. બી. ની શરૂઆત હતી એમાં ના નહિ, પરંતુ એ વાત ખાનગીમાં એના પતિને કહીશ માની મેં સ્ત્રીને આશ્વાસન આપતા કહ્યું તમને પરાણે ટી. બી. કહ્યું હોય તેને લાવો મારી પાસે, તમને ટી. બી. નથી.

બાઈ પતિ તરફ જોઈ એકદમ ગરમ થઇ જતા બોલી: 'સાંભળ્યું? હું તમને બુમો પાડીને કહેતી હતી કે ડૉકટરોનું કહેવું માની વહેમાશો નહિ.'

બાઈને શાંત પાડવા મેં કહ્યું: 'શું છે?'

બાઈ: 'હુ મરી જઈશ એ બીકે એમણે મારા ઉપર સઈઘો (બીજું વૈરૂં) આણ્યો છે!'

મેં એ પુરુષ સામે જોયું એણે કહ્યું: ડૉકટર સાહેબ, ખુદ બે મોટા ડૉકટરોએ કહ્યું એટલે હુ સાચું ન માનું તો શું કરું?'

'મે કહ્યું. પણ એથી તમારે ફરી પરણવાની કયાં જરૂર હતી?'

એ પુરુષે કહ્યું: 'હું આફ્રિકામાં રહુ છું. રજા ઉપર ઘેર આવ્યો છું. બે મહિના પછી મારે રજા પૂરી થશે એટલે જવાનું છે, આ દર્દ તો જીવલેણ એટલે ત્યાં ગયા પછી વધતું જવાનું; પછી હુ ફરી પરણવાં કયાં દેશ પાછો આવુ? રજા પણ ન મળે એટલે પરણી લીધું. અને પત્ની સામે જોતાં ઉમેર્યું: મેં એને પણ સમજાવ્યું હતુ કે બીજી ઘરમાં હશે તો તારી ચાકરી કરશે. બાકી હું નોકરીએ ગયો એટલે એ કોઈ તો પણ કોણ પરદેશમાં ચાકરી કરનાર?'




આપની લાયબ્રેરી માટે કે શાળા-કોલેજ માટે પુસ્તકો ખરીદવાનાં અને પસંદ કરવાનાં તો હોય છે જ

એમાં આપનો મદદરૂપ થઈ પડે એવું ૧૯૫૨નું નવું વિસ્તૃત

**સૂચિપત્ર**

તૈયાર થઇ ગયું છે. એક પત્તું લખીને આજે જ મગાવો

ભારતી સાહિત્ય સંઘ લિ૦, ગાંધીમાર્ગ, ફર્નાન્ડીઝ પુલ, **અમદાવાદ ૧**

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબન્ધુ

## પ્રકરણ ૧૬ મું (ચાલુ)

### ગાંધીધર્મ

> વિશ્વના ધર્મોમાં ગાંધીધર્મનું સ્થાન ખરું કે ?—એ પ્રશ્ન અનેકવાર ચર્ચાઈને પણ એવો ને એવો અધૂરો લાગ્યા જ કરે છે. આ મહત્ત્વની લેખમાળાના આ પ્રકરણમાં એની ખૂટતી કડીઓ મળી આવે છે ત્યારે કંઈક ધરપત નથી અનુભવાતી ?—જીવતા જાગતા ઇતિહાસનું ડગલે ને પગલે થતું અપમાન આપણને ત્યારે બેચેન બનાવી મૂકે છે.

હવે આપણે ગાંધીધર્મ વિષે વધુ વિગતથી વિચાર કરીએ.

ગાંધીધર્મ એટલે સનાતન હિંદુધર્મની મોટામાં મોટી અર્વાચીન ખ્રિસ્તી આવૃત્તિ.

બ્રિટીશ પાર્લામેન્ટ એ જગતની પાર્લામેન્ટોની માતા ગણાય છે બ્રિટનનું રાજ્યબંધારણ એ એક અત્યંત જટિલ રાજ્યબંધારણ છે. પાર્લામેન્ટના નવાસવા મેમ્બરને એનાથી પૂરેપૂરા ભોમિયા થતાં સહેજે બે વર્ષ નીકળી જાય છે. આ જટિલતાનું કારણ એ છે કે અંગ્રેજપ્રજા જે જે રાજકીય અનુભવોમાંથી પસાર થઈ છે તે દરેક અનુભવ એ પ્રજાના રાજ્યબંધારણ ઉપર પોતાની છાપ મૂકતો ગયો છે. એટલે ઇંગ્લેંડના રાજ્યબંધારણમાં રાજા ય છે અને અમીરો ય છે, મૂડીવાદ પણ છે ને સામ્યવાદ પણ છે. લોકશાહી છે અને સામ્રાજ્યવાદ છે. ન્યાય પણ છે અને જુલ્મ પણ છે.

પણ ઇંગ્લેંડના રાજ્યબંધારણ કરતાં ય હિંદુઓનું ધર્મબંધારણ વિશેષ જટિલ છે! એ પ્રાચીન પ્રજાને પોતાની દીર્ઘ ઇતિહાસયાત્રા દરમ્યાન જે જે અનુભવો થયા એ બધા એના ધર્મબંધારણમાં વણાયા છે. રોમનોએ જે જે પ્રજાઓને જીતી તે બધી પ્રજાઓના દેવોને અપનાવ્યા. પણ હિંદુઓ તો એમનાથી ય આગળ ગયા! હિંદુઓએ જે જે પ્રજાઓને જીતી તેમના, તેમ જ હિંદુઓ જે જે પ્રજાઓથી જીતાયા તેમના પણ, દેવોને એ પ્રજાએ પોતાના જટિલ ધર્મમાં વણી લીધા! વેદને માનનાર બ્રાહ્મણ પણ હિંદુ, અને એને ઇન્કારનાર શ્રમણ પણ હિંદુ. મુસલમાનો સામે જાંઘ ઠોકનાર આર્યસમાજી ય હિંદુ અને કબર પૂજનાર, તાજીયા આગળ આળોટનારા અને અલ્લાબેટી રાખનારા ય હિંદુ. ઈશ્વરને માનનારા પણ હિંદુ અને એનો અસ્વીકાર કરનારા સાંખ્ય, જૈન ને બૌદ્ધમતવાળા પણ હિંદુ, મૂર્તિપૂજક પણ હિંદુ અને મૂર્તિનિષેધક પણ હિંદુ. છપ્પનભોગ ધરાવનાર તેમ જ ઉપવાસ અને એકટાણાં કરી દેહદમન કરનાર બન્ને ય હિંદુ જ. એકેશ્વરવાદી, અનેકેશ્વરવાદી, નિરીશ્વરવાદી, સુખવાદી અને દુઃખવાદી એ સૌ હિંદુ જ હિંદુ! એમાં સહેજે શંકા ઉઠાવવાનું કારણ નથી! આ બધા ધર્મપંથો વચ્ચે જો કોઈ સમાન તત્ત્વ હોય તો તે ધર્મસહિષ્ણુતા એ જ છે. આ શંભુમેળો જ્યારે અસહ્ય હદે પહોંચે ત્યારે કોઈ નવો ધર્મસુધારક કે સ્મૃતિકાર જાગે, ધાર્મિક કે સામાજીક સાફસૂફી કરે અને હિંદુધર્મને ફરીથી સંસ્કારીને એની એક નવી આવૃત્તિ બહાર પાડે, અને એનો પોતાની શક્તિ પ્રમાણે પ્રજા પાસે સ્વીકાર કરાવે. આ ક્રિયા આપણા ઇતિહાસમાં છેલ્લાં ૪–૫ હજાર વર્ષથી ચાલી આવે છે.

હિંદુઓ અંગ્રેજોથી જીતાયા, એટલે પરાજીત પ્રજામાં ધીમે ધીમે લઘુતાગ્રંથિ જામવા માંડી, અને વિજયી પ્રજાનું દરેક બાબતમાં અનુકરણ કરવાની વૃત્તિ થવા માંડી કેવળ હલકી વર્ણો ઉચ્ચવર્ણના હિંદુઓના ત્રાસથી કે લાલચથી ખ્રિસ્તી થઈ ગઈ એમ પણ છેક નહોતું. અનેક ઉચ્ચ જ્ઞાતિના ખાનદાન કુટુંબના નબીરાઓ પણ સાવ સ્વેચ્છાથી ખ્રિસ્તી થવા માંડયા હતા. આ સાંસ્કૃતિક અને ધાર્મિક ક્ષય અટકાવવા માટે યુગધર્મને અનુકૂળ પડે એવી હિંદુ ધર્મની નવી આવૃત્તિઓ કાઢવાનું કામ એના નેતાઓએ માથે લીધું, અને રાજા રામમોહનરાયના સમયથી હિંદુ ધર્મની ખ્રિસ્તી આવૃત્તિઓ નીકળવા માંડી, એમાં સૌથી છેલ્લી અને સૌથી મોટી આવૃત્તિ





તે ગાંધીધર્મ.

વૈજ્ઞાનિકો કહે છે કે, સમસ્ત જીવનસૃષ્ટિએ અમેબાથી આદિમાનવ સુધીના લાખ્ખો વર્ષમાં સાધેલા વિકાસનું માનવબાળક ગર્ભાધાનથી પ્રસવ સુધીના માત્ર નવ માસમાં જ પુનરાવર્તન કરે છે.

કેળવણીકારો કહે છે કે, બાળક પાંચ વર્ષનું થાય ત્યાંસુધીમાં આજસુધીના માનવસંસ્કૃતિના સમસ્ત અનુભવમાંથી એ પસાર થઈ જાય છે.

હવે આપણે જો આ જ વિચારને જરાક આગળ લંબાવીએ તો એ સ્પષ્ટ સમજાશે કે દરેક પ્રજાનો આજન્મ નેતા પોતાની પ્રજાના જન્મથી વર્તમાન સુધીના સઘળા સારામાઠા અનુભવોનો અર્ક આત્મસાત કરી શકવાને કારણે જ મહાન નેતા બની શક્યો હોય છે. અને એણે ઇતિહાસને આત્મસાત કર્યો હોવાથી જ એ અંધારા ભવિષ્યમાં ભુસકો મારવાની હિમ્મત કરી શકે છે.

મહાત્માજીનામાં સંતનું કોમળ હૃદય હતું. મુત્સદ્દીની કુશાગ્ર બુદ્ધ હતી, અને સૈનિકની વજ્ર જેવી ઇચ્છાશક્તિ હતી

કયાં કયાં સંસ્કારબળોએ મહાત્માનું આ વ્યક્તિત્વ ઘડયું ?

મહાત્માજી સામાન્ય માનવીમાંથી મહાત્મા થયા એની પાછળ અનેક જન્મોની સાધના હશે, એ હકીકતનો તો મોટા ભાગના હિંદુઓ સ્વીકાર કરશે જ.

મહાત્માજીના ઘડતર પાછળની કૌટુંબિક પૃષ્ટભૂમિકાનો જેને અભ્યાસ કરવો હોય તેણે શ્રી પ્રભુદાસ ગાંધીનું "જીવનનું પરોઢ" વાંચવું.

હવે સુપ્રજનનશાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ તો સામાન્યરીતે એમ જણાય છે કે વિજેતાઓ અને વિધાતાઓ વિપત્તિમાં જન્મે છે. અને વિપત્તિથી જ ઘડાય છે. વનરાજ, શિવાજી, અકબર અને નેપોલિયન એના દાખલાઓ છે.

જ્યારે પિતાની પ્રૌઢાવસ્થા કે વૃદ્ધાવસ્થામાં જન્મતાં પ્રતિભાશાળી બાળકો ધાર્મિક વલણવાળાં હોય છે. રામ, કૃષ્ણ, બુદ્ધ અને ગાંધી એના દાખલા છે.

પિતાની પ્રૌઢાવસ્થા, માતાની ધાર્મિકતા, અને બાળપણના ધર્મસંસ્કાર, એ ત્રણે તત્ત્વોએ મહાત્માજીની જન્મસિદ્ધ પ્રતિભાને યોગ્ય દિશા આપી

શિક્ષણશાસ્ત્રની દ્રષ્ટિએ પણ મહાત્માજીનું બાળપણ વિગતવાર અભ્યાસ માગી લે છે.

મહાત્માજીના મોટા ભાગના ચરિત્રલેખકો એમના ઘડતરમાં બ્રિટીશ શાંતિએ ભજવેલા ભાગની સદંતર ઉપેક્ષા કરે છે. મહાત્માજીની ફિલસુફીમાં અહિંસાને આટલો મોટો હિસ્સો અપાવવામાં બ્રિટીશ શાંતિએ પણ ઘણો મોટો ભાગ ભજવ્યો છે.

મહાત્માજી કબા ગાંધીના દીકરા હતા. પુતળીબાઈના પુત્ર હતા. ગાંધી કુટુંબના કુળદીપક હતા. સાતસાત પેઢી સુધી ખેડાયલી મુત્સદ્દીગીરી અને વ્યવહારકુશળતાના વારસ હતા. ગુજરાતનું ગૌરવ હતા એ બધી હકીકતો કરતાં વધુ મહત્વની હકીકત તો એ છે કે તેઓ હિંદુ સંસ્કૃતિના એક મહાન જ્યોતિર્ધર હતા હિંદુઓના સેંકડો વર્ષોના સમૃદ્ધ ધાર્મિક વારસાને એમણે સારી રીતે પચાવ્યો હતો.

મહાત્માજીની ધર્મભાવના ઘડવામાં કયા કયા ધર્મગ્રંથો અને ધાર્મિક પુરુષોએ પોતનો ભાગ ભજવ્યો?

મહાત્માજીનાં પ્રિય ધાર્મિક ત્રણ પુસ્તકો.

(૧) ભગવદ્ ગીતા.

(૨) તુલસીકૃત રામાયણ

(૩) બાઈબલ અને એનાં ભાષ્યો.

ભગવદ્ ગીતા વિષે તેઓશ્રી કહે છે કે: "આજે તત્વજ્ઞાનને સારુ તેને હું સર્વોત્તમ ગ્રંથ ગણું છું. મારા નિરાશાના સમયે તે ગ્રંથે મને અમૂલ્ય સહાય કરી છે' (આત્મકથા: ૨૦. ધર્મિક પરિચયો. પાન ૭૩) તુલસીકૃત રામાયણ માટે એમનો અભિપ્રાય છે કે: "આજે હું તુલસીદાસના રામાયણને ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ ગણું છું." (આત્મકથા: ૧૦. ધર્મની ઝાંખી પાન ૩૫)

બાઈબલ વિષે: "જ્યારે "નવા કરાર" ઉપર આવ્યો ત્યારે જુદી જ અસર થઈ ઇશુના ગિરિપ્રવચનની અસર બહુ સારી પડી. તે હ્રદયમાં ઉતર્યું'.



બુદ્ધિએ ગીતાજીની સાથે તેની સરખામણી કરી 'તારું પહેરણ માગે તેને અંગરખું આપજે. તને જમણે ગાલે તમાચો મારે તેની આગળ ડાબો ધરજે' એ વાંચીને મને અપાર આનંદ થયો. શામળભટનો છપ્પો યાદ આવ્યો માગ બાળક મને ગીતા, આર્નલ્ડકૃત બુદ્ધચરિત અને ઈશુનાં વચનોનું એકીકરણ કર્યું.

આ રીતે ભગવદ્‌ગીતાનું તત્ત્વજ્ઞાન, બુદ્ધની જીવન-લીલા. અને ઈશુના ઉપદેશથી ઈંગ્લેંડમાં અભ્યાસ કરતા વિદ્યાર્થી ગાંધીની ધર્મભાવના ઘડાઈ.

આ પ્રમાણે આ દેશના એક મહામાનવની ધર્મ-ભાવનાનું ઘડતર થયું, એ કાંઈ અર્થરહીત અકસ્માત નહોતો. એની પાછળ ઊંડું ઐતિહાસિક રહસ્ય હતું.

આપણા દેશે છેલ્લા અઢી હજાર વર્ષમાં ચાર મહાન શાંતિકાળો જોયા મૌર્યશાંતિ, ગુપ્તશાંતિ, મોગલશાંતિ અને બ્રિટીશ શાંતિ, દરેક શાંતિકાળે આ દેશની ધર્મભાવનાના ઘડતરમાં કંઈને કંઈ મહત્ત્વનો ફાળો આપ્યો.

મૌર્યશાંતિમાં બુદ્ધધર્મનો પ્રબળ પ્રચાર થયો. એકલા ભારતમાં જ નહિ પણ આખા એશિયામાં.

ગુપ્ત શાંતિએ હિંદુધર્મ અને સંસ્કૃતિને એનું વર્તમાન સ્વરૂપ આપ્યું. ભગવદ્‌ગીતામાં ઋગ્વેદની શરૂઆતથી ગુપ્તશાંતિના અંત સુધીનો હિંદુઓનો સઘળો ધાર્મિક પુરુષાર્થ સમાઈ ગયો, એટલું જ નહિ પણ એણે બ્રાહ્મણ અને શ્રમણ સંસ્કૃતિના ભિન્ન ભિન્ન સંસ્કાર-પ્રવાહોનું એકીકરણ કર્યું. શંકરે શ્રમણ સંસ્કૃતિનું સ્વતંત્ર અસ્તીત્વ મીટાવી દઈને આ એકી-કરણનું રસાયન કર્યું. અને ગાંધીએ ગીતામાંથી અનાસક્તિ ને અહિંસા કાઢી બતાવીને આ સમન્વ-યની ક્રિયાની પૂર્ણાહુતિ કરી।

અને "તુલસીકૃત રામાયણ" એટલે મોગલ-શાંતિનું ઉત્તમોત્તમ સુવાસિત ધર્મકુસુમ.

જ્યારે "બાઈબલ" એ તો આ દેશની પ્રજાને અંગ્રેજોએ આપેલી ઉત્તમોત્તમ ધર્મભેટ.

કૃષ્ણ, બુદ્ધ, તુલસીદાસ અને ઇશુ. એ ચારના ઉપદેશોનું એકીકરણ થયું, એટલે આ દેશની ૭૫% વસ્તીના છેલ્લા પાંચ હજાર વર્ષના ધાર્મિક પુરુષા-ર્થનું એકીકરણ થયું. હાથીના પગલામાં સૌ પગલાં સમાઈ ગયાં. ઐતિહાસિક સાતત્યની ભારતની પ્રાચીન પરંપરા સચવાઈ. આ નવા ધર્મમાં થોડાંક ઈસ્લામી અને જરથોસ્તી તત્ત્વો ભળ્યાં. અને એને એનું છેવટનું સ્વરૂપ મળી ગયું.

મહાત્માજી ઉપર યહુદી ધર્મનો પ્રભાવ બિલકુલ પડ્યો જ નથી એમ કહીએ તો પણ ચાલે.

"અખંડ આનંદ"માં શ્રી. ચંદ્રશંકર શુકલે થોડાક મહિના ઉપર એક લેખ લખ્યો હતો, એમાં મહાત્માજીની સાથે થએલી ધાર્મિક વિષયોને લગતી એક પ્રશ્નોત્તરી હતી. એમાં તેઓશ્રી સ્વીકાર કરે છે કે એમની ઉપર ખ્રિસ્તી ધર્મનો જેટલો પ્રભાવ પડ્યો છે, એટલો ઈસ્લામનો પડ્યો નથી.

આ હકીકતમાં પણ આશ્ચર્ય પામવાનું કારણ નથી. મોગલ યુગમાં વૈષ્ણવ ધર્મપ્રવાહ તુલસીદાસ સુધી પહોંચ્યો ત્યાં સુધીમાં તો હિંદુ ધર્મે નવા મુસ્લિમ ધર્મસંસ્કારો સ્વીકારવાના બંધ કર્યા, એટલું જ નહિ, પણ જુના ખંખેરવા માંડ્યા. કબીરની ઉદારતા તુલસીદાસમાં નથી.

ત્યારપછીના પડતીકાળમાં હિંદુઓએ મુસ્લિમોના કુસંસ્કારો ગ્રહણ કર્યા છે, સુસંસ્કારો નહિ.

આ દેશમાં અંગ્રેજોએ પોતાનું રાજ્ય જમાવ્યું, અને રાજા રામમોહનરાયથી શરૂ થએલા ધર્મપ્રવાહમાં તદ્દન સ્પષ્ટ રીતે દિવસે દિવસે ઇસ્લામનું મહત્ત્વ ઘટતું જાય છે, અને ખ્રિસ્તી ધર્મનું મહત્ત્વ વધતું જાય છે. આ ક્રિયાની પૂર્ણાહુતિ ગાંધીધર્મમાં થાય છે.

મહાત્માજી ઉપર કયા કયા ધાર્મિક પુરુષોએ પોતાનો પ્રભાવ પાડ્યો ?

"મારા જીવન ઉપર ઊંડી છાપ પાડનાર આધુનિક મનુષ્યો ત્રણ છે: રાયચંદભાઈએ તેમના જીવંત સંસર્ગથી, ટૉલસ્ટૉયે તેમના 'વૈકુંઠ તારા હૃદયમાં છે' નામના પુસ્તકથી, ને રસ્કિને 'અન ટુ ધિસ લાસ્ટ'-સર્વોદય નામના પુસ્તકથી મને ચકિત કર્યો."

( આત્મકથા ભાગ ૨ જો. રાયચંદભાઈ પાન ૯૬ )
" ટૉલ્સ્ટૉયનાં પુસ્તકોનું વાચન વધારી મુક્યું. તેનું 'ગૉસ્પેલ્સ ઇન બ્રીફ' (નવા કરારનો સાર) વૉટ ટુ ડુ (ત્યારે કરીશું શું?) વગેરે પુસ્તકોએ મારા મન ઉપર ઊંડી છાપ પાડી. વિશ્વપ્રેમ મનુષ્યને ક્યાં લગી લઈ જઈ શકે છે એ હું વધારે ને વધારે સમજવા લાગ્યો."

(આત્મકથા ભાગ ૨ જો ૨૨. ધર્મનિરીક્ષણ પાન ૧૭૦)

મહાત્માજીના જીવન ઉપર ઊંડી છાપ મૂકનારા ત્રણ મનુષ્યોમાંથી એક હિંદુ અને બે ખ્રિસ્તી.

મહાત્માજીના ખ્રિસ્તી મિત્રો એમને ખ્રિસ્તી બનાવવામાં નિષ્ફળ નીવડ્યા. હિંદુ અને ખ્રિસ્તી ધર્મની તુલના કરતાં એમને સ્પષ્ટ રીતે હિંદુ ધર્મ ચઢિયાતો લાગ્યો. પણ ખ્રિસ્તી સંબંધને કારણે એમની ધર્મજીજ્ઞાસા જાગ્રત થઈ. નવી દ્રષ્ટિએ તપાસ્યા પછી પણ એમને પોતાના પ્રાચીન ધર્મમાં નવાં રહસ્યો જડ્યાં. એનું સંશોધન કરવાનો ઉત્સાહ પ્રગટ્યો અને એમના સદીઓ જૂના હિંદુ ધર્મસંસ્કારોનું ખ્રિસ્તીકરણ અને આધુનિકરણ થયું. આપણે આગળ જોઈ ગયા તેમ, જેમ બાળક માતાના ઉદરમાં નવ મહિનામાં પ્રાણીસૃષ્ટિનો લાખ્ખો વર્ષનો જીવનક્રમ પૂરો છે, એ જ રીતે વિદ્યાર્થી ગાંધીએ પોતાની ૨૨-૨૩ વર્ષની ઉંમરમા આ દેશનો છેલ્લા પાંચ હજાર વર્ષનો ધર્મિક પુરુષાર્થ આત્મસાત કરી પોતાના નવા ધર્મની પ્રસૂતિ રાયચંદભાઈ પાસે કરાવી

ત્યારપછી ૧૩ વર્ષે ઈ. સ. ૧૯૦૪માં ફિનિક્સમાં "ટૉલ્સ્ટૉય આશ્રમ" સ્થપાયો, અને આ હિંદુ પ્રકૃતિ ને ખ્રિસ્તી આકૃતિવાળા ગાંધીધર્મનાં વિકાસ અને વિસ્તાર ઝડપથી થવા માંડ્યા.

હવે આપણે ગાંધીધર્મના કેટલાંક મહત્વનાં અંગો જોઈએ.

**સત્ય અને અહિંસા**—આ બે પ્રાચીન હિંદુ ધર્મતત્ત્વો. બૌદ્ધો ને જૈનો પણ એનો હિંદુઓ જેટલો જ સ્વીકાર કરે છે. યોગની જુદી જુદી પદ્ધતિઓમાં યમનિયમમાં એમનો સમાવેશ થયો છે.

ગાંધીધર્મમાં આ ધર્મતત્ત્વોનું પણ સ્પષ્ટ રીતે ખ્રિસ્તીકરણ થએલું માલમ પડે છે. સત્ય અને અહિંસા વિષે ઘણાં ભાષ્યો થએલાં છે. મહાત્માજી તો સત્ય એટલે ઈશ્વર અને અહિંસા એટલે પ્રેમ એમ કહેતા. એમના જીવનનું સાધ્ય ઈશ્વર એ હતું અને એને મેળવવાનો માર્ગ આખી પ્રાણીસૃષ્ટિ પ્રત્યેનો જીવંત અને ક્રિયાશીલ પ્રેમ એ હતો. એમાંથી આપોઆપ સેવાધર્મ ફલિત થતો હતો. પણ આ સિદ્ધાંતોનું વરંવાર રટણ કરતી વખતે મહાત્માજીની દ્રષ્ટિ સામે કોની મૂર્તિ હતી?

"એમના જીવનમાંથી બે વસ્તુ મને પોતાને ભારે લાગે છે એ કહે એવું કરનાર પુરુષ હતા. એમની સાદાઈ અદ્દ્ભુત હતી. બાહ્ય સાદાઈ તો હતી જ. એ અમીર વર્ગના માણસ આ જગતના છપ્પને ભોગ ભોગવેલા. ધન દૌલતને વિષે મનુષ્ય જેટલું ઇચ્છે, તે બધું તેમને સાંપડેલું. છતાં ભર જુવાનીમાં એમણે પોતાના સુકાનને ફેરવ્યું......એક ઠેકાણે તો મેં લખી મોકલ્યું છે કે ટૉલ્સ્ટૉય આ યુગની સત્યની મૂર્તિ હતા. એમણે સત્યને જેવું માન્યું તેવી રીતે ચલાવવાનો ઉગ્ર પ્રયત્ન કર્યો. સત્યને છુપાવવાનો કે મોળું કરવાનો પ્રયત્ન ન કર્યો. લોકોને દુઃખ થશે કે સારું લાગશે, મોટા શહેનશા હને ઠીક લાગશે કે નહિ તેનો વિચાર કર્યા વિના, તેમને જે પ્રકારે વસ્તુ ભાસી તે જ પ્રકારે તેમણે કહી .... અહિંસાનું સુક્ષ્મ દર્શન ટૉલ્સ્ટૉયે જેટલું કર્યું અને એના પાલનનો જેટલો પ્રયત્ન ટૉલ્સ્ટૉયે કર્યો એટલો પ્રયત્ન કરનાર અત્યારે હિન્દુસ્તાનમાં કોઇ છે, એવો મને ખ્યાલ નથી એવા કોઇ મનુષ્યને હું જાણતો નથી"

નવજીવન

૨૬-૯-૧૯૨૮ —ગાંધીજી.

આ લખાણ એ સ્પષ્ટ રીતે બતાવે છે કે, મહાત્માજીને મન સત્ય અને અહિંસાની જીવતી જાગતી મૂર્તિ ટૉલ્સ્ટૉય એ હતા. એટલે જ એમના

જીવનમાંથી કેવળ અહિંસા ઉપાડી લઈ એટલા જ મુદ્દા ઉપર એમની બુદ્ધ અને ઈશુ સાથે સરખામણી કરવી એ એક તદ્દન ભ્રામક સરખામણી છે.

સત્ય અને અહિંસાની અંદર પણ મહાત્માજીનો ઝોક સ્પષ્ટ રીતે સત્ય તરફ જ વિશેષ હતો. આ મુદ્દો મુનિ જિનવિજયજીએ 'ગાંધીજી અહિંસાવાદી કે સત્યવાદી ?" *એ નામના પોતાના લેખમાં બહુ જ સ્પષ્ટ કર્યો છે. મહાત્માજી એ સત્યના પ્રયોગો લખ્યા છે. અહિંસાના પ્રયોગો લખ્યા નથી તેઓ સત્યાગ્રહી હતા, અહિંસાગ્રહી નહિ. એમનો આશ્રમ સત્યાગ્રહ હતો અહિંસાગ્રહ આશ્રમ નહિ. એમણે અહિંસાની બાબતમાં અનેકવાર બાંધછોડ કરી છે દા. ત. પહેલા વિશ્વયુદ્ધમાં એમણે લશ્કરી ભરતી કરાવી હતી. તેમજ ભારતના કાશ્મીર માટેના જંગમાં એમણે આશીર્વાદ આપ્યા હતા. સત્યની બાબતમાં એમણે આવી કોઈ બાંધછોડ કરી હોય તો તે જાણવામાં નથી

**સત્યાગ્રહ**—અનેક લેખકોએ સત્યાગ્રહને મહાત્મા ગાંધીજીએ માનવજાતને આપેલી સૌથી મોટી અને અણમોલ ભેટ તરીકે વર્ણવ્યો છે. પણ આ અભિપ્રાય પણ અધૂરી માહિતી ઉપર રચાયેલો છે, સત્યાગ્રહ એ તો હિંદુ પ્રજા જેવી સંસ્કારી પ્રજાનું બહુ જ પ્રાચીન શસ્ત્ર છે, ઇતિહાસ સાક્ષી આપે છે કે એ શસ્ત્રની મદદથી હિંદુ પ્રજા પોતાના અને પારકા, મહાન અને જુલમગાર સત્તાધીશો સામે સેંકડો વાર સફળ નિષ્ફળ રીતે લડી છે. આત્મદમન, આત્મવિસર્જન, હડતાળ, અને હિજરતના રૂપમાં બ્રાહ્મણ શ્રમણો, ભાટચારણો, સૈયદો વણિક મહાજનો અને આમજનતાએ, આ શસ્ત્રનો ઉપયોગ આપણા ઇતિહાસમાં અસંખ્યવાર કર્યો છે. આ પ્રાચીન શસ્ત્રને એનું અર્વાચીન સ્વરૂપ મહાત્માજીએ ખ્રિસ્તી જગતમાંથી પ્રેરણા લઈને જ આપ્યું છે. એના જૂનાં તત્ત્વોમાં મહાત્માજીએ કાયદાભંગ, નાકર જેલભરતી અને પીકેટીંગ જેવાં નવાં પાશ્ચાત્ય તત્ત્વો ઉમેર્યાં. કાયદાભંગની પ્રેરણા એમણે થોરો પાસેથી લીધી હતી. અમેરિકાનું સ્વાતંત્ર્યયુદ્ધ જ નાકરની લડતથી શરૂ થયું હતું જેલ ભરતીનો રાજકીય ઉપયોગ આયરલેન્ડ જેવા દેશો અને શાસ્ત્રીય ઉપયોગ હોમીયોપેથી અને નિસર્ગોપચારકો મહાત્માજી પહેલાં કરી ચૂક્યા હતા પીકેટીંગ તો શબ્દ જ પરદેશી છે. એટલું જ નહિ પણ સત્યાગ્રહ શરૂ કરતા પહેલાં વિરોધીને પોતાના વ્યૂહની પૂરેપૂરી જાણ કરવાની પદ્ધતિ પણ મહાત્માજી પહેલાં અનેકવાર વપરાઈ ચૂકી હતી ઇ. સ. ૧૮૭૭માં બ્રેડલો અને એની બેસંટે એક ગેરકાયદેસર ઠરેલું સંતતિનિયમન વિષેનું પુસ્તક છાપતાં પહેલાં ઇંગ્લેંડમાં સરકારને એની પહેલેથી જાણ કરી દીધી હતી. તેમ જ ન્યાયાધીશ પોલીસ તથા બીજા મોટા અમલદારોને એ પુસ્તક છપાયા પછી હાથોહાથ વહેંચ્યું હતું.

મહાત્માજીનો દાવો એ હતો કે પશ્ચિમનો શાંત પ્રતિકાર Passive Resistance નિષ્ક્રિય છે, જ્યારે સત્યાગ્રહ સક્રિય છે, એટલે અંશે સત્યાગ્રહ એ એક ચઢિયાતું અને મૌલિક શસ્ત્ર છે, પણ દાવો ખોટો હતો એમ એમણે સ્વાતંત્ર્ય પછીના અનુભવોને આધારે મુક્તકંઠે સ્વીકાર્યું હતું.

હા ! એક બાબતમાં મહાત્માજીની વિશિષ્ટતા ખરી. એમની અગાઉ ઇતિહાસમાં કોઈ પણ પુરુષે સત્યાગ્રહનો પ્રયોગ કર્યો હોય એનાં કરતાં મહાત્માજીએ એ શસ્ત્રનો ઘણા મોટા પાયા ઉપર પ્રયોગ કર્યો. સાથે સાથે વ્યાપક ઉપયોગ થવાને કારણે એ શસ્ત્ર પોતાની તીવ્રતા ગુમાવી બેઠું. અને પ્રમાણમાં સુંવાળું થઈ ગયું. હિંદ અને યુરોપના ધર્મવીરો, વિજ્ઞાનવીરો અને બહારવટિયાઓના આત્મદમન, આત્મવિસર્જન અને જુલમગારોના જુલમ સામેની તિતિક્ષાને મુકાબલે વર્તમાન યુગનો સત્યાગ્રહ બહુ વામણો લાગે છે. સત્યાગ્રહની લડતોને અંગે જેમને જેમને જેલજીવનનો જાત અનુભવ થયો છે, તે સૌ આ હકીકતની સત્યતા સ્વીકારશે.

હિંદમાં સત્યાગ્રહના શાસ્ત્ર અને કલાનો જે

*'શ્રદ્ધાંજલિ' કમળ સં. : જી. ક. ચાંપાનેરીઆ પાનું ૨૩





આટલી હદે વિકાસ થયો, તે પણ બ્રિટિશ શાસનને આભારી છે. ભૂતકાળમાં અલ્લાઉદ્દીન કે ઔરંગઝેબ જેવા જુલ્મી સમ્રાટોના શાસન હેઠળ, કે વર્તમાનકાળમાં હિટલર, મુસોલિની કે સ્ટેલિનની સત્તા હેઠળ સત્યાગ્રહ કદી જન્મી કે વિકસી શકત જ નહિ

**સર્વધર્મ સમભાવ**—આ સ્પષ્ટ રીતે હિંદુ સંસ્કાર છે. એમાં ખ્રિસ્તી અસર દેખાતી નથી. સેમેટીક ધર્મોની ધાર્મિક અસહિષ્ણુતા આર્ય ધર્મોમાં નથી.

**અસ્પૃશ્યતા નિવારણ**—જાતિભેદના પાપ સામે આ દેશમાં આર્યપ્રજાના ઇતિહાસની શરૂઆતથી જ આપણા શ્રેષ્ઠ પુરુષો લડી રહ્યા છે. મધ્યયુગમાં પણ નરસિંહ મહેતા જેવા અનેક સંતોએ આ લડાઈ ચાલુ રાખી હતી. આ યુગમાં હિંદુસમાજના આ આંતરિક વિસંવાદને વિલીન કરવાની ફરજ પાડનાર ત્રણ બહુ પ્રબળ બળો હતાં. મુસ્લિમ સંસ્કૃતિ, ખ્રિસ્તી સંસ્કૃતિ અને હરિજનોના ધર્મપરિવર્તનથી રાજકીય બહુમતી ગુમાવી બેસવાનો જાગ્રત હિંદુઓને લાગેલો ભય આટલા બાહ્ય દબાણ છતાંય જડભરત જેવા હિંદુ સમાજમાં જે મહાન પરિવર્તન મહાત્માજીએ આણ્યું તે લાવવાની બીજા કોઇ પણ પુરુષની તાકાત નહોતી, એ હકીકતનો તો દરેક જાણે સ્વીકાર કરવો પડશે જ.

**ગોરક્ષા**—આ હિંદુઓનો બહુ જ પ્રાચીન સંસ્કાર. મહાત્માજીએ એનું શુદ્ધિકરણ અને આધુનિકરણ કર્યું. એમણે ગોરક્ષા અને અહિંસાનો સમન્વય કરીને જાહેર કર્યું કે ગાયને બચાવવા માટે મુસલમાનને મરાય નહિ હિંદુએ જાતે મરવું જોઈએ. ગોરક્ષા અને અર્થશાસ્ત્રનો સમન્વય કરીને કહ્યું કે ગોપાલન આર્થિક રીતે સફળ થવું જોઈએ. ગોરક્ષા અને ખેતીનો સમન્વય કરીને એમણે ભેંસનો અને ટ્રેક્ટરનો વિરોધ કર્યો.

**મૂર્તિપૂજા**—રાજા રામમોહનરાયથી શરૂ થયેલા મોટા ભાગના સુધારક સંપ્રદાયોની પેઠે ગાંધીધર્મ પણ મૂર્તિપૂજા વિષે ઉદાસીન છે. એનામાં સ્વામીનારાયણ સંપ્રદાયનો મૂર્તિપૂજાનો આગ્રહ નથી કે આર્યસમાજનું મૂર્તિભંજક ઝનુન નથી છતાં ય કરોડો હરિજનો માટે એમની દ્રષ્ટિથી વિચારીને ગાંધીધર્મે મંદિર-પ્રવેશની લડતો ચલાવી હતી. મૂર્તિપૂજા તરફની ઉદાસીનતામાં અને સામુદાયિક પ્રાર્થનાઓમાં કંઈક ખ્રિસ્તી ધર્મની છાયા દેખાય છે જ

**શુદ્ધિ અને સંગઠન**—છેક દાહીરના જમાનાથી ચાલી આવતી આ બે પ્રવૃત્તિઓ હિંદુ સમાજનો ક્ષય અટકાવવામાં ધાર્યા પ્રમાણે સફળ થઇ નથી. મહાત્માજીને આ બન્ને પ્રવૃત્તિઓ તરફ ભારે અણગમો હતો પણ એની પાછળનું કારણ ધાર્મિક કરતાં રાજકીય વિશેષ હતું મુસલમાનોને કોઈપણ ભોગે નારાજ નહિ કરવાની એમની રાજનીતિ એ જ એમના અણગમાનું મુખ્ય કારણ હતું. સાથે સાથે એમનું સંરક્ષક માનસ પણ એને માટે જવાબદાર હતું

**બ્રહ્મચર્ય**—આર્ય, શ્રમણ અને ખ્રિસ્તી ત્રણે સંસ્કૃતિઓએ આ સંસ્કાર ઉપર અતિશય ભાર મૂક્યો છે. પણ એમાંય હિંદુ સંસ્કૃતિને મુકાબલે શ્રમણ અને ખ્રિસ્તી સંસ્કૃતિનો ઝોક ત્યાગ તરફ વિશેષ છે. મહાત્માજીએ બ્રહ્મચર્ય ઉપર મૂકેલો અત્યંત ભાર ગૃહસ્થાશ્રમ પર બ્રહ્મચર્યાશ્રમનું આક્રમણ, સંતતીનિયમનનાં શાસ્ત્રીય સાધનોનો ઝનુની વિરોધ, કેવળ સંતાનોત્પત્તિ માટે જ સમાગમની છુટ, આ બધાં હિંદુ સંસ્કૃતિનાં જ અંગો છે, એમ ભાગ્યે જ કોઇ તટસ્થ અભ્યાસી સ્વીકારે. સ્ત્રી-પુરુષ સમંધ પરત્વેના આ દ્રષ્ટિબિંદુ પાછળ ખ્રિસ્તી ધર્મની "મૂળ પાપ"ની કલ્પના પડેલી છે. મહાત્માજીની દાંપત્યભાવના ઘડવામાં ટોલ્સ્ટૉયના અવ્યવહારૂ અને ઝનુની વિચારોએ મોટો ફાળો આપ્યો છે.

પણ મહાત્માજીએ બ્રહ્મચર્યને બે રીતે આધુનિક બનાવવાનો પ્રયત્ન કર્યો. મધ્યકાલીન સંતોનો અને અતિતૃપ્તિથી વિષાદ અનુભવતા મહાત્મા ટૉલ્સ્ટૉયનો ભયંકર સ્ત્રીદ્વેષ એમનામાં નથી. માતૃજાતિ માટે એમના હૃદયમાં કુણું સ્થાન ઠેઠ સુધી રહ્યું હતું. બીજી બાજુ બ્રહ્મચર્ય જેવી મહા કઠોર સાધના કરવા




માટે જે ક્રૂર દેહદમન પ્રાચીન કાળમાં કરવામાં આવતું તેનો ગાંધીધર્મમાં સદંતર અભાવ છે. આ બે તત્વો ઉપરાંત મહાત્માજીનો ધર્મ અને રાજકારણનું એકીકરણ કરવાનો પ્રયત્ન એ ત્રણ તત્વોએ મહાત્માજીની સ્ત્રી-પુરુષ વચ્ચેની વ્યવહારશુદ્ધિની ભાવનાને એક ધાર્મિક ધતીંગમાં ફેરવી દીધી.

**અસ્વાદ વ્રત**—દેહદમન માટેનું આ આપણા દેશનું એક જૂનું વ્રત. વર્તમાનકાળમાં સ્વામીનારાયણ સંપ્રદાયે એનો પુનરૂદ્ધાર કર્યો. ગાંધીવાદમાં એનો બ્રહ્મચર્યને સહાય કરવા માટે સ્વીકાર થયો. પણ શ્રી. મશરૂવાળા જેવાએ જાતઅનુભવથી એ શોધી કાઢ્યું કે સ્વાદનું સ્થાન જીભ નથી પણ મન છે.

**અપરિગ્રહ**—દરેક ધર્મના સાધુ સંન્યાસીઓએ સ્વીકારેલું આ વ્રત ગાંધીધર્મમાં પણ સ્વીકારવામાં આવ્યું છે. પણ બ્રહ્મચર્યની પેઠે અપરિગ્રહનો પણ ગાંધી ભક્તોએ કદી મોટા પાયા ઉપર અમલ કર્યો જ નથી.

**સેવા**—દરેક ધર્મની પેઠે દીનદલીતોની સેવા એ હિંદુ ધર્મનું પણ એક મહત્ત્વનું અંગ ખરૂં, પણ એનો આટલા મોટા પાયા ઉપર વ્યવસ્થિત ઉપયોગ કરવામાં ખ્રિસ્તી ધર્મની ભારે અસર હતી એ આપણે સ્વીકારવું જ રહ્યું. "રામકૃષ્ણ મિશન"માં મિશન શબ્દ જ એ બતાવે છે કે એ પરદેશી સંસ્કારને સ્વામી વિવેકાનંદે આત્મસાત કર્યો હતો.

**ગાંધીધર્મ : મુખ્ય મુદ્દાઓ—**

(૧) મહાત્માજી એટલે સંત, મુત્સદ્દી અને યોદ્ધાનું રસાયન થઈને ઘડાયેલ એક મહામાનવ.

(૩) ગાંધીધર્મ એટલે સનાતન હિંદુ ધર્મની અર્વાચીન, સંક્ષિપ્ત, વ્યવહારૂ, ખ્રિસ્તી આવૃત્તિ.

(૩) ગાંધીધર્મની પ્રકૃતિ હિંદુ છે, પણ આકૃતિ ખ્રિસ્તી છે. એ ધર્મની હિંદુ પ્રકૃતિને કારણે મહાત્માજી કરોડો હિંદુઓનાં હૃદય સુધી પહોંચી શકયા, એની ખ્રિસ્તી આકૃતિને કારણે કરોડો ખ્રિસ્તીઓ મંત્રમુગ્ધ બન્યા, પણ ગાંધીમંદિરમાં પ્રવેશ કરીને એના હિંદુ ગર્ભદ્વાર સુધી કુમારપ્પા જેવા બહુ જ ઓછા ખ્રિસ્તીઓ પહોંચ્યા.

(૪) મહાત્માજીની ધર્મભાવના ઘડવામાં ઇસ્લામ અને યહુદી ધર્મે ઝાઝો ફાળો આપ્યો નથી. પરિણામે બિંબ પ્રતિબિંબ ન્યાયે તેઓ મુસ્લિમો અને યહુદીઓના હૃદય સુધી પહોંચી શકયા નહિ. પરિણામે હિંદના મુસ્લિમોએ પાકીસ્તાન રચ્યું, અને હિંદના અનેક યહુદીઓ પેલેસ્ટાઈન પહોંચ્યા.

(૫) મહમ્મદ પયગમ્બર પછી માનવીની સર્જક શકિતએ ધર્મનું ક્ષેત્ર છોડી દીધું છે. એટલે મહાત્માજી જેવા એક આધુનિક ધર્મ સુધારકની બુદ્ધ અને ઈશુ જેવા બે પ્રાચીન ધર્મ સ્થાપકો સાથે સરખામણી થઈ શકે નહિ. ગાંધી ધર્મ એક અલ્પજીવી સંપ્રદાય છે. ખ્રિસ્તી ધર્મ અને બૌદ્ધ ધર્મ એ બન્ને દીર્ઘજીવી ધર્મો છે.

(૬) ધર્મ અને તત્વજ્ઞાનના ક્ષેત્રમાં મહાત્માજીએ કોઈ મૌલિક કે મહત્વનો ફાળો આપ્યો નથી, તત્વજ્ઞ તરીકે અરવિંદ ઘોષ એમના કરતાં અવશ્ય ચઢે. શ્રી કૃપાલની કહે છે તેમ, 'મહાત્માજી ફિલસુફ નહોતા, પણ વ્યવહાર સુધારક. આ જ સત્યને જુદી રીતે મૂકતાં શ્રી. દર્શક કહે છે કે : ગાંધીનો મહિમા નવો ધર્મ સ્થાપવામાં નથી પણ સાર્વભૌમ ધર્મ રૂપી અશ્વત્થ વૃક્ષનાં મૂળિયાં ઉઘાડી, જલસિંચન કરી, જાતનું ખાતર પૂરી, પુનર્જીવન આપવામાં છે—શાસ્ત્રોને ચરિતાર્થ કરવામાં છે.'×

(૭) મહાત્માજીની ધાર્મિક નેતા તરીકે જો કોઇ પ્રાચીન કાળના સંત સાથે સરખામણી કરવી હોય તો સૌથી વધુ સુયોગ્ય સરખામણી તુલસીદાસ સાથે થઈ શકે. હતવીર્ય હિંદુ સંસ્કૃતિ મોગલશાંતિ હેઠળ નવપલ્લવિત થઇ અને તુલસીદાસ સર્જાયા. એ જ રીતે બીજી હિંદુ પ્રતિક્રાન્તિ પછી રૂક્ષ બનેલી હિંદુ સંસ્કૃતિને બ્રિટીશ શાંતિએ ફરી પાછી નવપલ્લવિત કરી, પરિણામે ગાંધી જેવું એક મનોહર સુવાસિત ધર્મકુસુમ સર્જાયું.

(૮) અર્વાચીન કાળના ધાર્મિક નેતાઓ સાથે આપણે જો મહાત્માજીની સરખામણી કરવી હોય

---

× બે વિચારધારા—શ્રી દર્શક. પાન ૯.

**જીવરામ જોષી**

## [૧૪] જ્વાલાજીની જ્યોતિ

> ચમત્કારોમાં આપણે માનીએ કે ન માનીએ પણ કુદરત પાસે ચમત્કારોની એક મોટી ખાઈ ભરેલી છે. એની સામે થઈ ને આપણે એનો લાભ જતો કરવાને બદલે સાથે સાથે બીજું પણ ઘણું ગુમાવીએ છીએ. એ ચમત્કારોને ઉચ્છેદવા નહિ, પણ એને સમજવાના જ પ્રયત્નો હોય.

પ્રત્યેક વસ્તુમાં સૌંદર્ય છે, કળા છે અને સર્વોત્તમ એક ગુણ છે. એ છે ઐશ્વર્ય. એનો અંશ સૌથી ચડિયાતો જેનામા હશે તે સૌથી વિશેષ ઐશ્વર્યવાન હશે. કાં એ મહાપંડિત હશે. કાં એ કુશળ રાજકર્તા હશે, કાં એ ઋષિ હશે, કાં એ સંગીતકાર, કળાકાર, વેપારી કે ધનવાન હશે પણ સૌથી વિશેષ. આવાં સમસ્ત વિશેષત્વમાં, બધાનાં સરવાળારૂપે જે મહાવિશેષ કલ્પીએ તેનું નામ ઈશ્વર. એની પૂજા એ ઈશ્વરની પૂજા

પવન, પાણી, અગ્નિ, આકાશ અને પૃથ્વી એ પાંચ મહાતત્ત્વોનાં જુદાં જુદાં સ્વરૂપો આપણી આસપાસ પથરાઈને પડ્યાં છે. એક કાંકરી ઉઠાવો, એનો ઘાટ તપાસો, એનો ગુણ તપાસો, એનું સૌંદર્ય જુઓ તો તમે મુગ્ધ બની જશો. પણ હા, એ સૌંદર્યની રાખવાની દ્રષ્ટિ જોઈશે. હિમાલયના આ પ્રદેશમાં પંચભૂતની સૃષ્ટિ પાણીરૂપે, અગ્નિરૂપે, વાયુરૂપે, આકાશરૂપે અને પૃથ્વીરૂપે દર્શન દઈને મારી સામે હસી રહી હતી. બાણગંગાનાં ખડખડખડ હસતાં અને એ હસવાના પ્રતિઘોષમાં નાચતાં જતાં હિમવંતાં પાણી આખા હિમાલયની પ્રસન્નતાને પોતાની સાથે વહાવી જતાં હોય એમ લાગે. એમાંથી વાળી લીધેલાં પાણી પ્યાસી ભૂમિને તૃપ્ત કરીને આડે વગડે ફેલાઈ રહે છે, ત્યારે એ કેવાં મૃદુ અને શાંત લાગે છે, એનું વર્ણન કઈ રીતે કરવું? ઝાડની ટોચની કોઈ કુંપળમાં કે છોડને છેડે ખીલતાં ફૂલમાં પ્રસરીને કેવાં શાંત બની રહે છે, એ તો આડે વગડે જોઈ શકાય.

અગ્નિરૂપે તો જ્વાલાજીના પહાડના પેટાળમાંથી

---

તો તે સહજાનંદ સ્વામી, રાજા રામ–મોહનરાય રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, દયાનંદ સરસ્વતી, સ્વામી શ્રદ્ધાનંદ એની બેસંટ, સ્વામી રામતીર્થ અરવિંદ ઘોષ, રમણ મહર્ષિ. સ્વામી દામદાસ, અને સાધુ વાસવાણી સાથે કરી શકીએ. તફાવત એટલો જ કે આ બધા પ્રાંતિક નેતાઓ જ્યારે મહાત્માજી ભારતીય નેતા. સૌ બ્રિટીશ શાંતિની શીળી છત્રછાયા હેઠળ ફૂલ્યા ફાલ્યા.

(૯) કોઈ અર્વાચીન પરદેશી મહાપુરુષ સાથે એમની સરખામણી કરવી હોય તો તે મહાત્મા ટોલ્સટોય સાથે કરી શકાય એક વિચારના ક્ષેત્રના વીર બીજા આચારના ક્ષેત્રના વીર.

(૧૦) મહાત્માજીના ૮૦ વર્ષના દીર્ઘજીવનના પુરુષાર્થ પછી પણ હિંદુ ધર્મ વિશ્વધર્મ થઈ શક્યો નથી એટલું જ નહિ, પણ એનો ક્ષયરોગ પણ મટયો નથી, વચમાં એક સુધારાનો ઝોનો આવી ગયો એટલીજ સિદ્ધિ એમને ફાળે છે.

(૧૧) પરિસ્થિતિ આવી હોવાથી મહાત્માજી વિશ્વપુરુષ કહી ના શકાય સહાન હિંદી નેતાને નામે પણ એમને ઓળખાવી ના શકાયે. તેઓ એક અર્વાચીન કાળના મહાન હિંદુ નેતા હતા.

[ આવતે અંકે ગાંધી રાજકારણ ]

★

પ્રગટતી હજારો વર્ષોની પુરાણી પ્રાકૃત્તિક જ્યોતિ એનાં મહાન સૌંદર્યનાં દર્શન કરાવે છે. જ્વાલાજીની જ્યોતિ સ્વયં પ્રગટેલી છે. નથી કોઈએ ચેતાવી કે નથી એમાં ઈંધણ પડતાં. આપોઆપ જલતી રહે છે. અંધશ્રદ્ધાળુઓ કહો કે અજ્ઞાન કહો કે આપણા મહાપંડિતોએ મૂર્ખ બનાવી મૂકેલી એક ભોળી પ્રજા કહો, એણે ભલે એ જ્યોતિને અલૌકિક માનીને દેવીનું એક સ્થાનક બનાવી દીધું, પરંતુ અગ્નિ સ્વરૂપની જે અલૌકિક ઝાંખી એમાં થાય છે, તે અવાક બનાવનારું અદ્દ્ભૂત દેવત્ત્વ છે. જગતમાં બીજે ક્યાંય આવી અખંડ જ્યોતિ હોવાનું સંભળાતું નથી.

વાયુ તો શબ્દોનો વાહક છે. વાયુથી તરલ સ્વરૂપનું જે કંઈ છે, તેનો આધાર એક વાયુ જ છે. શાંત, ધીર, ગંભીર એવું એનું સ્વરૂપ હિમાલયના આ પ્રદેશમાં જ ઠરીને વસી ગયું જણાશે.

અહીંનું આકાશ પાતાળને કંઈક જુદીજ વાત કહેતું સંભળાયું. મને એમાં સમજણ પડી નથી. છતાં કહેવાનો ભાવ તો સમજાયો છે. સંધ્યા ટાણે, બપોરે, સૂર્યોદયે કે રાતની કોઈ શાંત પળે એ આકાશ મારી સામે તાકી રહેલું અને મને જ કંઈક કહેતું મેં જોયું છે. આવી રીતે એક અજાણ્યા માનવી સાથે વાતો કરતું ભોળું અને સહૃદયી આકાશ બીજે ક્યાંય જોયું નથી.

અનુકૂળતા મળે છે. સ્થિરતા અને પછી એકાગ્ર પ્રતીક્ષામાંથી અમુક કાળે ઝાડ છોડને ફૂલ અને ફળ લાધે છે, એનું નામજ સમાધિ છે. સમાધિ એટલે બોધ. એકાગ્ર થયા વિના બોધની પળ સાંપડતી નથી.

જ્વાલાજી એવું જ એક સાધના માટે ઉત્તમ સ્થાન ગણાતું આવ્યું છે. દક્ષિણમાં ચારેક માઈલ દૂર બ્યાસા નદી વહે છે. પૂર્વ અને ઉત્તર બાજુ પહાડની ઊંચી હારો ખડી છે. દક્ષિણ અને પશ્ચિમનો ભાગ સપાટ જેવો છે. પૂર્વ–દક્ષિણના પહાડોના પેટાળમાં જ્વાલાજી વસ્યું છે, શક્તિ સંપ્રદાયનું શાંત સાધનાસ્થાન તરીકે પીઠ ગણાયું છે.

શાક્ત સંપ્રદાયમાં ૫૩ કે ૬૩ પીઠસ્થાનો મનાયાં છે. એ સ્થાનોની જુદી જુદી વિશેષતાઓ ગણાવેલી છે. ત્યાં અમુક પ્રકારની સાધના થઈ શકે એમ કહેવાયું છે. ભારતને ચારે છેડે આ પીઠસ્થાનો આવેલાં છે.

જ્વાલાજીમાં પ્રવેશતાં પહેલાં છાવણીનું બજાર આવે છે. પહેલાં અહીં સરકારી કચેરીઓ રહેતી હશે. તેથી જ છાવણી નામ અપાયું હશે. આગળ જતાં "સનાતન ધર્મ હિંદી હાઈ સ્કૂલ" એવું પાટિયું હિંદીમાં લખેલું વાંચ્યું. પંજાબમાં કેળવણી ઉર્દૂમાં જ અપાય છે. હિંદીમાં પાટિયું લખાય એ તો કટ્ટર ધાર્મિકતા ગણાય. અહીંના પંડ્યાઓએ મહાપ્રયત્ને આ શાળા સ્થાપી છે.





ત્યાં રહેનાર કોઈ નથી. મહંતે આ અખાડાની મોટી મિલ્કત પોતાની ભોગવટાની બનાવી દીધી છે. વૃદ્ધ વયે બીજું લગ્ન કરીને તેઓ કુલ્લુમાં રહેતા હતા. અહીં તેમનું વિશાળ રહેઠાણ અખાડાથી જુદું અવાવરુ પડ્યું હતું મેળાનો સમય હોવાથી નિયમ પ્રમાણે આવનાર સાધુઓનો સત્કાર કરવા તેનો અઢારેક વર્ષનો છોકરો હાજર થઇ ગયો હતો અમે ત્યાં ગયા ત્યારે છોકરાએ પ્રથમ તો ઉતારાની સગવડ નથી એમ જ જણાવી દીધું

"જગા નથી તો સાધુ ક્યાં જશે?" નાગા બાવાએ કહ્યું.

"ગમે ત્યાં પડી રહે." છોકરે કહ્યું

આ સાંભળતા જ નાગાબાવા ગુસ્સે થઇ ગયા. માંડ્યા ગાળોનો વરસાદ વરસાવવા. છોકરો સમજી ગયો કે નાગાબાવા વસ્તુસ્થિતિથી જાણકાર છે.

હાથ જોડીને છોકરે કહ્યું: મહારાજ, અહીં ઊતરવાની ના નથી પણ કોઈ નહિ હોવાથી આપની સેવા કોણ કરશે? એટલે ના કહું છું.

"સેવા તું અને તારો બાપ કરશે. ધર્માદાની મિલ્કત મફતમાં ખાઓ છો?"

વધારે બોલવામાં સાર ન લાગવાથી છોકરો વિનયી બની ગયો. ધૂણીમાં આગ પધરાવી. મીઠાં વાક્યોથી શાંતિ વાળીને છોકરો ચાલ્યો ગયો. મારા સાથી સંન્યાસી ચતુર હતા. તેમણે કહ્યું કે, ઉપવાસી રહેવું છે કે કેમ?

નાગાબાવા કહે: કાં?

સંન્યાસી કહે: અહીં ભોજન મળવાનું નથી. છોકરો તાળું વાસીને પલાયન થયો છે.

નાગાબાવા કહે: મારે તો એ ખાવા આપે તો જ ખાવું છે.

સંન્યાસી ગામમાં ભિક્ષા માગવા ચાલ્યા ગયા. હું અને નાગાબાવા છોકરાની રાહ જોતા બેઠા. એમ કરતાં સૂરજ ડૂબી ગયો.

મેં કહ્યું: મહારાજ જ્વાલા માઈનાં દર્શન કરી આવીએ. છોકરો ભોજન કરાવે એવું નથી લાગતું

નાગાબાવા હઠ પકડીને બેઠા કે ભોજન તો એની પાસેથી જ લેવું છે. ત્યાં સુધી ક્યાંય નથી જવું. ધૂણી પાસે આસન જમાવીને એ તો બેસી ગયા.

હું જ્વાલાજીનાં દર્શન કરવા ચાલ્યો.

ઉત્તરના પહાડ અને દક્ષિણના પહાડ વચ્ચે ઊંડી ખાઇ છે. ઉપર પૂલ છે. ઉત્તર ભાગમાં જ્વાલાજીનું મંદિર છે. દક્ષિણ ભાગમાં વસતિ છે. દક્ષિણના ઢાળનું સાદું અને ઠીક ઠીક ગણાય એવું ઊંચા શિખરવાળું છે. શિખર અને ઘુમ્મટ ઉપર રણજિતસિંહે સોનાનું પતરું ચઢાવ્યું છે.

મંદિરના ઉંબરા પાસે જ બેત્રણ ફૂટ પહોળો, પાંચેક ફૂટ લાંબો અને ચારેક ફૂટ ઊંડો એવો ખાડો છે. તેમાં ઉપરની કિનારે જ્યોત જલતી રહે છે. વાદળી રંગ તો ક્યારેક કેસરી વર્ણમાં આછી આછી લપેટો એક છેડાથી બીજા છેડા સુધી દોડતી રહે છે.

સામે ઉત્તરની દીવાલમાં, બરાબર મધ્યમાં, નાના ગોખલામાં આછા વાદળી રંગની જ્યોતિ જલતી દેખાય છે. જાણે કે દીવેટ સળગતી હોય એવી સ્થિર અને એક જ માપની. ન વધે કે ન ઘટે પૂર્વ-પશ્ચિમની દીવાલોમાં નીચે ચારપાંચ બીજી જ્યોત સળગતી રહે છે

આ જ્યોતિ કેવી રીતે પ્રગટે છે, એનું કંઈ જ સ્પષ્ટીકરણ થઈ શક્યું નથી. આ સમયે ભારત સરકારે ત્રણ વૈજ્ઞાનિકોને આ જ્યોતિ તપાસવા મોકલ્યા હતા. તેમણે દરેક રીતે જોયું અને જાણ્યું. સામાન્ય રીતે સમજી શકાય કે પૃથ્વીના પેટાળમાંથી આવતો કોઇ ગૅસ-વાયુ સળગી શકે. એમાં તો કોઈ શંકા જ નથી. છે તો કોઈ ગૅસ જ. પરંતુ કેવા પ્રકારનો ગૅસ છે. એ સમજી શકાયું નથી, એમાં કોઈ પ્રકારની વાસ નથી. ઘણીવાર જ્યોતિ બુઝાય છે ત્યારે એને આગનો સ્પર્શ થતાં જ ફરીને સળગી ઊઠે છે. આથી સિદ્ધ થાય છે કે બુઝાયા પછી પણ ગૅસ તો ચાલતે જ રહે છે. મંદિરનું બારણું અને બારી બંધ કરવા છતાં એ ગૅસમાં કશી અકળામણ નથી થતી. કોઇ જાતની વાસ આવતી નથી.




વૈજ્ઞાનિકો આ અદ્‌ભૂત જ્યોતિને સમજી શકયા નથી.

સ્વામી દયાનંદે સત્યાર્થ પ્રકાશમાં જ્વાલાજીની આ જ્યોતિ વિષે ઉલ્લેખ કર્યો છે. દયાનંદ ચમત્કારમાં માનતા નથી. દેવપણામાં પણ માનતા નથી. દેવપણાનો મહિમા વધારીને અને ચમત્કારની ચાલાકી ભરી વાતો ગૂંથીને ચતુર માણસોએ સમાજને ઠગવાની જે જાળ ધાર્મિકતાના નામે ભારતમાં બિછાવી હતી, તેનું દર્શન દયાનંદને સારી રીતે થયું હતું. તેથી એવી કોઇ પણ વાતનો તેઓ ધસીને અસ્વીકાર કરતા. તેમ જ્વાલાજીની જ્યોતિ વિષે તેમણે લખ્યું છે કે: એ જ્યોતિ સદા જલતી જ રહે છે. એમાં પંડયાઓની ચાલાકી હશે. ગમે તે રીતે છૂપાં ઈંધણની યોજના કરી હશે.

દયાનંદે આ સ્થાન જોયું હોત તો આવું ન લખત. ત્યાં કોઇ પ્રકારની ચતુરાઈ કે બનાવટ નથી. જ્યોતિ સ્વયં જલતી રહે છે. આજથી નહિ પરંતુ હજારો વર્ષથી. એનું નામ પુરાણો અને મંત્ર ગ્રંથોમાં આવતુ રહ્યું છે.

કંઈ નથી. એક પ્રકારનો ગેસજ છે. પરંતુ કેવો અલૌકિક? ઈશ્વરી રચનાની મહાનંતાનું આપણને અહીં દર્શન થાય છે. એ ભાવે આપણે એક એક વસ્તુને પૂજતા હોઈએ છીએ. એક સુંદરતમ ચિત્ર લાખોના મૂલ્યનું બનીને કોઈ ઉત્તમ સ્થાનમાં જગા મેળવે છે. એ પણ એની પૂજા જ છે. સુંદર બાળકને જોઈને પ્રેમ પ્રગટે એ પણ પૂજાજ છે. સુંદર ફૂલ જોઈ ને મન પ્રસન્ન થાય એ પણ પૂજા જ છે. એવા કોઈ અલૌકિક કારણને ચાહવું કે પૂજવું એમાં કંઈ જ અજુકતું થથી. હા તેમાં જડતા ન આવવી જોઈએ. સમજ્યા વિનાની નમાજ અને સમજ્યા વિનાની પૂજા નકામું છે. આવી જડતાએ જ ઠગોને ઊભા કર્યાં છે. સમાજને ઠગીને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા અનેક પ્રપંચો ઊભા કર્યા છે. જ્યાં પ્રજા અજ્ઞાત અને ભોળી ત્યાં એવા ઠગારા અનેક. એવા અનેક ઠગારા ગુજરાતે પાળ્યા છે. સાધુ સંન્યાસીના વેશ સજીને અજ્ઞાનના પ્રચાર કરનારા વિદ્યાનંદજીઓનો ગુજરાતમાં પાર નથી. એમના પ્રતાપે ગુજરાતની પ્રજાએ ધન અને જ્ઞાન બંનેનો નાશ કર્યો છે. આપમેળે પોતાના ગળામાં માળા ફરે છે, એવો પ્રચાર કરનારા સંન્યાસીઓ ઠગ નહિ તો શું? પોતાને શ્રીકૃષ્ણના દર્શન થયાં છે એમ કહીને અબોધ પ્રજાને ભરમાવનારા પ્રજાદ્રોહી, દેશદ્રોહી અને માનવદ્રોહી ગણાવા જોઈએ, તેને બદલે પૂજાય છે. આવા તરકટીઓ જ્યાં પૂજાતા હોય ત્યાં જ્વાલાજીની આશ્ચર્યકારક જ્યોતિ પૂજાય એમાં કંઇ જ ખોટું નથી દેખાતું. પરંતુ એ પૂજામાં જડતા અને ખોટી માન્યતાઓ પ્રવેશે છે એ જ મહા અનર્થકારી બને છે. પ્રજા તો ભારતને ખૂણે ખૂણે ગુજરાતી જ છે. અને ગુજરાતી તો વિશેષ. ભારતના કોઈ પ્રદેશમાં ગુજરાત જેટલા સંપ્રદાયો નથી દાદુપંથી, સ્વામીનારાયણ, કબીર, રામાનંદ, માધ્વાનંદ, મહાપ્રભુજીના અડ્ડા ગુજરાતમાં જામ્યા. બીજી પ્રજાઓ કરતાં ગુજરાતીઓ વધારે ધર્મઘેલા છે. જ્વાલાજી જેવું સ્થાન ગુજરાતમાં હોત તો એની લીલા જુદી જ હોત.

અકબર આ પ્રદેશની મુલાકાતે આવ્યો ત્યારે દંગ થઇ ગયો. એને લાગ્યું કે જરૂર આમાં પ્રપંચ છે. સ્વામી દયાનંદ જેવી જ એને શંકા ગઈ. બાદશાહનો જ્વાલાજીમાં મુકામ થયો. ત્યારે જ્વાલાજી એક વિશાળ નગર હતું. એનાં ભવનો અને નગરજનોની જાહોજલાલી અપૂર્વ હતી.

બાદશાહ અકબર ડાહ્યો હતો. ધર્મની ભિન્નતાનો એને વિચાર નહોતો. એને સ્વયં પ્રગટતી જ્યોતિ વિષે અચંબો હતો.

અકબરે પંડયાઓને બોલાવીને વાત પૂછી.

બાદશાહને પંડયાઓએ જગદંબાનો મહિમા સંભળાવ્યો.

બાદશાહ કહે: એવી વાત હું માનું નહિ. જે કાંઇ ચતુરાઇ વાપરી હોય તે સમજાવો. હું વચન આપું છું કે, તમને કે મંદિરને કશી જ હાનિ નહિ પહોંચે.

# વેરાનમાંથી વાડી

એ. રૂસ્યાનસેવ

> ઊંચામાં ઊંચી સપાટી ઉપર આવેલો વિખ્યાત પામીર પ્રદેશ કેવો વેરાન હતો એ તો આપણે ભણેલી ભૂગોળ યાદ આવતાં જાણીએ જ. આજે ત્યાં હરિયાળીના હીલોળા લહેરાય છે એ પણ એની ખુશ-નસીબ શાસનકળાને જ આભારી છે ને ?

પુરાતન ભેંકાર પર્વતનાં હિમ આચ્છાદિત શિખરો શિયાળાનાં વાદળોનાં વાદળોને ભેદીને ઊંચે જાય છે. કેટલેક સ્થળે પર્વત નોખા થઈ જઈને ઊંડી ખીણો રચાઇ છે, જેમાં થઇને ઉન્મત્ત નદીઓ ગર્જના કરતી ધોધમાર ધસ્યે જાય છે. નદીઓની ઉપર કરોડોની ગોદમાં બાઝેલાં પર્વતી ગામડાંઓ ચકાકારે ફેલાયલાં છે. પર્વતોમાં ઊંચે અખંડ નીરવ-તાનું સામ્રાજ્ય ફેલાયેલું હોય છે અને હવા હળવી અને શુદ્ધ હોય છે. ઉન્નત પર્વતો, મદમસ્ત નદીઓ અને શાશ્વત હિમાચ્છાદનનો આ પ્રદેશ છે. આ પામીર છે.

થોડાં વર્ષો પૂર્વે જ પામીર દુનિયાનો એક સૌથી અટૂલો અને ત્યજાયેલો પ્રદેશ હતો. ત્યાંના લોકો અમીરો અને જાગીરદારોની ધુંસરીના બોજ હેઠળ કચડાતાં, ભૂખ અને રોગથી મોતમાં હડસેલાતાં જતાં અસહાય ગરીબી અને અંધકારમાં જિન્દગી વીતાવતાં હતાં.

જૂનો વખત જોનારાં ઘરડેરાં હજીયે વાત કરે છે કે, ખેડૂતો એક સપાટ અને પથરાળી જગ્યા ગોતી કાઢતા, પછી નદીઓ અને ખીણોમાંથી આ રીતે માટીના સૂડલા ઉપર લઇ આવતા અને એ પેલી સપાટ પથરાળી જગામાં ખેતર જેવું બનાવતા, આવી ધરતીમાંથી કયારેય લોકો માટે પૂરતું અનાજ પાકતું નહીં.

તાજીક શાયર મીર સૈયદ મીર શાકેરે "સોનેરી પર્વતી ગામડું" કરીને એક કાવ્ય લખ્યું છે અને એ કાવ્ય માટે તેને સ્તાલિન ઇનામ મળ્યું હતું. પામીરના લોકો સૈકાઓથી સુખની ઝંખના કરતા હતા અને કેવી રીતે મહાન અકતોબર ક્રાંતિએ એમને એ સુખ લાવી આપ્યું એ વસ્તુ એ કાવ્યમાં ગૂંથેલી છે.

સોવિયેત તંત્રની પ્રચંડ તાકાતે પામીરની જિન્દગીમાં સદંતર પલટો આણ્યો છે. લોકોએ કુદરતને નાથવાનાં કાર્યનું બીડું ઝડપ્યું છે. પામીરમાં ફૂડીબંધ નહેરો બાંધવામાં આવી છે. સૈકાઓથી ઉજ્જડ ભૂમિમાં નવજીવન પ્રકટાવ્યું છે.

જૂના વખતમાં આ પ્રદેશમાં માત્ર જવનો જ પાક થતો. આજે લગભગ બધાં જ અનાજ અને બધાં જ શાકભાજી અહીં વાવવામાં આવે છે અને દરેક વર્ષે એની ફસલો વધુ વધુ મોટી ઉતરતી જાય છે. ગયાં વરસે શુગનાન જિલ્લાનાં કાર્લ માર્ક્સ સહિયારાં ખેતરના હુદજામ બહતીયાસેવની આગેવાની હેઠળની ફસલ-ટૂકડીએ ૧ એકર દીઠ ૬૮૮.૭૫ પાકા શેર ઘઉંની ફસલ ઉતારી હતી. એ જ જિલ્લાનાં લેનિન સહિયારાં ખેતરે ૧ હેકટર (૧ હેકટર=અઢી એકર) દીઠ ૩૩ સેન્ટનર્સ (૧ સેન્ટનર્સ=૧૧૦.૨ રતલ) દાણા ઉતાર્યા હતા.

પામીરના લોકોએ અગાઉ બટાટા જેવી કોઇ ચીજ દેખી ન હતી. આજે ઘણાં સહિયારાં ખેતરો એક હેકટર દીઠ ૩૦૦ થી ૪૦૦ સેન્ટનર્સ બટાટા

---

પંડયાઓ બીજું કંઇ કહી શકયા નહિ. ત્યારે અકબરે મંદિરની એ જ્યોતનું મૂળ પકડવાનો પ્રયત્ન વિચાર્યો.

અકબરની આજ્ઞા થતાં જ મંદિરની આજુબાજુ બધું ખોદી નાખવાનું આરંભાયું. તેથીય જ્યોતિ બુઝાઈ નહિ.

બીજો એક ઉપાય અકબરને સૂઝયો. મંદિરમાં પાણી ભરી દેવું. આગ આપોઆપ બૂઝાઈ જશે. તે માટે મોટા પ્રમાણમાં પાણી જોઈએ. પહાડ ઉપરથી એક ઝરણ વહેતું દેખાયું. એ ઝરણ વાળી લઇને મંદિરમાં લાવી મૂકવાનો નિર્ણય કર્યો અને કામ આરંભાઈ ગયું.

★

ઉતારે છે. સહિયારા કિસાનો તરબૂચ, બટેટાં, કોબી, બીટ, ગાજર અને કાકડી વગેરે અનેક શાક ઉગાડે છે.

પામીરમાં આજે ઘણા ખેતી-નિષ્ણાતો, છોડ ઉછેરનારાઓ, ભૂસ્તર નિષ્ણાતો,' અને ભૂગર્ભ-જળ-નિષ્ણાતો કામ કરી રહ્યા છે. ભૂતકાળના લાકડાંના હળ અને ખંપાળા વગેરે સાધનોને સ્થાને હળો, દંતાળા કાપણી, નીંદણી અને છડવા ઓજારવાનાં અનેક યંત્રો આવી ગયાં છે.

પામીરમાં ઢોર ઉછેરનું કામ પણ સારી રીતે વિકસ્યું છે. દરિયાની સપાટીથી ૪૦૦૦ ફૂટ ઊંચે આવેલા મુરગાલ જિલ્લામાં સહિયારાં ખેતરોનાં ઢોરની સંખ્યા હજારોની હોય છે. દાખલા તરીકે કોમ્સોમોલ સહિયારાં ખેતરમાં ૧૫૦૦૦થી યે વધારે ઢોર છે.

પામીરના લગભગ બધા જ ઉચ્ચ પર્વતી જિલ્લાઓમાં સહિયારાં ખેતરોના ફળોદ્યાનો નાખવામાં આવ્યા છે. આવતા બે વર્ષમાં બીજી ૨૦૦ હેક્ટર જમીનમાં ફળોદ્યાનો નાખવામાં આવશે.

પામીરનાં સહિયારાં ખેતરો દર વર્ષે વિસ્તારમાં અને શક્તિમાં વધતાં જાય છે. છેલ્લાં બે વર્ષમાં જ સહિયારાં ખેતરોની આવકોમાં દોઢો વધારો થયો છે. એથી સહિયારા કિસાનોની આબાદીમાં એકધારો વધારો થાય છે. શુગનાન જિલ્લાનાં સ્તાલિન સહિયારાં ખેતરના ઢોર સંભાળનાર મામુદ સુલમનોવ કુટુંબને ૧૯૫૧માં તેમના કામના દિવસો બદલ મોટી રકમનું નાણું,સાત ટન ઘઉં, ૧૮ ટન બટાટા અને બીજી અનેક માંસ અને શાકભાજીની પેદાશ મળી હતી.

પામીરની પ્રજામાં આબાદીની વૃદ્ધિ સાથે સાંસ્કારિક ધોરણની પણ ઉન્નતિ થઇ છે. ક્રાંતિ પહેલાં સામાન્ય પ્રજા માટે નિશાળો, હોસ્પીટલો કે સાંસ્કારિક સંસ્થાઓનું નામનિશાન નહોતું; ભાગ્યે થોડા લોકો અક્ષરજ્ઞાન ધરાવતા. હવે લગભગ બધાં ગામડાંઓમાં નિશાળો છે. હાઇસ્કૂલોમાંથી પસાર થયેલા વિદ્યાર્થીઓ તાશકંદ, સ્તાલિનાબાદ, મોસ્કો અને સોવિયેત સંઘનાં બીજાં શહેરોમાં કૉલેજો અને વિદ્યાપીઠોમાં ભણવા ગયા હતા. સોવિયેતકાળમાં સ્થાનિક પ્રજામાંથી એક બુદ્ધિજીવી હરોળ ઊભી થઇ છે. આજે પામીરના સેંકડો રહેવાસીઓ શિક્ષકો, ખેતી નિષ્ણાતો ને દાક્તરો તરીકે કામ કરી રહ્યા છે. પ્રજામાંથી તેના પોતાના વૈજ્ઞાનિકો, લેખકો અને કવિઓ પેદા થયા છે.

પામીરનું વહીવટી કેન્દ્ર ખોરોગ ત્યાંની પ્રજાનું સંસ્કારનું એક મોટું પ્રેરણાધામ છે. એ શહેરમાં આઠ નિશાળો છે, એક શિક્ષક તાલીમીશાળા છે, એકેક ખેતી અને તબીબી શાળાઓ છે, સ્થાનિક ઇતિહાસનું એક મ્યુઝિયમ છે, બે લાયબ્રેરીઓ છે તથા સંગીત અને નાટકનું એક થિયેટર છે.

પામીરનાં પર્વતી ગામડાંઓનો દેખાવ બદલાઈ ગયો છે, લગભગ દરેક સહિયારાં ખેતરમાં એક ક્લબનું મકાન, લાયબ્રેરી અને અવેતન કલામંડળીઓ છે. રુશાન જિલ્લાનું વારુશાન નામનું ગામડું જ લો: ત્યાં એક ક્લબ-ઘર છે, એક ચહા અને વાંચનનો ખંડ છે, એક સિનેમા છે, છાત્રાલયવાળી એક માધ્યમિક શાળા છે, અને એક દાક્તરી-મથક છે. ક્લબમાં ફૂડીબંધ યુવકયુવતીઓ નાટક, સંગીત અને સાહિત્યની મંડળીઓમાં અભ્યાસ કરે છે. સહિયારાં કિસાનો માટે વારંવાર વાતચીતો અને વ્યાખ્યાનો ગોઠવવામાં આવે છે.

પામીરની સ્ત્રીઓ એમના પ્રદેશનાં જાહેર અને રાજકીય જીવનમાં સક્રિય ભાગ લે છે. અનેક જુદાં જુદાં ખાતાંઓમાં સેંકડો સ્ત્રીઓ જવાબદારીભર્યાં સ્થાનો સંભાળે છે.

પામીર પર એક સુખી અને ખુશહાલ જિન્દગી ઊતરી છે.

પર્વતનાં બરફછાયાં શિખરો પર સંધ્યાના રંગ ઢળ્યા હોય છે, ત્યારે આનંદ મસ્ત ગીતોના લલકાર સંભળાય છે. [તાસ]

★

# પવનની પાંખે 'સોહિણી'

મુરલી ઠાકુર

'સોહિણી'—કવિશ્રી રતિલાલ છાયાનો આ પ્રથમ કાવ્ય-સંગ્રહ* છે. પુસ્તક રૂપમાં એમની કવિતા આજે આપણી સન્મુખ આવે છે. છતાં કવિતા-રસિયો વર્ગ તો એમની કવિતાને ઘણા લાંબા સમયથી ઓળખે છે. ગૂજરાતના વિવિધ માસિકોમાં એમના કાવ્યો અવારનવાર પ્રસિદ્ધ થતાં રહ્યાં છે. પુસ્તકની પ્રસ્તાવનામાં કવિશ્રી ઉમાશંકરભાઈ કહે છે કે 'ભાઈશ્રી છાયા કવિતાનો જીવ છે' એમનામાં કવિસહજ મસ્તી ને લાપરવાહી છે. સંગ્રહના પ્રથમ કાવ્યમાં જ કવિ ગાય છે :

ગાન અમે તો ગાશું
ભાઇ ગાન અમે તો ગાશું
હૈયે જ્યાં લગી જંપ વળે નહિ ત્યાં સુધી ગાન જ ગાશું
માંડવે ઝુલતા એ હૈયાની વાંસળી મધુરી વાશું;
આવે તો ભાવ સમુન્દર ન્હાશું
ગાન અમે તો ગાશું.
રાત સઘન હો, વાટ વિજન હો, ન્હોયે સાંભળનારા;
મેઘલ સૂરે એકલ વર્ષશું છલવી જીવન કયારા
છો ડારે વીજ ચમકારા
ગાન અમે તો ગાશું.

સંગ્રહના આ પહેલાં જ ગીતમાં કવિનો અંતરંગ પરિચય થઈ જાય છે. એમની ઉચ્ચ સૌન્દર્યલક્ષી ભાવનાઓનો પણ પરિચય થઈ જાય જ છે. કવિના હૈયાનો—કાવ્ય માટેનો મીઠો અજંપ આ પંક્તિઓમાં સ્પષ્ટ દેખાય છે કવિની કાવ્યભાવનાની આ પંક્તિઓ મનોરમ બની રહી છે.

'સોહિણી'માં ગેય કાવ્યોનું પ્રમાણ વિશેષ છે. ભાઈશ્રી છાયા કહે છે: 'એનું કારણ એ પણ ન હોય કે ઊર્મિની અભિવ્યક્તિ માટે આપણ ઢાળો કે રાગો વધારે ને વધારે મુક્ત પટ પર આવે છે. વૃત્તબદ્ધ કાવ્યોમાં બંધનો કયારેક તો સર્જનને માટે અવકાશ જોઈએ એની આડે આવતા હોય એમ લાગે છે.'' કવિના અંગત અનુભવ તરીકે અમે આ વિધાન સ્વીકારીએ છીએ. એમના પૂરતું તો આ વિધાન સાચું લાગે જ છે કારણ કે ગીતોમાં કવિનો જીવ રમતો દેખાય છે એમના બંગાળી ઢાળોના પ્રયોગો પણ એમણે બીજાની જેમ સફળતાથી જ કર્યા છે. કવિનું એક વાકય આપણું લક્ષ ખેંચે છે. એઓ કહે છે: 'ગુજરાતનો કંઠ તરસ્યો છે. એમના કંઠની તૃષા છીપાવવાને યોગ્ય ગીતો આપણા કવિ નહિ આપે તો તેના બદલે ફટકિયા ગીતો સ્થાન લઈ બેસશે.'' ને આ દિશામાં—ગુજરાતના કંઠને છીપાવવાને કવિએ જે પ્રયાસ કર્યો છે તે એમને અભિનંદનના અધિકારી બનાવે છે ગૂજરાતના કંઠની તૃષા છીપાવવા લખાયેલી એમની કૃતિઓ શ્રદ્ધા, સંવાદિતા ને એમની શક્તિઓનો પરિચય કરાવે છે. શ્રી. છાયાને દુનીઆની આંટી-ઘૂંટીમાં રસ નથી. એઓ તો આંતર જીવનના અનુભવોના જ ગાયક છે ને એ અનુભવો એ મુક્ત કંઠે ગાય છે. એમનું ચિત્ત તંગ ભાવનાપ્રધાન હોય એવું સ્પષ્ટ દેખાય છે. સંગ્રહના કાવ્યોમાં પરલક્ષી કાવ્યો સંખ્યામાં ઓછાં છે. મોટે ભાગે તેઓ પ્રેમ, સૌન્દર્ય આશા ને શ્રદ્ધાના ગીતો ગાય છે, એમનાં પ્રેમમાં જે મીઠી મુગ્ધતા છે એ કવિના રસિયા જીવને પ્રફુલ્લિત કરે એવી છે. ભાઈશ્રી ઉમાશંકર કહે છે કે પોરબંદરનો દરિયો જોવા જેવો છે. ભાઈશ્રી છાયાની કવિતામાં દરિયો પ્રવેશ્યો છે એ આનંદની વાત છે. 'સાગરના ઘોડલા'માં બોધ છે. એના ઊછરતા તળવળાટનું ચિત્ર આલેખતી બાની કવિતાની છે એ પહેલી કડીથી જ પરખાઈ જાય છે થોડીક લીટીઓ સાંભળો :

જલના પરખંદા !
સાગરના ઘોડલા નાથો ! નાથો !
જગના પરખંદા
જોબનના ઘોડલા નાથો ! નાથો !
ઊંડા પેટાળમાંથી ઊઠતા મહાનાદ ઘોર
જોમનના હણહણાટ લાખો લાખો

અને છેવટે,

ઘડીયે વિરામ નહિ કયાંયે મુકામ નહિ
એનાં અવિરામ પ્રાણ બાંધો ! બાંધો !

---

* પ્રાપ્તિસ્થાન : ભારતી સાહિત્ય સંઘ લિ૰, ગાંધીમાર્ગ, અમદાવાદ. ત્રણ રૂપિયા.



## સોહિણી

[ લે. પ્ર. રતિલાલ છાયા–પોરબંદર; વિક્રેતા, ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ; ત્રણ રૂપિયા. ]

રૂપાળા નામવાળા આ કાવ્યસંગ્રહમાં પોતાનો પહેલો કાવ્યફાલ ગુજરાતને ધરતા શ્રી. રતિલાલ છાયા પાસે કવિ–સંપતમાં કવિનું હૈયું અને કાવ્ય-સાધનાનો મુગ્ધ પણ નિષ્ઠાભર્યો ઉત્સાહ છે. કામ આપે એવી કલમ પણ તેમણે કેળવી છે. એમનો પ્રિય શબ્દ 'પ્રતનુ' છે કહી શ્રી. ઉમાશંકરે એમને પ્રવેશકમાં 'પ્રતનુ–કવિ' નામ આપ્યું તે ભલે. પણ વસ્તુતઃ તો 'રૂપ' અને 'છંદ' એ આ કવિના પ્રિય અને વારંવાર વપરાતા શબ્દો છે. કવિની સૌંદર્યલક્ષી ભાવનાઓની તેમ જ સંવાદિતાની ભક્તિનો જ સૂચક ગણવો જોઈએ આ 'છંદ' શબ્દ, પણ તેનો રૂઢ વાચ્યાર્થ જ આગળ કરીએ તો કવિને 'ચંદ–કવિ' કહેવાય એમ નથી. એટલા સિદ્ધછંદ તે દેખાતા નથી. હ્રસ્વનો દીર્ઘ અને દીર્ઘનો હ્રસ્વ ઉચ્ચાર કરવો પડે એવાં ઠેકાણાં એમનાં છંદોબદ્ધ કાવ્યોમાં ઘણાં છે, અને છંદોવિધાનમાં 'થોડીક વધુ કાળજી'ની જરૂર બતાવી શ્રી. ઉમાશંકરે કર્યાં છે તેવાં સૂચનની યાદી લંબાવી શકાય એમ છે. ગીતો કવિને મુકાબલે ફાવ્યાં છે, જો કે એમાંય કેટલાક કાવ્યોનો ગાનલય કવિને ફાવતો હશે એવો બીજાને ન ફાવે એવી રચના ક્યાંક ક્યાંક દેખાય છે તો ખરી.

આ એટલું જ બતાવે છે કે શ્રી. છાયા કાવ્યના બહિરંગની કરીગરીની બહુ ચીવટ રાખવાને બદલે કાવ્યની અંતઃસામગ્રીરૂપ પોતાની ભાવોર્મિઓને જ ગાઈ નાખવામાં મસ્ત કવિ–જીવ છે. ઔચિત્યની ટાઢી દૃષ્ટિએ તેમના કેટલાક શબ્દપ્રયોગો શંકાસ્પદ ઠરે એમ છે, અને ભાવ, કલ્પના, વિચાર ઈ૰ના

---

"એમની લગભગ બધી જ કવિતામાં—ખાસ કરીને ગીતોમાં હૃદયની અભિપ્સા ને ભાવનામયતાના સૂચન મળે છે." એમ ભાઈ ઉમાશંકર કહે છે એ યોગ્ય જ છે.

કવિતા વાંચતા, કવિતા–રસિયા જીવને પ્રસન્નતાની જે અપેક્ષા રહે છે તે શ્રી છાયાના કાવ્યોમાંથી કાવ્યો વાંચતા પરિતૃપ્ત થાય છે. પોતાના ચિત્તની પ્રસન્નતા ને હૃદયની કુમાશ કવિ સ્પષ્ટ રીતે આપણને ઓળખાવી જાય છે. ભાઈ છાયાની કવિતામાં કવિતાનો પ્રાણ મ્હેકે છે એ જ એમની કવિ તરીકેની શક્તિનો પરિચય આપે છે. કવિના આત્મમંથનમાંથી ઉદ્‌ભવતી પ્રસન્નતા કવિને મસ્ત બનાવે છે અને વાચકને એ મસ્તીનો અનુભવ કરાવે એવી કવિની શક્તિ એમને યશ અપાવે છે. વાચકને મળતી આ પ્રસન્નતામાં જ કવિહૃદયનો યોગ્ય પુરસ્કાર એમને મળી જાય છે. એકંદર આખો કાવ્ય સંગ્રહ કવિના પ્રયાસોને સફળ બનાવે છે. આપણા કાવ્ય સાહિત્યમાં આ કાવ્યસંગ્રહ અને આવા સહૃદય કવિને આવકારતાં હર્ષ થાય છે. કવિ હૃદયની કુમાશ લયમધુરવાણી, ને રુચિકર કલ્પનાઓ સહૃદયી વાચકોના અંતરમાં કવિની પ્રતિભાની ખુશ્બો મૂકી જાય છે. એમનાંજ શબ્દો ફેરવીને કહું છું : ભાઈ છાયાને—

ગાન તમે તો ગાજો
ભાઈ, ગાન તમેય ગાજો
હૈયે જ્યાં લગી જંપ વળે નહિ ત્યાં લગી ગાન જ ગાજો
ગાન તમે તો ગાજો
ભાઈ! ભાવ સમુન્દર ન્હાજો
ગાન તમે તો ગાજો*

* મુંબઈ આકાશવાણીના સદ્‌ભાવથી

★





નિરૂપણમાં પૂરેપૂરી વિશદતા કેટલીક વાર દેખાતી નથી. તેનું કારણ આ જ લાગે છે. શ્રી. છાયાએ સૉનેટ, લાંબા છંદોબદ્ધ કાવ્યો, ગીતો એમ કાવ્ય પ્રકારોનું વૈવિધ્ય દેખાડ્યું છે. છતાં એમનાં છંદોબદ્ધ કાવ્યો કોઈ વિશિષ્ટ વ્યક્તિમત્તા દેખાડતાં નથી અને લાંબાં કાવ્યો પોતાની દષ્ટિએ પાતળાં ને ગ્રંથનમાં ઢીલાં બની ગયાં છે. કવિતાને વિચારપ્રધાન બનાવવા જતાં તેઓ ઘણાં સૉનેટને બોધપ્રધાન બનાવી બેઠા છે. ખરું પૂછો તો કવિને ફાવે છે જ વિચાર નહિ પણ કલ્પનાપ્રાણિત ઊર્મિગાન.

અને એવું કાવ્ય સંગ્રહમાં થતું દર્શન રુચિર છે. અધઝાઝેરા ભાગમાં જે પ્રકૃતિની રમ્ય ભવ્ય સૌંદર્યકળાને સ્તવે છે અને ચિંતનાર્થે તેનો વિનિયોગ કરે છે છતાં ચિંતન કરતાં એ સ્તવનથી જ જે ખુશબોદાર બન્યું છે એ 'વિરાટ અને માનવ' જુઓ, જેમાં કવિનાં કવિત્વ કલ્પનાતરંગો રસિકતા સૌંદર્ય ભક્તિ એ સર્વનું સંમેલન થયું છે એ 'વિરાટની છાબડી' વાંચો, 'સ્મૃતિ પાથેય'ની કાવ્યમય લલિત અભિવ્યક્તિ આસ્વાદો, 'શેષ ઊર્મિનું ગાન' સાંભળો, ભાવભર્યું ભારતી-સ્તોત્ર 'મા તને જોઉં હું,' જુઓ, ઉલ્લાસ નીતરતું વસંતને વધાવતું 'પ્રાણનો સિંધુરો' કે વર્ષાને વધાવતું 'પૃથ્વીપૂર્ણા' કે ભારત માતાના ક્રાન્તિકારી નવચૈતન્યને બિરદાવતું 'રુદ્ર બોલે રે' એ ગીતો વિચારો, માતા બનતી નારીના શુચિ-પ્રસન્ન દાંપત્ય-પ્રણયનું કાવ્ય 'નારીત્વની પૂર્ણિમાએ' જુઓ, 'સર્ગફૂલો' અને 'ચરે છ પૃથિવી બધી' જેવાં સૉનેટ અને સંગ્રહમાંનાં 'ઠાકુરી માધુરી' વહાવતાં ભક્તિ ભીંજ્યાં રહસ્યવાદી ગીતો જુઓ, એટલે કેવી આસ્વાદ્ય કવિતા શ્રી. છાયાએ અત્ર રજૂ કરી છે એ જણાશે. 'ગાન અમે તો ગાશું,' 'જીવનની વેદના,' 'નવમાર્ગખેડૂ,' 'મહાગાયકને,' 'સંવાદિતાને આહ્‌વાન,' 'ઇજન' તથા 'સમુન્દરને'માં મળતો કવિ હૃદયનો પરિચય સુભગ છે. સાગરતીરવાસી આ કવિએ સાગરને જે રીતે કવિતામાં જુદી જુદી રીતે બિરદાવ્યો કે ગાયો છે તથા 'જાગજો મારો દેશ' જેવો સફળ અનુવાદ પણ ધ્યાન ખેંચે તેવાં છે.

આ તો હજી શ્રી. છાયાની કાવ્યનૌકાની કવિતા યાત્રાનું પહેલું બંદર છે. સહૃદયો એથી રીઝી, કવિને તેની જ વાણીને જરા ફેરવી, સંબોધશે: 'કૌમાર્યના ભાલે વિલસતી ટીલડી શી નાવ સુમંગલા, મુફલા સદા હૈયું ભરી હાંકયે જજે!'

## ગોષ્ઠિ

[લે. ઉમાશંકર જોષી; પ્ર. ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ-૧; ત્રણ રૂપિયા]

કવિ ઉમાશંકરનો ગદ્યકાર તરીકેનો પરિચય ગુજરાતને નવો નથી. વાર્તા, નાટક, નવલકથા, સાહિત્ય-લેખો, 'સંસ્કૃતિ'ની તંત્રીનોંધો ને પહેલા પાનાના ભાવનાલેખોએ એ પરિચય કરાવ્યો જ છે. આ પુસ્તક એમનાં નિબંધ લખાણો રજૂ કરી ખૂટતો અંશ પૂરો કરે છે.

પુસ્તકમાં પ્રથમ લલિત કે સર્જક નિબંધ પર 'નિબંધ-એક કલાપ્રકાર' નામક અભ્યાસપૂર્ણ નિબંધ મૂકી તે પછી કર્તાએ પોતાની બાવીસ નિબંધ રચનાઓ આપી છે. નિબંધ પરના અભ્યાસ લેખમાં તેમણે મોન્ટેઇનથી માંડી મૅક્સ બીરબોહ્મ સુધીના નિબંધકારોનો નામનિર્દેશ કરી યુરોપમાં નિબંધના ઉદ્‌ભવ ને વિકાસ વિશે, બોધપ્રધાન અને સર્જનાત્મક એ નિબંધના બે પ્રકારો વિશે, નિબંધનાં મુખ્ય લક્ષણો વિશે, નિબંધ અને ઊર્મિકાવ્યનાં તથા નિબંધ અને નાટકનાં સામ્યભેદ વિશે, તેમ સર્જક નિબંધના ગુજરાતી સાહિત્ય વિશે વિશદ માહિતી આપી છે. સર્જક નિબંધને પત્રકારત્વના રણમાં લુપ્ત થઈ જવાના ભવસંભવની તેમજ શાળા મહાશાળાઓમાં માહિતી પ્રધાન વિચાર વ્યવસ્થાવાળા રૂઢ નિબંધ લેખનની ઇષ્ટતાની શ્રી. ઉમાશંકરની વાતને અભ્યાસીઓનું અનુમોદન અવશ્ય મળશે.

પછીનાં બાવીસ લખાણમાં વૈવિધ્ય સારું છે. એમાં 'ચંદ અલ્ફાઝ' મહાસભાની એક બેઠકનો અહેવાલ છે, 'મને સાંભરે રે' એ વ્યાખ્યાન છે, 'મેઘાણીભાઇ'ને 'ચેખોવ' ચરિત્રાત્મક લેખો છે, 'વાર્તાલાપ'ને બીજા ત્રણ લેખ રેડિયો-વાર્તાલાપો છે,

'હાસલીલા,' જેવો પ્રસ્તાવના લેખ છે, 'દક્ષિણનાં તીર્થો' જેવી પ્રવાસનોંધ છે, 'સ્વતંત્રતા' 'હું કેમ કાંતું છું' વગેરે જેવા વિચારપ્રધાન લઘુલેખ છે, 'દિવાસ્વપ્ન' જેવું કાવ્યાત્મક ગદ્યરૂપક છે, 'બટુકરાજ' 'ધ મંગલાષ્ટક લિમિટેડ' જેવા સારા અગંભીર પ્રયોગો છે, અને 'મિત્રતાની કલા,' 'અનંત શબ્દ,' 'પરીક્ષા' ઇ૦ જેવા મુક્ત શૈલીના પણ ચિંતનપરાયણ નિબંધો છે. લલિત નિબંધના આદર્શને એમાંની બધી નહિ તો અર્ધા ઉપરાંતની સામગ્રી પહોંચે છે એમ કહી શકાશે, એમાં જે રસાત્મકતા શ્રી. ઉમાશંકર લાવી શકયા છે તેને કારણે.

પ્રકારોનું તેમ વિષયોનું પણ ઠીક વૈવિધ્ય 'ગોષ્ઠિ'માંના લેખો દેખાડે છે, જો કે સાહિત્ય અને કેળવણી એ બે એના મુખ્ય વિષય છે. લલિત નિબંધને લેખકના વ્યક્તિત્વનો પાઠ બેઠા વિના રહે જ નહિ. આ લખાણોમાંથી વાચકોને જાણે તેમને વિશ્વાસમાં લઈ બધો વખત 'ગોષ્ઠિ' કરતા લાગતા શ્રી. ઉમાશંકરના સમૃદ્ધ વ્યક્તિત્વનો પરિચય મળી રહે તેમ છે. એમની બહુશ્રુતતા, એમનું સ્ફૂર્તિમંતું ચિત્ત, દુનિયા ને માનવીઓનું એમનું નિરીક્ષણ, એમની ભાવનાશીલતા અને એમની વિનોદવૃત્તિ—આ સૌનું તેમ એમના ગદ્યનું આ સંગ્રહ ઠીક પ્રમાણમાં દર્શન કરાવી રહે છે, જે એમને 'છોટા કાલેલકર'નું બિરુદ રળાવી આપે તેમ છે.

પુસ્તક આપણા અલ્પધન નિબંધ સાહિત્યમાં ગણનાપાત્ર ઉમેરા સમાન છે એ કહેવાની જરૂર નથી.

## માનવતાનાં ઝરણાં

[ લે. ગણેશ વા. માવળંકર; પ્ર. ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ-૧; અઢી રૂપિયા. ]

સ્વ. મેઘાણીલિખિત 'માણસાઇના દીવા' પછી એ જાતનું આ બીજું પુસ્તક ભારતી સાહિત્ય સંઘ પ્રગટ કરે છે તે માટે તેને ધન્યવાદ ઘટે છે.

એના લેખક છે ભારત સંસદના અધ્યક્ષ શ્રી. ગણેશ માવળંકર. સને ૧૯૪૨–'૪૪ના ગાળામાં સાબરમતી જેલમાં ગાળેલા વીસ માસ દરમિયાન કેટલાક ગુનેગાર કેદીઓના સંપર્કમાં આવી, એમના ગુનાનો ઇતિહાસ જાણી, એમને સજામાં રાહત અપાવવા એમણે જે સફળ–નિષ્ફળ મહેનત કરી તેનું અગિયાર કિસ્સા દ્વારા એમાં એમણે બયાન કર્યું છે.

બધા કિસ્સા બતાવે છે કે કર્તાનું કાયદાજ્ઞાન અને એમનો વકીલાતનો પૂર્વ વ્યવસાય કેટલાક ગુનેગારોની સજા હળવી કરાવવામાં નિમિત્ત બન્યાં હોવાથી ખરેખર કૃતાર્થ બન્યાં છે. પણ એમ થઇ શકયું તે કર્તાના અંતરના માનવતાના ઝરણથી કોઇ દિવસ નહિ પામ્યા હોય એવી સહાનુભૂતિ એમની પાસેથી ગુનેગાર તરીકે અંકાયેલાઓ પામ્યા, પરિણામે એમણે પોતાનાં અંતર એમની આગળ ઠાલવ્યાં અને એમની સત્ય પ્રગટ કરવાની સલાહ પાળી. એમની માનવતાએ કર્તાની માનવતાને ઉષ્માભર્યો જવાબ આપ્યો.

સત્યના એ ઉચ્ચારે એમને થોડા ઘણા ઉગાર્યાય ખરા. પહેલા ખંડના કાનજી, બાવાજી, ડાહી અને ખેડૂત જુવાનના કિસ્સા સત્યે કરી આપેલા લાભના નિદર્શક આમ બન્યા છે.

બીજા ખંડના સાત કિસ્સા ફાંસીની સજા પામેલા કેદીઓના કિસ્સા છે. એ કેદીઓને પણ કર્તાની સલાહ બધી સાચી હકીકત રજૂ કરી દેવાની અને એમ છતાં મોતની સજા થાય તો તેને પોતાના ગુનાના પ્રાયશ્ચિત્ત લેખે સ્વીકારી લઇ મૃત્યુ માટે શાંતિપૂર્વક તૈયાર થવાની હતી. ખૂન જેવો છેલ્લી હદનો ગુનો માણસ કેવા સંજોગોમાં કેવા આવેશ યા દાનતથી કરી બેસે છે એનું માનસશાસ્ત્રીય કુતૂહલ સંતોષે એવું જ્ઞાન આ કિસ્સાઓમાંથી મળે છે એ વાચકને માટે એના વાચનનો આનુષંગિક લાભ છે. પણ ખરો લાભ તો ગણાય નજીકના નિશ્ચિત મૃત્યુના ભાને માણસ કેવો શુદ્ધ, 'માનવી,' અને કયારેક અધ્યાત્મબળિયો બની જાય છે એનું એમાં થતું દર્શન. મરણ માણસનો બધો મેલ કાઢી નાખી તેના અંતરને તેજાબની માફક ઉજાળે છે એ કાકાસાહેબે એમાંથી તારવેલો સાર સાચો છે. બીજા ખંડના પહેલા પાંચ કિસ્સામાં

ફાંસીથી બચી ન શકતા મહમદ, શિવરામ, સોમો, શાહજાદો અને બાવો અંતે વીતભય બની કેવી શાન્તિથી ફાંસીએ ચડે છે તેનું નિરૂપણ ઉપલી વાતને ટેકો આપશે.

અગિયારે કિસ્સા હૃદયમાં ઉતારીને સીધી અનાડંબરી રીતે કહેવાયા છે તેથી શ્રી. રામનારાયણ પાઠકે કહ્યું છે તેમ તે કલાત્મક વાર્તાની નજીક પહોંચી ગયા છે. 'શાહજાદાનો પ્યાર,' 'આ તો ખોળિયું જ છે' જેવા કિસ્સાની રજૂઆત બતાવે છે કે વાર્તા કહેણી કર્તાને ઠીક ફાવી છે પુસ્તક આમ વાર્તારસ પણ આપે છે.

એમાં પેલા કેદીઓનાં પાત્રોને તો ઉઠાવ મળ્યો છે જ, પણ કર્તાનું પાત્ર પણ એમની માનવતા, એમના સત્ય પ્રેમ અને એમની અધ્યાત્મનિષ્ઠા જેવાં ગુણ લક્ષણો સાથે મહીં ઠીક આકાર પામે છે. એમનું ગુજરાતી ભાષા પરનું પ્રભુત્વ અને એમની લેખન કળાનું પણ ઠીક દર્શન અંદર થાય છે.

બધા પ્રસંગો ગુનો ને સજાનો પાયાનો પ્રશ્ન વાચકના મનમાં ઊભો કરે એવા છે. એ સંબંધ ઘટતી વિચારણા શ્રી ઉમાશંકર જોષીએ આ પુસ્તકના 'મંગલદર્શન' નામક પ્રવેશકમાં કરી છે તે વાચનપાત્ર છે.

## સર્જાતાં હૈયાં

[ લે. નવલભાઇ શાહ; પ્ર મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, હઠીભાઇની વાડી અમદાવાદ; અઢી રૂપિયા. ]

'વિશ્વ વાત્સલ્ય' ના પાંચમા ભેટ પુસ્તક તરીકે પ્રગટ થયેલી આ કથા વક્તવ્યને ભોગે કલાને ઉપાસવા ન માગતી એક સન્નિષ્ઠ સેવકને હાથે લખાયેલી ઉદ્દેશપ્રધાન કથા છે. પહેલા પુરુષ એક વચનમાં આ કથાનો નાયક શંભુ નાનપણની ભિક્ષુક વૃત્તિમાંથી ગાંધીવાદી સેવા જીવનમાં પોતાની થયેલી પ્રગતિનો સવિસ્તાર વૃત્તાન્ત રજૂ કરે છે એથી આ કથા બને છે. નાયકનું ઘડતર પ્રથમ ચંદુભાઈ ( દાદા ) ને હાથે અને પછી ગાશાળાના સંચાલક 'ભાઈ' ને હાથે થાય છે. અવિવાહિત રહેવાના એના સંકલ્પ અને શરૂ થયેલા વિજાતીય આકર્ષણ વચ્ચેની ખેંચતાણ અનુભવતા નાયકને રમતારામના દાખલાએ માર્ગદર્શન કર્યું અને તે લગ્ન કરે છે. લગ્ન જૂની પ્રણાલી મુજબનું છતાં એના વિકાસને પોષક નીવડે છે. નાયકની પત્ની શાન્તાનો પણ પુસ્તકના ઉત્તરાર્ધમાં નાયક જેટલો જ વિકાસ થાય છે. દંપતી એકરાગી સેવકજીવન જીવે છે.

ભિક્ષુકવૃત્તિમાંથી ભણતર, તેમાંથી નોકરી; તેમાંથી ગોશાળાની સેવા તેમાંથી અસ્પૃશ્યતાનિવારણ ને સામાજિક ક્રાન્તિ, તેમાંથી ગ્રામસેવા ને ભૂમિદાન-પ્રવૃત્તિ, આમ નાયકનો ઉત્તરોત્તર વિકાસ થતો રહ્યો કથામાં નિરૂપ્યો છે. કથામાં આના પાયામાં પ્રેમની ભાવનાને મૂકવામાં આવી હોઈ, પ્રેમનું સામર્થ્ય અને એનું તત્ત્વજ્ઞાન દાદાના માનવપ્રેમ, ભાઇના ગોપ્રેમ, અને ટોપીવાળા મહાત્માના વનસ્પતિપ્રેમનાં દૃષ્ટાંત દ્વારા તેનાથી નાયકને પ્રભાવિત થતો બતાવીને તેમજ સીધાં પ્રવચનરૂપે રજૂ કરવામાં આવે છે. કથા હેતુલક્ષી હોઈ, એમાં અસ્પૃશ્યતા, સામાજિક અન્યાય, સેવા ઈ૦ પર લાંબાં ચિંતનો ને ચર્ચાઓ આવે છે. પૃ. ૧૩૧-૩૩ માં નાયકના મોટાભાઈની ભાષા લેખકની જ ભાષા બની ગઈ છે તે પણ આ કારણે.

આમ છતાં કર્તા પાસે કલમ છે અને વાર્તાની કળા પણ છે. એટલે કૃતિ વાર્તારસ આપી શકે છે. ગામડાંનું, નીચલા મધ્યમ વર્ગના જીવનસંગ્રામનું, જૂની પ્રણાલીની ગામઠી નિશાળનું, ગામડાની જૂની રીત રસમોમાં જીવેલાં માનવીઓની દોંગાઇ ને ખટપટ લીલાનું વાસ્તવલક્ષી ચિત્રણ કથામાં સારું થયું છે. 'ગાડીના ડબ્બામાં' પ્રકરણમાં મનની ગડમથલને સ્વપ્નસંવાદ દ્વારા કલાત્મક આલેખન અપાયું છે તે પણ લેખકની કલમકળાની સાબિતીરૂપ છે. દાદા, ભાઈ, રમતારામ (=ટોપી વાળા મહાત્મા), નર્મદાશંકર માસ્તર આદિનાં પાત્રને સુરેખ ઉઠાવ લેખક આપી શક્યા છે તે પણ અહીં નિર્દેશવું જોઈએ. એમાં લેખન કૌશલ ખરું, પણ ખરો ફાળો લેખકના

અનુભવનો છે.

કાકા સાહેબ કાલેલકર પાસેથી આ કૃતિને બે પાનાનું પણ સારગ્રાહી છતાં સમગ્રાવલોકી ગુણદર્શન મળ્યું છે એ એના વાચનની સંસ્કારપ્રિય વાચકે ને ભલામણ કરવા એક મોટું કારણ છે.

## મહારાજ અને મહાત્માજી

[લે. બિપિન ઝવેરી; પ્ર. ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ–૧; સવા રૂપિયો]

આ પુસ્તિકા ગાંધી ચરિત્ર સામગ્રીના સાહિત્યમાં એક પુસ્તિકાનો ઉમેરો કરે છે. ગાંધીજીની વિશિષ્ટ વ્યક્તિમત્તા અને તેમના અનુકરણીય ચારિત્ર્યની ઝાંખી કરાવતા કેટલાક પ્રસંગો અત્ર રજૂ થયા છે. લેખકે શ્રી. રવિશંકર મહારાજ પાસેથી સાંભળી એ લખી લીધા છે એટલે એમનું કામ આડતિયાથી વિશેષ નથી. અહીં રજૂ થતાં સંસ્મરણોમાં મહારાજનાં અંગત કહેવાય એવાં ઓછાં છે, બીજાં કેટલાંક તો જાણીતાં છે. સંસ્મરણોમાંથી ગાંધીજીના લક્ષણદેહની જે આકૃતિ ઊભી થાય છે તેનું દર્શન વાચકોને પ્રેરણાદાયી નિવડશે. મહાત્માજીની વાત પૂરી થયે લેખકે રવિશંકર મહારાજના વિશે પોતાની છાપ એક લેખ-દ્વારા રજૂ કરી પુસ્તિકાના નામને સાર્થ બનાવવા કોશિશ કરી છે.

અ. મ. રા.

ઘણા છે. બીજું આપો સમય મહાદેવભાઈ ગાંધીજી સાથે હતા નહીં અને ગાંધીજી સાથે ન હતા એ સમયની ડાયરી કાં તો એમણે લખી ન હતી (પા. ૫૧૨) કે પછી ડાયરીને માત્ર ગાંધીજી સાથે સાંકળી લેવાના યત્નમાં એ ભાગ અપાયો નથી. ખાડાને પૂરવા માટે નવજીવનમાં છપાયેલા મહાદેવભાઈના પત્રોનો ખાસ્સો ઉપયોગ થયો છે. આને લીધે અંતરંગની કશી જ વસ્તુ આ પુસ્તકમાંથી મળવી મૂશ્કેલ બની ગઈ છે માત્ર Rationalized opinions પછીથી દૃઢ થયેલા મત મળે છે Immediate reactions, તે જ ઘડીના પ્રત્યાઘાત નથી મળતા. આ એક ભારે કમનસીબી જ ગણાય. ડાયરીના પ્રથમ ભાગે જન્માવેલી અપેક્ષા ચોથા અને હવે આ પાંચમા ભાગથી અપૂરણ રહે છે તેનું એક બીજું પણ કારણ છે. ડાયરીના પ્રયોજનનો ખ્યાલ મહાદેવભાઈ પાસે પણ આ સમયે સ્પષ્ટ નથી દેખાતો તો બીજી બાજુ મહાદેવભાઈનું ગદ્ય પણ પૂર્ણપણે વિકસ્યું નથી. નિશાનીવાળા ભાગોનું ગૂજરાતી ભાષાન્તર (એ અનુવાદ નથી ભાષાન્તર જ છે) પણ ક્યારેક તો મનને અત્યંત ક્ષુબ્ધ કરે એવું છે. એનું અગૂજરાતીપણું ખટકે છે. એક બે નમૂના જુઓ. "એ તો જ જાય જો તમે ખરાબ છો એમ મને માલૂમ પડે. મારા પ્રેમની કશી કીમત નથી જો તમારામાં રહેલું ઉત્તમ તત્ત્વ તે બહાર ન લાવી શકે." "શું હવે મરાઠા ઓરતોમાંથી એવા લડકા ન નીકળે કે જેની ગાદી ઘોડા ઉપર હોય અને ઘર હજાર ગાઉ દૂર હોય." કે–જેની રચનાવાળાં વાક્યો તો આ પુસ્તકમાં દે–માર છે. ક્યાંક ક્યાંક 'સલામતીનાં બારણાં' (safety valve માટે) જેવું અણઘડ પણ દેખાયું છે.

સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

# ગ્રામ ઊપજોરણ

વર્ષ ૨૧ : અંક ૭ થી ૧૨ : : ઓક્ટોબર '૫૧ થી માર્ચ ૧૯૫૨

## અર્ધવાર્ષિક અનુક્રમણિકા

[ પહેલો આંકડો અંક અને બીજો આંકડો પાનું દર્શાવે છે : લેખનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. ]






**ઊર્મિ-નવરચના**ની છુટક નકલો વ્હીલરના સ્ટૉલો ઉપર મૂકવાનું બંધ કર્યું હોવાથી છુટક ખરીદીને વાંચનાર વાચકો વાર્ષિક ગ્રાહક થવા માટે રૂપિયા સાડાસાત મોકલી આપે.

## વિશિષ્ટ પ્રકારનાં બે સામયિકો

સાહિત્ય સમાજ અને સંસ્કારનું ગુજરાતનું શ્રેષ્ઠ માસિક

# ઊર્મિ નવરચના

: સંપાદક :

ઈશ્વરલાલ મોહનલાલ દવે



* છેલ્લાં બાવીસ વરસથી નિયમિત રીતે દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.
* ત્રિરંગી પૂંઠા–ચિત્ર સાથે દરેક અંકે ગુજરાતી તેમજ બીજી ભાષાઓનાં શ્રેષ્ઠ સર્જનોનાં વરસમાં ૯૦૦ પાનાં પીરસે છે.
* કોઈ એક જ માસિક વાંચવું હોય તો ઊર્મિ–નવરચનાના ગ્રાહક બનજો.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર મહિનામાંથી કોઈ પણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.
* આટલી સમૃદ્ધિવાળું હોવા છતાં વરસનું લવાજમ ફક્ત સાડા–સાત રૂપિયા : વિદેશમાં શિલીંગ પંદર (દશ રૂપિયા)
* નમૂનાની નકલ માટે બાર આના મોકલો :

નિસર્ગોપચારની દૃષ્ટિએ ચાલતું એકમાત્ર ગુજરાતી માસિક

: તંત્રીઓ :

ભુપતરાય મોહનલાલ દવે

શંકરલાલ મોહનલાલ દવે

* છેલ્લા બે વરસથી સહુને ઉપયોગી અને ખૂબ પ્રિય થઈ પડ્યું છે.
* દવાઓથી કંટાળીને, દાક્તરોથી તોબા પોકારીને થાકેલા માટે સાચું સાથી છે.
* પ્રત્યેક અંકે આરોગ્યની ચર્ચા કરતા તંત્રીઓની અનુભવી કલમે લખાયેલ જવાબો દરેકને ઉપયોગી થાય છે.
* વરસમાં જૂન, સપ્ટેમ્બર, ડિસેંબર અને માર્ચ એ ચાર મહિનામાંથી કોઈપણ મહિનાથી ગ્રાહક થઈ શકાય છે.
* આટલી સમૃદ્ધિવાળું હોવા છતાં વરસનું લવાજમ ફક્ત સાડા–પાંચ રૂપિયા : વિદેશમાં શિલીંગ બાર (રૂપિયા સાડાસાત)
* નમૂનાની નકલ માટે આઠ આના મોકલો :

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

## અમારાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| માનવતાનાં ઝરણાં | ગણેશ વાસુદેવ માવળંકર | ૨–૮ |
| પ્રતિબિંબ | ધૂમકેતુ | ૬–૦ |
| ચારિત્રકથાઓ | ,, | ૧–૦ |
| ભવસાગર | ઈશ્વર પેટલીકર | ૪–૦ |
| લોહીની સગાઈ | ,, | ૩–૮ |
| પરિભ્રમણ ૧–૨–૩ | ઝવેરચંદ મેઘાણી | ૧૦–૮ |
| વાત્રકને કાંઠે | પન્નાલાલ પટેલ | ૩–૮ |
| જમાઈરાજ | ,, | ૨–૦ |
| માનવીની ભવાઈ [નવી આ.] | ,, | ૬–૦ |
| મહારાજ અને મહાત્માજી | બિપીન ઝવેરી | ૨–૦ |
| ગોષ્ઠિ | ઉમાશંકર જોષી | ૩–૦ |
| શહીદ | ,, | ૩–૦ |
| રામનાં રખોપાં | સાને ગુરુજી | ૪–૦ |
| આલબેલ [નવી આ.] | કરશનદાસ માણેક | ૨–૦ |
| નંદવાયેલાં હૈયાં | પુષ્કર ચંદરવાકર | ૩–૦ |
| મિયાં ફુસકી [૧ થી ૧૫] | જીવરામ જોષી | ૧૧–૮ |
| સુબોધમાળા [૧૦ પુ] | ,, | ૩–૧૨ |
| લોકશિક્ષણ ગ્રંથમાળા [૪ પુ.] | શાં. સો. પટેલ | ૨–૮ |
| શેખચલ્લી | નિરંજન વર્મા : જયમલ્લ પરમાર | ૧–૦ |
| ચાતુરીની વાતો | ,, | ૧–૮ |
| આકાશપોથી | ,, | ૨–૦ |
| ગદલ અને બાદલ | વ્રજલાલ ત્રિવેદી | ૦–૧૦ |
| ગાંધી કાવ્યસંગ્રહ | [સ્મરણાંજલિ] | ૩–૦ |

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**

ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ

# નવી નવલકથાઓ

સ્વ. શરદબાબુકૃત
રૂપગર્વિતા નારીનાં પ્રેમ અને વાસનાની રહસ્યપૂર્ણ નવલકથા

## કિરણમયી

સં. અનુ. : ભોગીલાલ ગાંધી રૂ. ૫-૦

★ ★

સ્વ. શરદબાબુના વારસાને આગળ ધપાવનાર શ્રી. તારાશંકરકૃત

## કવિ

[ મતવાલા શાયર ]

અનુ : રમણલાલ સોની રૂ. ૪-૦

હિંદી નવલકથા-ઉસ્તાદ શ્રી. યશપાલકૃત

## શૈલબાળા

અનુ : સુહાસી

રૂ. ૪-૦

ઉપરાંત

કાળા હબસીઓની શૂર અને શહાદતભરી નવલકથા

## આઝાદીના રાહ

સં. અનુ : ચંદ્રભાઈ ભટ્ટ કિ. ૨-૮

★ ★

પ્રીતિની નીતર્યાં છબી પુરુષાર્થની ખુમારી

## કેપ્ટનની કુંવરી

અનુ : શંકર ગોહિલ રૂ. ૨-૪

યુવાનોની દેશદાઝભરી સાહસપૂર્ણ નવલકથા

## કાળું સોનું

અનુ. : ભોગીલાલ ગાંધી રૂ. ૩-૮

## ચીની બાળાની આત્મકથા

અનુ : શાંતા ગાંધી રૂ. ૩-૮

★ ચેતન પ્રકાશન ગૃહ લિ૦ જવાહર નગર : ગોરેગાંવ ( મુંબઈ ) ★

# લોખંડી શરીર

લોખંડી શરીર સૌ કોઈ ઇચ્છે છે, સૌ કોઈ લોખંડી શરીર માટેના જ સ્વપ્નાં સેવે છે, પરંતુ શરીરનો રાજા જે શુક્ર, વીર્ય કે ધાતુ કહેવાય છે તે વધારવા તરફ, તેનો સંગ્રહ કરવા તરફ, લોકો ઘણાં જ બેદરકાર રહે છે. આ વીસમી સદીના જમાનામાં વીર્યનું રક્ષણ કરવાને બદલે એક યા બીજા રસ્તે પતન થઈ રહેલું છે બાળપણથી જ છોકરાઓ હસ્તદોષની કુટેવનો ભોગ થાય છે. અને પછી જાતીય નબળાઇ, વીર્યનું પાતળાપણું વગેરે ધાતુકિય દર્દો જડ ઘાલી બેસે છે, અને પછી તેઓની ભવિષ્યની પ્રજા પણ નિર્બળ અને શક્તિહીન બને છે. આ માટે મુંબઈના લોકપ્રિય ચરક ભંડાર તરફથી અનેક સફળ પ્રયોગો પછી ઔષધિ નં. ૧૫૪ 'વીર્યવર્ધિની ગુટિકા' રજૂ કરવામાં આવી છે. આ ગુટિકાના સેવનથી નવી જિંદગી અને નવી તાકાત ઉપરાંત સંસાર સુખનો અપૂર્વ લહાવો મળે છે, સવારે અને રાત્રે બબ્બે ગોળી દૂધ સાથે લેવાની છે. ૨૫ ગોળીની કિંમત રૂા. ૨–૦–૦ અને ૧૦૦ ગોળીના રૂા. ૭–૮–૦ છે. દરેક જાણીતા દવાવાળાઓ વેચે છે અથવા 'ચરક ભંડાર' વડી કચેરી, મુંબઈ–૭ ને લખી મંગાવવી. લોખંડી શરીરના સ્વપ્નાં સેવનારાઓ આ અમૂલ્ય તકનો લાભ લેવાનું ચૂકશો નહિ એવી આશા છે. અમદાવાદમાં રીલીફરોડ ઉપરની ચરક ભંડારની શાખામાં તેમજ સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ : **ચીમનલાલ માધવલાલની કું.** ત્રણ દરવાજા ઉપરથી પણ આ ઓષધિ મળી શકે છે.

## સૌરાષ્ટ્રના નિર્દોષ વાતાવરણની નવી નવલકથા




મૂલ્ય : ત્રણ રૂપિયા [ રજિ. ટ. ખર્ચ નવ આના ]

ડોળડમાક વિનાની, ગ્રામ્ય જીવનથી રંગાયેલી, ગ્રામશિક્ષકના જીવનમાં ડોકિયું કરતી આ નવી નવલકથામાં નિર્દોષ ગ્રામ્ય વાતાવરણ એવી અનોખી રીતે સંકળાયેલું છે કે એ વાચકના દિમાગમાં ઊંડે સુધી અસર કરી જાય છે. બધાંને એકસરખું રૂચે અને ગમે એવું આખી વાર્તાનું વસ્તુ એના સુખાન્તથી વધુ આકર્ષક બન્યું છે.

**આપની નકલ પણ મેળવી લેજો**



## બે વિખ્યાત પુસ્તકોની નવી આવૃત્તિઓ પ્રગટ થઇ ચૂકી છે:

જાણીતી નવલકથા

### સુરભિ

લેખક :

**પન્નાલાલ પટેલ**

**મૂલ્ય : ચાર રૂપિયા**

[રજિ ટ. ખ. દશ આના]

વિખ્યાત વાર્તાઓ

### સૂર્યા

લેખક :

**ગુલાબદાસ બ્રોકર**

**મૂલ્ય : સાડાત્રણ રૂપિયા**

[રજિ. ટ. ખ. નવ આના]

**આપની નકલ માટે લખો :**

ભારતી સાહિત્ય સંઘ લિ., ફર્નાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૧

# કર્તવ્યપંથની કેડી દાખવતી સાને ગુરુજીની નવી નવલક




મૂલ્ય:
ચાર રૂપિયા
[ રજિ. ટ. ખ. દશ આ

આડંબર વગરની
છતાં આ આખી
પાત્રોમાં જે સરળતા,
મ્યતા, સંવેદનશીલતા
કારુણ્યતાના ભંડાર ભર્યા
એ ગુજરાતી સાહિત
એક નવી-નોખી ભાત પ
જાય છે.

સાને ગુરુજી જેવા વીરપુ
જીવન જીવી ગયેલા આપ
યુગના મહાન વિચારકે
આ એક ક્રાંતિકારી સામા
નવલકથામાં એમની શૈલ
સુધારક દૃષ્ટિ ઠેરઠેર નજ
ચડીને એક અસામા
કથા આપી જાય છે. લે
કની એ વિચારસરણ
આસ્વાદ આખી વાર્તા
સીધી-સાદી રીતે વાચ
મળે છે.

ગુજરાતી ભાષા ન જાણ
માટે પણ જે નવલકથા એ
એટકે પૂરી કરી નાખવા
સદ્ભાગ્ય પામી છે એ
એની સફળતાનું સ
કારણ ગણી શકાય.

આપની નકલ પણ મેળ
લેજો.

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ** ફર્નાન્ડીઝ પુલ ગાંધીમાર્ગ **અમદાવાદ**

## જે સર્વોત્તમ છે
## તેજ સૌથી
## વધુ શુદ્ધ હોય છે

સાધારણ બુદ્ધિ એમ કહે છે કે તમારા બાળકને—ચોખ્ખામાં ચોખ્ખા દૂધનો ખોરાક આપવો. અનુભવથી જણાયું છે કે તમારી પસંદગી **ગ્લૅક્સો**, જે બાળકનો સંયુક્ત આહાર છે, તેની ઉપર જ ઊતરશે. ગ્લૅક્સો બનાવતી વખતે કોઈનો હાથ લાગવા દેવામાં આવતો નથી અને એમાં સૂકતાન ( રિકેટ્સ ) અને પાંડુરોગ (ઍનિમિયા) થી રક્ષણ કરવા માટે વિટામિન ડી અને લોહનું ખાસ મિશ્રણ કરવામાં આવે છે.



**ગ્લૅક્સો બાળકો માટે પરમ મુખ્ય આહાર છે.**



**ગ્લૅક્સો લેબોરેટરીઝ ( ભારત ) લિ. મુંબઈ · કલકત્તા · મદ્રાસ**

## તમારી ખાત્રીવાળી જાત.....

સીવણ અને ભરતના દોરાઓમાં ઉપરની અમારી
જાણીતી જાતો ખાત્રી આપે છે. રંગીલી ભાત ભાતની
છાયાઓ અને તાકાત એ સીવણ અને ભરતની
અમારી ઉપરની જાતોમાં વેચાય છે.




### કોહીનૂર મિલ્સ કું. લિ.

એજન્ટ્સ: કિલ્લિક ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ
મુખ્ય વિક્રેતા:
નાહાલચંદ લલ્લુચંદ લિમિટેડ

Copyright LAS. (B)



# કેશકલાપ

કેશવર્ધિનીને તમારી અનોખી ભેટ અને તમારો શ્રેષ્ઠ શૃંગાર બનાવી શકશો.

★ હમેશાં નજરે પડતો તમારો નાસિકા અને દાઢીનો એકસરખો દેખાવ હવે જોવો ગમતો નથી; પરંતુ તમારા કેશકલાપને કેશવર્ધિની દ્વારા સુંદર રીતે શણગારી તમે અજંતાના જેવાં મનોહર સ્વપ્નાં સેવી શકશો.

★ તમારા શૃંગારમાં કેશવર્ધિનીને ઉચ્ચ સ્થાન આપો; એ સૌંદર્ય દ્વારા તમારા રૂપલાવણ્યમા વધારો કરો.

★ અને તમારા કેશના સૌંદર્યવિધાનનો આરંભ કેશવર્ધિની દ્વારા કરો.

★ કેશવર્ધિની તમારા વાળને વધારે છે, સૌંદર્યમાં અધિક મુગ્ધતા પ્રેરે છે, તેથી કેશને શણગારવા આજથી જ વાપરો.

વાળને ખરતા અટકાવવા અને નવીન સૌંદર્ય પ્રાપ્ત કરવા માટે

# કેશવર્ધિની

નો આજથી જ ઉપયોગ કરો.

કેશવર્ધિની ... ... રૂા. ૦-૧૪-૦

કેશવર્ધિની શેમ્પુ... રૂા. ૦-૧૪-૦

(માર્ગવ્યય અલગ)

દરેક પ્રખ્યાત વેપારી પાસેથી મળી શકશે.

લખો :

સાઉથ ઇન્ડિયા કેમિકલ્સ

કોઇમ્બતુર (દક્ષિણ)

મુંબઈ અને સી. આઈ.ના એજન્ટ :

મે. નેશનલ સેલ્સ એન્ડ સર્વિસ કું.,

૧૨, રામપાર્ટ રોડ, ફોર્ટ, મુંબઈ-૧



કોલેરા, ઝાડા, શરદી,

ટાઢિયા, ખાંસી, શુળ,

અમુંઝણ, દરેક જાતના

તાવ તથા અનેક

જાતના દરદો

માટે અમુલ્ય

ઔષધી



જીવનધારા

રજી. ટ્રે. માર્ક નંબર ૩૦૨

બધે મળે છે.

જે. એન. શેઠના

સ્ટોકીસ્ટ.—કંચનલાલ વાડીલાલની કું.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ ૨






ધી નોરોલ એજન્સી

ચૈત્ર–વૈશાખના ધોમધીખતા તાપમાં અદ્‌ભુત ઠંડક આપતું....

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ) : મેડીકેટેડ

## પ્રખ્યાત ડૉકટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી–પુરુષો

## આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી

કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીર દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

## મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ



**સૂચના:**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાલી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

**મોટી બાટલીના રૂ. ૩–૮–૦**
**નાની બાટલીના રૂ: ૨–૦–૦**

ટપાલ ખર્ચ અલગ

પરદેશ માટે મોટી બાટલીની કિંમત શીલીંગ ૧૨ અને નાની બાટલી કિંમત શીલીંગ ૭



**ખાસ સૂચના :**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

**મોટી બાટલીના રૂ. ૫–૫–૬**

**નાની બાટલીના રૂ. ૩–૭–૬**

(બાટલીની કિંમત + ૧–૬–૬ પોસ્ટેજ
+ ૦–૭–૦ પેકીંગ)

મનીઑર્ડરથી મોકલવા

વી. પી. થી મોકલીશું નહિ.

ફોન : ૬૨૮૯૯૮ : : તાર : 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર, (જી. આઇ. પી) મુંબઈ ૧૪.      COTY : RBO

# નવી નવલકથાઓ

સ્વ. શરદ્‌બાબુકૃત
રૂપગર્વિતા નારીનાં પ્રેમ અને વાસનાની રહસ્યપૂર્ણ નવલકથા

## કિરણમયી

સં. અનુ : ભોગીલાલ ગાંધી — રૂ. ૫-૦

 

સ્વ. શરદ્‌બાબુના વારસાને આગળ
ધપાવનાર શ્રી. તારાશંકરકૃત

## કવિ

[ મતવાલા શાયર ]
અનુ : રમણલાલ સોની રૂ ૪-૦

હિંદી નવલકથા-ઉસ્તાદ
શ્રી. યશપાલકૃત

## શૈલબાળા

અનુ : સુહાસી
રૂ. ૪-૦

---

ઉપરાંત

---

કાળા હબસીઓની શૂર અને શહાદતભરી નવલકથા

## આઝાદીનો રાહ

સં. અનુ : ચંદ્રભાઈ ભટ્ટ — કિં. ૨-૮

 

પ્રીતિની નીતર્યાં છબી
પુરુષાર્થની ખુમારી

## કેપ્ટનની કુંવરી

અનુ : શંકર ગોહિલ રૂ. ૨-૪

યુવાનોની દેશદાઝભરી
સાહસપૂર્ણ નવલકથા

## કાળું સોનું

અનુ : ભોગીલાલ ગાંધી રૂ. ૩-૮

## ચીની બાળાની આત્મકથા

અનુ : શાંતા ગાંધી રૂ. ૩-૮

★ ચેતન પ્રકાશન ગૃહ લિ૦ જવાહર નગર : ગોરેગાંવ (મુંબઈ) ★

આપને ગમે ત્યાંથી

વાંચવા તો મળી

રહેતું હશે જ.

પણ

વાંચવાની એવી

તા-લા-વે-લી-

સંતોષવા તો બધા ટપોટપ

ગ્રાહક થઈ જાય છે.

આપ પણ

**તંદુરસ્તી**

ના

ગ્રાહક ન થયા હોય તો આજે જ

રૂપિયા સાડાપાંચ

(વિદેશમાં શિ. ૧૧)

મોકલી આપીને ગ્રાહક થઈ જાવ.

તંદુરસ્તી કાર્યાલય

ભારતી સા.સં.લિ. ગાંધી માર્ગ અમદાવાદ ૧ — આરોગ્યધામ વિન્સેન્ટ રોડ, મુંબઈ ૧૯

ઊર્મિ નવરચના સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૨ : 'નવરચના' વર્ષ ૧૭ : અંક ૨ જો

મે : ૧૯૫૨

ક્રમ



* દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વરસનું લવાજમ: દેશમાં **સાડાસાત રૂપિયા** અને વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫) છૂટક નકલ: બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. લખ્યો હશે તો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.
* જરૂરી ટપાલ ખર્ચ બીડ્યું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે અથવા તો જવાબ આપશે.

ઊર્મિ-નવરચના કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવે: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ: ગાંધીમાર્ગ: અમદાવાદ ૧

મુદ્રક: ગોવિંદલાલ મોહનલાલ જાની, ક્રિશ્ના પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.

# ગુલાબી ગુલાબે ગુલાબી મજા

મહા ગુજરાતના એક જાણીતા કવિએ ઉપરના શબ્દો તેના એક કાવ્યમાં લખ્યા છે. પરંતુ કવિતા ઘડી ઘડી બોલવાથી કંઈ તાજાં ગુલાબની મીઠાશ મેળવી શકાતી નથી. ગરમીની સીઝન શરૂ થઈ ચુકી છે. અને મુંબઈ તથા મહા ગુજરાતની ગરમી કયી ઘડીએ અકળાવી દેશે તે કહી શકાય જ નહિ. વીજળીના વપરાશ ઉપર કાપ હોઇને, પંખાઓ તથા 'ઠંડા ઘરો' પણ લગભગ બિન-ઉપયોગી બન્યા છે. વળી તેનો લાભ પણ આમ-જનતાથી લઈ શકાતો નથી.

આવી ગરમીમાં મગજ અને શરીરને (બહારથી તેમજ અંદરથી) હિમાલય જેવી જ ઠંડક આપવા માટે, 'ચરક ભંડાર' તરફથી 'ગુલકંદ' (પ્રવાળ યુક્ત) જાહેર જનતા સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે.

આ કંઈ બજારૂ 'ગુલકંદ' નથી. તાજાં ગુલાબ, ખડી સાકર, એલચી વગેરે શુદ્ધ વસાણાઓ વાપરી 'ચરક'નો 'ગુલકંદ' બનાવવામાં આવે છે. વળી એક રતલ ગુલકંદમાં, એક તોલો પ્રવાળ ભસ્મ (ચંદ્રપુટી), ખાસ મેળવવામાં આવતી હોવાથી, ગરમી દૂર કરવા તેમજ ગરમીના દર્દો નાબુદ કરવા ઉત્તમ છે.

બાળકો ઓરી, અછબડાં, શીતળા વગેરે રોગોના ભોગ થાય છે, આ રોગ પછી તેના શરીરમાં ઠંડક લાવવા માટે આ ગુલકંદ અકસીર છે.

ગરમીના ભોગ બનેલાઓએ રાહત મેળવવા અને બીજાઓને ગરમીથી બચવા, 'ચરક'ના 'ગુલકંદ' (પ્રવાળ યુક્ત)નું સેવન કરવું જરૂરી છે.

જેઓ ખોટી ગરમીથી પીડાતા હોય, ગરમીના ઝાડા, શરીરમાં થતો દાહ, અમ્લપિત્ત, તજાગરમી, પિત્તથી થતી ઉલટી, ઉનાળામાં લુ લાગવી, ગરમીથી થતો માથાનો દુખાવો વગેરે માટે 'ગુલકંદ' સાથે 'ચરક'ની ઔષધિ નં. ૧૨૦-શરીરની ખોટી ગરમી દૂર કરનાર રૂપેરી ગોળીઓ વાપરવા ખાસ ભલામણ છે.

ગુલકંદ પાંચ રતલી બરણીના રૂા. ૧૮-૮-૦ એક રતલી બાટલીની કિંમત રૂા. ૪-૦-૦ અને અર્ધા રતલી બાટલીની કિંમત રૂા. ૨-૨-૦ છે. જ્યારે ઔષધિ નં. ૧૨૦ ગોળી ૭૫ ના રૂા. ૨-૦-૦ અને ગોળી ૧૦૦ ના રૂા. ૭-૮-૦ છે.

આ બધી વસ્તુઓ હિંદભરમાં જાણીતા દવાવાળાઓને ત્યાં મળે છે. માત્ર એ 'ચરક'ની છે કે નહિ તેની ખાત્રી કરવા ખાસ ભલામણ છે. અમદાવાદ શાખા પાદશાહ પોળ સામે રીલીફ-રોડ અને સોલ-ડીસ્ટ્રી : **ચીમનલાલ માધવલાલ એન્ડ કું.** ત્રણ દરવાજા ઉપર છે.



# નવરચના

## વૈશાખી પૂર્ણિમા

આવ્યો આવ્યો વૈશાખ રે
આવી વૈશાખી પૂર્ણિમા.
હૈયાં પૂરે સખી શાખ રે
આવી વૈશાખી પૂર્ણિમા.
ગોરજની હતી શાન્ત તપોદીપ્ત વેળા,
મીઠપથી લળી જતા લીંબડા લચેલા.
ભોળાં બે હૈયાંના મેળ ત્યાં મચેલા.
આવ્યો આવ્યો વૈશાખ રે—
આખો દિન ધોમ ધખ્યો, ખાખે અર્ચાઈ ખરો;
રાતે અંગાંગ ઝર્યો અમૃતનો દિવ્ય ઝરો.
ચાંદની પીધેલો પેલો મ્હેકે શો મોગરો!
આવ્યો આવ્યો વૈશાખ રે—
પૂર્ણિમાનો ઘટ આ ઢળવાય વળી છલકે;
અમૃતઅંઘોળ દઈ યુગોયુગ મલકે;
સુણતો: આયુષ્ય ગાતું આજ મીઠી હલકે.
આવ્યો આવ્યો વૈશાખ રે
આવી વૈશાખી પૂર્ણિમા.

ઉમાશંકર જોષી



સાહિત્ય, સમાજ અને સંસ્કારનું માસિક

# સત્યનું દર્શન

ધૂમકેતુ

એ શું હશે એના વિષે દરેકનો અનુભવ જુદો જુદો હોઇ શકે. ઘણી વખત જયારે નિરવ રાત્રિ શાંત રીતે વહેતી હોય છે, ચારે તરફની સૃષ્ટિ અંધાર પછેડામાં છૂપાઈ ગઈ હોય છે, અને આકાશના અસંખ્ય તારાઓ કેવળ પોતાના પ્રકાશવાથી પણ દુનિયાને આનંદ આપી રહ્યા હોય છે, ત્યારે મને એક વાત સ્ફુરી આવે છે. જે પંથ કાપ્યો, તે પંથનાં સંકટો તે વખતે વિહ્વળતા અને વ્યગ્રતા આપી રહ્યાં હતાં પણ આજે એમનું સ્થાન શું છે?

આજે જાણે એ સંકટો મને પોતાના સ્વજનની પેઠે ફરીને બોલાવી રહ્યાં છે!

એ વખતે મને થાય છે, હું જીવનને ફરીને એકડે એકથી શરૂ કરવાનો આનંદ જો પાછા પ્રાપ્ત કરી શકતો હોઉં! ઘણી વખત એમ થાય છે કે હું આગળ ધપવા માટે પ્રયત્ન કરતો હોઉં, આશા મળતી હોય, નિરાશા પણ સાંપડતી રહેતી હોય, કોઇ સ્વજન જેવા સજ્જનનો હાથનો ટેકો મળ્યો હોય, કોઈ દુર્જને પણ, કારણ વિના હેરાનગતી આપવામાં આનંદ માન્યો હોય, અનેક સંકટો અને સાધન વિહીનતાઓ વચ્ચે થોડી થોડી ચોરાયલી પળોમાં બે ચાર મનોરમ કાવ્ય પંક્તિઓ જતી હોય, માંડ માંડ આઠ–દસની ઓરડીમાં બે ચાર ઠેકાણે ઉપરથી ટપકતા વરસાદપાણીમાં હું કાગળિયા આમ તેમ ફેરવતો હોઉં, ને મારી લખેલી કવિતાની બે ચાર લીટીઓ છેકાઈ ન જાય એટલા માટે એમને છાતી સરસ રાખતો હોઉં—મને હવે ઘણી વખત થાય છે, મારું એવું જીવન મને પાછું ક્યારે મળે?

સિદ્ધિ જેવું કાંઇક દેખીને તો મને હવે એમાં વૃદ્ધાવસ્થાના ધોળા નિમાળા દેખાય છે!

સંભવિત છે કે માણસ જાતની નબળાઈ, પેલા કવિજને ગાઈ છે તે, કે જે હોય તેનો અસંતોષ અને Hang for what is not—અને જે નથી તે વિષેનો તલસાટ, માનવ-જાતને વરેલી આ કુદરતી નબળાઇ, કદાચ આમાં કારણરૂપ હશે જ. પણ બીજે વિચાર પણ મને એમ આવે છે, કે અભિનવ જીવનની જ આ શરૂઆત નહિ હોય? જે જીવન હવે પછી આવવાની સંભાવના છે, તે જીવનની જ આ શરૂઆત નહિ હોય? એ જે હોય તે. પણ મને ઘણી વખત લાગે છે કે નાનકડામાં નાનકડી ઈંટને હાથે ઉપાડીને હું મૂકું, ફેરવું, ફરી મૂકું, નિહાળું ને યથાસ્થાને આવેલી જોઈને બીજી ઈંટ એ પ્રમાણે લાવું, ને એમ ને એમ, એક સર્વાંગ સુંદર ઇમારતને છેક પાયાથી નેવા સુધી હું પોતે જ રચું, આવી કોઈક રચનાનો આનંદ હું હમેશાં મેળવ્યા કરું! મને તો આવું જીવન જીવવાનો એક અભિલાષ કોણ જાણે ક્યાંથી આવ્યા જ કરે છે!

મહાન મહાલયોને છોડીને પોતાની ઝૂંપડીમાં મહાલયો જોવાની કંગાળ વૃત્તિનો આ એક પડઘો પણ હોય!

એ શું છે એની મને સમજ નથી. એ શું નથી એવી પણ મને સમજ નથી. મને તો જાણે આમાં જ જીવ દેખાય છે! પેલાં મારે ત્યાં આવતાં ચકલાં, માળો નાખે છે, વીંએ છે, કોઇ વીંખે તો વળી તરણાં લાવે છે, આનંદ કિલ્લોલ કરે છે, ગાતાં જાય છે,

# સત્યનાં ખોખાં

અ-યાજ્ઞી

માણસનો દેખાવ એના વર્તન માટે જરાય જવાબદાર નથી એ તો આપણે પેલી 'હાથીનાં દાંત'ની કહેતીથી જાણીએ છીએ. અહીં પણ એક એવું જ માનવપ્રાણી આપણા કહેવાતાં સત્યોને કેવાં ખોખાં બનાવી મૂકે છે એ આપણને સરસ રીતે લેખકે આ વાર્તામાં બતાવ્યું છે.

ભૂરી, ભુખરી, સાંકડી, જરાક પીળચટી લાગે એવી બે આંખો, કોદિયા જેવો જણાય એવો ધોળો ચહેરો, હોઠને ખૂણેથી થતું ભયંકર લુચ્ચું હાસ્ય, ને પાતળો સ્ફુર્તિથી ભરેલો હોય તેવો પણ ગજબની શઠ તાકાત ધરાવનારો દેહ, વસનજીને જ્યારે જુઓ ત્યારે એ હણુમાનને મંદિરે ઊભો જ હોય! કોઈકને લાગે કે કાં એ ચોવીશે કલાક નવરો છે. કાં એ બજરંગનો પરમ ભક્ત છે! વહેલી સવારે, બપોરે, રોંઢે મોડી સાંજે, ને છેક રાતના આઠ સુધી એ ત્યાં બેઠો જ હોય! કામ કાંઈ નહિ, પણ બેઠો હોય!

આંહીં એ શું કરતો એ કોઈ જાણતું નહિ. કેટલાકને એ હણુમાનના અહર્નિશના ભકતરૂપે દેખા દેતો. કેટલાકને ધંધા પરત્વે આંહીં ઊભેલો જણાતો. ઘણાને એ વિરકત લાગતો. કોઈ ને વળી જણાતું કે ત્યાં બોલ્યા ચાલ્યા વિના અસંખ્ય માળાઓ લગાવીને એક સાધુ બેઠો રહે છે, માથે મોટી મુગટ જેવી જટા ધારીને, એ સાધુનો આ સાધક હતો.

એ જે હોય તે પણ આ જાણ્યા પછી મને પણ વસનજીમાં રસ પડવા મંડયો.

એક દિવસ મેં એને કહ્યું: 'વસનજી ભાઈ! તમે આંહીં ઘણુંખરું ઊભા જ હો છો, તો મને એ વાતની ગમ પડતી નથી!'

એણે મીઠું હસતાં કહ્યું: 'જુઓ કાકા! આ દુનિયામાં તમે બીજાની નબળાઈ જાણતા રહો તો એ પણ જેવો તેવો વેપાર નથી. એમાં મુડી એક પાઈની ન જોઈએ. અને કમાણી તો થવાની જ!'

હું તો ધા ખાઈ ગયો. આ વસનજી આમ તો મરેલ ઘેટા જેવો નરમ દેખાય છે, પણ એ આંહીં પોતાના મેળમાં જ ઊભો હોય છે!

પછી તો વસનજીએ મને કહ્યું: 'જુઓ કાકા! આ વાત તમારે સમજવા જેવી છે. આ બાજુ શું છે જુઓ!'

'મેં એણે બતાવ્યું ત્યાં જોયું. ત્યાં એક બે બાઈઓ ઊભી હતી, બીજું કોઈ ન હતું.

'ત્યાં તો કાંઈ નથી!' મેં કહ્યું.

'એ તો તમને એમ લાગે!' વસનજી બોલ્યો: આ ચારે તરફ માણસો ઊભાં છે, કોઈ પાન ખાય

---

ગાંડી ઘેલી પોતાની ઈમારત પાછી ઊભી કરે છે, એ પડે છે તો વળી પાછા પુનશ્ચ હરિઃ ૐ કરતા શરૂ કરે છે, અને એમ ને એમ જાણે જીવન સમુદ્રમાં વિહરતાં જણાય છે! કેવળ જીવન હોવાનો, 'જીવન છે' એટલા જ જ્ઞાનનો આ આનંદ મને એટલો આકર્ષક ને રમણીય લાગે છે કે હું પણ આ જીવન છે એ વિચાર માત્રથી તમામ વિપત્તિઓને, બધી વિડંબનાઓને, અન્યાયોને, આપત્તિઓને, કટુ અનુભવોને જાણે ભૂલી જાઉં છું. એ વખતે મને અત્યંત શાંતિથી સમુદ્ર મંથનમાંથી નીકળેલા વિષનું પાન કરતા ભગવાન શંકરની પ્રતિમા નજરે ચડે છે!

મને થાય છે કે જીવન સમુદ્રના બધા વિષને હું પણ કોઈક વખત ગટગટાવનાની શક્તિ મેળવું ને કેવળ 'જીવન છે' એટલા જ ભાનમાત્રથી પ્રભાતના પ્રથમ પરોઢની માફક નાચી ઊઠું!

★





છે, કોઈ અમરતા ઊભા છે, કોઈ દર્શન કરવા માટે આવતા લાગે છે, પણ એ તમામ આ રસ્તાના વેપારી છે. જેવો કાપડનો નફા તોટાનો, લાંચનો, ટેબલ ખુરશીનો, ખુમાર વહેલા મોડા કર્યાનો વેપાર છે, તેવો જ આ એક વેપાર છે. એને ઠગાઈનું નામ તો કાયદાવાળા આપે છે. અને એ કાયદાવાળાને પૂછો મે! એ ક્યાં ઓછા ઠગ છે? આ આંધળે બહેરું કૂટાતી કાયદા વ્યવસ્થામાં જે છીંડે ચડ્યો તે ચોર છે! બાકી બધા શાહુકાર છે. પણ ખરી રીતે આ વ્યવસ્થાનો મોટામાં મોટો શાહુકાર તે મોટામાં મોટા ચોર કરતાં વધુ સારો નથી!'

મને વસનજીની આ નવી ફિલસૂફીનો પરિચય નહિ. એણે બતાવેલા માનવ મેળાની ભવાઈ વિષે તો હું તદ્દન નવો જ હતો.

ત્યાં વસનજી બોલ્યો: 'જુઓ કાકા! પેલી બે બાઈઓ ત્યાં ઊભી છે એ શું કરે છે ખબર છે?'

'ના' મેં ચારે તરફ દૃષ્ટિ કરતાં કહ્યું.

'ત્યારે એ કોઈ ને કોઈ શિકાર પકડશે. ને તેની પાછળ—પેલા પાનવાળાની દુકાન છે ત્યાં નજર કરો!'

મેં ત્યાં નજર કરી તો એક બે માણસો ત્યાં પાન ખાતા ઊભા હતા.

વસનજી બોલ્યો: 'એ આ બન્ને બાઈઓના શિકાર ઉપર ધ્યાન રાખવા માટે ત્યાં ઊભા છે. જેવો શિકાર પકડાશે કે એમને ક્યાં આવવું એ આ બાઈઓ સંકેતથી સમજાવશે. ને ત્યાં પહોંચતાં જ આ બન્ને જણા શિકારનાં ખિસ્સાં હળવા કરી પછી જવા દેશે. દસ પંદરનું આજનું દનિયું પાકી જાશે—પછી કાલની વાત કાલ! આંહીં આ જે ઊભા છે તે તમામ વેપારી છે કાકા!'

'તમે પણ?'

વસનજી ફરીને મીઠું હસ્યો: 'એવું છે કાકા! દુનિયાના સો માણસોમાંથી એક એક ભોળો આપણે શોધતા રહીએ તો આપણું જિંદગીનું કામ ચાલતું રહે! છેવટે તો સૌ રોટલાદાળના ઉપાસક છે ને? સૌ પોતપોતાના પેટ માટે ઊભા છે!'

વસનજીની આ ફિલસૂફી જાણ્યા પછી મને પણ ચટપટી થઈ. એ આખો મહિનો આંહીં ઊભો રહે ને એકાદ દિવસે એકાદ શિકાર મળ્યો કે આખા મહિનાનું ગાડું ગબડી જાય! આ તો એક નવીન વાત હતી! અને છતાં વસનજીએ આપેલી દૃષ્ટિ વડે જોવા મંડ્યો ત્યારે ખરેખર, એક મોટી મંડળી આ કામમાં લાગી ગયેલી જણાઈ!

એમનું કામ જ એ માણસ જરાક ધ્યાન ચૂકે, જરાક જ સજ્જન થવા જાય કે તરત ઝડપાઈ જ જાય!

પણ એક વખત તો વસનજીએ ખરેખરો રંગ બતાવ્યો.

હું અને મારો એક ઓળખીતો બે જણા વાત કરતા ઊભા હતા ત્યાં એ આવ્યો. એની હસવાની ને બોલવાની રીતમાં અમુક મીઠાશ તો હાજર હોય જ.

'કાં કાકા! કેમ છો?'

'કેમ છો તમે વસનજીભાઈ! હમણાં કાંઈ દેખાતા નથી?'

'હમણાં બે દિવસ થયાં જરા તબિયત નરમ હતી. ભાઈ કોણ?'

'નથી ઓળખતા?' હું ઓળખાણ આપવા માંડ્યો

ત્યાં તો વસનજીએ એનો હાથ જ પકડી લીધો: 'અરે! એ તો અમારા જૂના પાડોશી છે. મારા કાકાને ત્યાં ઘણી વખત આવતા.'

આમ જરાક ઓળખાણ થઈ ને પછી તો અમે જુદા પડ્યા. વસનજી વિષે બીજી કાંઈ વાત અમારા એ મિત્રને કરી ન હતી.

બરાબર આઠમે દિવસે મારો એ મિત્ર ત્યાં આવીને મારી રાહ જોતો ઊભો હતો.

એણે મને આવતાં જોયો અને એ તરત આગળ આવ્યો. તે કાંઈક ગભરાયલો લાગ્યો. મેં કહ્યું: 'કેમ ભવાનભાઈ! શું છે!'

'તે દિવસે આપણને પેલો મળ્યો હતો......'

'વસનજી!' મેં ઉતાવળે કહ્યું.

'હા, વસનજી! એ ક્યાં છે?'

'કેમ ? તમારે શું કામ પડ્યું ?' એણે પોતાના ખિસ્સામાંથી એક મગમાળા કાઢી. મારી સામે ધરી. 'આ જોઈ ? મારો બેટો મને વિશ્વાસ આપી અને આ 'રોલ્ડગોલ્ડ'ની મારી ગયો છે !

'અરે ! કોણ વસનજી ?'

'હા, હા, એ વસનજીને તમે શું સમજો છો ? તમને જરાક ઓળખતો હોય તો એટલી ઓળખાણમાંથી પણ એ લાભ ઉઠાવી લ્યે, એ જાત છે. તે દિવસે મારી સાથે જરાક ઓળખાણ તાજી કરી ના એણે ! એનો તરત જ લાભ ઉઠાવ્યો. પાંચમે દિવસે મારે ઘેર આવ્યો. મને કહે મારી સોનાની મગમાળા એક ઠેકાણે દોઢસો રૂપિયામાં પડી છે. માલ રૂપિયા છસો આઠસોનો છે. મારે બીજા ત્રણસો લેવા છે. પણ એ જરા મોંઘા થાય છે. એને વધુ વ્યાજનો લોભ છે. આપણે એ કરવું નથી. તમે મને દોઢસો આપો તો છોડાવી લાવું. ને પછી બીજા દોઢસો તમે આપજો. ત્યાં તો મારે ઘાસના સાડા ચારસો આવવાના છે, કાં તો કાલે જ આવશે, તો તમને ભરી દૈશ. એવું થાશે તો એક મહિનાથી વધુ વ્યાજ નહિ આપું. અને તે પણ છ ટકા લેખે. આ તો મેં રાઘવભાઈ ન વાત કરી......'

'કોને મને ?' હું તો સડકજ થઈ ગયો. 'એ કહેતો હતો કે મેં રાઘવભાઈને વાત કરી. પણ રાઘવભાઈ કહે અમારા જેવા નોકરીયાત પાસે પૈસા મળવા મુશ્કેલ ! પણ તમે ભવાનભાઈને મળોને ! માલ રાખીને પૈસા આપવા છે ને તમે તો જૂના પાડોશી છો !'

'અરે ! અરે ! પણ મને તો એ મળ્યો જ નથી !'

'તે હશે. પણ એણે તો આપણને બન્નેને તે દિવસે પાસે ઊભેલા જોયા, એટલી જ વાતમાંથી, આ આખી ભૂમિકા ખડી કરી દીધી છે !'

'માળો ! ખરેખર જબરો. હવે આનું શું થાય ? હમણાં તો દેખાતો જ નથી !'

'ને કાં તો દેખાશે પણ નહિ !' બે ત્રણ ચાર દિવસ મેં ને ભવાનભાઈએ વસનજીને શોધવા આંટા માર્યા. પણ દેખાય તે બીજાં !

અંતે અમે થાકીને એક વકીલ જેવા મિત્રને વાત કરી. એમણે કહ્યું: 'અરે ! વાત છે ? ફોજદારી કરો. તરત સામો દોડતો તમારે ત્યાં આવશે !'

ભવાનભાઈએ ફોજદારી કરી. ત્રીજે જ દિવસે વસનજી દેખાયો !

પણ જાણે કાંઈ ન હોય તેમ એ હસતો હસતો મારી પાસે આવ્યો.

હું તો એના ઉપર ગુસ્સે થઈ ગયો. 'અલ્યા ! તેં મારું નામ બદનામ કર્યું' તું કેટલો ઊંડો છે !'

પણ વસનજી તો ગુસ્સા સામે ઊભો ઊભો હસે !

મારો ગુસ્સો ને વસનજીનું હસવું એ બે નિહાળીને ત્યાં ઊભેલા બે ચાર જણા હસી પડ્યા. તો વસનજી તેમની સામે જોઈને વધુ મોટેથી હસી પડ્યો !

'તારા કાકાએ ફોજદારી માંડી છે ! પગમાં ખખડાવવાની મળશે !'

પણ વસનજી તો આ બધી વાતને ઘોળીને પી ગયો હોય તેમ વધુ મોટેથી હસી પડ્યો !

'કાકા ! તો તો બીજા વધુ પચાસ પાક્યા !' તે હસતો હસતો જ બોલ્યો.

એટલામાં ભવાનભાઈ ત્યાં આવી ચડ્યા. પણ એમને તો પોતાને આ છેતરી જનાર પ્રત્યે એવી ખાઈ ગયેલી કે તે તેની સામે બોલ્યા વિના જ મને હાથ પકડીને કાંઈક વાત કહેવા માટે આઘે ખેસવી ગયા.

*

પણ અંતે વસનજીએ કહ્યું હતું તેમ જ થયું. ભવાનભાઈએ ફોજદારી માંડી હતી તેને વસનજીએ સામો કેસ કર્યો કે મારી સાચી મગમાળા હતી, તે આને ગાળી કાઢવી છે, માટે આ ખોટો કેસ ઊભો કર્યો છે ! વસનજીને તો કાંઈ કામ ન હતું. એનું કામ જ આ હતું. ને ભવાનભાઈને તો ધક્કા ઉપર ધક્કા થવા મંડ્યા. એટલે એ તો કંટાળી ગયા. પેલા પૈસા આપ્યા તે તો ગયા હતા, પણ ઉપર આ બીજું નુકસાન, ધક્કાનું ને હંમેશ રોજી પડે તેનું થવા માંડ્યું !

વસનજી કહેવા મંડ્યો કે પચાસ રૂપિયા બીજા આપો તો સમાધાન કરું !

અને ખરેખર તેણે કહ્યું હતું તેમ પચાસ બીજા એને મળ્યા ત્યારે વાત ખીલે બંધાણી !





ત્યાર પછી હું વસનજીને ઓળખી ગયો. પણ વસનજી તો જાણે એ વાત ભૂલી ગયો હોય તેમ ખેશરમની પેઠે આપણને હસીને બે હાથ જોડે।

એક દિવસ મને કહે, 'કાકા, જેમ વેપારીને ગુસ્સે થવું પોસાય નહિ, તેમ આમાં અમારે પણ કોઈનાથી અતડા રહેવું પાલવે નહિ! સૌને હસીને બે હાથ જોડવા! ચાર છ આઠ મહિને એ જ પાછા તમને ખટવે!'

'હવે ભાઈ! તું જઈશ?' મેં ગુસ્સે થઈને કહ્યું.

વસનજી તો સામે ઊભો ઊભો હસતો રહ્યો. ને હસતો હસતો જ બોલ્યોઃ 'કાકા! તમે નાહકના ગુસ્સે થાઓ છો! આપણી માયાળુ સરકાર પણ જાણે છે કે ભગત ભિખારી સાધુને તો પ્રજા રોટલા આપશે, પણ અમારા જેવાને કોણ આપશે? એટલા માટે જુઓ! એણે આ બધી ઈમારતો ઊભી કરી છે!' અને વસનજી તમામ ન્યાયાધીશીની ત્યાં પ્રજાકલ્યાણ ને સગવડતા માટે સરકારે ઊભી રાખેલી ને એકજથ્થે આવેલી કોર્ટો તરફ હાથ ફેરવતો બોલ્યો: 'કાકા, આ મંદિરો માયાળુ સરકારે અમારા જેવા માટે ઊભાં કર્યાં છે! તમારામાં સજ્જનતાનો લેશ પણ અંશ ન હોય ને આવરદા પાર વિનાની હોય તો જ તમે આહીં વખતે ફાવો, બાકી તો એ અમારા જેવા માટે રોટલો રળી ખાવાનાં ખેતર છે એમ ગણો ને!'

અને તે પોતાનું શઠ ને ઠગારું હાસ્ય હસતો જ રહ્યો!

પણ આ શઠની ફિલસૂફીમાં કેટલું ભારોભાર સત્ય ભર્યું હતું!



# ઈશ્વરનાં આંસુ

નીલ ગગનમાં આ તારલિયા શીદને ટમટમી રહ્યા હશે? એ જ પાછા ધરતી ઉપર પણ શીદ ખરતા હશે? આંસુપુર સમાં ઝાકળબિંદુઓ અહીં શીદને ખરે છે એ હું જાણું છું.

એક ચકલી એકવાર સાંજે પોતાના માળામાં પાછી ફરતી હતી, પણ વચ્ચે પેલા ક્રૂર પારધીએ એને ઘાયલ કરી. એ કાંટાળી વાડમાં પડી. એની નાનકડી ચાંચમાં એક જીવડું પકડી લાવી હતી,—પોતાનાં બચ્ચાં માટેનો એ ખોરાક લઈ જતી હતી. પણ અત્યારે તો એ કાંટામાં પડી છે. આભ સામે મીટ માંડીને પેલું જીવડું એમ ને એમ ચાંચમાં પકડીને એ પડી છે. એના માળામાં એનાં બચ્ચાં બાપડાં રાહ જોવે છે, ચીંચીં કરે છે!

એ ચકલી જેમ એક માણસ પણ પોતાને ઘેર પાછો ફરતો હતો, પણ રસ્તામાં એક ડાકુએ એને માર્યો. મરતી વેળાએ એ બોલ્યો: 'મને મારનારને હું માફી આપું છું.' ભગવાનને કરેલી આરજુ અને એ આંસુડાં એની આંખમાં ચમકી રહ્યાં હતાં. બાળકો માટે નાનકડી બે ઢીંગલી એ સાથે લાવ્યો હતો. 'હમણાં આપણાં બાપુ ઘેર પાછા ફરશે, કંઈક લેતા પણ આવશે.' એમ એનાં બાળકો ટટળી રહ્યાં હતાં! બાપડાં બાળકો, ફોગટની રાહ જોઈ રહ્યાં છે ને! આ તો અહીં મરીને એકલો પડયો છે, એનો જીવ ઊડી ગયો છે. હાથમાંની બન્ને ઢીંગલીઓ પણ એમની એમ એના હાથમાં જકડાયેલી એની છાતી ઉપર છે. પેલા ગગનના તારલિયાને એ બતાવી રહ્યો છે.

અનંત અને શાશ્વત પ્રભુ! વિશ્વની આ ક્રૂરતા જોઈને આ અસીમ આભને તેં તારલારૂપી આંસુડાંથી છલકાવી દીધું છે. તારાં અનંત આંસુ આ ઊંચા અફાટ આકાશમાં ટમટમે છે. જુઓ!

[ઇટલીના એક કવિની અંગ્રેજી કવિતા ઉપરથી ભાવાનુવાદક : જયન્ત પરમાર]

# જેનો જવાબ નથી!

ધૂમકેતુ

> સુધરેલા કહેવાતા સમાજે નીતિની શિથિલતા ઢાંકવા અનેકાનેક છટકબારીઓ રાખી. પણ ગરીબ અને પોતાની જાતને અણઘડ કહેવડાવતી જનતા તો આજે પણ એક જ માર્ગ પકડતી હોય છે. સમાજની ટીકાનો ભોગ બનીને છેવટ ન સહેવાતાં જેનો જવાબ ન આપી શકાય એવો આત્મઘાતનો માર્ગ લેવાનો! આ નાનકડી વાર્તા એની સચોટતા સાથે દરેક રીતે કેવી દીપી ઊઠે છે!

કોઈએ જવાબ આપ્યો છે કે નારંગી જેવી એક સામાન્ય જ્ઞાન ધરાવતી બાઈ એનો જવાબ આપી શકે?

એનો જવાબ કોઈની પાસે નથી. ભૂખ ને જાતીય લાગણી—એ બન્ને માણસને ક્યાંથી વળગ્યાં હશે? એનો જવાબ કોઈ આપી શકે તેમ નથી. નારંગીએ તો પોતાના દિવસો નીકળી જાય માટે આ મંદિરે, તે મંદિરે, આ ભજનમંડળી, પેલી ભજનમંડળી, આ કથા વાર્તા, પેલી કથાવાર્તા એમ ઠેકાણે ઠેકાણે ફરવાની ટેવ પાડી હતી. એમાંથી એને પોતાને પણ ખબર ન પડે તેમ એકાદ વખત એનો પગ લપસી પડ્યો. થઈ રહ્યું. કુદરતે કુદરતનું કામ કર્યું. એ બિચારી વિવશ થઈ ગઈ. ગભરાઈ ગઈ. એને પોતાની આબરૂની, લોકનિંદાની, વાત થાય તેની, સૌ આંગળી ચીંધશે એની, બીક લાગી. હજારો ચિંતાનો ભાર એની ડોકમાં આવી પડ્યો. આજ દિવસ સુધી એ કેટલી સુખી હતી! પોતાનો રોટલો પોતે ઘડી લેતી. પાણી ભરી લેતી. ફળી વાળી કાઢતી. રસોઈ કરી લેતી. કામકાજ પતાવીને ઘણું ખરું ફરવા નીકળી જતી. એને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે બધે જ માણસની નબળાઈઓ સાથે ફરતી રહે છે! ને ગમે તે વખતે એ પ્રગટી નીકળે છે!

અને આ કુદરતે જ આપેલી અત્યંત બળવાન વૃત્તિને નબળાઈ પણ કેમ કહેવાય?

એ ની એ વસ્તુ વળી અમુક સ્થળે દોષમાં ખપતી પણ નથી!

પણ એ બધી ફિલસૂફીનો નારંગીને માટે કાંઈ જ અર્થ ન હતો.



એ વિધવા હતી ને એણે પોતાની આ પરિસ્થિતિનો ઉકેલ શોધવો જ રહ્યો. જે સમાજનું એ અંગ હતી તે સમાજમાં એણે રહેવું હોય તો એણે ગમે તે પ્રકારે, કુનેહથી, છળથી, ચોરીથી, ગમે તે રીતે આનો રસ્તો કાઢવો જ રહ્યો.

એક દિવસ એ વહેલી ઊઠી. માને ઘેર તો કોઈ ન હતું. પણ તાળું દીધેલું એક અવાવરુ ઘર ગામડામાં હતું. અત્યારે એને એ એક ઘર જ સુરક્ષિત કિલ્લા સમું જણાયું. ત્યાં થોડાંક એનાં ભલાં પાડોશીઓ પણ એને ઓળખનારાં નીકળવાનાં! કદાચ એમાંથી કોઈક એને માર્ગ બતાવે!

તે ભયની મારી પોતાને ગામડે જવા માટે નીકળી.

એણે તક સાધી ને વહેલી પરોઢમાં કોઈની અવરજવર થાય તે પહેલાં પોતાના ઘરમાં સાફસૂફી માંડી!

કોઈ દિવસ ન ઉઘડતા ઘરને આમ ઉઘડેલું જોઈને કોઈએ બારણાની તરડમાંથી નજર કરી. કોઈએ વંડીએથી અંદર જોયું. કોઈએ બંધ બારીની ચીરાડમાંથી ચોર નજર કરી. પણ બપોર પહેલાં જ એક ગણગણાટ શરૂ થઈ ગયો!

નારંગીની પાડોશણ એક ડોશી મોડી સાંજે એને ઘેર આવી.

નારંગી રોવા જેવી થઈ ગઈ હતી. એને મોટામાં મોટો ભય પોતાની જાત પ્રગટ થઈ જવાનો હતો. પણ એ તો આવડા નાનકડા ગામમાં ક્યારનો ચર્ચાનો વિષય થઈ પડ્યો હતો!

'આજ તારી મા જીવતી હોત!' ડોશી બોલ્યાં. એમાં ઉપાલંભ હતો કે અફસોસ તે જાણવું મુશ્કેલ હતું.

નારંગી કાંઈ બોલી નહિ!

'હવે મૂઈ! હું તને રસ્તો બતાવું. વહેલે મળસ્કે ઊઠીને પાદરને ઉકરડે નાખી દેજે ને! કોણ નાડ પકડીને બેઠું છે? ને ત્યાં તો કૂતરાં બલાડાં ડાઘા જેવાં આ વાતને ટેવાઈ પડ્યાં છે. આ ગામ છે જ એવું પાપિયું પણ પોતાનું પાપ કોઈ જાણે નહિ, ને બીજાના પાપને પીપળે ચડીને પોકારે એવું નગણું ગામ છે! તું તારે નિરાંતે આંહીં થોડા દી કાઢી નાખ. ત્યાં બધું થાળે પડી જાશે!'

ઃ૦ઃ

ડોશીએ કહ્યું તેમ બધું થાળે તો પડી ગયું ને નારંગીનો શ્વાસ હેઠો બેઠો. પણ એ હેઠો બેઠો ન બેઠો ત્યાં ગામ આખું બીજી વાતે ચડ્યું! 'એલા! એને અંહીંથી કાઢો, નકર સપઈડાં આપણને હેરાન કર્યા કરશે!'

એટલે નિત્ય દિવસ ઊગ્યે બે ચાર જણા દેખાય. કહેશે પાંચ દી તું આઘી પાછી થઈ જા. પછી તારું ગામ છે. તું તારે આવીને રહેજે. પણ હમણાં જા. જાત્રા કરવા જાવું હોય તો જાત્રા કરવા જા! જાત્રાના જેવું પુણ્ય નહિ; ને ત્યાં વાત રોળી ઢોળી નાખીશું પણ તું જા!

હમેશના આવા કકળાટથી થાકીને એક દી નારંગી પાછી શહેરમાં લાગી!

શહેરમાં તો એનું કોણ હતું? કોઈ જ નહિ! ઘર પણ એનું ન હતું. પણ ત્યાં કાંઈક સારું હતું. ત્યાં એટલી ભીડ હતી ને એટલી ઉપાધિ હતી કે કોઈ કોઈની બહુ પૂછપરછ તો ન કરે! આંહીં તો જે માણસ એના ઘર આંગણેથી નીકળે એ જાણે ધર્મનો અવતાર હોય તે પુણ્યનો સાગર હોય તેમ તપાસ કરવા માંડે કે ગામમાંથી ક્યારે જવાનાં છો!

એટલે નારંગી પાછી શહેરમાં ભાગી. એને એના પાડોશની મમતાનો મોહ હતો તે પૂરો થયો.

આ વખતે તો એ ગુપચુપ જઈને પોતાને મેળે જ બેસી ગઈ! પાછળ શિકારીઓ પડ્યા હોય ને જેમ જાનવર ત્રાસીને લપાઈ છૂપાઈ જાય તેમ એ છૂપાઈ જ ગઈ!

એને મોટામાં મોટી બીક હતી કે વળી ગામડેથી સમાચાર મેળવીને કોઈક ખોળતું ખોળતું આંહીં એને ખોળી કાઢશે! એ તો આખો દિવસ બહાર તાળું લટકાવી રાખે. રાત પડ્યે જ બહાર નીકળે. ને પા અરધા કલાકમાં તો પાછી પોતાની ગુફા ભેગી થઈ જાય!

પણ આ વાતની ખબર નારંગીના સગાંને પડી. સગાં પણ છેટેનાં. કોઈ દિવસ એને આંગણે ફરકેલાં પણ નહિ. પરંતુ નારંગીની આ સ્થિતિ છે એની જરા જેટલી સનસા મળતાં બધાંને જ એમાં રસ જાગ્યો. એક પછી એક સૌ આવવા મંડ્યાં. પૂછવા મંડ્યાં. ક્યાં હતાં એ જાણવાની આતુરતા બતાવી રહ્યાં: શું થયું છે એ જાણવા અનેક આડાઅવળા મશ્કરી ભરેલા, ક્રૂરતા ભરેલા, વ્યંગ ભરેલા, ભયંકર આશ્વાસન ભરેલા પ્રશ્નો કરવા લાગ્યા!

એકલી બાઈમાણસ! આ મારા સામે ક્યાંથી ટકે? સૌ જાય એટલે નારંગી રોવા બેસે! એને હરપળે વિચાર આવે કે એને જીવતાં તો હવે સૌ હાડહાડ જ કરશે. એનો આરો મરવામાં જ રહ્યો છે. પણ એને મરવાનું ગમે નહિ!

પણ એક દિવસ તો આ ત્રાસે માઝા મૂકી. કોઈએ કહ્યું કે આંહીં હું પોલીસ ઑફિસમાં છું. તમારા નામની તપાસ તો ચાલી રહી છે! હજી સુધી તો મેં પત્તો ખાવા દીધો નથી! પણ એ કેટલા દી?

તે રાત્રે મધરાતે નારંગી પોતાના મુખ્ય બારણાને એમ ને એમ રહેવા દઈને બારીએથી નીચે ઉતરી. ખખડાટ થયો. પોતે પડી ગઈ હતી. લાગ્યું પણ ખરું. પછી તો જાણે ઘસડાતી ઘસડાતી ચાલી. નીચે માણસો રહેતા હતાં તે જાગ્યાં. એમાંનો કોઈક બોલ્યો પણ ખરોઃ 'કાકા. નારંગીબેન પડી ગયાં છે ને છતાં ક્યાંક જતાં લાગે છે! ક્યાં જતાં હશે?

કાકાએ જવાબ વાળ્યોઃ 'તું પણ ગાંડો છે! જનારને કોઈ રોકે ખરું? જાવા દે જતાં હોય તો!'



કાકો જમાનાનો ખાધેલ માણુસ હતો. પણ ભત્રીજો જરાક પોચો હતો. તે પોતાની સોડમાંથી નારંગીને આછા અંધકારમાં ધસડાતી ધસડાતી જતી જોઈ રહ્યો. ઘાયલ થયેલું પ્રાણી જાય તેમ એ જઈ રહી હતી !

'કાકા ! આ તો કુવા તરફ ધસડતાં જતાં જણાય છે ! ત્યાં શું કરશે ?'

'એ તું ન સમજે. પાણી પીવું હશે !' કોઈક બીજો પડખેથી જાગ્યો હશે તે બોલી ઊઠ્યો. ને પછી કાકાની સાથે બન્ને હસી પડ્યા !

'કાકા ! આ તો પછડાણું છે. વાગ્યું છે. ધસ-ડાતાં ધસડાતાં જાય છે. ત્યાં પાણી ક્યાં છે ? આપણી માટલીમાંથી લોહી ધોવા પાણી આપું ? બોલાવવા દોડું ?'

'અરે ! ગાંડિયા ! માથે ઓઢીને સૂઈ જા ને ! કાં આટલા બધા તારા દેખાય છે તે ગણુવા માંડને ! મફતનો કરમ શું કરવા બાંધે છે ?'

એટલામાં એક મોટો ધબાકો થયો. બધા સમજી ગયા. ધસડાતાં ધસડાતાં નારંગીબેને કુવાને કાંઠેથી અંદર પડતું મૂક્યું હતું !

ધબાકો મોટો થયો એટલે બીજા પણ જાગ્યા હતા !

સૌ પૂછવા મંડ્યા 'શું થયું ! શું થયું !'

ભત્રીજો બોલી નાખવાનો હતો ત્યાં કાકો પોતે જ બોલવા મંડ્યો: 'કાંઈક ધબાકો થયો ! કોકે કુવામાં પાણો ગગડાવ્યો !'

'કે પછી માટીનો ઢેફાળો નાખ્યો !' પેલો કાકાનો પાડોશી પણ જાગીને ઊભો થતાં બોલ્યો.

'તપાસ તો કરો ! શું થયું ?' એટલામાં કુવા તરફથી કોઈક આવતું દેખાયું. પાડોશના જ વિરમજી ભાઈ હતા. 'વિરમજીભાઈ ! શું થયું કુવામાં ? કાંઈ પડ્યું ?'

'કાંઈ પડ્યું નથી મારા બાપલા !' વિરમજીભાઈ જેનો ખાસ અર્થ થાય એવા ભારવાળી શબ્દોમાં બોલ્યા: 'કાંઈ પડ્યું નથી મારા બાપલા ! કોકનું પાપ પડ્યું છે ! મફતના ઉજાગરો ને સવારની જેની તેની પૂછપરછ શું કરવા માથે લ્યો છો ? એક પછી એક સૂઈ જાવને ! આવી મીઠી અંધારી રાત છે ! કોને ખબર શું થયું ને શું ન થયું ? સૂઈ જાવને !'

'ત્યારે તો એ જ ના !' કાકા બોલ્યા.

'અરે એ તો એ જ હોય નાં કાકા ! મફતના ગોળાને ચીકણું શું કરવા કરો છો ? સૂઈ જાવને ! માંડ સાડસતીને ભગવાન રીદીયે આવ્યા એમ જાણો ને ! સવારની વાત સવારે !'

સૌ એક પછી એક ખાટલામાં પડવા મંડ્યા. ને માથે ઓઢી ગયા.

એ તો ઠીક, થોડીવાર પછી ત્યાં નિદ્રાનું ખરે-ખર, ધારણુ વળી ગયું !*

---

* લેખકના છપાતા નવા વાર્તાસંગ્રહ વનરેખામાંથી.

*

# વિરાટ જનસાગરે

દિગન્ત ભરી વ્યાપ્ત આ ગરજતા મહાસાગરે
ચઢે પ્રબળ લોઢ ને જલકણો પડે, આથડે.
તજી મૃદુલતા તમે કિરણુનાથ, લો છો ધીરે
ઉઠાવી ચુપડી થકી અગણિતા કણો વારિના.
અને ધગધગે ધરા, તડ પડે, તદા સ્નેહથી
સુમિષ્ટકૃત એ બધા જલકણો ધરા તત્તપે
પડી ધરતીને ફરી સુરભિસોહતી દે કરી,
પ્રયોજી શુભ એવું રહો કિરણુનાથ, છૂપી તમે.

વિરાટ જનસાગરે હુંય લલામ જલબિન્દુ શો
પડું, ઉછળું, આથડું ભરતીઓટના તાનમાં.
તપું કદીક તાપથી, ઠરી જઉં કદી શૈત્યથી,
કદી મગન થૈ વળી તરલ સમરંગો ઝીલું.
ઉઠાવ સુજનેય હે વર અદીઠ, ધીરેથી કે
હુંયે તપિત વિશ્વપે થઈ સુમિષ્ટ વર્ષી શકું.

# યાદ શક્તિ

હરિદા પંડિત

> બાળક જન્મે છે ત્યારથી એને જે કુદરતી બક્ષિસો મળેલી હોય છે એમાં એક સ્મરણ-શક્તિ—સ્મૃતિ પણ હોય છે જ. જન્મતાં વેંત બીજે કે ત્રીજે જ દિવસથી પોતાની જન્મદાત્રી જનેતાને બાળક કેવું સહજતાથી ઓળખી પાડતું હોય છે! જન્મથી માંડીને મૃત્યુ સુધી માનવ આ શક્તિમાં જે ફેરફારો કરે છે એ વિષે ક્યારેય વિચાર પણ આપણે તો નથી કરતાં ને?

આપણે જ્યારે બજારમાંથી વિધવિધ વસ્તુઓની ખરીદી કરીને ઘેર પહોંચીએ છીએ ત્યારે હિસાબ લખતી વખતે જો બધી વસ્તુઓનાં બિલ ન હોય તો મુશ્કેલી નડે છે. હિસાબ ચોકસાઈથી લખાય તે માટે આપણે પહેલાં કઈ જગ્યાએ ગયા ને પછી ક્યાં ગયા એ યાદ કરીને હિસાબ મેળવવાનો પ્રયત્ન કરીએ છીએ. જે વ્યક્તિઓની યાદશક્તિ સારી હોય છે તેમને આવી રીતે યાદ કરવું પડતું નથી. જેમની યાદશક્તિ નબળી હોય છે તેઓ યાદ કરતાં કરતાં કંટાળી જાય છે ને એ કામ પડતું મૂકે છે.

સ્મૃતિ એ કુદરત તરફથી મળેલી દૈવી શક્તિ છે. બાળકમાં એ જન્મથી જ રહેલી હોય છે. નાનું બાળક પણ પોતાની પરિચિત વ્યક્તિઓને બહુ સારી રીતે યાદ રાખીને ઓળખી શકે છે. ઘણાં બાળકોમાં આ શક્તિનો અભાવ જોવામાં આવે છે. તેમનાં માબાપ આ શક્તિ સુધારવા માટે એમને અનેક જાતની દવાઓ ખવડાવે છે. પણ કાંઈ વળતું નથી, કારણ કે આ શક્તિ જન્મજાત હોય છે એટલે એમાં સુધારો કે વધારો થઈ શકતો નથી. આપણી યાદશક્તિ સારી નથી એમ જો આપણે માનતા હોઈએ કે બીજાને મનાવતા હોઈએ તો એ માન્યતા ખોટી છે. આપણી યાદશક્તિ ઓછી હોય તો એનું કારણ આપણી યાદ રાખવાની પદ્ધતિમાં કાંઈ ઊણપ છે એમ માનવું.

વ્યવસ્થિત વ્યક્તિઓ બધી વસ્તુઓ સારી રીતે યાદ રાખી શકે છે. કોઈ પણ મોટી દુકાનમાં અનેક વસ્તુઓ મળતી હોય છે. વેચનાર વેપારીને બધી વસ્તુઓના ભાવ મોઢે હોય છે કારણ કે એનું ધ્યાન હમેશાં વસ્તુઓ પર સ્થિર રહે છે. અને એના મગજમાં એ વસ્તુઓના ભાવ રમતા રહે છે.

આપણી યાદશક્તિ સુધારવા માટે આપણે થાકેલા કંટાળેલા મગજે કદી પ્રયત્ન ન કરવો જોઈએ. એટલા માટે જ વિદ્યાર્થીઓને પ્રાતઃકાળમાં શાંત ને તાજગીભર્યા વાતાવરણમાં વાંચવાનું સૂચન આપણા ધર્મશાસ્ત્રોમાં તથા આરોગ્યશાસ્ત્રોમાં કરવામાં આવ્યું છે. ખૂબ લાંબા સમય સુધી એક જ પ્રકારનો માનસિક શ્રમ કર્યા બાદ કોઈ નવા વિષયમાં ચાંચ ખૂપાડવી મુશ્કેલ પડે છે. આથી જ જીવનમાં શારીરિક ને માનસિક શ્રમ વચ્ચે યોગ્ય પ્રમાણ જાળવવું જરૂરી બને છે.

કોઈપણ વિષય યાદ રાખવા માટે શારીરિક તંદુરસ્તી પણ સારી હોવી જોઈએ. મગજના રોગવાળું બાળક યાદશક્તિનો હ્રાસ અનુભવે છે. માથું દુખતું હોય ત્યારે પણ મગજમાં નવું જ્ઞાન ઉમેરવાનો પ્રયત્ન સાવ નકામો નીવડે છે.

જેને આપણે સ્મૃતિ કહીએ છીએ તેનાં ત્રણ અંગો છેઃ (૧) અધ્યયન (Study) (૨) આવાહન (Recall) ને (૩) ધારણા (Retentivity). પહેલી ભૂમિકામાં એક પાઠ આપણે શીખીએ છીએ તેને યાદ રાખવાનો પ્રયત્ન કરીએ છીએ. બીજી ભૂમિકામાં આપણે તેને યાદ કરીએ છીએ. લાંબા સમય પછી પણ જો એ પાઠ આપણને બરાબર આવડે તો એ આપણી ધારણા શક્તિનું સાચું પ્રમાણ લેખાય. જે વસ્તુ આપણને ગમે છે એ જલદી આવડી જાય છે. કવિતા જો આપણને ગમે તો એ જલદી યાદ રહી જાય. પણ ઇતિહાસ ન ગમતો હોય તો ગમે તેટલો પ્રયત્ન કરીએ તોય નહીં એની વિગતો આવડવાની.

આનું કારણ રસ છે. ડૉ. ફ્રૉઈડને એની મનોવિશ્લેષણની પદ્ધતિ જલદી યાદ રહી ગઈ હતી. કારણ કે એને એમાં જીવંત રસ હતો. જે વિષયમાં માણસને રસ હોય છે એનો અભ્યાસ કરવા માટે આપણે પરાણે મગજ એકાગ્ર કરવું પડતું નથી. એમાં આપણે સહજ રીતે એકાગ્ર બની શકીએ છીએ, આથી એ વિષયની વિગતો જલદી યાદ રહે છે, પારકી પંચાતમાં ખૂબ રસ લેતી ઘણી વ્યક્તિઓને બીજી વ્યક્તિઓનાં જીવનની નાની નાની વિગતો પણ ઝટ અને લાંબા સમય સુધી યાદ રહે છે. અમુક વિગત લાંબા સમય સુધી યાદ રહે ત્યારે આપણી ધારણાશક્તિ (Retentivity) વધુ સુદૃઢ છે એમ આપણે કહીએ છીએ. આપણી આધુનિક પરીક્ષાપદ્ધતિ આપણી સ્મૃતિની કસોટી છે—જ્ઞાનની નહિ, એ હકીકત છે.

પ્રોફેસર એવલિંગ "Directing Mental Energy" નામના પુસ્તકમાં જણાવે છે કે યાદદાસ્ત સુધારવી હોય તો અભ્યાસની પદ્ધતિમાં મૂળભૂત તફાવત કરવો પડશે. એક એવી પણ માન્યતા પ્રચલિત છે કે યાદદાસ્ત એક એવી વ્યવહારિક વસ્તુ છે કે એને કેળવવા માટે આપણી પાસે મજબૂત ઇચ્છાશક્તિની જરૂર રહે છે. માનસિક ઘર્ષણોથી પીડાતી વ્યક્તિ કશું યાદ રાખવા સમર્થ નથી થતી એ તો સૌને વિદિત છે.

ઘણી વ્યક્તિઓ પોતાની પળેપળનો હિસાબ રાખે છે. વિદ્યાર્થી જો એવું નક્કી કરે કે એક કલાકમાં મારે અમુક પાનાં તૈયાર કરવાં છે અને આ વિચારને અમલી બનાવવા માટે જો એ પોતાના ટેબલ ઉપર ઘડિયાળ રાખીને વિષય તૈયાર કરતાં કરતાં વારંવાર ઘડિયાળના કાંટા તરફ જોયા કરે તો એની પદ્ધતિ ખોટી છે. કારણ કે તેથી આપણે સમયની ગતિ વિષે સભાન બનીએ છીએ, કાર્યની ગતિ પ્રત્યે નહીં. આના કરતાં તો અધ્યયન મસ્ત બનીને કામ પૂરું થાય એટલે ઘડિયાળમાં સમય જોઈ ને આત્મસંતોષ માણવો એ વધુ હિતકર છે.

અભ્યાસની પદ્ધતિ સુધારવામાં મહાવરો મોટો ભાગ ભજવે છે. શિક્ષક પાટિયા ઉપર અમુક હકીકતો લખે ને આપણને તે યાદ કરવાની સૂચના આપે એના કરતાં તે આપણને સંભળાય ને સમજાય એવી રીતે બોલે, પછી લખે અને આપણી પાસે લખાવે ને ત્યારબાદ યાદ રાખવાની સૂચના આપે તો એ પદ્ધતિ વધુ માનસશાસ્ત્રીય છે. સામાન્ય રીતે દરેક વ્યક્તિ ચાક્ષુસી કલ્પના (Visual imagery) ને શ્રવણ કલ્પના (Auditory imagery) ની બક્ષિસ ધરાવે છે. એટલે શિક્ષણ ક્ષેત્રમાં આ શક્તિઓનો પણ પૂરા ઉપયોગમાં લેવાની ખાસ જરૂર છે.

સારી સ્મૃતિ ઘણુંખરું એકાગ્રતા પર અવલંબે છે. તલ્લીનતા એટલે સાવધાનીભર્યું નિરીક્ષણ. આ નિરીક્ષણની ક્રિયા પણ સ્મૃતિ જેવી જ જીવંત પ્રક્રિયા છે. વિલિયમ જેમ્સના મતાનુસાર તલ્લીનતા ઇચ્છાશક્તિની ચીજ છે. એ જણાવે છે એ મુજબ વ્યક્તિ પોતાના વિધવિધ અનુભવો અંગે વારંવાર વિચાર્યા કરે અને પછી એ બધાને સાહચર્ય (Association) ની સાંકળમાં કડીએ કડી મિલાવીને સાંકળી લે તો એને એક અનુભવ યાદ આવતાં જ બધા અનુભવો યાદ આવવાના. પણ આ ક્રિયા પણ એકાગ્રતા તો માગે જ છે. બહુ કલાકોના રેઝળતા ધ્યાન કરતાં એક જ કલાકનું એકાગ્રતાવાળું ધ્યાન ખૂબ ઉપયોગી સિદ્ધ થાય છે. આ રીતે એકાગ્રતા અને પુનરાવર્તન બંને યાદશક્તિના વિકાસ માટે ખૂબ જરૂરી છે.

કોઈપણ કાવ્ય કે પાઠ જો મોઢે કરવાં હોય તો ટુકડે ટુકડે યાદ રાખવાનો પ્રયત્ન ન કરવો. કારણ કે આંશિક પદ્ધતિ વધારે મહેનત કરાવે છે, આથી એક કાવ્ય જ્યાં સુધી કડકડાટ આવડી ન જાય ત્યાં સુધી વારંવાર સળંગ વાંચ્યા કરવું એ વધુ હિતકર છે. અમુક ભાગ જ યાદ રાખવાનો પ્રયત્ન કરવા કરતાં પૂર્ણ પ્રણાલિકા (Whole Method) પ્રમાણે યાદ કરવું જરૂરી છે. જે કવિતા યાદ રાખવી હોય





(૩) સ્મરણશક્તિમાં સુધારો કરો; એટલે કે તમારી યાદ કરવાની પદ્ધતિમાં ફેરફાર કરો.

(૪) સ્મૃતિનો ઉપયોગ કરો.

(૫) જે શબ્દો ગોખતા હો તેનો અર્થ પણ ધ્યાનમાં રાખો.

(૬) જે કાંઈ યાદ રહે તેને મોટેથી બોલી જાવ.

(૭) આંતરિક પ્રેરણાને તક આપો.

(૮) તમે બધું જ યાદ નહીં રાખી શકો. જેટલું ઉપયોગી હોય એટલું જ ગોખો. બાકી માટે સંદર્ભ-પુસ્તકો (Reference Books), ફાઈલો અને નોટોનો આધાર લો.



## વૈશાખી વાયરા

વૈશાખી વાયરા વાયા
આજ ઘેરા વૈશાખી વાયરા વાયા.
વંટોળો એક એક ધાયા
રે આજ એવા વૈશાખી વાયરા વાયા.

ગગનના મેઘ છવાયા
આજ ઘેરા વૈશાખી વાયરા વાયા.
ઘેરી ગરજન્તી ઘનકાયા
રે આજ એવા વૈશાખી વાયરા વાયા.

ધોમ ધખન્ત આજ વૈશાખ વાયા
ગર્જનનાં ઘુઘવાટ કૈંક કૈંક લાયા
વંટોળે એ તો ત્યાં છાયા
રે આજ એવા વૈશાખી વાયરા વાયા.

વાતમાં ને વાતમાં વાદળ વરસ્યાં
ધોમ ધખ્યા તાપમાં એ તૂટી પડ્યાં.
વૈશાખે વાત વહેતી મૂકી કે વાયરા વાયા
આજ વૈશાખી વાયરા વાયા.
(ને) સાથ એવા વૈશાખી વાદળાં છાયાં

પ્રશાંત

જીવનના લાંબા લાંબા ડગલામાં ક્યાંય ન દેખાયેલું જ્યારે એક જ ડગલામાં દેખાઈ આવે છે; કંઈક નવીનતા પ્રેરતું, કંઈક ખટકતું—ત્યારે માનવ વિચાર ઝોલે ચડી જાય છે. અને એવા વિચારોને આપણે જાણી શકીએ તો ?—એવા જ ખ્યાલે આ વાર્તાના પીઢ આચાર્યની કથની આપણને અંત લગી જકડમાં રાખી દે છે.

મારી શાળાના પંદર વરસના સંચાલનમાં પહેલી જ વાર મેં જે નવતર અનુભવ મેળવ્યો એ મને સાચ્ચે જ વિસ્મીત કરી દે છે.

આજથી પચીસ વરસ પહેલાં ગ્રેજ્યુએટ થઈને હું આ શાળામાં શિક્ષક તરીકે જોડાયો. પછી મારી મહત્ત્વાકાંક્ષાઓએ મને એ જ વરસમાં એમ. એ. ની પદવી અપાવી. કામની ધગશ અને શાળામાં પૂરેપૂરો ખૂંચી જવાને કારણે બીજા બે વરસમાં તો હું શાળાનો મદદનીશ આચાર્ય બન્યો. પછીનાં પાંચેક વરસ તો મારી રીતે મને એક એક ડગલું આગળ વધારતાં ચાલ્યાં ગયાં. અને આજથી પંદર વરસ પહેલાં મારી આ શાળાના વયોવૃદ્ધ આચાર્ય એકાએક અવસાન પામ્યા ત્યારે શાળાની વ્યવસ્થાપક સમિતિએ આખી શાળાનું સૂત્ર મારા હાથમાં જરા પણ ખચકાયા વગર મૂકી દીધું ત્યારે અભિમાનની એક લહેરખી પણ મને નહોતી સ્પર્શી. પછીના ત્રીજે જ વરસે વ્યવસ્થા સમિતિના અંદરો અંદરના ઝગડાને કારણે ન જેવી રકમમાં મેં આખી શાળાની વ્યવસ્થા પણ ખરીદી લીધી. આજે આ શાળાનો હું માલિક છું એ યાદ આવતાંની સાથે એક છૂપો ગર્વ લેવાનું મને મન થઈ આવે છે. મારી કુનેહ અને બુદ્ધિએ જો જરીક સાવચેતી ન લીધી હોત તો આ સંસ્થાના કેવા હાલ હવાલ થઈ ગયા હોત !

એ બધા વિચારોનું પ્રદર્શન કરવા આજે હું નથી બેઠો. આજે હું બધી જ રીતે સુખી છું. મારા બે મોટા દીકરા અને એક દીકરી મારી જ શાળામાં શિક્ષકો તરીકે સારી કામગીરી બજાવી રહ્યાં છે. સૌથી નાની દીકરી દાક્તરી અભ્યાસ કરીને વિદેશની પદવી માટે છેલ્લા દોઢ વરસથી ત્યાં ગઈ છે. એનાથી મોટીએ હજુ ગયે વરસે જ વડી અદાલતની સનદ મેળવી છે. એની વકીલાત આજે તો ધમધોકાર ચાલે છે. તાજી જ ગયેલી ચૂંટણીમાં એ મોટી બહુમતીએ ધારાસભામાં પણ ચૂંટાઈ આવી છે.

છોકરાંઓની બા અને હું કૌટુંબિક રીતે તો ખૂબ સુખી છીએ. એકેય દુઃખ અમે અનુભવ્યું જ નથી, વકીલાત કરતી દીકરીએ અમારી મરજી વિરુદ્ધ લગ્ન કર્યાં ત્યારે એની બાનો જીવ જરા ઊંચો થઈ ગયેલો. હું પણ મારી ખામીઓ શોધવામાં પડી ગયેલો. પણ જમાના સાથે રહેવાનું યાદ આવતાં એ બધું ભૂલી ગયેલો અને મારા પ્રમાણમાં મેં મોટી ઉદારતા બતાવીને એને બધું માફ પણ કરેલું. નાની પણ વિદેશ ગઈ છે તોય એની બાને તો કેટલીય શંકા-કુશંકાઓ રોજ ઊઠ્યા કરે છે. સારું છે કે એની દરેક શંકાઓ મને જણાવી દે છે એટલે એનો નિવેડો પણ હું તરત લાવી દઉં છું. નહિતર બિચારી એ તો એ બધી ચિંતાઓમાં જ અડધી થઈ ગઈ હોત.

આજે મારી સાઠી વટાવી ચૂકેલી ઉંમરે પણ મારા કામનો ઉત્સાહ અને તરવરાટ જરાય ઓછો થયો નથી. મારી શાળામાં મારા બે દીકરા, એક દીકરી અને ચોથો હું એ સિવાય શિક્ષકવર્ગમાં બધાં મળીને બીજાં પિસ્તાલીસ શિક્ષક-શિક્ષિકાઓ કામ કરી રહ્યાં છે. મારી શાળા પહેલેથી જ ફક્ત કન્યાઓ માટેની હતી અને આજે પણ એ કન્યાઓ માટેની જ રહી છે. મારા શહેરની મોટમોટી શાળાઓમાં સહશિક્ષણ દાખલ થયું હોવા છતાં મારી શાળા એકલી કન્યાઓ માટે શરૂ થયેલી અને આજે એ તો ફાલી-ફૂલીને વિશાળ ઘટાદાર વૃક્ષ બની છે.

આ પચીસ વરસમાં મને કેટલાં બધા માનસનો અભ્યાસ કરવાનો મળ્યો છે ! મારો વિષય પણ માનસશાસ્ત્ર અને ફિલસૂફીનો હતો એટલે સહેજે

દરેકે દરેક શિક્ષક અને નાની-મોટી દરેક બાળાઓનો અભ્યાસ કરવાનું મન થતું જ. એમાંથી મને તો ઘણું શીખવાનું અને કાચી-કુમળી વયની બાળાઓને શીખવવાનું મળ્યું છે. મારી ભૂતપૂર્વ વિદ્યાર્થિનીઓ એ માટે આજે જાહેરમાં કે ખાનગી રીતે પણ મારો ઉલ્લેખ કર્યે જાય છે એ મને પુલકિત બનાવે છે.

પણ છેલ્લા એક વરસથી મને એક નવો જ કોયડો લાધ્યો છે. ગયે વરસે જે ચાર પાંચ શિક્ષકોની નવી ભરતી કરી છે એમાં એક શિક્ષિકા એવી વિચક્ષણ તરી આવી છે કે એને રાખ્યા પછી છૂટી કરવાનું મને એકેય કારણ જડતું નથી. એને છૂટી કરવા માટે મેં ઘણી વાર વિચાર કર્યો પણ એવું સબળ કારણ જડે તો ને? એમાંય છેલ્લા એક માસથી તો હું તંગ આવી ગયો છું.

એ નિશાળમાં આવી ત્યારથી જ મેં એની વિચિત્રતા પારખી લીધેલી. માનસશાસ્ત્રનો અભ્યાસી હોવાથી એના સ મેની એક વારની નજરે જ મેં એનું માપ કાઢી લીધેલું. પણ એના એક નજીકના સગા મારી સંસ્થામાં આઠ-દશ વરસથી શિક્ષક તરીકે હોવાથી અને એમના માટે મને પૂરેપૂરો સંતોષ હોવાથી એમની જ ભલામણ અને આગ્રહને હું કેમ નકારી શકું?

દાખલ થયા પછી ત્રીજે જ મહિને એણે તો એનું પોત પ્રકાશી દીધું. મારી કલ્પનાઓ એક પછી એક જરા પણ ભૂલ ચૂક વગર સાવ સાચી પડવા લાગી. મારો માનસશાસ્ત્રનો અભ્યાસ મને આટલી ઉંમરે પણ લેખે લાગ્યો છે એ સંતોષે મેં એનો અભ્યાસ કરવામાં વધુ ને વધુ મન પરોવવા માંડ્યું. મને મળતી એટલી બધી તકો હું એને નીરખવામાં, એને મળવામાં અને એના વિષે જાણવામાં વીતાવતો. મારી એ અભ્યાસ-ધગશે જ હું એને નિભાવી લેવાનું શીખ્યે ગયો.

એની ઉંમર પણ બહુ નાની ન કહી શકાય એવી હતી. ત્રેવીસ-ચોવીસની તો છે જ. હજુ પરણી નથી કે નજીકના ભવિષ્યમાં પરણે એવું કોઈ ચિહ્ન લાગતું નથી. એની કદરૂપી ન કહી શકાય અને છતાં સુંદર તો ન જ કહેવાય એવી શીકલ હતી એ પણ મને એના તરફનો જે પહેલો અણગમો આવી ગયેલો એનું કારણ હોઈ શકે. પણ એ મેં વધુ મહત્ત્વનું ન ગણ્યું. મારે તો કામથી કામ હતું. એટલે એના કામથી મને શરૂઆતનો જે એક મહિનો સંતોષ આપ્યો એ વખતની એની છાપ મારા મન ઉપર પડી ગયેલી એ આજે એની સંપૂર્ણ બેદરકારીમાં પણ હું એવી ને એવી અનુભવી રહ્યો છું. ત્યારે જ એ વર્ગમાં સાવ નવરી ધૂપ જેવી બેઠી હોય, બાળાઓ મરજી ફાવે તેમ વર્તતી હોય અને હું એકાએક એના વર્ગમાં જઈ ચડું ત્યારે ખુરશી ઉપરથી ઊભા પણ ન થવા જેટલી એની બેઅદબી હું ચલાવી લઉં છું ને! ઘણી વાર તો વર્ગમાં જ બેઠી બેઠી એ નવલકથા વાંચ્યા કરતી મારી સગી આંખે મેં જોઈ છે. છોકરીઓને પોતાની મરજી મુજબ વર્તતી અને એના આવા વર્તનની એ કાચી-કુમળી બાળાઓ ઉપર કેવી છાપ પડશે એ વિચાર પણ મને આવી જતો.

એક દિવસ હું એના જ વર્ગ પાસે બહાર ઊભો ઊભો બધા વર્ગની હિલચાલ જોઈ રહ્યો હતો. એક સારા કુટુંબની એના વર્ગની જ એક બાળા તે દિવસે પાએક કલાક મોડી આવી. હું ત્યાં ઊભો હતો એટલે એ જરા ગભરાઈ અને મારી પાસેથી પસાર થતી વખતે તો લગભગ ધ્રૂજી ઊઠી. એ ભયમાં ને ભયમાં એની ચોપડીઓ વચ્ચેથી એક ગુલાબી રંગનું નાનકડું પરબીડિયું પડી ગયું. મારા પગ પાસે જ એ પડ્યું એટલે મેં એ તરત ઊંચકી લીધું. પેલી બાળા વર્ગમાં દાખલ થાય તે પહેલાં જ મેં એને બોલાવી. આટલી ભયાવહ બનેલી અને ઉપરથી મારો અવાજ સાંભળ્યો એટલે એ તો લગભગ થરથરી ઊઠી. શાળાના આચાર્ય તરીકે મારો કડપ જરા વધુ પડતો હતો એ ય ખરું અને આ શ્રીમંત ઘરની પુત્રી જરા ડરપોક હતી એ પણ ખરું.

એ પાછી ફરી ત્યાં સુધીમાં પેલા પરબીડિયા ઉપર સુંદર અક્ષરોથી અંકિત નામ મેં વાંચ્યું. એ નામ પેલી શિક્ષિકા બેનનું હતું. પરબીડિયાના નીચેના ડાબા




ખૂણા ઉપર જે નામ હતું એ કોઈ પુરુષનું હતું. એ છોકરી મારી પાસે આવીને ઊભી ત્યારે મારા હાથમાં જે પરબીડિયું જોયું એથી એ કંપી ઊઠી. હાથમાં રહેલી ચોપડીઓ પણ એકવાર તો ફંફોળી લીધી. ખાત્રી થઈ કે એ પરબીડિયું પોતાની પાસેથી જ પડી ગયું છે. મેં એને ખૂબ નરમાશથી પૂછ્યું.

'આ કાગળ ...બહેનને આપવા માટેનો છે?'

'હા.'

'તું ક્યાંથી લાવી?'

'અમારી પડોશમાં જ ...ભાઈ રહે છે....બહેન ત્યાં ઘણીવાર આવે છે. મારી સાથે ઘણીવાર સંદેશો કહેવડાવે છે, કાગળ મોકલે છે ...બહેન પણ...' ખૂબ ઝડપથી અને બીતી બીતી એ છોકરી બધું સાચું જ બોલી ગઈ. મેં વધુ પૂછપરછ ન કરી. એ પરબીડિયું એને આપીને એને ચાલ્યા જવાનું કહીને હું ત્યાંથી જતો રહ્યો.

ત્રણ ચાર દિવસ ગયા હશે ત્યાં તો એ જ અક્ષરોવાળું એવા જ રંગનું પરબીડિયું ટપાલમાં આવ્યું. આખી શાળાની ટપાલ મારા હાથમાં આવ્યા પછી જ બધાને મળતી. એક વરસ થયા અહીં આવ્યા છતાં આ બહેનના નામની ટપાલ કોઈ દિવસ નહોતી આવી. અને ચારેક દિવસ પહેલાં જે રીતે મેં પેલી છોકરી મારફત આવેલું પરબીડિયું જોયેલું એ રીતે આ પરબીડિયું જોવાનું હું ટાળી ન શક્યો. મેં બીજી ટપાલ એમ ને એમ પડતી મૂકીને બહારથી પટાવાળાને બોલાવીને એ પરબીડિયું તરત પેલી બહેનને આપી આવવા કહ્યું. દરરોજ બધી ટપાલ દરેકને પહોંચાડવા સાથે જ મળતી એટલે એ એક જ કાગળ લઈને પટાવાળો ઊભો થઈ રહ્યો. પણ મેં જ્યારે કહ્યું કે એ કાગળ આપીને આવ, પછી બીજી ટપાલ આપું છું. ત્યારે તો પટાવાળો પણ વિસ્મીત થઈને ચાલતો થયેલો!

પછી તો દર બીજે ને ત્રીજે દિવસે એ પરબીડિયું આવે, એવી જ રીતે હું તરત એને પહોંચાડી પણ દઉં.

પેલી છોકરીએ તે દિવસે એ શિક્ષિકાને વાત કરી હોય કે કોને ખબર, પણ તે દિવસથી એ મારી સામે નજર ટકરાવી શકતી નહોતી. ચારે એને કંઈક કામ અંગે વાત કહેવી હોય ત્યારે પણ એની આંખો શરમની મારી નીચે ઢળી જતી, અને તેના ગાલના ફૂલી ગયેલાં હાડકાં પણ જાણે સંકોચાઈ જતાં ન હોય એમ કાળા ભઠ થઈ જતાં, મારાથી એ એકેય વાત ધ્યાન બહાર નહોતી રહેતી.

પછી તો હું ખુલ્લંખુલ્લા એ શિક્ષિકાને ઘણીવાર ચાલુ શાળાએ પણ એના પેલા ...ભાઈ સાથે જોતો. ઘણી વાર બસ સ્ટેન્ડ ઉપર બન્ને ટકરાઈ પડતાં તો કોઈ વાર હું બેઠેલો હોઉં એ જ બસમાં આવી ચડતાં. મારી સામે નજર પડતાં પેલી બહેન તો શરમાઈ જતી, પણ હવે તો એની સાથે રોજ ફરતો પેલો ...ભાઈ પણ શરમાવા લાગેલો. શરૂઆતની સાવ નિર્દોષ હાસ્ય વેરતી એ બહેન હવે કપટની ભંડાર બની ગઈ. લગભગ રોજ કંઈ ને કંઈ બહાનું કાઢીને એકાદ બે પીરિયડની રજા લઈને એ વહેલી જતી રહેતી. પછી તો રજા માગવા મારી પાસે પણ નહોતી આવતી, પટાવાળા સાથે જ ચીઠી મોકલીને ચાલી જતી!— અને આ બધું હું જરા પણ કચવાટ વગર ચલાવી લેતો ય ખરો!

પછી એક દિવસ મેં પેલી છોકરીને બોલાવી. એ છોકરીના ઘરનું આસપાસનું વાતાવરણ જે જે વાતો કરતું એ બધી વાતોથી છોકરી વાકેફ હતી. કિશોરાવસ્થાનો એ જિજ્ઞાસુ કાળ આવી બધી વાતો પાછળ વધુ ધ્યાન પરોવે એ પણ મારા ખ્યાલ બહાર નહોતું. એ છોકરીને મેં મારી પાસેની ખુરસી ઉપર બેસાડી. એવું બહુમાન મેળવીને એ તો ફૂલી સમાતી નહોતી. મેં એને આત્મીય બનીને વાત કરવા કહ્યું. અને એણે જે વાતો કહી એ બધી કહેવાની જરૂર પણ શી છે? એના પડોશમાં જ રહેતો આ શિક્ષિકાનો પ્રેમી પેલો ...ભાઈ એક શ્રીમંત નબીરો હતો. શાળા સિવાયનો બધો સમય એ શિક્ષિકા આની સાથે જ વીતાવતી. લોકો તો એટલે સુધી વાતો કરતા કે આને કોઈ

સારી છોકરી ન મળી તે આવી રૂપ-કરૂપ વિનાની છોકરીમાં ફસાઈ પડ્યો! બિચારાને પાયમાલ કરી નાખશે! બધા લોકોને એ ભાઈની જ દયા આવતી. સમાજ સુધરીને એક ડગલું આગળ વધ્યો લાગે છે!

તે પછી એક દિવસ હું રાતે ફરીને ગરમીના દિવસો હતા એટલે ધીમે ધીમે ઘર તરફ પાછો ફરતો હતો. ચાંદની રાત હતી. હજુ તો સાડાદશ પણુ માંડ થયા હશે. હું એક ખુલ્લા મેદાનમાંથી પસાર થતો હતો. આસપાસ નજર કરવાનું બહુ ખ્યાલમાં પણુ નહોતું. મારા જમણા હાથ તરફ વીસેક ફૂટ દૂર મેં જે દૃશ્ય જોયું એ મારે નહોતું જોવું જોઈતું એનો ખ્યાલ મને આવે અને હું મારો રસ્તો બદલી લઉં તે પહેલાં જ મારા પગરવથી હોય કે કોણ જાણે, એ બંને ઊભાં થઈ ગયાં. મને તો ખ્યાલ પણુ પછી જ આવ્યો કે એ બન્ને સ્ત્રી-પુરુષ હતાં. પણુ ખ્યાલ આવ્યો ત્યારે ખબર પડી કે પુરુષના ખોળામાં લગભગ પુરુષને વીંટળાઇ-લપાઈને સૂતેલી એ સ્ત્રી બીજી કોઈ નહિ પણુ અમારી શાળાની પેલી શિક્ષિકા ...બહેન હતી. અને એના મોં ઉપર ધોળી દૂધ જેવી ચાંદનીમાં સાવ ચોખ્ખું દેખાય એ રીતે જડાયેલું પુરુષમુખ પેલા ...ભાઈનું નહિ પણુ બીજા જ કોઈ પુરુષનું હતું! એ બંને ઊભાં થઈને કપડાં ખંખેરી ચાલતાં ચાલતાં મારી બાજુમાંથી જ પસાર થયાં ત્યારે મેં ખૂબ ધારી ધારીને જોયું એટલે આટલું જાણી શક્યો. ધારી ધારીને જોવા પાછળ બીજો કંઈ હેતુ નહિ, પણુ મારી જ શાળાની શિક્ષિકા એક રીતે તો મારું સ્વજન પણુ ગણાય. મારી પાસેથી નીકળી ત્યારે મેં એને બોલાવી પણુ નહિ એનો મને રહી રહીને પણુ અફસોસ થાય છે. પણ એ વખતે તો મારા મનમાં પેલું જ ભૂત ભરાઈને બેઠેલું ને કે એની સાથે કોઈ પુરુષ હતો! અને એ પરણેલો નહોતી એટલે કોઈના અંગત હક ઉપર તરાપ ન મારવાનું પણુ મારી વિચારક બુદ્ધિએ ડહાપણુ ડહોળેલું!

વધુ વિસ્મયની વાત તો એ થઈ કે બીજે દિવસે એ શિક્ષિકાબેનની ચીઠ્ઠી આવીઃ એક મહિનાની રજા માગતી! મેં રજાની મંજુરી આપી કે નહિ એનો પરવા કર્યા વિના જ બીજે દિવસે મને એના પેલા સંબંધી શિક્ષક પાસેથી ખબર મળ્યા કે એ પોતાને ગામ ગઈ છે. મેં પૂછ્યું પણુ ખરું કે આમ અચાનક જવાનું કંઈ કારણુ? એણે જ બાપડાને કશી ખબર નહોતી એટલે શું કહી શકે?

જ્યારે અઠવાડિયા પછી એ શિક્ષિકાનાં લગ્નની કંકોત્રી આવી ત્યારે હું બધી વાત કળી ગયો. પણુ એનાં લગ્ન જેની સાથે થવાનાં છે એ પેલા ગુલાબી પરબીડિયાવાળા ...ભાઈ નહોતા. મેં પેલી એના વર્ગની છોકરીને બોલાવીને વાત મેળવી ત્યારે ખબર પડી કે પેલા ભાઈ તો કોઈ શ્રીમંતની ખૂબસુરત કન્યાને દશેક દિવસ પહેલાં પરણી લાવ્યા છે, ત્યારે મને તે રાતના દૃશ્યની અને આજની આ કંકોત્રીનો ભેદ સમજાયો.

લગ્નના અભિનંદન સાથે જ બીજે દિવસે મેં જે કાગળ લખી નાખ્યો એનો મને આજે રહી રહીને પણુ વિચાર આવ્યા જ કરે છે કે મેં શા માટે એના તરફ પહેલેથી ધ્યાન ન આપ્યું? મારે એને વગર રજાએ રજા ઉપર રહેવા માટે એકદમ નોકરીમાંથી છૂટી કરી દેવી જોઈતી નહોતી. પણુ થાય શું? એ જેની સાથે લગ્ન કરી રહી હતી એ પુરુષ અમારી જ શાળાનો એક ભૂતપૂર્વ શિક્ષક હતો. જેને મારે ગેરવર્તણુંકનો શેરો મારીને આઠેક વરસ પહેલાં સંસ્થામાંથી છૂટો કરવો પડેલો. આજે મેં આવો કોઈ શેરો આ શિક્ષિકાબહેનને કેમ ન માર્યો એ હું વિચારું છું ત્યારે મેં પુરુષને કરેલો અન્યાય અને સ્ત્રીને ન્યાય આપીને પણુ મારી જાતને કરેલો અન્યાય મને આજે ખૂબ ખટકે છે.

★

# ભારી મંદિર

જીવરામ જોષી

## [૧૫] ચમત્કારના ભેદ

જે વાત આપણે સમજી શકતા નથી, તે આપણને અદ્‌ભૂત લાગે છે. એમાં આપણે દૈવી ચમત્કારનું આરોપણ કરીને પૂજવા માંડીએ છીએ. એમાં આપણું અજ્ઞાન મુખ્ય કારણ છે. એ સમજવાની પણ શકિત આપણે ગુમાવી બેસીએ છીએ.

જ્વાલામુખીની સ્વયં જલતી જ્યોતિ એ રીતે અદ્‌ભુત ગણાય. છતાં તે અકારણ તો નથી જ. એ કારણ ન સમજાતાં તેમાં દેવત્વનું આરોપણ કરીને મહા તીર્થસ્થાન બનાવી દેવાયું.

બાદશાહ અકબર જ્વાલાજીમાં આવ્યા ત્યારે તેમની ધાર્મિક અશ્રદ્ધાએ દૈવી ચમત્કાર માનવાની ના કહી છતાં મૂળ કારણ સમજવાની તો તેનામાં શકિત નહોતી. તેની કલ્પનામાં એટલું જ આવ્યું કે આ સ્વયં જલતી જ્યોતિ કોઈ પ્રકારની ચાલાકી હોવી જોઈએ. પ્રકૃતિએ રચેલા આ જગતમાં અનેક ન સમજાય એવા ચમત્કારો ભર્યા પડયા છે, એની પાછળ નિયમનનું વિજ્ઞાનરૂપે શાસ્ત્ર બની ગયું છે, એવી કલ્પના દોડાવવા જેવું જ્ઞાન એની પાસે નહોતું; ન સમજાતા વિષયમાં, તેનું સત્ય સ્વરૂપ સમજવા આપણે સાચી દિશામાં કલ્પના ન દોડાવીએ તો આપણી એ કલ્પના જૂઠાં મંતવ્યો તારવીને અજ્ઞાનની એક જાળમાં આપણને બાંધી દે છે. આપણી રચેલી એ જાળમાંથી પછી છૂટવાનું આપણને જ રુચતું નથી. પછી તો આપણે એ અજ્ઞાનના એક પક્ષપાતી બની જઈએ છીએ. આનું નામ મત કે સંપ્રદાય—સંપ્રદાયોનું સ્વરૂપ એવું જડ બને છે જ.

અકબરે કલ્પના કરી કે બળતણ વિના તો જ્યોતિ જલે જ નહિ. તેની ગુપ્ત રચના સમજમાં ન આવે એવી ભલે હશે. તેને પકડી પાડવાનો કોઈ ઉપાય હાથ લાગતો નથી. પરંતુ પાણીને અને આગને વેર છે. ગમે તેવી આગ પાણીમાં તો બૂઝાઈ જ જાય. આખું મંદિર પાણીથી ભરી દેવું. જલતી જ્યોતિ પાણીની અસરથી બૂઝાઈ જશે જ.

કોઈ એકલવાયા ખીજડાના ઝાડ નીચે કોઈ અજાણ્યા મુસાફરથી સિંદુર ઢોળાઈ ગયું હોય,—બીજે જ દિવસે કોઈ શ્રદ્ધાળુ એ જોતાંવેંત એમાં હાજરાહજુર હનમાનનું આરોપણ કરે છે. દરેક ધર્મ-સ્થાનોના ચમત્કારો પાછળ આવું જ કોઈ કારણ હોય છે—આપણે એ શોધવા કયારેય તત્પર થતા નથી એટલે એ ચીલો લંબાતો જ જાય છે!

આખું મંદિર પાણીથી ભરવું શી રીતે? બાદશાહને તો કહેવાનું જ છે. ધારે તે કરી શકે છે. ઊંચે એક ઝરણું વહેતું દેખાયું. લગભગ એકાદ માઈલ દૂર હશે. બાદશાહે આજ્ઞા આપી કે એ ઝરણને વાળી લાવો. પૈસાનો તોટો નથી. માણસો જોઈએ એટલા. આજ્ઞા મળતાં જ કડિયા કામે લાગી ગયા. ચૂના પથ્થર ગોઠવાયાં અને પાકો ધોરિયો—નીક તૈયાર થવા માંડી. છેક મંદિર સુધી પહોંચાડી દીધી. ઝરણાનું પાણી એ નીકમાં વહેવરાવ્યું. મંદિરનાં બારણાં બંધ કરાવ્યાં. બહાર પાણી વહી ન જાય તેવી વ્યવસ્થા કરી. પાણીના પ્રભાવને ટાળવા પંડયાઓ બીજી કોઈ નવરચના કરી ન શકે તે માટે સતત ચોકી ગોઠવી. મંદિરમાં પાણી ભરાવા માડયું.

પંડયાઓ જગદંબાની આરાધનામાં બેસી ગયા. ધર્મની લાજ રાખવા અખંડ જાપ જપવા લાગ્યા. જે વાતનું પોતાને કંઈ જ જ્ઞાન નથી. એવી વાતને





સિદ્ધ કરવાનો પ્રયત્ન લઈને બેસી ગયા. ખરેખર, જગદંબા જેવી કોઈ હસ્તી છે કે કેમ એ પોતે જ કંઈ જાણતા નથી. કેવળ પરંપરાથી સંભળાતી આવેલી શ્રદ્ધાને પકડી બેઠા છે.

એક અજ્ઞાન બીજા અજ્ઞાન સાથે લડી રહ્યું છે. બીજા અજ્ઞાનને એક અજ્ઞાન કહે છે કે તું ખોટું છે. પણ પોતે ય ખોટું છે, એ વાતનો વિચાર કરવા એ તૈયાર નથી.

મંદિર પાણીથી છલોછલ ભરાઈ ગયું, તળિયાથી તે શિખર સુધી પાણી સમાઈને પાછું વળ્યું. એક દિવસ, બે દિવસ અને એમ કરતાં એક અઠવાડિયું વીત્યું.

આ વાત આખા પ્રદેશમાં પ્રસરી ગઈ. ગામેગામ અને ઠામે ઠામ જગદંબાની આરાધના બેસી ગઈ. અપવાસ આરંભાઈ ગયા. ભૂખ્યા રહેવાથી પેટ સાફ થાય અને તે પૂરતો પોતાના શરીરને જ લાભ મળે. એ જ અપવાસનું પુણ્ય. પરંતુ અપવાસી રહેવાથી જ્વાલાજીની બૂઝતી જ્યોતિ કેમ કરીને જલતી રહેશે, એ વાતનો જરા સરખો પણ વિચાર કોઈએ કર્યો નહિ. શ્રદ્ધામાં બુદ્ધિ બૂઠી બને છે. આવી બૂઠી બુદ્ધિનાં પ્રમાણો મુસ્લિમ, ક્રિશ્ચિયન, યહુદી અને બૌદ્ધોમાં પણ ભારોભાર મળી આવે છે. હિંદુનાં અજ્ઞાનો જાણીને મુસ્લિમ કે ક્રિશ્ચિયનો હસે છે. પરંતુ એથી ય વધારે હલકાં અજ્ઞાનો પોતામાં જોઈએ તેટલાં છે, એનો વિચાર કરવા તૈયાર નથી.

અકબરને ખાતરી થઈ કે, હવે આગને પાણીની અસર પહોંચી હોય જ. મંદિરનાં બારણાં ખોલી નાખવાની આજ્ઞા આપી. બારણાં ઊઘાડ્યાં. પાણી વહી ગયું. મંદિરની બધી જ્યોતિઓ બૂઝાઈ ગઈ હતી. અકબર અને બીજા મુસ્લીમોના આનંદનો પાર ન રહ્યો. પોતાની યુક્તિ સફળ થઈ અને પંડ્યાઓની યુક્તિ પકડાઈ ગઈ.

પંડ્યાએ અકબરને કહ્યું: હજૂર, જ્યોતિ બૂઝી નથી.

અકબર કહે: તો શું દેખાય છે? ક્યાં છે જ્યોતિ?

પંડ્યો કહે: જ્યોતિ પોતાના સ્વરૂપમાં શાંત છે. ચાલો મંદિરમાં. જ્યોતિ હમણાં જ પ્રગટશે.

આ નવી નવાઈ નિરખવા અકબર તૈયાર થયો. પંડ્યાએ ઘીનો દીવો હાથમાં લીધો. અકબર સામે જ ઊભો છે અને પંડ્યો મંદિરમાં પ્રવેશ્યો. જ્યાં જ્યોતિ જલતી હતી ત્યાં દીવો ધરીને બેઠો. આંખો મીંચીને જગદંબાનું ધ્યાન ધર્યું:—"મા, જગત જનની! સતની લાજ રાખજે. ધર્મની વહાર કરજે."

પંડ્યાએ પ્રાર્થના કરીને દીવો લઈને આરતી ઉતારી. ફટ કરતી જ્યોતિ જલી ઊઠી. એમ મંદિરના પાંચ સાત જ્યોતિ-સ્થાનોની આરતી ઉતારી અને બધી જ્યોતિ સ્વયં પ્રગટી.

ધર્મનો જયજયકાર વરતી ગયો. જગદંબાના મહાત્મ્યનો પરમ વિજય ગાજી ઊઠ્યો. ધર્માભિમાનીઓના આનંદનો કોઈ થાહ ન રહ્યો. અકબર પણ થંભી ગયો. મોલવીઓ અને બુઝર્ગ કુરાનવેત્તાઓની દલીલો ઓસરી ગઈ. સગી આંખે જોયેલા ચમત્કારનો ઇન્કાર શી રીતે થઈ શકે?

અકબર પ્રસન્ન થયો. કહેવાય છે કે, સાત મણ સોનાનું છત્તર જગદંબાને ભેટ ચડાવ્યું: એ છત્તર હજી પણ મંદિરમાં રખાયું છે. અકબરે બંધાવેલી પાકી નીક પણ હજી જોઈ શકાય છે.

આ વાત આટલેથી જ અટકાવી દઉં તો ધાર્મિક સજ્જનો જ્વાલાજીના દૈવીપણા માટે અભિમાન લઈ શકશે. પરંતુ એક વાત આગળ કહી દઉં તો તેમનો ય ભ્રમ ભાંગશે અને ફરીને જ્યોતિ કેમ પ્રગટી તે સમજાશે.

ભૂગર્ભમાંથી આવતો ગૅસ પાણીને લીધે બૂઝાઈ ગયો. પૂજારીએ ઘીનો દીવો નજીક લઈ જઈને આરતી ઉતારતાં એ ગૅસને દીવાનો સ્પર્શ થયો કે ગૅસ સળગી ઊઠ્યો.

આજે પણ ઘણીવાર જ્યોતિ આપોઆપ બૂઝાઈ જાય છે. ત્યારે દીવો નજીક લઈ જતાં તરત જ ફરીને સળગી ઊઠે છે. ખરી રીતે એક પ્રકારનો ગૅસ જ




સળગતો રહે છે. પરંતુ એ ગૅસ એવા પ્રકારનો છે કે, એને અદ્ભૂત કહ્યા વિના નહિ ચાલે.

મંદિરથી ઉપરના ભાગમાં ગોરખ મઢી છે. થોડાં પગથિયાં ચડવાં પડે છે. ત્યાં એક નાનકડો કુંડ બનાવ્યો છે. તેમાં પાણી ભરેલું રહે છે. કહે છે કે, જ્વાલા માઈ અહીં ગુપ્ત સ્વરૂપે રહે છે. સવા રૂપિયો ભેટ આપવાથી જ્વાલા માઈનાં દર્શન થઈ શકે છે. સવા રૂપિયો આપવાની અશક્તિ બતાવો તો છેવટે સવાપાંચ આના. છેવટે જે આપવું હોય તે આપો એટલે સળગતો દીવો કુંડ ઉપર ધરે છે. ભમ કરતો એક ખોલાટ થાય છે અને તે સાથે એક ભડકો સળગી ઊઠે છે. તરત જ ભડકો લય પામે છે. સામાન્ય બુદ્ધિના માણસો માટે તો જ્વાલામાઈનો આ અદ્ભૂત ચમત્કાર છે. પરંતુ એમાં થોડી ચતુરાઈ સિવાય કંઈ નથી. મંદિર જેવો જ ગૅસ અહીં પણ વહેતો રહે છે. તેની ઉપર પાણી ભરી દેવાયું છે. પાણીમાં થઈને ગૅસ ધીરે ધીરે ઉપર આવે છે, ત્યાં ગોખ જેવી રચના કરી હોવાથી ગૅસ ત્યાં ભરાઈ રહે છે. તેને દીવો બતાવાય છે એટલે એકદમ ભડકો થઈને સળગી જાય છે.

અહીંથી થોડું ઊંચે મહાદેવજીનું નાનું મંદિર છે. ત્યાં પણ આવા જ ગૅસનું એક ઝરણું છે. પરંતુ હમણાં થોડા સમયથી તે મંદ પડી ગયું છે. ક્યારેક સળગે છે અને ક્યારેક બંધ પડી થઈ જાય છે, વાત સાંભળી કે પહેલાં આવાં ઘણાં ઝરણાં હતાં. ત્યાં જ્યોતિ સળગતી.

આ સ્થાનનું વૈજ્ઞાનિક સંશોધન થાય તો ઘણું જાણવા જેવું પરિણામ બહાર આવે એવું છે. આવું સ્થળ યુરોપ કે અમેરિકામાં હોત તો ત્યાં સંશોધન ખાતું બેસી ગયું હોત. સારું છે કે આપણે ત્યાં એવું ખાતું નથી એકું હોતું. અને બેસે તો અત્યારે તો એમ જ દેખાય છે કે એ ખાતું કાયમ થઈ જાય અને પગાર ખાતું રહે. આપણી પ્રજામાં કોઈ જાતની રાષ્ટ્રીયતા હજી જન્મી નથી કે રાષ્ટ્રીયતાનું જોર નથી આપણી સરકારમાં. જ્યારે આવું બનશે ત્યારે દસ જ વરસમાં આપણો દેશ સ્વર્ગ બની જશે, આપણા દેશમાં જે છે, તે કોઈ દેશમાં નથી. નથી રાષ્ટ્રભાવના.

મેં જ્વાલાજીનાં દર્શન કર્યાં. ત્યાંથી ઉપર જઈને ગોરખ મઢીમાં પહોંચ્યો. મારું સ્વરૂપ જોઈને ગોરખ મઢીના પૂજારીને લાગ્યું કે માલદાર સંન્યાસી હશે.

"માઈ ગુપ્ત સ્વરૂપમેં યહાં બિરાજતી હૈં. દર્શન કરા દું?"

"કરા દો."

"સવા પાંચ રૂપિયા ભેટ ધર દેં, યા શ્રદ્ધા ભક્તિ હો તો જ્યાદા!"

"મેં સાધુ હું. પુષ્પ હી લાયા હું. ઈસસે ઉત્તમ દુસરી કોઈ ભેટ દેવી કે લિયે નહીં હૈ."

"અચ્છા, સવા રૂપિયા ધર દિજિયે"

"પુષ્પ કે સિવા મેં કુછ નહિ ધર સકતા."

"અચ્છા તો, પાંચ આના ધર દેં."

"યે પુષ્પ ધર દિજિયેગા. જગદંબાસે મેરી ઓરસે વિનંતિ કરિયેગા કિ મેં પૈસે નહિ દે સકા."

આમ બોલી, ફૂલ નીચે મૂકી, હાથ જોડી અને હું પાછો વળ્યો. હસીને પૂજારીએ કહ્યું: વાપસ ક્યોં જાતે હૈં? પૈસા ન સહી દર્શન તો કરતે જાઈએ!

મને જ્વાલા માઈનાં ગુપ્ત સ્વરૂપનાં દર્શન કરાવ્યાં. હિમાલયના પહાડી માનવીની કોમળ પ્રકૃતિનાં આ પૂજારીમાં મને દર્શન થયાં. કાશી, મથુરા કે ડાકોરનો પૂજારી હોત તો કઈ કઈ રીતે ગાળો દીધી હોત. અહીંના પંડ્યાઓ પણ ઘણા જ કોમળ. પંડ્યાગીરી જેવું સ્વભાવમાં જ કંઈ નહિ.

ગોરખ મઢીની બાજુમાં રામજી મંદિર છે. ત્યાં પહેલાં જ્યોત સળગતી હતી. રામજીના ભક્તોએ ત્યાં રામજીનું મંદિર બંધાવીને રામજીનો મહિમા વધારી દીધો. જ્યોતિ બંધ થઈ એટલે. લોકોએ વાત વહેતી





મૂકી કે જ્વાલામાઈને ગુસ્સો ચડયો કે મારા સ્થાનમાં રામજીનું મંદિર કેમ! બસ, જ્યોતિ સંકેલાઈ ગઈ.

અહીંથી ગુફામાંથી બહાર નીકળતા હોઈએ તેવાં પગથિયાં ચડીને સહેજ ઉપર જતાં એક મંદિર આવ્યું. મહાદેવજીનું નાનું લિંગ થાળામાં દેખાયું. એટલા જેવા ભાગ પર થાળું હતું. ત્યાં સામે બેસીને ૪૫ વરસનાં એક બાઈ, શ્વેત વસ્ત્રધારી, પાઠ કરતાં હતાં. સપ્તશતીના પાનાં સામે પડયાં હતાં. મેં હાથ જોડીને નમસ્તે કર્યાં. બાઈ ન બોલ્યાં કે ન મારી સામે જોયું. હું સમજી ગયો. દુર્ગા પાઠ કરતાં ચિત્ત એકાગ્ર રહેવું જોઈએ. ચિત્તની એકાગ્રતા તૂટે એટલે પાઠ નકામો થયો ગણાય. ફરીને પાઠ આરંભવો જોઈએ. એકચિત્તે, એકાગ્ર મને દુર્ગાપાઠ એક દિવસે એક જ પૂરો કરે અને એ રીતે ૧૦૮ પાઠ પૂરા કરનારનું માનસ બળ પ્રચંડ બને છે, આવી વ્યકિત ધારે તે કરી શકે છે. આ વિષય હું આગળ ચર્ચીશ.

આથી ઉપર મહાદેવજીનું એક મંદિર હતું. હું ત્યાં ગયો. તેથી આગળ ચારેક ફર્લાંગ ઊંચે અર્જુન નાગાની જગા છે. ત્યાં જવાનું માંડી વાળીને હું પાછો ફર્યો. મેં ઊંચે ચડવામાં જરા થાક અનુભવ્યો પાછો આવ્યો અને મંદિરમાં જોયું તો પેલાં બાઈ પાઠ પૂરો કરી ચૂકયાં હતાં. તેમણે જ મને પ્રણામ કરીને અંદર આસન પર બેસવા વિવેક કર્યો.

"આપ પાઠમાં હતાં. છતાં મેં વિક્ષેપ કર્યો હતો. મને ક્ષમા કરજો." મેં વિવેક કર્યો.

"એવું તો થાય જ છે. ઘણા આવે છે અને જાય છે. પણ મારે જ મારૂ સંભાળવાનું હોય છે."

બાઈ બંગાળી હતાં. પહેરવેશ અને હિંદી બોલવાની છટા પરથી હું ઓળખી ગયો.

"આપ બંગાળી છો?"

"જી."

"જરા સપ્તશતીનો એક શ્લોક વાંચો તો!"

તેમણે બે ચાર શ્લોક વાંચ્યા. ઉચ્ચાર ઘણા જ શુદ્ધ હતા. વળી ભાષા શાસ્ત્રના વૈજ્ઞાનિક ધોરણે તેમણે ઉચ્ચાર કર્યા. વાચનની શૈલી પણ વૈજ્ઞાનિક હતી. હ્રસ્વ અને દીર્ઘ અક્ષરો અને શબ્દો જે રીતે બોલાવા જોઈએ તે જ રીતે બોલ્યાં હતાં. સપ્તશતીની પાઠ સાધનામાં ઉચ્ચાર અને મંત્રોનું વાચન ઘણાં જ મહત્વનાં છે.

"તમે સાંભળ્યું."

આમ બોલાય એનો અર્થ થયો કે તમે સાંભળી શકયા છો.

"તમે સાંભળ્યું?"

તો આમાં પ્રશ્ન પૂછાય છે. એ પૂર્ણવિરામ અને પ્રશ્ન વિરામના ભેદથી આપણે સમજી શકયા. આ તો વાંચનનો ભેદ થયો. બોલવામાં બોલવાની પદ્ધત્તિથી એ ભેદ દર્શાવાય છે.

"તમે સાંભળ્યું."

આ વાકય અમુક રીતે બોલાય.

"તમે સાંભળ્યું?"

આ વાકય પણ જુદા સ્વરથી બોલાય તો જ એ વાક્યનો મનોભાવ આપણે દર્શાવી શકીએ.

તે જ રીતે સપ્તશતીમાં ઉચ્ચારણ વૈજ્ઞાનિક ઢંગથી થવું જોઈએ. એ રીતે સ્વર, માત્રા, હ્રસ્વ, દીર્ઘ, પ્લૂત, ઉદ્દાત્ત, અનુદાત્ત, ઉચ્ચારણના સારીગમ પદ્ધત્તિના સંપૂર્ણ ભેદો અને રાગ કેવો, એને કેટલા પ્રમાણમાં કાઢવો તે બધાનું પ્રમાણ સહ આયોજન કરવામાં આવે છે. તે રીતે સપ્તશતીનો એક જ પાઠ કરવામાં આવે તો માનવી ધારે તે પરિણામ લાવી શકે છે. ભાષાશાસ્ત્ર અને સ્વર શાસ્ત્રનું વૈજ્ઞાનિક રહસ્ય જાણવું હોય તો શાકત સંપ્રદાયમાંથી જ તે મળી શકશે. વૈજ્ઞાનિકોની સમજણ થાકી જાય એવું સુક્ષ્મ વિશ્લેશણ શાકતપંથમાં, શબ્દશાસ્ત્રનું થયું છે. આ વિષય હું આગળ ચર્ચીશ,

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

> ગાંધીવાદી રાજકારણનાં રચ્યા પચ્યા રહેનાર આજના કહેવાતા ગાંધીવાદી નેતાઓ એ રાજકારણમાં ખૂંચેલા રહીને પણ રાજકારણનો એકડોય નથી જાણતા હોતા. એ આખું તંત્ર સમજવાની પણ એમની શક્તિ બહારની વાત હોય છે. એ રાજકારણનો એકડો તો શું પણ મીંડુ જાણે તો ય ક્યાં?

## પ્રકરણ ૧૭ મું
## ગાંધી રાજકારણ

તમારા રાજદરબારી ખૂની ભભકા નથી ગમતા,
મતલબની મુરવ્વત જ્યાં, ખુશામતના ખજાના ત્યાં.
—કલાપી

પહેલી નજરે જોતાં મહાત્માજીનું જાહેર જીવન એક અને અખંડ દેખાય છે, પણ જરા ઝીણવટથી જોઈએ તો આપણને ગાંધી રામાયણના બે કાંડ દેખાય છે. ધર્મકાંડ અને રાજકાંડ.

મહાત્માજીના જીવનનો પહેલો વિભાગ એમના જન્મથી અસહકારના પ્રારંભ સુધીનો છે. અને બીજો વિભાગ અસહકારના આરંભથી એમના જીવનના કરુણ પણ ભવ્ય અંત સુધીનો છે. પહેલો વિભાગ ગાંધીધર્મનો વિભાગ છે. બીજો વિભાગ ગાંધી રાજકારણનો વિભાગ છે. પહેલા વિભાગનો, એટલે કે મહાત્માજીના જીવનના પહેલાં પચાસ વર્ષનો ઇતિહાસ "સત્યના પ્રયોગો"માં આલેખાયલો છે. ત્યાર પછીના ત્રીસ વર્ષનો ઇતિહાસ મહાદેવભાઈ, સુશીલા નય્યર અને મનુ ગાંધીની ડાયરીઓમાં પડેલો છે.

મહાત્માજીના જીવનના પહેલાં પચાસ વર્ષોમાં ગાંધીધર્મના જન્મ, વિકાસ, પરિપક્વતા અને પૂર્ણતા આપણને જોવાનાં મળે છે. ત્યાર પછીનાં ત્રીસ વર્ષોમાં એ ધર્મનો રાજકીય હથિયાર તરીકે ઉપયોગ કરીને, મહાત્માજી અને એમના અનુયાયીઓ અંગ્રેજોનો પગ આ દેશમાંથી કાઢીને, હિંદની રાજસત્તા હાથ કરે છે. આ ત્રીસ વર્ષોમાં હિંદની ધરતી ઉપર આ નવી ઢબનું રાજકારણ ફૂલીફાલીને પોતાની સઘળી શક્યતાઓ સિદ્ધ કરે છે. પહેલાં પચાસ વર્ષમાં ધર્મ એ સાધ્ય છે, રાજકારણ એ સાધન છે. પછીના ત્રીસ વર્ષમાં પરિસ્થિતિ તદ્દન ઉલટી થઈ જાય છે, અને રાજકારણ એ સાધ્ય બને છે, અને ધર્મનો સાધન તરીકે ઉપયોગ થાય છે. એટલા માટે જ "લીડ કાઈન્ડલી લાઈટ"નો લેખક વિન્સેન્ટ શીન કહે છે કે સત્યાગ્રહની સાચી લડત જે મહાત્માજીના પોતાના સિદ્ધાંતો મુજબ જ લડાઈ હોય તેવી લડત તો દક્ષિણ આફ્રિકાની લડત જ હતી. ત્યાર પછી એની સાથે સરખાવી શકાય એવી એકપણ લડત લડાઈ નથી.

મહાત્માજીના અનુયાયીઓનો એવો દાવો છે કે, મહાત્માજી પહેલાં કોઈએ ધર્મ અને રાજકારણનો

---

બંગાળીઓ શુદ્ધ ઉચ્ચાર બોલી શકતા નથી. આ બાઈના ઉચ્ચાર એટલા જ શુદ્ધ હતા.

મેં કહ્યું: આપે દુર્ગાપાઠની પદ્ધતિ ઉપર અધિકાર મેળવ્યો છે.

બાઈ બોલ્યાં: ગુરુ કૃપાથી વર્ષો વીતાવ્યાં છે.

બાઈના બોલમાં, ચહેરા ઉપર અને એના પ્રભાવમાં તેજ ઝલકતું હતું, હું જરા અચકાતો હતો.

બાઈ બોલ્યાં: આપને જ મેં આવકાર આપીને આસન આપ્યું છે. ઇતર કોઈ ને હું આસન આપતી નથી.

મારો મનોભાવ સમજી જઈને બાઈએ મારો સંકોચ ટાળ્યો. તેમણે મને પ્રસાદ આપ્યો.

આ અદ્‌ભુત બંગાળી બાઈએ મને નવાઈમાં ડૂબાડનારી કેટલીક વિગત કહી. તેમની સાથે મારો પરિચય વધારે નિકટનો બની ગયો. એક શ્રીમંત કુટુંબની આ બાઈ, આટલે દૂર આવીને કેમ બેઠી છે, એ સમજાયા પછી મારી એક ગૂંચ ઊકેલાઈ-

★





સમન્વય કર્યો નથી. મહાત્માજીએ ધર્મદ્વારા રાજકારણને શુદ્ધ કર્યું. શુદ્ધ સાધ્ય માટે સાધન પણ શુદ્ધ હોવું જોઈએ એવો મહાત્માજીનો સિદ્ધાંત હતો, અને એનો એમણે આખું જીવન આગ્રહપૂર્વક અમલ કર્યો હતો.

આ દાવામાં કેટલું સત્ય છે, તે તપાસતા પહેલાં આપણે ધર્મ અને રાજકારણનો સબંધ તપાસીએ.

ધર્મનો સંબંધ શ્રદ્ધા સાથે છે, જ્યારે રાજકારણનો સત્તા સાથે. ધર્મનું નિવાસસ્થાન હૃદય છે, જ્યારે રાજકારણનું નિવાસસ્થાન બુદ્ધિ છે. ધર્મનો સબંધ પરલોક સાથે છે, જ્યારે રાજકારણનો તો આલોક સાથે છે. ધર્મ ઈશ્વરનું ક્ષેત્ર મનાય છે, જ્યારે રાજકારણ સેતાનનું.

આવાં બે પરસ્પર વિરોધી બળોને આ સંસારમાં કાયમ સાથે સાથે રહેવું પડે છે, એટલે તેઓ એક બીજા જોડે કેવી રીતે અથડાય છે, કેવી રીતે સમાધાન કરે છે, અને કેવી રીતે સમીકરણો રચે છે, તેની તપાસ ઐતિહાસિક દ્રષ્ટિએ અત્યંત રસપ્રદ થઈ પડે છે.

અગાઉ આપણે સંસ્કૃતિના ઉદય, મધ્યાહ્ન અને અસ્તને ક્રાન્તિ, ઉત્ક્રાન્તિ અને પ્રતિક્રાન્તિના કાળને નામે ઓળખાવી ગયા. એમાં ક્રાન્તિ અને પ્રતિક્રાન્તિના કાળ અશાંતિના કાળ. જ્યારે ઉત્ક્રાન્તિનો કાળ શાન્તિનો કાળ. આ ત્રણે કાળ દરમ્યાન ધર્મ પણ કાળને અનુરૂપ થાય છે. ક્રાન્તિ અને પ્રતિક્રાન્તિના કાળમાં ધર્મ આક્રમક બને છે જ્યારે ઉત્ક્રાન્તિના કાળમાં ધર્મ તદ્દન શાંત હોય છે. ક્રાન્તિ અને પ્રતિક્રાન્તિના કાળ દરમ્યાન ધર્મ કર્મ-પ્રધાન હોય છે. જ્યારે ઉત્ક્રાન્તિના કાળ દરમ્યાન એ વિચાર પ્રધાન હોય છે. અશાંતિના કાળમાં રાજકારણ ઉપર ધર્મનું વર્ચસ્વ હોય છે. જ્યારે શાંતિના કાળમાં ધર્મ ઉપર રાજકારણનું વર્ચસ્વ હોય છે.

આ સંસારમાં સર્વોપરી કોણ? રાજા કે ધર્મગુરૂ? એ સનાતન પ્રશ્નનો ઉત્તર કાળબળો ઉપર મુજબ આપે છે.

થોડાક દ્રષ્ટાંતો આપીને ઉપરનો સિદ્ધાંત સ્પષ્ટ કરીએ.

આર્ય સંસ્કૃતિની શરૂઆતમાં એ સંસ્કૃતિ આક્રમક અને પ્રચારક હોય છે. શ્રમણ સંસ્કૃતિના ક્રાન્તિકાળમાં અશોકની સરદારી હેઠળ એની પણ એ જ સ્થિતિ હોય છે.

આ દેશમાં ઈસ્લામની શરૂઆતમાં એની સરદારી મહમ્મદ ગઝની જેવા લૂંટારાઓ અને અલ્લાઉદ્દીન ખીલજી જેવા ખૂનીઓ પાસે હોય છે. ક્લાઈવથી કેનિંગ સુધીનો બ્રિટીશ સંસ્કૃતિનો ઇતિહાસ એટલે આ ની આ ધાર્મિક અને આર્થિક આક્રમણની વાર્તાનું પુનરાવર્તન.

હવે ઉત્ક્રાન્તિયુગો જોઈએ. કનિષ્ક, ચંદ્રગુપ્ત, અકબર, અને વિક્ટોરીઆનો શાસનકાળ એટલે ધાર્મિક શાંતિનો કાળ. ધર્મો અંદરો અંદર નથી લડતા, કે રાજ્ય જોડે નથી આથડતા. એમનો મુખ્ય પુરુષાર્થ ચિંતન અને સર્જન એ જ હોય છે. પણ જ્યાં રાજ્યસત્તા નબળી પડી કે તુર્ત જ કોઈ ને કોઈ બહાના હેઠળ એક ધર્મ બીજા ધર્મની સામે, અથવા તો રાજસત્તાની સામે પ્રતિક્રાન્તિના રૂપમાં શિંગડાં માંડે છે!

શંકરે જ્યારે પહેલી હિંદુ પ્રતિક્રાન્તિ શરૂ કરી ત્યારે ગુપ્તશાંતિનો અસ્ત થઈ ગયો હતો. શંકરને જ્ઞાન થઈ ગયું હતું કે ब्रह्म सत्य जगत मीथ्या। આવા પરમ જ્ઞાની પુરુષે આ ઝાંઝવાના જળ જેવા સંસારને છોડીને હિમાલયમાં વસવાને બદલે, અત્યંત કર્મપ્રધાન જીવન ગાળી, હિંદને ખૂણે ખૂણે ફરીને બૌદ્ધ ધર્મની જડ શા માટે ઉખાડી નાખી, અને હિંદને ચારે ખુણે ગાદીઓ સ્થાપવા જેવું ભૌતિક અને વ્યવહારૂ કામ શા માટે કર્યું એનો જવાબ એક જ હોઈ શકે અને તે કાળબળ.

બીજી હિંદુ પ્રતિક્રાન્તિની સરદારી હતી શિવાજીના હાથમાં. પણ એ જ શિવાજીએ જ્યારે પોતાનું



રાજ્ય રામદાસ સ્વામીની ઝોળીમાં નાખી દઈને, પાછળ પાછળ ભિક્ષાન્નં દેહિ । કરતા કરતા દેશવિદેશ ફરવાનું નક્કી કર્યું, ત્યારે એને એના એ સંકલ્પમાંથી રામદાસ સ્વામીએ પાછો વાળ્યો, અને એના રાજકારણને ધર્મને ભગવા રંગથી રંગીને એને ગોબ્રાહ્મણ-પ્રતિપાળ થવાનો આદેશ આપ્યો.

એ જ રીતે ઇસ્લામના ઉત્ક્રાંતિકાળમાં શીખધર્મ એ પંજાબના રાંક ખેડૂતોનો શાંત અને સુંવાળો ધર્મ હતો. અકબર જેવા વિદ્વાન રાજાઓ એને ઉત્તેજન અને આશ્રય આપતા હતા. પણ ઇસ્લામી સત્તાના અસ્ત સમયે ગુરૂ ગોવિંદસિંહે એ ધર્મને પાંચ "કકારો"* નો મારકણો ધર્મ બનાવી દીધો અને દિલ્હીના સિંહાસન સામે પોતાની કીરપાણ ઉગામી. જો બંદા બહાદુરને ગુરૂ ગોવિંદસિંહ ના મળ્યા હોત તો એનું એક શાંત સંન્યાસીમાંથી વીર યોદ્ધામાં કદી પરિવર્તન થાત નહીં.

આની આ ઘટનાનું ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિ વખતે પુનરાવર્તન થાય છે. મહાત્માજીની પચાસ વર્ષની ઉંમર સુધી ગાંધી ધર્મ એ એક શાંત, સૌમ્ય ને રાજભક્ત ધર્મ હોય છે. એ મહાત્માજીની સત્યાગ્રહની કલ્પનાને પૂરેપૂરો વફાદાર હોય છે. મહાત્માજીની સત્યાગ્રહની કલ્પના શું હતી?

"સત્યાગ્રહ સત્તા મેળવવા માટે હોય જ નહીં, સત્તાને શુદ્ધ રાખવાને માટે, સત્તાના સદુપયોગ કરાવવા માટે હોય. આપણે આજ સુધી જેટલે અંશે સત્તા મેળવવા સત્યાગ્રહ કર્યો છે, તેટલે અંશે ભૂલ્યા છીએ, અને એ ભૂલ સુધારવી જોઈએ; એમાં કશું પ્રાયશ્ચિત કરવાપણું નથી. કારણ એ તો માત્ર એક હથિયારનો જે કામ માટે ઉપયોગ નથી તે કામને માટે ઉપયોગ કર્યો. એ કરતા અટકીએ તો બસ. અહિંસાનો ઉપયોગ હિંસાને માટે ન જ થાય.

સત્યાગ્રહ અમુક વસ્તુ ઉપર કેન્દ્રિત કરવો જોઈએ એટલે સત્તા મેળવવા ઉપર નહીં. પણ તે તે વસ્તુ સિદ્ધ કરવા માટે હોય. × × × ×

આપણું તો એક સત્યાગ્રહદળ હોય, જે સત્તાને સરખી કરવાને માટે જ જીવતું હોય. જેને સત્તા લેવાનો વિચાર સરખો ન હોય."+

સત્યાગ્રહની મહાત્માજીની આ કલ્પના અને હિંદુ સંસ્કૃતિની સત્યાગ્રહની કલ્પના વચ્ચે કશો જ તફાવત નથી. પણ આ કલ્પના મુજબનું કામ તો માત્ર '૨૦ ની સાલ સુધી જ થયું છે.

પહેલું વિશ્વયુદ્ધ પૂરું થયું, બ્રિટીશ સંસ્કૃતિના બંધ ઢીલા થયા, એટલે તુર્ત જ શાંત સત્યાગ્રહે આક્રમક અસહકારનું વિરાટ સ્વરૂપ ધારણ કર્યું. અને અઈકાલ સુધીનો વફાદાર રાજભક્ત ગાંધીધર્મ અસહકાર યુગમાં હડહડતો રાજદ્રોહી ધર્મ બની ગયો.

આમ શાથી બન્યું? એનું કારણ પણ કાળબળ. પ્રતિક્રાન્તિનો કાળ એટલે ધાર્મિક રાજકારણનો કાળ. બંદા બહાદુરની પેઠે શ્રી. મશરૂવાળાને પણ ગાંધીજી ના મળ્યા હોત તો એ કર્મપ્રધાન રાજકારણમાં ઘસડાત નહીં. વડતાલને બદલે બોચાસણના મંદિરમાં કે શ્રી. નાથજીના ચરણોમાં ધર્મ સાધના કરતાં કરતાં એમણે પોતાનું જીવન પૂરું કર્યું હોત.

મહાત્માજીનું પચાસ વર્ષ સુધીનું જીવન સંત તુલસીદાસના જીવન સાથે સરખાવી શકાય એવું છે. મહાત્માજી કર્મયુગમાં જન્મ્યા હોવાથી એમનું અહીં સુધીનું જીવન મોટે ભાગે રાજકારણથી અલીપ્ત સેવાપરાયણ જીવન છે.

ઈ. સ. ૧૯૧૮માં મહાત્માજી મરણપથારીએ હતા. તે વખતે એ જો પોતાની પ્રતિજ્ઞામાં મક્કમ રહ્યા હોત, બકરીનું દૂધ ના લીધું હોત અને એમનું અવસાન નીપજ્યું હોત તો આપણા ઇતિહાસમાં એમનું સ્થાન મહાત્મા તુલસીદાસની સાથે જ હોત.

પણ વિધિએ કંઈક જુદું જ નીર્મ્યું હતું. ત્યાર પછીની એમની ત્રીસ વર્ષની તોફાની રાજકીય કારકીર્દીને પરિણામે ત્રીજી હિંદુ પ્રતિક્રાન્તિ સર્જાઈ.

* કીરપાણ, કચ્છો, કંગન, કેશ ને કંગી

+ મહાદેવભાઈની ડાયરી. પુસ્તક ત્રીજું. પાન

એની પાછળનાં પ્રેરક બળો કયાં ? હિંદુ સંસ્કૃતિને પોતાનો જે જીવનક્રમ પૂરો કરતાં હજારો વર્ષ લાગ્યાં, તે જ જીવનક્રમ મુસ્લિમ સંસ્કૃતિએ સેંકડો વર્ષોમાં અને બ્રિટીશ સંસ્કૃતિએ પંદરવીસ દસકામાં પૂરો કર્યો. એટલે જ એકના એક મહાત્માજી બ્રિટીશ સંસ્કૃતિના ઉત્ક્રાંતિયુગ અને પ્રતિક્રાન્તિયુગ એ બન્ને યુગોનો અસરકારક પડઘો પાડી શકયા. ઇતિહાસે એમને બ્રિટીશયુગ દરમ્યાન તુલસીદાસ અને શિવાજીએ બન્નેનો પાઠ એકી સાથે ભજવવાનું વિકટ કામ સોંપ્યું, જે કામ એમણે બહુ જ સફળતા પૂર્વક પાર પાડયું.

પોતાના જીવનનાં પહેલાં પચાસ વર્ષો દરમ્યાન એમણે ધર્મ દ્વારા પ્રાપ્ત કરેલી શક્તિને પછીના ત્રીસ વર્ષમાં રાજકારણ દ્વારા વેડફી મારી !

હવે ક્ષણભર એમ માની લો કે બ્રિટીશ સંસ્કૃતિ મુસ્લિમ સંસ્કૃતિ જેવી દીર્ઘાયુષી સંસ્કૃતિ હોત તો શું પરિણામ આવત ?

મહાત્માજી અલ્પાયુષી હોત કે બ્રિટીશ સંસ્કૃતિ દીર્ઘાયુષી હોત એ એમાંથી ગમે તે એક વિકલ્પ હોત, તો પણ પરિણામ એકનું એક આવત. સંત ગાંધી સફળ થાત, રાજપુરુષ ગાંધી નિષ્ફળ જાત. એ સંજોગોમાં મહાત્માજીની મુત્સદ્દીગીરીનો અને વહીવટી શક્તિઓનો ઉપયોગ પોતાના ધર્મનું સંગઠન કરવામાં અને એને સારી રીતે સ્થિર કરવામાં થાત. અને ન કરે ને નારાયણ, એમણે કદાચ રાજકારણમાં ઝંપલાવ્યું હોત તો એમની રાજકીય પ્રવૃત્તિ પ્રજાકીય ટેકાને અભાવે સદંતર નિષ્ફળ જાત. એનાથી કદી રાજ્યપલટો થાત નહિ.

ધર્મ અને રાજકારણનો આ સબંધ જોઈ લીધા પછી આપણે મહાત્માજીના અનુયાયીઓ એમને વિષે જે દાવાઓ કરે છે તેની તથ્યાતથ્યતા તપાસીએ.

## ગાંધી રાજકારણ એટલે સાધન અને સાધ્યની શુદ્ધિ ?

મહાત્માજીના અનુયાયીઓ કહે છે કે એમની પહેલાં કોઈએ ધર્મ અને રાજકારણનો સમન્વય કર્યો નથી. આ દાવામાં કંઈ સત્ય છે ખરું ?

આ સંસાર શરૂ થયો, ત્યારથી જે સેંકડો મહાપુરુષો થઈ ગયા, એમાંથી અનેકને ઇશ્વરે ધાર્મિક અને રાજકીય એ બન્ને પ્રકારની શક્તિઓ બક્ષી હતી. જેમને જેમને આ બન્ને પ્રકારની શક્તિઓ મળી હતી તે સૌએ ધર્મ અને રાજકારણનો સમન્વય કર્યો હતો. આપણા દેશમાં રામ, કૃષ્ણ, જનક, અશોક, ભીષ્મ ઔરંગઝેબ, શિવાજી, અહલ્યાબાઈ હોલ્કર વગેરે અનેક મહાપુરુષોએ અને મહાન સ્ત્રીઓએ ધર્મ અને રાજકારણનો સમન્વય કર્યો હતો. ગુલામ વંશનો સંત સુલતાન નાસીરુદ્દીન મહાત્માજીની ટ્રસ્ટીશીપની ભાવનાનો જીવતો જાગતો નમુનો હતો. પોતે આખા ઉત્તર હિંદનો માલિક હોવા છતાં પોતાનું અંગત ખર્ચ એ કુરાન લખીને કાઢતો, અને પોતાને રાજ્યની ધન સંપત્તિનો રખેવાળ સમજતો હતો. એ જ રીતે પશ્ચિમના દેશોમાં ક્રોમવેલ, વૉશિંગ્ટન, જૉન ઑફ આર્ક લીકંન, લેનિન અને મસારીક પોતાના રાજવહીવટમાં ધર્મ અને રાજકારણનો ઓછાવત્તા અંશે સમન્વય કર્યો હતો.

હવે સાધન અને સાધ્યની શુદ્ધિનો પ્રશ્ન લઈએ. સામાન્ય રીતે એમ કહેવામાં આવે છે કે, આપણી સ્વરાજયાત્રાનો હેતુ શુદ્ધ હતો. હિંદ સ્વાતંત્ર્ય અને વિશ્વશાંતિ. તેમજ એના સાધનો પણ શુદ્ધ હતાં. સત્ય અને અહિંસા.

આ સિદ્ધાંતના સ્પષ્ટીકરણ માટે ગાંધીયન રાજકારણની કૉમ્યુનિસ્ટ રાજકારણ સાથે સરખામણી કરવામાં આવે છે. બન્નેનો હેતુ શુદ્ધ છે, પણ કૉમ્યુનિસ્ટોનાં સાધનો અશુદ્ધ છે. જ્યારે ગાંધીજીના અનુયાયીઓ સત્ય, અહિંસા, સેવા ને દેશપ્રેમનો આશ્રય લે છે, ત્યારે માર્ક્સના અનુયાયીઓ જૂઠાણું, છળકપટ, ખૂન, હિંસા, ત્રાસ અને દેશદ્રોહનો આશ્રય લે છે. એટલા માટે જ ગાંધીવાદ સારો છે, અને સામ્યવાદ

[ અનુસંધાન માટે જુઓ પાનું ૫૭ ]

# કાળનો ચકરાવો

વજલાલ ત્રિવેદી

શાંતિનિકેતનના વિદ્વાન અધ્યાપક ક્ષિતિમોહન સેનના વ્યાખ્યાનમાંથી ચૌદ વરસ પહેલાં લેખકે ટાંકેલા આ વિદ્વત્તાભર્યા વિચારો આજે પણ એટલા જ તાજા અને મુમુક્ષુઓને માટે ચિંતનીય લાગે તેવા છે. ક્ષિતિબાબુના સ્વમુખેથી બોલાયેલ આ આખી વિચારસરણી વિચારપૂર્વક નોંધાયેલ હોવાથી જ એની મૂલ્યવત્તા ઘણી બધી વધે છે.

મૃત્યુ વિષેની કલ્પનાઓ અને એના વિષેની ફિલસૂફીઓ જુદી જુદી રીતે આપણા વિદ્વાન પંડિતોએ અનેક સ્વરૂપોમાં વર્ણવી અને ઘટાવી છે. જેવી કે, મૃત્યુ એ શું છે? મૃત્યુથી માનવજીવનમાં ભય કેમ પેદા થાય છે? મૃત્યુ પછીની કલ્પનાઓ શું છે? વિગેરે, વિગેરે. ઘણા લેખકોએ આપણને મૃત્યુ વિષે કંઈક વધારે વિચાર કરતા કર્યા છે. આમ છતાં પણ મૃત્યુ જ્યારે દરેકની નીકટમાં આવીને આખરી સ્વરૂપના દર્શન આપે છે, ત્યારે તે કોઈ પણ વ્યક્તિ તે સમયે પોતાના જીવનનું બધું મહત્વ, અને વિદ્વત્તા ભૂલી બહાવરા જેવી બની જાય છે. પછી એ ભલે રંક હો કે રાજા હો પણ મૃત્યુના ભયંકર તાંડવથી દરેકનો આત્મ મૂંજવાનો જ.

બ્રહ્માંડની સાર્વભૌમ સત્તાના હાકેમના આદેશથી, માનવદેહ નામ આ પંચમહાભૂતથી રચાએલા સામ્રાજ્યમાં સત્તા ભોગવનાર એક વડા સત્તાધીશની નીમણુંક કરવામાં આવે છે. જેને આપણે આત્મા કહીએ છીએ. આ વડા સત્તાધીશને સામ્રાજ્યમાં પોતાની હકુમત ચલાવવા માટે અમુક વર્ષોની મહેનત આપવામાં આવે છે, અને ત્યારબાદ મહેનત પૂરી થતાં બ્રહ્માંડના હાકેમનું સત્તાવાર આમંત્રણ આવે છે. જ્યાં તેની રૂબરૂ ખડું થવું પડે છે. એને આપણે મૃત્યુ કહીએ છીએ.

પંચમહાભૂતથી રચાએલા આ માનવદેહ રૂપી સામ્રાજ્યનો વડો સત્તાધીશ, સામ્રાજ્યના દરેકે દરેક નાના રાજ્યો ઉપર કાબુ ધરાવે છે. છતાં પણ તેના હાથ નીચે બીજા ઘણા નાના મોટા અમલદારોની નીમણુંક વડા સત્તાધીશ (આત્મા) તરફથી કરવામાં આવે છે. વડા સત્તાધીશની નીચે વ્યવસ્થિત કામ કરનાર એક ગૃહસચીવ બુદ્ધિ હોય છે. આખા રાજ્યની વ્યવસ્થા આપણા આ ગૃહસચીવ (બુદ્ધિ)ના હાથમાં સોંપવામાં આવેલી હોય છે.

માનવદેહ રૂપી સામ્રાજ્યનો વડો પ્રધાન (આત્મા) પોતાનો રાજ્યવહીવટ બરાબર નથી કરી શકતો હોતો, રાજકર્તા તરીકેની કારકીર્દિ હલકી કરી નાખી હોવાથી, તેને ઘણીવાર અચાનક પણ બ્રહ્માંડના હાકેમનું તેડું આવે છે. અને સત્તા ઉપરથી પદભ્રષ્ટ પણ કરવામાં આવે છે.

અકાળે વૃદ્ધત્વ પામી મરી ગએલો આપણે જેને કહીએ છીએ તે માનવદેહની કાંતિ, શક્તિ, અને બીજા બધા અવયવો એટલા તો ક્ષીણ થઈ ગએલા હોય છે કે, દેહમાં પ્રવેશેલા દરેક રોગો (દુશ્મનો)ને હઠાવવાની શક્તિ રહી હોતી નથી એટલે ન છુટકે પંચમહાભૂતના માનવદેહમાંથી આત્માને સત્તા છોડી ચાલ્યા જવું પડે છે.

આવી રીતે ઘણા વર્ષો સુધી માનવદેહમાં સત્તા ભોગવ્યા પછી બ્રહ્માંડના હાકેમની નોટિસથી તેની સમક્ષ ખડા થવું પડે છે. જ્યાં તેણે વર્ષો સુધી ભોગવેલા અમલનો સારોયે હિસાબ આપવો પડે છે. આ આખી હકીકત સાંભળ્યા પછી પદભ્રષ્ટ થએલા સત્તાધીશ (આત્મા)ને તેના કરેલા રાજ્યના અમલ ઉપર આધાર રાખી ફરી નિમણુંક કરવામાં આવે છે, જેને આપણે મૃત્યુ પછી આત્માને ગત જન્મના કરેલા કર્મ અનુસાર પછીના જન્મે આત્માની ઉન્નતિ કે પડતી સમજીએ છીએ. આપણા શાસ્ત્રો કહે છે કે, ગત જન્મે કરેલા સુકર્મથી આત્મા પછીના જન્મે ઉત્તમ દેહમાં પ્રવેશી ગત જન્મનું અધૂરું રહેલું કાર્ય ફરી પૂરું કરવા પ્રેરાય છે. કુકર્મ કર્યું હોય છે તો હલકા દેહની કોટીમાં પ્રવેશ કરવો પડે છે. આવી આપણી પ્રાચીન માન્યતા છે.

વર્ષો સુધી એક રાજ્યમાં સત્તા ભોગવ્યા પછી જ્યારે પદભ્રષ્ટ થવાનો સમય આવે ત્યારે એ સત્તાધીશને કેટલું સહન કરવું પડતું હશે? એના દિલની વ્યથા આપણાથી નહિ કલ્પી શકાય, સત્તાનો મદ અને એ અધિકાર છોડવા કાંઈ કોઈને ગમતાં હશે? એવી જ રીતે આ પંચમહાભૂતના નશ્વર દેહને છોડતાં આત્માને શું નહિ થતું હોય? પણ બ્રહ્માંડના હાકેમના તેડાંનો કાંઈ થોડો અસ્વીકાર થાય એમ છે? રાજી અથવા કરાજીએ પણ આમ નીકળવું જ પડે છે.

માનવદેહરૂપી સામ્રાજ્યના પ્રલય (મૃત્યુ) સમયે, વડા સત્તાધીશ આત્માને પ્રલયના મહાન ઝંઝાવાત સામે મહાભીષણ ટક્કર ઝીલવી પડે છે, હજારો અને લાખો રક્તવાહિનીઓનાં પુર પ્રચંડ હીલોળે ચઢે છે. જાણે કે સાગરનાં પ્રચંડ મોજાં ગગનને છોળો ઉડાડતા હોય એવો ભાસ કરાવે છે. દેહમાં રહેલો અગ્નિ પણ ઘડીભરને માટે જાણે પોતાની કાળજ્વાળાથી પ્રજ્વલતો કાલ નૃત્ય કરતો હોય છે. વાયુદેવના કારમા સુસવાટાથી હૃદયરૂપી સિંહાસન ઉપર બેસનાર ગૃહસચીવ (બુદ્ધિ) પણ આ વખતે પોતાની સમતોલતા ગુમાવી બેસતો માલમ પડે છે.

ઘડી ભર તો જાણે આખા દેહરૂપી સામ્રાજ્ય ઉપર ચારે તરફથી હાથ, પગ, તથા દરેકે દરેક અવયવોના સખત ધ્રુજારા અને આંચકાઓ તથા અંદરથી નીકળતા ઉબકાના ઊભરાઓ, જાણે ભૂકંપ અને ભૂગર્ભમાંથી નીકળતા લાવારસનો હુબહુ ચિતાર ખડો કરે છે.

મહાપ્રલયનું આ તોફાન ઓછો વત્તો સમય રહે છે, તે દરમ્યાન સામ્રાજ્યની એક પછી એક ઈમારતો પ્રલયમાં લીન થાય છે, પંચમહાભૂતના જીર્ણ થઈ ગએલા અવશેષો દરેક મુખ તત્વોમાં લીન થતાં તેમાંથી અલીપ્ત થઈ બ્રહ્માંડના હાકેમ પાસે ખડો થાય છે.

મૃત્યુરૂપી પ્રલય એકલા માનવોને માથે નથી પરંતુ સારાયે બ્રહ્માંડમાં અસ્તીત્વ ધરાવતી નાનામાં નાની વસ્તુઓથી માંડી મોટામાં મોટા અનેક વિશ્વો અને સૂર્યમંડળો તથા ગ્રહોને પણ પોતાના પંજામાં ઝડપી લે છે. આને આપણે અતિપ્રલય કહીએ છીએ. અતિપ્રલયની તો માત્ર આપણી કલ્પના હોય તો પણ ના નહિ. કારણકે આવા અતિપ્રલયો કોઈએ જોઈ ને એને વિષે લખ્યું હોય કે વર્ણન કર્યું હોય એ અસંભવિત છે તેમજ આપણે પણ આવા અતિપ્રલય જોવું એ પણ બનવું મુશ્કેલ છે. કદાચ એમ સંભવી શકે કે માનવ જીવનના મૃત્યુની કલ્પનાએ એ અતિપ્રલયની કલ્પનાને વેગ મળ્યો હોય કારણ કે આપણા માનવોના મૃત્યુઓ અને કોઈ કોઈ કાળે થતા ધરતીકંપો અને ઉલ્કાપાતો આપણી દૃષ્ટિમાં બનતા આપણે જોઈએ છીએ. જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ બનવું સંભવિત છે. આને માટે આપણે બહુ કલ્પના કરવાની જ હોતી. નથી. માત્ર અતિપ્રલય વિષેની મહાન ફિલસૂફી વિદ્વાનોની સમજણમાં માનવજીવનમાં મૃત્યુની કલ્પનાએ અને કોઈ કોઈ વાર સૃષ્ટિ ઉપર થતા ઉલ્કાપાતોથી આવી હોય એમ માનવાનું કારણ આપણને મળે છે.

બહુ જ કલ્પનાઓમાં ઊંડા ઉતરવા કરતા સાદુ અને સીધું એટલું જ કે આપણા પંચમહાભૂતના દેહનો જ્યારે પ્રલય થવાનો સંભવ લાગે ત્યારે આપણે જ એવી કલ્પના કરવી કે હવે અતિપલય થવા આવ્યો છે.

કહત કબીરા સુનો ભાઈ સાધુ, આપ મુવા પીછે ડુબ ગઈ દુનિયા—પછી ક્યાં આપણે વિશ્વની કોઈ પણ વસ્તુ આપણે જોઈ શકવાના છીએ।

મૃત્યુને માનવ જીવનની મહાનિદ્રા પણ કહી શકીએ: સૂર્યાસ્ત અને નિશાની સંધિની શરૂઆતથી જેમ દરેક માનવ આત્મા દૈનિક નિદ્રા અનુભવે છે તેમ દૈવયોગે કાલાન્તરે જીવનની એક શાંત સંધ્યા અને નિશાની સંધિમાં દરેક માનવ આત્મા મહાનિદ્રામાં લીન થશે. આ મહાનિદ્રા પછી ઉષાના રંગબેરંગી દૃષ્યોના દર્શન એને દુર્લભ હશે. સૂર્ય અસ્ત થતાં સંધ્યાના અવશેષો જેમ ઘડી બે ઘડીમાં રાત્રિમાં ઓગળતાં માલમ પડે છે તેમ તેમ જીવનની વૃદ્ધાવસ્થાએ, પોતાની રહીસહી શક્તિઓ મહાનિદ્રામાં પરિણમતી જોતા જોતા એક અકલ્પનીય અને દયામણી પળે પોતાના પંચમહાભૂતના નશ્વર દેહને ત્યજી જીવનરાત્રિના ગાઢ અંધકારના પડદામાં લીન થશે.



દિવસ પિતા—અને માતા રાત્રિ.

આખા દિવસના શ્રમથી થાકેલો માનવ રાત્રિએ આરામ લેવા નિદ્રાધીન થાય છે તેમ જીવન રૂપી દિવસના વર્ષોના પરિશ્રમથી થાકેલો માનવ છેવટે મૃત્યુરૂપી મહારાત્રિમાતાના ખોળામાં અંધારપછેડો ઓઢી અનંત નિદ્રા અનુભવે છે.

દિવસ, પછી રાત્રિ અને રાત્રિ પછી દિવસ જેમ અનુક્રમે થયા જ કરે છે. એમ માનવ આત્માઓ પોતાના કાર્યોમાં પ્રેરાઈ આગલા દિવસનું અધૂરૂં રહેલું કાર્ય બીજે દિવસે શરૂ કરી પુનઃ એ ક્રમ પ્રમાણે પૂરૂં કરે છે તેવી જ રીતે મૃત્યુરૂપી મહારાત્રિ માતાની ગોદમાં જાગ્રત થઈ દિવસરૂપી પિતાના આશ્રયે કો નૂતન દેહમાં પ્રવેશી આત્મા ગતજન્મનાં અધૂરાં રહેલાં કાર્યો ફરી શરૂ કરતો કરતો એવી રીતે જીવનરૂપી દિવસો અને મૃત્યુરૂપી મહારાત્રીઓ વિતાવતો પોતાનું મહા કાર્ય સમેટી કો કાળે બ્રહ્મસ્વરૂપમાં લીન થાય છે. જ્યાંથી એને આવી મહારાત્રિઓ અને દિવસોના ચકરાવાના ફેરાવાનાં દર્શનની અપેક્ષા થતી જ નથી, કારણ કે એણે ઘણા મૃત્યુ અને જન્મોની સાધના-ઓથી પોતાનું કાર્ય ફળીભૂત કરી એ દિવ્ય ગાન પામ્યો હોય છે. તેથી, આવી દિવ્ય ગતિ એક વખત દરેક આત્માની હોય છે પણ તે દરેકની સાધના ઉપર આધાર રાખે છે. મૃત્યુની ભીતિ શા માટે?

મૃત્યુની ભીતિનો અલબત સોએ નવાણું ટકા માનવ જીવનમાં રહેલી હોય છે, ભીતિ વગરના આત્માઓ તો અપવાદ રૂપે જ હોય છે. આપણા જેવા સામાન્ય માનવીને તો મૃત્યુની ભીતિ રહેવાની જ. કારણ જ્યાં સુધી આપણે મૃત્યુને ઓળખવા પ્રયત્ન કર્યો નથી, જીવન અને મૃત્યુ, આત્મા અને દેહ એ શું છે એ જાણવા વિચારોનું મંથન કર્યું નથી, જીવનમાં જીવી સુકાર્યો કરી પરાર્થે જીવનને જ્યાં સુધી ઘસવા પ્રયત્ન કર્યો નથી ત્યાં સુધી તો આપણા જેવા સામાન્ય માનવીઓ મૃત્યુથી ભીતિ તો પામ-વાના જ. મૃત્યુની ભીતિનું કારણ તો આખી જિંદગી તદ્દન સ્વાર્થી રીતે મહા અપંચો ખેલી પોતાનું જીવન ગડમથલોમાં ગાળતો હોય એ છે. આખરે જીવનની એક લાલ સંધ્યાએ મૃત્યુના વિકાળ સ્વરૂપના દર્શન જુદા જુદા સ્વરૂપોમાં થતાં હોવા જોઈએ. પુષ્પનું ખીલવું અને કરમાવું જેટલું સ્વાભાવિક છે તેટલું જ માનવનું જીવન અને મરણ સ્વાભાવિક છે.

માણસે પોતાના જીવન દરમ્યાન એવી સાધના અને કાર્ય તો કરવાં જ જોઈએ જેથી તેનો આત્મા આ જગતમાં પ્રકાશ ફેંકી અદૃશ્ય થાય છતાં પણ તેના આંતરિક પ્રેરણામય પ્રકાશથી બીજા માનવ આત્માઓને લાભ મળે. આવા આત્માઓ તો મૃત્યુની સામે ઝઝૂમતા હોય છે, અને કો કાળે તેને ભેટવા પણ સામે જ જતા હોય છે.—તેઓ ઘણા વિચારો અને અભ્યાસના મંથનો પછીથી જાણતા જ હોય છે કે માનવ જીવન એ તો વૃક્ષના પાન ઉપર ચોંટેલા ઝાકળ બિંદુ સમાન જ હોય છે. કોઈ એવી તુફાની વાવાઝોડાની પળો એ પાન ઉપર ચોંટેલા બિંદુને હતું નહતું કરી નાખશે, છતાં પણ એ ઝાકળબિંદુ ભગવાન સૂર્યના કિરણોને સામો જવાબ તો આપવાનું જ. ઘડીભર તો જાણે પ્રાતઃકાળના સૂર્યના ઊગતા કિરણોની સામે ઝાકળ બિંદુ પોતાના આંતર પ્રકાશના કિરણોથી મહાલતું હોય એમ મગરૂબ થઈ પોતે પણ પ્રકાશ ફેંકે છે. જેટલી વૃક્ષના પાન ઉપર ચોંટેલા બિંદુની અમરતા તેટલી જ માનવ જીવનની અમરતા.

ભલેને જીવન ઘટે અને મૃત્યુ વહેલું આવે. એની ઉપરથી માનવ જીવનની કિંમતની આંકણી થતી નથી. માનવજીવનની આંકણીનાં મૂલ તો ટૂંક જીવનમાં જીવી જાણી જગતને કંઈક નવીન પ્રકાશ આપ્યો છે એવા આત્મામાં અંકાય છે. એવા આત્માને મૃત્યુની ભીતિ શી? ફૂલ તો ખીલે છે જગતમાં પોતાની ફોરમ પ્રસારવા. સમજે છે કે ઘડીમાં છોડ ઉપરથી ખરી પડી એ ધુળમાં રગદોળાઈશ. તેથી કરીને શું એ જગતને સુગંધ નહિ આપે? એવું તો એના સ્વાભાવમાં જ હોતું નથી. ત્યારે જ એ એટલું પવિત્ર છે અને એનાથી દેવોનું પૂજન થાય છે. કેમ ધોરના ફૂલથી દેવોનું પૂજન થતું નથી?

મૃત્યુની ભીતિનું જુદું એક કારણ તો એ છે કે માનવ મૃત્યુની ભીતિથી જ મૃત્યુની વધારે નજીક હડસેલાય છે. બાકી ઉપર વર્ણવેલો શ્રદ્ધાવાન માનવ આત્મા મૃત્યુની સામે થતો છતાં દીર્ઘાયુષી બને છે. પિતામહ ભીષ્મ એ મૃત્યુંજયી કહેવાતા. તેમણે પોતાની ઇચ્છા પ્રમાણે મૃત્યુને સ્વીકાર્યું હતું. કહેવાય છે કે જ્યારે મૃત્યુના પાર્ષદો એમની સમક્ષ એમને તેડવા આવ્યા. ત્યારે તેઓ પોતાનું અવશેષ રહેલું જીવન બાણુ શૈયા પર સુઇ વિતાવતા હતા, મૃત્યુના પાર્ષદોએ એમને તેડવા આવ્યા છે એવી સૂચના કરી ત્યારે ભિષ્મપિતામહે એ સૂચના સ્વીકારી નહિ, અને કહ્યું કે સૂર્ય જ્યારે ઉત્તરાયણુના થશે ત્યારે હું મારી જાતે જ આવીશ. આથી મૃત્યુના પાર્ષદો ન છુટકે ચાલ્યા ગયા હતા. કહેવાની મતલબ એ છે કે માનવ આત્મા આટલી હદ સુધી પણ પ્રગતિ કરી શકે છે. અને મૃત્યુની સામે પણ ટકી શકે છે. અત્યારે તો મૃત્યુ જ અચાનક કોણુ જાણે ક્યારે ઊચકી જાય છે તેની આપણા જેવાને તો ખબર જ હોતી નથી એટલી જ આપણા આત્માની હીનતા. આમ છતાં પણ અખિલ વિશ્વનો દરેક માનવ આત્મા કાળચક્રના ફેરામાં જીવનરૂપી દિવસ અને મૃત્યુરૂપી મહારાત્રીઓ વટાવતો મુસાફરી કરતો જ હોય છે. દરેકની મુસાફરીમાં ભીન્નતા હોય છે. કેટલાકનાં જીવન સફળ બાદશાહી રીતે મુલાયમ રેશમના ગાલીચા પાથરેલી ગાદીઓમાં ઠંડે કલેજે સહેલગાહ કરીને તો કોઈની સફર ઇશ્વિરે આપેલા પોતાના બે પગ ઉપર ભટકીને ફકીરીમય હોય છે. બાદશાહી અને ફકીરી આ બંને સફરોમાં કેટલું અંતર ? જીવનની આવી મુસાફરીઓ જન્મો અને મૃત્યુઓ વિતાવતો આત્મા કયે સ્થળે પહોંચવા મથતો હશે? શું મૃત્યુ ને જ? ના ના આવા મૃત્યુ અને જન્મો તો અનેક વટાવતો હોય છે. ત્યારે ક્યાં ?

જ્યાં જીવનરૂપી દિવસ અને મૃત્યુરૂપી મહારાત્રીઓના ચકાવા ન દેખાતા હોય એવા અખંડ શાંત સ્થળોમાં જઈ બ્રહ્મરૂપ શાંતિમાં લીન થવા.

★

## કાળ

કાળ તો ચક્રના જેવો ગોળગોળ ફર્યા કરે;
દંષ્ટ્રામાં નિજની સૌને પીસતો ભરખ્યા કરે !

કાળ તો નદના જેવો એકધારો વહ્યા કરે;
બુદ્‌બુદો કૈં ઊઠે ફૂટે, ચિન્તા ના લેશ એ કરે !

કાળ તો સર્પના જેવો વિલક્ષણુ ગતિ કરે;
દંશ દેતો વધે આગે રુંધી ના માર્ગ કો શકે !

કાળ તો ગર્ભિણી સ્રીશો, ક્યારે, કેવુંક જન્મશે
શિશુ, એની અપેક્ષાથી માનવીમન કોરતો !

જશભાઈ કા. પટેલ

## મૌન બોલે છે

ઝુકાવી હાર સામે શિર વિજયનું મૌન બોલે છે;
જરા ઇતિહાસ ! ચુપ થઈ જા, સમયનું મૌન બોલે છે!

કહો ઘોંઘાટને જગના જરી શાંતિથી સાંભળવા;
ઘણું સમજ્યા પછી આજે હૃદયનું મૌન બોલે છે !

અધર ફરક્યા, નયન ચમક્યાં, મુખે છાઈ ગઈ લાલી,
અમે બોલી નથી શકતાં—ઉભયનું મૌન બોલે છે !

હજી સંભાળ તારી નાવને મઝધાર જાનારા !
છે સાગર ચુપ, છતાં ભાવિ પ્રલયનું મૌન બોલે છે !

શેખાદમ આબુવાલા

## ઘરવાસી ચકલી

મારા અવલોકનમાં કુટુમ્બી જેવી ચકલીની રીતભાતમાં એવું આવ્યું છે કે કોઈ અકસ્માતથી તેનો નર ચકલો મરી ગયો હોય તો એ ચાર દિવસ તો પેલી માદા પોતાના નરની શોધ ચલાવે છે—પણ જ્યારે બીજા માદા વગરના ચકલાઓને ખબર પડી જાય કે, આ માદાને નર નથી લાગતો ત્યારે બે ત્રણ ચકલા પેલી ચકલી પાછળ પડે છે. અને જ્યાં તે બેસે ત્યાં નાચીને સંવનન શરૂ કરી દે પણ જો શરૂઆતમાં છૂટ લઈ જો કોઈ ચકલો પાસે આવે તો પેલી ચકલી પોતાની ચાંચથી એવી ચીમટી ભરે અથવા નાચતાં નાચે ઢળી પડેલી પાંખ પકડીને પેલા નરને 'ચીંચી' કરાવી દે છે. છતાં તે તો માદા એટલે નમતું આપ્યા વિના ચાલે નહિ અને તેની જોડી બંધાઈ જાય છે.

## પૂર્ણ નિરીક્ષણ જોઈએ

કેટલાંક પક્ષીઓમાં પ્રજનનઋતુ પહેલાં રંગ બદલવાનો રિવાજ છે. ખાસ કરીને આ રંગનો ફેરફાર માત્ર નરોમાં જ થાય છે. આ વખતના રંગફેરને આપણે વિવાહનો પોષાક કહીએ તો ખોટું નથી. આવા રંગફેર કરવાવાળાં પક્ષીઓ ટોળે વળી વસતાં હોય ત્યારે તેઓ પોતાની હરસાલની સહચરી સાથે કુટુમ્બ જીવન ભોગવે છે કે દરેક પ્રજનનમાં નવી જ માદાની પસંદગી થાય છે તે મારા અવલોકન બહાર છે.

## નફ્ફટ મોર–મુરઘા

બહુપત્નીમાં માનવાવાળાં નરો જંગલી મુરઘાં અને મોર, એક જંગલી મુરઘો ચાર છ માદા સાથે ફરતાં જંગલમાં દેખાય છે. આવાં પક્ષીઓમાં માદા ઈંડાં મૂકવાને સમયે અલગ પડી પોતાની મનપસંદ જગ્યાની પસંદગી કરી ઈંડા મૂકી, સેવી, બચ્ચાં કાઢી પોતાના જીવના જોખમે તેઓનું રક્ષણ કરે છે. તેમાં મુરઘો પોતાને સાથ આપતો હોય એવું મારા જોવામાં આવ્યું નથી. છતાં કેટલાક વિશારદો એમ કહે છે કે મુરઘો પણ સાથે ક્યારેક જોવામાં આવે છે. એવી રીતે મોર પણ પોતાના શીરે કોઈપણ જાતની કૌટુંબિક ઉપાધિ રાખતો નથી.

> માનવસમાજ જેટલું જ પંખીકુળ એક સમાજ સ્થાપીને રહે છે. એમાં પણ માનવસહજ મંથનો જાગે છે. માનવથી દૂર દૂર રહેવા છતાં એ માનવીમાંથી ઘણું શીખે–મેળવે છે. આપણે એ પંખી–ગણમાંથી શીખવાનું કાંઈ ઓછું નથી!—અને તો પણ આપણે આપણી જાતને સર્વશ્રેષ્ઠમાં ખપાવીએ છીએ!

ગુજરાતમાં જંગલી મુરઘા આબુ અને દાંતામાં થાય છે. આ પક્ષીઓ નીલપર્ણી ડુંગરા અને સમભૂમિ બન્ને ઉપર વસે છે. પણ બન્ને જગ્યા કરતાં તેઓની પસંદગી ડુંગરાળ પ્રદેશ ઉપર વધારે ઊતરે છે. સ્વભાવે બહુ ભીરુ છે અને જ્યારે સવાર સાંજ ખુલ્લી જગ્યાઓમાં ચરવા નીકળે ત્યારે પોતાના આશરાથી બહુ દૂર ફરતાં માલૂમ પડતાં નથી અને જરા પણ વહેમ આવી જાય કે તરત ગરદન લાંબી કરી પૂંછડી સીધી કરી એકદમ ભાગીને સંતાઈ જાય છે. આ બધું તો જ્યાં તેના શિકારની છૂટ આપવામાં આવતી હોય છે ત્યાં છે. પણ જ્યાં આવા શિકારની બંધી છે ત્યાં તેઓ જરા ય ભડકીને ભાગતાં નથી.

જંગલી મુરઘાનો ખોરાક દાણા, કૂંપળો અને ગંધારી મથા બોરડીનાં બોર છે કે જે જમીન ઉપર પડ્યાં હોય. એ સિવાય ઉધાઈ અને બીજી જીવાત પણ તેઓ હોંશે હોંશે ખાય છે. જંગલી રાખોડી મુરઘાનો અવાજ આપણા ગામના મુરઘા કરતાં જુદો છે. જે "કૂકડે કૂક્" ને બદલે "કક્ હક્ હક્ કક્" બોલે જે ઉનાળાની સવારના વહેલા આબુમાં ફરતાં અચૂક સાંભળવામાં આવે છે. એ પ્રમાણે સાંજના પણ બશીરા વખતે તેઓ બોલે છે. આ અવાજ કરતી વખતે મુરઘો કાં તો કોઈ રાફડા કે પથ્થર કે સૂકા થડ અથવા વૃક્ષ ઉપર બેસે છે જે વખતે તે પોતાની બન્ને પાંખો ફફડાવે છે અને વારા ફરતી એટલામાં વસતો દરેક મુરઘો એકબીજાને જવાબ આપે છે.





જંગલી મુરઘાની લંબાઈ ચોવીશથી અઠ્ઠાવીશ ઈન્ચની હોય છે. જેમાં તેની દશથી ચૌદ ઈન્ચની પૂંછડીનો સમાવેશ થઈ જાય છે. જ્યારે મુરઘીની લંબાઈ સોળ ઈન્ચની હોય છે. સામાન્ય રીતે જોઈએ તો મુરઘાનો રંગ રાખોડી લીટીઓવાળો અને પૂંછડી ચળકતા કાળા રંગની લાગે છે. જેનો આકાર દાતરડા જેવો છે. અને માદા ઉપરથી કથ્થાઈ અને પેટાળમાં સફેદ રંગ ઉપર કાળાશ પડતા લાંબા ચાપાવાળી હોય છે.

આ મુરઘાનો પ્રજનન કાળ વરસાદ ઉપર વધારે આધાર રાખે છે જેથી વધારે ભાગના માળા ઑક્ટોબર નવેમ્બરમાં દેખાય છે. પણ સાધારણરીતે ફેબ્રુઆરીથી મે માસ ગણાય છે. માદા કાં તો નાનો ખાડો શોધી તેમાં થોડાં પાંદડાં, તીરખાં અને એવો કચરો ગોઠવી લે અથવા પોતે ખોતરીને પોતાને અનુકૂળ જગ્યા બનાવી તેમાં માળો ગોઠવીને ત્રણથી પાંચ ઈંડાં સાધારણરીતે લંબગોળ જાડો અને ચળકતી ઝાંખા પીળા કે રતાશ પડતા રંગના કોટલાવાળા મૂકે છે.

### બહુપતિમાં રસ લેનાર માદા

પક્ષી સમાજમાં બહુપતિની સેવા કરવાવાળી પક્ષીઓની માદાઓ છે. આનો આપણને સચોટ દાખલો આપણે ત્યાં આવતું સ્થાનિક યાયાવર પક્ષી ટીલોર ( Likh અથવા Floricen ) આપે છે આ પક્ષીઓ વરસાદની સાથે આવે છે અને પ્રજનન કરી ચાલ્યાં જાય છે. ટીલોરના નરની એક ખાસ વિશિષ્ટ ખાસીયત છે કે તે પોતાની હદ બાંધી વસે છે. તેનું રહેવાનું ઠેકાણું ઘાસના બીડ કે મોલાતવાળા ખેતર. એ જગ્યામાં તેની ન્યાતનો બીજો નર આવે તો તકરાર થાય છે. આવી જગ્યામાં તે થોડા ઘાસ કે મોલાતવાળી જગ્યા પસંદ કરી એ જગ્યા ઉપર વહેલી સવારથી ઠેકડા મારવા શરૂ કરે છે. આ ઠેકડા મારતી વખતે પોતાની લાંબી પાતળી ગરદન પીઠ ઉપર નાખી પાંખોને એવી રીતે પહોળી કરી ફફડાવે કે બન્ને બાજુ આવેલા સફેદ પદ્મ ચોખ્ખાં દૃષ્ટિએ પડે એ સાથે ચોમાસામાં દેડકા કાઢે છે એવી તરેહનો અવાજ કાઢે છે. આમ કરવાનું કારણ એ છે કે ઘણા નરોની વચ્ચે એકાદ માદા હોવાથી તેને જાણ થાય કે અહીં નર તેની રાહ જુવે છે. અને જ્યારે આમ ચારે તરફ ટીલોરના દેકારા ચાલુ હોય ત્યારે માદા તેમાંથી એકની પસંદગી કરી તેની સાથે વસવા થોડો વખત ચાલી જાય છે. જ્યારે ત્યાંના નરને સંતોષ થઈ ગયો કે બીજા નરની મુલાકાત લેવા ચાલી જાય છે. એમ દરેક આસપાસ વસતા નરને પોતે મુલાકાત આપે છે. જ્યારે ઈંડા મૂકવાનો સમય આવે ત્યારે પોતે કોઈ ઘાસથી ભરપૂર જાળામાં સલામત જગ્યાએ માળો બનાવી તેમાં બનતાં સુધી ચારથી વધારે ઈંડા ન મૂકતાં સેવવા બેસી જાય છે. અને પોતાની જવાબદારી ઉપર બચ્ચાંને ઊછેરે છે.

### સેવાભાવી નર–પક્ષીઓ.

ઉપર જોઈ ગયા તેથી જુદા પ્રકારનો દાખલો એ કે તેમાં માદા પોતાનું સ્વામીત્વ નર ઉપર બતાવે છે. આવાં પક્ષીઓની માદા નર સાથે અમુક વખત કુટુમ્બી જીવન ગુજારી ઈંડાં મૂકે છે. આ ઈંડાં પૂરા મુકાઈ જાય એટલે સેવવાની પોતે તકલીફ ન લેતા તે કામ પોતાના નરને સોંપી દે છે. અને પોતે બીજા નજીક વસતા પાડોશી નરની સેવામાં હાજર થઈ જાય છે. આ નરને પણ ઈંડાંની એક જોડ સોંપી તે વળી બીજા નરને રાજી કરવા ચાલી જાય છે. એ રીતે પાંચ આઠ નરોને ઈંડાં સેવવાનું અને બાળઉછેરનું કામ સોંપી પોતે તો આનંદથી ફર્યા કરે છે. આ પ્રકારનાં પક્ષીઓમાં રાજા ચાહા (Painted Snipe) અને બીલ બટેર (Bustard અને Button Quails) આવે છે.

રાજા ચાહાના નરની લંબાઈ આશરે દશ ઇન્ચ અને માદાની લંબાઈ અગીયાર ઈન્ચની હોય છે. ચાહાની ચાંચ લાંબી માદાનો રંગ ખાસ કરીને ચળકતો લીલો. જેમાં આછી પીળી અને કાળી લીટીઓની ભાતવાળો પીઠ ઉપરનો, અને પેટાળનો રંગ કથ્થાઈ અને સફેદ. વળી આંખ ઉપર આછા પીળાં રંગના ચશ્મા ચઢાવ્યાં જેવું લાગે. ગળું અને માથું



ઝાંખા સુરંગ રંગનું હોય છે જ્યારે નર તો રંગે બીલકુલ કથ્થાઈ અને અંદર લીલાશ પડતા સફેદ ડાઘાવાળો છે. તેઓના વસવાટનું ઠેકાણું ઝીલ જેમાં એકલું અથવા એક માદા અને ચાર છ નર જુદે ઠેકાણે દેખાય છે. રાજા અથવા રંગીન ચાહા સ્થાયી છે અને સ્થાનિક યાયાવર પણ છે.

રાજા ચાહાને જોવા કાં તો તળાવને કાંઠે કે ગીલા કે કમોદના ખેતરમાં ફરવું પડે છે. એને જાળા ઝાંખરાં વચ્ચે ભરેલા પાણીના ખાડા પાસે રહેવું બહુ ગમે છે, આમ તો તેઓ એક જ જગ્યાના ચાહવાવાળાં છે પણ પાણી સુકાય ત્યારે તેઓને જગ્યાબદલી કરવી જોઈએ એટલે થોડી મુસાફરી કરી નાખે છે. સ્વભાવે તે સાંજના ચરવા નીકળે છે. પણ વહેલી સવારે પણ ચરતાં ફરતાં દેખાય છે. છતાં તેઓ વધારે ભાગે રાત્રીમાં ખોરાક શોધે છે. જ્યારે તેને હાંકીને ઉડાડવામાં આવે છે ત્યારે જાણે ઊડવામાં મુશ્કેલી પડતી હોય એવા પ્રકારની ઉડાન કાઢે છે. જે વખતે તેના પગને નીચે લટકતા રાખે છે. દોડવા ભાગવામાં તે બહુ ચપળ છે. એટલે ઊડીને પડ્યા પછી દોડીને થોડું અંતર કાપી નાખે છે. અને કેટલીક વખત તો જ્યાંથી ઊડાડવામાં આવ્યું હોય ત્યાં જવા પાછું ભાગે છે. તેની સાથે જો પાણીમાં ઊતરી પડાયું હોય તો સરસ રીતે તરી નાખે છે.

ખોરાકમાં ખાસ કરીને જીવાત જે ગારામાં વસતી હોય તે અને ત્યાં ઊગતી વનસ્પતિની કુંપળો તથા દાણા પણ ઉપયોગમાં લે છે.

રાજા ચાહાની માદા સવાર સાંજ જાણે શીશામાં ફૂંક મારીને અવાજ કાઢી શકાય છે એવા પ્રકારની સીટી બજાવે છે. અને નર "ચીક્ ચીક્" એવો અવાજ કરે છે.

ગુન્ડલુ અને અંગ્રેજીમાં જેને બસ્ટાર્ડ ક્વેઈલ કહેવામાં આવે છે તેની છાતી કાળા અને પીળા પટ્ટાથી સુશોભિત હોય છે. નરનું કદ નાનું અને માદા કરતાં રંગદાર ઓછો. તેની ડાઢી, ગળું અને છાતી આછી પીળાશ પડતી સફેદ રંગની જ્યારે માદામાં તે કાળી હોય છે. અને પેટ કથ્થાઈ ઝાંખા પીળા રંગનું છે. અને, બીજી બીલ બટેર જેને આપણે અંગ્રેજીમાં બટન ક્વેઈલ કહીએ છીએ તેનો રંગ માથા ઉપર ઝાંખા પીળા લીટા અને પીઠ ઉપર રતાશ પડતા કાળા અને પીળા લીટા વાળો હોય છે. આ પક્ષીમાં પણ નર નાના અને માદા કદમાં મોટી. વળી તે બન્ને જાતની દેહરચનામાં એક ખાસ તફાવત નજરે ચઢે છે તે એ કે તેના પગનાં આંગળાં માત્ર ત્રણ જ આંગળાં આગળ હોય છે. આ બન્ને જાતનાં બટેર સૌરાષ્ટ્ર ગુજરાતમાં દેખાય છે.

બીલ બટેરને બહુ ગીચ જંગલ કે તદ્દન રણ પ્રદેશ નથી ગમતો બાકી લગભગ તમામ જગ્યામાં તેઓનો વસવાટ છે. પણ જાળા ઝાંખરાં વાળી કાંટા તો તેઓ બહુ પસંદ કરે છે. અને ચોખ્ખી જગ્યા તથા પગદંડી ઉપર ચરવા નીકળે છે. વાડીઓ નજીક પણ તેઓ વસે છે. સ્વભાવે તેઓ બહુ છુપાઈ જવાવાળો એટલે જ્યાં તેને એમ ન લાગે કે હવે પગ ઉપર પડશે ત્યાં સુધી ઊડે નહિ અને જ્યારે ઊડે ત્યારે પાછાં નજીકના જાળામાં દબાઈને પેસી જાય. ઊડે છે ત્યારે તેના ઝાંખા પીળા રંગના ખભા દેખાઈ જવાથી તે ઓળખાઈ આવે છે. ખડધાન્ય, કુંપળો, દાણા અને ઝીણી જીવાતનો તેઓ ચારો કરે છે. ઊભું વરસ તેના બચ્ચાં દેખાય છે છતાં એ ન ભૂલવું જોઈએ કે તેને એટલા નર મળી રહેવા જોઈએ. જમીન ઉપર પડેલા પગલામાં ઘાસનાં તણખલાં વાપરી વાટકા જેવો માળો બનાવી તેની આસપાસ ઊગેલા ઘાસની સળીઓ ભેગી કરી ઉપર માળી લે છે. આવા માળામાં માદા ત્રણ ચાર રાખોડી સફેદ રંગમાં રતાશ પડતાં કથ્થાઈ અથવા તો કાળા જાબુંડીયા રંગના ડાઘા ટપકાવાળાં ઈંડાં મૂકી નરને સોંપી દે છે.

# હડધૂતનાં હેત

વિ૦ સ૦ ખાંડેકર
અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ

રૂપાળી કહેવડાવતી દુનિયા પાસે કદરૂપ હમેશાં હડધૂત થતું આવ્યું છે. એ અપરૂપમાં પણ કોઈ રૂપ રૂપની દેહભંડારી વ્યક્તિ હેતનાં હોજ છલકાવે ત્યારે એ રૂપ–કરૂપની જોડી આગળ વિશ્વ કેવું વામણું લાગે છે! અને એ હેત–પ્રીતને કાળ પણ ભુઠ્ઠાં ક્યારેય નથી કરી શકતો!

નિદ્રા અને જાગ્રતિના સીમાપ્રદેશનો કાળ ભારે આકર્ષક હોય છે. એને કોઈ સુંદર ઉપમા આપવી હોય તો બાળાતરુણી—જેનો એક પગ બાળપણના આંગણામાં છે અને બીજો પગ યૌવનના ઊંબરે મંડાયો છે એવી બાળાતરુણીની ઉપમા જ આપી શકાય. પગ મૃત્યુભૂમિએ હોય તો પણ હાથ સ્વર્ગે પહોંચ્યા છે, નંદનવન માંહેતું પારિજાતક વૃક્ષ જાણે પુષ્પોની વૃષ્ટિ કરી રહ્યું છે એવો રમ્ય આભાસ એ સંધિકાળે માનવી અનુભવતો હોય છે.

એવા રમ્ય આભાસના ઝૂલે હું મજેથી ઝૂલી રહ્યો હતો. એક પુષ્પેથી બીજા પુષ્પે પાંખો ફફડાવી ઊડી જતા પતંગિયા પ્રમાણે હું આછા મધુર સ્વપ્નોમાં મહાલતો હતો. એટલામાં મારે કાને શ્રીમતીનો સાદ સંભળાયો. નાજુક નકસીદાર કાચનો પ્યાલો હાથમાંથી સરી પડે ને ભોંય પર પછડાઇ તેના ચૂરેચૂરા થઈ જાય એવી મારી દશા થઈ.

'જરા ઊઠો ને?' મને ઢંઢોળતાં ઢંઢોળતાં શ્રીમતીએ કહ્યું.

'અત્યારમાં?' જાણે હજુ હમણાં જ મધરાતના ડંકા સાંભળ્યા હોય એવા જુસ્સામાં આવી હું બબડ્યો. ખાંડના અભાવે કાગાનિંદરની મિઠાશ પણ દુષ્પ્રાપ્ય થવાનો મને ભય લાગ્યો.

ધીરેથી કાનમાં કશું કહેવાને ઈરાદે તે નીચી નમી. મારામાં છુપાયેલ તોફાની પ્રેમી જાગ્રત થયો. મેં કહ્યું: 'કેમ કાંઇ........'

'તમને તે કાળવેળનું કાંઇ ભાન છે કે નહિ?' ગુસ્સામાં આવીને શ્રીમતીએ સંભળાવ્યું.

ધીરે ધીરે વાતાવરણ તેજ થતું જતું હોય એમ મને લાગ્યું. પરંતુ શિયાળાના દિવસોમાં તડકામાં બેસવાની જે મઝા આવે છે, તે જ આનંદ પત્નીના ખોટા રોષમાં પણ સાંપડે છે. મેં જવાબ આપ્યો: 'પુરુષોને માત્ર વર્તમાન કાળનું જ ભાન રહે છે. તે ય તે એક જ પળનું!'

ગૃહિણી સમક્ષ સવારના પહોરમાં હમેશાં બે વિકટ પ્રશ્નો ખડા થતા હોય છે. લાડકવાયા છોકરાને સમયસર નિશાળે રવાના કરવાનો અને પથારીમાં આળોટતા પતિને જગાડવાનો. પણ પત્નીનું મોં કહેતું હતું કે અત્યારે તેને બીજો પ્રશ્ન જ વધુ વિકટ જણાતો હતો.

થોડી વાર રાહ જોઈ ચિડાયેલા સ્વરે જ તેણે કહ્યું: 'હવે ઊઠોને પણ! ક્યારનાં કાકીમા તમારી વાટ જુએ છે.'

'કાકીમા?'

'હા!'

'કેમ?'

'એને કાંઇક તમારું જરૂરનું કામ છે.'

કાકીને મારું કામ છે? એમને એવું શું કામ પડ્યું હશે તે હું સમજી ન શક્યો પણ તેમની આજીજીભરી આંખો જાણે મારી સામે જોઈ રહી હોય એમ મને લાગ્યું. જાણે કોઈ કરમાયેલાં પરિજાતનાં ફૂલ!

છેલ્લાં બે વરસ દરમિયાન ઘરમાં વાર તહેવારે અગર તો મુશ્કેલીને ટાણે રસોઈમાં મદદ કરવા અનેક વાર કાકીમા અમારે ત્યાં હાજર થઈ જતાં. છતાં કોઈ વાર તેઓ મારી સાથે અક્ષરે ય બોલ્યાં નહોતાં. આજે જ એમને એવું શું......

હું પથારીમાં બેઠો થઈ ગયો. કાકીમાના વિચારો કરતી મારી કલ્પનાદૃષ્ટિમાં એમના એ કદરૂપા બાઘડ જેવા દીકરાનું મોં તરી રહ્યું. કાકીમા અમારે ત્યાં

રસોઈ કરવા આવતાં ત્યારે તે પણ અમારે ત્યાં જ જમતો. એનો નીચેનો હોઠ ચિરાઈ ગયેલો હતો, અને મોં પર શીળીનાં પુષ્કળ ચાઠાં હતાં? જાણે તાજી ટંકાવેલી ઘંટી જોઈ લ્યો! કાળોવાન અને મોટી બહાર પડતી આંખોને કારણે એનો ચહેરો વધારે કદરૂપો બનતો હતો. એની બા પેઠે એ પણ મૂંગો જ રહેતો પણ કોઈ કોઈ વાર મેં એની એ વિશાળ આંખોમાં પણ કોઈ અદ્દ્ભુત ચમકારો જોયો હતો. કોઈ અવાવરૂ કૂવાની અંદર બાજુના ખાડામાં જાણે હીરાકણી ચમકી ઊઠે, અગર સૂકા રણ મેદાનમાં વચ્ચે કોઈ સુગંધ પસરાવતી વાયુલહરી વહી આવે, એવો મને ત્યારે થતો. પણ આવું દૃશ્ય તો ક્વચિત જ જોવા મળતું. સાધારણ રીતે તો એ કદરૂપો, બોથડ, મૂંગો કોઈ થાંભલો ખોડચો હોય એવો જ દેખાતો. પોતાની કદરૂપતાનું એને પણ ભાન હશે જ. સાધારણ રીતે તે કોઈની નજર સામે નજર માંડતો નહિ; બેચાર જણાની હાજરી હોય તો તે બાજુએ જ જોયા કરતો હોય: જાણે પોતાની કોઈ કિંમતી ચીજ ગૂમ થઈ હોય અને અધીર બની તે શોધી રહ્યો હોય એવો દેખાતો.

કાકીમાની એના પર અપાર માયા હતી. એક તો માનું હૈયું, અને વળી એકનો એક દીકરો! કોઈ વાર તે અમારે ત્યાં મળવા આવવાની ના પાડતો તો કાકીમા અમારે ત્યાં જમતાં જ નહિ; થાળી પીરસી લઈ તેઓ ઘેર લઈ જતાં. મારી સ્ત્રીને તે કહેતાં: 'બહેન! મારો મનુ જમે નહિ ત્યાં સુધી મને શું છે તે ભૂખ જ નથી લાગતી!'

એ કાકીમા!

હા, એ જ કાકીમા નીચે ઓશરીમાં મારી રાહ જોઈને બેઠાં હતાં. ને હું નિરાંતે ઉપર પલંગમાં આળોટતો હતો!

હું નીચે ઊતર્યો ત્યારે કાકીમા એક ખૂણામાં ગૂંચળું વળીને બેઠાં હતાં; મને દેખી તે તુરત ઊભાં થઈ ગયાં, અને બે ડગલાં આગળ આવી મારી સામે બેઠાં પાથરી ચોધાર આંસુએ રડવા માંડ્યાં.

હું મૂંઝાઈ ગયો. મહામુશ્કેલીએ મેં કહ્યું: 'કાકીમા! આમ હોય?'

ત્યાં તો શ્રીમતી બોલી ઊઠયાં: 'મનુને પકડી ગયા છે.'

'કોણ?'

પોલીસો.'

આ કદરૂપો બોથડ જેવો દેખાતો આદમી સંતાતો ફરતો કોઇ ક્રાંતિકારી તો નહિ હોય? કેમ કહેવાય? રાખના ઢગલામાં એકાદ જીવતો અંગારો દબાઈ રહ્યો હોય તો?

આંખો લૂછતાં કાકીમાએ કહ્યું: 'વકીલ સાહેબ! મારો મનુડો એવો નથી, હો! નાનો હતો ત્યારે ય કોઈની કોડી પણ એણે લીધી નથી. આજે-'

મનુને માથે ચોરીનો આરોપ હતો એ સમજાયું. પણ એ ચોરી કોને ઘેર કરી હતી, શાની કરી હતી, મુદ્દામાલ ક્યાં સંતાડચો હતો-

કાકીમા હાથ જોડીને કહેતાં હતાં: 'સાહેબ! મોટા મોટા ખૂનના કેસોમાં તમે જીત્યા છો; મારા મનૂડાને તમે છોડાવો. જીવતાં લગી તમારા ઉપકાર નહિ ભૂલું!'

પથારીમાં આળોટતો હતો ત્યાં સુધી મારામાં કવિનો આત્મા રમ્યા કરતો હતો: પણ હવે મારામાં રહેલો વકીલ જાગી ઊઠયો. એણે કવિને ધક્કો મારી હાંકી કાઢયો. મેં શાંત ચિત્તે કાકીમાને પૂછયું: 'મનુએ ચોરી કરી છે એમ કોણ કહે છે?'

'પેલા બાબાકાકા ઈનામદાર છે ના—એને ત્યાં હમણાં એ નોકરી કરતો હતો.'

'પણ મનુ તો કાપડિયાને ત્યાં હતો ના?'

સહેજ શેતલ અવાજે કાકીમાએ જવાબ આપ્યો: 'સાહેબ! ત્યાંથી તો ઘણા વખતથી નીકળી ગયો છે. ત્યાર પછી એક બીજી નોકરી મળી હતી, એ પણ ગઈ. હમણાં ઈનામદાર સાહેબને ત્યાં હતો.'

મને મનુ પર ગુસ્સો ચડચો. આમ કોઈ ઠેકાણે ટકી ન રહેવામાં પોતે માને કેટલી હેરાન કરે છે એ ન જાણી શકે એવડો બાળક એ હવે નહોતો રહ્યો.

એક તો માતો જીવ; એમાં કાકીમા જેવી મા તો પૂર્વ જનમનાં પૂરાં પુણ્ય હોય તો જ સાંપડે. એમ છતાં આ મૂરખનો જામ—

મેં કાકીમા તરફ જોયું. તેમણે નજર નીચી ઢાળી લીધી. આજ સુધી એ તો ગરીબ ગણાતાં હતાં. પણ આજે—આજે એમનો દીકરો ચોરમાં ખપ્યો હતો! માણસ હજી ભૂખ કે માર સહન કરી લે. પણ બદનામીનો આઘાત—

ચોરીના કિસ્સાની સઘળી માહિતી કાકીમાને પૂછીને જાણી લેવાની ખૂબ ઇચ્છા મનમાં થઈ આવી. પણ કોર્ટમાંની રોજની નિર્દયતા–કઠોરતા હું કાકીમા સામે ધારણ કરી ન શક્યો. એમ થયું કે આવા સવાલ તેમને પૂછવામાં તો દાઝ્યા ઉપર ડામ દેવા જેવું જ થશે.

બાણુકાકા ઈનામદાર મારા કાયમી અસીલો પૈકી હતા. ચાર વરસ પહેલાં એક રખાતના ખૂનનો આરોપ તેમને માથે હતો. ઈનામદારને ફાંસીને માચડે લટકતો અગર તો ચક્કી પીસતો જોવા ગામલોકો તળે ઉપર થઈ રહેલા. એ વેળા તેમને નિર્દોષ ઠરાવી મેં છોડાવ્યા હતા. આજે કાકીમાને અંગે ઈનામદારને કહેવું પડે તો એ વચન એનાથી ઉથાપાય નહિ તેની મને ખાત્રી હતી. મેં નક્કી કર્યું કે ચોરાયેલ માલ તેમને પાછો પહોંચાડી દેવો અને કેસની માંડવાળ કરાવવી.

મેં ખાત્રીભરી હિંમત આપતાં કહ્યું: ‘કાકીમા! તમે જરાય ચિંતા ન કરશો. હું હમણાં જ તમારા મનુને છોડાવી લાવું છું. બપોરે હું તેને મારી સાથે બેસાડીને જમાડીશ, પછી તમે એને ઘેર તેડી જજો. બસ?’

તેમનું હૈયું ભરાઈ આવ્યું. તેમણે કહ્યું: ‘સાહેબ! છોકરો જનમથી જ ફૂટેલ કરમનો થયો છે. જન્મ્યો ત્યારે કડકડતી વીજળી પડેલી; એનો હોઠ કાંઈ અમસ્થો નથી કપાયેલ! કોઈ એવા કમૂરતમાં અવતર્યો છે’

બાળક જન્મે ત્યારે વીજળી પડે તો હોઠ ફાટી જાય એ માહિતી મારે માટે સાવ નવી હતી. ખરેખર લોકો એવું માને છે કે કાકીમાનો માતાનો જીવ તેમની પાસે આમ બોલાવે છે તે હું નક્કી ન કરી શક્યો.

*

ઈનામદાર સાહેબને ત્યાં હું પહોંચ્યો ત્યારે મેં ઘરના એકેએક માણસને, નોકરચાકરને સુદ્ધાં આ આ ચોરીની જ વાતો કરતાં સાંભળવાની આશા બાંધી હતી. પણ મારી એ માન્યતા ભૂલભરેલી નીકળી. ઈનામદારની મોટી દીકરી હાથમાં ચેપડી લઈને બેઠી બેઠી સિનેમાનું એક ગાયન ગાતી હતી. તેમનાં પત્નીને રસોયણ બાઈ સાથે ભારે તકરાર જામી પડી હતી. રસોડામાં ચાલેલી લડાઈમાં રસોયણનું જ જોર વધુ પડતું દેખાતું હતું. એમો ગર્જનાભર્યો અવાજ બંગલાની બહાર ઠેઠ દરવાજા સુધી સંભળાતો હતો. હિંદુસ્તાન છોડીને ચાલ્યા જતા છેલ્લા અંગ્રેજના રૂવાબથી જ્યારે મેં એને દરવાજે જતી જોઈ ત્યારે તો મારાથી હસી પડ્યા વિના રહેવાયું જ નહિ.

ઈનામદાર સાહેબ મેડીના એક ઓરડામાં એક આરામખુરશીમાં પડ્યા પડ્યા છાપાં વાંચવામાં મશગૂલ બન્યા હતા. તેમની આસપાસ પડેલો છાપાંઓનો પથારો જોતાં તેઓ પેઢીધરની મિલ્કત ભોગવતા ધનિકના કરતાં કોઈ છાપાના તંત્રી હોય એમ લાગતું હતું.

એમનું ખરું નામ હતું ગંગાધર પંત; પરંતુ સહુ તેમને બાણુકાકાને નામે ઓળખતું. એમની સાથે વાતો કરવાનો વખત આવતાં મને ભર્તૃહરિનો એક શ્લોક :—

लमेतसिक्तासु तैलमपि यत्नतः पीडयन्

કાયમ સાંભરી આવતો. રસ્તે ચાલતાં ભેટા થઈ જતો ત્યારે પણ છેલ્લામાં છેલ્લા છાપાના સમાચાર ઉપર તેઓ લાંબુ પ્રવચન કરવા મંડી પડતા. અત્યારે પણ એવું જ બન્યું. છાપાના એક મોટા મથાળા પ્રત્યે અંગુલિનિર્દેશ કરતાં તેમણે કહ્યું: ‘વકીલ સાહેબ આ રણા નેતાઓ પણ હાથે કરીને શત્રુને નોતરે એવા




છો! એક બાજુ સામ્યવાદીઓને નામે ખૂમો મારવી ને બીજી બાજુ—

ઈનામદારના શરીરમાં કયા બ્રહ્મરાક્ષસે સંચાર કર્યો હશે તે વિષે હું સાશંક બન્યો. વાતને મુખ્ય મુદ્દા પર આણવાનો ઈરાદે સામે પડેલી ખુરસી પર બેસતાં બેસતાં મેં કહ્યું: 'સાંભળ્યું છે કે તમારે ત્યાં કોઈ મોટી ચોરી થઈ છે!'

'મોટી ચોરી?' બાણુકાકાએ આંખો ફાડી સવાલ કર્યો. 'અરે, જવા દોને સાહેબ! સી. આઇ. ડી. નો બાપ આવત તો ય એ ચોરી પકડાત નહિ. પણ આ બંદાએ—' અને પોતાની જાત પર ખુશ બની તેઓ હા-હા હા-કરી ખડખડાટ હસી પડ્યા. બાણુકાકાના બાપદાદાઓએ ધીરધારના અનેક તરેહના ધંધા કરી મોટી મોટી આસામીઓ પાસેથી સાચે ખોટે રસ્તે અઢળક દ્રવ્ય એકઠું કર્યાના ગામગપાટા મેં સાંભળ્યા હતા. કોઈ રાજદરબારની રાણીને પણ ન સાંપડે એવા કિંમતી દાગીના એમની રખાત પહેરીને ફરે છે એવી લોકોક્તિથી હું છેક અજાણ નહોતો. મનુએ બાબાકાકાનો કોઈ દાગીનો રખે ઉડાવ્યો હોય એવી આછી શંકા મારા દિલને ચાટી ગઈ. એવું બન્યું હોય તો તો—

ને તુરત કાકીમાનું આંસુભર્યું મોં મારી નજર સામે ખડું થયું.

હસવાનો જુસ્સો જરા નરમ પડ્યા પછી આરામ-ખુરશીમાં ઝૂલતાં ઝૂલતાં બાણુકાકાએ કહેવા માંડ્યું:

'શું કહું વકીલ સાહેબ! તમે પેલા મનુડાને ઓળખો છો ના? સાલો ગરીબ ગોલો નીકળ્યો! બિચારાની મને દયા આવેલી એટલે મેં કામે રાખી લીધેલો. થોડાક પૈસા આડાઅવળા મૂકીને ખાત્રી કરી જોઈ કે હાથનો ચોખ્ખો માણસ લાગે છે. કોઈદી એક પાઈ પણ એણે લીધી નહોતી. મેં ધાર્યું કે માણસ સારો છે, સતવાદી રાજા હરિશ્ચંદ્રના ઘરનો છે! એના પર હવે વિશ્વાસ રાખવામાં વાંધો નહિ આવે. તિજોરીની ચાવીઓ બીજા કોઈ નોકરને બદલે મેં એને જ સાચવવા આપવા માંડી, પણ પછી તો વકીલ સાહેબ, એનું જે પરિણામ આવે તે જ આવ્યું!'

મને કાકીમા ઉપર વધારે દયા આવી. એમના કુળદીપક દીકરાએ કેટલી મોટી ચોરી કરી હશે, ઈશ્વર જાણે! એને હવે છોડાવીને ઘેર લઈ જવાનું કામ સહેલું નથી એવો મને ભય હેઠો. જરા બીતે બીતે મેં બાણુકાકાને પૂછ્યું: 'એ મનુડાએ શું ઉડાવ્યું છે? કોઈ મોતીનો હાર—'

ખુરશીને જરા મારી નજીક આણી બારણા તરફ એક ભયમિશ્રિત નજર ફેંકી લઈ મારી સામે તાકી રહી દબાયેલ અવાજે તેમણે કહ્યું: 'વકીલ સાહેબ! એણે કોઈ દાગીનો નથી ચોર્યો.'

'ત્યારે નોટોનું બંડલ?'

'ના રે, ના!'

'ત્યારે?' મારી ઉત્કંઠા વધી પડી.

ફરીવાર એકવાર ભયભરી નજર બારણા સામે નાખી લઈ બાણુકાકાએ ધીરેથી કહ્યું: 'ફોટો'

'ફોટો?' મેં નવાઈ પામી સવાલ કર્યો: 'કોનો ફોટો?'

હાથ વડે મારું મોં દાબી દઈ તેમણે કહ્યું: 'જરા ધીરેથી બોલો. કોઈ ડાકુથી ન ડરનારો, સિંહથી ન બીનારો મારા જેવો ભડ આદમી પણ બૈરી પાસે રાંક હોય છે, વકીલ સાહેબ!'

ફરીથી ટેલીફોનમાં વાત સંભળાતી હોય એવો એમનો અવાજ હતો. એક આછો દમ લઈ તેમણે ચલાવ્યું: 'એણે કેશરનો ફોટો ચોર્યો છે. તમે જાણો છો કે ઘરમાં એ ક્યાંઈ છૂટો તો રખાય નહિ. મેં સાચવીને એને તિજોરીમાં મૂકેલો. પણ બદમાશે એવી ઉઠાંતરી કરી! અર્જુને સુભદ્રાનું હરણ કર્યું!'

બાણુકાકા એક અટલ લંપટ આદમી હતો. આ લંપટતા એના પિતાએ ખૂબ દાયજો લઈ ઘરમાં આણેલી કાળી અને કુબારજા જેવી વહુને આભારી હતી, કે શરીરની કોઈ પણ જાતની મહેનત અને કમાવાની ચિંતામાંથી કાયમ મુક્તિ આપનાર વડિલાર્જિત સંપત્તિને આભારી હતી તે તો દૈવ જાણે! પરંતુ કામવાસનાથી કાળા બનેલા માનવીના હૈયાને કોઈ ખૂણે એકાદ કૂણી સ્મૃતિની જ્યોત ઝાંખી ઝાંખી





પણ બળતી હોય છે! અગાઉ એકવાર આવા જ કોઈ લફરામાં તે સંડોવાયેલ ત્યારે તેમણે પોતાના જીવનક્ષેત્રમાંથી પસાર થયેલી અનેક રમણીઓની હકીકત મને કહેલી. તે વેળા પણ કેશર વિષે વાત કહેતાં તેણે ઉદ્ગાર કાઢેલા : 'વકીલ સાહેબ! કેશર જેવી હોત તો હું આટલી હદે ન પહોંચત!'

બાબુકાકાએ કેશરનો ફોટો ચોરાયાની વાત મને જણાવી આરામ ખુરશીને અઢેલી એકદમ આંખો મીંચી દીધી.

હું વિચાર કરવા લાગ્યો. મનુએ માત્ર એક જ ફોટાની ચોરી કરી છે. બેશક, એ જે વ્યક્તિનો ફોટો છે તેના વિષે બાબુકાકાના દિલમાં ખૂબ કૂણી ભાવનાઓ વસે છે અને એથી જ આખું પ્રકરણ પોલીસો સુધી પહોંચ્યું હોવું જોઈએ. પણ એક ફોટો એટલે કાંઈ લાખ બેલાખ રૂપિયાનો દાગીનો થોડો જ ગણાય?

દરમિયાન આંખો ખોલી બાબુકાકા મને કહેવા લાગ્યા : 'વકીલ સાહેબ! એ મનુડાને એ ફોટો ચોરવાનું મન શા માટે થયું હશે તે સમજાતું નથી! હરામી, કેમે કહી એ ચોરીની વાત કબૂલ કરતો નહોતો. આખરે પોલીસમાં જાહેર કરી એના ઘરની ઝડતી લેવડાવી ત્યારે જ—'

મારી સામે પણ એ જ સવાલ ઊભો થયો. મનુએ એ ફોટો શા માટે ચોર્યો હશે? પણ એનો જવાબ મને બાબુકાકા જેટલો મૂંઝવનારો લાગતો નહોતો. મનુ એટલે એક કદરૂપો, દુનિયાની નજરે અભાગી, દીઠો ન ગમે તેવો નિર્માલ્ય આદમી હતો. કોઈ સ્ત્રી નામની વ્યક્તિએ એના સામે ઊડતી નજર પણ નાખી નહિ હોય! એવો આદમી એક સુંદર સ્ત્રીના ફોટા પર મોહી પડે એમાં નવાઈ શી?

પણ બીજી રીતે જોઈએ તો કેશરનો ફોટો મનુ ચોરી ગયો, એ બાબતમાં ઈનામદારે પણ આટલી ધમાલ કરવાની જરૂર હતી?

માનવી ખરેખર અજબ ચીજ છે! એ કદી आत्मवत् परभूतेषु માનતો જ નથી, ન્યાયને માટે એની પાસે બે કાંટા હોય છે : એક પોતાની જાત માટેનો, બીજો આખી દુનિયા માટેનો. આ જાતના બેવડા કાંટા ન હોત તો દુનિયાનાં અનેક ઢોંગ ઊભા જ થવા ન પામત! એમ હોત તો મજૂરો શા માટે સંપ કરી હડતાળ પાડે છે તે માલિકો સમજી શકત; સજ્જન કહેવાતા માનવીઓ બીજાની નિંદા કરતી વેળા જરા આત્મનિરીક્ષણ કરતા થાત.

મગજમાં આવા વિચારોનું તોફાન જાગ્યું હતું તેથી કે ગમે તેમ, પણ મેં જરા કડક અવાજે ઈનામદારને સંભળાવ્યું : 'ઈનામદાર સાહેબ! મનુને છોડી દેવો પડશે!'

'પણ વકીલ સાહેબ! કેસ હવે પોલીસોને હાથ ગયો છે.'

'એની ચિંતા તમે ન કરો; હું જોઈ લઈશ. તમારે તો માત્ર ફરિયાદ પાછી ખેંચી લેવાની છે.'

'પણ એનો ગુનો જુઓ—'

'કોઈ સ્ત્રીને ઉઠાવી જવા કરતાં સ્ત્રીનો ફોટો ઉઠાવી જવો એ મોટો ગુનો નથી બનતો, બાબુકાકા!'

ઈનામદાર જવાબ આપી શક્યા નહિ. વૈદ, વકીલ અને લેણદારનાં જોર ભારે આકરાં હોય છે—હનુમાનજી જેવાં. એની સાથે સંબંધમાં આવનાર હરેક વ્યક્તિને કાયમ નમતું જ જોખવું પડે છે, કડવા સત્યનો અનુભવ બાબુકાકાને થયો જ હશે.

વિજયી યોદ્ધાની પેઠે બાબુકાકાને સાથે લઈ હું તેમના બંગલાનાં પગથિયાં ઊતર્યો. હવે પા અરધા કલાકમાં મનુને એની બા પાસે પહોંચાડી દેવાનું કામ મારા મનથી સાવ સહેલું હતું.

*

અજાણ્યા પર્વત શિખરે પહોંચવાનો કોઈ ધોરી માર્ગ હાથ લાગ્યાના સંતોષ સાથે હું લોકઅપમાં પુરાયેલ મનુ પાસે જઈ પહોંચ્યો. પણ મારા સંતોષની લાગણી એની સાથેની વાતચીતના પહેલા બેચાર સવાલ જવાબ સુધી જ ટકી શકી. વાતચીતની



શરૂઆત થતાં જ મેં જોયું કે પર્વતશિખરની બીજી પાસ ભારે ઊંડી કંદરા છુપાયેલ છે!

કાકીમા મારે ત્યાં બેઠાં બેઠાં તારી વાટ જુએ છે એમ કહેતાં જ મનુ મોં ફેરવી ગયો. મને થોડીક આશા બંધાઈ.

ઘેર છાપાં વાંચવા લઈ ગયેલો તેમાં ભૂલથી એ ફોટો પણ આવી ગયો હતો એવી કબૂલાત આપવાની મેં મનુને સલાહ આપી ત્યાં તો તે ઊછળી પડયો: 'વકીલ સાહેબ! મારી બાએ મને જૂઠું બોલતાં શીખવ્યું નથી સમજ્યા?'

ચોરી કરનારા આદમીને રાજા હરિશ્ચંદ્રનું સત-વાદીપણું દાખવતો જોઈ ને મને મનમાં હસવું આવ્યું. એ હાસ્યને બહાર નીકળી પડતું અટકાવી દઈ મેં પૂછ્યું: 'કેમ એમ?'

મારી આંખ સામે આંખ માંડી મનુએ કહેવા માંડ્યું: 'સાહેબ! તમે આ બધું મારા સારા માટે કરવાનું કહો છો, તે હું સમજું છું. પણ...પણ, એ ફોટો તિજોરીમાંથી જ મેં ચોર્યાનો કબૂલી જવાબ પોલીસને લખી આપ્યો છે. હું એ બોલ હવે પાછા ખેંચવા માગતો નથી. કોર્ટમાં પણ હું એ જ હકીકત જાહેર કરવાનો છું. મેં કેશરનો ફોટો ચોર્યો છે; મેં જ ચોરી કરી છે. હું જ ચોર છું; મને ચાહે તે શિક્ષા કોર્ટ ફરમાવી શકે છે!'

કહેતાં કહેતાં તે અટકી ગયો. એના મોટા મોટા ડોળાઓ પાછળથી—એ કીકીઓમાંથી કોઈ અજબ ચમકારો ચમકી ઊઠતો હતો. એની સામે જોતાં, આ મનુડો ગાંડો તો નથી થયો, એવો વિચાર પણ મારા મગજમાંથી પસાર થઇ ગયો. બે ડગલાં પાછળ હઠી જઈ મેં વળી તેને સમજાવવા માંડયું: 'મનુ! એકવાર અદાલતમાં તું ચોર છે એવું જો સાબિત થશે તો તને પછી કોઈ નોકરીએ નહિ રાખે, અગર રાખશે તો તરત કાઢી મૂકશે, એ જાણે છે?'

'પણ વકીલ સાહેબ! મેં ચોરી નહોતી કરી ત્યાં સુધી પણ મને કાયમ કોણ રાખતું હતું? પેલા કાપ-ડિયાને ત્યાં એનો પડયો બોલ ઝીલતો હતો તોપણ–'

'પણ તેં એ નોકરી શા માટે છોડી દીધી?'

'મેં કોઈ નોકરી જાતે કરી છોડી જ નથી, વાત એમ છે કે નોકરી જ મને પડતો મૂકી દે છે!'

'એનો અર્થ?'

પોતાનો ફાટી ગયેલો નીચલો હોઠ ઉપલા દાંત તળે મજબૂત દબાવી દેતો ઘડીભર તે મૂંગો બની ગયો, પછી કહે: 'વકીલ સાહેબ! એ કાપડિયાના એક સુંદર ઘરાકને મારો ચહેરો ગમ્યો નહિ. એ ઘરાક એક નખરાબાજ સ્ત્રી છે! ભૂંડું મોં કરી હસતાં હસતાં તેણે મારા શેઠને કહ્યું: "શેઠજી આ વાંદરો તમારે ત્યાં મને માલ બતાવતા હોય તો હું હવેથી તમારી દુકાને જ નહિ ચઢું હો!" મને એ બાઈ પર એટલો બધો ગુસ્સો ઉપજ્યો કે જાણે દસે આંગળીએ એનું ગળું દાબી હાડકાં જ ચૂસી લઉં!'

આટલે આવતાં વળી મનુ અટકી ગયો. એની આંખમાંહેની ઘડી પહેલાં ચમક વધારે ભયંકર બનતી દેખાઈ. અત્યારસુધી દબાવી રાખેલ કદરૂપા-પણાને કારણે ડગલે ને પગલે થતું અપમાન અને હાંસી જાણે જોર કરી ઊછળી રહ્યાં હતાં. લાંબા સમય સુધી ધૂંધવાતા દુઃખનો જાણે અસ્ફોટ થતો હતો. જાળામાં સપડાયેલ સિંહની આંખો કદાચ આવી જ દેખાતી હશે. આવા વિચારો કરતો હું મનુની આંખો સામે તાકી રહ્યો હતો, પણ ઘડી બે ઘડીમાં તો એ આંખોમાંથી મેં આંસુની ધાર થતી દેખી. મેં પાસે જઈ તેને ખભે હાથ મૂકતાં ધીરેથી સમજાવટભર્યા સ્વરે કહ્યું: 'મનુ! દુનિયામાં સારા અને નરસા બંને જાતના લોકો વસે છે. દરેક માણસનું કહ્યું આમ ગાંઠે બાંધવા માંડીએ તો જગતમાં જીવવું જ વસમું થઈ પડે!'

પણ તે સાંભળતાં જ વળી તે ઊકળી ઊઠયો, 'મને કોણે કદી સુખે જંપવા દીધો છે, બતાવશો? નિશાળે ભણવા માંડયો—હા, નિશાળે જતો થયો ત્યારથી આ છેલ્લી નખરાંબાજ સ્ત્રી સુધી દરેકે મને સતાવવામાં કમી નથી રાખી. કોઈ મારા સામે જોઈ હસે, કોઈ વાંકા બોલે, કોઈ ચાળા પાડે, તો કોઈ





અષ્ટાવક્ર કહીને હીણવે ! હું પણ એક જીવતો જાગતો માણસ છું—એમના જેવો જ આત્મા મારા આ શરીરમાં પણ વસે છે એ કોઈ કહેતાં કોઈએ—બોલો વકીલ સાહેબ ! હું આવો દેખાઉં છું એ શું મારો પોતાનો વાંક છે ? પેલી બાઈ—સુંદરતાનો ભલે એ નમુનો હતી ! પણ એ કેવી છકેલી છે એ ગામ આખું જાણે છે ! એનો ધણી કાયમ બ્હારગામ ફર્યા કરે છે અને એ દુષ્ટા અહીં......'

'પણ એવી એ બાઈ તરફ જોઈને પણ કોઈ હસતું નથી, અને ઠઠ્ઠા કરતું નથી, કોઈ એનાથી દૂર નાસતું નથી, પાંચ માણસો મળે ત્યારે કોઈ તેની મજાક કરતું નથી. એવી છકેલ બાઈ મને વાંદરો કહે અને એ મારા શેઠ ગુલામની પેઠે એના હુકમો—એના એ શબ્દો માથે ચડાવે ત્યાં શું સમજવું ? ઈનામદાર સાહેબ તો મને હોઠકટો કહ્યા વિના બોલાવતા જ નથી ! બોલો સાહેબ ! આમાં ક્યાં ન્યાય રહ્યો !

હજુ ઘણું ઘણું કહેવાની તેની મરજી દેખાતી હતી. પણ તે બોલી શકતો નહોતો, માત્ર તેના હોઠ સહેજ ઊંચાનીચા થતા લાગ્યા. એના ફાટી ગયેલ હોઠની એ મૂગી હલચલ જોઈ મારું મન બોલી ઊઠયું: દુનિયાના અનેક દુઃખો આ રીતે મૂંગાં જ રહ્યાં હશે, દુનિયાથી ઉપેક્ષિત રહ્યાં હશે ! આ મનુ મારે ત્યાં અનેક વાર આવી ગયો છે, મારી સાથે બેસીને જમ્યો છે. પણ તના આ અબોલ દર્દની જાણ મને કદી કહેતાં કદી થઈ નથી. દરેક સુખી માનવી પોતાનાં સુખોમાં જ મશગૂલ હોય છે–પોતાની જ નાનકડી દુનિયામાં તે મસ્તાન રહે છે !

મનમાં ચાલી રહેલા આ વિચારોનું પ્રતિબિંબ સંભવ છે કે મારા ચહેરા ઉપર પડ્યું હોય. મનુ બહુ સંકોચ પામતો હોય તેમ જણાયું. તેણે પોતાના ઉદ્ગારોને વાળી લેતાં કહ્યું: 'સાહેબ ! મારાથી કાંઈ વધુઘટયું બોલી જવાયું હોય તો માફ કરશો. મારું આ દિલનું દર્દ હું કોઈને કહી શકતો નથી: ખુદ મારી મા જનેતા પાસે પણ દિલ ખોલીને જણાવી શકતો નથી. કહું તો નાહક બિચારીનો જીવ બળે !

'મારું મોં કદરૂપું છે તે હું જાણું છું. પણ સાહેબ ! સાચું કહું છું, મને પણ જીવવાનું મન થાય છે. ખિજાઈને એક બે વાર આપઘાત કરવાની કોશિશ કરેલી પણ છેલ્લી ઘડીએ હિંમત હારી જતો. શા માટે હું જીવતો રહું છું તે મને ત્યારે સમજાતું નહિ. પણ બે દિવસ પહેલાં ઈનામદારની તિજોરીમાં પેલો ફોટો જોયો—એ જોયો ને મને જીવવાનું મન શા માટે થયા કરે છે તે સમજાયું.'

મનુ શું કહેવા માગે છે તે હું સમજી શકયો નહિ. મારા મોં પર દેખાતો પ્રશ્નાર્થ ભાવ તે કળી શકયો હશે. તે સહેજ અટકયો, સહેજ મોં મરકાવ્યું અને કહ્યું: 'સાહેબ ! એ ફોટો મેં ચોર્યો તેનું કારણ એ એક સુંદર સ્ત્રીનો ફોટો હતો તે નથી. કેશર મારી બાળપણની મિત્ર હતી.'

'તારી બાળમિત્ર હતી ?' નવાઈ પામી મારા મોં વાટે ઉદ્ગાર નીકળી ગયો.

મનુના મોં પર હાસ્યની રેખાઓ ઊમટી. આછી ચાંદનીથી પ્રકાશમાન બનેલી રાત્રિ જેવી એની મુખમુદ્રા લાગી. તેણે ચલાવ્યું: 'સાહેબ ! એ વાત બાળપણની છે. અમે તે વેળા એક નાના ગામડામાં રહેતાં હતાં ! કલાસનાં બધાં છોકરાં મારાથી ખસીને દૂર બેસતાં, મારા રૂપ અંગે જાતજાતની મારી મશ્કરી કરતાં. થોડા દિવસે કેશર એ કલાસમાં જ ભણવા આવી. હવાફેર માટે એની મા અમારે ગામ આવી હતી. લોકો કહેતા કે એ વેશ્યા હતી. બાળકોને કાને એ હકીકત કોણ જાણે કયાંથી પહોંચી; પણ કેશર વર્ગમાં દાખલ થઈ તેને પહેલે જ દહાડે કોઈ બાળક તેને પાસે બેસાડવા રાજી નહોતું. વચલી રજામાં તે બહાર આવીને ચોધાર આંસુએ રડી ઊઠી, મારાથી તે જોયું જતું ન હતું. હું તેની પાસે ગયો ને કહ્યું: "કેશરબેન ! હું તારી બાજુમાં બેસીશ, ભલે તને બીજું કોઈ પાસે બેસવા ન દે. આપણે બે ભાઈબંધ, આપણી ભાઈબંધી કદી નહિ તૂટે !"



'કેસર અમારી શાળામાં બે ત્રણ મહિના જ ભણી. પણ મને એ દિવસો હજુ ય સાંભરે છે, હું જે ફૂલો લાવી આપતો તે હોંશથી કેસર વેણીમાં ભરાવતી. તે ઘેરથી કાંઈપણ ખાવા લાવે તો ખાસ મને આપતી. જમરૂખના દાંતે કરી આપેલાં મારાં બટકાં તે હોંશે હોંશે ખાતી મને કહેતી: "મનુ-ભાઈ! હું મોટી થઈને ડૉક્ટર થઈશ ને પછી તારો હોઠ બરાબર સાંધી દઈશ!"

'ત્રણ મહિના થતા તો હવાફેર માટે આવેલી આ પાછી શહેરમાં જવા તૈયાર થઈ. તે દહાડો ગામને પાદરે આવેલ હનુમાનજીના મંદિરમાં જઈ અમે બંને જણાં સાથે બેસી ઘણી વાર સુધી રોયાં. આમ બે મળેલા જીવ પાસે બેસીને હૈયું મોકળું કરી રડી લે તેમાં પણ ઓર મઝા રહેલી છે, સાહેબ! એ જૂનો આનંદ સંભારી હું ફરી એનો ઉપભોગ લઈશ એ ખાતર મેં કેસરનો ફોટો ચોર્યો છે.'

ઘેર મનુની રાહ જોઈ બેસી રહેલાં કાકીમા મને સાંભરી આવ્યાં. પણ હવે એ યાદ આપવાની હિંમત મારામાં રહી નહોતી.

મેં મનુ સામે જોયું, પેરણની ચાળ વડે તે પોતાનાં આંસુ લૂછતો હતો. નિશાળના બાળપણનાં કોઈ મીઠાં સ્મરણો એની કલ્પનાચક્ષુ સામે નાચી રહ્યાં હોય હોય એમ લાગ્યું.

હું તેની સામે જોઈ રહ્યો. મારું મન જાણે કહેતું હતું: તારી સામે અત્યારે કાયદાની નજરે ચોર ગણાયેલ એક કદરૂપો બોથડ જુવાન ઊભો નથી; અખિલ દીન, દલિત, અભાગી દુનિયા સાક્ષાત્ મૂર્તિમંત બની ખડી રહી છે. સહાનુભૂતિ માટે તલસી રહેલી, અપમાનને કારણે બળી રહેલ, પ્રેમને અભાવે તેના આભાસ પાછળ દોડી રહેલી અભાગી માનવતા—

આ દુનિયાનું દર્શન અદાલતની દીવાલો વચ્ચે મને કદી થયું નહોતું.

મૂંગો મૂંગો હું પાછો ફર્યો દરવાજા સુધી પહોંચ્યો હોઈશ ત્યાં મારે કાને મનુનો 'સાહેબ!' શબ્દ અથડાયો. એ સાદમાં કોઈ વિચિત્ર કંપ હતો! મેં પાછું વાળી જોયું. દોડતાં મારી પાસે આવી તેણે કહ્યું: 'સાહેબ! મારી ભૂલ થઈ છે. મારા કદરૂપા-પણાની હાંસી કરનારી, મારો તિરસ્કાર કરનારી દુનિયાને મારે કહેવું હતું, એક કાળે આ છોકરીનો મારા ઉપર પ્રેમ હતો. લોકોની હાંસીનો મારે સામો જવાબ વાળવો હતો, ને તેથી જ હું છૂટી જવા માગતો નહોતો. એટલા જ સારુ મારે અદાલતમાં ચોર તરીકે ઊભા રહેવું હતું. પણ...પણ અદાલતમાં કેસરની આબરૂ પર છાંટા ઊડે, એ પેલા ઈનામદારની ખ્યાત...સાહેબ! એ વાત જ જવા દો! એણે મારા પ્રત્યે માણસાઈ દાખવી હતી. ભલે બાળવયમાં, પણ એણે મારા પ્રત્યે પ્રેમ દાખવ્યો હતો. એના નામને હું કલંકિત થવા દેવા માગતો નથી. ઈનામ-દાર પોતાની ફરિયાદ પાછી ખેંચી લેવા માગતા ન હોય તો તેમને કહેજો કે મેં તેમને ત્યાંથી કોઈ કિંમતી દાગીનો ચોર્યો છે એમ જાહેર કરે. તેઓ કહેશે તે દાગીનો ચોર્યાની હું કબૂલાત આપીશ. પણ પેલો ફોટો...વકીલ સાહેબ! બીજું ગમે તે કહેશો તે કરવા હું તૈયાર છું, પણ ફોટાની બાબતમાં તો...'

કાળમીંઢ પથ્થરમાં છુપાયેલી કોઈ સર્વાંગ સુંદર મૂર્તિ જાણે ઉપસી આવતી—પ્રગટ થતી હતી! મેં મનોમન તેને વંદન કર્યું



## તીર્થ

હજારો તીર્થથી મોટું તીર્થ છે ઘર આપણું,
જાતને જીતવા જેવી જાત્રા હું ન બીજી ગણું.

નટવરલાલ પટેલ

# નાટ્ય–શાસ્ત્ર

અરવિંદ ધોળકિયા

ધંધાદારી કે અવેતન રંગભૂમિને ઉચ્ચ કક્ષાએ લાવવા માટે આપણી વિદ્યાપીઠો પણ હવે ખાસ નાટ્યકળાના વર્ગો શરૂ કરે છે એવે તબક્કે આ આખો લેખ નાટ્ય–શાસ્ત્રના વિદ્યાર્થીને એક સરખો જ ઉપયોગી થઈ પડશે એમાં શંકા નથી. આપણી નાટ્યસંસ્થાઓની ખામીઓ નિરખતાં પણ આ વાંચીને એ શીખી શકશે.

હાલમાં નાટ્યપ્રયોગો દ્વારા મનોરંજન આપવાનો એટલો બધો પ્રચાર થઈ ગયો છે કે ધંધાદારી નાટ્ય કંપનીઓ ઉપરાંત અવેતન કલાકારોનાં મંડળ–નિશાળો–કોલેજો વગેરે દ્વારા પણ એ પ્રયોગો ભજવી બતાવવામાં આવે છે.

પાશ્ચિમાત્ય સંસ્કૃતિના આપણા માનસ પર ખૂબ થંર જામ્યા પછી ચલચિત્રોને જ પ્રાધાન્ય મળ્યું હતું અને નાટક કંપનીઓ તો લગભગ અસ્ત જ થતી જતી હતી. જે કોઈ નાટ્ય પ્રયોગો રજૂ થતા તેમાં જનતાનો સહકાર ઘણો જ ઓછો હોય, પરંતુ ચક્રવત ફરતી દુનિયાના રંગ જેમ પલટાતા જાય છે તેમ પુનઃ નાટકોને જનતા આવકારવા લાગી છે અને યુગ પ્રવાહાનુકૂળ બનવા નાટકોની આદિ પ્રણાલિકાઓમાં પણ ફેરફારો થવા લાગ્યા છે એટલે અત્યારના નાટ્ય પ્રયોગો જોતાં આદિ નાટકો કેવાં હશે, તેનું કેવી રીતે નિર્માણ થયું હશે, તેમાં શો હેતુ હશે, તેની રજૂઆત કયા પ્રકારની થતી હશે વગેરે બાબતોનો ખ્યાલ માત્ર પણ અભ્યાસીઓ સિવાય અન્યને હશે કે નહીં તે એક પ્રશ્ન છે. નાટ્યોત્પત્તિ કેવા સંયોગો અનુસાર થઈ, તેનો પ્રકાર, સાધન સામગ્રી, રંગમંડપ વગેરે બાબતો પર ભરત નાટ્યશાસ્ત્રમાં નીચે મુજબ છેઃ—

## નાટ્યોત્પત્તિ

ત્રેતાયુગમાં જ્યારે લોકો કામ, લોભ, મોહ, ઈર્ષા આદી ષડ્‌રિપુઓ વડે ઘેરાયા અને રાક્ષસ–નાગ વગેરેથી દુઃખી થયા ત્યારે ઈન્દ્ર વગેરે દેવોએ બ્રહ્માજીને પ્રાર્થના કરી કે કોઈ મનને આનંદિત કરે એવી આપ ક્રીડા કરો. દેવતાઓની સ્તુતિથી હંમેશા પ્રસન્ન રહેતા એવા પ્રજાપતિએ પ્રજાને સર્વ પ્રકારના ઉપદેશ યુક્ત બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રને જોવા તથા સાંભળવાલાયક ઋગ્વેદાદિ ચારે વેદમાંથી વસ્તુ, સંગીત, અભિનય અને રસ વગેરે બ્રહ્માજી પાસે લઈ "નાટ્ય" નામનો વેદ ઉત્પન્ન કર્યો.

બ્રહ્માજી પાસે ઉપસ્થિત થયેલા ભરત મુનિને આ વેદ પ્રાપ્ત થયો અને તેઓએ બ્રહ્માજીને પૂછ્યું કે "મહારાજ! આ નાટ્ય વેદ પ્રાપ્ત કર્યા પછી હવે મારું શું કર્તવ્ય છે?" ત્યારે બ્રહ્માજીએ કહ્યું, 'ઈન્દ્ર ધ્વજ પૂજન મહોત્સવે નાટ્ય પ્રયોગ તમે કરી બતાવો. ભરત મુનિએ પ્રારંભમાં દેવ સ્તુતિ યોજી, દેવ અને દાનવો વચ્ચેનું યુદ્ધ એ વસ્તુ લઈ, વચમાં સંગીત નૃત્ય વગેરેની યોજના કરી, "જર્જરોત્સવ" (ઈન્દ્ર વિજય ધ્વજોત્સવ) એ પ્રથમ નાટ્ય પ્રયોગ રજૂ કર્યો. પોતાના છેદન–બંધન વગેરે દૃશ્યોથી ક્રોધાયમાન થયેલા રાક્ષસોએ આ પ્રયોગમાં ઘણાં ઘણાં વિઘ્નો ઉપસ્થિત કર્યાં. પરતુ ઈન્દ્ર મહારાજે તેઓનો નાશ કરી સર્વે વિઘ્નોને દૂર કર્યાં. ભવિષ્યમાં આવા વિઘ્નો ન નડે માટે નાટકગૃહ બનાવવાની તેમજ દ્વાર–નેપથ્ય–રંગભૂમિ તથા પાત્રોના સંરક્ષકો તરીકે ચન્દ્ર, વાયુ, મિત્ર, વરૂણ, મહાદેવ વગેરે દેવોને નિયુક્ત કરવાની યોજના થઈ. આમ છતાં અસુરગણને પૂછવામાં આવ્યું કે આવા વિઘ્નો ઊભા કરવાનું શું કારણ છે? ત્યારે જવાબ મળ્યો કે "અમ-દૈત્યોની પણ બ્રહ્માજી દ્વારા જ ઉત્પત્તિ થઈ છે તો પછી આવા પ્રયોગોમાં અમારા જ નાશ, બંધન વગેરેનાં દ્રશ્યો શા માટે બતાવવામાં આવે?" આથી બ્રહ્માજીએ કહ્યું: 'તમે ખેદ ન કરો, આખા ત્રિલોકનાં કર્મને આ પ્રયોગો દ્વારા ભજવી બતાવવામાં આવશે'. નાટકોનું વસ્તુ આ પ્રમાણે નક્કી થયું અને તેમાં શિલ્પ, ચિત્ર, યોગ, વિદ્યા વગેરે બધાં તત્વોનો ઉપયોગ કરવો, તેમજ નાટ્યપ્રયોગની શરૂઆતમાં રંગભૂમિનું પૂજન કરવું અને



પછી જ પ્રયોગનો આરંભ કરવો એવી આજ્ઞા આપવામાં આવી.

આ પ્રમાણે ઋગ્વેદાદિ ચતુર્વેદ, શુદ્ર આદિ વર્ગને શ્રવણ યોગ્ય નથી જેથી એવા એક પંચમવેદની ઉત્પત્તિ થવા જોઈએ કે જેથી સર્વને આનંદ સહિત ઉપદેશ મળી શકે. એટલે સંગીત, અભિનય, ઉપદેશાત્મક વસ્તુ યુક્ત નાટકની બ્રહ્માજીએ ઉત્પત્તિ કરી.

નાટ્ય ગૃહ:-

નાટકશાળા, રંગભૂમિ કે રંગમંડપ જેને આપણે કહીએ છીએ એ નાટ્ય ગૃહની રચના એટલા જ માટે કરવામાં આવી કે બંધ ગૃહની અંદર જો નાટ્યપ્રયોગ ચાલતો હોય તો વિઘ્ન આવવા સંભવ ન રહે, વળી ખુલ્લા કરતાં બંધ ગૃહની અંદર પાત્રોના ઉચ્ચારણ; ગીત વગેરે સ્પષ્ટ સાંભળી શકાય. રંગભૂમિ ત્રણ પ્રકારે બનાવી શકાય. લાંબી, ચોરસ તથા ત્રિકોણ. અને તે ક્રમશઃ ઉત્તમ હોઈ દેવો માટે, મધ્યમ હોઈ રાજાઓ માટે ને કનિષ્ટ હોઈ મનુષ્યો માટે રચવાં. તેમજ પ્રેક્ષકગૃહ પણ અતિ લાંબુ ન હોવું જોઈએ એવી આજ્ઞા થયેલી છે. પ્રેક્ષકગૃહ જો લાંબુ હોય તો પાત્રોને ઉચ્ચ સ્વરે બોલવું તથા ગાવું પડે ને સ્વર જો લાંબે સુધી પહોંચી શકે તેવો ન હોય છતાં તેમ કરવામાં પ્રયત્ન કરવામાં આવે તો બેસુરા થઈ જવા સંભવ રહે. વિશેષમાં પાત્રો જે અભિનય અને નૃત્યમાં પોતાનું જે કૌશલ્ય બતાવે તે દૂરના પ્રેક્ષકો, ગૃહની અતિ લંબાઈને લઈ જોઈ શકે નહીં અને તેથી પ્રશંસા પણ કરી શકે નહીં એટલે મધ્યમ પ્રમાણમાં ગૃહની રચના થવી જોઈએ. નાટ્ય મંડપ બનાવવા માટે યોગ્ય ભૂમિની પસંદગી કર્યા બાદ વાસ્તુ કરવું અને બને ત્યાં સુધી તો કઠણ સ્થિર જમીન હોય ત્યાં જ મંડપ બાંધવાનું યોગ્ય સમજવું.

શુભતિથિ મુહૂર્ત જોઈ વિદ્વાન બ્રાહ્મણો પાસે વૈદિક ક્રિયા કરાવી, સ્તંભ, ભીંત, રંગપીઠ, નેપથ્ય વગેરેની રચના કરવી અને તેની દૃઢતા અને સનાતનતા માટે બ્રહ્મ ભોજન કરાવી વિવિધ વસ્તુઓનું ધન આપવું. ભીંતો, દરવાજા અને બારણાં ઉપર ઉત્તમ પ્રકારની કારીગીરીયુક્ત કોતરકામ કરવું અને દ્વારોની લોઢા વડે મજબુતી કરવી.

નાટ્ય મંડપમાં પર્વતની ગુફાના આકારના બે વિભાગ રાખવા જેથી વાજીંત્રોનો નાદ તેમજ પાત્રોનો સંવાદ ગંભીર રીતે સંભળાય. ચારે બાજુ શોભા માટે સુંદર કારીગરીવાળા સ્તંભો મૂકવા.

નેપથ્યગૃહની યોજના એવી કરવી કે તેમાંથી રંગભૂમિ પર આવવા માટે એમ બારણું, બીજું તેની સામે, તેમજ ત્રીજું બારણું રંગભૂમિની સામે રાખવું.

પ્રેક્ષકોની બેઠક પગથીયાની જેમ ગોઠવવી કે જેથી દરેકને રંગપીઠ (સ્ટેઈજ) બરાબર જોઈ શકાય અને તે બેઠકો ઈંટથી મજબુત બનાવવી. આમ રંગ-પીઠ નેપથ્ય-ગૃહ પ્રેક્ષકોની બેઠક વગેરેની રચના કરવાની આ નાટ્ય ભેદમાં આજ્ઞા આપવામાં આવી છે. આમાંથી આપણને એટલું જ જાણવા મળે છે કે જ્યારે વિદ્યુત શક્તિનો ઉપયોગ થતો નહીં અને તેના દ્વારા ચાલતી બત્તીઓ ધ્વનિવર્ધક યંત્રો વગેરે પણ ન હતા ત્યારે પણ રંગભૂમિની રચના પર કેવું ધ્યાન આપવામાં આવ્યું છે કે જેથી દરેક પ્રેક્ષક સંપૂર્ણ સંતોષથી નાટ્ય પ્રયોગનો આનંદ લઈ શકે.

આમ નાટ્ય ગૃહ તૈયાર થઈ ગયા પછી રંગભૂમિના જુદા જુદા સ્થાનના રક્ષણ અર્થે પહેલા દેવતાની "અમારૂં રક્ષણ કરજો, સહાય કરજો" એવી પ્રાર્થના કરી અને સાથે સાથે વાદ્યોનું પૂજન કરવું. નાટકની પ્રસિદ્ધિ થવા માટે ઈન્દ્ર ભગવાન તરફથી અપાયેલ જરજર ધ્વજ (વિજય ધ્વજ) ની પૂજા કરી સ્તુતિ કરવી કે "હે, દૈત્યોના નાશ કરતા તમે ઈન્દ્ર દેવનું શ્રેષ્ટ શસ્ત્ર છો. સર્વ દેવો તમને વંદે છે. હે, સર્વ વિઘ્નના નાશકર્તા! રાજાનો વિજય કરો, શત્રુનો પરાજય કરો, ગૌબ્રાહ્મણનું કલ્યાણ કરો અને નાટકની વૃદ્ધિ કરો."

રંગપીઠનું રક્ષણ કરનારા દેવતાઓ વિજયધ્વજ વગેરેનું વિધિ અનુસાર પૂજન અર્ચન કરવાથી ય

સમાન પૂણ્ય મળે છે ને તેથી જ નાટ્ય પ્રયોગને સફળતા મળે છે. આ પૂજનવિધિ નવીન નાટ્યગૃહ તૈયાર થાય તેના પ્રારંભાર્થે જ છે પછી તો સામાન્ય પૂજા પ્રારંભમાં થવી જોઈએ.

### નાટક

હવે રંગપીઠ તૈયાર થયા બાદ તેના પર જે ભજવી શકાય છે તે નાટકો વિષે અત્રે ઉલ્લેખ કરવો ઈષ્ટ છે.

વ્યાયોગ, ભાણ, પ્રહસન વગેરે દશ રૂપકોમાંનું નાટક પણ એક રૂપક છે. નાટક કેવું હોવું જોઈએ તે ટૂંકમાં જોઈએ.

નાટક વસ્તુ ખુબ જ પ્રસિદ્ધ હોવું જોઈએ કે જેથી પ્રેક્ષકોને તે પ્રયોગ ખૂબ જ સરળતાથી સમજાય અને તે દ્વારા અપાતો ઉપદેશ તેઓ ગ્રહણ કરી શકે.

નાયક ઘણો ઉદ્દાત્ત અને પ્રસિદ્ધ વંશનો હોવો જોઈએ અને તેનું ચારિત્ર્ય દિવ્ય ગુણોથી અલંકૃત હોવું જોઈએ. તે ઉપરાંત અન્ય પાત્રો પણ નાયકના પાત્રને સુંદર રીતે સમર્થન આપે તેવા જોઈએ. નાયક-ચરિત્રને જુદી જુદી અવસ્થાઓમાં પ્રત્યક્ષ કરી બતાવવું અને નાટકને વિવિધ રસથી રંગી અમાત્ય, પરિજન દેવી, વણિક આદિ વિવિધ પાત્રોથી સજી તેને ચિત્તાકર્ષક બનાવવું.

યુદ્ધ, મૃત્યુ, નગરને ઘેરો ઘાલવો વગેરે પ્રવેશક દ્વારા જણાવવા, અંકમાં પ્રત્યક્ષ ન બતાવવા પ્રવેશકમાં ખાસ કરીને અનુદાત્ત અથવા તો નીચ પાત્રોની યોજના હોય છે એટલે મૃત્યુ વગેરે પ્રસંગો પ્રવેશક દ્વારા બતાવાય અથવા તો ચુલિકા દ્વારા જ અર્થ સૂચન કરવામાં આવે.

પ્રવેશકનું સ્થાન બે અંકની મધ્યમાં છે અને તે ભૂત અને ભવિષ્યનો સંબંધ સંક્ષેપમાં કહી જાય છે. ખાસ કરીને તેમાં નીચી કોટીના પાત્રો હોય તેથી અપ્રૌઢ ને પ્રાકૃત ભાષાનો જ તેમાં ઉપયોગ કરાય છે.

આમ વિષ્કંભક, પ્રવેશક, ચુલિકા વગેરે પાંચ અવસ્થાઓ વડે ઉત્પન્ન થયેલ, પાંચ સંધિઓથી યુક્ત, ગુણ અલંકારથી ભૂષિત, રસ ભોગ અને ઉદ્દાત ભાષણ યુક્ત, ઉચ્ચતમ પાત્રોવાળું અને ખાસ તો જન સમાજમાં સંભવતી સુખ દુઃખની અવસ્થાઓને યોગ્ય ઉપદેશ વડે અભિનય સહિત વ્યક્ત કરે તેવી રચના તે નાટક કહેવાય. અંતમાં નાટકની શા માટે રચના થવી જોઈએ તે વિષેના ભરત મુનિના શબ્દો તરફ પૂજ્યભાવથી દષ્ટિ કરીએ "ભવિષ્યકાળમાં માનવો બુદ્ધ અને શાસ્ત્રના અલ્પ જ્ઞાનવાળા થશે. તેઓમાં બુદ્ધિ, બળ, શાસ્ત્ર વગેરે નાશ પામશે. માટે તે સમયે લોકોના સ્વભાવનું બળાબળ જોઈએ કોમલ શબ્દયુક્ત સુખકારક નાટક કવિએ રચવું. ક્લિષ્ટતાનો નાશ કરવો જોઈએ."

### પાત્રો

સૌ કોઈ સમજી શકે છે કે નાટકનું વસ્તુ ગમે તેટલું ઉદ્દાત ભાવનાવાળું હોય, ખૂબ જ ઉપદેશાત્મક થઈ પડે તેવું હોય છતાં પણ જો યોગ્ય પાત્રો ન હોય તો વસ્તુનું ઉત્તમ ધ્યેય છિન્નભિન્ન થઈ જાય છે. નાયક, નાયિકા તથા બીજા સમર્થન આપતાં પાત્રોને—ભલે તે ખૂબ જ નાના હોય, તેમની યોગ્યતા ખ્યાલમાં રાખીને ખૂબ જ વિચાર કર્યા બાદ પસંદગી આપવી જોઈએ. નાટ્યશાસ્ત્રમાં દરેક પાત્રને જુદા જુદા કેવા કેવા ગુણથી અલંકૃત હોવું જોઈએ એ બતાવેલ છે. અને તેમાં પણ દરેક પાત્રના જુદા જુદા ભેદ પણ બતાવેલ છે. રાજા નાયક, રાણી નાયિકા, સેનાપતિ, કુમાર, મંત્રી, પ્રાડ્વીવાક્, તે ઉપરાંત સુત્રધાર, પારીપાર્શ્વકવીટ, શકાર, વિદૂષક, ચેટ અને અન્ય રાજા તથા રાણીઓએ અધિકાર આપેલ સ્ત્રી તેમ જ પુરુષ પાત્રો. આટલાં અને આવાં પાત્રોથી નાટકનું વસ્તુ તૈયાર કરવામાં આવતું. હવે આપણે ઉપર કહેલાં પાત્રો કેવા ગુણોથી અલંકૃત હોવા જોઈએ તે વિષે નોંધ લઈએ.

### નાયક

પ્રારંભનાં નાટકોમાં નાયક તરીકે ખાસ તો રાજાની જ યોજના કરવામાં આવતી. કારણ સળંગ




નાટક, રાજાનાં ચરિત્ર આસપાસ જ રચવામાં આવેલ હોય, ધીરોદ્દાત, ધીરોદ્ધત, ધીરલલિત અને ધીરપ્રશાંત એમ નાયકના ચાર પ્રકાર છે ધીરોદ્દાત નાયક ક્ષમ્ય દૃષ્ટિવાળો, ગંભીર, મહાન, પરાક્રમી, સ્થિરબુદ્ધિવાળો વિનયશીલ અને આત્મશ્લાઘા ન કરનાર એવો હોય આત્મગૌરવવાળા, પ્રચંડ, માયા, ચંચલ તથા આત્મ પ્રશંસા કરવામાં તત્પર હોય તેવો ધીરોદ્ધત કહેવાય. ધીર લલિત નાયક—ચિન્તા વિનાનો, સંગીત નૃત્ય વગેરે કળાઓ પર પ્રીતિ રાખનાર હોય. તેમજ ધીરપ્રશાન્ત નાયક નાયકના જે સામાન્ય ગુણો વર્ણવ્યા છે તેનાથી યુક્ત અને બ્રાહ્મણ હોય તે. ઉપર કહ્યા ચાર પ્રકારના નાયકોમાં પણ નીચે પ્રમાણે સામાન્ય બાવીસ ગુણો હોવા જ જોઈએ :–વિનિત, દૃઢ–તેજસ્વી, મધુર, ઉત્સાહવાન, સ્થિર, પ્રિયભાષી, સ્મૃતિવાન, શૂર, માની, કલાવાન, ધાર્મિક, ત્યાગી દક્ષ, રક્તલોક, જન સમુદાયના પ્રીતિપાત્ર, વાગ્મી, વક્તા, સદ્વંશ, ઉચ્ચ કુળવાળો, પ્રજ્ઞાનવાન, શાસ્ત્ર-ચક્ષુ, શૂચી, યુવા, બુદ્ધિમાન.

### નાયિકા

ચાર પ્રકારની છે :—ધીર, લલિત, ઉદ્દાત, નિભૃત.

દિવ્ય સ્ત્રીઓ તથા રાજાની સ્ત્રીઓ ધીર, તેમજ ગણિકાઓ ઉદ્દાત, શિલ્પકારિણી નિભૃત, તથા વેશ્યાઓ સંકિર્ણ પ્રકૃતિની હોય છે.

**પ્રકૃતિ**—આભ્યન્તર અને બાહ્ય એમ બે પ્રકારની છે. રાજાના ઉપચાર માટે જે હોય તે **આભ્યન્તર** તથા તેના સિવાયનો બીજો પ્રકાર **બાહ્ય** કહેવાય.

### આભ્યન્તરગણ

૧. **મહાદેવી** :—પતિવ્રતા ઉત્તમકુળમાં જન્મેલા સ્વામીનું કલ્યાણ વાંચ્છનારી સદ્દગુણો યુક્ત જે હોય તે.

**દેવી** :—ઘણું માન ન હોય તેવી, બાલા હોય, યૌવન આદિ ગુણો વડે વિભૂષિત હોય તેવી.

તે જ પ્રમાણે સેનાપતિ તથા અમાત્યની કન્યાને **સ્વામિની**, ઉત્તમ રૂપવાળી અત્તર સુગંધી યુક્ત તથા રાજાની ઇચ્છા પ્રમાણે વર્તન કરનારી **સ્થાયિની**, શાંત કોમળ પ્રકૃતિની **ભોગિની**, વિવિધ કળાના ભેદ જાણનારી ચિત્રકળામાં પારંગત **શિલ્પકારિણી**, ચતુર, અભિનય જાણનારી, રસ તથા ભાવમાં પ્રવિણ **નાટકી**, નૃત્ય ગીતમાં ચતુર, રૂપ યૌવન કાન્તિમાં ઉત્તમ એવી **નર્તકી**, રાજાની સર્વ અવસ્થાઓમાં પાસે રહેનારી **અનુચારિકા**, આયુધાગીર, ભાંડાગાર, ધાન્ય વગેરે જેના કબજામાં હોય, આખ્યાન કરતી હોય તે **આયુક્તા**, છત્ર ધરવામાં, બિછાનું પાથરવામાં, માથું ઓળવામાં, પગચંપી કરવામાં જે સ્ત્રી યોજાઈ હોય તે **પરિચારિકા**, અંતઃપુરમાં બધે સ્થળે ફરનારી, ક્રીડાઓમાં, મહેલમાં સાથે રહેનારી તથા પ્રહરે પ્રહરે ચોકી કરે તે **સંચારિણી**, રતિક્રીડા વગેરે અતિ ગુપ્ત કાર્યોમાં જેની નિયુક્તિ થઈ હોય તે **પ્રેષ્ટણકારિકા**. તેમજ અન્તઃપુરમાં રહેનારાઓને આશીર્વચન વડે આનંદિત રાખતી **સુમહત્તરા**, રાજાઓના વિવિધ કાર્યોથી ઉત્પન્ન થયેલ હકીકતનું નિવેદન કરનાર **પ્રતિહારી**, કૌમારયુક્ત, ભ્રાન્તિરહિત, ઉદ્દાત ન હોય લાજ શરમવાળી તે **કુમારી** તેમજ પુરોગામી રાજાઓની નીતિ જાણનાર, બધા રાજામાં માન પામેલ પૂર્વના રાજાઓના આચરણ જાણનારી તે **સ્થવિરા** (વૃદ્ધા)

### બાહ્યગણ

૧ **સેનાપતિ**–શુદ્ધ આચરણવાળો, સત્યપ્રિય, આળસરહીત, પ્રિયભાષી, યુદ્ધનીતિથી પૂર્ણ વાકેફ, અર્થ શાસ્ત્રી, બહોળાં કુટુંબવાળો તથા દેશકાળ સમજનારો હોય તે.

૨ **કુમાર**-સ્નેહયુક્ત, શાન્ત, વિનયી, તર્કમાં કુશળ તથા અનેક સદ્દગુણોવાળો હોવો જોઈએ.

૩ **મંત્રી**–આમાત્ય–સચીવ: ઉત્તમ કુળવાળો બુદ્ધિમાન, ન્યાયશાસ્ત્રમાં પ્રવીણ અને ધર્મવાન હોય.

૪ **પાડ્ વિવાક્**–વ્યવહારકુશળ, બહુશ્રુત, ક્રોધને જીતેલો, સમદૃષ્ટિવાળો, શાન્તને જ પાડ્ વિવાક એટલે ન્યાયાધીશ બનાવવો.





૫ સૂત્રધાર–અનેક વિધ ગુણથી ભરપૂર હોય, શાસ્ત્રવિધિ પ્રમાણે વર્તનાર, સાહિત્ય, સંગીત, અને વિવિધ કળાઓમાં પારંગત, શ્રૃંગારાદિ રસ ને ભાવોમાં કુશળ, નાટયપ્રયોગ ભજવવામાં કાબેલ, સંપૂર્ણ ભૌગોલિક જ્ઞાન ધરાવનાર મનુષ્યના આચાર, બુદ્ધિયુક્ત, પ્રતિભાવના વગેરે ગુણોયુક્ત હોય.

૬ વિટ–વેશ્યાના ઉપચારમાં કુશળ, મિષ્ટભાષી તર્કકુશળ, વક્તા, કવિ વગેરે.

૭ પારિપાર્શ્વક–રૂપવાળો, ઉજ્જવલ, બુદ્ધિવાળો, દૃઢ મનવાળો, સૂત્રધારથી કંઈક અંશે ઓછા ગુણવાળો.

૮ શકાર–તેજસ્વી વસ્ત્ર તથા અલંકાર ધારણ કરનાર, અકારણ ક્રોધી થનાર, તથા ખુશી થનાર, માગધી ભાષા બોલનાર તથા અધમ પ્રકૃતિનો હોય.

૯ વિદૂષક–મોટા ટૂંકા અથવા તો લાંબા દાંત વાળો, વિકૃત મુખવાળો, માથે વાળ રહીત, પીળી આંખવાળો બ્રાહ્મણ.

૧૦ ચેટ–કળાપ્રેમી બહુભાષી, સુગન્ધી પદાર્થ રાખનાર હોય તે. આભ્યન્તર અને બાહ્ય ગણ ઉપરાંત નપુંસક પ્રકૃતિનાં પાત્રો પણ યોજવાં જેઓ પૌરુષ વિનાના હોવાથી અન્તઃપુરમાં જવા આવવા માટે.

### અભિનય

જે પાત્ર ભજવવાનું હોય તેને હુબહુ વ્યક્ત કરવું હોય તો અભિનય પર સંપૂર્ણ કાબુ હોવો જોઈએ. પૌરાણિક, સામાજીક, ઐતિહાસિક વગેરે પાત્રો જુદા જુદા પ્રકારના અભિનય માગી લે છે. અને તેમાં જો ભાષા, પોષાક કે અભિનયમાં થોડી પણ ક્ષતિ આવે તો આખો પ્રયોગ નિષ્ફળ ગયો ગણાય.

નાટયના ભાવને પ્રકટ કરે છે તે અભિનય.

આખું નાટયશાસ્ત્ર અભિનયમાં જ રહ્યું છે.

અભિનય ચાર પ્રકારના છેઃ—

(૧) આંગિક (૨) વાચિક (૩) આહાર્ય (૪) સાત્ત્વિક. સાત્ત્વિકાભિનયનું સર્વ અભિનયમાં સ્થાન છે એટલે તેને પ્રથમ સ્થાન અપાય છે. ભાવ સહિત રસદર્શનને સાત્ત્વિકાભિનય કહેવાય છે.

(શ્રૃંગાર–બિભત્સ આદિ મુખ્ય નવ રસ છે. અને રસ વડે ભાવિત કરવું એટલે પ્રકટ કરવું તે ભાવ. રસ અને ભાવ બંનેની સિદ્ધિ અભિનયમાં હોય છેઃ) અત્રે આપણે રસ અને ભાવની લંબાણપૂર્વક ચર્ચા અસ્થાને છે. અભિનયનો બીજા પ્રકાર તે આંગિક અભિનય. અંગ ઉપાંગો વડે જે અભિનય વ્યક્ત કરવામાં આવે તે. આંગિક અભિનયના ત્રણ ભેદ છે (૧) શારિર (૨) મુખજ તથા શાખા, અંગ, ઉપાંગયુક્ત (૩) ચેષ્ટાકૃત.

મુખ્ય અંગ ૭ કહેવાયઃ–માથું, છાતી, હાથ, પડખાં, કટી (કેડ) અને પગ. નેત્ર, ભ્રકુટી (ભમ્મર), નાક, નીચલો હોઠ, ગાલ અને દાઢી એ ૭ ઉપાંગો કહેવાય. શાખા, નૃત્ય અને અંકુર એ આ અભિનયની ત્રણ વસ્તુ છે. અંગ–અભિનયને શાખા, અર્થસૂચનને અંકુર તથા અંગહારોથી ઉત્પન્ન થનારને નૃત્ય કહેવાય છે.

### મુખ્ય છ અંગ

(૧) મસ્તક.:–આકંપિત, અધોગત, વિધૂત, લોલિત વગેરે ૧૩ ભેદ માથાના કહ્યા છે. પ્રશ્ન, ખેદ, વિસ્મય, નિષેધ, ઊંચે જોવું વગેરે આ અભિનય માટે છે.

(૨) હાથ:–દેવું, લેવું, દોરી ખેંચવી, પ્રશ્ન પૂછવો, તાલ આપવો, પૈસા ગણવા, જમવું વગેરે ક્રિયાઓ બતાવવા માટે–પતાકા, કાંગુલક, ભ્રમર, સુચીમુખ, ઉત્સંગ, નિષેધ, લલિત, વલિત, ચતુર આદિ ૬૫ પ્રકારનાં હસ્તકર્મ બતાવ્યાં છે. જેમાં ૨૪ એક હાથ વડે બતાવાય તેવાં, ૧૩ બે હાથ વડે બતાવી શકાય તેવાં બાકીનાં નૃત માટેના જ અભિનય છે.

(૩) છાતીઃ પાંચ પ્રકારે વક્ષઃ સ્થળના (છાતીના) અભિનય કહી શકાય.



૧ આભુગ્નઃ સંભ્રમ–ખેદ, મૂર્છા, શોક, ભય વગેરે બતાવવામાં બે ખભા વાંકા રાખી, છાતી નીચી કરવી ને બરડો ઊંચો રાખવો તે.

૨ નિર્ભુગ્નઃ છાતી ઊંચી, બરડો નીચો અને ખભા પાછળ રાખી માનથી કહેવું. ગર્વ બતાવવો, બગાસું ખાવું વગેરે અભિનય બતાવી શકાય

૩ પ્રકંપિતઃ–હાસ્ય, રૂદન, ભય, શ્વાસ, ઉધરસ બતાવવા છાતી ધ્રુજાવવી તે.

૪ ઉદ્વાહિતઃ–ઉચ્છ્વાસ, દર્શ, બગાસું વગેરે બતાવવા છાતી ઊંચી રાખવી તે.

૫ સમઃ–સર્વ અવયવો સરખા રાખી છાતીને સુંદરતાયુક્ત રાખવી તે.

(૪) પડખાં (પાર્શ્વ) આના અભિનયના પણ પાંચ પ્રકાર છે.

૧ કેડ તથા પડખાંને વક્ર અને ખભો નમતો રાખવો તે (પાસે જવાનો અભિનય)

૨ સમુન્નત જે પડખું નમેલ હોય તેની સામેની બાજુનું પડખું તથા કેડ ઊંચી રાખવા તે ( પાછું ખસવા માટે)

૩ પ્રસારિત–બન્ને પડખાં લાંબા કરવા તે (હર્ષ વગેરે બતાવવામાં)

૪ વિવર્તિત–ત્રિક ભાગ ફરે એમ પડખું ફેરવવું તે (ફરવામાં)

૫ અપક્રાન્ત વિવર્તિત થયા બાદ પુનઃ પાછા ફરવું તે (નિવૃત થવા માટે)

(૫) કટિઃ—કેડના ભેદઃ—

૧ છિન્નાઃ–વ્યાયામ, ફેંકવું વગેરે ક્રિયાઓ બતાવવા મધ્ય ભાગમાંથી કેડને હલાવવી તે

૨ નિવૃતાઃ–વળોવવા માટે મોઢું ઊંચુ રાખી કેડ સીધી રાખવી તે.

૩ રેચિતાઃ–ફરવા માટે કેડને ચારે બાજુ નમાવવી તે.

૪ કંપિતાઃ–કુબડો–હુઠો અને નીચની ચાલ બતાવવા માટે તુરંત કેડને વાંકી કરવી તે.

૫ ઉદ્વાહિતા;–સ્થૂલકાય મનુષ્ય તેમજ લજ્જાયુક્ત સ્ત્રીની, ચાલ બતાવવા માટે પડખાં અને નિતંબ ભાગની કેડ ઢંકાયેલી હોય તે.

(૬) પાદકર્મ (પગ)

પગની ગતિના પણ ૭ પ્રકાર નિર્દિષ્ટ કરવામાં આવ્યા છેઃ

૧ ઉદ્ઘટિત–એટલે જમીન પર પગનો આગલો ભાગ મૂકી પેનીથી જમીન ઠોકવી તે.

૨ સમઃ જમીન પર સામાન્યરીતે સ્વભાવિક સરખાં પગ મૂકી રહેવું તે, તેને સમપાદ પણ કહે છે.

૩ અગ્રતલસંચર– જમીન ધમકારવી, ધાસ્તી, ભ્રાન્તિ, ફરવું વગેરે ક્રિયા બતાવવા પેની ઊંચી, અંગૂઠો લાંબો તથા આંગળી શોભતી રહે તેમ રાખવી તે.

૪ અંચિત–પેની જમીન પર ઊંચી તથા ફણો ઊંચો તથા આંગળી શોભીતી લાગે તેમ.

૫ કુંચિત–આંગળીઓ તથા પગની પેની ઊંચી રાખવી જેથી મધ્યભાગ વળેલો થાય તે. આ અભિનય ઊંચી વસ્તુ પકડવામાં યોજાય છે.

૬ સૂચિપાદ–નૃત્ય માટે અથવા ઝાંઝર પહેરવા માટે યોજાતા આ અભિનયમાં જમણા પગની પેની ઊંચી રાખી અંગૂઠો જમીનને અડાડવો તથા પગ સ્વાભાવિકરીતે જમીન પર મૂકવો.

આ પ્રમાણે હસ્ત પાદાદિનું અમુક પ્રકારે ચલન કરવું તેને વ્યાયામ અને અમુક પદ્ધતિથી વ્યાયામ કરવો તેને ચારી કહે છે. એક ચરણના પ્રચારને "સંચારી", બે ચરણના પ્રચારને " કરણ " તથા વધારે ચરણોના સમુહને "ખંડ" ને ત્રણથી વિશેષ ખંડના સંયોગને "મંડળ" કહેવાય છે. નાટ્યશાસ્ત્રનો આરંભ જ ચારીમાં રહેલો છે. નૃત્ય, યુદ્ધ શસ્ત્રમોક્ષ વગેરેમાં પણ ચારી જ યોજવામાં આવે છે. ચારીના મુખ્ય બે પ્રકાર છે–ભૌમી એટલે ભૂમિ–જમીન





તથા આકાશિકા-એટલે આકાશની. સમપાદ એટલે સરખા પગ રાખવા તે, આર્ધિક એટલે જમણા પગને ડાબા વડે ઘોતા હોઈએ તેમ ઊભા રહી ખસેડી લેવા તે વગેરે **સોળ ચારીઓ ભૌમી** કહેવાય છે.

તેમ જ અતિક્રાન્ત એટલે પગ કુંચિત કરી આગળ ધરવો, પછી ઊંચો કરી નીચે પાડવો તે......વગેરે ચારીઓને **આકાશિકી** કહેવાય છે.

ભૌમી ચારીઓ પગના કરણોમાં યોજાય ત્યારે આકાશિકી ધનુષ્ય, વજ્ર, તલવાર વગેરે શસ્ત્રો ફેંકવામાં યોજાય છે. આ ઉપરાંત પગના સ્થાન માટે પણ વૈષ્ણવ, સમપાદ, વેશાખ, મંડળ, આલીગઢ, પ્રત્યાલીઢ વગેરે સ્થાનભેદ યોજાયા છે. વ્યાયામ માટે શસ્ત્ર ફેંકવા સમયે, ઘોડા પર બેસવું, સામસામા વાદવિવાદ વગેરે ક્રિયાઓ માટે આ સ્થાનયોજના થયેલ છે અને દરેક પ્રકારના સ્થાન માટે જુદા જુદા દેવો નિયુક્ત થયા છે. જેમકે વૈષ્ણવના વિષ્ણુ, સમપાદ સ્થાનના બ્રહ્મા. વેશાખના કાર્તિકેય, મંડળના ઈન્દ્ર અને આલીગઢના રૂદ્ર વગેરે...તે જ પ્રમાણે પાત્રોની 'ગતિ' પણ નિર્ણિત કરવામાં આવી છે. ઉત્તમ મધ્યમ પાત્રોને વૈષ્ણવ સ્થાનથી પ્રવેશ કરાવવો, ઉત્તમ પાત્રોએ ધીરી ગતિથી, મધ્યમે મધ્યગતિથી અને અધમ પાત્રોએ ઉતાવળી ગતિથી હલન ચલન તથા પ્રવેશ વગેરે કરવું.

હર્ષ, શોક, ભય, ઉત્સાહના ભાવ વ્યકત કરવા, ગતિમાં ઉચિત ફેરફાર કરવા જોઈએ. તે પ્રમાણે લંગડાં, વૃદ્ધ, કુબડાં, કાંટો વાગેલાં પાત્રોએ તેના અભિનય પ્રમાણે ગતિ રાખવી. આ પ્રમાણે પગના ૭ પ્રકાર, ચારી (ભૌમી તથા આકાશિકા) સ્થાનના પ્રકાર તેમજ ગતિ વગેરેની ટૂંકી સમજુતી સાથે પાદકર્મ એ અંગ સાથે આંગિકાભિનય વિષેનો ઉલ્લેખ પણ અહીં પૂરો થાય છે.

## વાચિકાભિનય

આદિ નાટકો તો સંસ્કૃત ભાષામાં જ યોજાતાં અને તેમાં પણ મુખ્ય પાત્રો અથવા તો ઊંચ વર્ણના પાત્રો સંસ્કૃત, નીચી કોટીનાં પ્રાકૃત કે અર્ધમાગધીમાં સંવાદ કરતાં. આપણાં ગુજરાતી નાટકોમાં પણ આપણે જોઈએ છીએ કે ઉચ્ચ કુટુંબની વ્યક્તિઓ શુદ્ધ ગુજરાતી બોલે તો ગામડીયા અથવા બીજા જંગલી લોકો ગામડી ભાષા બોલે છે. ભાષા ઉપરથી પાત્રની કક્ષા તરત માલુમ પડી જાય છે. નાટક પ્રયોગમાં અભિભાષા, આર્યભાષા, જાતિભાષા તથા જાત્યંતરી ભાષા એમ ચાર પ્રકારની ભાષા યોજાય છે (સંસ્કૃત પ્રાકૃતનો તેમાં સમાવેશ થઈ જાય)

દેવો માટે **અભિલાષા**, રાજાએ માટે **આર્યભાષા**, સૂચવી છે. તેમાં વ્યાકરણના સંસ્કાર પણ હોવા જોઈએ. મ્લેચ્છ તથા ભારતના જુદા જુદા માણસોને યોગ્ય એવી ભાષાને **જાતિભાષા** કહેલી છે તેને **જાત્યંતરી** કહેવાય છે. સંસ્કૃત અને પ્રાકૃત ભાષા ઉપરકહ્યા ચારે વર્ણના મનુષ્યો બોલી શકે પરંતુ ખાસ કરીને સંન્યાસી, મુનિ, રાજા, રાણી, બ્રાહ્મણ, રાજા સાથે સંવાદ કરતી વેશ્યા, વગેરેનો વાર્તાલાપ સંસ્કૃત ભાષામાં યોજવો. તેમજ વ્યાધિગ્રસ્ત, ભિક્ષુક, સેવકગણ, પૃથ્વી પર ઊતરેલી અપ્સરા, શ્રમજીવી, દરિદ્રી વગેરે માટે પ્રાકૃત ભાષા યોજવી. આ ઉપરાંત ઝનાનામાં રહેનાર રાજા માટે માગધી, ઉત્તમ વ્યાપારી, રાજપુત્ર વગેરે માટે અર્ધમાગધી, ધૂતારા વિદૂષક, પૂર્વ દેશના રહેવાસી માટે અવન્તીની, નાયિકા ને તેની સખી માટે શૌરસેની, યોદ્ધા, નાગર તથા પાસા રમનાર માટે દાક્ષિણાત્યા, ઉત્તરના રહેવાસી માટે બાહ્લિકા વગેરે પ્રકાર યોજ્યા છે અને શંબર (ભીલ), શક, પારધી, ગાય, ઘેટાં બકરાંના સ્થાનમાં રહેનાર, નેસડાવાસી આહીર, દ્રાવીડી વનમાં રહેનાર જંગલી માણસો માટે—

શબરઃ—આહીર, ચંડાળ, સચર, ઉદ્રજ, તથા દ્રવિડઃ—એમ ૭ વિભાષાઓ પણ યોજેલ છે. નાટ્ય પ્રયોગમાં દેશ તથા પાત્ર પ્રમાણે ભાષાયોજના કરવી.

## સંબોધન

આ સાથે સંબોધનના પ્રકારની પણ યોજના કરેલ છે.

દેવો, મહાત્માઓને યથાજાતિ "ભગવત" કે "ભગવતિ", બ્રાહ્મણને "આર્ય" રાજાને "મહારાજ" આચાર્યને "ઉપાધ્યાય" અધમ પાત્રોને "સૌમ્ય," પિતા અથવા ગુરૂએ "વત્સ" "શિષ્ય" વગેરે, વૃદ્ધાને "અંબ" વગેરે સંબોધનથી બોલાવવાં. બ્રાહ્મણો પૂજ્ય હોઈ રાજાને તેઓ કોઈ પણ પ્રકારે સંબોધી શકે. સંબોધનની માફક નામાભિધાન માટે પણ સૂચનાઓ કરવામાં આવી છે.

### આહાર્યાભિનય

જે સમયનું વસ્તુ હોય તે પ્રમાણે જ વેશભુષા. અલંકાર, શોભા વગેરે થાય તો જ પાત્રોની કુશળતા દીપી ઊઠે, નહીં તો અંતે અયોગ્ય પોશાક એટલો ખટકે કે અભિનયકૌશલ્યની મજા માણી જ શકાય નહીં. આ પ્રકારનો અભિનય બધા નાટ્ય પ્રયોગોમાં રહેલો હોય છે અને તે નેપથ્ય અને તેની જુદી જુદી સ્થિતિ તથા પ્રકૃતિ વિના યત્ને સ્પષ્ટ જણાવે છે.

ટૂંકામાં આ પ્રકારના અભિનયને નેપથ્યથી જન્મેલો વિધિ કહેવાય છે.

નેપથ્યના ચાર ભેદ કહ્યા છે:—

નેપથ્ય—નાટ્યના અંગોની રચના—સજીવ નેપથ્ય તથા મુક્તાલંકાર. સજીવ નેપથ્ય એ ભેદ ખાસ મનુષ્ય માટે છે પરંતુ પુસ્ત—એટલે લાકડાંની પૂતળીઓ વડે પણ તે થઈ શકે છે.

પુસ્ત-(કાષ્ટ પુતળીના) ત્રણ પ્રકાર બતાવ્યા છે.

(૧) સન્ધીમ-નર્કમાં રહેનાર મૂર્તિને ચામડું વગેરે ઓઢાડી બતાવાય તે.

(૨) વ્યાજિમઃ-મંત્રથી ક્રિયા થાય તે

(૩) વેષ્ટિતઃ-વસ્ત્ર પરિધાન કરાવી ક્રિયા થાય તે નાટકમાં ધ્વજ, વિમાન, પર્વત, બખ્તર વગેરે બતાવાય તે પણ પુસ્ત કહેવાય.

પુષ્પ, આભુષણ, તથા વસ્ત્રના જુદા જુદા યોગને અલંકાર કહેવામાં આવે છે.

પુષ્પઃ-વિષ્ટીમ, વિતત સંઘાત્ય. તે પિત, પ્રલંબિત એમ પુષ્પના પાંચ પ્રકાર છે.

આભૂષણો-આવેધ્ય, બંધનીય, ક્ષેપ્ય તથા આરોપ્યક એમ ચાર પ્રકાર છે.

૧ આવેધ્યઃ-કુંડળ વગેરે કાનના ઘરેણાં

૨ ક્ષેપ્યઃ-ઝાંઝર-તોડા વગેરે

૩ આરોપ્યકઃ-સોનાના દોરા-હાર વગેરે

૪ બન્ધનીયઃ-કંદોરા-બાજુબંધ વગેરે.

પુરુષો તથા સ્ત્રીઓ માટેનાં પણ ઘણા ઘણા પ્રકારનાં ઘરેણાંની વિસ્તૃત નોંધ આપી છે, આપણે મુખ્ય પ્રકારો જોઈ ગયા.

વસ્ત્ર-વસ્ત્ર પણ અનેક પ્રકારનાં પહેરાય છે પરંતુ તેમાં ત્રણ મુખ્ય ભેદ છે. શુધ્ધ, રક્ત અને વિચિત્ર. આ ત્રણે પ્રકારનાં વસ્ત્રો યથાપાત્ર પહેરી શકાય. જેમકે વિપ્રલંભ શૃંગારમાં એટલે વિયોગથી થયેલ શ્રૃંગારમાં, વૈરાગ્યગ્લાની, ઈર્ષા, ચિન્તા વગેરે અનુભાવો જેમાં પ્રદર્શિત થાય તેમાં શુદ્ધ વેષ પહેરાવવો, બીજાં આભૂષણો પહેરાવવાં નહીં. એ પ્રમાણે દેશ, જાતિ, સ્થિતિ અનુસાર વેશ આભુષણો વગેરેની યોજના કરવી.

આ અભિનય સંબંધી નાટ્યશાસ્ત્રની આજ્ઞાઓ કેટલીક ઉપયોગ થઈ પડે તેવી છે:

પાત્રનો, તેના સમયનો, જો પૂરતો અભ્યાસ ન કર્યો હોય તો ઘણી ભવાઈઓમાં જોવા મળે છે તેમ પૃથ્વીરાજ ચૌહાણ બુટ પહેરેલા, ઈન્દ્રસભાની નૃત્યાંગનાઓ ફ્રોક પહેરેલી, વગેરે જેવું જ કંઈક હાસ્યાસ્પદ બની જાય.

### રંગપ્રકાર (Make-up)

વેશ, અલંકાર અને ભાષાની જેટલું જ મહત્વ રંગ યોજનાનું છે.

વેષ તથા અલંકારો પહેલાં તો પોતાના પાઠ ને યોગ્ય બનવા પાત્રે પોતાના શરીરે રંગ લગાડવે જોઈએ.





સ્વાભાવિક ચાર પ્રકારના રંગ છે: ધોળો, પીળો, કાળો અને રાતો. અને તે બધાને એકબીજામાં મેળવતા ઘણા પ્રકારના રંગ થઈ શકે. જેમકે ધોળો ને રાતો મેળવવાથી પદ્મ, પીળો ને લીલો મેળવવાથી હરિત રંગ થાયં વગેરે. બળવાન રંગનો એક ભાગ ને ખાસ તેજ ન હોય તેવા રંગના બે ભાગ લઈને મિશ્રણ કરવું.

ત્યારપછી જેવું પાત્ર હોય તેવો રંગ લગાડવો. વૃદ્ધ હોય તો બધા વાળ સફેદ, મુખ પર રેખાઓ ઈત્યાદિ, ભીલ–શંબર વગેરેને તેના રંગ અનુસાર, ખાસ કરીને સામાન્ય નિયમાનુસાર બ્રાહ્મણ ને ક્ષત્રિયોને ગૌર તથા વૈશ્ય ને શુદ્રનો વર્ણ શ્યામ કરવો. તે છતાં જે પાત્ર ભજવવાનું હોય તે અનુસાર રંગયોજના કરવી.

આ ઉપરાંત પાત્રોના દેશ--કાળ ને ઉંમર પ્રમાણે દાઢી–મુછ વગેરે બનાવવાં અને તેને યોગ્ય શસ્ત્રો, દંડ, જયેષ્ટિકા આદિ આપવાં.

આમ પ્રાણી જેમ મૃત્યુબાદ પોતાના પ્રથમ જન્મને ભૂલી જાય છે અને નવા દેહ પ્રમાણે વર્તન કરે છે. તેમજ નાટય પ્રયોગમાં ભાગ લેતાં પાત્રોએ પણ પોતાના દેહને ઢાંકી જે પાઠ ભજવવાનો હોય તે પાત્ર પ્રમાણે વસ્ત્ર–અલંકાર, મુખના ભાવ, રંગ વગેરે ધારણ કરી તે જ પાત્રનું હુબહુ અનુકરણ કરવું જોઈએ.

આ ઉપરાંત સ્વાભાવિક ચેષ્ટા જેને "હાવ" કહેવાય છે તે તથા આપોઆપ (વિના પ્રયત્ન) એટલે કંઈ પણ આભુષણો વિના પોતાનાં યૌવન, રૂપ, લાવણ્ય વડે શોભે તે પ્રમાણે તથા પાછળથી વાકયોચ્ચાર થાય તે અનુસાર પણ અભિનય થાય.

પંચેન્દ્રિયના અભિનય બતાવવા પણ સૂચન કરેલાં છે.

૧ શબ્દ-સાંભળવાની ક્રિયા બતાવવી તે

૨ સ્પર્શ–ખભાનો સ્પર્શ થયો બતાવવો વગેરે

૩ રૂપ–મુખનો અભિનય, ભાવ સહિત થવો જોઈએ તેથી રૂપ સ્પષ્ટ દેખાય.

૪–૫ રસ ને ગન્ધ–શ્વાસ ઊંચો લઈ, નાક ફુલાવી અથવા તો આંખો ખેંચી આ ભાવ બતાવવા. આ બધા સામાન્ય અભિનય કહેવાય.

આ પ્રમાણે "અભિનય" એ વિષય પર આપણે વિહંગાવલોકન કર્યું અને નાટયપ્રયોગમાં તેનું મહત્વ શું છે તેથી આપણે વાકેફ થયા.

આ યુગની અંદર કદાચ સર્વ પ્રકારે તેને અનુસરવું કઠીન બને છતાં પણ જો નાટયશાસ્ત્રના સિદ્ધાન્તોને ખ્યાલમાં રાખ્યા હોય તો સમયાનુકૂળ પરિવર્તન સહિત એક આદર્શ વસ્તુની રજૂઆત થઈ શકે.

અંતમાં ભરત મુનિના આશીર્વાદ આધુનિક નાટયપ્રયોગો–નાટયકારો અને નાટય લેખકો ઉપર ઊતરે અને જનતા આદર્શ નાટકની રસલહાણ લઈ શકે.



આપણાં કલાકારો કલાને જ અંત સમજીને એમનો વિકાસ ત્યાં જ અટકાવી દે છે. આપણાં ઘણાં ખરાં કલાકારો પૈસાવાળાઓને જ એમનાં પ્રેક્ષકો તરીકે ઇચ્છે છે,—સામાન્ય લોકોથી અળગી થયેલી એ કલાનું માણસના ઐતિહાસિક વિકાસમાં શું સ્થાન હોઈ શકે? આપણે ત્યાં મોટા ભાગના કલાકારોનું રાજકીય, સામાજીક, રાષ્ટ્રીય કે આંતરરાષ્ટ્રીય જ્ઞાન કેટલું બધું અધૂરું છે?

—કુમારી ચંદ્રલેખા [ભારત નાટયમનાં કલાકાર]



[ ૩૨ મા પાનાથી આગળ ચાલુ ]

ખરાબ છે ! સાચી વાત તો એ છે કે મહાત્માજીએ પોતાની ત્રીસ વર્ષની હિંદની રાજકીય કારકીર્દિ દરમ્યાન કદી શુદ્ધ સાધનોનો મોટા પાયા ઉપર સામાજીક ઉપયોગ કર્યો જ નથી, તેઓ કરી શક્યા જ નથી.

કઈ રીતે તે આપણે હવે વિગતવાર જોઈએ. અસહકાર યુગ પહેલાં હિંદને રાજકીય સુધારા આપવા માટે હિંદી વજીર મી. મોન્ટેગ્યુએ હિંદના જુદા જુદા રાજકીય પક્ષોના નેતાઓનો અભિપ્રાય જાણવા એમને મળવા માટે બોલાવ્યા. સૌ કોટ, પાટલુન અને ટાઈ ટોપાના વિલાયતી વેષમાં સજ્જ થઈને મોન્ટેગ્યુ સાહેબને મળવા ગયા. એમાં ટીળક મહારાજ પોતાની મહારાષ્ટ્રી પાઘડી પહેરીને દેશી વેષમાં હાજર થયા. મહાત્માજીએ પોતાના કાઠીઆવાડી સાફો અને ડગલો ધારણ કર્યા હતા. મી. મોન્ટેગ્યુ મહા વિલક્ષણ પુરુષ હતા, એ સમજી ગયા કે આ ટોળામાં ખમીરવાળા માણસો માત્ર બે જ છે. બાકીના બધા જી હજુરો જ છે. એટલે એમણે સૌની સાથે સ્મિત કરીને હાથ મીલાવ્યા, પણ મુલાકાત માત્ર બે જ જણાને આપી. ટીળકને અને ગાંધીને.

એમણે ટીળક મહારાજને પૂછ્યું; "શું તમે એમ માનો છો કે સ્વરાજ (હોમરૂલ) આવશે એટલે તમારી તમામ મુશ્કેલીઓ દૂર થશે ?"

ટીળક મહારાજે જવાબ આપ્યો : "ના સાહેબ. અમારી ખરી મુશ્કેલીઓ સ્વરાજ આવ્યા પછી જ શરૂ થશે. એ જાણ્યા છતાંય મારે મારી પ્રજા માટે સ્વરાજ જોઈએ છીએ. તમારા સુંવાળા સુરાજ્ય હેઠળ નિર્વીર્ય થએલી પ્રજાને ખમીરવાળી કરવાનો એ જ એકમાત્ર ઉપાય છે"

મી. મોન્ટેગ્યુ હસ્યા, અને તુર્ત જ મહાત્માજી તરફ ફર્યા અને પૂછ્યું: "તમે તો સંત પુરુષ. તમારો સંબંધ બીજી દુનિયા સાથે. તમારે રાજકારણ સાથે શું લાગે વળગે."

મહાત્માજીએ જવાબ વાળ્યો : "જ્યાં જ્યાં દુષ્ટતા, પાપ કે બદી હોય ત્યાં ત્યાં મારા જેવા ભંગીની જરૂર રહેવાની જ. અત્યારે તો સૌથી મોટો પાપપુંજ રાજકારણમાં એકઠો થયો છે, એટલે મારે રાજકારણમાં ઝંપલાવવું પડ્યું."

અત્યારની પરિસ્થિતિ તરફ નજર નાખતાં માલમ પડે છે કે લોકમાન્ય ટીળકની આગાહી સાચી પડી છે, જ્યારે ત્રીસ વર્ષના સ્વાતંત્ર્ય સંગ્રામ પછી મહાત્માજીની મહેચ્છા કેટલે અંશે પૂર્ણ થઈ? ઈ. સ. ૧૯૧૬ ના રાજકારણ કરતાં ઈ. સ. ૧૯૫૨નું રાજકારણ કેટલું વધારે શુદ્ધ થયું છે? ના થયું હોય તો શાથી ? સૌથી પહેલાં આપણે એ રાજકારણનું સાધ્ય જોઈએ.

ગાંધી રાજકારણનું ધ્યેય હતું શુદ્ધ સાધનો દ્વારા સ્વરાજની પ્રાપ્તિ. પછીથી એ સ્વરાજનો પણ સાધન તરીકે ઉપયોગ કરી રામરાજ્ય સિદ્ધ કરવું અને વિશ્વશાંતિ સ્થાપવી.

આ ધ્યેય મહાત્માજીનો હિંદુ ધર્મ અને હિંદુ પ્રજા ઉપરનો વિશ્વાસ સાફ સાફ બતાવી આપે છે. એમાં કશું ખોટું પણ નથી. દરેક મહાપુરુષને પોતાની પ્રજા ઉપર અચળ વિશ્વાસ હોય છે. મહાત્માજીને હિંદુઓ ઉપર જેવો વિશ્વાસ હતો તેવો જ વિશ્વાસ શિવાજીને માવળાઓ ઉપર, નેપોલીઅનને ફ્રેન્ચો ઉપર, કમાલ આતા તુર્કને તુર્કો ઉપર અને ચર્ચિલને અંગ્રેજો ઉપર હતો. આ બધા વિશ્વાસોમાંથી મહાત્માજીનો જ વિશ્વાસ સાચો અને શુદ્ધ શાથી, અને બીજાઓનો વિશ્વાસ ખોટો અને અશુદ્ધ કેવી રીતે ! હિંદુઓની નેતાગીરીથી જગતનું કલ્યાણ થવાની મહાત્માજીને જેટલી ખાતરી હતી તેટલી જ ખાતરી સ્ટેલિનને રશિયન નેતાગીરીમાં, ટ્રુમાનને અમેરિકન નેતાગીરીમાં અને ચર્ચિલને બ્રિટીશ નેતાગીરીમાં છે.

આ કંઈ બુદ્ધિનો સવાલ નથી, શ્રદ્ધા અને લાગણીનો પ્રશ્ન આવે ત્યાં પોતાની માને કોઈ ડાકણ કહેતું નથી. એટલે મહાત્માજીની શ્રદ્ધા સાચી હતી અને બીજાની ખોટી હતી એમ આપણે કહી શકીએ




## મુખ્ય પ્રધાનને મુબારકબાદી

મુંબઈના મુખ્ય પ્રધાન તરીકે સર્વાનુમતે મોરારજી ચૂંટાયા અને એમણે નવું પ્રધાનમંડળ પણ રચ્યું. તે પ્રસંગે એમણે કહ્યું કે કાર્યદક્ષ માણસોને મંડળમાં લેવામાં આવ્યા છે, અને અમારી સિદ્ધિઓની ટીકા પાંચ વર્ષની રાહ જોઈ પછી કરજો. પ્રાંત કે કોમના ધોરણને છોડી દેવાની એમણે જાહેરાત કરી છે.

જવાબદાર સ્થાને ગુજરાતી ઊભા રહે એથી કોણ ના રાચે? તેમ સહુમાં એમની ટીકા કે સૂચનો કરવાં એ કેમ યોગ્ય લાગે? છતાં પાંચ વર્ષ સુધી લોકોને ધીરજ ધરવા એમણે શાથી કહ્યું હશે? લોકોને તો કહેવું જોઈએ કે અમારાં દરેક કામ તમે બરાબર તપાસતા રહેજો ને ભૂલ થાય તો અમને જરૂર જણાવજો, નાલાયક નીવડીએ તો ઉઠાડી મૂકજો.

પાંચ વર્ષમાં શું થઈ જવાનું છે! એમણે પંચવર્ષીય યોજના આગળ ધરી છે પણ એ યોજનામાં ગુજરાત ક્યાં છે? ભલે મુંબઈ ઈલાકાની જવાબદારીના ભાન સાથે મોરારજી બોલ્યા હોય, ગુજરાતે પહેલું તો પોતાનું ઘર સંભાળવાનું છે.

એમણે મહારાષ્ટ્રના બ્રાહ્મણ–અબ્રાહ્મણના ઝઘડાનો સફળ વિરોધ કર્યો હોય કે મુખ્યપ્રધાન તરીકે કોને લાયક ગણવા તેનો આગ્રહ કર્યો હોય તો ભલે. પરન્તુ એક યા બીજા રૂપમાં કોન્ગ્રેસે લોકશાહીનું આ જાત–પ્રાંતનું દુષણ રાખ્યું છે એની ના નહિ કહી શકાય.

## શિક્ષણ ને આરોગ્ય

ગુજરાતના બીજા બે પ્રધાનો પાસે શિક્ષણ ને આરોગ્ય એ બે ખાતાં પણ આવ્યાં છે. આવા દફતરો લેવા કોઈ પ્રધાન રાજી ના હોય એવી પ્રજામાં

---

નહિ. ઉલટપક્ષે પ્રત્યક્ષ અનુભવ થતાં મહાત્માજીની શ્રદ્ધા પોકળ પુરવાર થઈ છે.

હવે સાધનોનો પ્રશ્ન લઈએ.

મહાત્માજીના અનુયાયીઓ કહે છે કે મહાત્માજીની અગાઉ અનેક સંતમહંતોએ પોતાના વ્યક્તિગત જીવનના પ્રશ્નો ઉકેલવા માટે યમનિયમોનો ઉપયોગ કર્યો હતો. પણ એનો સામાજીક ઉપયોગ તો ગાંધીની પ્રતિભાએ જ કર્યો.

આ વાત તદ્દન ગલત છે.

यथा चितं तथा वाचो यथा वाचस्तथा क्रिया ।
चित्ते वाचि क्रियायां च साधूनामेकरुपता ॥

એ શ્લોક મહાત્માજીના વ્યક્તિગત જીવન માટે તદ્દન સાચો છે. સામાજીક જીવન માટે તદ્દન ખોટો છે,

એમની "આત્મકથા" વાંચતાં એમની પારદર્શક સચ્ચાઈ માટે ગમે તે સહૃદયી વાચકનું માથું નમી પડે. પણ પોતાના સિવાય બીજા નેતાઓના ગુણદોષ વર્ણવવાનો જ્યાં પ્રસંગ આવ્યો ત્યાં આત્મકથા ઉપર આખરી પડદો પડ્યો!

મહાત્માજી પોતે સાધુપુરુષ હતા, પણ આખી હિંદુપ્રજા કાંઈ સાધુપ્રજા નહોતી. એમના અનેક અનુયાયીઓ અનેક જાતની બદમાશીઓથી ભરેલા હતા, છતાંય મહાત્માજીએ આખી જિંદગી એ બદમાશીઓ ઉપર ઢાંકપીછેડો કર્યા કર્યો છે.

હવે આપણે મહાત્માજીએ આપણા રાજકારણનું "ધાર્મિકકરણ" કઈ રીતે કર્યું તે જરા જોઈએ.

[ ક્રમશઃ ]



છાપ છે. એમાં કમ નાણાં ખર્ચ થવાનાં, એમાં કશી ખાસ સત્તા વાપરવાની નહિ ને મોભો મળવાનો નહિ. સુધરાઈ એમાં શાળા ને દવાખાનાની સમિતિઓના પણ આવા જ હાલ થાય છે.

આવાં અળખામણાં કામ હાથમાં લઈને આ ગુજરાતી ભાઈઓ કંઈક કરી બતાવે એવી આપણે આશા રાખીએ. શિક્ષણ ને આરોગ્યમાં પ્રજા કેટલી પછાત છે એ વિષે કહેવાનું હોય નહિ. પરંતુ, આ પ્રશ્નો કેવા અગત્યના ને વિશાળ છે એ એમણે સમજવું જોઈએ અને ઓછા સાધનોથી ને ઓછા સમયમાં કેમ કરીને એ દિશામાં સંગીન કામ થઈ શકે તે જાહેર કરવું જોઈએ.

અને જો રૂઢિ અનુસાર જ ચાલવાનું હોય તો તે રીતની જાહેરાત પણ વેળાસર કરી દેવી જોઈએ. જેથી પ્રજા એમના નામ આગળ ચિહ્ન મૂકી શકે.

## ઠેરના ઠેર રહેવાના

કોન્ગ્રેસના ને વ્યક્તિઓના અનુભવે તો એટલું કહી શકાય કે કેટલીક મનાઈઓ વધુ વિસ્તારમાં ને વધુ કડક થશે. પોલીસની થોડી કામગીરી વધશે ને સામાન્ય માણસના ઘડતરમાં થોડા વધુ અંતરાયો આવશે.

એમ પણ માની શકાય કે કસ્તુરભાઈ સરખા ધનપતિઓનું વર્ચસ્વ વધશે. સહેલી ચૂંટણીઓ, મોટા સમારંભો ને વિશાળ ઉદ્યોગોના પાયા ઉપર એમણે જે આકર્ષણ રચ્યું છે તેનાથી અલિપ્ત રહેવું એ વિશ્વામિત્રથી યે કપરું કામ છે.

કોન્ગ્રેસ એક તરફ ભૂમિદાનની તરફેણ કરે છે ને બીજી તરફ સહકારી પદ્ધતિની ખેતીની. આ બંને પ્રથા એક જ છે એમ કહે તો યે નવાઈ નહિ. લાગે છે કે ઇરાદાપૂર્વક ગુંચવણ રાખવામાં આવી છે ને હમણાં તો વહાણને તરતું રાખવા પૂરતી જ કાળજી લેવાની છે, કોન્ગ્રેસ મોટા ફેરફારો કરી શકે એમ લાગતું નથી.

## ગુજરાતનું તેજ

વારંવાર સંભળાય છે કે સરદાર ગયા પછી ગુજરાતનો કોઈ ધણી રહ્યો નથી. એ એકચક્રે કામકાજ ચલાવતા અને કાર્યકરોમાં ભારે હૂંફ લાવતા પરન્તુ શું એમની પાસે ગુજરાતનું સ્વપ્નું હતું ? એમણે અનેક લડતોના વ્યૂહ ગોઠવ્યા, અનેક રાહતોનો પ્રબંધ કર્યો, ચૂંટણીઓ લડ્યા છતાં ગુજરાતની કાયાપલટ કરે એવાં સ્વપ્નાં ગોઠવવાનો એમને સમય મળ્યો નહોતો.

આપણે વેપાર અને ઉદ્યોગો વધારનારા જોયા છે. આપણું સાહિત્ય વિવિધતા ઊંડાણ ને લાલિત્ય વાળું છે. આપણી ભૂમિ રસકસ વાળી છે. આપણી નદીઓ ઘણી માયાળુ ને ઉદાર છે. આપણી પ્રજા કરકસર વાળી મહેનતુ ને વ્યસનથી મુક્ત છે. આપણા લોકસેવકો શિસ્ત વાળા છે. આપણી જાહેર સંસ્થાઓ વ્યવસ્થિત છે, આમ ગુજરાતમાં ઘણું છે. પણ તેમ છતાં ગુજરાતનું તેજ કૈંક ઝંખવાય છે. કેમ જાણે આપણી પ્રાંતીય લાક્ષણિકતાનો પાયો હજુ કાચો છે. ગુજરાતની અસ્મિતા વિષે વિશેષ પ્રયાસ થવાનો જરૂરી છે. વ્યાયામની પ્રવૃત્તિ ચાલે છે એમાં લોકપ્રિયતા નથી આવતી, પુસ્તકાલયોની પ્રવૃત્તિ જામતી નથી, શિક્ષણનો ખરો રાહ હજુ જડ્યો નથી, સામાજીક કાર્યકરોમાં ઉદાસીનતા આવી છે. સાહસ ને કળામાં સમૃદ્ધ થતા નથી.

ગુજરાતની બહાર જઈ કોઈ જુવે તો દેખાશે કે પ્રાંતને માથે કલંક વધતાં જાય છે, કાળા બજારીઆ એટલે કે સમયનો ગેરલાભ લઈ ગરીબોને નુકશાન કરનારા સ્વાર્થીઓની છાપ ઉપસી છે. સુંવાળા, ખમી ખાનારા, ઝઘડા અને પારકી પંચાત ગણી દૂર રહેનારા તરીકે બીજા લોકો આપણી દયા ખાય છે. કેમ જાણે ગુજરાત અધિકાર પરત્વે, સર્જન ક્ષેત્રે સંરક્ષણના મોરચે અને આર્થિક દશામાં દિવસે દિવસે બઢતીના રસ્તે નહિ પરન્તુ પડતી તરફ ખેંચાતું હોય એવા ભણકારા ઊઠે છે.





લૂંટવા જેવા જ આ બધા સમારંભો હશે? એમ હોય તો આવી ભયંકર બરબાદી સામે આપણે જોર શોરથી પ્રચાર કરવો જોઈએ અને ગાડર નીતિ અટકાવવી જોઈએ.

## કલાની પ્રતિષ્ઠા

હમણાં હમણાં મેનુહીન નામના જગવિખ્યાત વાયોલીન વગાડનારે આ દેશનો પ્રવાસ કર્યો. એઓ નેહરુના મહેમાન બન્યા અને એમના ફંડના લાભાર્થે સાજ પણ વગાડ્યું. નેહરુના માનવતા પ્રેમ વડે એ આકર્ષાયા હતા. હિંદી સંગીતની એમણે સુંદર સમીક્ષા કરી હતી.

રાષ્ટ્રપતિના હાથે હિંદી સંગીત ઉસ્તાદોનું બહુમાન થયું એ પણ એવી જ સુખદ બિના છે. કોઈને લાગે કે કયા ધોરણ મુજબ સંગીતકારોની પસંદગી થઈ હશે, પરંતુ આખા દેશના રાષ્ટ્રપતિએ જે ધોરણ રાખ્યું હશે તે યોગ્ય હશે, જવાબદારીના ભાન વિના નિર્ણય નહિ કર્યો હોય એમ આપણે માની લઈએ.

દિલ્હીમાં, મુંબઈમાં, રાજકોટમાં, કળાપ્રદર્શનો ભરાયાં છે. અને રાજપુરુષોએ એના સમારંભોમાં કળા વિષે પ્રેમ વ્યક્ત કર્યો છે. શાંતિનિકેતનના વાર્ષિક સમારંભમાં ત્યાંના જૂના કાર્યકર પ્રો. એમહર્સ્ટે જણાવ્યું હતું કે આ દેશની પ્રતિભા જુદા જુદા ક્ષેત્રોમાંથી પ્રગટ થવા મથે છે અને એમાં બહુ ઝડપથી વિકાસ થશે. જ્યારે આપણી નહેર—વીજળીની યોજનાઓ પૂરી થશે, અન્નમાં સ્વાવલંબન આવી જશે અને દેશમાં સમૃદ્ધિ આવશે ત્યારે સાહિત્ય, સંગીત, ચિત્ર, શિલ્પ વગેરે કળાઓનો ખરો આનંદ આપણે લઈ શકીશું.

ગાંધીજીએ શ્રી નંદલાલ વસુને કહ્યું હતું કે તમારી કળા ગામડામાં ખપ લાગે એમ કરો. તે પછી હરિપુરા કોંગ્રેસમાં એમણે એનો પલટો લાવી આપ્યો. માટીના રંગો અને માટીકામ નમુના પણ અહીં તહીં ચાલે છે. છતાં, ગામડામાં કળા કે સાહિત્ય પહોંચી શકે તે સમય આવ્યો નથી. એમાં વાંક કળાનો કે સાહિત્યનો નથી; એ ઝીલવાની સમજ, એની ફુરસદ, એની વૃત્તિ પાંગરે એવી પરિસ્થિતિ જ નથી.

## સસ્તું કાપડ અને અનાજ

કાપડના ભરાવા પછી બીજા સમાચાર છે રાત પાળીઓ બંધ કરવા વિષે. સરકારને બેકારી વધે એ પસંદ નથી તેમ એનાથી ભાવ ઘટાડવાનું પણ બને એમ નથી. એને તો છે એમની એમ સ્થિતિ રાખવી છે. ઊંચા ભાવ, વધારે ઉત્પાદન, વધારે નફો. વધારે કર.

લોકો રાહ જોઈને ઊભા છે કે ક્યારે કાપડ સસ્તું થાય, મીલો હરીફાઈમાં ઉતરે અને ટકાઉ તથા સસ્તું કાપડ કાઢે. પરંતુ, એ આશા ફળે તેમ લાગતું નથી. દુનિયાના રૂના પાકમાં ૧૦ ટકા કાપ મૂકવાની વાતો શરૂ થઈ છે કારણ કે ઉપલા થરને ભાવ ટકાવવા છે. ને કન્ટ્રોલો સાચવવા છે.

અનાજમાં સબસીડી બંધ કરી ભાવ વધાર્યા ને કન્ટ્રોલ ચાલુ રાખ્યા છે. આ વધારો નીચલા થરને ભારે પડે એવો છે. સરકારી નીતિ ગમે તે હોય, પ્રજાએ એનો રસ્તો કાઢવો જોઈએ. બીજું કાંઈ નહિ તો વધારાની રકમ પ્રજાએ ઉઘરાણું કરી ભરવી જોઈએ જેથી જે ઘણા ગરીબ હોય તેમને અનાજનો ભાવવધારો આકરો ન લાગે.

પરદેશી સરકાર હોત તો કોન્ગ્રેસે સસ્તા કાપડ—અનાજની યોજનાઓ ક્યારની યે ઘડી હોત. આજે એની પાસે આવું કોઈ આંદોલન કરવાની વૃત્તિ કે શક્તિ રહ્યાં નથી એ દુઃખદ છે.

## હથિયારોથી વાકેફ કરો

સૌરાષ્ટ્ર ને રાજસ્થાનમાં જે ધાડો પડી અને ખૂનો થયાં એની પાછળ રાજકીય કાવતરાં હતાં એ



બિના દિવસે દિવસે સ્પષ્ટ થતી જાય છે. ભૂપતની સાથે ભુપતિઓ ભળ્યા અને મધ્યકાલીન યુગનો દોર જમાવવા એમણે છેલ્લો યત્ન કર્યો. રાણીવાસમાં ઉતારા, પોલીસના ગણવેશ, રાજમહેલોમાં હથિયારો સંતાડવાં ને ત્યાંથી લૂંટનો માલ વગે કરવો એવી ભારે યોજનાઓ વડે તેમણે પ્રજાને ડારવાનો યત્ન કર્યો.

કંઈક મહાજનો ને નગરશેઠો, રાણીઓ ને રાજાઓ જ્યારે આ ધંધામાં પડ્યા હતા, ત્યારે એમના વતી કેટલાક વાણીનો પ્રવાહ વહેવડાવી પ્રજાને ભરમાવતા હતા. એ બધા હવે ચૂપ થઈ ગયા એ નવાઈની વાત છે. પ્રજાની સેવાનો ઉમળકો શાથી શમી ગયો તે વિચારવા જેવું છે.

રાજ્યપલટા પ્રસંગે આથી વધુ અંધાધુંધી ફેલાશે એમ કેટલાક માનતા હતા. એવી વ્યાપક ખુના મરકીમાંથી આ ગરીબ દેશ ઉગરી ગયો એ પ્રભુની કૃપા જ સમજવી. છતાં, એવા સંજોગો ફાટી નીકળે તો સંરક્ષણ કરી શકે એટલી તાલીમ તો પ્રજાએ લઈ રાખવી જ જોઈએ.

એટલે એકલા સૌરાષ્ટ્રમાં જ નહિ, પરંતુ ગુજરાતના જુદા જુદા મથકોએ પણ હથિયારોની ઓળખાણ ને જરૂરી તાલીમના ટૂંકી મુદતના વર્ગો ચલાવવા આવશ્યક છે. જેમાં નાગરિકો જોડાય ને બે ચાર વર્ષોના ગાળામાં ત્રુટક તાલીમ લઈ એમાં પાવરધા બની જાય. આવી તાલીમ લેનારાઓ ઉપર બીજી જવાબદારી નાખવામાં ના આવે તે ઇચ્છવા જેવું છે. તો જ વધારે સંખ્યામાં લોકો હથિયારોની બાબતથી પરિચિત થવા બહાર પડશે.

### હિંસાખોરો જોડે સમાધાન હોય?

હિંદુસ્તાનના સામ્યવાદી પક્ષ તરફથી એવી તૈયારી બતાવવામાં આવી છે કે તેઓ પોતાની પાસેનાં તમામ હથિયારો સોંપી દે. સાથે એમણે એવી શરત રાખી છે કે સરકારે તેમના પક્ષના તમામ કેદીઓને છોડી મૂકવાને મુકદ્દમાઓ પાછા ખેંચી લેવા.

કેટલીય જગ્યાઓએ આ પક્ષે ધાડો પાડી છે, લૂંટો કરી છે. ને ખૂન કર્યાં છે. ખાસ કરીને કોન્ગ્રેસ કાર્યકરોના જીવ લીધા છે. ચૂંટણીઓમાં એમનાં ઉપર પ્રતિબંધ ના રહ્યો અને કેટલાક એમાં સફળ બન્યા. ધારાસભામાં ચૂંટાયા પછી એમણે પાછલા ગુનાઓમાંથી છટકવાની વાતો શરૂ કરી છે.

નેહરુએ વારંવાર કહ્યું છે કે આ દેશનો સામ્યવાદી ભાનભૂલેલો છે. કોની સામે એ હિંસા કરી રહ્યો છે? એમની ખૂનામરકી કાબુમાં લેવા સરકારે ખાસ પ્રયત્નો કર્યા હતા, અને મામલો કંઈક થાળે પડ્યો હતો.

એ સામ્યવાદીઓ સાથે સંધિ કરવી જરાયે મુનાસિબ નથી. એમને પોતાની નીતિ બદલવી હોય તો છૂટ છે, સરકારને પણ શાંતિ સ્થાપવી યોગ્ય લાગશે. છતાં, એવો કરાર કરવો એથી તો ખોટી પ્રણાલિકા પડે અને રાજકીય ખૂનો હંમેશાં દરગુજર કરવા જેવી સ્થિતિમાં આવી જાય.

સામ્યવાદીઓનો વિશ્વાસ કરી શકાય એમ નથી એટલે એમને વચનથી બાંધવામાંયે સાર નથી. એમની સામે પ્રજાનાં ખૂનોનાં તહોમત છે એ સરકાર કેમ પાછાં ખેંચી શકે? અને હિંસાદ્વારા કરેલાં રાજકીય કાવતરાં શું વાતવાતમાં કાઢી નંખાય? હિંદ બહારના સામ્યવાદીઓ હજુયે આ દેશના આગેવાનો સામે ભયંકર જૂઠાણાં ચલાવી રહ્યા છે અને 'પ્રજાની મુક્તિ'ની વાતો કરી રહ્યા છે. એ હકીકત પણ યાદ રાખવા જેવી છે.

★

## આભાર પ્રાપ્તિ-સ્વીકાર

### એન. એમ. ત્રિપાઠી લિ, મુંબઈ ૨

રાતાંફૂલડાં: જહોન સ્ટેઇનબેક. અનુ૦ મહેન્દ્ર મેઘાણી પાનાં ૧૫૬, બાર આના.
વરસની શ્રેષ્ઠ વાર્તાઓ [૧૯૫૧]: સંપાદક: ઉમાશંકર જોષી, પાનાં. ૧૬૪, પોણા બે રૂપિયા
દસ મિનિટ: ધનસુખલાલ કૃ૦ મહેતા, પાનાં ૧૫૦, દોઢ રૂપિયો.
અમારો સંસાર: ધનસુખલાલ કૃ૦ મહેતા. પાનાં ૨૭૪, પોણાચાર રૂપિયા.

### સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ.

કવિ દીનદયાલ ગિરિ: સં. અનવર આગેવાન. પાનાં ૪૨, ચાર આના.
સાંઈ દીનદરવેશ: સં. અનવર આગેવાન. પાનાં ૪૮, ચાર આના.
હિંદુસ્થાની સંગીત: મૂળસુખલાલ અ૦ દીવાન. પાનાં ૮૮, આઠ આના.
દેશ પાડો: સોમાભાઈ ભાવસાર. પાનાં ૪૩, ચાર આના.
ધર્મકથાઓ: વામનરાવ પ્રા૦ પટેલ. પાનાં ૨૩૮, દોઢ રૂપિયો.
પ્રૌઢ વાચન પોથી: સોમાભાઈ ભાવસાર. પાનાં ૫૬, ચાર આના.
અંધારી રાતે: કેતન મુનશી. પાનાં ૧૩૬, દોઢ રૂપિયો.
માણસાઈની વાતો: સં. પીતાંબર પટેલ. પાનાં ૨૯૯, બે રૂપિયા.
વિચાર માળા: અનાથદાસજી અનુ૦ સ્વામી સ્વયંજ્યોતિતીર્થ. પાનાં ૭૫, આઠ આના.


નવલકથાઓના શોખીનો માટે અપ-ટુ-ડેઈટ

**નવાં પુસ્તકો**

ડીટેક્ટીવ નવી વાર્તાઓ
દરેકની કિંમત ૨-૮-૦
ભેદી ભૂત
ચાલીશ ચહેરાનો માનવી
સારંગ સુલતાન
ખુંધો ખેલાડી
દયાહીન દાનવ
ડૉકટર કે દૈત્ય
શરીફ બદમાશ
જીવતું હાડપિંજર
ડિટેકટીવ દેવેન્દ્રના પરાક્રમો
ભેદી ભૂતનાથ
જીતતો જીદાવમીર

ખુંધો ખવીશ
ઝેરી ફણીધર
ભેદી માનવ
માધવી

અરેબીયન નાઈટ્સનાં
— નવાં પુસ્તકો —
દરેકના ૨-૮-૦
હાતીમતાઈના અદ્‌ભૂત પરાક્રમો
જાદુઈ નગરી
રઝળતો રાજકુમાર
મીસરની મહારાણી
સાહસિક સોદાગર
ગેબી ઘોડેસવાર

વિક્રમ રાજાની પ્રખ્યાત
— નવલકથાઓ —
દરેકના ૨-૮-૦
સિંહાસન બત્રીસી
જાદુઈ વાતો
નવલખો હાર
વિક્રમ ચરિત્ર
વૈતાળ પચ્ચીસી

કાઠિયાવાડના
— બહારવટિયાઓ —
દરેકના ૨-૮-૦
સૌરાષ્ટ્રના મશહુર બહારવટિયા
સૌરાષ્ટ્રના પરાક્રમી બહારવટિયા
સૌરાષ્ટ્રના સાહસિક બહારવટિયા

**શ્રી હરિહર પુસ્તકાલય** ટાવરરોડ, **સૂરત**

## નવાં પુસ્તકો

| | | |
|---|---|---|
| માનવતાનાં ઝરણાં | માવળંકર | ૨–૮ |
| સુવર્ણરેખા | ધૂમકેતુ | ૬–૦ |
| પ્રતિબિંબ | ,, | ૩–૦ |
| ચારિત્રકથાઓ | | ૧–૦ |
| ચિનગારી | ઈશ્વર પેટલીકર | ૩-૧૨ |
| પારસમણિ [નવી. આ.] | ,, | ૩–૪ |
| કાશીનું કરવત ,, | ,, | ૩–૮ |
| મારી હૈયા સગડી ,, | ,, | ૬–૦ |
| ધરતીનો અવતાર ,, | ,, | ૩–૦ |
| વાત્રકને કાંઠે | પન્નાલાલ | ૩–૮ |
| જમાઈરાજ | ,, | ૨–૦ |
| સુરભિ [નવી આ.] | ,, | ૪–૦ |
| માનવીની ભવાઈ ,, | ,, | ૬–૦ |
| જીવો દાંડ ,, | ,, | ૩–૦ |
| વળામણાં ,, | ,, | ૨–૮ |
| ઘેલો બબલ | યશોધર મહેતા | ૧–૮ |
| રિમિયાગરો | ,, | ૨–૮ |
| રામનાં રખોપાં સાને ગુરુજી | | ૪–૦ |
| શ્યામની મા | , | ૩–૮ |
| મનુબાપા | ,, | ૧–૮ |
| મહારાજ ને મહાત્માજી | | ૨–૦ |
| નંદવાયેલાં હૈયાં | ચંદરવાકર | ૩–૦ |
| પ્રાણીઘર | ,, | ૦–૬ |
| શેખચલ્લી | વર્મા: પરમાર | ૧–૦ |
| આકાશપોથી | ,, | ૨–૦ |
| ચાતુરીની વાતો [ન.આ.] | ,, | ૧–૮ |
| સાગરનાં છીયાં | અશોક હર્ષ | ૩–૦ |
| ડિંગડોંગ | સાહસકથા | ૧–૮ |

## અર્વાચીન નાટ્ય ગ્રંથાવલિ

### ગુજરાતના પ્રથમ પંક્તિના લેખકોનાં નાટકો

| | | |
|---|---|---|
| જમાઈરાજ | પન્નાલાલ પટેલ | ૨–૦ |
| શિખરિણી | ચંદ્રવદન મહેતા | ૧–૮ |
| પ્રવેશ બીજો | જયંતિ દલાલ | ૨–૦ |
| અવતરણ | ,, | ૧–૦ |
| જવનિકા | ,, | ૨–૦ |
| ઘેલો બબલ | યશોધર મહેતા | ૧–૮ |
| '૫૭ ને જલિયાંવાલા | દર્શક | ૩–૦ |
| ધૂમ્રસેર | ગુલાબદાસ બ્રોકર | ૧–૦ |
| શહીદ | ઉમાશંકર જોષી | ૩–૦ |
| સાપના ભારા | ,, | ૨-૧૨ |
| ઉત્તર રામચરિત અનુ. | ,, | ૬–૪ |
| અંધારાના ઓળા | ટૉલ્સ્ટૉય | ૧–૮ |
| ચિત્રાદેવી | ઈન્દુલાલ ગાંધી | ૩–૦ |
| પથ્થરનાં પારેવાં | ,, | ૨-૧૨ |
| સાગરનાં છીયાં | અશોક હર્ષ | ૩–૦ |
| હુંશી | ઈબ્સન | ૦-૧૨ |
| વહેમના વમળમાં | ગૌ. ચાતુર્વેદી | ૧–૪ |
| તારક મંદિર | જયંતિલાલ દે. ઓઝા | ૦-૧૦ |

| | | |
|---|---|---|
| વીરોની | જીવરામ જોષી | ૦-૧૨ |
| એ ચતુર | ,, | ૦-૧૨ |
| ચતુર બિરબલ | ,, | ૦-૧૨ |
| દોઢ ડાહ્યો | ,, | ૧–૪ |
| મિયાં ફુસકી [૧૫ પુ.] | ,, | ૧૧–૮ |
| સુબોધમાળા [૧૦ પુ.] | ,, | ૩-૧૨ |
| પુણ્ય પરવાર્યું નથી | બ્રોકર | ૩–૦ |
| સૂર્યા [ન. આ.] | ,, | ૩–૮ |
| ગલ્લ–બાલ્લ | ર. ત્રિવેદી | ૦-૧૦ |
| ગાંધીજી ને બાળકો | પુ. બુચ | ૦-૧૦ |
| કલગી | ન. પારેખ | ૦–૬ |
| લોક શિ. માળા | શં. પટેલ | ૨–૮ |

ઉપર લખ્યાં અમારાં નવાં પ્રકાશનો ઉપરાંત ગુજરાતની બધી પ્રકાશન સંસ્થાઓનાં દરેક ગુજરાતી પુસ્તકો અમારે ત્યાંથી મળી શકે એવી ગોઠવણ કરેલી છે. આપનો ઑર્ડર મોકલી આપો.

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ** ફર્નાંડીઝ પુલ ગાંધીમાર્ગ. **અમદાવાદ**

# વાંચવા-સમજવા જેવા ત્રણ નવા નાટ્ય-ગ્રંથો








**૨ રૂપિયા**

શ્રી પન્નાલાલ પટેલની કથા-કલાથી ગુજરાત મુગ્ધ છે. એક નાટકકાર તરીકે આ પુસ્તક દ્વારા પન્નાલાલ પહેલી-વાર સાહિત્યરસિક આગળ ઉપસ્થિત થાય છે. 'જમાઈ-રાજ'મા જે સમાજદર્શન છે અને એની પાછળ પ્રણયના તારનું જે નિત્યનવું ગુંજન છે તે તરત જ પોતાનું આકર્ષણ જમાવે એવાં છે. બીજા દૃશ્યમાંનુ મહારીનુ પાત્રાલેખન તો પન્નાલાલ જેવા સિદ્ધહસ્ત પાત્રસર્જક પાસેથી જ મળી શકે.
છેલ્લાં બે નાટકો અવેતન રંગ-ભૂમિ ઉપર અત્યાર અગાઉ સારી પેઠે લોકપ્રિય નીવડી ચૂક્યાં છે.

**૩ રૂપિયા**

વિશ્વના વિશાળ સાહિ-ત્યમાંથી વીણેલા અગિયાર નાટકો

આરાધના
હાલ
સાગરનાં છૈયાં
ચાડીખોર
મરણાગમન
પ્રગતિ
માદળિયું
પ્રેમી
દિવાનો
રીંછ
મુગ્ધ બાળક

**૧॥ રૂપિયો**

શ્રી યશોધરની કૃતિઓમાં વિચારના ભાર અને કલાના રંગ બંને સાથે સાથે હોય છે. શ્રી યશોધરનું આ નાટક એમની એક ઉત્તમ કલાકૃતિ છે.

નાટકની એકસૂત્રતા અજોડ છે અને તે સાથે સ્ત્રી પ્રતીકો અને બગલ નાટકને એક પ્રકારનું 'Symbolism' આપે છે.

સમગ્ર રીતે જોતાં પોતાની ભાષા, આઘાતજનક પ્રકાર પાત્રાલેખન અને ફિલ-સૂફીથી "ગ્રેલો બગલ" આપણી સમક્ષ અનેક સિદ્ધિઓ રજૂ કરે છે.

ત્રણેય પુસ્તકો સાથે મંગાવનારને રજિસ્ટર ટપાલ ખર્ચ માફ

**ભારતી સાહિત્ય સંઘ લિ. ફર્નાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ, અમદાવાદ ૧**


મુદ્રક : દીપક પ્રિન્ટરી અમદાવાદ

## ગુજરાતી સાહિત્યનો એક અને અજોડ કાવ્યગ્રંથ



ચંદ્રવદનનાં મહેતાનાં

**ઈલાકાવ્યો, રતન**

અને અગાઉ

ગ્રંથાકાર ન થયેલાં રેડિયો રૂપકો

અને વિવિધ કાવ્યોનો એક જ ગ્રંથ

સુશોભિત સંવર્ધિત નવી આવૃત્તિ

મૂલ્ય : ચાર રૂપિયા

[રજિ. ટ. ખ. દશ આના]

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ, ગાંધીમાર્ગ, ફર્નાન્ડીઝ પુલ, અમદાવાદ ૧

---

# તંદુરસ્તી

તંત્રીઓ

**ભૂપતરાય મો. દવે : શંકરલાલ મો. દવે**

બે વરસની ઉજ્જવળ કારકીર્દિ પૂરી કરીને આ જૂન માસથી ત્રીજા વર્ષમાં મંગળ ડગલાં માંડે છે.

બે જ વરસમાં જેનો વાચક વર્ગ વધ્યે જ ગયો છે. આપ પણ એના ગ્રાહક ન હો તો તુરત રૂપિયા સાડાપાંચ (વિદેશમાં શિલીંગ બાર) મોકલીને ગ્રાહક બની જજો.

## તંદુરસ્તી કાર્યાલય

| ભારતી સાહિત્ય સંઘ લિ. | અ | આરોગ્ય ધામ |
|---|---|---|
| ગાંધીમાર્ગ, ફરનાન્ડીઝ પુલ, | થ | અયુબ મેન્શન, વિન્સેન્ટ રોડ, |
| **અમદાવાદ ૧** | વા | **મુંબઈ ૧૯** |

THE KOHINOOR MILLS Cº LTD BOMBAY

KILLICK INDUSTRIES LTD AGENTS

તમારાં નાણાંનું

# મૂલ્ય

સીવવા અને ભરતકામ માટેના દોરાની ઉપરની જાતો માટે માગણી કરો અને તમારા નાણાંનો યોગ્ય બદલો મેળવો.

સીવવાના અને ભરતકામના દોરાની આ પ્રસિદ્ધ જાતો મજબૂત, મોહક અને પાકા રંગમાં મળે છે.

## કોહીનૂર મિલ્સ કું. લિ.

એજન્ટ્સ: કિલ્લિક ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ

મુખ્ય વિક્રેતા : નાહાલચંદ લલ્લુચંદ લિમિટેડ

નૂતન ચીનના પ્રવાસે ગયેલા હિંદી પ્રતિનિધિઓનાં બયાન

# દીઠી મેં ચીન ભૂમિ

પ્રતિનિધિ મંડળના મશહુર સભ્યોઃ જે. સી કુમારપ્પા, વી. કે. આર. વી. રાવ, પં. સુંદરલાલજી, મુલ્કરાજ આનંદ, આર કે. કરંજીઆ, કે. એ. અબ્બાસ, પુરુષોત્તમ ઠઠીસિંગ, વી. કલ્યાણમ. કિ. રૂ. ૧-૧૨-૦

★ ★

# રશિયાની કાયાપલટ ★ માઓત્સે તુંગ

| | |
|---|---|
| રશિયા વિષે | ચીનના આ મહાન |
| છેલ્લામાં છેલ્લી માહિતી | નેતાની જીવન કથા |
| અતિ ઉછળતી કલમે | ચીની ક્રાંતિના ઇતિહાસ સાથે |
| લે. ભોગીલાલ ગાંધી રૂ. ૩-૦ | લે. શાંતા ગાંધી રૂ. ૩-૦ |

★

## લોકવાણીમાં લોકજીવન

- ૦ જોગમાયાની છાડી (ચીની કુટુંબની બે વાર્તાઓ) ૧—૦
- ૦ લોકભવાઈ (લોક જીવનની આગેકૂચ નાટિકા) લે. દીના સંઘવી ૦-૧૨
- ૦ ધરતીનો ધણી (ચીની ખેડૂતના નવજન્મની કથા) ૧—૦
- ૦ ઝુછા ને મુછા (કટાક્ષપૂર્ણ રૂપક કથાઓ) લે. શંકર પંડ્યા ૦-૧૦
- ૦ ભાગો નહીં બદલો (પં. રાહુલજીની કલમે લોક સમસ્યાનો ચિતાર) ૧—૪

★ ચેતન પ્રકાશન ગૃહ લિ૦ ૧૩૩, જવાહરનગરઃ ગોરેગાંવ (મુંબઈ) ★



# ઓપરેશન પછી

★ અકસ્માત અગર બીજા આઘાતોથી તમે વાળ ખોઈ બેસો એ નિશ્ચિત છે. એકલો આઘાત નહિ પરંતુ ઘર કરી રહેલા રોગો તથા દર્દો અને મુંઝવાડમાં પણ વાળ નષ્ટ થતા જાય છે.

★ ઘણી વખત અડધા કે ચોથા ભાગના રહે છે અને એ રીતે નિરંતર ઓછા થતા જવાથી ટાલ પડી જાય છે. તેનાથી બચવા માટે, માથાની ચામડી ખુલ્લી ન થઇ જાય તે માટે કેશવર્ધિનીનો ઉપયોગ કરો.

★ ખરતા વાળ એ ખરાબ છે પરંતુ, તે ખરાબી માંદગીમાં કેશવર્ધિનીથી અટકાવી શકાય છે.

વાળને ખરતા અટકાવવા અને નવીન સૌંદર્ય પ્રાપ્ત કરવા માટે

# કેશવર્ધિની

નો આજથી જ ઉપયોગ કરો.

કેશવર્ધિની ... ... રૂા. ૦-૧૪-૦

કેશવર્ધિની શેમ્પુ... રૂા. ૦-૧૪-૦

(માર્ગવ્યય અલગ)

દરેક પ્રખ્યાત વેપારી પાસેથી મળી શકશે.

લખો :

## સાઉથ ઇન્ડિયા કેમિકલ્સ

કોઇમ્બતુર (દક્ષિણ)

મુંબઈ અને સી. આઈ.ના એજન્ટ :

મે. નેશનલ સેલ્સ એન્ડ સર્વિસ કું., ૧૨, રામપાર્ટ રોડ, ફોર્ટ, મુંબઈ-૧

કોલેરા, ઝાડા, શરદી, ખાંસી, શૂળ, અજીર્ણ, દરેક જાતના દર્દ તથા અનેક જાતના દરદો માટે અમૂલ્ય ઔષધી

# જીવનધારા

જ્યાં મળે છે.

જે. એન. શેઠના

સ્ટોકીસ્ટ:—કંચનલાલ વાડીલાલની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ ૨

અત્તરની મીઠી સુગંધીથી ભરપૂર

નૌરોજનું

ધી નૌરોજ એજન્સી

# સૌંદર્યની કિંમ્મત........

એક જમાનો એ હતો જ્યારે સ્ત્રીઓ ચુડી, ચાંદલો અને માથાના વાળને સૌભાગ્યનું જ પ્રતિક સમજતી હતી. જેથી તે વાળની કાળજી રાખતી હતી, તેની સંપૂર્ણ માવજત કરતી–કરી જાણતી હતી. વાળ માટે શુદ્ધ તેલ અને વસાણા મીશ્રીત સુગંધી તેલો પણ ઘરે જ બનાવી લેતા હતા અને તેથી તેઓના વાળ મોટી ઉંમરે પણ લાંબા અને કાળા ભ્રમર જેવા રહેતા. વાળ ખરવાની, સફેદ થવાની કે બીજી ફરીયાદો ઊભી ન થતી.

આજે જમાનો બદલાયો છે. સ્ત્રી અને પુરુષ બેઉ વાળની શોભા માટે સ્પર્ધામાં પડયાં છે. શહેરના વ્યવસાયી અને ધાંધલીયા જીવનમાં લોકો વાળને પોષણ આપનારા તેલો ઘરે બનાવવાનું ભૂલી ગયા અને દેશી–પરદેશી જે તેલ હાથમાં આવે તેનો ઉપયોગ કરવા લાગ્યા. પરિણામ એ આવ્યું કે, વાળ અકાળે સફેદ થવા લાગ્યા—ખરવા લાગ્યા. અને શાસ્ત્રોક્ત રીતે તૈયાર કરેલા તેલના અભાવે માથાનો દુઃખાવો, મગજની ગરમી વગેરે રોગોનો ભોગ થવા લાગ્યા.

'ચરક ભંડાર'ના નિષ્ણાતોએ ઉપરની બધી હકીકત લક્ષમાં લઈને, માથાના વાળ માટેના કેટલાંક ઉત્તમ તેલો જનતા સમક્ષ રજૂ કર્યા છે. એ તેલો ઘરની માફક ઉત્તમ વસાણાઓ અને શુદ્ધ તેલો વડે શાસ્રોક્ત રીતે બનાવેલાં હોઈને, વાળની કિમ્મત—સૌંદર્યની કિમ્મત સમજનારા સ્ત્રીપુરુષો માટે આશીર્વાદ સમાન જ છે.

'ચરક'નું 'પરિમલ હેર ઓઈલ' વાળ માટે વિટામીન સમાન છે. તે હંમેશના ઉપયોગ માટે ઉત્તમ છે. તેની ઘટાડેલી કિમ્મત એક રતલી બાટલીના રૂા. ૩–૮–૦ અને ૦। રતલીનો માત્ર રૂા. ૧–૦–૦ છે. 'ચરક'નું 'બ્રાહ્મી હેર ઓઈલ' મગજને ઠંડક આપનાર છે. લેખકો, વિદ્યાર્થી, વકીલો અને મગજની નબળાઇથી પીડાતાં સ્ત્રીપુરુષો માટે ગુણકારી છે. તેની ઘટાડેલી કિમ્મત એક રતલી બાટલીના રૂા. ૩–૦–૦, અર્ધા રતલની રૂા. ૧–૧૦–૦ અને ૦। રતલીના રૂા. ૦–૧૫–૦ છે. આ ઉપરાંત કેટલાંક સ્પેશીયલ તેલો જેવાં કે, માથામાં તાલ પડતી અટકાવવા માટે 'ચરક'નું સ્નુહિ દુગ્ધાધિ તેલ' પ્રખ્યાત છે. વળી વાળને સફેદ થતાં—ખરતાં બંધ કરી, 'ચરક'નું 'મહા ભૃંગરાજ તેલ' કાળા ભ્રમર જેવા અને ગુચ્છાદાર વાળ બનાવવામાં ફળીભૂત થયું છે. આ તેલો દરેક શહેરમાં જાણીતા દવાવાળા વેચે છે. માત્ર તે 'ચરક' નાં જ છે તેની ખાત્રી કરવી જરૂરી છે. વધુ વિગત 'ચરક ભંડાર' મુંબઇ નં. ૭ ને લખી 'સુચિત્ર સૂચિપત્ર' ઘરબેઠાં મફત મંગાવી તેનો અભ્યાસ કરવાથી મળી શકશે. અમદાવાદમાં શાખાઃ રીલીફરોડ અને સોલ ડીસ્ટ્રીઃ ચીમનલાલ માધવલાલ એન્ડ કું. ત્રણ દરવાજા ઉપરથી પણ મળી શકશે.

નવો મૌલિક વાર્તા-સંગ્રહ

# કીર્તિ

અને

# આંસુ



લેખક: સત્યમ્

[શ્રી અનંતરાય રાવળના
વિવેચનાત્મક
પરિચયલેખ સાથે]

મૂલ્ય: સવાત્રણ રૂપિયા
(રજિ. ટ. ખ. નવ આના)

નવી જ ભાત
પાડતી
૨૬
વાર્તાઓ

આપની નકલ
મેળવી લેજો:

ભારતી સાહિત્ય સંઘ લિ.
ગાંધી માર્ગ: ફર્નાન્ડીઝ પુલ
અમદાવાદ ૧

ઊર્મિ નવરચના સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક

'ઊર્મિ' વર્ષ ૨૨ : 'નવરચના' વર્ષ ૧૭ : અંક ૩ જો

જૂન : ૧૯૫૨

ક્રમ



* દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વરસનું લવાજમ: દેશમાં સાડાસાત રૂપિયા અને વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫) છૂટક નકલ: બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. લખ્યો હશે તો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.
* જરૂરી ટપાલ ખર્ચ બીડ્યું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે અથવા તો જવાબ આપશે.

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવે: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ: ગાંધીમાર્ગ: અમદાવાદ ૧
મુદ્રક: ગોવિંદલાલ મોહનલાલ જાની, ક્રિયા પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.

ચૈત્ર–વૈશાખના ધોમધીખતા તાપમાં અદ્‌ભૂત ઠંડક આપતું....

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ) : મેડીકેટેડ

## પ્રખ્યાત ડૉક્ટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી–પુરુષો
## આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી

કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીર દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

## મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ

**સૂચના :**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. બ્રાહ્મી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

**મોટી બાટલીના રૂ. ૩–૮–૦**
**નાની બાટલીના રૂ. ૨–૦–૦**

ટપાલ ખર્ચ

પરદેશ માટે મોટી — શીલિં
અને નાની — શીલિં



**ખાસ સૂચના :**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

**મોટી બાટલીના રૂ. ૫–૫–૬**

**નાની બાટલીના રૂ. ૩–૭–૬**

(બાટલીની કિંમત + ૧–૬–૬ પોસ્ટેજ
+ ૦–૭–૦ પેકીંગ)

**મનીઑર્ડરથી મોકલવા**

**વી. પી. થી મોકલીશું નહિ.**





શ્રમ

COTY : -RBO



# નવરચના

## શરણાઈ

ધૂમકેતુ

લગ્નમંડપની શોભા અનુપમ હતી. અનેક રંગરંગીન ચિત્રો વડે મંડપને શણગાર્યો હતો. રાતને દિવસમાં ફેરવીને વીજળીની રોશની ગોઠવી હતી. સેંકડો ને હજારો વીજળી દીવાઓ ત્યાં ગોઠવાઈ ગયા હતા. ઝાડનાં પાને પાને રંગીન તારાઓ મુકાઈ ગયા હતા.

સાંજ પડી. જરાક અંધારું થયું. અને આખો બંગલો વીજળીના પ્રકાશમાં નાહી રહ્યો.

બંગલાના પગથિયા પાસે એક ખૂણામાં બેસીને શરણાઈવાળા પોતાની શરણાઈ વગાડી રહ્યા હતા.

રંગ રંગની રોશની પ્રગટી. થોડીવારમાં જ મોટરોની ધમાલ શરૂ થઈ. 'સાહેબજી!' 'મહેરબાન!' 'પધારો પધારો!' 'ઓહો!' 'આહા!' નો વરસાદ વરસવા લાગ્યો.

અસંખ્ય માણસો બહાર ઊભા રહીને શોભા નિહાળી રહ્યા હતા.

થોડીવારમાં સ્ત્રીઓનાં ગીતો સંભળાયાં. સોનેરી રૂપેરી બુટ્ટાઓ ભરેલાં વસ્ત્રાભૂષણો દેખાવા માંડયાં. કંકણ, કડાં, બાજુબંધ, હાર, માળાઓ, કર્ણફૂલો, સોનેરીરૂપેરી શણગારો, અને ચકચકિત આભરણોથી પ્રેક્ષકોની આંખો અંજાવા મંડી.

સૌ ધમાલમાં પડી ગયા. ઉતાવળમાં ચાલી રહ્યા. કોઈને ઊભા રહેવાનો પણ વખત હોય તેમ લાગ્યું નહિ.





એ વખતે એક તરફ બેસીને શરણાઈ-વાળા શરણાઈ વગાડી રહ્યા હતા. એમને કોઈ સાંભળે ન સાંભળે એ જોવાનું ન હતું. એમનું કામ વગાડવાનું હતું. અને એ વગાડયે જતા હતા! એ પોતે પોતાની મસ્તીમાં હતા, અને એમણે છેડેલી ચીજોમાં એમની અનોખી મસ્તી હતી.

થોડો વખત ગયો ને સજ્જનો દેખાયા. વકીલો, ડૉક્ટરો, વેપારીઓ, શેઠિયાઓ, અમલદારો, અધિકારીઓ એક પછી એક આવવા મંડયા. મંડપ આખો ખીચોખીચ ભરાઈ ગયો. લીલાં પીળાં લાલ ધોળાં પાણી ફરવા મંડયાં.

પણ મંડપમાં બેઠેલા સૌ પોતપોતાના તાનમાં હતા. કોઈ મંડપ જોતા હતા. કોઈ શોભા જોતા હતા. કોઈ શેઠની નજર પડી જાય માટે આમ તેમ ફરતા રહેતા હતા. કોઈ ગણતરી કરતા હતા. કોઈ સંપત્તિ નિહાળીને છક્ક થઈ ગયા હતા. કોઈ આ સંપત્તિ ક્યારે આવી એ વિચારી રહ્યા હતા. કોઈનું મન તરંગમાં ચડયું હતું. કોઈ પોતાના ઓળખીતાને મળી લેવાની ધમાલમાં હતા. કોઈ બે ઓળખીતા કરી લેવાની પેરવીમાં હતા.

—કેવળ શરણાઈવાળા શરણાઈમાં લીન હતા! એમણે મધુર સરોદોની જાણે કે મહેફિલ માંડી હતી!

ચારે તરફની અનુપમ શોભાએ એમને એક પ્રકારની ઉત્તેજના આપી હતી. ઠેકાણે ઠેકાણે પ્રગટેલી રંગભરી રચનાઓએ એમનામાં પ્રોત્સાહન પ્રગટાવ્યું હતું! એમની એ શરણાઈમાં હજારો વર્ષ પહેલાંનો ઉત્સાહ, ઉલ્લાસ, પ્રેમ અને આનંદ ભર્યાં હતાં! વાતાવરણ નવું હતું. આંહીંની ઘણી વાત નવી હતી. પણ એ જૂના હતા. શરણાઈઓ જૂની હતી. શરણાઈનાં ગીતો વર્ષો પહેલાંની પ્રેમસાગરની ઊર્મિઓને વહેનારાં હતા! એ પણ જૂનાં હતાં!

આંહીં બધું જ ફરી ગયું હતું. આનંદની રીત, ઉલ્લાસની વાતો, ઉત્સાહની શક્તિ, પ્રેમની ભાવના, લાગણીનાં પૂર, આંહીં બધું જ ફરી ગયું હતું. બધામાં ચળકાટ હતો, નવીનતા હતી, દેખાવ હતો, અને છતાં ક્યાંય જીવનનો મેળ ન હતો. ક્યાંય સમ ખાવાનો એક સાચો રણકો ન હતો. વરરાજામાં પણ ન હતો. ને કુલવધૂ બનનારમાં પણ ન હતો. અદૃશ્ય ગણતરીઓ ત્યાં પણ બેઠી હોય તેમ લાગતું હતું!

માત્ર શરણાઈવાળાઓના સ્વરોમાં કોણજાણે ક્યાંથી રસસાગરની સાચી છોળો પ્રગટતી હતી! જ્યાં બધું જ નવું હતું, ત્યાં આ એક જૂનું ગાણું, કોણ જાણે કેવી રીતે મેળમાં નહિ છતાં મધુર લાગતું હતું!

શરણાઈવાળાએ શરણાઈ ઉપાડી હતી. એ વગાડયે જ જતા હતા. એના એ ખૂણા ઉપર કોઈની દૃષ્ટિ પણ ન હતી. એના સ્વરની હેલીને ઝીલનારો કોઈ કાન પણ ક્યાંય ન હતો. એની ભાષાને સમજનારું કોઈ હૃદય ક્યાંય બેઠું ન હતું. એ બધું છતાં એ તો મધુર સૂરાવલિને છેડી રહ્યા હતા! એની પાસે બીજું કાંઈ ન હતું—એટલે એ કરે પણ શું?




એમને કોઈ સાંભળે છે કે નહિ એ એમને જોવાનું ન હતું. એમને તો જોયા વિના વગાડવાનું હતું અને પોતાનું ગાન સાંભળીને પોતે ડોલવાનું હતું!

એટલામાં કુલવધૂ બનનાર કન્યા આવતી દેખાઈ. વસ્ત્રાભૂષણોમાં ને અલંકારોમાં એ ઢંકાઈ ગઈ હતી. એ પોતે જાણે કાંઈ ન હતી. વસ્ત્રાભૂષણો જ સર્વસ્વ હતાં. એને આવતી જોઈને શરણાઈવાળાએ પ્રેમની હેલી સમું એક ગીત ઉપાડયું! શું સુંદર એનો ઉઠાવ હતો! ત્યાં ઊભો ઊભો હું એ સાંભળવા માટે એકકાન થઈ ગયો! ઉઠાવ એવો સરસ હતો કે ટોચની આગાહી કરતાં મન ડોલી ઉઠે!

એટલામાં કન્યાના મામા પણ ઉતાવળે ઉતાવળે આવી રહ્યા હતા. તેમણે કન્યા તરફ જતાં જતાં પોતાના ઘોઘરા કર્કશ અવાજે રાડ પાડયા જેવું કર્યું: 'અલ્યા એ! શરણાઈ હમણાં બંધ કરો. થોડી દેર ઠેરો. અને અલ્યા એ! શું ત્યાં ઝોડ જેવો ઊભો છે? 'એ....ઈ ચાંદ'વાળું હવે મૂક ને! અત્યારે નહિ મૂકે તો પછી કયારે મૂકશે? આ તો ગધેડા જેવા, કોઈ કળાની વાતમાં કાંઈ સમજતા જ નથી!

શરણાઈની પ્રેમવાણીને વેદનાવાણીમાં રૂપાંતર પમાડતા શરણાઈવાળા ધીમે ધીમે એમના ગીતને સુધારી દેતા હતા. એટલામાં આખા નભોમંડપને મોટા રાડિયા કર્કશ અવાજે ભરી દેતાં સીનેમા નાટકની પંક્તિ આવી.

'એ....ઈ ચાંદ છુપ મત જાના!'

ધીમે પગલે પાછલે બારણેથી હું બહાર નીકળી ગયો.

*

તે રાતે મૃત્યુગાન કરતા હંસનું એક કરુણ ગીત મને આખો વખત સંભળાતું હતું!

★

## મનામણાં

મેં એને બૂમ મારી: એ ન આવ્યો.

હું એની પાછળ ગઈ, એની સામે જઈને ઊભી રહી: એણે મોં ફેરવી લીધું.

મેં એના હાથ પકડયા: એણે મને તરછોડી દીધી:

મેં એને જવા દીધો: એનાં ઉતાવળાં ડગલાં જોઈને હું તો આભી જ બની ગઈ.

એ રાતે હું પથારીમાં પડી પડી એટલી રડી, એટલી રડી કે જ્યારે છેક સવારે મીંચાયેલી મારી આંખ ઊઘડી ત્યારે ઊઠીને દર્પણમાં મેં મારું મોં જોયું ને હું છળી પડી: આવું રોતલ તે થવાતું હશે? પુરૂષો તો હોય છે જ એવા, એની પાછળ આવા ઘેલા થવાતું હશે?

—એવા તો કેટલાય ઠપકા મેં મારી જાતને દીધા. આડુંઅવળું જોઈને મારી નિર્બળતા ઉપર ચીડાઈને જોરથી મારા ડાબા ગાલ ઉપર મેં એક થપ્પડ ચોડી દીધી. હજુ ગાલ ઉપરનો એ ચમચમાટ ઓસરે નહિ ત્યાં તો મારાં આંગળાં ઉપર નજર પડી. ચારેય આંગળાંઓ ઉપર એના જ હોઠની સુરખી વેરાયેલી મેં દીઠી.—હજુ હમણાં જ એણે મારા ગાલને ચુમીઓથી નવરાવી ન દીધા હોય જાણે!

એ મીઠી યાદને ધરાઈને પી લેવા માટે જેવાં મારાં આંગળાંને હોઠે અડાડું છું ત્યાં તો સામેના દર્પણમાં મેં એનું પ્રતિબિંબ દીઠું. મારો ગુસ્સો પાછો સતેજ બન્યો: હોઠે અડતાં રહી ગયેલાં મારાં આંગળાં મેં સાબદાં કર્યાં—એના ગાલ ઉપરની મારા હોઠની સુરખીને ઉડાડી દેવાસ્તો!

...અને હું જેવી પાછળ ફરી તેવી જ એના બાહુપાશમાં એવી તો જકડાઈ ગઈ: ઠપકો દેવા જ્યાં હોઠ ફફડે ન ફફડે ત્યાં એના હોઠ મારા હોઠ પર એવા તો સજ્જડ ચોંટી ગયા...

**ચન્દ્રમ**

રાજહંસ

## દરજ્જો પૈસાથી નભશે ?

પગાર વધારાની માગણી કરતાં આપણા પ્રધાનોએ જાહેર કર્યું કે જે રકમ તેઓ લે છે તે પૂરતી નથી. આવો કરુણ ને જાહેર એકરાર આજસુધી ક્યાંય થયો નથી.

એમને ઘણો મોટા પગાર મળી શકે એમ છે. પરંતુ એમને સેવાનું લેબલ જોઈએ છે એટલે પગાર ઓછો લે છે. જે પગાર લે છે તેનાથી દરજ્જો જળવાતો નથી. અને પ્રધાનનો દરજ્જો ન જળવાય તો રાજ કેમ કરી શકે !

આપણા પ્રધાનો સેવા અને સત્તાના બન્ને ઘોડા ઉપર એક સાથે સવારી કરે છે. એમને સાદાઈ રાખવી છે અને સાથે સાથે દરજ્જાની ફિકર કરવી છે. મોટા શ્રીમંતો વચ્ચે બેસી એમની અને પોતાની શોભા વધારવી છે, મોટા રજવાડાં સાથે હરીફરી તોરની તાલીમ લેવી છે, મોટા અધિકારીઓના કામકાજમાં ડખલ કરી શોખ પૂરા કરવા છે. અને વળી દેશના ગરીબોને આશ્વાસન આપવું છે અમે કેવા સાદા છીએ કે "બીડી નથી પીતા, ખાંડ પણ નથી ખાતાં !

શીદને આ ધખારો લઈ બેઠા છે ? દરેકમાં મધ્યમ વર્ગ રાખી એમણે દેશને ટકાવી રાખવાને બદલે નિર્જીવ બનાવવા માંડયો છે. એમણે ગાંધીને સંભાળવો હોય, રેંટીઆને અપનાવવો હોય તો એમને એક બે સેંકડામાં કામ પતાવી લેવું જોઈશે. અને બાહોશ, લઘુગ્રંથિ વિનાના, ચબરાક ગણાવું હોય તો એમને મોટા પગાર લેતાં કોણ રોકે છે, શેની શરમ આડે આવે છે ?

## રૂઢિનો ત્યાગ ભલે જાય

સત્તાનું બેસણું જ એવું છે કે એના દુરૂપયોગ તરફ સહજ ઢળી પડાય. વાણીમાં તીખાશ આવી જાય છે. સંબંધો ભૂલી જવાય છે, પહેલાંની સ્થિતિ રૂચતી નથી, જાહેર પૈસે અખતરા કરવાનું ફાવે છે, જે થોડો કાળ એમની તરફેણમાં પડયો હોય તેમાં અમર કીર્તિ અને ભવિષ્યની સારી જોગવાઈ કરવાનું સૂઝે છે.

આજના જમાનામાં વિરોધીઓ ઉપર પારાવારના જુલમ, મનફાવતી સ્ત્રીનું અપહરણ, લડાઈનાં કહેણ, જાગીરોની બક્ષિસ—આવું તો સત્તાધારીથી બને એવું નથી. પછી કઈ રીતે એ સત્તાનો ઉપભોગ કરશે ? એનું જરા સરખું અહમ્ પોષાય એટલો માર્ગ તો રહેવો જોઈએ ને ?

એટલે બહેતર છે કે એમને પૂરા પગાર મળે. ન્યાયમૂર્તિઓ મોટા પગાર નથી લેતા ? કોણ કહે છે કે આ લોકો બોજારૂપ છે. મોટો પગાર એ આ દેશનો બોજો નથી એટલો એ નહિ લેવાનો દંભ છે. ઓછો પગાર લઈ એમણે કોના ઉપર દાખલો બેસાડયો છે ? જેમને આમ છતાં સાદું ને નિરભિમાની જીવન વીતાવવું હશે તેમને કોણ રોકવાનું હતું ? આજે તો ઓછા પગારના એકઢાળિઆમાં કોઈના ગુણ દોષ દેખાતા નથી તેને બદલે મોટા પગારમાં કોણ ચગી જાય છે ને કોણ ગરીબની દાઝ જાણે છે તે પરખાય તો ખરું.

કહે છે કે સ્વીડનના મુખ્યપ્રધાન મૉટર રાખતા જ નથી. ઘણાખરા જે સગવડે કામ કરતા હોય તે સગવડે એમણે પણ કામ કર્યું છે અને તેમ છતાં બસમાં મુસાફરી કરવાથી નથી દરજ્જો જોખમાયો કે નથી કામ બગડયાં.

આપણે ત્યાં તો જેમ ખાદીનું ઢાંકણુ પેસી ગયું છે, રેંટીઆનો યજ્ઞ બની ગયો છે, ચા–ખાંડના વ્રતની સ્તુતિ થાય છે, તેમ આ ઓછા પગારનું સસ્તું દેવત્વ બહારની શોભા બની રહ્યું છે, કે બની જશે. આ રૂઢિનો ત્યાગ જાય અને તેને સ્થાને સાદાઈની હિંમત આવે એમ આપણે ઇચ્છીએ.




## ભૂતકાળની ભવ્યતા કે પીછેહઠ ?

આ દેશમાં વારંવાર અવાજ ઉઠાવવામાં આવે છે કે આપણી પ્રાચીન સંસ્કૃતિ હવે સજીવન કરવી જોઈએ કારણ કે એ ભવ્ય હતી અને આજે પણ આપણી પ્રજાને એ બરોબર સ્પર્શ કરી જાય છે. પરદેશીઓની ગુલામીમાંથી સદીઓ બાદ છૂટ્યા છીએ ત્યારે આપણા એકવારના સુવર્ણયુગને સંભારી એ દિશામાં આગળ વધવું જોઈએ.

પરંતુ, સંસ્કૃતિનાં વહેણ ક્યાંથી નીકળે છે? કોઈ વ્યક્તિનું બળ જોર કરે છે કે કાળબળ એનો સ્વામી છે? આબોહવા અને કુદરતી સંપત્તિ એને ઘડે છે કે અકસ્માતો ? એક ઘરમાંયે માનવી પોતાને પસંદ હોય એવી ઢબે જીવી શકે છે કે એના ઉપર પાડોશીની કે ગામની અસરો પડે છે ?

ઠીક છે, આપણે સ્વતંત્ર થયા એટલે કઈ દિશામાં જવું તેનો વિચાર કરવો જોઈએ. પ્રાચીનનું ઘણું આકર્ષણ છે કારણ કે એમાં લાક્ષણિકતા છે. અનોખી ભાત છે. ભારતીયપણું છે. એમાં ઘણી સાત્વિકતા પણ રહેલી છે અને દુનિયાના કેટલાય પ્રશ્નોને જવાબ ત્યાંથી જડે એમ છે.

અને છતાં એમ લાગે છે કે ભૂતકાળને હારેલો રાખવો જ સારો. આપણી નજર વર્તમાન અને એથી વધારે ભવિષ્ય ઉપર રહેવી જોઈએ. દુનિયા ઘણી નજદીક આવી ગઈ છે અને જુદા જુદા દેશના આંતર-પ્રવાહોનો વિચાર આપણે કરવો જોઈશે. દુનિયાની એક નવી—માનવતાની સંસ્કૃતિ આપણે નિર્માણ કરવાની છે.

એમાં આપણે શો ફાળો આપી શકીશું તે વિચારવા જેવું છે. જેવી હોય તેવી એ નવી સંસ્કૃતિનો વિકાસ આપણા વિચારો અને વર્તનમાંથી થવાનો છે. ક્યા ધોરણે આપણે એમાં વિવેક અને સચ્ચાઈ લાવી શકીશું ?

ભૂતકાળની ભવ્યતા એમાં સાથ નહિ આપે. એમાંથી ઘણું ફેંકી દેવું પડશે. ભૂલાઈ ગયેલું એના એ રૂપે સજીવન કરવામાં ભૂલ છે. અશક્ય છે.

## સંસ્કૃતિના મૂળ

ક્યા લાભ મેળવવા આપણે જીવનમાં સંસ્કૃતિ ઇચ્છીએ છીએ ? એની તપાસ કરી તોયે આપણી ખરી સંસ્કૃતિનો પાર પામી શકીએ. સર્વ દેશોના સારા વિચારકો પાસે આ પ્રશ્ન મૂકીએ, 'શું જોઈએ છે ?' એ સવાલ સાથે આપણે ટૂંકો જવાબ પણ અહીંજ મૂકી દઈએ :

૧ નીરોગી, તાકાતવાળું શરીર, સપ્રમાણ અંગો, દેહલાલિત્ય, મુખકાંતિ.

૨ આ શરીર વધારે સારું કામ આપી શકે એવું પોષણ, વિચારો ને વર્તન.

૩ બીજાને માટે લાગણી, અન્યાયનો સામનો કરવાની હિંમત, પારકા માટે ત્યાગ કરવાની વૃત્તિ.

૪ નવું સર્જન, એની યોગ્ય પરખ, અને એમાંથી મેળવી શકાતો આનંદ.

૫ દૈવી સહાય.

આ મેળવવામાં આપણે સાધનો જોઈએ તે આ રહ્યાં; જાત મહેનત અને ઓછો ઉપભોગ.

આ ધોરણે વિચાર કરીશું તો પ્રાચીન સંસ્કૃતિની સહાય ભલે લઈએ, પાયો ભલે એનો રાખીએ છતાં એના જ ઉદ્ધારની ઝંખના નહિ કરીએ.

કથાઓમાં શિવ ને વિષ્ણુ જેટલા રૂડા લાગે છે તેમને આ જમાનામાં નવું મહત્વ આપી આપણે ગુંચવાડો ઊભો કરીશું. મણિમય પ્રાસાદોની કે અપ્સરાઓની વાર્તા અને બીજા અદ્ભુત વહેમોને નોતરવાનું હવે સંભવિત જ નથી.

આવતી કાલના માનવીનું શ્રેય ઇચ્છી આપણે જીવન જીવવાના શિરસ્તા પાડીશું તેનું મૂલ્ય અંકાશે અને ટકશે. એમાં જેટલો મમત ડોળ કે દૃષ્ટિભ્રમ હશે તેટલી સંસ્કૃતિની આગેકુચમાં ઢીલ પડશે.

## સ્મારકો ભલે ખસે

કલકત્તાના મેદાનમાંથી બ્રિટિશ રાજપુરુષોનાં સ્મારકો ખસેડવાની વાત આવી છે. જદુનાથ સરકારે જણાવ્યું છે કે એમાં ઇતિહાસ છે અને ઐતિહાસિક ચીજો રહેવા દેવી—જાળવવી. કેટલાયને આવાં સ્માર-

કોમાં ગુલામીની યાદ કાયમ રહેતી લાગે છે, અપમાન દેખાય છે.

એ સ્મારકો કાઢવાથી આપણી ગુલામીનો કાળ ભૂંસાવાનો નથી અગર તો એ યુગની અસરમાંથી બચી જવાના નથી. એમણે પોતાની કીર્તિગાથા જે રીતે રચી તે રીતે એમને ઓળખવા એમાં ખોટું શું છે? મોગલોએ પણ સ્મારકો મૂક્યાં છે અને જેમ એમાં સુંદરતા છે તેમ એમાં જુલમ પણ હતો. એ હિસાબે લાલ કિલ્લો ને કાશીની મસ્જીદ હવે શી રીતે ટકી રહે? અને છતાં એ બધું કાઢી નાખવાનુ કોઈ કહેતુ નથી.

શિરસ્તો છે કે વિજેતા જૂનાં સ્મારકો ને સંસ્કૃતિનાં ચિહ્નો તોડી નાખી પોતાનાં લક્ષણો જાહેર કરે છે, સ્થાપના કરે છે. આપણે ય નવાં સ્મારકો રચીશું, નવી શોભા કરીશું ને આપણી સંસ્કૃતિનું દર્શન થાય તેવાં સ્થાનો નિર્માણ કરીશું. આપણે ય વિજય મેળવ્યો છે કે નહિ?

એ વખતે બધા જ મુખ્ય ચોક ભરીને બેસી ગયેલા અંગ્રેજ રાજવી અને પ્રતિનિધિઓનાં સ્મારકો સંઘરી રાખવા આપણને કેમ ફાવશે? એમાં ઇતિહાસ હોય તો તે કેટલો નજીવો? કેટલાંય પુતળાં પાછળ કોઈ કથા કે પ્રસંગ નથી, માત્ર ખુશામદ કે અભિમાન રહેલાં છે. એમને ખસેડવામાં અનુચિત શું છે?

આપણે જે ખસેડીએ તેની પાછળ અસહિષ્ણુતા કે દ્વેષ ના હોવાં જોઈએ. ખોટાનું ખરું કે ખરાનું ખોટું કરવાની પણ દાનત ના હોવી જોઈએ. છતાં કશાય અર્થ વિના જગ્યાઓ રોકીને બેસી ગયેલા રાજવીઓ ને અધિકારીઓ હવે ખસવા જોઈએ. રાણી પછી એના દીકરાનું અને પછી એના દીકરાનું ગામેગામ સ્મારક થયું તેમાં રાજભક્તિ કરતાં ખુશામદનું પ્રમાણ વધારે હતું, લોકો ઉપર પ્રભાવ પાડવાની યુક્તિ પણ હતી. છતાં, અખિલ હિંદના ધોરણ ઉપર આવી તપાસસમિતિ નીમી ક્યાં ક્યાં કાઢવાં–ખસેડવાં એ વિષે નિર્ણય લેવાવો જોઈએ.

## નિરાશાના સૂર

આપણાં ચિત્રોનાં ગીતો મોટે ભાગે કરુણ હોય છે અને કોણ જાણે શાથીયે લોકરુચિ એ કરુણ ગીતો વહેલાં ચઢી જાય છે. શું આપણી નવી પ્રજા નિરાશાવાદી થઈ છે?

લગ્નનાં, ખુશીનાં, જીવન મંગલનાં ગીતો ધીરે ધીરે અદૃશ્ય થતાં જાય છે એનું શું કારણ છે? આપણા કવિઓના ગીતોમાં—કાવ્યોમાં ગુઢ તત્વનો ભાર વધતો જાય છે અને જે સરળ ભાવમાં આવી શકે તેને ય એવા ઢાળમાં ઉતારે છે કે ઘણાને એનો ભાવ પકડવો મુશ્કેલ બની રહે, એનું શું કારણ છે? સ્ત્રીઓના રાસ ગરબાઓમાં નાટ્ય તત્ત્વ ભલે વધતું હોય, કાવ્ય તત્ત્વ ઘટતું જાય છે અને એનો રસાનુભવ પણ ઓછો થતો જાય છે.

શું લોકોમાં નિરાંત નથી રહી? શું લોકોના જીવન ધમાલીઆં જરૂરીઆતોની ચિંતાથી ભરપુર બની ગયાં છે? એથી જ શું આ કરુણ રસનો ઉભરો ઠેર ઠેર દેખાય છે? પ્રજામાં હાસ્ય-ઉલ્લાસ ક્યારે આવશે?

## શહેરોમાં સાંકડાં રહેઠાણ

શહેરોમાં નવાં મકાનો બંધાતાં જાય છે, નવી હાઉસીંગ સોસાયટીઓ નીકળે છે, સરકાર તરફથી મકાનો બંધાય છે. એમના ભાડાંનું ધોરણ ઘણું વધારે રાખવામાં આવ્યું છે અને જગ્યા ઘણી થોડી આપવામાં આવી છે. આવી સાંકડી જગ્યાઓમાં નવી પ્રજા વામણી બને એ વાત જ જાણે ભૂલાઈ ગઈ છે.

ભલે નવાં મકાનોમાં શોભા ના હોય, રોનક ના હોય, પરન્તુ એની છત નીચી, બારણાં સાંકડાં, બારીઓ નાની અને ઓરડી કોડીઆ જેવડી હોય તો એ દોષનો કોઈ પણ જવાબદાર તો ગણવો જોઈએ. સુખનો નહિ, સગવડનો ખ્યાલ પણ રહ્યો નથી, માત્ર અગવડો ઊભી કરી આપી છે જે કાઢી શકાશે નહિ અને જેનો ગેરલાભ ઉઠાવવાનું નસીબ કાયમને વાસ્તે બીજાને મળતું રહેશે.

[ અનુસંધાન માટે ૧૧ મું પાનું જુઓ ]

# એક વિચિત્ર અનુભવ!

ધૂમકેતુ

મનમાં ઘોળાતા વિચારો ક્યારેક તો એવા ભયાનક અને ડરામણા હોય છે કે એને નજરે જોવાની ઇચ્છા થાય.... અને એ આખું વર્ણન આંખ સામે ખડું થાય ન થાય ત્યાં જ એની કારમી ભયંકરતા ડારી મૂકે છે. આ વાર્તામાં કર્તાના અનુભવી કલમકસબે એવો જ એક વિચિત્ર અનુભવ આબાદ બન્યો છે.

રાજકુમાર ઉદયભાણના શિક્ષક તરીકે મારી નિમણૂક થઈ એ સાંભળીને આડોશીપાડોશી બધાં મને અભિનંદન આપવા માટે આવ્યાં હતાં. કોઈ હાર લાવ્યા હતા. કોઈ ફૂલનો પડિયો આપી ગયા. કોઈ નાળિયેર ને સાકરના પેંડા લાવ્યા. અમારી પાડોશની ધનુ રબારણ દૂધની લોટી લઈ ને આવી—એને ખબર નહિ કે દૂધ અપશુકનમાં ગણાય છે. રામચરણ ભૈયો ગુલાબનાં ફૂલ આપી ગયો. અરે! અમારો હજામ માધવ પણ શેનો પાછળ રહે! અરધો શેર પેંડા જોખાવીને એક પડીકું એ પણ આપી ગયો.

ગામલોકની સાથે મેં એવી પ્રીત બાંધી હતી કે સૌ પોતાના સુખદુઃખના પ્રસંગે પણ મને સંભારતા. કોઈ ને ત્યાં ચાંદલા થવાના હોય, ઢગ આવવાની હોય, પારાયણ હોય, સાધુને જમાડવાના હોય—પ્રસંગ ગમે તે હોય, પણ મને એમાં આમંત્રણ મળે જ મળે. અને તે પણ બહુ માનપૂર્વક. જે કોઈનો ભરોસો ન કરે તે પણ મારો ભરોસો રાખતા. એવી એ ગામ સાથે લેણાદેવી નીકળી એમ કહીએ તો ચાલે.

મારે પડખેના રાજશહેરમાં કુમાર ઉદયભાણને ભણાવવાનું થયું એ ગામલોકને ખરી રીતે તો પસંદ ન પડયું. એ લોકો તો મને ત્યાંથી જવા દેવા માટે ખુશી ન હતા. પણ મારો ઉત્કર્ષ થાય છે એમ માનીને સૌએ મને માનભેર વિદાય આપી.

વિદાયને દિવસે રાઘવ પટેલ પોતાના બે મજબૂત બળદને શણગારીને ગાડામાં ખાસ્સું, મામલતદાર વહીવટદાર બેસે એવું એવડું ગાદલું નાખીને લાવ્યો હતો. નીચે કૂંપળ હતું. ને ઉપર ધોરાજીનો ભાતીગળ રંગીન ઓછાડ પણ ઓછાડયો હતો. એક તકિયો પણ મૂક્યો હતો. રાઘવજીએ પોતાના બળદને શીંગડે ફૂંદડું પણ શણગાર્યાં હતાં. અને એમ ગાજતેવાજતે આખું ગામ મને બે ગાઉ સુધી મૂકવા આવ્યું હતું.

જીવનના જે કેટલાક દિવસો મને સ્વપ્ના જેવા લાગ્યા છે, તેમાં આ દિવસનું એક અનોખું સ્થાન છે. એ દિવસ હજી પણ મને ક્યારેક સાંભરે છે. અને મને એમ થાય છે કે મેં એ ગામ જ છોડયું ન હોત! તો આજ હું ત્યાં કેટલો સુખી હોત!

ત્યાં કેવી ભરપૂર પાણીની નદી વહેતી હતી. નદીના કાંઠા ઉપરના વડલાની છાયા. પેલું સામેનું શિવમંદિર, પાછળની એક નાની ટેકરી જેને અમે 'હીલસ્ટેશન' કહેતા તે ટેકરી, આગળનું મોટું નદીનું વેકરાનું મેદાન—ખરેખર એ ગામડું મેં છોડયું ન હોત, તો આજે હું ત્યાં, ઘણું કરીને ખેતી કરતો હોત. ઢોર રાખતો હોત. કથા કરતો હોત. કણબીના ગામતરાં કરતો હોત. ભાગવત પારાયણ વાંચતો હોત. માણસો મને પૂછતા હોત. હું કદાચ પાંચમાં પૂછાતો હોત. ને આંહી શહેરની બજારમાં નિરુદ્યમીપણે આજે રખડું છું તે રખડવાનું મટી ગયું હોત! પણ 'ઉંધો કર્મનકી......'

હું સૌની વિદાય લેવાની તૈયારીમાં હતો ત્યાં ગામનો છન્નો બારોટ મને મળવા આવ્યો. છન્ના બારોટ સાથે મારે ઘર જેવો નાતો હતો. એની વાત કહેવાની ઢબ અલૌકિક હતી. એમાં પણ જ્યારે એ પ્રથીમરાજની વાત ઉપાડતો ત્યારે ભલભલાનાં માથાં ડોલી જાય એવી એની વાણી બની રહેતી. ખરેખર છન્ના બારોટ જેવો લોકકથાની જમાવટ કરનારો મેં આજ દિવસ સુધી કોઈ જોયો નથી. એની શામળીયા સોંડની વાર્તા મેં પંદર દિવસ સુધી સાંભળી હતી. એ વાર્તા પૂરી થયા પછી જ, હું ચોપડી ઉઘાડી શક્યો હતો. છન્નો બારોટ જે વાત કહે તે વાત જાણે વાતાવરણમાં ખડી થઈ જતી!

મને છન્નો બારોટ મળવા આવ્યો અને એણે મને એક તરફ લઈ જઈને કહ્યું: 'ભાઈ! તમે ત્યાં જાઓ છો, પણ જોજો દરબારગઢમાં જતાં સંભાળજો હો! રાય રણમલભાની નજરે ચડતા નહિ!'

'પણ એ રણમલભા કોણ ! કેમ એની નજરે ચડવાનું નથી ? છે કાંઈ ? બહુ ચડાવે છે કે શું ?'

'એ બધી વાત તમે ત્યાં જશો એટલે ખબર પડશે. જૂનો દરબારગઢ છે, જોવા જેવો—પણ એમાં જો રણમલભાની નજર પડી તો થઈ રહ્યું !'

'પણ છન્નાબારોટ ! એની શી વાત છે એ તો કહો !'

'એ તો હવે તમે ત્યાં જાઓ છો એટલે ખબર પડશે. પણ તમને જૂનવાણી વસ્તુઓનો ઘણો શોખ છે એ હું જાણું છું. એટલે મનમાં થયું કે ભાઈને ચેતાવી આવું !'

'પણ એની વાત શી છે ?'

'એ હવે આંહીથી કહીને તમને વહેમમાં નાખવા નથી. પણ રણમલભાની નજરે કંઈકનાં ફટકાવી નાખ્યાં છે એટલે મેં તમને ચેતાવ્યા !'

'પણ એ રણમલભા છે કોણ ? જીવતા છે ?'

'જીવતા ગણો તો જીવતા ! જાગતા ગણો તો જાગતા ! ને જીવતા મરેલા ગણો તો જીવતા મરેલા ! જે ગણો તે.'

છન્ના બારોટે પછી વધુ વાત કરી નહિ પણ વાતને અધૂરી જ રાખી દીધી. મને થયું કે છન્ના બારોટે આ વાતને રંગ ચડાવવા ધાર્યો હશે ! મેં પણ પછી વિદાય લીધી. છન્નાબારોટની વાત એ વખતે તો હું ભૂલી ગયો.

*

રાજદરબારમાં જ મારો ઉતારો થયો એક બે વિશાળ ખંડ મને કાઢી આપ્યા. સવાર સાંજ બશેર બશેર દૂધનો લોટો મકનજી ખવાસ આપી જતો. મેં પણ દૂધીઓ ચા જ ડબકારવા માંડ્યો. પોપટ મહારાજ બાર વાગે ભાણું મૂકી જતો. ધોબી કપડાં લઈ જતો. બીજે દી ને બીજે દી કાનજી હજામ કોથળી લઈને ઊભો જ હોય ! મારે પણ મારો પોતાનો માનમરતબો જળવાઈ રહે. માટે બે ચાર દૈનિક શરૂ કરવા પડ્યાં કે જેથી હમેશાં ટપાલી પણ આશીને ઊભો રહે !

આ પ્રમાણે હું એક સ્વપ્નસૃષ્ટિમાં પડી ગયો હોઉં તેવું થયું ! ક્યાં મારું પેલું ગામડું, જ્યાં હું એક રૂપિયાનાં છાણાં નંગ નવસો લઈને, છોકરાવને નિશાળમાં હાકલ મારતો કે દોડજો ભાઈઓ ! છાણાં સારવાં છે, ને આખું સેન ઊપડતું, ને હું પણ ભેગો !

ક્યાં એ આનંદ ને ક્યાં આ ચારે તરફ વૃક્ષ-વેલીઓથી શણગારેલો દરબારગઢ ? એમાંથી બહાર નીકળતાં પણ ત્રણ દોઢી વટાવવી પડે ! એક દિવસ મેં કાનજીને પૂછ્યું: 'કાનજી ! જૂનો દરબારગઢ કહે છે, જોવા જેવો છે ?'

કાનજીને તો એટલું જ જોઈતું હતું. વાતોડિયો જબરો હતો.

'હા, સા'બ ! એ તો કોઈ ચીજ છે !' એ બોલ્યો : 'આ બધા તો મલોખાંના માળખાં છે. પેલો તો ક્યાંય થાવો છે ? એનો એક એક ઝરૂખો જુઓ તો ખાવાનું ભૂલી જાઓ ! અને એમાં પણ રણમલ ભાની ચોકી...કહેવાય છે... એ હો હો ! કાંઈ એમાં કારીગરી છે ! પણ એમાં કોઈ જાતું નથી સા'બ !'

મને છન્ના બારોટની વાત હવે સાંભરી આવી. 'કેમ ? છે એવું કાંઈ ?'

'છે તો કાંઈ નહિ સા'બ ! પણ માણસનું મન છે ના ! વખતે બને એવું કે, દેખે મન ડરે માણસ. એવું કો'કને થઈ જાય છે ! એટલે કોક જ ત્યાં જાય છે. બાકી કારીગરી એવી આટલા વામાં ક્યાંય મળે નહિ !'

'પણ એ રણમલ ભા કોણ છે ? જીવે છે પોતે ?'

'જીવે ય છે ને નથી યે જીવતા. શું છે એની હજી ખબર નથી પડતી !'

'અરે ! એવું તે કાંઈ હોય ? જીવતા હોય તો જીવતા. એ વાત કાંઈ અસ્તી રહે ? એમાં મોટું શું જાણવાનું હતું ?'

'એ તો એવું છે સા'બ ! કે આ વૃદ્ધ દરબાર આજથી દસ વરસ પહેલાં સો વરસના હતા !'

'સો ?'

'હા. પૂરેપૂરા સો. પણ શરીર કડે ધડે હતું. અફીણ લેતા. ભાંગ લેતા. છરીપાણી પણ ખરા.



શરીરમાં કાંટા આવે ત્યારે લાગે કે જાણે જુવાની ફરીને આવી ગઈ છે! એ વૃદ્ધ હતા, એટલે તો પછી આ દરબારગઢમાં એ એક ઝરૂખે બેઠા રહેતા. ત્યાં બેઠા બેઠા ચારે તરફની સીમ જુએ. ઝાડ જુએ. ને બેઠા હોકો ગગડાવે! વાતો કરવાવાળા વાતો કરે!

'એ વખતે જમાનો જ જુદો. દરબાર રણમલ ભા ત્યાં બેઠા હોય. પછી કોઈનો ભાર નહિ કે આડો ઊતરે!

'હવે એક વખત થાવા કાળ છે તે એવું બન્યું કે પચાસ સો ગાયનું ટોળું લઈને કોઈ ખાટકી એ રસ્તે નીકળ્યો.

'દરબારે એને પૂછ્યું: 'અલ્યા! ગાયો ક્યાં લઈ જાય છે?'

'ખાટકી પણ માથાનો ભારે હતો: કહે: 'લઈ જાઉં છું ગમે ત્યાં. ચારે રસ્તે હાલ્યો જાઉં છું. એમાં તમારે શું?'

'પણ એલા મારા દેખતાં ગૌવત્રી જાશે?' દરબાર તો એટલું સાંભળતાં બેઠા જ થઈ ગયા. શરીર વૃદ્ધ, પણ જોર આવી ગયું કે જાણે હમણાં ઠેકડો મારશે એમ થઈ ગયું.

'હવે દરબાર! ગાંડા, એ તો ગૌવત્રી ને ફૌવત્રી, મોટા પાળવા વાળા છો તે આડે આવો ને!' ખાટકી પરગામનો હતો ને માલ પણ પરગામનો હતો. એટલે એણે તો સંભળાવી દીધી. વેણ તો ખાટકીનું સાંભળ્યું ન સાંભળ્યું અને રણમલ ભાને હાડોહાડ લાગી આવ્યું. એણે તો ચડપ દઈને ભીંતેથી તલવાર ઉપાડી. ને ત્યાંથી જ પોતે ખાબક્યા!'

'ખાબક્યા?'

'હવે સા'બ, એમાં કોઈક કહે છે દેવ થઈ ગયા. કોઈક કહે છે મગજ ભમી ગયું છે ને ગાંડા થઈ ગયા છે! એ જે હોય તે. પણ જો દેખાઈ જાય છે તો એની એક એવી તો કરડી અને ભયંકર નજર માણસને માપી કાઢે છે, કે એ નજર પછી માણસથી ભૂલી ભૂલાતી નથી! રણમલ ભાની એ નજર, કદાચ ખાબક્યા ત્યારની એ નજર છે. પણ એ કોઈથી જીરવાતી નથી! એમાં જાણે ભાલાં ભર્યાં હોય એવું લાગે!'

'ઓ હો! આ જ વાત છે ના?'

'હા વાત તો આટલી જ છે! સાચી ખોટી ભગવાન જાણે. આપણે કાંઈ નજરે જોયું નથી. પણ જોનારા કહે છે કે જોયું છે. નીચે ભોંયરું છે. એમાં દરબાર રહે છે ને ક્યારેક ઉપર એમની રણમલ ચોકીમાં આવીને બેસે છે! વળી કોઈ કહે છે ત્યાં કાંઈ નથી. કોઈ કહે છે, છે. જે હોય તે ખરું.'

કાનજીની વાત સાંભળ્યા પછી મને પણ જૂનો દરબારગઢ એક વખત જોઈ આવવાનું મન થઈ આવ્યું. મેં એવા ઘણા કિસ્સા વાંચ્યા હતા કે જેમાં મગજ છટકી જવાથી માણસ ગાંડું બની ગયું હોય! પણ તેમાં આટલું બધું ડરપોકપણું છન્ના બારોટે શા માટે મને બતાવ્યું તે કાંઈ સમજાયું નહિ. કદાચ એને આ જૂનવાણી વાત જાળવીને કહેવા જેવી કરવી હશે!

એટલે એક દિવસ હું તો ખરે બપોરે જૂનો દરબારગઢ જોવા પહોંચી ગયો. અમસ્તો તો એ કોઈને દેખાડતો ન હતો. પણ દરવાન મને ઓળખતો હતો. એટલે એણે મને જવા તો દીધો.'

થોડે સુધી એ મારી પાછળ પણ આવ્યો. પછી એણે મારી પાસે આવીને ધીમેથી કહ્યું: 'સા'બ! પેલો સામો દેખાય છે તે ઝરૂખો ને એટલો ભાગ સંભાળજો. એ રણમલ ભાની ચોકી છે!'

'રણમલ ભા ક્યાં છે?'

'એ તો દેવ થઈ ગયા છે. પણ એની ચોકી હજી ત્યાં છે. કોઈ વખત દેખાઈ જાય છે!'

'તમે કોઈ દી જોયા છે!'

'સગી આંખે!' પણ એટલું બોલીને જ દરવાન અટકી ગયો. સામેના ઝરૂખામાં એક આછો પડછાયો જાણે એ જોતો હોય તેમ એ ત્યાં જોઈ રહ્યો હતો.

'જુઓ!' તેણે મને ધીમેથી ખભા ઉપર હાથ મૂકતાં કહ્યું. 'આજ તો અત્યારમાં જ આવી ગયા છે!'

મેં ત્યાં જરાક દૃષ્ટિ ફેરવી. ભાગ્યે જ એક મિનિટ એ દૃષ્ટિ ત્યાં રહી હશે, પણ એટલામાં એક ભયંકર, કરડો, ખુન્નસભર્યો, જાણે હમણાં હણી નાખશે, હણવા દોડશે તેવો, મહા વિકરાળ, આ લોકમાં ક્યાંય પણ નજરે ન પડે તેવો, એક ચહેરો ત્યાં દેખાતો હતો! પણ ચહેરાની બે આંખો! તોબા!

એ આંખો જાણે આપણા હૃદય સોંસરવી નીકળી જઈને આરપાર કાંઈક જોઈ રહી હોય તેમ લાગે!

હું ત્યાંથી તરત પાછો ફરી ગયો. અને પાછું જોયા વિના જ બહાર નીકળી ગયો. પણ છેક ઘેર ગયો ત્યાં





સુધી જાણે એ બે આંખો મને જોઈ રહી હોય તેમ લાગ્યા જ કર્યું !

ત્યાર પછી કોઈ દિવસ હું ત્યાં ગયો નથી. પણ એ બે આંખો હું હજી સુધી ભૂલી શક્યો નથી!

મને ઘણી વખત એમ થાય છે કે મેં ખરી રીતે ત્યાં કાંઈ જ જોયું ન હતું.

પણ એટલામાં તો કોણ જાણે ક્યાંથી એ બન્ને આંખો ઊગી નીકળે છે!

એની કરડાકી, એની હણી નાખવાની મક્કમતા, એ ભૂલી ભૂલાતી નથી! જાણે એ આપણને સોંસરવી વીંધી ક્યાંયની ક્યાંય નીકળી જવા માગતી હોય!

કાચાની તાંસળીમાં જેમ વીજળી પડતાં કાણું પાડી નાખે છે, તેમ આપણા હૃદય સોંસરવું એક કાણું પાડી નાખીને એ પસાર થઈ જતી લાગે!

એ એક ખરેખર વિચિત્ર અનુભવ હતો!

પણ પછી મને, અનેક ગૂંચમાં પડેલી આડી-અવળી, અભિમન્યુ ચક્રાવા જેવી, અનેક વાતોમાંથી ધીમે ધીમે થોડી સનસા મળી કે દરવાજે પેલા ખોટ-કીને જનોઈવઢ કાપી નાખ્યો. ને એ માટે તરત એમના ઉપર ઉપરથી તનાઈ પણ આવી. પણ ત્યારે ગોરો આવે તે પહેલાં જ એમનું મરણ જાહેર કરીને આ મું ગામ શોકમાં બેસી ગયું હતું! રાતો રાત દરબાર મરણ પામ્યા હતા! માત્ર દરબાર અરધા પરધા ચિત્તભ્રમ જેવા ત્યાં કોઈ કોઈ વખત રણમલ ચોકીએ દેખાઈ જતા હતા!

અને ત્યાં જનારા કોઈ કોઈ એ વાત પણ કરતા હતા! છતાં કોઈ ખાત્રીથી કહેતા ન હતા કે એમણે એમને જોયા જ છે! ને નથી જોયા એમ પણ કોઈ કહેતા નહિ!

એ ગમે તેમ હોય. પણ પેલી એમની નજર ભૂલી ભુલાય તેવી નથી એ ચોક્કસ! આ દુનિયાની ન હોય એવી એની ભયંકર વેધકતા, આ વાત જાણ્યા પછી પણ, ભૂલી ભુલાતી નથી! જાણે કે કેમ એ ભુલાવા માટે જ ન હોય!



---

[ ૧૨ મા પાનાના અનુસંધાનમાં ]

મકાનો જેવી સ્થાવર મિલ્કતોમાં એ વધારે વળતરનો સિદ્ધાંત સરકારે શાથી રાખ્યો હશે? આવાં અગવડ ભરેલાં મકાનોની મંજુરી કેમ અપાઈ હશે?

## હિમાદ્રિકેરાં શિખરશિખરે

હિમાલયની હારમાળામાં કેટલાયે શિખરો છે અને તે સર કરવા પરદેશની ટુકડીઓ અહીં આવે છે. આ વખતે પણ ત્રણ ચાર ટુકડીઓ 'હુમલો' કરવાની છે.

આમાં આપણા તો માત્ર મજુરો હશે એમ માની આપણે ઓછું આણતા નથી? એમની ભેળા થોડા તાલીમ લીધેલા જઈ શક્યા હોત તો એ લોકો આગળ ઉપર આખી ટુકડી અહિંથી જ ઊભી કરી આરોહણ કરી શકત. ત્રિશુળ ને નંદાદેવી જેવાં શિખરો ઉપર તો આપણી ટુકડી કે ટુકડીના સભ્ય તરીકે આપણા ભાઈઓ જઈ આવ્યા છે. તેવા કોઈ કાંચનજંઘા ને ગૌરીશિખર ચઢવાની હિંમત જરૂર કરી શકત. એટલો સંઘાત આપવાની કોઈ પરદેશી ટુકડીએ ના પાડી ના હોત.

આ આખી પહાડી હારમાળામાં હવાઈ જહાજે ઉતારી શકાય એવી બે જ જગ્યા—કાશ્મીર અને નેપાળ. બીજી હોય તો આપણે એનું સંશોધન કરી એને ખીલવવા તરફ ધ્યાન આપવું જોઈએ. અને જે છે તેનું સમર્થન કરી આ દેશના એક અંગ તરીકે એમાં સુવ્યવસ્થા એને સરળ વ્યવહાર સ્થાપવાં જોઈએ.

## પહાડોની સેવા

આપણા પહાડો ઉપર વનસ્પતિ ઉગાડી એમનું ધોવાણ અટકાવવાનો પ્રયત્ન મોટા પાયા ઉપર આ દેશમાં થવાનો છે એમ સંભળાય છે. પરદેશમાં તો લોકો નિરાંતે પહાડો ઉપર દૂર દૂર વસે છે, ખેતી કરે છે, ફળઝાડો ઉછેરે છે અને દેશનું ઉત્પાદન વધારે છે. માણસ ધારે તો નવું જંગલ બનાવી શકે છે, નવો પહાડ ના બનાવી શકે. પહાડ એ કુદરતી બક્ષિસ છે અને તેનું સંરક્ષણ યોગ્ય રીતે થવું જોઈએ.

આજે તો થોડા શ્રીમંતો એમની કુટેવો લઈને પહાડોના વસનારામાં અસંતોષ ને આળસ વાવી રહ્યા છે. શહેરના વિલાસની અરુચિ ટાળવા સારુ પહાડોનું ડોકીઉં લોકપ્રિય થતુ જાય છે. એમાંનો કોઈ આ પહાડોનો વિચાર કેમ નહિ કરતા હોય?



# લોકજાગરણ ટકે ટકે

વાત વાતમાં ગામડાં પાયમાલ થઈ ગયાં એ કથન છૂટથી સાંભળવા મળે છે. અને જો કોઈ ગ્રામજનને પૂછીએ તો એ એવો પડઘો પણ પાડે છે. પરંતુ એમ કહેનારે એનો અભ્યાસ કર્યો હોય છે તેવું કંઈ નથી. જે એવી વાત કરે છે તે એની દૃષ્ટિએ ગામડું જુએ છે, સમગ્ર ગામડાંની દૃષ્ટિએ પરિસ્થિતિ ભાગ્યે જોતો હોય છે એમ મારા અનુભવથી મને લાગ્યું છે.

હું ગામડે દોડી ગયો.

જમનાકાકી મને જોઈને હરખાતાં બોલ્યાં: 'તારું શરીર બહુ બદલાઈ ગયું ?'

રેવાફોઈએ તો મને ઓળખ્યો પણ નહિ: 'આ ભાઈ કોણ છે?'

મનોરકાકા બોલ્યા : 'કેમ ભૂલી ગયાં? ભગત કાકાનો ભત્રીજો, ન ઓળખ્યો?'

મને ઓળખતા રેવાફોઈ મલકી ઊઠયા.

મેં કહ્યું: 'હું તો, દસ વર્ષમાં આ ગામમાં કેટલો ફેરફાર થઈ ગયો તે જોવા અને તમને બધાંને મળતા આનંદ થશે એટલે દોડી આવ્યો છું.'

રેવાફોઈએ કહ્યું: 'આ ગામની વાત જ જવા દેને. દહાડે દહાડે બગડતું જાય છે, ભાંગતુ જાય છે.'

મારું મોં મલકી ગયું. પોતાના ગામની વાત આવતા દરેક આવું જ કહેતું હોય છે.

મારું મોં મલકયું એટલે જમનાકાકીએ ઉમેર્યું, 'હસવાનું નથી, ગામ તેં જોયેલું તેવું ય રહ્યું નથી. બ્રહ્મપોળની પહેલી વાત કરીએ. તું હતો ત્યારે પાંચ ઘર હતાં. આજે બે ઘર છે અને એ બેમાં ય સંપ નહિ. આપણે ચાર બ્રાહ્મણ જમાડવાના હોય તો ય આપણે ઘેર એમની અંદર અંદરની તકરાર ચાલે.'

રેવાફોઈ: 'બ્રાહ્મણ એવા થયા તેમ લોક પણ એવા થયા. હું નાની હતી ત્યારે શ્રદ્ધા પ્રમાણે સૌ અગિયારશ પુનમ કે વારતહેવારે ગોરને સીધું આપતા, હવે તો એવું પુણ્ય કરવાનું કોઈ સમજતું જ નથી!'

મનોરકાકા: 'અને બ્રાહ્મણમાં કંઈ ક્રિયા-કરમ હોય તો આપ્યાનું ય પુણ્ય ને? ગામમાં લખમણ જોષીનું ઘર કંઈ શાસ્ત્ર ભણેલું ગણાય, ત્યારે એની વિધવા જ ઘર વેચી સાટીને કોઈની સાથે રસ્તે પડી. નરહરિને સાસરીમાં ઉચ્છેદિયું મળ્યું એટલે એ ત્યાં ગયો. જગા ગોરનો દીકરો મિલમાં નોકરી કરવા ગયો એટલે એની મા પણ તાળું વાસી એની સાથે ગઈ. રહ્યા દલસુખ અને મનસુખ બે ભાઈઓનાં ઘર:

જમનાકાકી: 'એય ગણવાના એટલા જ. બાકી એમાંનો કયો શાસ્તર ભણેલો છે?'

હું: 'એ લોકો તો ખેતી કરે છે એટલે કોઈ પુણ્યદાન ન કરે તો ય એમને શી પડી છે?

મનોરકાકા: 'પડી છે તો બધીય પણ મળતર નહિ એટલે ખેતી ના કરે તો જાય કયાં?'

રેવાફોઈ બોલ્યાં: એ બે ઘર તો ખેતી કરે છે એટલે ખાવા ય પામે છે, પણ બુરી વલે આવી છે મહાજનની. સરકારે કાયદા કરીને એમનો વેપાર જ ના રહેવા દીધો એટલે ગામમાં ત્રણ ઘર છે એમાં બે ઘરની તો દયા આવે તેવી સ્થિતિ થઈ છે.'

હું: 'કોની કોની?'

રેવાફોઈ: 'જગાશેઠ મોટેભાગે ધીરધાર કરતા હતા એટલે એ ધંધો રહ્યો નહિ.'

હું: 'પણ એ પૈસાનો બીજો ધંધો!'

મનોરકાકા: 'શાના પૈસા? બે એક હજારની મુડી ઉપર કાંધા પાંજરા કર્યા કરે, આજનું વ્યાજ અને એવું ચાલે એટલે બહારથી લાંબુ દેખાય. એવી મોટી મુડી નહિ કે બીજો વેપાર કરી શકે. મોંઘવારીમાં એ બધું ખવાઈ ગયું અને નવો ધંધો મળ્યો નહિ. એટલે આજે ઘરડે ઘડપણ એની હાલત દયા આવે તેવી થઈ છે. ઘરમાં એ એક કમાનાર અને સાત જણ ખાનાર એટલે શહેરમાં એક દીકરો માસ્તરની નોકરી





કરે તેમાંથી કેટલું બચાવે કે આ બધાને પૂરું થાય ? : એને પણ પાંચ જણાનું ત્યાં પૂરું કરવાનું.'

હું: 'મોહનલાલ ઠક્કરનું શું ?'

જમનાકાકી: 'એમની દુકાન પહેલાં એવી ચાલતી કે ઘરનાં બધાંનું સુખેથી પૂરું થતું અને બે પૈસા બચતા પણ ખરા પરંતુ લડાઈમાં મીઠાં–મરચાં વગર કશાનો ધંધો રહ્યો નહિ અને થોડી જમીન ગીરો હતી તે છૂટી ગઈ એટલે આટલા વરસોમાં જે કંઈ બચત હશે તે અને ઘરેણું ગાઠું વેચાઈ ગયું.'

હું: 'કાળાબજારનો ધંધો ન કરે એવા મોહનલાલ પ્રમાણિક તો નથી જ, પછી એવો વેપાર કર્યો હશે ને ?'

મનોરકાકા: 'મોહન ઠક્કર અજાણને છેતરવા ચોપડામાં સાચુ જૂઠું કરે એટલી જ એમની જીગર, પણ સરકારની ભારે બીક એટલે એ બીકમાં કંઈ કરવાની શરૂઆતમાં હિંમત ન ચાલી, અને એ હિંમતથી મુખીનો ભત્રીજો મોહન અને મતાદારનો દીકરો ચંદુ સારું કમાયા એટલે એ ફાંફાં મારવા ગયા પણ પેલાએ એમને પહોંચવા દીધા નહિ અને એક વખત સરકારનું લફરું ઘાલી આપ્યું તે ઉપરથી કમાયા નહિ હોય તેટલો દંડ થયો ! ત્રણ મહાજનના ઘરમાં ખાધે-પીધે સુખી હોય તો શણુ શેઠ. જમીન પાસે સારી, અને દીકરો દેશાવર એટલે એમને નિરાંત છે.'

મેં કહ્યું: 'મોહનભાઈ અને ચંદુભાઈ વેપારી થયા છે અને સારું કમાયા છે. ખાંડ ઘાસતેલની પરમીટ હતી તેમાં મુખી પણ ઠીકઠીક લીલા થયા છે. લખમીદાસ અને ઝવેરભાઈ તમાકુના વેપારમાં કમાયા. અને છોટાભાઈએ કૂવા ઉપર બે પંપ મૂકયા તેમાં કમાયા

હું: 'મહાજનનો વેપાર પાટીદારોએ ઝૂંટવી લીધો એમ કહોને ત્યારે ?'

મનોરકાકા: 'વેપારમાં કેટલાં જણાનું પેટ ભરાયું ? એ ત્રણચાર જણ લીલા થયા, પણ ગણોતધારાથી પાટીદારોની જમીન ઉપર છીણી ફરી વળી ને ? ખેડનારા કબજો છોડે નહિ, ત્રીજો ભાગ આપે, અને ઓછું પકવે તો ય એને કંઈ કહેવાય નહિ.'

હું: 'પણ બીજાને ખેડવા આપનારા કેટલા ? ઘેર ખેડે એને ગણોતધારો શું કરવાનો હતો ?'

મનોરકાકા: 'હવે પહેલાંની જેમ કોઈને મહેનત કરવી ગમતી નથી અને આજના છોકરા બે અક્ષર અંગ્રેજી ભણતા નથી ત્યાં ટાપટીપ કરી ફરવા માંડે છે એટલે નથી રહેતા ખેતીના કે નથી રહેતા નોકરીના. એટલે બીજાને ખેડવા ન આપે તો પણ મજૂરોથી કામ કરાવવા માંડે છે. મજૂરો પહેલાંની જેમ મન દઈને મહેનત કરતા નથી અને મજૂરીના દર વધી ગયા છે. કૂવે મહેનત કરીને કોશ જોડતા, તેને બદલે પંપ આવ્યો એટલે તે ખર્ચ પણ વધ્યું અને સરકારે અનાજના ભાવ એટલા ઓછા બાંધ્યા છે કે અનાજ જેટલે ખર્ચે ઘેર પડે તેથી વેચવાના ભાવ ઓછા હોય છે એટલે ઊંધો ધંધો થાય છે.'

હું: 'ખેડૂતો લેવીનું અનાજ પણ પુરું સરકારને નથી આપતા, ત્યાં કોણે બાંધેલ ભાવે અનાજ વેચ્યું છે ? અનાજનો કાળો બજાર એણે પણ કર્યો છે ને !'

મનોરકાકા: 'શરૂઆતનાં વર્ષોમાં એવો ભાવ મળેલો પણ છેલ્લા ત્રણ વરસમાં સરકારના કડક કાયદાને લીધે વેપારીઓ કાળાબજારમાં માલની હેરફેર ખાસ કરી શકયા નહિ એટલે અનાજના ભાવ પાછા પડી ગયા, અને એવા થોડા ભાવે પણ કોઈ લેનાર ઘરાક મળે નહિ, આ વરસે પાકયું નથી છતાં સુખી ખેડૂતનાં ઘરમાં સારા ભાવની આશાએ સંઘરી રાખેલું પાછલું અનાજ પડયું છે. જ્યારે જેનું પૂરું થતું નથી તેને ઓછા ભાવે અનાજ વેચવું પડયું છે અને એ રીતે દેવામાં ગયા છે.'

હું: 'એકંદરે લડાઈ પહેલાં જે સ્થિતિ હતી તે કરતાં સ્થિતિ સુધરી છે કે નહિ ?'

મનોરકાકા: 'ચારેક વર્ષ પહેલાં સુધરી હતી પણ છેલ્લા ત્રણ વરસમાં એ પાછી હતી તેવી થઈ ગઈ



કહેવાય. એ પૈસા ફેરવતા હતા તે ચાલ્યા ગયા અને જે હોય તે પૈસા શોધતા થઈ ગયા છે. ધીરધાર બંધ થઈ ગયો છે એટલે કોઈનું કામ નીકળવું પણ અઘરું થઈ ગયું છે.'

હું: 'એ ખરું, પણ લોકોનું ખર્ચ વધ્યું હશે તેમ લાગે છે?'

રેવાફોઈ: 'ખર્ચ તો ચોખ્ખો વધી ગયો છે. વરણાગી વધતી જાય છે. જુવાનિયા સારાં કપડાં શોધે છે, સાબુ વધારે વાપરે છે. કપડાંને પહેલાં જેટલા લોક થીંગડા મારીને ચલાવતા નથી. પગે ચાલીને ગાઉ જવાની વાત નહિ, મૉટરમાં બેસીને ગરીબગરબું પણ ગામ પરગામ જાય છે.'

હું: 'ખોરાકમાં ફેર પડ્યો છે!'

જમનાકાકી: 'હા, પહેલાં કોદરી લોક ખાતા તેને બદલે ચોખા ખાય છે, બાવટાના રોટલા ખાતા તેને બદલે બાજરીના ખાય છે, ઘઉં વારતહેવારે ખાતા તેને બદલે એ પણ વધારે વપરાય છે. શાક ખાવાનો રિવાજ વધ્યો છે. એ રીતે ખાવાનું સારું થયું છે એ તો નક્કી.'

હું: 'તો સરવાળે લોકો સુખી કહેવાય કે નહિ?'

મનોરકાકા: 'પહેલાંના કરતાં કંઈક સુખી તો કહેવાય. પરંતુ હવે મંદી શરૂ થઈ છે એટલે અનાજના ભાવ બેસી જશે. પહેલાંના જેવા જ કપરા દિવસ આવવાના.'

આ તો ગામની ઉજળિયાત ગણાતી વસ્તીની વાત થઈ. ગામમાં બ્રાહ્મણના ૨, મહાજનના ૩ અને પાટીદારના ૭૦ ઘર હતાં. પરંતુ બાકીના ૩૨૫ ઘરમાં બારૈયા, ક્ષત્રિય, વાળંદ, કુંભાર, વણકર, ભંગી વગેરે પછાત ગણાતી કોમોની વસ્તી હતી. મનોરકાકા સાથે મેં જે વાત કરી તેમાં ઉપલા ૭૫ ઘરને જ એ ગામ ગણતા હતા. તેમના સુખદુઃખને જ એ ગામના સુખદુઃખ ગણતા હતા. અને એ રીતે ગામ પાયમાલ થઈ ગયુ તેમ એ કહેતા હતા. અર્ધા ઉપરની વસ્તી ૨૫૦ ઘર તો બારૈયાનાં હતાં.

એમની સ્થિતિ કેવી છે, એ સવાલ પૂછતાં મનોરકાકા બોલ્યા: 'એમને લહેર છે. એમને વધારે પેદા કરવું નથી. આજનું ઘરમાં ખાવાનું હોય તો આવતી કાલની પડી નથી, સરકારે જમીનનો કાયદો કર્યો એટલે કોઈના બે-પાંચ વીઘાં કાયમના ખેડી ખાવાનાં મળ્યાં એટલે ખાધા. જેટલા દાણા આવે અને ઢોર જીવે એટલે એમને શું જોઈએ?'

હું: 'પણ એમનેય અનાજ મોંઘુ પડે એટલે શું પોષાય?'

મનોરકાકા: 'એમને શાનું મોંઘુ પડે? ખેતીમાં એમને ખર્ચ શાનો? ઘરમાં બૈરી-છોકરાં મજૂરી કરે એટલે જે પાક્યું તે, ધણીને ત્રીજો, ચોથો કે પાંચમો એમને પરમેશ્વર વસે તેટલું બતાવે, બાકીનું એમનું. પહેલાં જમીનવાળાની ગરજ રહેતી એટલે ફેરો ફાંટો ખાતા. તે પણ રહ્યું નહિ. કાંધાં પાંજરાં બંધ થઈ ગયાં એટલે લાલચ પણ ન રહી.'

હું: 'એથી એમને મુશ્કેલી પડે છે?'

મનોરકાકા: પડતી તો હશે, પરંતુ પહેલા જેવી એમને ગરજ દેખાતી નથી.'

હું: 'તોફાન ટંટા કેવા!'

મનોરકાકા: 'એ ઓછું થઈ ગયું કહેવાય, દારૂ પીને એ લોકોમાં પાંચ-દશની નાગી ટોળી હતી તે કાયદો થવાથી ધમાલ કરતી બંધ થઈ ગઈ. દારૂ છાનો ગળાય છે, લોક પીએ છે પણ ખરા, પણ કાયદા પહેલાં પીવાતા તે હિસાબે ઘણો ઓછો અને પીને બહાર નીકળાતું નથી એટલે તોફાન તો બંધ જ થઈ ગયું.'

હું: 'ચોરીઓ?'

મનોરકાકા: 'એય વધી નથી. દર વરસે નાની નાની ચોરીઓ ઘર કોચવાની થાય છે, પરંતુ એ વધી છે એમ ન કહેવાય. એ લોક પહેલાંના જેટલા ભૂખે મરતા નથી.'





હું : 'તો પછી ગામની પાયમાલી થઈ એ કઈ રીતે ?'

રેવાશંકર : 'નાના મોટાનું માપ ના રહ્યું. પહેલાં બારૈયા પાટીદારથી દબાયેલા રહેતા તે ના રહ્યું. ગામમાં કરતા કારવતા આપણા લોક હતા તે હવે ચૂંટણી થવા લાગી એટલે પંચાતમાં એ આવ્યા. કુંભાર–વાળંદ વેઠ કરતા બંધ થયા. ઢેઢભંગી પણ કાયદો બતાવે એટલો ભારબોજ ના રહ્યો.'

મને થયું કે હવે વિશેષ માહિતી આ ઉજળિયાત પાત્રો પાસેથી મળવી મુશ્કેલ છે. એટલે હું ગામમાં નીકળ્યો. બારૈયા વગામાં ગયો. રયજી મોટાને હું ઓળખતો હતો. એમના દીકરાના દીકરા પણ મેં નાના જોયેલા તે મોટા થઈ ગયા હતા. મનોરકાકા મારી સાથે આવતા હતા, પણ એમની હાજરીમાં ખુલ્લા દિલે એ લોકો વાત નહિ કરે માની મેં એમને કહ્યું કે, હું એકલો જઈશ, તમે તમારે કામ હોય તે કરો. રયજીએ ફળિયામાં ખાટલો નંખાવ્યો. બીજા ભાઈઓ આવ્યા અને અમે વાતોએ વળ્યા મેં કહ્યું: 'રોજ રોજ એવી વાતો કાને પડે છે કે ગામડાં દુઃખી થઈ ગયાં. હુંય આમ તો ગામડામાં રહું છું પણ એ શહેર જેવું છે એટલે મને થયું કે ચાલો તમને બધાને મળીને જાણી લઉં કે શું સાચું છે?'

રયજી બોલ્યા : 'તમે ભાઈ દશ વરસમાં કેટલા બદલાઈ ગયા. સુખ તો માણસને જુએ એટલે ઢાંકયું રહેતું નથી. અમારા ઘર તો તે દહાડે હતાં તેવાં ને તેવાં છે. મજૂરિયા અવતારમાં ભાદરવો ચડેય નહિ અને આસો ઉતરે ય નહિ.'

હું : 'ઘર તો ગામમાં કોઈનાય ક્યાં નવાં બંધાયાં છે ? એ ફેરફાર તો શહેરમાં મોટો થઈ ગયો છે. શહેરમાં વસ્તી વધતી જાય છે એટલે મકાન બાંધવાનો એક ધંધો છે. પરંતુ દસ વર્ષ પહેલાં આ ફળિયામાં હું આવતો ત્યારે જે મેલાઘેલા, અને ફાટ્યાંતટ્યાં કપડાં બધાના શરીર ઉપર નજરે પડતા તેમાં ફેર થયો છે. કાપડ નથી મળતું એવી બૂમ હોવા છતાં લોકોના શરીર ઉપર લડાઈ પહેલાં બજારમાં છૂટથી કાપડ મળતું તે કરતાં આજે સારી જાતનું જોવા મળે છે. આ તો હું નરી આંખે જોઈ શકું છું, પણ ખાવામાં ફેર પડ્યો હોય તે તો તમે કહો ત્યારે ખબર પડે.'

એક ભાઈ બોલ્યા : 'ખાવાનું તો ઠીક, બાવટાનો રોટલો ટંકે મળે છે. કોઈને શાક મળતું હશે, તો કોઈને બાજરીના રોટલા મળતા હશે. ચોખા ખાવા નહિ મળતા હોય તેને કોદરી મળતી હશે. એમાં કંઈ વધારે સુખી થઈ ગયા છીએ એવું નહિ. પરંતુ એ માટે પહેલા ઓશીયાળા રહેવું પડતું એ આજે નથી રહ્યું તે મોટું સુખ છે.'

હું : 'પણ જમીનવાળા બુમ પાડે છે કે સરકારે ખેડે તેની જમીનનો કાયદો કર્યો પણ ખેડનારા મહેનત કરીને સારૂં પકવતા નથી, વરસો વરસ પાક ઘટતો જાય છે.'

એક જુવાનિયો બોલી ઊઠ્યો: 'કાયદો પેટમાં દુઃખે છે એટલે જમીનવાળા કંઈક બહાનું તો કાઢે ને?'

હું : 'તો પાક ઓછો નથી થયો ?'

પેલો જુવાનિયો : 'ના'

રયજી બોલ્યા : 'જુઓ ભઈ, ફેર નથી પડ્યો એવું જૂઠું તો નહિ બોલાય. અમારી પાસે ટૂકી જમીન રહી એટલે સારા બળદ કે હથિયાર રાખવાં દરેકને પોષાય નહિ અને પહેલાં જમીનવાળા ખેડુતોને મદદ કરતા તે હવે કરતા નથી. એટલે પાક ઓછો ઊતરે છે તે સાચું. જેને પોતાની જમીન ન હોય તેને સરકારમાંથી ખેતી માટે જોઈતી રકમ ધીરે નહિ, જમીનવાળા ધીરે નહિ, એટલે એ બિચારા કરે પણ શું ?'

હું : 'જમીનવાળા એમ કહે છે કે એ લોકો આળસુ છે અને તેમને વધારે પકવવું નથી.'

પેલો જુવાનિયો બોલી ઉઠ્યો : 'જમીનવાળા કઈ મહેનત કરે છે કે એમને આળસુ કહે છે ? એમને બેઠા બેઠા ખાવું છે તેનું શું ?'

હું : 'જમીનવાળા કેવા છે તેનો ન્યાય કરવા આપણે બેઠા નથી. પરંતુ આપણી સ્થિતિ શી છે તે વિચારવા બેઠા છીએ. એ તમારા દોષ કાઢશે તો જેમ તમે એમનો દોષ કાઢશો તો તેમને પણ ફાયદો નથી.'

રયજી : 'તમારું કહેવું સાવ સાચું છે. પાટીદાર જેટલા અમે લોક કામગરા નહિ તે તો કબુલ કરવું પડે. ઓછું સાધન હોય તો પણ જો એમના જેટલી મહેનત કરીએ તો વધારે પાકે એની ના નહિ.'

બીજાએ કહ્યું : 'મહેનત એકલી જ નહિ, ખેતીમાં પાટીદારની નજર પહોંચે તેટલી આપણી નજર પણ પહોંચતી નથી. એવી આવડત અને કામઢાપણું આપણા જેશંગમાં છે તો એની ખેતી પાટીદારને ટક્કર મારે એવી આપણે સૌ નજરે જોઈએ છીએ.'

પેલો જુવાનિયો બોલ્યો : 'આજ સુધી મલાઈ એ લોકો ખાઈ ગયા એટલે આપણામાં કામઢાપણું ય શાનું આવે અને આવડતે ય શાની આવે?' તે પછી હું હરિજન વાસમાં ગયો, વણકરોને મળ્યો, કુંભારની વાત પણ સાંભળી. આમ એ ગામની મેં દસ વર્ષની સરખામણી કરી તો એ ગામ પાયમાલ થઈ ગયું છે એમ કહી શકું તેવું બિલકુલ ન હતું. સાથે સાથે લડાઈનાં મહત્વનાં દશ વર્ષ વહી ગયા તે રીતે એમાં જેટલી પ્રગતિ થવી જોઈએ તેટલી પણ થઈ ન હતી. જીવન ધોરણ પ્રમાણમાં થોડું ઊંચું આવ્યું હતું પરંતુ એ ધોરણ પૂરતું ઊંચું લાવવા માટે ઉત્પાદનમાં જે સગવડ જોઈએ તે સરકાર તરફથી ખેતીને બિલકુલ મળી ન હતી. ગણોત ધારાને લીધે ભાવનિયમન અને માપબંધીને લીધે અનાજનું ઉત્પાદન ઘટ્યું હતું, પરંતુ એની વહેંચણીની અસમાનતા પહેલાં કાયદાને લીધે ઓછી થઈ હતી. એટલે ખેતી કરતા ખેડૂતના ઘરમાં પ્રમાણમાં વિશેષ અનાજ ગયું હતું અને એ કારણે એની સ્થિતિ કંઈક સુધરી હતી.

ઉજળિયાત ઘરોમાં જે લોકો જાતમહેનત કરતા હતા, પૈસાદાર નહોતા થયા છતાં ભૂખે મરતા નહોતા જેમને કાળા બજાર કરવાની તક મળી હતી તે પ્રમાણમાં વિશેષ લીલા થયા હતા, અને જેમની પાસે બિલકુલ મિલકત નહોતી અને વેપાર નહોતો રહ્યો તેવી દયાજનક સ્થિતિમાં મુકાઈ ગયા હતા. પરંતુ વસ્તીના પ્રમાણમાં એવા ઘર સાવ જુજ હતા.

વાળંદ, કુંભાર, વણકર વગેરે મજૂરિયાત વર્ગને મજૂરી કરવાની તૈયારી હોવા છતાં મજૂરી મેળવવા સગવડ નહોતી એટલે એ કમાઈ શક્યો નહોતો. મોંઘી મજૂરી મળી હતી તો વસ્તુઓ મોંઘી લાવી તે કંઈ બચાવી શક્યો ન હતો. એ પહેલાં જેટલો અત્યારે દબાયેલો નહોતો રહ્યો. અસ્પૃશ્યતા નાબૂદ નથી થઈ છતાં અડવા આભડવાનો છોછ ઓછો થયેલો જોઈ શકાતો હતો. છતાં ભંગી એની એ હાલતમાં હતો. એની આળસ, અજ્ઞાન અને કંગાલિયત એ ના એ છે, ભલે ગામડું પહેલાં કરતાં પાયમાલ થયું ન હોય, પરંતુ આગળ વધવાનો જે ઉમંગ જોઈએ તેનો ચોખ્ખો અભાવ દેખાતો હતો. દસ વર્ષમાં શહેરો તરફ જે ધ્યાન સરકારે આપ્યું અને ગામડાં તરફ જે ઉપેક્ષા કરી તે ક્રમ ચાલુ રહેશે તો ગામડાંમાં ઉત્પાદન વધારવાની કોઈ શક્યતા નથી. સરકારે આ ગાળામાં અસમાન વહેંચણી અટકાવવા ગણોતધારા કર્યા, તો હવે પછી ઉત્પાદન વધે તેવો સગવડ ઊભી કરવા નહેર અને ઉદ્યોગ માટે વીજળીની સગવડ ગામડાંને આપવી જોઈશે.

એ થશે તો જ ગામડામાં ચેતન આવશે, કમાવાનો ઉત્સાહ જન્મશે.

*

## મિલન

પ્રેમભર્યાં જીવનથી જીવ્યાં કપરી તોયે જીવની આ,
પ્રેમજગતને ખૂણે ખૂણે પ્રેમ અમોલા પેખ્યા ત્યાં.
દિવ્ય હર્ષિત દૃષ્ટિથી એ દાઝ્યા જળ્યા તોયે ત્યાં,
એ જ વિરહનાં મીઠાં મીઠાં મિલન અંખાયાં છે ત્યાં.

જયન્ત પરમાર

# પાણીકળાનાં પગલાં

રેતી કેરાં રણુ નીચે થઈ
જાય વહ્યાં રસઝરણું.
પૃથ્વીનાં પેટાળે રમતાં
જલનો કલકલ નાદ.
કાન માંડીને કોણ સાંભળે
જુગજૂનો એ સાદ ?
મૃગતૃષ્ણાની પાછળ ભમતાં
સુણશે ક્યાંથી હરણાં ?
રેતી કેરાં રણુ નીચે થઈ
જાય વહ્યાં રસઝરણાં.
નંદન વનના જેવી કિન્તુ
બની જશે મરુભોમ,
શતદલ કમલો ખીલી ઊઠશે
રણુને રોમે રોમ.
પાણીકળાનાં પડશે જ્યારે પગલાં કુંકુમવરણાં.
રેતી કેરાં રણુ નીચે થઈ જાય વહ્યાં રસઝરણાં.

નટવરલાલ પટેલ.

# પલટા

પરમ્પરિત હે પ્રભો ! પ્રણય આપતો સર્વદા,
અમે તુરત એ બધો બળવતો કરી ચાખતા.
ઘણાક કડવા મીઠા ક્ષણિક સ્વાદની રાખતા,
સદા પ્રણયઆશ જે સતત રાખતી કર્મદા.

અહીં ક્ષણિક પ્રેમની અમરતા ગણવી કશી ?
ગણી અમરતા,—થતી દફનચે ક્ષણમાત્રમાં.
પ્રભો ! મનુજકો બને અમરતા તણા પાત્રમાં
ભરી છલકતા રહે પ્રણયશીલ આત્માવશી.
અબાધિત મનુષ્યની અમર કલ્પના કાળની
પ્રકાંડ ગતિ સાથ સાથ પલટા પ્રરોહે ઘણાં,

કરી ચ્યુત અમોલડા દૃઢ વિચાર જાયે ઊડી,
થતા તવ અનેક ક્રોડ કટકા, છૂટી જાળની
મુલાયમ વિમુક્તતા સુતર ત્યાગતા એષણા,
પ્રવર્તિત બની પ્રમત્તઃ વર્તમાન ગણી મુડી.

જયન્ત પરમાર

# તારા વિના

એ....દૂર પેલા ડુંગરોની હારમાં
ડૂબશે સૂરજ હવે પલવારમાં !
ને રાતને અજવાળવા
ફેલાયલાં કાળાં તિમિરને વાળવા

એ પૂર્ણિમાનો ચંદ્ર પણ સોળે કળાએ ખીલશે !
સૌન્દર્ય એનાં ડુંગરોના સૌ અણુઓ ઝીલશે !
ને તે છતાં એ ચાંદનીનું શ્વેત અજવાળું
લાગશે તારા વિના કાળું—અતિ કાળું !

શેખાદમ આબુવાલા

# લાગણીનું ખુંદ

સિદ્ધાર્થ

> કોઈ પાષાણહૃદયમાં પણ ઊંડે ઊંડે લાગણીની કોમળ પાંખડીઓ દબાયેલી-છુપાયેલી પડી હોય છે. એ પાષાણના થરને એક પછી એક ઉથલાવનાર પણ કોઈ અંગત સ્વજનનો જ ખપ પડે છે. આ વાર્તાની નાયિકાના પતિમાં દિલમાં પહેલું લાગણીનું ખુંદ સીંચનાર પણ નાયિકા કલુ જ સાચો અને મોટો ભાગ ભજવે છે ને ?—અને ત્યારે પરસ્પરની લાગણીઓ કેવી એકરૂપ થઈ જાય છે !

કલુના હર્ષનો આજે પાર નહોતો.

સ્રીત્વનો અમૂલો માતૃત્વનો આનંદ એ આજે માણી રહી હતી. એમ તો ઘણી બધી સ્રીઓ માતા થાય છે— એક નહિ અનેક બાળકોની, પણ માતૃત્વની ઝંખનામાંથી તો કલુ જેવી કોઈક જ સ્રી સાચી જનેતા બની શકે છે.

આનંદ–ઓચ્છવ આજે કલુને ઘેર ધમધમી રહ્યા હતા. સગાં વહાલાંઓથી આખું ઘર ભરાઈ ગયું હતું. કલુ ખાટલામાં પડી પડી પણ શારીરિક વેદનાને ભૂલીને એક નવા આનંદમાં મહાલી રહી હતી સામે જ તાજો જન્મેલો કલુનો હૈયાહાર જેવો ભોળો બાળુડો આંખ પણ ઊંચી કર્યા વિના ઘસ-ઘસાટ ઊંઘતો ન હોય એમ પડયો હતો. કલુ એને જોઈ રહી હતી. એનું મન આજે ખુશખુશાલ હતું. એ એકીટશે પોતાના બાળુડા તરફ નીરખી રહી હતી.

દિવસ પછી રાત ને રાત પછી દિવસો વીત-વાની સાથે કલુનો દીકરો પણ મોટો થવા લાગ્યો. કલુએ એનું નામ રાખ્યું કંદર્પ. દેખાવે અને વર્તને એ કંદર્પ (કામદેવ)થી કંઈ ઊતરે એવો નહોતો, કલુ પણ ક્યાં કમ અક્કલની હતી ? આ નામ પાડયું ત્યારે એનાં સગાંસ્વજનમાંથી ઘરડાં બુઢ્ઢાંઓએ ટીચકું ચડાવેલું એ કલુના ધ્યાન બહાર નહોતું. અને એ બધાંનો વિરોધ–વાંધો વહોરી લઈને પણ કલુએ જ્યારે પોતાનું ધાર્યું કર્યું ત્યારે કલુના પતિએ વાત વાતમાં કહી પણ દીધેલું:

'મોટાંઓનો બહુ વિરોધ ન કરીએ, કલુ ! એ કહે એ બધું આપણે ન માનવું હોય તો ન માનીએ પણ એમનું મન તો સાચવવું જોઈએ ને !'

'તે મેં ક્યાં કોઈને દુભવ્યાં છે !'

'દુભવવાની વાત જ ક્યાં છે ?'

'ત્યારે ?'

'આ તો એમ કે આવું ભારેખમ નામ આપણે ન રાખ્યું હોય તો યે શું બગડી જવાનું હતું ?'

'તમેય સાવ અરસિક અને શુષ્ક બની ગયા લાગો છો ?'

'તે પહેલાં વળી હું ક્યો રસિયો હતો ?'

'એ તો હું જાણું છું. ત્યારે જ તો મારા બધા રસને મારે ઢાંકી રાખવા, દબાવી દેવા પડયા છે ને !'

'એ...મ ?'

'હાસ્તો, અત્યાર સુધી તમારી લશ્કરી કરડાકી મને એ બધું વહેવડાવતાં રોકતી. પણ હવે મારા આ કંદર્પ વચ્ચે હું તમને નહિ આવવા દઉં. તમારી ઑફિસમાં કે પરેડના મેદાનમાં તમારી કરડાકી વાપરજો. અહીં ઘેર તો મારા કંદર્પના પ્રેમાળ પિતા અને મારા રસિયા વાલમ થઈને રહેવું પડશે.'

લશ્કરી અફસરની કામગીરી બજાવતા એના પતિને કલુએ રોકડું પરખાવી દીધું. એમ તો કલુ ઉપર ક્યારેય એના પતિએ શિરજોરી નહોતી ચલાવી. કલુ તો એમનો લાડ ને પ્રાણ હતી. એમાંય પરણ્યા પછીની પહેલી સુવાવડ બગડી ત્યારથી કલુ તરફનું એમનું આખું વલણ સાવ બદલાઈ ગયું હતું.

× × ×

લગ્ન કરીને જે દિવસે કલુએ પતિને ઘેર પગ દીધો તે દિવસથી કલુ તો જાળમાં પકડાયેલી માછલીની જેમ તરફડતી રહેતી. લગ્ન પહેલાં એ જેટલી





રસમસ્તીમાં નહાતી એ બધી એને જાણે નેવે ચડાવી દેવી પડશે એમ જ થતું, છતાં પોતે એ લશ્કરી અફસરને પતિ તરીકે પસંદ કરવામાં ભૂલ કરી બેઠી છે એમ તો એણે ક્યારેય અનુભવ્યું નહોતું.

માતપિતાને ઘેર ખૂબ લાડકોડ પામેલી કલુ લગ્ન કર્યા પછી પણ જે લાડકોડ પામી શકી એથી એને પોતાને ખૂબ સંતોષ રહેતો. એ આછા કે પૂરા સંતોષે જ પોતાના પતિને ખુશ રાખવા ખાતર એની રસિકતાને એણે નેવે મૂકી દીધેલી. પોતાના પતિને એ બધું ગમ્યું એટલે એને આનંદ પણ થયો.

લગ્ન પછી ત્રીજે વરસે એ સીમંતિની બની ત્યારે એ કેવાં કેવાં ભવ્ય સપનાંઓ સેવવા લાગી ગયેલી! મૂળથી જ એને કવિતા અને લલિત કળાઓનો શોખ. લશ્કરી વડા તરીકે પોતાના પતિમાં એમાંનો એક પણ રસ એને ન દેખાયો ત્યારે એને કવિતા તો શું પણ સામાન્ય વાર્તા–નવલકથાને પણ તિલાંજલિ આપી દીધેલી. ઘરમાં તો એવું એકેય પુસ્તક કે માસિક હોય જ શાનું? કોઈ મિત્ર–સ્વજનને ઘેર જાય ત્યારે ઉપર ઉપરથી પાનાં ફેરવી લેવામાં કલુ બહુ કંજુસાઈ ન કરતી, થોડોક સંતોષ પણ અનુભવી લેતી.

અને એ બધાં વાચન–ચિન્તનમાંથી પોતાના ભાવિ બાળક માટેના સપનાંઓમાં એ આખો વખત એવી તો રચીપચી રહેતી કે ઘણીવાર તો સાવ અન્યમનસ્ક બની જતી. કેટલીકવાર તો પોતાના પતિ આવીને એની પાસે બેસે, પોતાને બોલાવે એનું પણ એને ભાન ન રહેતું.

આમ જ એક દિવસ કલુ બારી પાસેની ખુરશીમાં બેઠી બેઠી બારી બહાર એકધારી નજરે જોઈ રહી હતી. ત્યાં એક ઝાડ હતું. ઝાડ ઉપર કાગડાનો માળો હતો. કાગડાનાં નાનાં બચ્ચાં હજુ તો તાજાં જ જન્મ્યાં હશે,—ઊડી પણ શકતાં નહોતાં. એમની મા એમની ચાંચમાં ચાંચ પરોવીને કંઈક ખવડાવતી હતી. આ બધું જોવામાં કલુ એકદમ લીન બની ગઈ હતી. એવામાં એના પતિ ઘરમાં આવ્યા. આવું તો એમણે ઘણીવાર જોયેલું એટલે કાંઈ નવું ન લાગ્યું. પણ રોજનું આવું જોઈ જોઈને એમને પણ ચિંતા થઈ પડેલી કે કલુને આમાંથી વિચારવાયુ જેવું કંઈક થઈ જશે તો? એની આ સ્થિતિ બદલાવી દેવાનો એક નુસખો સૂઝી આવ્યો. લશ્કરી પોશાકમાં સજ્જ થયેલા હતા એટલે એમનો હાથ ખભેથી બાજુમાં લટકતી રીવૉલ્વર ઉપર પડ્યો. તરત ચામડાનાં પાકીટનું બટન ખોલીને અંદરથી રીવૉલ્વર કાઢીને સંભાળી જોઈ. અને કલુ પાસે જઈને બીજી ખુરશી ખસેડીને છેક કલુ પાસે બેઠા અને કલુને બોલાવી:

'કલુ, શું જોઈ રહી છે?'

કલુનું તો ધ્યાન જ સામે ઝાડ ઉપર પરોવાયેલું હતું. એ તો સપનાંના પ્રદેશમાં વિહરતી હતી. એને આ કંઈ સ્પર્શી શક્યું જ નહિ.

કલુ જે તરફ તાકી રહી હતી ત્યાં કલુના પતિએ નજર કરી. ત્યાં તો 'કા–કા–કા' કરતાં એક બે કાગડા ઊડી રહ્યા હતા. એમાં તે આટલું બધું શું ટીકીટીકીને કલુ જોઈ રહી હશે?—એ સાથે જ રીવૉલ્વર ઉપર મૂકેલો હાથ રીવૉલ્વરને બહાર ખેંચી લાવ્યો. હાથમાં લઈને ઝાડ ઉપર નિશાન તાકીને ઘોડો પણ દબાવ્યો.

એ ભડાકા સાથે જ કલુનું સપનું તૂટી ગયું. એ એકદમ ચીસ પાડી ઊઠી—

લગભગ અડધા કલાક પછી એ ભાનમાં આવી ત્યારે એ એક જ લવારો કરી રહી હતી: 'કાગડીનાં બચ્ચાં મરી ગયાં કે જીવે છે?'

'કઈ કાગડીનાં?' એના પતિએ પૂછ્યું.

'તમે મારી નાખી એ?'

'એને બચ્ચાં હતાં?'

'બહુ સરસ બચ્ચાં હતાં.'

'તે તું એ બચ્ચાંમાં શું એટલું બધું તાકી તાકીને જોઈ રહી'તી?'

'એમની મા સાથે એ કેવા ગેલ કરી રહ્યાં હતાં? તમે એમની માને શું કામ મારી નાખી?'

. બસ પછી તો કલુ એ કાગડી ને એનાં બચ્ચાંના રટણમાં જ આખો વખત વીતાવતી. કલુનું બીજે મન પરોવાય એ માટે થોડા દિવસો દરિયા કિનારાના એક નાના ગામમાં પણ એના પતિ એને લઈ ગયા. પણ એ વાત એના મનમાંથી ન નીકળી તે ન જ નીકળી. એની અસર એના શરીર ઉપર પણ થઈ જ: સાતમે મહિને એને કસુવાવડ થઈ ગઈ.

કલુના પતિએ દાક્તર, દવા કે ઈંજેક્શનો પાછળ પાણીની જેમ પૈસા વેર્યા ત્યારે માંડ ચારેક મહિને કલુનું શરીર વળ્યું. પણ પેલા કાગડીવાળા બનાવ પછી એવો ભયંકર નુસખો કલુ પાસે ન અજમાવવા એના પતિએ નિશ્ચય કરી લીધો હતો.

પાછી કલુ પહેલાંની જેમ કલ્લોલતી થઈ ગઈ. એણે પણ પોતાની નબળાઈ ખંખેરી નાખવાનો જાણે નિશ્ચય જ કરી લીધો. હવે તો એ એના પતિ સાથે ઘણીવાર મેદાની કુચમાં પણ જતી. ત્યાં જઈને એ તો પ્રેક્ષક તરીકે જ મેદાન બહારના તંબુમાં બીજા પ્રેક્ષકો સાથે બેસી રહેતી. પણ સિપાહીઓની મર્દાનગી-ભરી પરેડો, હવામાં બંદૂકના થતા ઉપરા ઉપરી ખાલી બાર, મર્દાની રમતો વગેરે એ ખૂબ રસથી જોયા કરતી. ક્યારેક ક્યારેક તો મેદાનમાં જોયેલું બહુ જ હોંશપૂર્વક ચર્ચતી પણ ખરી.

કલુમાંથી ચાલી ગયેલી પોચલાઈ માટે હવે એના પતિને પણ એક જાતની નિરાંત જણાવા લાગેલી. હવે તો એ નિશાન તાકતા પણ શીખી ગઈ હતી. જો કે નિર્જીવને જ એ નિશાન તરીકે રાખવાનો આગ્રહ રાખતી. છતાં એમાં જ્યારે એ પારંગત થઈ ગઈ ત્યારે પંખી ઊડતું જતું હોય એવું નિશાન તાકવાનું શીખવા માટે તો ઊડતા પંખી ઉપર જ અખતરો થાય ને?—એવું એના પતિએ એને ઠસાવ્યું ત્યારથી એ જીવતા જાગતા પંખીને પણ નિશાન કરતી. પણ બહુ કમને.

× × ×

આમ ને આમ બીજાં પાંચ વરસ પણ વીતી ગયાં. એની માતૃત્વની ઝંખના વધુ ને વધુ પ્રબળ બનતી ગઈ. સ્ત્રીને બીજું તો બધું મળે છે ખૂબ સહજતાથી. એ બધું એને આપોઆપ મળી રહે છે. પણ માતૃત્વ મેળવતાં તો એ જીવનને પણ હોડમાં મૂકી દે છે! એટલે જ એવી ખતરનાક વહોરી લઈને પણ એ માતૃત્વને સૌથી વહાલામાં વહાલું ગણે છે ને?

આ વાતની શરૂઆતનો એ સોનેરી દિવસ પણ છઠ્ઠે વરસે કલુના જીવનમાં ઊગ્યો. કલુ તો અડધી અડધી થઈ ગઈ. એના પતિએ પણ એને દરેક વાતે ઓછું આવવા ન દીધું. એમના વહાલસોયા દીકરાનું નામ પાડતી વખતે પણ કલુની જ મરજી સાચવવા દીધી.

કંદર્પ હજુ તો માંડ આઠેક મહિનાનો થયો હશે. એના ઉછેર પાછળ કલુ પૂરતી કાળજી લેતી. બાળક તો બધાંને વહાલું લાગે જ છે. એમાં પણ કલુ જેવી સંસ્કારી માતાએ ઊછેરેલું બાળક કોને વહાલું ન ન લાગે? વરસોની માતૃઝંખનાએ માઝા મૂકી ત્યારે જ તો કલુ કંદર્પમાં પ્રાણ રેડી શકી હતી ને?

કલુએ કંદર્પ માટે તો સપનાંની ઈમારતો રચી દીધી હતી. કંદર્પનો જન્મ થયો તે જ દિવસે એની સામે જે મીઠી નજરે એ જોઈ રહી હતી એ મીઠી નજર આજે આઠમે મહિને પણ કલુને એવી ને એવી યાદ હતી. આજે તો કંદર્પ હસતો, રમતો, આળોટતો અને 'બા–બા' જેવું અધબોલ્યું બોલતો થઈ ગયો હતો.

એક દિવસે રાત્રે કલુને એક ભયંકર સપનું આવ્યું. પેલી મરેલી કાગડી આટલે વરસે એના સપનામાં આવી. એનાં ટળવળતાં બચ્ચાંઓની કાળી ચીસો એને સંભળાઈ. કાગડી મરતી વખતે પણ પોતાનાં જ બચ્ચાંની ફીકરમાં પ્રાણ છોડતી વખતે જે તરફડિયા મારી રહી હતી એ એની સગી આંખે આજે કલુએ સપનામાં જોયું. અને એ બેબાકળી ઊઠીને એક કાળી ચીસ પાડીને પોતાના પડખામાં





સૂતેલા કંદર્પને બાઝી પડી. બાજુમાં જ સૂતેલા એના પતિને પણ આ બૂમે જગાડી દીધાઃ

'શું થયું, કલુ ?'

'પેલી કાગડી મને સપનામાં દેખાઈ.'

'કઈ કાગડી ?'

'૭ વરસ પહેલાં તમે સામેના ઝાડ ઉપર મારી નહોતી નાખી ?'

'તે પણ એમાં થઈ શું ગયું ?'

'મને બહુ બીક લાગે છે.'

'અરે ગાંડી, એમાં આટલું બધું ગભરાઈ જવાતું હશે ! ચાલ સૂઈ જા છાનીમાની. હું તારી પાસે બેઠો છું.'

એ રાતે તો એ સૂઈ ગઈ. થોડીવાર પછી એના પતિને પણ લાગ્યું કે હવે કશી હરકત નથી એટલે એ પણ ઊઠીને એમની પથારીમાં સૂઈ ગયા.

સવાર પડી. રોજ કલુની સાથે જ જાગી જતો કંદર્પ આજે પોતે દાતણપાણી કરીને ચા–પાણી પીવા બેઠી ત્યાં સુધી નથી જાગ્યો એ વિષે પોતાના પતિની સાથે ચા પીતાં પીતાં વાતો કરી રહી હતી. ચાનો એક ઘૂંટડો ભર્યો ન ભર્યો ત્યાં એને રાતના પેલા ભયંકર સપનાની યાદ તાજી થઈ અને એ દોડતી કંદર્પ પાસે પહોંચી ગઈ.

કંદર્પને ઢંઢોળીને જગાડવા લાગી પણ કંદર્પની આજની ઊંઘમાંથી કલુ એને જગાડી શકે એમ નહોતું. પેલી મરતી વખતે કાળી કિકિયારી કરી મૂકેલી કાગડી પાછળ ટળવળતાં બચ્ચાંઓ જેમ એણે પણ આર્તનાદથી આખું ઘર ગજાવી મૂક્યું. એની પાછળ જ આવેલા એના પતિએ કંદર્પનો હાથ હાથમાં લીધો ને બધી બાજી પામી ગયેલા એ અનુભવી પતિએ કલુને, કંદર્પ તો આપણને છોડીને ચાલ્યો ગયો છે એ વાત કીધી ન કીધી ત્યાં તો એ જ વખતે કલુ કંદર્પની ઉપર પટકાઈ પડીને જે કાળું કલ્પાંત કરવા લાગી એ કલ્પાંતથી તો કલુના પતિનું લશ્કરી હૈયું પણ પીગળી ગયું. એમનામાં કલુને આશ્વાસનનો એકેય શબ્દ ઉચ્ચારવાની તાકાત ન રહી. પહેલી જ વાર એમણે લાગણીનું ઋણ ચાખ્યું. અને એમની આંખોની ધારાએ ભીંજાએલી કલુ સ્વસ્થ થઈ ત્યારે એ બન્નેની આંસુછલકતી આંખો એકમેકમાં નાહી રહી.

*

## એકલતા

અહીં વિજનતા અને સકળ દિશથી ઘેરતીઃ
ભરી મનુજકો તણી બહુય ભીડ, કિન્તુ ન એ
મનુષ્ય સુજનાં અને વિજનતાય સારી ન એ;
રહું જન સહિત હું—વિજન એકલોયે અતિ !

પ્રભાત

# ભવ્ય સપનું

ભરત ટોપરાણી

> યોજનાઓનાં 'ખાલી ખોખાં રચવામાં આપણી સરકારો જેટલું કોઈ પ્રજાની સરકારો નહિ શીખી હોય. અને એનો જ પડઘો આપણી પ્રજાના મોટા ભાગમાં પડયો જ રહે છે. પણ એ બધામાંથી કોઈક એક નક્કર યોજનાને મૂર્તિમંત કરે છે, ત્યારે આપણી સરકારો એની સામે પણ નથી જોતી. જોવે તો તો કદાચ એમની યોજનાઓ અટકી પડે તો!

૧૯૨૧ નું વર્ષ. ભારતનો વિરાટ આત્મા વર્ષોની તંદ્રા પછી પુનઃ જાગ્રત થઈ રહ્યો હતો. પરદેશી ધૂંસરીની ગૂંગળામણમાંથી સ્વાધીનતાના સ્વચ્છ શ્વાસો લેવા ભારતીય યુવાનોનો પ્રાણ મથી રહ્યો હતો. પરદેશી સત્તાની સખ્તાઈ પણ વધતી ચાલી હતી.

એવો એ જાગ્રતિના પ્રથમ પ્રભાત જેવો કાળ હતો. આજે આનંદ કિલ્લોલ અને રમતગમતમાં જ સમય વીતાવીએ છીએ એ ૨૧-૨૨ વર્ષની કુમાર-વયના એક જાગ્રત કુમારને એક સપનું લાધ્યું. એ સપનાને સિદ્ધ કરવા એણે ભગીરથ પ્રયત્નો આદર્યા: "રાષ્ટ્રીય કેળવણી વિના રાષ્ટ્રની જાગ્રતિ અસંભવિત છે. એ પરદેશી ઝેરથી આપણે મુક્ત થવું જ જોઈએ. મને સહકાર આપો, હું એ રાષ્ટ્રીય કેળવણીની સંસ્થા સ્થાપીશ."

કરાચીની શેરીઓમાં એ યુવાને ટહેલ નાખી. ઝોળી લઈ એ ઘેર ઘેર ભટકયો. મહાન નેતાઓથી માંડી સામાન્ય રાહદારીને એણે એ જ વાત કહે રાખી.

કોઈએ એની વય જોઈ એને હસી કાઢયો.

કોઈએ સરકારી દમનનીતિના એ કાળમાં આવી સંસ્થા સ્થપાય અને ચાલે એ અશક્ય માન્યું.

કોઈએ સરકારી ભયથી એ યુવાનને ટાળ્યો.

કોઈએ બિનઅનુભવી, સ્વપ્નજીવી, કલ્પનાશીલ કહી વ્યવહારૂતાનું ટાઢું પાણી રેડી એના ઊના ઉત્સાહને ઠંડો પાડવા પ્રયત્નો કર્યા.

પણ એ યુવાન હાર્યો નહીં. ઉકરડાઓ ખડકી કરાચીની એ જમીન પર ઊભી એણે કલ્પનામાં સંસ્થાના મહેલો જોયા કર્યા.

અંતે કોઈકે એની ટહેલ સાંભળી. કોઈકે સહાનુભૂતિ બતાવી. કોઈકે સહકારનો હાથ લંબાવ્યો. એ યુવાન પાસે સ્વપ્ન હતું, કલ્પના હતી, શ્રદ્ધા હતી અને સત્કાર્યનું પ્રેરક બળ હતું, યુવાનીનો ઉત્સાહ હતો, રાષ્ટ્રીયતાનો જુવાળ હતો. આટલો સહકાર મળતાં જ એણે તો 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે' ફરી ઝંપલાવ્યું. કરાચીના એક જાહેર બાગમાં સાદડીઓ પર સંસ્થા શરૂ થઈ!

કોને ખબર હતી કે એ રાષ્ટ્રીય કેળવણીના ઇતિહાસમાં અમર સ્થાન પામનાર એક મહાન સંસ્થાનો જન્મ થઈ રહ્યો છે! અને તે પણ ભારતના એક ખૂણે, સિંધમાં, થોડાએક ગૂજરાતીઓ વચ્ચે, ગૂજરાતીઓની સંસ્થા તરીકે!

ત્યાર પછીનો સંસ્થાનો ઇતિહાસ સર્વવિદિત છે, ગાંધીજીને હાથે સંસ્થાના પોતાના મકાનનો શિલારોપણ વિધિ ૧૯૩૧માં થયો. અંતિમ દિવસ સુધી બાપુએ સંસ્થાને સંભાળી હતી અને એની પ્રગતિના પ્રેરક બળ તરીકે અંગત રસ સતત લીધો હતો. શ્રી શારદા મંદિર માટે એ પરમ ગૌરવની ગાથા રહેવાની...

૧૯૩૦ ની રાષ્ટ્રીય લડત પ્રસંગે સંસ્થાને ભયાવહ માની સરકારે જપ્ત કરેલી. સંસ્થાના અનેક કાર્યકરો એ વખતે જેલમાં હતા અથવા રાષ્ટ્રીય ચળવળમાં હતા.

ત્યારપછી સંસ્થાએ અદ્યતન સ્વરૂપ લીધું. સરકારી ધૂંસરીનો સ્વીકાર તો છેવટ સુધી ન જ કર્યો. માત્ર યુનિવર્સિટી સાથે સંબંધ રાખ્યો.

સંસ્થાના નિયામક હવે સ્વપ્નશીલમાંથી સ્વપ્નદ્રષ્ટા બનતા ગયા. એ એમનો વિકાસ હતો. એમણે એક વિશાળ, અદ્યતન આવશ્યકતાને પોષે એવી ઔદ્યોગિક શાળાની કલ્પનાઓ કરવા માંડી.





એમણે સ્વપ્ન સિદ્ધ કરવા પુરુષાર્થ આરંભ્યો. પણ દુર્ભાગ્યે દેશના ભાગલા પડ્યા.

સંસ્થાના ઇતિહાસનો એક ખંડ પૂરો થયો.

અધૂરાં રહેલાં કરાચીનાં સપનાં મદદે આવ્યાં. કલ્પનાના ઘોડા દોડ્યા. ખૂબ ખૂબ મંથનો પછી એક ભવ્ય કલ્પનાનો—યોજનાનો આવિષ્કાર થયો.

અનેક સરળ અને જલદી પાર પડી જાય એવી પ્રલોભનકારી ઑફરોને છોડી દઈ, આ પ્રૌઢાવસ્થાએ પણ શ્રી મનઃસુખરામભાઈએ ફરીથી અલખ જગાવ્યો.

"હવે શહેરમાં નહીં. ઘણાં વર્ષ તમને શહેરીઓને આપ્યાં. હવે તો ગામડાંઓમાં દટાઈશ. પણ માત્ર અક્ષરજ્ઞાનથી મને સંતોષ નહીં થાય, ગામડાં પણ આધુનિક કેળવણીનાં સારાં અંગો મેળવવા હકદાર છે. હું એમને ગામડાંનાં છોરૂ રાખીશ ને છતાં ય આધુનિક સંસ્કૃતિનાં સારાં અંગોની કેળવણી આપીશ."

'પણ આ ઉંમરે આ બધું કરી શકાશે? એના કરતાં મુંબઈ જેવા શહેરમાં ક્યાંક બેસી જઈ શા માટે કરાચીના શારદા મંદિર જેવી સંસ્થા ન ચલાવવી?'

ઘણાએ આગ્રહ કર્યો.

"ઉંમરનો વાંધો નથી. મારામાં શક્તિ હશે ત્યાંસુધી હું મથીશ. મારા દ્વારા કરાવવાનું કાર્ય ઈશ્વર કરાવશે. પછી તમે સૌ છો ને?" એમણે હસીને ઉત્તર આપ્યો. અને ઉમેર્યું: 'મુંબઈ નિવાસીઓનાં બાળકો માટે સંસ્થાઓ છે ને બીજી પણ મળશે. મારે તો કચ્છ—કાઠિયાવાડ—ગુજરાતનાં ગામડિયાં બાળકોને ન મળતી કેળવણી આપવી છે.

એમના મોઢા ઉપર શ્રદ્ધા અને આશાનું તેજ ઝળકી રહ્યું હતું.

આજના આ કપરા કાળમાં પણ રૂપિયા પાંત્રીસ લાખની, આધુનિક કેળવણીનાં સર્વ સારાં અંગોને આવરી લેતી ભવ્ય યોજનાના એ આશાવાદી સર્જકની શ્રદ્ધા અને હિમ્મત અખૂટ છે.

સૌરાષ્ટ્રની ઇતિહાસજૂની ધરતી પર, જૂનાગઢના માંગરોળ પ્રદેશમાં, માંગરોળથી થોડેક દૂર માંગરોળના શેખે પોતાના મનોવિનોદ માટે બનાવેલ બાગ છે...પાસે જ નોળી નદી અને બોગડી નદીના સંગમ અને સમુદ્ર વચ્ચે આવેલ ભૂશિરાકાર મેત્રાનું વન છે. આ ધરતી સંસ્થા સૌરાષ્ટ્ર સરકાર તરફથી પટ્ટે મળી છે. અહીં જ પોતાની કલ્પનાના મહામંદિરનું પુનઃ સર્જન કરવાના શ્રી મનસુખરામભાઈના કોડ છે. એને માટે એ અવિરત મથી રહ્યા છે.

અહીં રચાશે અર્વાચીન સાધન સામગ્રી અને આધુનિક કેળવણીના આવકારદાયી સર્વ અંગો સાથેની ગ્રામવિદ્યાપીઠ, કચ્છ–કાઠિયાવાડ-ગૂજરાતનાં ગામડાંના બાળકો અહીં આવી તાલીમ લેશે. શ્રમ અને શિક્ષણનો સુમેળ રચાશે તેથી કેળવણી પામી ખેડુપૂત્ર 'કારકૂન' બનવા નહીં દોડે. એને ધરતીમાં ધરબાવાની પૂરતી તાલીમ મળશે. પણ અજ્ઞાનનાં પડળ તોડી પાડી દારિદ્રય અને દૈન્યને વિદારવાની યે એને પૂરતી તાલીમ મળશે.

અને આ તાલીમ આપવા માટે એ ગરીબ ગ્રામ કુટુંબને કશું ય ધન નહીં ખરચવું પડે! —"ફી" નહીં આપવી પડે! પોતાના શ્રમ દ્વારા જ વિદ્યાર્થી સંસ્થાને નિભાવવા માટેનો પોતાનો ફાળો આપી રહેશે. નિત્યના કાર્ય કલાકોમાંથી અડધો સમય ઉત્પાદક શ્રમમાં વપરાશે, જેમાં શિક્ષણ અને ઉત્પાદન બન્ને સાથે જ થશે. સંસ્થા પોતાના બાગ અને ખેતીના ઉત્પાદનમાંથી જોઈતાં અનાજ, ફળ–ફૂલ અને ઘાસચારો મેળવશે. વધશે તે વેચાઈ સંસ્થાના જોઈતા રોકડ નાણાં તરીકે કામમાં આવશે.

પોતાની જ ગૌશાળા દ્વારા સંસ્થા દૂધ મેળવશે. એ માટેનું ઘાસ સંસ્થાના ખેતરોમાંથી મળશે, શ્રમ વિદ્યાર્થીઓ અને કાર્યકરો પાસેથી મળશે. કાપડ સૌ કાંતી લેશે અને સંસ્થાનો વણાટ વિભાગ એ વણી આપશે. એ ઉપરાંત સંસ્થા પાસે આધુનિક સાધનો અને નિષ્ણાતો હશે કે જેમની મદદથી સંસ્થાનો શ્રમ

સૌરાષ્ટ્રની એ રસાળ ધરતીમાંથી સંસ્થાને નિભાવવાનું ખર્ચ કાઢી લઈ શકાય એટલું ઉત્પાદન મેળવશે. મધ, કેળાં, નાળિયેર, શેરડી, નાગરવેલનાં પાન વગેરેનું ઉત્પન્ન મોટા પ્રમાણમાં થઈ શકે એવી અહીં પૂરતી શક્યતા છે.

સૌરાષ્ટ્ર પોતાના ગોધન માટે વખણાય છે એમાં ય સોરઠનું ગોધન જાણીતું છે. સંસ્થા આવા ઉમદા ગોધનની એક વૈજ્ઞાનિક ઢબે ચાલતી ગૌશાળા ચલાવશે જેમાંથી સંસ્થાની જરૂરિયાત ઉપરાંત દૂધ, ઘી, માખણ, વગેરેનું વેચાણ પણ શક્ય બનશે.

સંસ્થામાં ખેતીવાડી અને એને લગતી બધી વિદ્યાઓ, ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય અને પદાર્થ વિજ્ઞાન તથા રસાયન વિજ્ઞાન જેવી વિદ્યાઓ અને સંગીત, ચિત્રકળા અને સ્થાપત્ય જેવી વિદ્યાઓના કુલ સોળ જેટલા વિભાગો રહેશે ! કાંતણ-વણાટથી માંડી સુતાર કામ, લુહાર કામ અને સાબુ તથા કાગળ બનાવવાની કળા સુધીની ઔદ્યોગિક વિદ્યાઓના લગભગ એટલા જ વિભાગો હશે !

કાર્યકરો અને વિદ્યાર્થીઓના સહકાર દ્વારા ચાલતી આ વિદ્યાપીઠ જેમ જેમ વિકાસ સાધતી જશે તેમ તેમ આસપાસનાં જે દસેક ભાગેલાં ગામ છે એનો વિકાસ થતો જશે અને સંસ્થાની સેવા અને જ્ઞાનનો લાભ મળતાં એ તૂટી જતાં ગામડાં પુનઃ ફૂલશે ફાલશે, એની પ્રજા પ્રાણવાન બનશે.

એની સાથે સાથે સંસ્થામાંથી તાલીમ પામેલા અને શિક્ષણ, શ્રમ અને ગ્રામોત્થાનનો ભેખ લીધેલા ભેખધારી યુવાન કાર્યકર્તાઓ આ પ્રધાન યજ્ઞકુંડમાંથી જ્યોત લઈ જઈ કચ્છ-કાઠિયાવાડ-ગૂજરાતનાં અન્ય સ્થળોએ એની સ્થાપના કરશે, મધ્યસ્થ સંસ્થા એમને પ્રેરણા, માર્ગદર્શન અને અન્ય બધી રીતે સહકાર આપશે. એવી જ્યોતિઓ સ્થળે સ્થળે દીપકો સમ બનતી જશે અને આસપાસના ક્ષેત્રને પ્રકાશપુંજ આપશે. આમ મધ્યસ્થ વિદ્યાપીઠના માર્ગદર્શન નીચે કેટલાય મધ્યવર્તી કેન્દ્રો સ્થપાતાં જશે અને ગ્રામકેન્દ્રોનું સંચાલન કરતાં જશે.

આજે એકલાં અટૂલાં પડી જતાં ગ્રામકેન્દ્રો એક સંસ્થાની ઓથ નીચે કામ કરતાં હશે, તેથી એમને દરેક રીતે હૂંફ અને માર્ગદર્શન મળ્યા કરશે, તેથી ગ્રામપ્રવૃત્તિ ઝડપી અને વ્યવસ્થિત બનશે.

આવાં ગ્રામકેન્દ્રો અને મધ્યસ્થ કેન્દ્રો પ્રૌઢશિક્ષણ, સહકારી પ્રવૃત્તિ, બાળશિક્ષણ, ગ્રામસફાઈ, ખેતીમાં વ્યવસ્થિત ઉત્પાદન વધારો, સ્વાસ્થ્ય સુધાર તેમ જ વૈદકીય સહાય અને અન્ય ગામડાંના સર્વ પ્રશ્નોને સ્પર્શતી પ્રવૃત્તિ કરશે.

મધ્યસ્થ વિદ્યાપીઠ સર્વ મધ્યવર્તી કેન્દ્રોનું સંચાલન કરશે, નિરીક્ષણ કરશે, કાર્યકર્તાઓ તથા અન્ય સાધન સામગ્રી પૂરાં પાડશે અને એ કેન્દ્રો ક્ષણજીવી ન બની જાય એનું લક્ષ્ય રાખશે એ ઉપરાંત સંશોધનશીલ વિદ્યાર્થીઓને અહીં સંશોધનનાં અવકાશ મળશે. અહીં થયેલા પ્રયોગોનું જ્ઞાન સર્વ કેન્દ્રોને સાહિત્ય તથા નિષ્ણાતો દ્વારા આપવામાં આવશે જેના અમલી સ્વરૂપથી સર્વ કેન્દ્રો પોતાના ક્ષેત્રને એનો લાભ આપતાં થઈ જશે.

આ ઉપરાંત મધ્યસ્થ વિદ્યાપીઠ સર્વ કેન્દ્રોના સહકારથી ગ્રામયાત્રા સંઘની સ્થાપના કરશે અને પ્રતિ વર્ષ સંસ્કાર યાત્રાના કાર્યક્રમો દ્વારા ગામડે ગામડે ફરી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ યોજી ગામડાંઓને મનોરંજન તથા શિક્ષણનો બેવડો લાભ એકી સાથે આપશે. આવા ગ્રામયાત્રા સંઘો સાંસ્કારિક-મનોરંજન-શિક્ષણના દ્વારા ગ્રામપ્રજાના સુષુપ્ત પ્રાણ જગાડશે અને એમનામાં નવચેતનાનો સંચાર કરશે.

આવી છે આ યોજનાની સ્વપ્ન સૃષ્ટિ. સંસ્થાએ નિર્ધારેલ સંકલ્પની સિદ્ધિ કરવાના પ્રયત્નો ગતિમાન થયા છે. આસપાસનાં ત્રણ ગામડાંઓમાં પ્રાથમિક કેળવણી, પ્રૌઢશિક્ષણ, ઔષધસહાય, ગ્રામસંપર્ક વગેરે પ્રવૃત્તિઓનો નમ્ર પ્રારંભ થયો છે. બાગ તથા જમીનો વિકસાવવાનું કામ ચાલે છે. વગડાઉ જમીનમાંથી ૨૫૦ વીઘાનું એક બીડ તૈયાર કરી સંસ્થાના બાગમાં એક





ગૌશાળા શરૂ કરી છે. રાજકોટના દાનેશ્વરી શ્રી વીરાણી ભાઈઓ તરફથી સંસ્થાની ગૌશાળા બાંધવા માટે રૂપિયા ૧૦,૦૦૦ દાન મળતાં શ્રી વીરાણી ગૌશાળાનું મકાન તૈયાર થઈ જવા આવ્યું છે બાગમાં મધ્યસ્થ કેન્દ્રના આશ્રમો બાંધવાનું કામ ચાલુ છે.

સંસ્થાને કુલે લગભગ રૂપિયા એક લાખની આસપાસનાં દાન મળ્યાં છે.

કચ્છ–કાઠિયાવાડ–ગૂજરાતની પ્રજા માટે આવી પ્રવૃત્તિને અપનાવી લઈ અને એક ભવ્ય રાષ્ટ્રીય સંસ્થા ઊભી કરવી કાંઈ મોટી વાત નથી, મહાગુજરાતની પ્રજા આવી સંસ્થાઓનું મૂલ્ય પણ સારી રીતે સમજે છે.

એકલે હાથે ઝૂઝી લેવાનો શ્રી મનઃસુખરામભાઈ નો ભગીરથ પ્રયત્ન એમને સહકાર મેળવી આપે છે. પણ એની ગતિ હજી મંદ છે. 'આ ગતિએ ક્યારે આ યોજના અમલમાં આવશે? અને હવે તો તમે પણ પ્રૌઢમાંથી વૃદ્ધ થશો—થાકી નહીં જવાય આ અવિરત શ્રમથી?'

મારા જેવા નિરાશે પૂછ્યું.

'હું મારા ફરજ છેવટ સુધી બજાવ્યે જઈશ. જે કરું છું તે નિસ્વાર્થભાવે, પૂરતી નિષ્ઠા અને વ્યવસ્થાથી કરું છું. પછીની ચિંતા કરું કે મુશ્કેલીઓનો વિચાર કરું તો સંસ્થા ન બને. થાકી જવાને કારણ જ નથી. ટસ્કેજી જેવાના પ્રેરણા આપનાર પ્રયોગો અને આપણા જ ભૂતકાળના અનુભવો સાથે છે પછી થાકવાની વાત જ ક્યાં રહી!'

'પણ અત્યારની પરિસ્થિતિ જોતાં પ્રજાનો સહકાર અને રાજ્યકર્તાઓની કૃપાદષ્ટિ મળવાની શક્યતા લાગે છે?' કોઈક પૂછ્યું. એમણે કહ્યું:

'આ યોજના પ્રજાની જ છે, પ્રજાનાસાચા હિતની જ છે. તો એ પ્રજાને જરૂર સમજાવશે અને તો એને સહકાર જરૂર મળશે એવી મને શ્રદ્ધા છે. સારાં કાર્યોમાં શ્રદ્ધા ચમત્કારિક ફળ આપે છે એ મારો વર્ષોનો અનુભવ છે. અને વળી રાધાકૃષ્ણન્ કમિશને પણ દેશના શિક્ષણના નવનિર્માણ માટે જે અહેવાલ બહાર પાડ્યો છે ને ભલામણો કરી છે એમાંની ગ્રામવિદ્યાપીઠની ભલામણો સાથે મારી યોજના બરાબર બંધ બેસતી છે હું તો માનું છું કે આ ધોરણે જ દેશમાં અનેક ગ્રામવિદ્યાપીઠો ઝડપી બનશે અને સાચી કેળવણી તરફ વાળવાના બાપુજીના મનોરથો સફળ થશે.'

'પણ, એટલું ધન ક્યાંથી આણવું?'

'અત્યારે જે થાય છે એ ધોરણના ખર્ચથી આવી વિદ્યાપીઠોમાં ઘણું ઓછું ખર્ચ આવશે અને ઘણા વિશાળ ક્ષેત્રને એનો લાભ મળશે. એનો સૌથી મહત્ત્વનો ભાગ તો એ છે કે જેને સૌથી વધુ જરૂર છે એ ગ્રામપ્રજાને વિના મૂલ્યે માત્ર અંગત શ્રમથી પૂરતી આધુનિક તાલીમ મળશે. આ સિવાય બીજી કઈ રીતે એ શક્ય બને? વળી આવી સંસ્થાઓ થતાં અનાજ વધારે ઊગશે, સહકારી પ્રવૃત્તિ સરળ બનશે અને ગ્રામ અર્થરચના તથા ગ્રામ સંસ્કારિતા વધશે એથી સરકારને કેટલું બધું ખર્ચ ઘટશે અને આવક વધશે એનો તો અંદાજ લગાડો!"

નવરચના અને નવનિર્માણ ભણી આગળ ધપવા ઇચ્છતા આપણા સ્વાધીન રાષ્ટ્રે આવા સ્વપ્નદ્રષ્ટાઓની કલ્પનાઓને વેડફી દેવી ન પોસાય. પ્રજાની ચેતનાના આવા સ્વપ્નો જ દ્યોતક હોય છે.

અંતમાં એમના જ શ્રદ્ધાભર્યા શબ્દોથી આ સ્વપ્ન દર્શન પૂરું કરીએ:

'એ રીતે કેવળ શૂન્યમાંથી એનું સર્જન થયેલું. ફરી શૂન્યમાંથી જ હવે એનું નવસર્જન થાય છે, તફાવત એટલો છે કે એના આ નવસર્જનની પાછળ ત્રણ દાયકાનું સત્ય ભર્યું તપ છે. 'એનાં પુણ્ય પ્રગટશે' એ શ્રદ્ધાનું સાથે ભાથું છે. અને શારદા મંદિરના અનેક સ્વજનોનાં અમીદ્રવતાં હૈયાનાં શુભભાવ ભર્યા ઝરણમાંથી બળદાયક પાન કરતાં કરતાં પ્રવાસ ખેડયે જતાં હૈયાનો નિશ્ચય છે.

☆

# નિરંજન વર્માનો અક્ષરદેહ

શિવશંકર આ૦ શુક્લ

આ આકાશપોથીનું આપણે ઝાંખું વિશ્વરૂપ દર્શન કર્યું. પછી લેખકો દૂરબીનને જરા મોટું બનાવીને જુએ છે. અને 'ગગનને ગોખે' નામના પુસ્તક દ્વારા આપણને પણ તે રસાસ્વાદ કરાવે છે. આ ગ્રંથમાં તે જ વિષયનું પ્રૌઢ સાહિત્ય છે તેમજ શૈલી પણ પ્રૌઢ થયેલી છે. છતાં તેનો રસ પ્રથમ પુસ્તક જેટલો જ સચવાઈ રહ્યો છે.

આ પુસ્તકના પૂંઠા ઉપર આપેલું ચિત્ર પણ સૂચક છે, આ સૃષ્ટિ એ રુદ્રનું નૃત્ય છે, માથામાં ચંદ્ર, કંઠે આકાશગંગાનો સર્પ, ખાંધે તારાઓનું જ ઉપવીત, હાથ પગે પણ તારામંડળ જ એવા એ સૃષ્ટિકર્મ આ જગતના વ્યોમમાં તાલબદ્ધ નૃત્ય કરી રહ્યા છે. વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ પરમાત્માનું અખંડ ચાલી રહેલું આનંદમય નર્તન જ છે.

તારાઓ એ તો વ્યોમપથમાં વિહરતા આપણા ચિરંજીવ સાથીઓ છે, આ પુસ્તકની મદદ વડે આપણે એમણી ઓળખાણ કરીએ તો પૃથ્વીના કોઈ પણ ખૂણામાંયે આપણને સૂનું નહિ લાગે. આ પુસ્તકમાં પણ ચિત્રો અને નકશા સારા પ્રમાણમાં આપ્યા છે છે. એટલે એ પરિચય સાધવામાં એ સામગ્રી આપણને મદદરૂપ નીવડશે.

*

ઠઠ્ઠાચિત્રો એ તો આજકાલ સામયિકોનું એક મહત્ત્વનું અંગ થઈ પડ્યું છે. તેવી જ રીતે એ જાતનાં શબ્દચિત્રો પણ લાંબા નિબંધો કે ટીકાઓ ન પાડી શકે તેવી અસર પાડે છે. માણસ જે વસ્તુ ગંભીરતાથી ગ્રહણ કરતાં કંટાળે છે તે જ હસતે હસતે ગ્રહણ કરે પણ છે, પચાવે છે ને વિચાર કરતો પણ થઈ જાય છે.

આ જાતની કલા માટે લેખકોએ અમથી ડોશી નામનું પાત્ર કલ્પી કાઢ્યું છે. એક તો ડોશી ને તેય ૭૦–૭૫ વર્ષની. ખાઈ પીને ઊતરેલી—જમાનાની ખાધેલી. વળી તેનું નામ પણ યથાર્થ યોજ્યું છે. અને તે ડોસી સીધી વાત તો શાની કરે? એટલે એમને અવળવાણી બોલતાં કલ્પ્યાં છે. અને આ કળા ને પેલી ડોસી એ બેને ખાંધે હાથ મૂકી આપણા જય-વિજયે ૧૩ કટાક્ષ ચિત્રો લખી નાખ્યાં છે. અને તે જ છે એમનું પુસ્તક, અમથી ડોસીની અવળવાણી-

આ પુસ્તકની અમથી ડોસીએ કોઈની શેહ કે શરમ રાખી નથી. જે અડફેટે ચડી ગયું તેની રેવડી દાણાદાણ કરી નાખી છે. સામ્યવાદી, સમાજવાદી, ગાંધીવાદી, વાઈસરોય, બ્રાહ્મણ, નાઈ, પુરુષ, સ્ત્રી ડોસીના હાથમાં આવ્યું કે ભોગ મળ્યા. એવાં એ આખાબોલાં ડોસી છે. પણ ડોસી કંઈ જૂઠાં નથી. છે સતવાદી.

લેખકોએ એ અમથી ડોસીને કેવી ચીતરવા ધારી છે?

એ તો "દેશપારની અને દરિયાપારની મહાન વ્યક્તિઓ સાથે પત્રવ્યવહાર રાખે છે," અને વિદ્વાન પણ કેવાં!

"અમથી ડોસી પણ ચૌદે વિદ્યા કુચ્ચરધાણ છે." વળી લેખકો કહે છે:

"અક્કલમંદ અમથીમા મંદઅક્કલ બની ગયાં પછી આખી દુનિયા એમને અક્કલવાળી લાગી છે."

વળી ડોસીમાને બરાબર ઓળખવાં હોય તો તેમના આ ગુણ પણ જાણવા જોઈએ.

વળી ડોસી કેવાં છે? "ખેંચ્યાં એટલાં બીજાં ખેંચી કાઢે એવાં કેડધડે છે." અને એમની ઉંમર કેટલી હતી? "સાઠને માથે પાંચપંદર વટાવ્યાં."

"બાપુની જેમ લાકડીના ટેકાની હજી જરૂર નથી પડી, અને હિટલર સામે જેમ ચર્ચિલ દાંત કકડાવે છે એમ ડોસી કાચા ચણા કકડાવી જાય છે. ડોશીમાનો બોલવાનો બરો ગોમરી કરતાં જરાયે ઓછો નથી. ડોશીમાની ગતિ જરા ધીરી, પણ મિત્રરાજ્યો જેવી મક્કમ છે."

આવી અમથી ડોસીને આગળ કરી છે છતાં રંગભૂમિ ઉપર પાત્રોને પાઠ સંભારી આપતો પ્રોમ્પ-





ટર જેમ પ્રેક્ષકોની આંખે ચડી જાય તેમ લેખકો આ પુસ્તકની ઝીણી જવનિકા પાછળ હરતા ફરતા દેખાઈ જાય છે. એટલી એમની કળાની ખામી છે. વળી જે ઉચ્ચ કક્ષાના મર્મનું ઝરણું તેઓ વહેવડાવવાની ઇચ્છા રાખે છે તે પણ વચ્ચે વચ્ચે દેખાય છે ને પાછું ક્લિષ્ટતાની વાલુકામાં લપાઈ જાય છે. હાસ્ય ને મર્મની જે નિષ્પત્તિ રમણભાઈ, જ્યોતિન્દ્ર, ને મસ્તફકીર કરી શકયા છે તે પ્રસ્તુત પુસ્તકના લેખકોની કલમ સાધી શકી નથી.

છતાં એ પુસ્તક અનેક રીતે સફળ થયું છે. મૂળે તો એનાં શબ્દચિત્રો છાપામાં અપાયેલાં એટલે પ્રાસંગિક છે અને ચાલુ વિષયની ચેકઢી ઉડાવવાની તેમની નેમ, તેઓ સફળતાથી સાધી શકયા છે

*

કાઠિયાવાડ, બંગાળ, પંજાબ, રાજસ્થાન ને બુંદેલખંડની વાર્તાઓ તથા પરીકથાઓ લેખકોએ બહુ જ મનોરંજક તથા સરળ ભાષામાં આપી છે.

બૃહત્કથા, કથા સરિત્સાગર, એરેબિયન નાઈટ્સ, ભોજપ્રબંધ અને પંચતંત્રની પદ્ધતિની આ વાતો છે. લઘુવાર્તાની કળા એ રીતે વિકસી છે. વાર્તામાં કલ્પનાનું પ્રધાન, સારનો માત્ર ધ્વનિ જ નીકળે. આવી વાર્તાઓ કળા ખાતર કળા હોય છે. નરી વાર્તા-વાર્તા કહેનારને કશો ઉપદેશ આપવાનો છે અથવા કોઈ પ્રશ્ન ચર્ચવાના છે એવું લાગે જ નહિ છતાં એકાદ પ્રશ્ન કે પ્રશ્નો એ વાર્તા સરસ રીતે છણી જતી હોય. વાર્તાનું વાર્તાત્વ અહીં જ રહેલું છે. આજે આપણે અમુક પ્રશ્નો ચર્ચવા વાર્તા લખીએ છીએ અને તેથી તેનું સ્વરૂપ જુદું બન્યું છે. પણ લોકકથાઓ તો તદ્દન સાદાઈથી પોતાનો અર્થ પાર પાડે છે.

દેશદેશની લોકકથાઓમાં એનાં પૂઠા ઉપર ચીતરેલા કલ્પનાના ઘોડા ઉપર ઊડતા ઊડતા આપણે અનેક સ્થાનોમાં વિહાર કરી આવીએ છીએ. આવી કલ્પનાસૃષ્ટિ ઉત્પન્ન કરવી એમાં અનુપમ કવિત્વ જોઈએ છીએ. જેમ લોકગીતો એ સામાન્ય ગામવના હૃદયમાં છુપાઈ રહેલા કવિએ ગાયાં ને ગવડાવ્યાં તેમ લોક સમાજમાં વાર્તા સાંભળવાની સહજ જિજ્ઞાસાવૃત્તિએ લોકવાર્તાના સનાતન ધડવૈયા પાસે કલ્પનાઓના ફુવારા ઉડાવતી વાર્તાઓ રચાઈ. હિંદના જુદા જુદા વિભાગની વાર્તાઓની કેટલીક વાનગીઓ આ નાની નાની પુસ્તિકાઓમાં લેખકોએ આપી છે.

આ વાર્તાઓ ભલે અમુક પ્રાંતની ગણાતી હોય પણ કાકાસાહેબ કહે એમ એ બધી સાર્વભૌમ લોકવાર્તાઓ જ છે.

"આ વાર્તાઓ માત્રાઓની માફક દેશાંતરમાં ફરે છે અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે."

× × ×

એકાદ વાર્તા નાઈલ નદીના કાંઠા પરથી આવી હશે તો બીજી યુફ્રેટીસ ને ટ્રાયગ્રેસ નદી વચ્ચે જન્મી હશે. એકાદ સમરકંદમાંથી આવી હશે! તેમ જ આ વાર્તાઓમાંથી કેટલીએક દેશાંતર કરીને જર્મનીમાં ઘર કરીને રહી હશે તો કેટલીએક લાંબો ચોટલો ઉગાડીને ચાની બની ગઈ હશે. આ વાર્તાઓની પાછળ કયાં સુધી દોડયો?!'

નિરંજન વર્મા જાતે ચારણ હોઈ તથા તેમનાં દાદીમા પાસે ઘણી વાર્તાઓ સાંભળી તેઓ સ્વભાવે જ મુખ્યત્વે વાર્તાકાર છે એમ એમનું બધું જ સાહિત્ય વાંચતાં લાગે છે. એમણે અન્ય પ્રાંતોની વાતો આપી છે પણ એવી લોકભાષામાં કે આપણે કાંઈ તરજુમો કે ઉતારો વાંચતા હોઈએ એવું કયાંય લખાતું નથી. એ વાર્તા કહેવાના શબ્દો ને પદ્ધતિ એમની પોતાની જ છે.

પરીકથાઓના બે ભાગ પર આવી જ જાતની અદ્ભુત વાર્તાઓ કહે છે. વાર્તા સાહિત્યનો સાર શી રીતે આપી શકાય એનો રસાસ્વાદ તો તે વાંચવાથી જ આવી શકે. પણ ઉત્સુક વાંચકને હું એટલી ખાતરી આપું કે એ વાર્તાઓ એને ગમ્યા વગર નહીં રહે.

★

# સાચો ધર્મ

સાને ગુરુજી
અનુ. જયન્ત પરમાર

માણુસમાંથી દયાભાવ ક્યારે ય ઓછો થતો નથી. એનો ધંધો એને એમ કરતો કદાચ રોકી શકે, પણ એ બધું એ એનાં અંતરતમ મનની ઉપરવટ જઈને કરે છે એમાં ના નહિ. છેવટે એક દિવસ તો એનું મન જીતે છે અને સાચા દયા ધર્મને પીછાને છે. આ નાનકડી સાચી કથામાં આ આખી વાત એવી સહજતાથી રજુ થઈ છે !

એક ગાડીવાળો હતો. એ મુસલમાન ખાટકી હતો. એ ગાડી પણ હાંકતો અને ખાટકીનો ધંધો પણ કરતો. તો પણ કુંટુંબનું ભરણપોષણ થઈ શકે એટલું એને મળતું નહિ. એમાંય ગામમાં મૉટરો પણ વધી પડી એટલે લોકો ઘોડા-ગાડીનો બહુ ઓછો ઉપયોગ કરતા. ખાટકીનો ધંધો પણ બરોબર ચાલતો નહિ. ખાટકીનો ધંધો એને જરા પણ ગમતો નહિ. એ ધંધામાંથી ક્યારે છૂટું એમ જ એને તો થયા કરતું.

એ દેવાદાર હતો. દેવામાંથી એ શી રીતે છૂટી શકે? ઘરમાં પેટપૂરતું ખાવા પણ નહોતું. બાપડો શું કરે! જે કાંઈ થોડી ઘણી બચત રહેતી એ જઈને લેણદારને આપી આવતો. વાણિયાનો ગુસ્સો શાંત કરવા એ પગે પડતો, આંખમાં આંસુ લાવી હાથ જોડતો.

પણ એક દિવસ તો વાણિયો પણ ખૂબ ચીડાયો: 'બસ, તારા પર ફરિયાદ કરુ છું. કેટલીક રાહ જોવી ! વ્યાજ પણ તું તો દેતો નથી.'-એવી વાણિયાની સતામણી શરૂ થઈ ગઈ.

'ગુસ્સે ન થાવ બાપજી, ઘરમાંથી કાઢી ન મૂકશો. બાળબચ્ચાં લઈને ક્યાં જાઉં ? બાપાવારીનું આ એક ઘર છે. એટલું તો રહેવા દો. દયા કરો.'

'દયા ! આ તો વહેવાર છે. વહેવાર પહેલો. ધરમમાં દયા હોય. વહેવારમાં દયા કરવા બેસું તો કેમ ચાલે ?'

ખાટકી ઘેર ગયો. એની પત્ની અને એ બન્ને વિચાર કરતાં બેઠાં. પણ કાંઈ સૂઝ ન પડી. નાનાં બાળકો ટાઢમાં થથરતાં હતાં. માએ એમને પડખામાં લીધાં. આખરે પોતાના પતિને કહ્યું:

'ખાટકીનો ધંધો જરા ધ્યાન દઈને કરો ને. કંટાળવાથી શું વળવાનું છે ? તમારાથી બકરાંની ડોક ઉપર છરી ચલાવાતી નથી, પણ વાણિયો તમારું ગળું રહેંસવા તૈયાર છે. આપણાં બાળકોને ભૂખમરો વેઠવો ન પડે, એ ચીંથરેહાલ ન થાય એ માટે ધંધો બરોબર કરો.'

'પણ ધંધામાં કેટલી બધી હરીફાઈ ! એક સામટાં જાનવરો ખરીદાએ તો સસ્તાં પડે. એક બે ખરીદવાં પાલવે નહિ.'

'વાણિયા પાસેથી વધુ પૈસા માગો, એ આપશે.'

× × ×

'તમારું દેવું હું ફેડીશ. પણ બીજી વધુ રકમ મને ધીરો. સો રૂપિયા બીજા આપો. ત્રણસો આપવાનું લખાણ કરી આપું છું.' ખાટકીએ વાણિયા પાસે આવીને કહ્યું.

'એમ હિંમત કર ને ! બીજા ખાટકીના ધંધાને તોડી પાડ. કેટલા, સો રૂપિયો જોઈએ ને ? કંઈ વાંધો નહિ, આપુ છું. પણ જેમજેમ આવતા જાય તેમ તેમ મને આપવા પડશે.' વાણિયાએ કહ્યું.

'રોજ રૂપિયો આપી જઈશ.'

'વાહ, સરસ. હમણાં જ પૈસા આપુ છું.' એમ કહેતો વાણિયો ઘરમાં ગયો.

ઘરમાં એની પત્ની ઊભી હતી એની આંખમાં આંસુ હતાં. એનું મોં વીલું પડેલું હતું: 'કેમ, શું થયું. અપવાસની અસર થઈ લાગે છે?' વાણિયાએ પૂછ્યું.

'ઉપવાસની તો કંઈ અસર નથી થઈ. પણ તમારી આ કરણી મારું કાળજું કોરી ખાય છે. અત્યારે આપણા ઉપવાસના દિવસો. આપણાં પર્યુષણ નથી ચાલતાં અત્યારે ? મહાવીર જયન્તી પણ આવી. આપણે તો જૈનધર્મી. જૈન ધર્મ અહિંસા શીખવે છે. અને તમે એક નિરુત્સાહી ખાટકીને એના ધંધા માટે ઉત્તેજન આપીને મોટો ખાટકી બનાવવા પ્રેરો છો ! આ શું ?' પત્નીથી આગળ વધુ બોલાયું નહિ.

'પણ આ તો વહેવાર કહેવાય.'





'ધર્મનો વહેવાર સાથે સંબંધ ન હોય તો ધર્મનું મૂલ્ય શું? વહેવાર સુંદર થાય, મંગળ થાય એટલે તો ધર્મ.'

'મારે ચર્ચા નથી કરવી. સ્ત્રીઓ વહેવારમાં કંઈ ન સમજે' એમ કહીને વાણિયો બહાર ગયો.

ત્રણસો રૂપિયાનું નવું લખાણ તૈયાર થવા લાગ્યું. પેલી પવિત્ર સતીથી એ સહન ન થયું. એ બહાર આવી અને બોલી: 'તમે જો આ અસત્ કાર્ય બંધ નહિ રાખો તો આ મારા ઉપવાસ કાયમના થશે.'

આ ગંભીર શબ્દો સાંભળીને વાણિયો થંભી ગયો. એણે ખૂબ ચર્ચા કરી. પણ પત્નીનો નિશ્ચય અડગ રહ્યો. એનો ધર્મ નામનો જ નહોતો. ધર્મની સાચી નિષ્ઠા એનામાં હતી. પોથીમાંનો ધર્મ આચરવા પણ એ તલપાપડ હતી.

'ત્યારે હું શું કરું?' વાણિયાએ પૂછ્યું.

'આ પૈસા તો એને આપો જ. પણ એને એમ કહો કે એ પૈસામાંથી એ એની ગાડી ફરી ચાલુ કરે. આગળનું દેવું બધું માફ. આ નવા સો રૂપિયા પણ એને એમ ને એમ આપી દો. બરોબર ધંધો કરે. કોઈ પણ હિસાબે એ ખાટકી ન બને. એને એ કામ કરવાની જરૂર જ નથી. એ ભલો માણસ છે. એનો એ સ્વભાવ વધારે સારો થશે.' વાણિયાની પત્નીએ કહ્યું.

વાણિયો વિચારમાં પડી ગયો. એક તરફ એને ત્રણસો રૂપિયા દેખાતા હતા. પણ બીજી તરફ પોતાની જ પત્નીની ગંભીર અને ભયંકર આત્મહત્યાની પ્રતિજ્ઞા સામે ખડી હતી. આખરે સત્યનો વિજય થયો. એણે પેલા ખાટકીને સો રૂપિયા દીધા. 'હું ખાટકીનો ધંધો કદી પણ નહિ કરું.' એવું એની પાસેથી લખાવી લીધું. અગાઉનું દેવું પણ માફ કર્યું.

પેલો ગાડીવાળો ગયો. એણે ફરી ગાડી શરૂ કરી. આજે એની ગાડી બરોબર ચાલે છે. ગામ આખામાં એ વાત ફેલાઈ. પેલી સતીનાં બધા વખાણ કરવા લાગ્યા. ખાટકીનો ધંધો સાવ બંધ કરી દેનાર પેલા ગાડીવાળાને લોકો ખાસ ભાડે બોલાવે છે. એના બાળકો લહેર કરે છે.

*


જીવરામ જોષીનાં ત્રણ નવાં બાળ-પુસ્તકો

**દોઢડાહ્યો** * **હઠીલો કુંવર**

ગધેડાની વાતો વાંચી તમે પણ હસવાના જ. પણ ગધેડા નથી હસતા. વિનોદભરી વાતો.
મૂલ્ય : સવા રૂપિયો

દયા અને પ્રેમની વાર્તાની મીઠાશ ભૂલી નહિ ભૂલાય. રસ અને રંગની જમાવટમાં તમે મોહી જશો એવી વાતો
મૂલ્ય : બાર આના

**વીર બેની**

બાલબંધુ ગ્રંથમાળાનું પાંચમું પુસ્તક
જોમ, જોશ અને વીરતાભરી વાતો.
મૂલ્ય: બાર આના

ભારતી સાહિત્ય સંઘ લિ० ફર્નાન્ડીઝ પુલ ગાંધી માર્ગ અમદાવાદ ૧

# ઇચ્છા શક્તિ

ઉર્મિલા પંડિત

મન હોય તો માળવે જવાય—એ કહેવતનું માનસશાસ્ત્રીય દૃષ્ટિએ પૃથક્કરણ કરીએ તો માલૂમ પડે છે કે મન એટલે ઇચ્છનારૂં સાધન. મન અમુક ઇચ્છે એટલે જ આપણે ક્રિયાશીલ બની શકીએ. માનવ જીવનમાં ઇચ્છા જેટલું અગત્યનું કોઈ બીજું તત્ત્વ નથી. વ્યક્તિની દરેક ક્રિયામાં આ શક્તિનો પરચો દેખાય છે. એવી કોઈ જ વ્યક્તિ નહીં હોય જે કાંઈપણ ન ઇચ્છતી હોય. સારૂં સારૂં ખાવાની, પીવાની, પહેરવાની, બંગલો બંધાવવાની, ખૂબ પૈસા એકઠા કરવાની ને લહેરથી જીવન જીવવાની ઇચ્છા તો સૌને સામાન્ય રીતે થાય છે જ. એટલે એમ કહી શકાય ખરૂં કે ઇચ્છા દરેકને વરેલી હોય છે પણ વ્યક્તિ વ્યક્તિની ઇચ્છામાં ફેર હોય છે.

જૂના માનસશાસ્ત્રમાં અમુક માણસનું નાક લાંબુ છે કે તેની દાઢી લાંબી છે એટલે એ પ્રબળ ઇચ્છાશક્તિવાળો છે એવી ઇષ્ટ કલ્પનાઓ રજૂ કરવામાં આવી છે, પણ એમાં કાંઈ વજુદ નથી. શારીરિક તંદુરસ્તી, વિશિષ્ટતા કે સૌષ્ઠવને ઇચ્છાશક્તિ સાથે કાંઈજ લાગતું વળગતું નથી. ઇચ્છાશક્તિનું મૂળ તો સુવ્યવસ્થિત વ્યક્તિત્વમાં છૂપાયેલું છે નહીં તો ગાંધીજી જેવી હાડકાના માળખાવાળી વ્યક્તિનું નામ દેશના દરેક માણસની જીભે ક્યાંથી રમતું હોત? ને કુસ્તીબાજ ગામા જ દેશનું વડું પ્રધાનપદ શા માટે ન ભોગવતો હોત?

જે માણસ આ શક્તિ ધરાવે છે તેને પોતાની જરૂરિયાતોનું ભાન હોય છે. તેની પાસે એવો કોઈ આદર્શ હોય છે જેને અનુલક્ષીને તેનું જીવનનાવ આગળ વધતું હોય છે. વિદ્યાર્થીના મનમાં પરીક્ષા પસાર કરવાનો આદર્શ સ્થાન લે ત્યારપછી જ તે વાંચવામાં એકાગ્ર બની શકે. નોકરીયાત માનવીને અમુક વાગે ઑફિસમાં પહોંચવું હોય તો નિશ્ચિત સમયે ઊઠીને પોતાનાં બધાં કામ આટોપીને નિયત સમયે પહોંચી જવું પડે, પણ જો ના જ જવું હોય તો તે ધીમે ધીમે લહેરથી કામ આટોપે.

> ઇચ્છાઓ તો રોજ આપણે કર્યે જ જઈએ છીએ—એમાંની કેટલીક અધૂરી-વણપૂરી રહે છતાં ય. પણ 'કાળા માથાનો માનવી તો ધારે એ કરી શકે' એ ભારતીય કહેતીને દૃઢતાપૂર્વક વળગી રહે છે કેટલાંક? દૃઢ ઇચ્છાશક્તિ (Will-Power) કેળવવી એ પણ શૂરવીરતાનું ચિહ્ન નથી? મહાન પુરુષો એની સાબિતી છે.

આમ ઇચ્છાશક્તિનો સંબંધ શારીરિક અવયવોની સાથે જરાય નથી એ આપણે જોયું. પ્રખ્યાત માનસશાસ્ત્રી ડૉ. મેકડુગલના મત પ્રમાણે ઇચ્છાશક્તિ એટલે ક્રિયાશીલ ચારિત્ર્ય. તે કહે છે કે થોડાવત્તા પ્રમાણમાં દરેક જણ ઇચ્છા ધરાવે છે. એક વસ્તુ વગર આપણને ન ચાલે એમ હોય ત્યારે આપણે એની પ્રાપ્તિ અંગે મથી રહીએ છીએ. જ્યારે આપણને એમ જણાય કે આપણામાં ઇચ્છાશક્તિ નથી ત્યારે જાણવું કે આપણી પાસે જીવનદર્શન નથી. કોઈ વ્યક્તિ જ્યારે पलमें मेरा लगता है જેવું કરે ત્યારે લોકો એનામાં ઇચ્છાશક્તિનો અભાવ છે એવું માને છે એ બરાબર નથી. જો તેનામાં ઇચ્છાશક્તિ ન હોય તો તે પથારીમાંથી ઊઠી પણ ન શક્યો હોત. એ માનવી બધી જ વસ્તુઓ હાથમાં લે છે ને એક પણ પૂરી કરી શકતો નથી એનું કારણ એની ઇચ્છાશક્તિ સુવ્યવસ્થિત નથી એ છે. અમુક હેતુ વહેલો સાધવો ને અમુક કાર્ય પછી કરવું એ નક્કી કરવાનું કામ બુદ્ધિનું છે.

વ્યક્તિનું વ્યક્તિત્વ એક સમગ્ર વસ્તુ છે. એનાં બધાં કાર્યોમાં એનું વ્યક્તિત્વ નિરૂપાય છે, પ્રકટ થાય છે. અમુક કાર્ય કરવું કે ન કરવું એનો આધાર વ્યક્તિત્વના વિકાસ પર અવલંબે છે. પોતાના વ્યક્તિત્વનો વિકાસ અમુક દિશામાં કે અમુક માનવીના જીવન પ્રમાણે થાય એમ આપણે ઇચ્છતા હોઈએ તો આપણી દૃષ્ટિ સમક્ષ કોઈ આદર્શ વ્યક્તિ





(Hero) જોઈએ. આવી વ્યક્તિને હૃદયમાં સ્થાન આપવા માટેની પસંદગી કરવી હોય તો જીવન ચરિત્રોના ક્ષેત્રમાં ખેડાણ ખેડવું પડે. આપણા આદર્શો જેટલા નૈતિક, સુંદર અને વિચારગમ્ય હોય એટલું જ આપણું વર્તન સારું ને પવિત્ર રહેવાનું.

સામાન્ય રીતે દરેક માણુસ અમુક આદર્શને પોષતો હોય છે ને એની સિદ્ધિ અર્થે કર્તવ્યરત બને છે. ઑફિસમાં કામ કરતો સામાન્ય કારકુન એ જ ઑફિસનો મૅનેજર બનવાની અપેક્ષા રાખે છે. ઘર વગરનો માનવી ઘર બંધાવવાની, સામાજીક પ્રતિષ્ઠા વિનાનો માનવી પ્રતિષ્ઠિત વ્યકિત બનવાની, હમેશાં મોડા ઊઠવા ટેવાયેલ માનવી વહેલા ઊઠવાની ને વ્યસની વ્યસનમુકત થવાની ઇચ્છા રાખતો હોય છે. બધી જ વ્યક્તિઓના આદર્શમાં તફાવત જરૂર હોય છે. દરેક માણુસ પાસે પોતાનો મૌલિક આદર્શ હોય છે. કોઈવાર આ આદર્શ સુપ્તાવસ્થામાં પડેલો હોય છે. એને ઉત્તેજીત કરવાનું કામ ઇચ્છાશક્તિનું છે. વિદ્યાર્થી જાણતો હોય કે અમુક પરીક્ષા પસાર કર્યા સિવાય તેનો ઉદ્ધાર નથી તો તે રાતદિવસ મહેનત કરશે અને તેના દરેક કાર્યમાં ઇચ્છાશક્તિનું દર્શન કરાવશે. ખૂબ પ્રમાણુમાં બીડી પીનાર માણુસ જો તંદુરસ્ત બનવાની ઇચ્છા રાખે તો એ બીડી છોડી દઈ શકે છે.

એક લેખકે જિંદગીને ફુટબૉલની રમત સાથે સરખાવી છે. રમનારે—એટલે કે જિંદગી જીવનારે—એટલો જ ખ્યાલ રાખવાનો હોય છે કે તેનું લક્ષ્ય (Goal) ક્યાં છે અને પછી જ રમત રમવાની હોય છે. ને એ દિશામાં બૉલને દોરી જઈ જાળીમાં નાખી દેવાનો હોય છે. આમ એ હમેશાં શક્તિને યોગ્ય દિશામાં દોરે છે. માણુસ પોતે ઇચ્છે છે એવો થાય છે. બૅરી પોતાના એક એકાંકી નાટક 'ઇચ્છા'માં એક વેપારીની ચડતી પડતીની કહાણી નોંધે છે, જે સૌથી પ્રથમ દશ્યમાં એક ઑફિસનો કારકુન હતો અને પછી ઇચ્છાના બળે શહેરનો વિખ્યાત વકીલ બન્યો. બીજા દશ્યમાં એણે એટલા બધા પૈસા ભેગા કર્યા કે કયાં વાપરવા એની સમજ એને પડી નહીં. આથી ત્રીજા દશ્યમાં તે ગૂંચવાઈ ગયો અને ઘરબાર છોડીને કોણુ જાણે કયાંય નાસી ગયો.

કેટલીક વ્યકિતયો શેખચલ્લીની જેમ મોટા મોટા વિચારો કરતી હોય છે. આવી વ્યકિતઓ જો ભૂલેચૂકે પોતાના વિચારો સમાજની અન્ય વ્યકિતઓ પાસે રજૂ કરે છે તો લોકો હસવા માંડે છે, તેમને ગાંડી ગણે છે ને ઉડાવે છે. પણુ આ વર્તન માનસશાસ્ત્રીય દૃષ્ટિએ ઇષ્ટ નથી, હાનિકારક છે. એક વસ્તુ ચોક્કસ છે કે મહાન આદર્શો સેવનાર વ્યકિત જ મહાન બની શકે છે. કારણુ કે એના પ્રયત્નો એ જ દિશામાં હોય છે. સાથે સાથે એ પણુ નક્કી સમજી લેવું કે દરેક માણુસ પોતાના સંજોગોને ધ્યાનમાં રાખીને આદર્શ ઘડતો હોય છે. ખૂબ ઠોઠ વિદ્યાર્થી અદ્વિતીય વિદ્વત્તા પ્રાપ્ત કરવાનાં સ્વમાં નથી સેવતો એ હકીકત છે. આપણા આદર્શોનો મુખ્ય આધાર આપણે કેવાં પુસ્તકો વાંચીએ છીએ, કેવી ફિલ્મો જોઈએ છીએ અને કેવા મિત્રો ધરાવીએ છીએ એના ઉપર રહે છે. આપણે સ્વાથી હોઈએ તો આપણે સ્વાર્થી આદર્શ પ્રત્યે આકર્ષાવાના જ. આથી ખરાબ સંસ્કાર પામેલી વ્યકિત કદી પણુ સુંદર આદર્શ ધરાવતી નહીં જ બનવાની.

ઇચ્છાશકિતનું બીજું પ્રેરક અંગ સ્વાભિમાન છે. 'મારામાં કાંઈ જ આવડત નથી,' 'હું અમુક નહીં કરી શકું' અને 'પ્રયત્ન કરવાની કાંઈ જ જરૂર નથી' એવાં વલણોને બનતી ત્વરાએ રોકવાની જરૂર છે. આપણે અમુક કરી શકીએ છીએ એવું વિચારીને જ કાર્યશીલ બનવું જોઈએ દરેક વ્યકિત દરેક ક્ષેત્રમાં સારું કામ કરી શકે છે એવું દરેક જગ્યાએ નથી પણુ હોતું. આપણુને બધું ન આવડે પણુ થોડું તો આવડે ને?

ગામઠી નિશાળોના માસ્તરો ઠોઠ છોકરાઓને વારંવાર કાંઈ નથી આવડતું કહી કહીને તેમના આત્માભિમાનને હણુતા હોય છે. ઠોઠ વિદ્યાર્થીઓ ભણુવામાં હોશિયાર ન હોય એટલે બીજાં કાર્યો માટે



પણ નકામા છે એ માન્યતા ખૂબ નુકશાન કરનારી નીવડે છે. જ્હૉન કેનેડી નામનો લેખક એક નિશાળીયાનો દાખલો નોંધે છે, જેનું ભેજું સાવ ખરાબ હતું છતાં તે હાથ ઉદ્યોગના ક્ષેત્રમાં ખૂબ સફળ નીવડચો. સર ચી. સેતલવાડ સામાન્ય કક્ષાના વિદ્યાર્થી હતા, પરંતુ વકીલ તરીકે અસાધારણ શકિતવાળા સાબિત થયા. આથી આપણને બધાને અમુક વસ્તુ ખૂબ સારી આવડતી હોય છે પણ આપણને શું સારૂં આવડે એ જ શોધવાની જરૂર હોય છે. આપણા મનમાં ઘૂસી ગયેલા અમુક હલકા વિચારોને દૂર કરવાનું કામ બુદ્ધિનું છે. આપણે પોતેજ જો આપણી જાત વિશે અભિમાન ન રાખતા હોઈએ તો સામી વ્યકિતઓ આપણને માન શી રીતે આપશે?

ઇચ્છાશકિતના પાયામાં આદર્શ અને સ્વાભિમાન પૂરાયેલાં હોય છે એ આપણે જોયું. આ બંને વસ્તુઓ હોય છતાંપણ અમુક ધ્યેયપ્રાપ્તિ માટે મુશ્કેલીઓ નડ્યા વગર રહેતી નથી. કારણકે શરૂઆત કરવા માટે આપણે મૂહુર્તની રાહ જોતાં હોઈએ છીએ. કોઈ વિદ્યાર્થી ખંતપૂર્વક અભ્યાસમાં એકાગ્ર થવા માગતો હોય, એણે એની શકિતનો ક્યાસ પણ કાઢ્યો હોય છતાં ય એકાગ્ર ન થઈ શકતો હોય એનું કારણ શરૂઆત કરવાની આળસ હોય છે. અભ્યાસના ફાયદા બુદ્ધિપૂર્વક વિચારીને જો એ અધ્યયનમસ્ત બને તો જરૂર એકાગ્રતા કેળવી શકે. એ જો 'કાલે શરૂ કરીશ' એવું વિચાર્યા કરે તો કાલનો કદીયે અંત નથી જ આવવાનો. એ જો મનમાં એવું નક્કી કરે કે મારે વાંચવા માટે રાત્રે ૩ વાગે ઊઠવું છે અને તેથી એક દિવસ પાંચ વાગે ઊઠવાનો, બીજે દિવસે ચાર વાગે અને પછી ત્રણ વાગે ઊઠવાનો વિચાર રાખે તો અયોગ્ય ગણાય. એવી જ રીતે દિવસની ૧૦૦ સીગરેટ પીનાર વ્યકિત સીગરેટ સાવ છોડવાનો નિર્ણય કરે પણ એક દિવસમાં ૫૦ ઓછી કરે, બીજે દિવસે ૨૫ પીએ, અને એમ ક્રમેક્રમે છોડવા માંગે તો ન જ છોડી શકાય. અંગ્રેજીમાં એક ... ત છે 'Well begun is half done' એમાં ઘણું તથ્ય સમાયેલું નથી લાગતું? વળી કેટલાક લોકો ભાવવૃત્તિ (mood) પર આધાર રાખનારા હોય છે. વિદ્યાર્થી અમુક સમયે ઊઠીને, ટેબલ આગળ બેસીને ચોપડી ઉઘાડીને વાંચવા ન બેસે અને ભાવવૃત્તિ માટે બેસી રહે તો શું વળે? ચિંતન, નિર્ણય, નિર્ણયનો તાત્કાલિક અમલ, નિયમિત ટેવ અને આવતી કાલની ચિંતા કર્યા વગર આજનું કામ અત્યારે પતાવવાની ટેવ એ ઇચ્છાશકિતનાં વિકાસનાં ક્રમશઃ પગથિયાં છે. આપણી પેલા ગુજરાતી કવિની કવિતા 'આજ આજ ભાઈ અત્યારે' કેટલી સાચી ઠરે છે? સ્વામી વિવેકાનંદે નથી કહ્યું કે ધ્યેય નક્કી કરો અને એની પ્રાપ્તિ અંગે હંમેશ પ્રવૃત્ત રહો તો જ સફળતા મળશે? જે કાંઈ બની ગયું હોય એની ચિંતા છોડી દેવી જોઈએ. દૂધનું વાસણ હાથમાંથી પડી જાય એની પાછળ કાંઈ રોવા બેસાતું નથી અને રોઈએ તો કાંઈ દૂધ વાસણમાં પાછું ભરાઈ જતું નથી. એકાદ નિષ્ફળતા આપણા ભાવિની આગાહી નથી કરતી; આથી જાગ્યા ત્યાંથી સવાર અને ભૂલ્યા ત્યાંથી ફરી ગણવાની વૃત્તિ ન કેળવીએ તો ઇચ્છાશકિત પાંગળી બની જાય અને આપણે તદ્દન નિષ્ક્રિય બની જઈએ.

કેટલીક વાર આપણે અમુક કાર્ય શરૂ કરીએ છીએ પણ જોઈએ તેટલી સારી રીતે તેને પાર પાડી શકતા નથી. આમ થવાનું કારણ આપણા વ્યકિતત્વના વિકાસમાં અવરોધરૂપે નીવડેલું દમન છે. એક વિદ્યાર્થી ખૂબ અભ્યાસુ બનીને પરીક્ષામાં અમુક ટકા માર્ક મેળવવા પ્રયત્ન કરે અને બીજી બાજુ એનું મન વેપાર કરીને અર્થપ્રાપ્તિ પ્રત્યે પણ દોરવાય. આથી એ ધારી તલ્લીનતા ન કેળવી શકે ને પરિણામે માથાના દુખાવા અને અનિદ્રાથી એ પીડાય છે અને જ્યારે જ્યારે વાંચવા બેસે ત્યારે દિવાસ્વપ્નો તેને ખલેલ પહોંચાડે.

ઇચ્છાશકિતના વિકાસમાં બીજી અવરોધક વસ્- ઘાત છે. પ્રેમમાં નિષ્ફળતા પામેલી વ્ય





માનસિક સ્થિરતા ગુમાવે છે. 'અમે બંને એક/બીજા માટે અનુરૂપ નહોતાં એટલે સફળ ન નીવડયાં' એવું વિચારીને જો વાસ્તવિક પરિસ્થિતિ વિશે વધુ વિચારવાનું છોડી દે તો બીજા કામોમાં ઉત્સાહપૂર્વક આગળ વધી શકાય. નાનાં બાળકોનું સ્વાભિમાન ઘવાય તો પણ તેનો આઘાત તેમના માનસિક વિકાસમાં અવરોધક નીવડે છે.

ઇચ્છાશક્તિના અભાવનું ત્રીજું કારણ દબાવેલા ભયો છે. નિષ્ફળતાનો ભય, શારીરિક ઇજા પહોંચશે એવો ભય, લોકો હસશે—મશ્કરી કરશે એવી બીક વ્યક્તિને પ્રયત્નશીલ બનતાં રોકે છે. આત્મવિશ્વાસ એ ઇચ્છાશક્તિનું પ્રેરક અંગ છે. આ સિવાય જો આપણે આપણી આવડતોની મર્યાદા, સંજોગોના અનુકૂળતા કે પ્રતિકૂળતા અને આપણી પ્રેરણાઓ (Instincts)નાં વલણો વિશે બેધ્યાન ન બનીએ તો વધુ સારૂં. આપણી શારીરિક અશક્તિ કે સંજોગોની મર્યાદા આપણે જેટલી સહેલાઈથી જાણી શકીએ છીએ તેટલી સરળતાથી આપણી ઊર્મિલતાને આપણે નથી ઓળખી શકતા. એ માટે આપણને માનસશાસ્ત્રીની જરૂર પડે છે. એ આપણી માનસિક શક્તિઓને ત્રણ સમૂહમાં વહેંચી નાખે છે: (૧) આત્માભિમાની વલણો, (૨) જાતીય વલણો અને (૩) સામાજીક વલણો. આ ત્રણે પ્રકારનાં વલણોને સંતોષીએ તો જ આપણું જીવન એકધારૂં બને. આમાંથી એક પણ વૃત્તિનું દમન માનસિક ઘર્ષણ ઉત્પન્ન કરે છે. અને જ્યાં ઘર્ષણ હોય છે ત્યાં શક્તિનો અભાવ જણાય છે. એટલા માટે દરેક વ્યક્તિએ પોતાની જાતને ઓળખીને પછી ઇચ્છાઓ કરવી જોઈએ.

કુટેવોમાંથી મુક્ત થવામાં અને સારી ટેવો પાડવામાં પણ પ્રબળ ઇચ્છાશક્તિની જરૂર પડે છે. તંદુરસ્ત અને જોશીલું શરીર, આનંદી અને શિસ્તબદ્ધ મન, ધીરજ, બીજા પ્રત્યેનો આદરભાવ આ બધી વસ્તુની પ્રાપ્તિ અંગે ઊંડું મનન ખૂબ જરૂરી થઈ પડે છે. ધ્યેય નક્કી કર્યા પછી વારંવાર તેનો વિચાર કરીને અજ્ઞાત મન (Sub-conscious)માં એ વિચારને સ્થિર કરવાનું આત્મસૂચન (Auto-suggession) વડે થઈ શકે છે. આત્મસૂચન એ કાંઈ જાદુઈ કે હવાઈ ચીજ નથી. એ માનસશાસ્ત્રીય વિધાન છે. ડૉ. કોએએ (Coue) અનેક પ્રયોગો બાદ સાબિત કર્યું છે કે ગમે તેવા ભયંકર રોગથી પીડાતો દર્દી જો મનમાં વારંવાર 'હું દિવસે દિવસે સાજો થતો જાઉં છું' એવા સૂત્રનું રટણ કરે ને તેને અજ્ઞાત મન સુધી પહોંચાડે તો નક્કી એ રોગી દવા પીધા વગર સાજો થઈ જાય.

આપણી જાતમાં વિશ્વાસ કેળવતા થવામાં આત્માસૂચનની જેમ પરસૂચન પણ ઉપયોગી થઈ પડે છે. પરસૂચન એટલે અન્ય વ્યક્તિઓ દ્વારા કરવામાં આવેલું સૂચન. જાહેરખબરો કે મંતપત્રો આવાં સૂચનનાં સરસ દૃષ્ટાંત છે. આપણી આજુબાજુની દુનિયા હંમેશાં આવાં સૂચનો કરતી રહે છે. આપણાં માનસિક વલણો માટે આ આવાં પરસૂચનો ઘણીવાર જવાબદાર હોય છે. આ ઉપરાંત મારે શું જોઈએ છે? હું શેના માટે જીવું છું? મારે મન કઈ વસ્તુ બહુ કીમતી છે? જીવનમાં શું સારૂં, સુંદર અને સત્ય છે? મારે કંઈ વસ્તુનો ભોગ આપવો જોઈએ? મારે કેવા નિર્ણયો લેવા જોઈએ? એવા અનેક પ્રશ્નો આપણી જાતને પૂછતા રહીને આપણી ઇચ્છાશક્તિને જાગૃત રાખવા પ્રયત્નો કરવા જોઈએ. માનવીની ઇચ્છાશક્તિ મજબૂત હશે તો આકાશ કુસુમવત્ ગણાતી સિદ્ધિઓ પણ એ મેળવી શકશે. એક આંગ્લ લેખકે નથી કહ્યું કે Where there is will, there is way?



---

સુધારો : ૨૧મા પાના નીચે મિલન નામના કાવ્યમા ત્રીજી લીંટીમાં બીજો શબ્દ 'દર્શિત'ને બદલે 'સુદર્શિત' વાચવો.

# સર્વોદય કે સામ્યવાદ?

વસુબંધુ

> ધર્મ અને રાજકારણ. બન્ને એકમેકની લગોલગ રહેવા છતાં બન્નેને કારણે, બન્ને વચ્ચે ઇતિહાસ-ભાખ્યાં યુદ્ધો સતત ચાલતાં જ રહે છે. રાજકારણ ધર્મને ઘડે છે એથી પણ વધુ પ્રબળ-તમ ઘડતર ધર્મ રાજકારણનું કરે છે. ગાંધીરાજકારણનો પાયો ગાંધી-ધર્મથી વેગળો શી રીતે હોઈ શકે?

## પ્રકરણ ૧૭ મું (ચાલુ)

### ગાંધી રાજકારણ

**સત્ય અને અહિંસાઃ**—મહાત્માજીના મોટા ભાગના અનુયાયીઓ સાચું બોલતા કે આચરતા નહોતા, કે આખા જગત ઉપર પ્રેમ રાખતા નહોતા. જગત ઉપર પ્રેમ રાખવાની વાત તો ક્યાં રહી, પણ એમના આશ્રમો જ સ્વાર્થ, દળબંધી, ચાડીચુગલી, ખટપટો, રાગદ્વેષ અને અહમહમિકાથી ખદબદતા હતા, એ હકીકતનો તો તમારી આગળ કોઈપણ પ્રમાણિક આશ્રમવાસી એકરાર કરશે.

મહાત્માજીના વિચારોનું વ્યવહારમાં ભાષાંતર કરનાર શસ્ત્ર તે કૉંગ્રેસ. એ કૉંગ્રેસે સત્ય અને અહિંસાનો કદી શુદ્ધ ધર્મ તરીકે સ્વીકાર કર્યો નથી. માત્ર સગવડીયા ધર્મ તરીકે સ્વીકાર કર્યો છે. તદુપરાંત મહાત્માજી એમ માનતા કે આપણી આખી પ્રજામાં અહિંસા સુષુપ્ત રૂપમાં છે જ. હું તો માત્ર એને જાગ્રત અને આક્રમક બનાવી રહ્યો છું. latent ને patent કરી રહ્યો છું.

આ માન્યતા ભરમાવનારી હોવા છતાં, મહાત્માજીના અનુયાયીઓએ અને પ્રજાના મોટા ભાગે એ સ્વીકારી લીધી કારણ કે એનાથી આપણો પ્રજાકીય અહમ્ સંતોષાતો હતો.

જગતને અહિંસાનો સંદેશો આપવા માટે જો કોઈ નાલાયકમાં નાલાયક પ્રજા હોય તો તે હિંદુઓ જેવી ભીરુ, ભાગેડુ ને મારખાઉ પ્રજા હતી. છેલ્લી પેઢીનો હિંદુ-મુસ્લિમ હુલ્લડોનો એકધારો અનુભવ એ છે કે મુઠ્ઠીભર મુસ્લિમો હિંદુઓનાં મોટાં ટોળાંઓને થથરાવી શકતા હતા. આપણી અધોગતિ તો એટલી હદે થઈ હતી કે, હિંદુ લત્તાઓમાં કે તટસ્થ લત્તાઓમાં જો કોઈ રડ્યાખડ્યા હિંદુ રાહદારીને કોઈ મુસ્લિમ ગુંડો છરી મારી જાય, તો લોહીના ખાબોચીયામાં આળોટતા અને "પાણી, પાણી" પોકારતા એ કમનસીબ માનવીને સેંકડો માણસો બારીબારણાં પાછળથી જોતા હોવા છતાં, એક પણ માણસ આગળ આવીને પાણી પાતો નહોતો! આવાં તોફાનોમાં જો કોઈ કાંઈ સારો દેખાવ કરી શકતું હોય તો તે હિંદુ મહાસભાવાળા અને આર્યસમાજીઓ! પણ કૉંગ્રેસને કમનસીબે તેઓ અહિંસામાં માનતા નહોતા! આવાં હુલ્લડોની આગ ઓલવવા માટે પ્રાણાર્પણ કરનારા ગણેશશંકર વિદ્યાર્થી કે વસંત-રજબ જેવા શહીદો ખુદ કૉંગ્રેસમાં વિરલ હતા, તો કૉંગ્રેસ બહારના હિંદુઓની તો વાત જ શી કરવી? હિંદુ-મુસ્લિમ પ્રશ્ન ઉપર જેટલા કૉંગ્રેસીઓ મર્યા છે, એથી વિશેષ તો આર્યસમાજીઓ માર્યા ગયા છે.

ત્રીસ વરસના ગાંધી રાજકારણનો સાર એ નીકળ્યો કે, સત્ય અને અહિંસાના અંચળા હેઠળ કૉંગ્રેસે મોટું સંગઠન જમાવ્યું, હિંદુ મુત્સદ્દીગીરી ફુલીફાલી, અંગ્રેજોને દેશપરદેશમાં ફજેત કર્યા, અને આપણો પ્રજાકીય અહમ્ સંતોષાયો. છેવટે શ્રી. ઝીણાએ પાકીસ્તાન સ્થાપીને આ અંચળો ચીરી નાખ્યો. એક અનધિકારી પ્રજાના હાથમાં સત્ય અને અહિંસા જેવાં દિવ્ય શસ્ત્રો આપીને મહાત્માજીએ કેટલી ગંભીર ભૂલ કરી હતી એ જો આપણે આજે પણ ના સમજી શકતા હોઈએ તો એ આપણું દુર્ભાગ્ય જ ગણાય.

**સર્વધર્મસમભાવઃ**—આ તો હિંદુપ્રજાનો લોહીનો સંસ્કાર છે. મહાત્માજીએ એને વ્રતનું રૂપ આપ્યું. કાલેલકરે એમનાથી આગળ જઈને સર્વધર્મસમભાવની શોધ જાહેર કરી. મશરૂવાળાએ સૌથી આગળ જઈને કહી દીધું કે આ તો માત્ર હિંદુઓની આત્મરક્ષણની એ યુક્તિ જ છે!





અને શ્રી. મશરૂવાળાની વાત પણ સાચી છે એકનો એક સત્યશોધક એકીસાથે સત્ય અને અસત્ય બન્ને પ્રત્યે શી રીતે વફાદર રહી શકે?

ધાર્મિક વિષયોમાં બૌદ્ધિક સ્વાતંત્ર્ય એ હિંદુપ્રજાના ઇતિહાસનું એક વિશિષ્ટ લક્ષણ છે. આપણા ઇતિહાસના ઉગમકાળથી જ આપણા ઋષિમુનિઓનો ધંધો જ એ હતો કે જુદાંજુદાં જીવનદર્શનો તપાસવાં, એમનું વિશ્લેષણ કરવું, એમના સારા અને નરસા મુદ્દા પ્રજા આગળ રજૂ કરવા. જુદાંજુદાં દર્શનોના ઉત્તમ તત્વોનો સમન્વય કરવો, અને એ રીતે નવાંનવાં જીવનદર્શનો સર્જાયે જવાં. वादे वादे जायते तत्वबोधः । એ સુત્રમાં આપણી પ્રજા પહેલેથી જ માનતી આવેલી છે

મુસ્લિમ શાસન દરમ્યાન પણ જ્યાં મુસલમાનોનો જુલમ થોડોક ઘટયો, અને પ્રજા મોકળો શ્વાસ લેતી થઈ કે તુર્ત જ આ બૌદ્ધિક સ્વાતંત્ર્યે માથું ઊંચક્યું.

કબીર ધર્મસુધારક હતો. એને રાજકારણ સાથે કશી લેણાદેણી નહોતી. એણે પોતાનો સંપ્રદાય સર્જવા માટે હિંદુ અને મુસ્લિમ બન્ને ધર્મોનાં ઉત્તમોત્તમ તત્ત્વો લીધાં પણ એ એટલેથી અટક્યો નહિ, એણે બ્રાહ્મણો અને મુલ્લાંઓના ઢોંગ ધતીંગો અને બાહ્યાચારો ઉપર સખત ચાબખા ચલાવ્યા.

જુઓ, એ બાંગ પોકારતા મુલ્લાંને પ્રશ્ન કરે છે:

मुल्लां होके बाग पुकारे, क्या कुछ अल्ला बहेरा है ?
कीडी पांवमे नेवर बाजे, वह भी साहब सूनता है !

ત્યાંથી બ્રિટીશ યુગમાં આવીએ તો ત્યાં દયાનંદ સરસ્વતીનો ઝનુની વિજયપ્રેમ આપણી નજરે ચઢે છે. હિંદુ, મુસ્લિમ, ખ્રિસ્તી, જૈન, એ સૌ ધર્મો ઉપર એક સરખા નિષ્પક્ષપાતપણે એમનો સોટો ચાલે છે.

હવે આપણે મહાત્માજી તરફ વળીએ. એ સર્વધર્મસમભાવમાં માને છે. દરેક ધર્મનાં સારાં તત્વો એ ગાંધીધર્મમાં એકઠાં કરે છે. પણ જ્યાં ગંદકી સાફ કરવાનો સવાલ આવે છે, ત્યાં એ માત્ર હિંદુધર્મની ગંદકી સાફ કરે છે. ખ્રિસ્તીઓને સ્પષ્ટ રીતે કહી દે છે કે તમારા ધર્મ કરતાં મારો ધર્મ ચઢીયાતો છે. પણ મુસલમાનોનો સવાલ આવ્યો કે, मौनं सर्वार्थ साधनम् !

હિંદુ સમાજ સડેલો હતો. વિધવાઓની દુર્દશાથી માંડીને અસ્પૃશ્યો પ્રત્યેના સવર્ણોના અત્યાચારો સુધીની હિંદુઓની એકેએક બદી ઉપર મહાત્માજીએ નિર્દય પ્રહારો કર્યા છે, અને એ રીતે એમણે એ સમાજની મહાન સેવા કરી છે, એ સૌ કોઈ સ્વીકારે છે. જો હિંદુ સમાજ સડેલો હોય તો મુસ્લિમ સમાજ એનાથી અનેકગણો સડેલો છે. હિંદુ એક ચાબુકને લાયક હોય તો મુસલમાન ચાર ચાબુકને લાયક છે, કારણ કે હિંદુમાં હજાર અપલક્ષણ હશે, પણ એનો એક સારો ગુણ એનું બૌદ્ધિક સ્વાતંત્ર્ય એ છે.

મહાત્માજીના મુસલમાનો પ્રત્યેના આ પક્ષપાતના ત્રણ કારણો કોઈ શકે:

(૧) મહાત્માજી મુસલમાનોથી ડરતા હતા.
(૨) મહાત્માજી હિંદુઓને પોતાના માનતા હતા, મુસલમાનોને પારકા માનતા હતા.
(૩) એમને અંગ્રેજોનો પગ આ દેશમાંથી કાઢવો હતો, એટલે યેનકેન પ્રકારેણ એ મુસલમાનોનો સહકાર લેવા માગતા હતા, એટલે એમને છંછેડતા નહોતા.

આમાંથી મહાત્માજી ઉપર પહેલો આક્ષેપ તો એમનો ખરાબમાં ખરાબ દુશ્મન પણ નહીં કરી શકે. મહાત્માજી આ જગતમાં ઈશ્વર શિવાય બીજા કોઈથી ડરતા નહોતા. પોતાના જીવન અને મરણથી વીરની અહિંસા કેવી હોય છે, એનો એમણે જગતને પ્રત્યક્ષ પદાર્થપાઠ આપ્યો છે.

એટલે મને પોતાને તો બીજાં અને ત્રીજાં કારણો સાવ સાચાં લાગે છે.

બીજું કારણ "હિંદુઓ અને મુસલમાનો જુદી જુદી પ્રજા છે," એ પ્રકારનો શ્રી. ઝીણાનો દાવો સાચો સિદ્ધ કરે છે.

ત્રીજું કારણ ગાંધી રાજકારણમાં શુદ્ધ સાધનોનો ઉપયોગ થયો છે, એ પ્રકારના દાવાને ખોટો સિદ્ધ કરે છે. જો મહાત્માજી કેવળ ધાર્મિક પુરુષ હોત તો

એ કાં તો રામકૃષ્ણ પરમહંસ કે એની બૅસંટની પેઠે કોઈ ધર્મના દોષો ખાસ જોવત નહિ અથવા તો કબીર કે દયાનંદ સરસ્વતીની પેઠે બધા જ ધર્મોના દોષો જોવત. પણ ધર્મના સત્યશોધનમાં રાજકારણનો સ્વાર્થ ભળ્યો, એટલે ધર્મે પોતાના ગૌરવયુક્ત સ્થાનથી નીચે ઊતરીને ધર્માંધતા પ્રત્યે આંખ આડા કાન કર્યા.

કેવળ આંખ આડા કાન કર્યા એટલું જ નહિ, પણ એજ સ્વરાજના સ્વાર્થને ખાતર મહાત્માજીએ મુસલમાનોની ધર્માંધતા પાળીપોષી, ઉછેરીને મોટી કરી, અને હિંદુ રાજપુરુષોની સદીઓની ભૂલોનું ફરી એકવાર પુનરાવર્તન કર્યું.

ઈ. સ. ૧૯૧૬ માં લખનૌ મુકામે કૉંગ્રેસ તરફથી લોકમાન્ય ટીળકે અને મુસ્લિમ લીગ તરફથી શ્રી. મહમ્મદઅલી ઝીણાએ સહી કરીને અંગ્રેજ સરકાર પાસે હોમરૂલની માગણી રજૂ કરી. આ લખનૌ કરારે પાકિસ્તાનનો પાયો નાખ્યો. આ કરારથી એ હકીકત સ્પષ્ટ થઈ કે કૉંગ્રેસ હિંદુ સંસ્થા છે, અને મુસ્લિમ લીગ મુસ્લિમ સંસ્થા છે.

શ્રી ઇકબાલને જે વખતે પાકિસ્તાનનું સ્વપ્નું પણ નહોતું આવ્યું તે વખતે મુસ્લિમોની અલગ મતાધિકારની માગણીથી કંટાળીને લાલા લજપતરાયે પાકિસ્તાનની યોજના ઘડી હતી. અલબત્ત, એમાં હિંદના ભાગલાનો તો સ્વીકાર નહોતો જ. પણ એમાં મુસ્લિમ બહુમતીવાળા પ્રાંતોની રચના અને એમનું સ્વાયત્ત શાસન એ બે તત્ત્વો હતાં.

આ હકીકતનો ફરી એક વાર સ્પષ્ટ સ્વીકાર મહાત્માજી તરફથી ખીલાફતની ચળવળને ટેકો આપીને કરવામાં આવ્યો.

ખિલાફત એ એક કાળે ઇસ્લામી સંસ્કૃતિના વિકાસ માટે એક ઉપયોગી સંસ્થા હશે. પણ વર્તમાનકાળમાં એ એક અત્યંત સડેલી અને ઇસ્લામી સંસ્કૃતિનો ભાવી વિકાસ રોકતી ભયંકર સંસ્થા થઈ ગઈ હતી. તાત્ત્વિક દૃષ્ટિએ જુઓ તો સ્વામીનારાયણ કે વૈષ્ણવ સંપ્રદાય જેવા હિંદુ સંપ્રદાયોના મહારાજો, ખોજાઓના આગાખાન, ખ્રિસ્તીઓના પોપ, અને મુસલમાનોના ખલીફા વચ્ચે કશો જ તફાવત નહોતો. ઉલટપક્ષે આ સૌ સંસ્થાઓમાં ખિલાફત સૌથી વધારે સડેલી અને નિરંકુશ સંસ્થા હતી. ધર્મસત્તા, રાજસત્તા અને ધનસત્તા એ ત્રિવિધ સત્તાઓના પાપોની ખાળકુંડી ખિલાફતમાં ઠલવાતી હતી. વ્યભિચારથી ગરીબોના શોષણ સુધીના સૌ પાપો ખલીફા બેફામ રીતે કર્યે જતો હતો. એનાથી ગળે આવીને કમાલ આતાતુર્કે એને ભૂતકાળની કચરાપેટીમાં ફેંકી દીધો હતો.

પરદેશનો ઉતાર સંઘરવાની હિંદવાસીઓની ટેવ મુજબ, હિંદી મુસલમાનોએ ખલીફા વિનાની ખિલાફત, વાસ્તવિક રીતે અખિલ આફત, હિંદમાં આયાત કરી અને તુર્કીથી દેશનિકાલ થએલી તુર્કી ટોપી ધારણ કરીને ધર્માંધ મુલ્લાંમોલવીઓએ ઝનુની પ્રચારદ્વારા મુસલમાનોનું સંગઠન શરૂ કર્યું. આ ગાંડી ચળવળને ટેકો આપવાનું એક પણ વાજબી ધાર્મિક કે નૈતિક કારણ ના હોવા છતાં મહાત્માજીએ ખિલાફતને "મુસલમાનોની ગાય" જાહેર કરીને પૂરેપૂરા સહૃદયી સહકાર આપ્યો!

રાષ્ટ્રીય દૃષ્ટિએ જોઈએ તો પણ ખિલાફતનો ક્ષણભર પણ બચાવ થઈ શકે એમ નથી. રાષ્ટ્રવાદનો અર્થ જ એ છે કે એક કે વધુ ધર્મોનું ખાતર કરીને રચાએલું રાજકીય, આર્થિક અને સાંસ્કૃતિક સંગઠન. ખિલાફતની પાછળની ભાવના જ અખિલ ઇસ્લામવાદની આંતરરાષ્ટ્રીય ભાવના છે.

આ ભાવના ભારતીય રાષ્ટ્રવાદની વિરોધી ભાવના છે. કોઈપણ એક કોમમાં ધર્માંધતા અને રાષ્ટ્રીયતા બન્નેને એકીસાથે પોષી શકાય જ નહિ છતાંય મુસલમાનોમાં થઈ ગયો!

આ રાજકીય તકસાધુતાનું પરિણામ ઘણું ભયંકર આવ્યું.

મધ્યયુગના ધર્માંધતાના વાતાવરણમાં મુસલમાની અમલ હેઠળ, કબીર જેવો મુસ્લિમ સંત ધર્માંધ મુલ્લાંઓની ધૂળ ઝાટકી નાખી શકતો હતો. પણ વીસમી સદીના બુદ્ધિવાદના જમાનામાં નેકનામદાર બ્રિટીશ સરકારના રાજ્ય અમલ હેઠળ ગાંધીયુગમાં કોઈની





ગગદૂર નહોતી કે અલ્લા બહેરો હોવા સબંધીની શંકા ઉઠાવીને, મુસલમાન ભાઈઓની આળી ધાર્મિક લાગણીને સ્પર્શ સરખો પણ કરી શકે!

પણ ખરી રીતે તો વાત તો એથી પણ આગળ વધી ગઈ હતી:

૧૯૨૧ ના ડિસેમ્બરમાં અમદાવાદની મહાસભા ભરાઈ. મોપલાઓના પૈશાચી વર્તાવ ઉપર તિરસ્કારનો ઠરાવ આવ્યો. તુર્ત જ એની સામે "રાષ્ટ્રવાદી" મુસલમાનોએ પોતાનો પ્રબળ વિરોધ નોંધાવ્યો. એટલે ઠરાવ ઉપર ધીરેધીરે સુધારાઓ રજૂ થયા. છેવટે "જેટલા મોપલાઓએ બળાત્કારે વટાળ અને દુરાચારની પ્રવૃત્તિ આચરી હોય તેટલાને જ માટે તિરસ્કાર દાખવવાનો" પ્રસ્તાવ આવ્યો. પણ એ ઠરાવ પણ સદંતર ઊડી ગયો!

આ પરિસ્થિતિથી ત્રાસીને સ્વામી શ્રદ્ધાનંદ જેવા નેતાઓ કૉંગ્રેસના રાજકારણથી અલગ થઈ ગયા, તેઓ "કોમવાદી" કહેવાયા અને રાષ્ટ્રદ્રોહી મનાયા!

વાત એથી આગળ વધી. મૌલાના મહમ્મદઅલી જેવા કૉંગ્રેસના પ્રમુખપદે પહોંચેલા જવાબદાર નેતાએ જાહેર કર્યું કે, હરિજનોનો પ્રશ્ન ઉકેલવાનો સહેલો ને સટ જો કોઈ રસ્તો હોય તો તે એ છે કે હિંદુઓએ અને મુસલમાનોએ અડધાઅડધા હરિજનો વહેંચી લેવા!! પણ મુસલમાનોને કમનસીબે આ ભોડી ભાગણીનું ખેતર વહેંચી લેવાની યોજના ફતેહમંદ થઈ નહિ!

અલબત્ત, આ પરિસ્થિતિથી કૉંગ્રેસની અંદર પણ સૌને સંતોષ હતો એમ તો નહોતું જ. સરદાર વલ્લભભાઈએ સં. ૧૯૯૬માં મુંબઈ આર્ય સમાજના પ્રમુખપદેથી ભાષણ આપતાં ઋષિ દયાનંદને નીચે મુજબ અંજલિ આપી હતી: "સ્વામીજી તો દરેક ક્ષેત્રમાં બુરાઈઓનો 'વિરોધ કરતા.' આજે તો બીજા ધર્મની વાત કરવામાં જોખમ લાગે છે. ત્યારે સ્વામીજી તો બીજાઓના દોષ હિંમતથી બતાવી આપતા." ×

×આર્યસંદેશ. ઋષ્યંક. ૯ : ૧૧ : ૫૦

પણ કોઈપણ ભોગે હિંદુ-મુસ્લિમ એકતા સાધવાના કૉંગ્રેસના ઉત્સાહમાં સરદારનો આ શબ્દ અરણ્યરૂદન જેવો હતો.

ટિળક મહારાજે લખનૌ કરાર કર્યો. લાલાજીએ પાકિસ્તાનની યોજના ઘડી. મહાત્માજીએ ખિલાફતને અપનાવી. રાજાજીએ પાકિસ્તાનને ટેકો આપ્યો. પંડિત જવાહરલાલે હિંદુ કોડબીલ માટે પોતાની પ્રતિષ્ઠાને હોડમાં મૂકી.

અને એમનું અનુકરણ કરીને નાના નેતાઓએ હિંદુ-મુસ્લિમ એકતા માટે તુર્કી ટોપી ધારણ કરી, દાઢી વધારી, પોતાનાં બાલ બચ્ચાંનાં મુસલમાન નામો રાખ્યાં, હિંદુસ્તાનીને નામે ઓળખાતી એક વર્ણશંકર ભાષા ઊભી કરી. બાળકોને બાળપોથીમાં બાદશાહ રામ અને બેગમ સીતાના પાઠો ભણાવવા માંડયાં. કુરાન, મહમ્મદ પયગંબર, અને ઈસ્લામનાં ઠેરઠેર ગોખ્ફ્ટ વખાણ કરવા માંડયાં અને હિંદુ-મુસ્લિમ હુલ્લડો માટે હિંદુઓને અને અંગ્રેજોને જ જવાબદાર ગણ્યા!

આ બેવલા પ્રયોગોની મુસલમાનો ઉપર લાંબી સ્થાયી અસર થઈ નહિ. કોઈ મુસલમાને ચોટલી રાખી નહિ કે જનોઈ પહેરી નહિ! ચોટલી-જનોઈ જેવાં જૂનવાણી પ્રતીકોની વાત તો બાજુએ રહી, પણ ગાંધી ટોપી જેવું અર્વાચીન રાષ્ટ્રીય પ્રતીક પણ મુસલમાનોના હૃદય સુધી પહોંચી શકયું નહિ! રાષ્ટ્રવાદી મુસલમાનોને પણ ગાંધી ટોપી ધારણ કરવામાં પોતાની વિશિષ્ટ અસ્મિતા લુપ્ત થતી લાગી, એટલે એમણે તુર્કી ટોપી, ખિલાફત ટોપી, આઝાદ ટોપી ને ઝીણા ટોપી જેવાં કાંઈ કાંઈ ટોપીપ્રયોગો કર્યા!

આ રીતે ૩૦ વર્ષ સુધી હિંદુ નેતાઓ અને જનતાએ મુસ્લિમ ધર્માંધતાને છૂટો દોર આપ્યા પછી જ્યારે પાકિસ્તાનની સ્થાપના અનિવાર્ય બની, ત્યારે કૉંગ્રેસી નેતાઓએ વિશ્વામિત્રની પેઠે જાહેર કર્યું કે આ બાળક અમારૂં નહોય! આ તો શ્રી. મહમ્મદઅલી ઝીણાનું બાળક છે. પણ તટસ્થ નિરીક્ષકો સારી

# પખાઓના સંવનન

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

પક્ષીઓની સંસારલીલા જોઈ. હવે આપણે તેઓનું સંવનન જોઈએ. મનુષ્ય સ્વભાવ છે કે પક્ષીઓનું સંવનન અને પક્ષીઓની ખબર પડતી હોય તો પ્રાણીઓનું સંવનન જોવાની ઇચ્છા થાય છે. વળી એ ઘણો રમુજી વિષય છે. જેમાં તે મનુષ્યનું અનુકરણ કરતા દેખાય છે. આપણે ન જાણતા હોઈએ એવું અજાયબીભરેલું થાય છે. અને આપણાથી બોલી ગયા વગર રહેવાતું નથી કે પ્રકૃતિની એક જ છાંટ આખી દુનિયાને હલાવે છે. અને તેને બતાવવા, નવા નોખા શબ્દો શોધી કાઢીએ છીએ.

સંવનનને પૂરી રીતે સમજાવવા માટે આપણી પાસે જે થોડાં સાધનો છે તે વેશ, ગાન, રંગ અથવા વિવાહના સુંદર પીંછાના વાઘા અથવા તો બીજો કોઈ રસ્તો. તે સિવાય સામી જાતિના મન ઉપર અસર કરવાનો બીજો કોઈ ઉપાય નથી. જ્યારે આપણે કરોડરજ્જુમાં અંડાવાળાં પ્રાણીઓમાં, તેમાં ખાસ કરીને પક્ષીઓમાં બહુ આનંદ આપે તેવું છે. અને તેઓનું સંવનન સૌથી ઊંચી કક્ષાએ પહોંચ્યું છે. દરિયા કાંઠા ઉપર વસતું પક્ષી ગેહવાળા (Ruff અને Reeve) માં શિયાળામાં તેઓની જાતિ તેના કદ ઉપરથી પારખી શકાય છે. પણ પ્રજનન ઋતુમાં નરો ગળા ફરતો પીંછાનો ગળપટો ઊગાડે છે. ઉપરાંત કાન ઉપર પણ ફુમકાં ઊગાડે છે. એમાં વળી એક નવાઈ તો એ છે કે એ નરનો શણગાર સરખો હોતો નથી. તેમાં તેનો રંગ તો જુદો હોય પણ પેલા કાન ફુમકાં કાં તો જુદા રંગનાં હોય અથવા તો બન્ને ખાસ ડાઘાથી શોભી રહેલાં હોય છે. તેમાં એક કાળું તો બીજું ધોળું એવું પણ બને છે. એ ઉપરથી સમજાશે કે તમામના રંગમાં ફરક હોય છે.

> માણસે પોતાની સુખસગવડની ઇચ્છામાં ને આશામાં કુદરતથી વિમુખ થવાના દરેક પ્રયત્નો આદર્યાં અને એ રીતે ધીમે ધીમે કુદરતનાં બીજાં લાડકડાં પ્રાણીઓ તરફ પણ એટલી જ વિમુખતા ધારણ કરી. એનું એ તરફનું અજ્ઞાન દિવસે ને દિવસે વધતું જ ચાલ્યું. આજે એ સાવ સામાન્ય પ્રકૃતિ-ક્રિયાથી પણ અજાણ્યો છે !

આપણે ત્યાં તો તેઓ શિયાળામાં આવે એટલે તેના આ પોશાકની જાણ તો જ્યારે તેઓ વસંતમાં પ્રજનન કરવા પાછાં ફરે ત્યારે થોડાકમાં જોવા મળી આવે છે. જ્યાં નરો પ્રજનનની જગ્યામાં અમુક ચોક્કસ સ્થળે ભેળા થાય છે. જેને અંગ્રેજીમાં 'હીલ' (Hill) કહેવામાં આવે છે. આ ઉફરી જગ્યા બનતા સુધી કોરી હોય છે. કારણકે તેઓ માળા તો ગીલામાં બનાવે છે. માદાઓ વખતો વખત ઉફરી જગ્યાની મુલાકાત લે છે. પણ નરો તો કોઈ વખત માળા પાસે જતા નથી. કે નથી સેવણ કે સંભાળમાં જરા પણ ધ્યાન આપતા. આ ઉફરી જગ્યામાં વળી દરેક નર ખાનગી જગ્યા રાખે છે. જ્યારે કોઈ માદા ત્યાં હોતી નથી ત્યારે દરેક નરો નૃત્ય કરે, ગોળ ગોળ ફરે અને એકબીજા નર સાથે કુસ્તી કરે. આવા કામમાં ગૂંથાએલા હોય અને કોઈ માદા ત્યાં ચઢી આવે કે પેલા બધા દેખાવ શમી જાય તે અને દરેક નર જમીન સરસો દબાઈ જાય. તે હલેચલે નહિ અને કેટલીક વખત તો પાંખો પસારીને લાંબો થઈને પડી

---

રીતે જાણતા હતા કે પાકિસ્તાનનો જન્મ ભલે ઈ. સ. ૧૯૪૦માં થયો હોય, પણ એનું ગર્ભાધાન તો ઈ. સ. ૧૯૨૧ની ખિલાફતની ચળવળથી જ થઈ ગયું હતું.

કોંગ્રેસે આજસુધી મુસ્લિમ ધર્માંધતાને જે રીતે પાળી પોષી, અને આજે પણ એ એના જૂને ચીલે ચાલી રહી છે, એમાં ગાંધીભક્તો અને કોંગ્રેસભક્તોને ભલે શુદ્ધ સાધનનો ઉપયોગ દેખાતો હોય, મને દેખાતો નથી.

ગાંધીધર્મની અંદર જે સર્વધર્મ સમભાવને નામે ઓળખાતો સંસ્કાર હતો એનું જ્યારે ગાંધીરાજ-કારણમાં ભાષાંતર થયું, ત્યારે એ પરધર્મ પંપાળ-ભાવ થઈને ઊભો રહ્યો.

★

જાય છે. આવી સ્થિતિ હોય અને માદા આંટો મારી ચાલી જાય તો બધા નરો ગાંડગાંડ ઊભા થાય અને જાણે કાંઈ બન્યું જ નથી એવો દેખાવ રાખે. અથવા તો માદા આવી તેમાંથી એકની પાસે જઈ પડેલા નરના માથામાં પોતાની ચાંચથી પીંછા પસારવા લાગે એટલે તરત જ સંબંધ થઈ જાય છે. આ ઉકરી જગ્યામાં નરો મળસ્કામાં આવી પહોંચે છે. વળી દરેક નરમાં તરેહ તરેહનો રંગ હોય એટલે દરેક ઓળખાય એમાં કેટલાક માદા મેળવવામાં વધારે ફતેગંદ થાય છે.

આ પક્ષીઓ આમ તો પાણી કાંઠાના પક્ષીની ગણત્રીમાં આવે છે છતાં તેઓ શિયાળામાં મુખ્યત્વે કરીને કોરી જમીન ઉપર ફરવાનુ વધારે પસંદ કરે છે. જ્યારે પ્રજનન કરી શિયાળામાં આવે છે ત્યારે તો નર માદામાં બહુ ઓછો તફાવત માલુમ પડે છે. પણ જ્યારે માર્ચ એપ્રિલ માસમાં અહીંથી પાછાં ફરે છે ત્યારે નરો પોતાના વિવાહના વાધા સજીને તૈયાર થયેલા માલુમ પડી આવે છે.

આવી જ રીતે ન્યુગીનીમાં થતાં સ્વર્ગનાં પક્ષીઓના નરો અમુક વૃક્ષ પસંદ કરી ત્યાં પોતાના સુંદર સુશોભિત પીંછાનો શણગાર સજી નાચે છે અને તે વૃક્ષની મુલાકાત માદાઓ લે છે.

આ પ્રમાણે નરો એક જગ્યા શોધી ત્યાં જ પોતાનાં નાચ, ગાન કે કુસ્તી કરતા હોય અને માદાઓ ત્યાં આવતી હોય એવી કોમમાં ત્રણ પ્રકારનાં પક્ષીઓ આવે છે. પાણીકાંઠે વસવાવાળા પક્ષી, શિકારના કામમાં આવતાં પક્ષી અને છેલ્લે જોયાં તે સ્વર્ગનાં પક્ષી (Paradise Birds). આ ત્રણે પ્રકારનાં પક્ષીઓ એક કરતાં વધારે પત્નીઓમાં માનવવાળાં છે. તેઓની સંવનનની રીત આપણે જોઈ.

આવી રીતે બહુપત્નીમાં માનવાવાળા મોરનું સંવનન ચોમાસાની મોસમમાં જોવાની તો ઘણાને તક મળી હશે. મોરની આખી પુંછડી કે જે ખરી રીતે જોતાં તો પુંછડી નથી પણ સંવનન કરવા ગોઠેલા લાંબાં પીંછાની બારી છે. તે પીંછા ઊંચા કરી તે કળા પૂરે છે. અને જ્યારે તેણે કળા પૂરી હોય ત્યારે પોતે થનગનાટ કરી નાચે છે. આ નૃત્ય ચાલતું હોય ત્યારે તેની આસપાસ બે ચાર તો ઢેલ હોય જ. અને તેઓ પોતાના નૃત્ય અને કળામાં રસ લે તે માટે તે ઊભી કરેલી કળાને થરકાવી એક પ્રકારનો અવાજ કરે છે જ્યારે આગ કરતાં કોઈ ઢેલ તેનામાં રસ લેતી થાય એટલે તે એક ઝીણી ચીસ પાડે છે. આ ચીસ સાંભળી નજીક આવેલી ઢેલ બેસી જાય છે અને ત્યાં માત્ર પીંછાનો ઢગ જ દેખાય છે.

મોર પોતાને કળા કરવા અને સાથે સાથે નૃત્ય કરવા જમીનનો અમુક ભાગ નક્કી રાખે છે જ્યાં તે પ્રજનન ઋતુમાં આખો દિવસ અથવા તો સવાર સાંજ તો જરૂર આવી કળા કરી નાચે છે. આવી માદા કે જેઓની જાતમાં કોઈ ખાસ જોડી નથી તેમાં નરોનો રંગ બહુ સોહામણો હોય છે. જ્યારે માદાના રંગની ખાસ વિશિષ્ટતા એ કે તે જ્યારે સેવણ ઉપર હોય ત્યારે આસપાસની જગ્યા સાથે તેનો રંગ બહુ બંધબેસતો થઈ જાય એવી હોય છે કે જેથી તે તેના દુશ્મનનો જલદી ભોગ ન બને.

પક્ષી સમાજમાં બનતાં સુધી વધારે ભાગનાં પક્ષીઓ એક જ પત્ની સાથે જીવન સહચાર કરવાવાળાં છે. જેમાં કેટલીક વખત એવું બને છે કે એક વખત કુટુમ્બ ઉછેરી નર બીજી માદા શોધે અને માદા બીજો નર શોધે. એ જ ઋતુમાં ફરી બચ્ચાં ઉછેરે છે. આ દાખલામાં આપણને અમેરિકન હ્રેનમાં (Amarican Wren) જોવા મળી આવે છે. આ વસ્તુ નક્કી કરવા માટે એક જોડી વ્હેનને પગમાં વીંટી ચઢાવીને અવલોકન કરવામાં આવ્યું હતું.

એક જ માદા સાથે જીવન વીતાવવાવાળાં પક્ષીઓની મોટી સંખ્યામાં, ખાસ કરી ગાન ગાતાં પક્ષીઓ જેને ખરેખર ગાયક કહેવાય એવાં પક્ષીઓનો સમાવેશ થાય છે. આ પક્ષીઓની સંસાર સરગમ જેને આપણે આદેશિક વ્યવસ્થા કહીએ છીએ તેની ઉપર



ચાલે છે. આવાં પક્ષીઓની ખાસ વિશિષ્ટતા એ કે તેનાં બચ્ચાં ઈંડામાંથી સાવ પીંછાં વગરનાં અને નિરાધાર દશામાં નીકળે છે. જેના વધવા માટે ખોરાકની વિપુલતા જોઈએ. અને જો થોડે થોડે વખતે તેને ગરમી એટલે માદા તેને પોતાની ગરમીથી ઉષ્ણ ન રાખે તો ઠંડીથી મૃત્યુ પામવાનો ભય ખરો. આથી માબાપ બન્નેને તેના બચ્ચાનું પોષણ કરવાની જરૂર પડે છે અને તેઓને ખોરાક પૂરો કરવા માટે અમુક જગ્યાની હદ બાંધવાની જરૂર પડે છે. જે જગ્યામાં તેની ન્યાતનાં બીજાં માબાપ ખોરાક શોધવા આવી શકતાં નથી. આ બધું તેઓની પ્રાકૃતિક પ્રેરણાથી થાય છે કે જે પ્રેરણા પક્ષી સમાજમાં ભવિષ્યની માળો બાંધવાની જગ્યા કે માળો બાંધ્યો હોય તે જગ્યા આસપાસ બીજા તેની ન્યાતનાં પક્ષીઓ પ્રવેશ ન કરી શકે, તે જોવા મળી આવે છે.

સમુદ્રમાં માળો બાંધવાવાળાં બગલામાં આ વસ્તુ જોવા મળી આવે છે. જો કે આ જગ્યા માત્ર એક બે ફીટની જ હોય છે છતાં તેની આસપાસ બીજી બગલાની જોડી માળો બાંધી શકતી નથી.

ગાયક પક્ષીઓમાં સૌથી મોખરે આવે તેવાં પક્ષી દયૈડ, શામા, કસ્તુરા અને એવાં બીજાં ઘણાંની ગણતરી થાય. આપણે જોયું કે આ ગાન તેઓએ બાંધેલી જગ્યાની ચોકી કરવા પાછળ લલકારવું પડે છે અને એ ઉપરાંત સુમધુર કંઠથી માદામાં કામ ઉત્પન્ન કરે છે. આ ગાનની મજા આપણે માણવી હોય તો સવાર સાંજ બાગ બગીચા અને વાડી કોરામાં જવું જોઈએ. માદા ગાન સાંભળવામાં તલ્લીન થઈ જાય કે તરત જ નર ગાન લલકારતો તેની પાસે ઊડીને આવે છે અને માદા નરને પાસે આવેલો જોઈ ચોંકી જાય અને ભાગવા માંડે તે પહેલાં તો નર તેનો રસ્તો રોકી લે છે અને નર પાસે આવી પોતાની પાંખોને ઢીલી છોડી પૂંછડી પરનો પંખો કરી એક જાતનું નૃત્ય કરે છે. આવા નૃત્ય જોવાં એ પણ એક અણુમોલ લહાણ છે. નર અને માદા બન્ને એક થાય છે.

આપણો લીલો પોપટ પણ માદાને રીઝવવા માટે કેવા દિલચસ્પ ચાળા કરે છે કે જો નિરાંતે જોવા મળી ગયું હોય તો મનમાં જ બોલી નાખીએ કે "હવે તો બહુ કરી" પોપટનો સંવનન કાળ જાન્યુઆરી ફેબ્રુઆરી જે વખતે તેનાં નર માદા ઊડીને વૃક્ષની એક ડાળી ઉપર આવી બેસે અને જેવો નર સંવનનની શરૂઆત કરે કે પોતાને આવા ચાળામાં જરાય રસ નથી એમ બતાવી માદા બીજી ડાળે જઈને બેસે, પણ મસ્તીના ઘેનમાં ચકચૂર નર તેની પાછળ જઈ બેસે અને ધીમે ધીમે માદાની પાસે જાય.

આગળ આવી માદાને ચાંચથી અડકે. આમ અડકયા પછી માદા કાંઈ ઊડવાનો વિચાર ન કરે એટલે નર તેની ચાંચ માદાની ચાંચ આગળ લઈ જાય. અને ચુંબન કરે. આ ચુંબન થયા પછી નર સમજે છે કે મારો સ્વીકાર થયો. પછી તો તેણે ખાધેલો ખોરાક પોતાના પેટમાંથી કાઢી માદાને ખવડાવવો શરૂ કરે છે.

★

ઊગતી પેઢીના જીવનઘડતરનું
મહાન પુરુષોના જીવન ચરિત્રોનું
એક મહત્ત્વનું નવું પુસ્તક

**કિમિયાગરો**

લેખકઃ યશોધર મહેતા

મૂલ્યઃ અઢી રૂપિયાઃ રજિ. ટ. ખ. આઠ આના

**ભારતી સાહિત્ય સંઘ લિ૦ : ગાંધી માર્ગ : અમદાવાદ ૧**

# બુઝર્ગ ખેડૂત સંશોધક

બોરીસ પ્લેતોનોવ

> જીવનની સો–સો વસંતો વટાવી ચુકેલો બુઝર્ગ ખેડૂત અને લુહારી કામનો જાણકાર કારીગર પોતાનાં કામને મદદગાર બનતાં યંત્રોની શોધખોળ કરતો રહે એ આપણો ખેતીપ્રધાન દેશ હોવા છતાં અજ્ઞાનતા અને ધગશને અભાવે ન સમજી શકે—ન જાણી શકે. આ વયોવૃદ્ધ સંશોધક આપણને આંગળી ચીંધે તો ય પૂરતું છે.

આઝરબૈજાનનાં માગામલાર ગામડાંની ચોપાસ ફળોદ્યાનો અને બદામોનાં ઝૂંડો ઝળુંબી રહ્યાં છે. હાઈડ્રો ઈલેક્ટ્રીક સ્ટેશનની નજીકનાં એક ઘરમાં ગામનો લુહાર મહમદ આન્દીયેવ રહે છે.

આન્દીયેવનાં જીવનનાં સો વર્ષોમાંથી ૬૫ જેટલાં તો વખા ને ગરીબીમાં જ ગુજર્યાં હતાં. બાપદાદાઓના કસબનો વારસદાર આ કાબેલ હુન્નરી લુહાર રશિયન ક્રાંતિ પહેલાં ભયંકર ગરીબીમાં જીવતો હતો. આન્દીયેવના હાથમાં સુંદર અને પાણીદાર કોકેશસીઅન ખંજર બનાવવાનો હુન્નર હતો, પરંતુ એને તો મોટેભાગે લાકડાના ભારે હળમાં લોખંડના ફળાં ને ચાપડા જડવાનાં હતાં. અગર તો પોતાના જેવા જ ગરીબ કિસાનો માટે અણઘડ નાળો ઘડવાની હતી.

આજથી વીસ વર્ષ પહેલાં આન્દીયેવ ગામડાંના બીજા રહેવાસીઓએ ઊભાં કરેલ સહિયારાં ખેતરમાં ૮૧ વર્ષની ઉમ્મરે જોડાયો હતો. એનાં પોતાનાં અને આજુબાજુનાં સહિયારાં ખેતરોમાં કિસાનોની મહેનતને હળવી બનાવતાં ટ્રેક્ટરો અને બીજાં યંત્રો આવ્યાં. સહિયારાં ખેતરમાં તેમજ સોવિયેત સંઘની તમામ સહકારી ખેતી સંસ્થાઓમાં ખેતર પરતું તમામ કામ યંત્રોથી થતું હતું. છતાં એક વસ્તુ હજી બાકી રહેતી હતી જેમાં શારીરિક શ્રમ વગર ચાલતું નહોતું. એ હતું બદામની કાચલી પરથી લીલી છાલ સાફ કરવાનું. એ કામ બહુ મહેનત માગી લે છે. એક માણસ હાથે કામ કરીને કલાકમાં ચારથી ૭ કિલોગ્રામથી વધારે બદામ સાફ કરી શકે નહી. એકલું વોરોશિલોવ સહિયારૂં ખેતર જ તેની બદામની ફસલ સાફ કરવામાં સરેરાશ ૭૦૦ કલાક જણ દીઠ ગાળે છે. એટલે સોવિયેત સંઘના કેક પાસ્ત્રીના ઉદ્યોગને બદામ પૂરી પાડતાં મુખ્ય પ્રજાસત્તાક આઝરબૈજાનનાં બધાં સહિયારાં ખેતરો આ કામ પાછળ કેટલી મજૂરી ને સમય ખગાડતાં હશે એ કલ્પવું મુશ્કેલ નથી. આઝરબૈજાનમાં માઈલોના માઈલો સુધી બદામનાં ઝુંડો અને બાગો ફેલાયેલા છે. દર વર્ષે સારી ફસલ ઉતરે છે. દાખલા તરીકે વોરેશિલોવ સહિયારાં ખેતરે ગયા વર્ષે રાજ્યને ૩૫ ટન બદામ વેચી હતી.

મહમદ આન્દીયેવે, આ બદામો સાફ કરી આપે એવું એક યંત્ર ગોતી કાઢવાનું નક્કી કર્યું. એણે કેટલાંક વરસો સુધી લાગલગાટ આ શોધ પાછળ કામ કર્યા કર્યું. સહિયારાં ખેતરના વ્યવસ્થાપકો અને કારાતલી શહેરનાં એક કારખાનાંએ આન્દીયેવને ટેકો આપ્યો. નિષ્ણાતોએ તેને ટેકનિકલ સલાહ આપી અને કારખાનાંએ સાધન સામગ્રી પૂરાં પાડયાં. સોવિયેત સંઘની ખોરાક પ્રધાનની કચેરીને આ શોધમાં રસ પડવા લાગ્યો. શિખાઉ પદ્ધતિએ તૈયાર થયેલાં યંત્રના નકશા તૈયાર કરીને લેનિનગ્રાડનાં એક યંત્ર બનાવતાં કારખાનાંને મોકલવામાં આવ્યા. ત્યાં નમૂનાનાં બે યંત્રો બનાવવામાં આવ્યાં.

૧૯૫૧માં એનો પ્રયોગ થયો. તેણે ઝળકતાં પરિણામો દેખાડયાં. વીજળીથી ચાલતાં એ યંત્રે કલાકના ૬૦૦ કિલોગ્રામ જેટલી બદામ સાફ કરી આપી. એક યંત્રે ૧૦૦–૧૨૦ મજૂરોનું કામ કરી દીધું. આ યંત્રથી માત્ર કિસાનોની સખત મહેનત ટળી છે એટલું જ નથી પરંતુ આઝરબૈજાનનાં સહિયારાં ખેતરોને વર્ષે વીસ લાખ રુબલનો ફાયદો થયો છે.

સોવિયેત સરકારે આન્દીયેવનાં દેશ પ્રેમથી પ્રેરાયેલાં કામની ઉચ્ચ કદર કરી. એને સ્તાલિન ઈનામ એનાયત કરવામાં આવ્યું. એ વૃદ્ધ શોધકને એના




## [૧૬] 'માઈ'

> કોઈ કોઈ માનવોમાં પણ માનવોત્તર ગુણ કે અંશ દેખાવા લાગે ત્યારે એની દિવ્યતા તો આપણુને એના પૂજક બનાવી દે છે, એવાં જ એક નિર્મળ અને પવિત્ર 'માઈ' સફરના આ હપ્તામાં લેખકને ભેટે છે ત્યારે આપણાં પણ આદરમાન માગી લે છે.

**આ** સૃષ્ટિમાં સ્ત્રી એક અદ્‌ભૂત સર્જન છે. પ્રકૃતિનાં સમસ્ત લક્ષણો અને ગુણ સ્ત્રીમાં સમાયાં છે. શક્તિની બધી ગતિઓ, ક્રિયાઓ અને પરિણામોનું સારરૂપ દર્શન તે સ્ત્રી. "જ્યાં જ્યાં સ્ત્રી પૂજન ત્યાં ત્યાં દેવતાઓનો વાસ." મહાન મનુનો આ બોધ છે અને એ બોધ વેદથી માંડીને પુરાણો સુધી ગવાતો આવ્યો છે. ત્યારે નારી પૂજાતી હતી. જ્યારથી એ બોધ ભૂલાયો ત્યારથી નારી પગની જૂતી બની અને આપણે દરિદ્રી થયા.

સ્ત્રીઓ ભુલાઈ ન જાય કે પોતે મહાન છે. મહાન હતી પણ અત્યારે એ મહાનતા ઓસરી ગઈ છે. પુનઃ પ્રતિષ્ઠા માટે વાતાવરણમાં ગતિ ઉત્પન્ન થઈ ગઈ છે. અમેરિકા અને યુરોપમાં તો એ ગતિ ઘાટ ઘડવા માંડી છે. ભારતમાં તો એ ગતિને ઠરવાનું એક માત્ર ઠામ છે. અહીંથી એ મહાશક્તિનાં દર્શન અને નિરુપણ થયાં છે. અહીં જ એ ત્રિગુણાત્મિકા મહામાયાનાં વર્ણનો ગવાયાં છે. એની મહાનતાનાં એ વર્ણનો સમજવા જતાં સમાધિસ્થ બની જવાય છે.

શબ્દાત્મિકા સુવિમલર્ગ્યજુષાં નિધાન,
મુદ્‌ગીથ રમ્ય પદ પાઠવતાં ચ સામ્નામ્.
દેવિ ત્રયિ ભગવતિ ભવ ભાવનાય.
વાર્તા(ઽ)સિ સર્વ જગતાં પરમાર્તિ હંત્રી.

સ્ત્રીને તમારી મલિનતાનું સાધન ગણવું ભૂલી જાઓ, પછી એને જુઓ. એ બહેન છે, મા છે, ભાવી છે, મારી છે, પત્ની છે, સેવિકા છે, અને ઘણું છતાં એ પુરુષની દાસી બને છે. એમાં એની મહાનતા છે. પુરુષની અર્ધાંગિની બનીને એને પડછાયે ચાલવામાં સ્ત્રી પોતાને બડભાગી માને છે. એ એનું અર્દ બને છે. એ એનું જીવન છે. એમાં એનો વૈભવ છે.

---

ગામ ભાઈઓએ દિલથી અભિનંદનો આપ્યાં. હજી એના પર દરરોજ અભિનંદનના સંખ્યાબંધ કાગળો અને તારો આવે છે. સોવિયેત અખબારોમાં એના વિષે લેખો અને એની છબી પ્રકટ થઈ રહ્યા છે.

મહમદ આન્દીયેવ કહે છે કેઃ 'આ ધરતી પર મેં ઘણાં વર્ષો કાઢયાં છે, પરંતુ આજના દિવસોથી વધારે સુખી દિવસો મેં દીઠા નથી. સોવિયેત સંઘમાં સામાન્ય સાદા માનવીની મહેનત તરફ બધે જ આદર અને સન્માન જોવા મળે છે. મને ઈનામ મળ્યું છે તે બદલ મને દિલના શબ્દોથી આભાર માનવાનું તો મન છે જ પરંતુ હું તો યંત્રીકરણમાં એક નવો ફાળો આપીને મારો આભાર પ્રગટ કરવા માગું છું. આ વખતનો ફાળો તંબાકુ ઉદ્યોગ માટે છે. અત્યારે હું તંબાકુનાં પાનના તાંતણા કરી આપે એવાં યંત્રની શોધ માટે કામ કરી રહ્યો છું.'

[તારા]







પુરુષોમાં સ્ત્રીના જેટલા ગુણો હોત તો એણે કોણ જાણે શું ય કર્યું હોત. કોઈ સ્ત્રી પુરુષ સમોવડી બને છે, ત્યારે એની ભયંકરતાને કોઈ ડારી નથી શકતું. પુરુષ સ્ત્રીપણું ધારણ કરે ત્યારે!

પ્રકૃત્તિ એટલે સ્ત્રી અને પુરુષ એટલે નર. સમસ્ત પ્રકૃતિના બીજ રૂપ ગુણો સ્ત્રીમાં છે અને પુરુષના બધા ગુણો નરમાં છે. એ મહાગુણોનું રૂપક શિવ અને પાર્વતી, વિષ્ણુ અને લક્ષ્મી. એ કોઈ માનવ પૂતળાં નથી.

પ્રકૃત્તિ ગતિમાન છે, પુરુષ સ્થિર-જડ છે.

અહીં જવાલાજીમાં એવી એક જગદંબાનાં મેં દર્શન કર્યાં.

"હમ ઓર કિસી સાધુ બાવાકો યહાં નહિ બેઠાતી" આ એના શબ્દો વિવેકના બોલમાં નહિ પણ દૃઢતાના આવેશમાં બોલાયા હતા.

આ બંગાળી બાનુ મને આટલો સંમાનિત શા માટે ગણતાં હશે તે હું સમજી શક્યો ખરો. મારા આંતર્ભાવો અને અન્યના મનોભાવને વાસ્તવિક રીતે સમજવાનો હું કેટલાક સમયથી અભ્યાસ કરતો હતો. હુંપણું એ તો સમસ્ત સૃષ્ટિનું જીવન બીજ છે. એ અહંની વિશાળતા બ્રહ્મજ્ઞાન પ્રગટાવે છે અને અહંનું સંકુચિતપણું મહા અનર્થ જન્માવે છે. સંકુચિત અહંથી કોઈ પોતાને જુએ તો પોતાનું મૂળ સ્વરૂપ જોઈ શકાતું જ નથી. ત્યાં આડંબર આડે આવીને ઊભો રહે છે.

આ બંગાળી બાઈ સાથે વાતો કરતાં મને મારું અને એ પવિત્ર બાઈનું સ્વરૂપ સમજાયું. એનું સંબોધન 'માઈ'થી કરીશ.

"આપ કહાં ઊતર્યા છો?" માઈ બોલ્યાં.

"ઠેકાણું નથી પડયું. ગોસાંઈના મઠમાં થેલો મૂક્યો છે." મેં કહ્યું.

માઈ બોલ્યાં: "અહીં આવી જાઓ. ઉપર મહાદેવજી છે. ત્યાં એક કોટડી છે. તેમાં હું રહું છું. તમે ત્યાં રહેજો, હું અહીં ચાલી આવીશ."

મારી મોટી ચિંતા આપોઆપ ટળી ગઈ. મંદિરમાં ભોજનની વ્યવસ્થા માઈએ કરી દીધી. પણ એક જ વારની. મંદિરમાં ભોગ ધરાવાતો તેમાં ભાત-દાળ, અને સાથે ચણા, ખીર વગેરે ધરાવતો. ખીર તો કોઈને જ મળતી. ભાત દાળ અને સાથે ચણા ભોજનમાં મળતા, પંડયાઓના ઘર દીઠ એક જણ એમ વારા પ્રમાણે વીશેક જણ જમતા.

હું મંદિરમાં રહેવા ચાલ્યો ગયો. માઈએ ઓરડી ખાલી કરી આપી.

માઈ બોલ્યાં: રાતે બહાર નીકળો તો જરા જોજો. વાઘ આવી ચડે છે.

મેં કહ્યું: મારી પાસે બત્તી છે.

માઈ બોલ્યાં: બત્તી ફત્તીને ભરોંસે રહેશો નહિ.

આમ કહી માઈએ એક પોતાની જ વાત કહી.

પોતે એક ગલુડિયું પાળેલું. રાતે રોજ એને દૂધ પાતાં. એક દિવસે અંધારિયાની રાતે દૂધ પાવા બેઠાં: આંગણામાં ફાનસ મૂક્યું. થાળીમાં દૂધ છે. ગલુડિયું દૂધ પીએ છે અને માતાજી પાસે બેઠાં છે. મહાદેવજીના આંગણાથી ઉત્તર બાજુ પહાડની ઊંચાઈ આવેલી છે. દશેક ફૂટની ઊંચાઈવાળો ભાગ દીવાલ પેઠે ચણી લીધો છે. ત્યાંથી એક વાઘે કૂદકો માર્યો. દૂધ પીતાં ગલુડિયાને મોંમાં પકડયું. માતાજી તો એકાએક આવી પડેલા વાઘને જોતાં જ ચમકી ગયાં. વાઘ છે, એવું લાગતાં જ પાસે પડેલું ફાનસ લઈને વાઘ ઉપર ફેંક્યું. તે પહેલાં તો વાઘ એક જ તરાપે ઊંચાણુ ચડતો નાસી ગયો.

મંદિરમાં જતાંની સાથે મેં કેટલાક ફૂલ છોડની માવજત આરંભી દીધી. બાદશાહ અકબરે બંધાવેલું ઝરણ અહીંથી નીચે જાય છે. હવે એ ઝરણને લોખંડના નળમાં વાળી લીધું છે. ઝરણના મુખ આગળ ટાંકી બાંધી છે. એમાં નળ ગોઠવીને, જળ દ્વારા પાણી મંદિરમાં પહોંચાડાય છે. આ નળનું પાણી અહીં પણ આવતું હતું. પાસે જ થોડી માટીવાળી જમીન હતી. તેમાં રાતી, સફેદ અને પીળી કરેણો હતી. પોષણના અભાવે એ કરમાતી હતી. મેં પાણી પાઈને ક્યારા




બનાવ્યા. અડવાડિયામાં તો જૂમખે જૂમખાં ફૂલ ખીલી ઊઠ્યાં.

માતાજી સવાર અને સાંજ આવતાં. મહાદેવજીની પૂજા કરતાં અને પોઠિયાને ઓટલે બેસી મારી સાથે થોડી વાત કરતાં. કોઈ વાત ઉપાડીને મને બોલવા દેતાં. અને સાંભળીને મારું હીર પારખવાનો તેમનો પ્રયત્ન પોતાને મૌન રાખતો. હું ક્યારેક ઉત્સાહથી તો ક્યારેક શાંતિથી મારા હૃદયંગમ વિચારો કહી નાખતો.

એક દિવસ સવારમાં કોઈ વૃદ્ધ માણસ આવ્યા. સીધા મારી ફૂલવાડીમાં ઘૂસી ગયા. તેમને મેં જોયા. પ્રથમ તો ધાર્યું કે મારી મહેનતનું પરિણામ જોવા જતા હશે.

પણ મેં જોયું કે એ તો ફૂલ તોડી રહ્યા છે. બે ચાર ફૂલ તોડ્યાં હશે કે મેં બૂમ પાડી. તે સાથે દોડીને નજીક પહોંચ્યો.

વૃદ્ધ બોલ્યા : જાણે કોઈની હત્યા કરી નાખતો હોઉં, એવી બૂમ કેમ પાડો છો ?

મેં કહ્યું: કૃપા કરી ફૂલ ન તોડશો.

વૃદ્ધ : ફૂલ તો જગદંબાની સેવા માટે તોડવાનાં છે.

મેં કહ્યું : એને છોડ પર જ રહેવા દો અને જગદંબાને જોવા દો કે કેવાં સુંદર ફૂલ પ્રસન્નતાના રંગ ચમકાવી રહ્યાં છે!

વૃદ્ધ બોલ્યા: ફૂલ તો દેવતાને ચડાવવા માટે જ ખીલે છે ફૂલની બીજી જરૂર જ નથી.

આમ કહીને વૃદ્ધ ફૂલ ચૂંટવા ગયા. હું જઈને ઝપાટાથી આડો ફરી વળ્યો.

"નહિ તોડવા દે."

"ના."

"હટી જા."

"હટીશ નહિ અને ફૂલ તોડવા નહિ દઉં."

વૃદ્ધ ચીડાઈ ગયા. મને ધક્કો મારીને દૂર હટાવવા ગયા, ક્રોધમાં રાતાપીળા થઈ ગયા. ક્રોધીઓના હોવા જોઈએ એવું જ શરીર એમનું સૂકલકડી પણ ભારે તીખું. મેં એમના હાથ પકડી લીધા.

હસતાં હસતાં મેં કહ્યું : "આપ વૃદ્ધ છો, મારા માટે આદરણીય છો, નહિ તો એક ધક્કે પાડી દઉં."

"તું પાડી દે ?"

"હાજી."

"જોઉં છું."

જાણે કે મારી સામે મોરચો માંડવા કોઈ સેના લેવા જતા હોય તેમ ચાલ્યા ગયા. જઈને માતાજીને ફરિયાદ કરી. માતાજી આવ્યાં. મને વાત પૂછી.

મેં કહ્યું: ફૂલ અને ફૂલ છોડ મને અતિપ્રિય છે. ફૂલ એ ઈશ્વરી સૌંદર્યની છેલ્લી છટા છે. ફૂલ એ વૈભવનું પ્રતીક છે. માટે દેવતા એને ચાહે છે. પરંતુ ફૂલ એટલે સર્વત્ર જીવનમાં આદર્શનું પ્રતીક બનાવીને દેવતાઓ ફૂલને પ્રિય ગણ્યું છે. ફૂલ એટલે નિર્મળતા; કોમળતા, સૌંદર્ય અને કલા, ત્યાં મધુર સુગંધ ત્યાં મીઠું મધુ, ત્યાં આહ્‌લાદક વાતાવરણ. દેવ કહે છે, આવું જીવન બનાવો. એ જીવન અમારે ચરણે ધરો. અમે ફૂલને જ ચાહીએ છીએ. એ ફૂલને સદા મઘમઘવા દેવાં જોઈએ. ખીલવા દેવા જોઈએ. ખીલી, સુગંધ પ્રસરાવી, મધુરતા લૂંટાવી ચૂકશે, ત્યારે એનું કર્તવ્ય પૂરું થશે અને એ જાતે કરમાઈને ખરી પડશે. તમે એનો નાશ કરનાર પાપી કોણ?

હું ઉત્તેજિત્ત બની ગયો અને માતાજી શાંત ભાવે બોલ્યાં :

"આ મારી આંગળીઓ જોઈ?"

માતાજીએ હાથનાં આંગળાં ઊંધાં કરીને આંગળીઓ લાંબી કરી વાળી. આંગળાં સીધાં નહોતાં થતાં, જરા મરડાયલાં હતાં.

માતાજી બોલ્યાં : હું સપ્તશતી શીખવા એક મહારાજ પાસે જતી. એમના આશ્રમ જેવા આંગ-





ગ્યામાં ઘણા ફૂલ છોડ હતા. મને ફૂલ ઘણાં પ્રિય અને વૈષ્ણવ એટલે ઠાકોરજીને ફૂલ ચઢાવવાં મને બહુ ગમે. ફૂલ ચુંટયા કરું, માળા ગૂંથ્યા કરું અને આખો દિવસ ફૂલ સાથે જ રમ્યા કરું તો ખાવાનું ય ભૂલી જાઉં, એટલાં ફૂલ મને પ્રિય. જ્યાંથી મળે ત્યાંથી જ ફૂલ ચૂંટીને એકઠાં કરું. ટોપલી જ ભરું, માળા ગૂંથું અને ઠાકોરજીને અર્પણ કરી આવું. વેચાતાં ફૂલ લઈને ઠાકોરજીને ચડાવવાં એ મને ગમતું નહિ. જાતે ચૂંટવાં બહુ ગમે.

હું ગુરુજી પાસે સવારમાં જાઉં. સપ્તશતીનો પાઠ લઉં. ઊઠીને આંગણાના ફૂલ છોડ પરથી ફૂલો ચૂંટું.

એક દિવસે ગુરુજી બોલ્યા : બેટા! ફૂલ મત ચુનો.

બે ત્રણ દિવસ ગુરુજીની આજ્ઞા મને રોકી રહી. જીવ ન રહ્યો. સુંદર ફૂલના ગુચ્છાએ મને વિવશ કરી મૂકી. ફૂલ ચૂંટયા અને લઈ ગઈ. બીજે દિવસે ગુરુજીએ કહ્યું : દેખ બેટા! ફૂલ દેવતાકો પ્રિય હે. ઉસે દેવતાકો અંતરિક્ષસે દેખને દો. ફૂલ મત ચૂનો.

વળી અઠવાડિયું વીત્યું : ગુરુજીની આજ્ઞામાં મને ખોટા ચીકણાવેડા દેખાયા. ફૂલ તો દેવતાને ચડાવવા માટે જ હોય. પોતાનાં ફૂલ હું ન લઈ જાઉં એ જ એક હેતુ. પંદરેક દિવસ ગુલાબનાં બે ફૂલ મને એટલાં ગમ્યાં કે વળી ઠાકોરજીને ચડાવ્યા વિના એવાં સુંદર ફૂલ વ્યર્થ જશે એમ લાગ્યું અને મેં ચૂંટી લીધાં. સામે જ ગુરુજી બેઠા હતા. વૃદ્ધ હતા. સંન્યાસી હતા. અને બૂમ પાડીને પાછી બોલાવી.

શાંતિથી ગુરુજી બોલ્યા : દેખ બેટી! ફૂલ ઈશ્વરકા અંતિમ સ્વરૂપ હે. ઉસે તોડકર ઉસ સુંદરતમ ઈશ્વરી સ્વરૂપકા નાશ મત કરો.

મેં કહ્યું: મેં તો કેવલ દેવતાકે લિયે ચૂનતી હૂં. મૈં સ્વયં કભી ફૂલ સોંઘતી ભી નહીં.

ગુરુજી બોલ્યા: દેખ બેટી, જ્યાદા નહીં કહતા. અબસે ફૂલ તોડના છોડ દો.

મારા મન પર કે સમજ પર વિશેષ પ્રભાવ ન પડયો. છતાં કેટલાક દિવસો સુધી મેં સંયમ જાળવ્યો. પણ એક દિવસે ગુલાબનું એક ફૂલ તોડી જ લીધું. ગુરુજી બહાર નીકળી આવ્યા અને ક્રોધથી બોલ્યા : તેરી અંગુલિયાં તૂટ કયોં નહિ જાતી?

અને એટલું કહેતાં જાણે એમને કંઈ દુઃખ થયું હોય તેમ મોં ફેરવીને આસન પર ચાલ્યા ગયા. મારા હાથમાંથી ફૂલ પડી ગયું. આંગળીઓમાંથી ચેતન જતું રહ્યું. જાણે લકવો મારી ગયો. હું જઈને ગુરુજીને ચરણે નમી.

ગુરુજી કરુણાભર્યા બોલે બોલ્યા: બેટી, ભૂલ હો હી ગઈ. અબસે ફૂલ તોડના છોડ દેના.

પછી તો ફૂલ તોડવાની મને અનિચ્છા થઈ આવી. ફૂલ તોડવાનું પડતું મૂક્યું. પછી સમય જતો ગયો તેમ ફૂલનું મહત્વ મને સમજાતું ગયું. આંગળીઓ ધીમે ધીમે ચેતન પકડતી ગઈ.

એક દિવસે ગુરુજીને મેં આંગળીની કઠણાઈ કહી.

ગુરુજી બોલ્યા: બેટી, ફૂલકો ન તોડનેકા રહસ્ય જ્યોં જ્યોં તુમ સમજતી જાઓગી ત્યોં ત્યોં તુમ્હારી અંગુલિયોંમેં ચેતન આતા જાયગા. માનસિક પ્રભાવસે નઈ સૃષ્ટિ ખડી હોતી હૈ. જિસ કારન યહ બાત બની હૈ, ઉસી કારનસે ઉસકા શમન હોગા.

ખરે, એમ જ બન્યું: ત્રણ ચાર વરસે મારી આંગળીઓ સીધી થઈ. છતાં આટલી અક્કડ રહી ગઈ છે. તે સાચું છે, હજી ફૂલનું રહસ્ય મારા માટે અધૂરું છે. તમને ધન્ય છે કે, તમે સ્વયં ફૂલના પૂજારી છો.

આ પ્રસંગથી માતાજી મારી સાથે ગોપનીય વાતો કરતાં થયાં.

મારા દિવસો આનંદમાં વીતતા હતા. જેઠ મહિનાની ગરમીનો જરા તાપ લાગતો ખરો પણ ઠંડી હવા એનું વારણ કરતી. આજે માતાજી આવતાં ધીમે ધીમે તેમના પૂર્વ જીવનની વાતો તેમણે કહેવા માંડી.

★

# સૌરાષ્ટ્રનું વાવેતર અને ઉત્પાદન

રતુભાઈ અદાણી

આપણો દેશ ખેતી પ્રધાન, આપણા દેશની ૮૦ ટકા વસ્તી ખેતીમાં રોકાયેલી, આપણો ખેડૂત પ્રમાણમાં સારો એવો મહેનતુ ગણાય; છતાં ખાવાના ખપ જેટલું અનાજ આપણે ઉત્પન્ન કરી શકતા નથી. સ્વરાજ્ય મળ્યાને આજે પાંચ પાંચ વર્ષનાં વહાણાં વાઈ ગયાં, છતાં આપણે અનાજની બાબતમાં સ્વાવલંબી બની શક્યા નથી. લાંબા કાળની ગુલામીએ અને પરદેશી શાસને આપણા દેશને કેટલો ચૂસી–નિચોવી નાખ્યો છે તેનો આ પુરાવો છે.

હવા અને પાણી પછી આપણા જીવનની સૌથી પ્રથમ અને મહત્ત્વની જરૂરિયાત અનાજની કહેવાય. કોઈ પણ સ્વતંત્ર દેશને અનાજ જેવી પોતાની પ્રાથમિક જરૂરિયાત માટે બીજા દેશો ઉપર આધાર રાખવો પડે એ દેશને, સ્વાધીન દેશ કહી કેમ શકાય? આપણને રાજકીય સ્વતંત્રતા મળી, પરંતુ આર્થિક દૃષ્ટિએ હજી આપણે પરાધીન છીએ.

આવી પરાધીનતા લાંબો વખત આપણને પરવડે નહિ. વહેલી તકે એમાંથી આપણે મુક્ત બની જવું જોઈએ. એથી જ તો અનાજ એ આપણા દેશનો પ્રાણપ્રશ્ન બની ગયો છે. એથી જ આપણી પાંચ વર્ષની યોજનામાં ખેતી વિકાસને સૌથી વધુ મહત્ત્વ આપવામાં આવ્યું છે. આખા દેશનું જેની તરફ ધ્યાન દોરાયું છે એ કોમ્યુનીટી પ્રોજેક્ટની યોજનાના પાયામાં પણ ખેતી વિકાસનો કાર્યક્રમ છે. આપણી બધી શક્તિ ખર્ચીને આપણે વહેલી તકે અનાજની બાબતમાં સ્વાવલંબી બનવા માગીએ છીએ.

સૌરાષ્ટ્ર મૂળથી જ અનાજની દૃષ્ટિએ ખાધવાળો વિસ્તાર રહ્યો છે. નદીઓ વહે છે, અને સૌરાષ્ટ્રની ૪૨ લાખની વસ્તી માટે જોઈતું ૪ લાખ ટન અનાજ સૌરાષ્ટ્ર ઉત્પન્ન કરી શકતું નથી. આના કારણોમાં જોઈએ તો પાંચ વર્ષ પહેલાં સૌરાષ્ટ્ર અનેક સરહદોમાં વહેંચાયેલો પ્રદેશ હતો. આજના સૌરાષ્ટ્રને ત્યારે આપણે કાઠિયાવાડ તરીકે ઓળખતા હતા. કાઠિયાવાડના બે ચાર જૂના રાજ્યોને બાદ કરીએ તો બાકીના ભાગોમાં ખેડૂતોને જમીનની બાબતમાં કોઈ સ્થિરતા કે સલામતી નહોતી. ખેડૂત પોતાનો નિર્વાહ ચલાવવા માટે જમીનમાં પોતાનો પરસેવો નિતારતો હતો પણ સ્થિરતા અને સલામતીના અભાવે એ જમીનમાં પોતાનું દિલ રેડી શકતો નહોતો, જુદા જુદા રજવાડાઓ અને જુદી જુદી સરહદોને કારણે ખેતીવિકાસની કોઈ સળંગ યોજના હાથ ધરી શકાતી નહોતી. કુદરતી સાધનોનો સમગ્ર સૌરાષ્ટ્રની દૃષ્ટિએ ઉપયોગ કરવાનો કાર્યક્રમ કોઈથી વિચારી શકાતો નહોતો. જૂના ગોંડલ જેવા એકાદ બે રાજ્યની જમીનને બાદ કરીએ તો બાકીની જમીન કેળવવાને બદલે કસની દૃષ્ટિએ દિવસે દિવસે ઘસાતી જતી હતી—ધોવાતી જતી હતી. અનાજને માટે કાઠિયાવાડને કાયમ બહાર હાથ લંબાવવો પડતો હતો.

આ થઈ, ગઈ કાલના ૨૦૨ રજવાડી સીમાડાઓમાં વહેંચાયેલા કાઠિયાવાડની વાત. ૨૦૨ સરહદોમાં વહેંચાયેલા કાઠિયાવાડમાંથી પાંચ વર્ષ પહેલાં સૌરાષ્ટ્રનો જન્મ થયો; પણ જન્મની સાથે અનાજની અછત એને વારસામાં મળી. આ અછત ટાળીને અનાજની બાબતમાં સ્વાવલંબી બનવું એ આજના સૌરાષ્ટ્રનો મુદ્દાનો પ્રશ્ન અને મહત્ત્વનો કાર્યક્રમ છે.

સૌરાષ્ટ્રમાં કુલ્લે ખેડવાણ જમીન ૭૦ લાખ એકર છે, એમાંથી ૬૦ ટકા જમીન એટલે ૪૨ લાખ એકર જમીનમાં અનાજનું વાવેતર થાય છે. આ ૪૨ લાખ એકરમાંથી ૨૦ લાખ એકરમાં બાજરી, ૧૭ લાખ એકરમાં જુવાર, ૩ લાખ એકરમાં ઘઉં અને ૧ લાખ એકરમાં ડાંગરનું વાવેતર થાય છે. આ બધા વાવેતરને પરિણામે સૌરાષ્ટ્ર દર વરસે ૩ લાખ ટન અનાજ ઉત્પન્ન કરી શકે છે. આ આંકડાઓ મુજબ સૌરાષ્ટ્રની એકર દીઠ સરેરાશ નીપજ ૪ મણની થઈ.

સૌરાષ્ટ્રની વસ્તી ૪૨ લાખની. આંકડા પ્રમાણે સૌરાષ્ટ્રને દર વરસે ૪ લાખ ટન અનાજ જોઈએ. સૌરાષ્ટ્રનું નામ અછત વિસ્તારની યાદીમાંથી કાઢી નાખવા માટે સૌરાષ્ટ્રે વરસે ૧ લાખ ટન વધુ અનાજ ઉત્પન્ન કરવું જોઈએ.





સૌરાષ્ટ્રની ખેડવાણુ જમીનમાંથી અનાજના વાવેતર નીચે જે ૪૨ લાખ એકર જમીન છે એ સરેરાશ એકરે ૪ મણુની નીપજ આપે છે એને બદલે એકરે સવા પાંચ મણુની નીપજ આપે તો સૌરાષ્ટ્રની અનાજની અછત ટળી જાય. બીજી રીતે કહીએ તો સૌરાષ્ટ્રની કુલ ખેડવાણુ જમીન ૭૦ લાખ એકર છે. એ જમીન સરેરાશ સવા ત્રણુ મણુ આનાજની નીપજ આપે તો સૌરાષ્ટ્રને ખપ જોગું અનાજ મળી રહે. આંકડાની દ્રષ્ટિએ સૌરાષ્ટ્રમાં એક લાખ મણુ અનાજ વધુ ઉગાડી લેવું એ કેટલું સહેલું લાગે છે! ટેબલ ઉપર બેસીને કાગળ ઉપરથી યોજનામાં તો સૌરાષ્ટ્રને ઘડીના છઠ્ઠા ભાગમાં માત્ર સ્વાવલંબી જ નહિ પણુ ધનધાન્યથી છલકાતો પ્રદેશ બનાવી શકાય. અનાજ વધુ ઉગાડવામાં કેવળ યોજના કે ટેબલ ઉપરનો પરિશ્રમ ખપ આવતો નથી. યોજના જરૂરી છે પણુ વિશેષ જરૂરી છે સમજણુપૂર્વકના સહિયારા પુરુષાર્થની. સૌરાષ્ટ્રને દર વરસે એકાદ લાખ ટન જેટલા અનાજની ખેંચ પડે છે અને એટલું અનાજ બહારથી લાવવાનો પ્રબંધ કરવો પડે એ હકીકત છે. આંકડામાં આ ખાધ પૂરી લેવી અને ૧ લાખ ટન અનાજ વધારે ઉગાડી લેવું સહેલું લાગે છે પરંતુ સૌરાષ્ટ્રની ધરતીમાંથી ખરેખર ૧ લાખ ટન વધુ અનાજ ઉગાડી લેવું એટલું સહેલું નથી. એને માટે સખત પરિશ્રમની જરૂર છે.

છેલ્લા પાંચ વર્ષમાં સૌરાષ્ટ્રની સરકારે આ દિશામાં ઠીક ઠીક પ્રયત્નો કર્યા છે અને ખેતી વિકાસના કાર્યક્રમને ખૂબ મહત્વ આપ્યું છે. એનો આછો ચિતાર આપવાનો પ્રયત્ન કરૂં.

સૌરાષ્ટ્રની ખેડવાણુ જમીનનો મોટો ભાગ સુકી ખેતી નીચે છે. ૧૨ લાખ એકર જમીનમાંથી ચારેક લાખ એકરમાં પિત્ત થાય છે. બાકીની જમીન માટે ખેડૂતે વરસાદ ઉપર આધાર રાખવાનો રહે છે. વરસાદની અનિયમિતતા અને સામાન્ય રીતે દર ત્રણુ ચાર વરસે એક નબળું વરસ, એટલે કેવળ સુકી ખેતી ઉપર આધાર રાખી શકાય નહીં. કુવા, તળાવ અને નહેર દ્વારા જમીનને પાણી પૂરું પાડી પિત્તનું વાવેતર વધારવું જોઈએ. આ દ્રષ્ટિએ સૌરાષ્ટ્ર સરકારે જળસિંચનની યોજના હાથ ધરી છે. આ યોજના ત્રણુ ભાગોમાં વહેંચાયેલી છેઃ—

૧ મોટા બંધ બાંધી નહેર વાટે પાણી પૂરું પાડવું.
૨ કુવાઓ વધારવા.
૩ નાના નાના બંધ બાંધવા અને તળાવ ગળાવવા.

મોટા બંધની વાત કરૂં તો સૌરાષ્ટ્રમાં શ્રી રાજાજીના શુભ હસ્તે ૧૯૪૮ના ઑકટોબરમાં મચ્છુ નદીના બંધનો પાયો નંખાયો. અને ત્યાર પછી સૌરાષ્ટ્ર સરકારે બીજા ૬ મોટા બંધના કામ હાથ ધરવામાં આવ્યા છે. આ સાત કામોમાંથી રંગોળાનું તળાવ તથા ભીમડાદ અને ધીના બંધ પૂરા થઈ ગયા છે. બ્રાહ્મણીનો બંધ આવતે વરસે પૂરો થશે. મોજ અને આજીના બંધ બે વરસમાં પૂરા થઈ જશે. આ ઉપરાંત સુરજવડી, જોતપુરી, ચોરવડલા અને સોનયતિયાના મોટા તળાવો તૈયાર થઈ ગયા છે. આવતે વરસે આ જળાશયોનું પાણી ખેતરોને મળવું શરૂ થશે. કુલ ૪ કરોડ રૂપિયાને ખર્ચે થતી આ જળસિંચનની યોજનાથી ૯૬૦૦૦ એકર જેટલી જમીનને નહેરો વાટે પાણુ આપી શકાશે.

મોટા બંધો પછી બીજો કાર્યક્રમ આવે છે કુવાનો. પહોંચતા ખેડૂતો તો ખેતીના વિકાસ માટે પોતાની જમીનમાં કૂવો ગળાવી લે છે, પરંતુ સૌરાષ્ટ્ર સરકાર તરફથી દર વરસે ૨૦૦૦ નવા કૂવાઓ માટે લોન અને સહાય તથા ૨૦૦૦ જૂના કૂવાઓ સમારવા માટે સહાય આપવામાં આવે છે. આ યોજના મુજબ નવો કૂવો ગાળનારને રૂ. ૧૨૦૦ સુધીની તગાવી ધીરવામાં આવે છે જેમાંથી ત્રીજા ભાગની રકમ એટલે કે રૂ. ૪૦૦ સહાય તરીકે છેલ્લે માંડી વાળવામાં આવે છે. આ યોજના મૂજબઃ—

૧૯૪૯—૫૦ માં નવા કૂવા ૨૦૦૦ અને જૂના કૂવા ૧૪૦૦

૧૯૫૦—૫૧ માં નવા કૂવા ૨૫૦૦ અને જૂના કૂવા ૧૮૦૦



૧૯૫૧–૫૨ માં નવા કૂવા ૪૦૦૦ અને જૂના કૂવા ૩૫૦૦ મળી અત્યાર સુધીમાં ૧૫૨૦૦ કુલ કૂવા તૈયાર થયા. ખેડૂતોએ પોતાની મેળે ગાળેલા કે બંધાવેલા કૂવા વધારામાં.

પંચવર્ષીય યોજનામાં પણ દર વરસે ૨૦૦૦ નવા અને ૨૦૦૦ જૂના કૂવા વધારતા જવાનો કાર્યક્રમ છે. ટોટાથી, બોરીંગ મશીનથી અને એર કોમ્પ્રેસર મશીનથી કૂવા ગાળવામાં ખેડૂતોને ખાતા તરફથી સહાય આપવામાં આવે છે. ઝાલાવાડ, જ્યાં પાણીની ભારે અછત છે ત્યાં પાતાળકૂવા કરવાની શરૂઆત કરવામાં આવી છે. બે ત્રણ ઠેકાણે આવા પાતાળકૂવા સફળ પણ થયા છે. અને એ કાર્યક્રમ આગળ ચાલી રહ્યો છે.

જળસિંચનની ત્રીજી યોજના છે નાના નાના બંધો બાંધી નદીઓના વહી જતા પાણીને રોકી ઠેર ઠેર જળાશયો તૈયાર કરવા. આ ઉપરાંત જૂના તળાવો ઊંડા ખોદાવવા કે નવા તળાવો ગળાવવા. ચાલુ સાલે દુષ્કાળ હોઈ, રાહત કાર્ય તરીકે સંખ્યાબંધ નાના તળાવોનું કાર્ય કરવામાં આવ્યું છે. દરેક જિલ્લામાં સમાહર્તાના પ્રમુખપદે એક સમિતિ નીમી એના હસ્તક આ કામ સોંપવામાં આવેલ છે. પંચવર્ષીય યોજનામાં આવા નાના મોટા ૧૭૫ કામો કરવાના છે. છેલ્લા બે વરસથી આ યોજનાના પરિણામે ૯૦૦૦ એકર જમીનને સારો એવો લાભ મળવો શરૂ થયો છે.

જળસિંચનની યોજનાઓ હાથ ધરી છે, એને પૂરી થતા થોડો સમય પણ લાગશે. આ બધી યોજનાઓ પૂરી થયે હજારો વીઘાં જમીન ઉપર એક યા બીજી રીતે પાણી ફરતું હશે. અને આજે સુકા, ખાવાં ધાતા ખેતરો લીલી વાડીઓમાં ફેરવાઈ જશે. પરંતુ આ પછી પણ સુકી ખેતી નીચે મોટા ભાગની જમીન રહેશે. સુકી ખેતીમાં પણ એને માટે નીચે મુજબ કાર્યક્રમ અમલમાં લાવવાનો પ્રયત્ન ચાલી રહ્યો છેઃ—

૧. જમીનના ધોવાણ સામે રક્ષણ.
૨. ઊંડી ખેડ.
૩. સાફ બિયારણ.

(૧) જ્યારે આપણે ત્યાં ધોધમાર વરસાદ પડે છે ત્યારે વરસાદનું પાણી આપણા ખેતરને ધોઈને નદી નાળા વાટે દરિયામાં ચાલ્યું જાય છે. આ ધોવાણ અટકાવવા માટે જ્યાં જ્યાં ખેતર ધોવાતું હોય ત્યાં પાળા બાંધવા એ બહુ જરૂરી છે. આને માટે સરકારે શરૂઆતમાં પાળા બાંધનાર ખેડૂતને સહાય આપી હતી. આજે હવે પ્રચાર અને શિક્ષણ દ્વારા આ કાર્યક્રમ આગળ વધી રહ્યો છે. આજે સૌરાષ્ટ્રમાં ટ્રેઈન કે બસ દ્વારા પ્રવાસ ખેડનાર કોઈ પણ પ્રવાસી આસપાસના ખેતરો ઉપર નજર નાખે તો સૌરાષ્ટ્રનો ખેડૂત પોતાના ખેતરને આબાદ બનાવવા માટે, એનું ધોવાણ અટકાવવા માટે પાળા બાંધવામાં કેવી મહેનત કરી રહ્યો છે એ તુરત નજરે પડશે. આ ઉપરાંત લાખોને ખર્ચે જમીનસુધારણાની યોજનાનો અમલ થઈ રહ્યો છે.

(૨) બીજો પ્રશ્ન છે ઊંડી ખેડનો. કેટલાક ભાગોમાં વરસાદનું પ્રમાણ ઘણું ઓછું છે. પરંતુ ઓછા વરસાદે પણ પૂરતો લાભ ઉઠાવવો હોય તો ખેતરનું ધોવાણ અટકાવવા માટે પાળા બાંધ્યા પછી જમીનમાં ઊંડી ખેડ કરવાની રહે. ઊંડી ખેડથી વરસાદનું પાણી સંઘરી રાખવાની શક્તિ વધે છે. તદુપરાંત લાંબા વખત સુધી જમીન ભેજ સંઘરી રાખી શકે છે.

ઊંડી ખેડ માટે સૌરાષ્ટ્ર સરકારના ખેતીવાડી ખાતાએ ટ્રેક્ટરો વસાવ્યા છે. એકરના રૂા. ૧૫ લઈને ખેડૂતોને જમીન ખેડી આપવામાં આવે છે. વરસોથી કજ્જાડ બની ગયેલી કે પડતર જમીન ખેડવામાં આ ટ્રેક્ટરો ઉપરાંત સહકારી મંડળીઓને અને વ્યક્તિગત ખેડૂતોને પણ હપ્તાથી ટ્રેક્ટરો આપવામાં આવ્યાં છે. ટ્રેક્ટર ઉપરાંત લોઢાના હળનો પણ ઠીક ઠીક પ્રચાર વધતો જાય છે.

(૩) ત્રીજો પ્રશ્ન છે સારા બિયારણનો. ખેડૂતોએ પોતે જ આવતા વરસ માટે સારું બી સંઘરી રાખવું જોઈએ. પણ હજી બધા ખેડૂતોમાં એ દૃષ્ટિ આવી નથી. નબળા બિયારણને કારણે આપણે ઘણો મોટો





ફટકો સહન કરીએ છીએ. સહકારી મંડળીઓ અને પંચાયતો આ દિશામાં ધ્યાન આપી રહી છે. ચાલુ બી ઉપરાંત સુધરેલું નવું બી, ખેતીવાડી ખાતા મારફત પહેલાં પોતાના પ્રયોગક્ષેત્રમાં અજમાવ્યા બાદ ખેડૂતોને આપવામાં આવે છે. આને માટે ખેતીવાડી ખાતા મારફત પ્રયોગકેન્દ્રો ચલાવવામાં આવે છે. બે વરસ પહેલાં ઘઉંનું ૪૦૦ મણ બી આયાત કરી, એનો પ્રયોગ કરી ખેડૂતોને આપવામાં આવ્યું. લોકોને એ બી ગમ્યું. ૫દર દિવસ પાક વહેલો આવે અને ગેરૂનો ભય નહિ. લોકોએ આ બી આવકાર્યું. ગઈ સાલ ખેતીવાડી ખાતા મારફત એ જ ઘઉંની જાતનું ૨૦૦૦ મણ જેટલું બિયારણ ખેડૂતોને આપવામાં આવ્યું. આ ઉપરાંત મગફળી, કઠોળ, તેલીબિયાં વ. ના પ્રયોગો આજે ખેતીવાડી ખાતાના પ્રયોગ કેન્દ્રોમાં ચાલે છે. અને જે બી સૌરાષ્ટ્રની જમીનને ફાવી જાય અને લાવી જાય એનો ખેડૂતોમાં પ્રચાર કરવામાં આવે છે.

આ કાર્યમાં ખેતીવાડી ખાતાના પ્રચાર કેન્દ્રો અને અધિકારીઓને મદદ માટે સૌરાષ્ટ્રના દરેક તાલુકામાં એકેક આદર્શ ખેડૂતની યોજના રાખવામાં આવી છે. આવી રીતે પસંદ થયેલ આદર્શ ખેડૂતે પોતાની જમીન ઉપર ખાતાની સૂચના મુજબ પ્રયોગ કરવાના હોય છે, અને એનો પ્રચાર કરવાનો હોય છે. આજે લગભગ દરેક તાલુકા કે મહાલ દીઠ આવા એકેક આદર્શ ખેડૂત નોંધાયેલ છે. આવા ખેડૂતને વાર્ષિક ૨૦૦ રૂપિયા સુધીની જુદા જુદા પ્રયોગો માટે સગવડ આપવામાં આવે છે. આ આદર્શ ખેડૂતો ખૂબ ઉપયોગી નીવડયા છે. અને એમની સંખ્યા ઉત્તરોત્તર વધતી રહે એવી ઇચ્છા છે.

જમીનમાંથી દર વરસે ઉપજ લીધા જ કરીએ ત્યારે એના બદલામાં જમીનને પોષણ પણ આપવું જોઈએ. એ દૃષ્ટિએ ખેતીમાં ખાતર એ એક મહત્વનું અંગ છે. આજે તો રામમોલમાં પણ જમીનને પૂરતું ખાતર આપી શકાતું નથી. પરંતુ જેમ જેમ પિયતનું વાવેતર વધતું જશે તેમ તેમ ખાતરની જરૂરિયાત વધતી રહેવાની. આજે ખેડૂત ખાતરની કિંમત સમજવા લાગ્યો છે. પાંચ દશ વરસ પહેલાં સૌરાષ્ટ્રમાં કોઈ ગામડાઓમાં જાઓ અને એમાંયે ખાસ કરીને કોઈ ગીરાસદારી ગામડામાં જાઓ તો રસ્તાઓ અને શેરીઓમાં ઉકરડા અને કચરાના ઢગલા જોવા મળે. આજે એ શેરીઓ અને રસ્તાઓ ચોખ્ખાચણાક રહેવા લાગ્યા છે. આને માટે રખે માનીએ કે રસ્તા સાફ કરવા માટે ઝાડુવાળાઓ રોકવા પડયા હશે. ખેડૂતો ખાતરની કિંમત સમજતા થયા છે. ફળિયા, શેરી, બજાર વાળીઝૂડીને ખેડૂતો ખાતર એકઠું કરી વાડી ખેતરમાં એનો ઉપયોગ કરી રહ્યા છે. પણ વિશેષ ખાતર મેળવવા માટે કેટલીક પદ્ધતિનો ખેડૂતોમાં પ્રચાર કરવાની જરૂર છે.

કોમ્પોસ્ટ પીટના ઉપયોગથી ઓછા ગાળામાં સુંદર ગળતીયું ખાતર તૈયાર થઈ શકે છે. ખેતીવાડી ખાતાના તમામ કેન્દ્રોમાં, નોંધાયેલા આદર્શ ખેડૂતોને ત્યાં અને હવે તો અનેક સ્થળે કોમ્પોસ્ટ પીટ જોવા મળે છે. શરૂઆતમાં આવી ખાડો ખોદવા માટે ઉત્તેજન અર્થે સરકાર તરફથી ખાડ દીઠ રૂા. ૩ આપવામાં આવ્યાં. હવે સમજણથી અને પ્રચારથી આ કાર્ય આગળ વધી રહ્યું છે. અત્યાર સુધીમાં ૮૩૪૭ જેટલી આવી ખાતરની ખાડો તૈયાર થઈ છે.

સુધરાઈઓ તરફથી પણ આજે ખાડો તૈયાર કરી એમાં ખાતર તૈયાર કરવામાં આવે છે અને એ ખાતર ખેડૂતોને વેચાણ કરવામાં આવે છે.

ગળતીયા ખાતર ઉપરાંત રસાયણિક ખાતરનો પણ ઉપયોગ જરૂરી છે. અત્યારે આઠ ભાગ માંડવીનો ખોળ, એક ભાગ એમોનીયમ સલ્ફેટ અને એક ભાગ સુપર ફોસ્ફેટઃ એમ ખાતરનું મિશ્રણ તૈયાર કરી ખેડૂતોને આપવામાં આવે છે. આ ખાતરના વેચાણ માટે સૌરાષ્ટ્રમાં ૫૮ ડીપો ચલાવવામાં આવે છે. સહકારી મંડળીઓને પણ આ વેચાણ કામ સોંપવામાં આવે છે. આ ખાતર ઉપર ગઈ સાલ ૩૨ ટને ૧૧૦ રૂપિયા સહાય આપવામાં આવી હતી. ચાલુ



ચાલે રૂ. ૯૦ ની સહાય આપવામાં આવે છે. અત્યાર સુધીમાં કુલ ૮૭૦૦ ટન ખાતર વપરાયું.

મળ એ પણ ઉત્તમ પ્રકારનું એક ખાતર છે પણ આપણે ત્યાં તેનો બહુ ઓછો વિચાર થયો છે. મળને ખાતર તરીકે વાપરી શકાય એટલા માટે આશ્રમ પદ્ધતિથી ફરતા જાજરૂનો પ્રચાર શરૂ થયો છે. આ એક જાજરૂ દીઠ રૂ. ૫૦ ની સહાય આપી આવ જાજરૂ માટે ઉત્તેજન આપવામાં આવે છે. એક બે સુધરાઈઓ તરફથી આનો વધારે વ્યવસ્થિત રીતે પ્રયાસ શરૂ થયો છે. એથી ભંગી ભાઈઓને રોજી મળી રહે છે, ખેડૂતોને ખાતર મળી રહે છે.

આ બધા ખાતર ઉપરાંત જમીનની દૃષ્ટિએ એક મહત્વનું ખાતર એ શણનું લીલું ખાતર. સામાન્ય રીતે જે જમીનમાં શિયાળુ પાક લેવાનો હોય તેમાં ચોમાસે શણનું બી વાવી દઈ, શણ ઊગે એટલે લીલું હોય ત્યાં જ એને ખેડી પડામાં નાખી દઈને એનો ખાતર તરીકે ઉપયોગ કરવામાં આવે તો એથી અસાધારણ સુંદર પરિણામ આવે છે. ઈટાવા કેન્દ્રમાં આજે કોમ્યુનીટી પ્રોજેક્ટનો પ્રયોગ ચાલી રહ્યો છે. ત્યાં આ શણના ખાતરે અદ્ભુત અસર કરી છે. સરકાર તરફથી આવી રીતે શણના ખાતરનો ઉપયોગ કરનારને શણનું બી વિના મૂલ્યે આપવાનો પ્રબંધ છે. આ રીતે ૧૩૭૫ દેશી મણ બી વહેંચવામાં આવ્યું છે.

વાવેતર કર્યા પછી ખેડૂતોને કેટલીક બીજી આફતોનો પણ સામનો કરવાનો હોય છે. તીડ આવે, હીમ પડે, ઘઉંને ગેરૂ લાગે, જુવારીને અંગારિયો લાગે. આ બધાને પરિણામે વાવેતરની બધી કે ઘણીખરી મહેનત માથે પડતી હોય છે. આવા બધા રોગનો સામનો કરવા માટે જે જે શાસ્ત્રીય સાધનો છે એ ખાતા તરફથી વસાવવામાં આવે છે. એથી જ તો બે વરસ પહેલાં સૌરાષ્ટ્ર ઉપર તીડ ઊતરી આવ્યાં હતાં પણ એનો બહુ સફળતાપૂર્વક સામનો કરી શકાયો.

અનાજના વાવેતરની સાથે જ સૌરાષ્ટ્રમાં બીજા પણ કેટલાક પ્રયોગો ચાલી રહ્યા છે. એમાં બટાટાનો પ્રયોગ મહત્વનો છે. દશ વરસ પહેલાં સૌરાષ્ટ્રમાં ડાંગરનું વાવેતર નહિ જેવું હતું અને આજે સૌરાષ્ટ્ર ચોખાની બાબતમાં પગભર બની ગયું છે. એ જ રીતે હવે બટાટાનો પ્રયોગ તાજેતરમાં જ શરૂ કર્યો છે. આ પ્રયોગ જમીનમાં અને નદીના પટમાં બન્ને સ્થળે થઈ રહ્યો છે. ગઈ સાલમાં આ પ્રયોગોએ સુંદર પરિણામો આપ્યા છે. વાઘરી લોકો ચીભડાં, તરબુચ, બકાલું વાવે છે તેની સાથે સાથે બટાટાનું વાવેતર શરૂ કરે તો વધુ મોટા પાયા ઉપર તેનું ઉત્પાદન થઈ શકે એમ છે. ગઈ સાલ એક એકરે ૪૬૦ મણનો ઉતારો આવ્યો હતો. આ પ્રયોગને વ્યાપક બનાવવા પ્રયત્નો ચાલુ છે.

આમ ખેતીવિકાસના જુદા જુદા ક્ષેત્રોમાં યોજનાપૂર્વક અને વ્યવસ્થિતરીતે પ્રયત્નો કરીને અનાજની બાબતમાં સ્વાવલંબી થવાના નિશાને પહોંચવા ધાર્યું છે.

"ખેડ ખાતર અને પાણી, લાવે પાકને તાણી" આ છે સૌરાષ્ટ્રના લોકોમાં વહેતી એક લોક કહેવત. ઊંડી સારી ખેડ, સારૂં પૂરતા પ્રમાણમાં ખાતર અને પૂરતું પાણી આ ત્રણ સગવડ હોય તો ખેતીનો ઝપાટાબંધ વિકાસ થાય એ વિષે શંકા નથી.

પાંચ વર્ષ પહેલાંની પ્રતિકૂળતાઓ આજે હવે રહી નથી. સૌરાષ્ટ્ર હવે એક બન્યું છે. સમગ્ર સૌરાષ્ટ્રની વિકાસ યોજનાઓ આજે હાથ ધરી શકાય છે. નાના મોટા બંધ, તળાવ, નહેરોની યોજનાઓ આગળ વધી રહી છે. ખેડૂત હવે ખેતરનો માલીક બન્યો છે એટલે બમણા ઉત્સાહથી કામે લાગ્યો છે. ગઈ કાલના ધોવાયેલા ખેતરોને પાળાનું રક્ષણ મળવા માંડ્યું છે. ગઈ કાલની ઉજ્જડ વાડીઓ વહેતી થતી આવે છે. ખેડૂતોની વાડીઓએ એન્જીનો ધમધમાટ કરવા લાગ્યા છે. ગઈ કાલે જે ખેડૂત યુવાનો ગાડા હાંકતા હતા તેમાંના કેટલાક જુવાનો આજે ટ્રેક્ટરો લઈને સીમમાં જતા નજરે પડે છે. જમીન આબાદ થતી જાય છે. અનાજનું વાવેતર





વધતું જાય છે. ખેડૂતે આજે જમીનમાં પોતાનું દિલ રેડવા માંડ્યું છે. પરિણામે અનાજનું ઉત્પાદન વધવા માંડ્યું છે. એક ઉદાહરણ બસ થશેઃ–

માણાવદર તાલુકામાં બુરી કરીને ગામ છે. '૪૬ પહેલાં એ દરબારી ગામ હતું. દરબારની કડક દેખરેખ નીચે ગામની ઉપજનો દાણેદાણો ખળાવાડમાં એકઠો થતો અને તેનો સરવાળો સારા વરસમાં પણ ૧૨૦ ખાંડી કરતાં કોઈ વખત વધ્યો નથી. આજે બુરી દરબારી ગામ મટી જઈને સૌરાષ્ટ્રનું એક ગામડું બન્યું છે. હજી ત્યાં નહેરનું પાણી પહોંચ્યું નથી, હજી ત્યાં રસાયણિક ખાતરનો છૂટથી ઉપયોગ થતો નથી પણ ખેડ સુધરી, કૂવા વધ્યા, ૪૭ ખાતેદારોમાંથી ૪૨ વાડીઓ વહેતી થઈ, પિયત વધ્યું. આજે એ બુરી ગામની અનાજની પેદાશ ૩૫૦ ખાંડીએ પહોંચી ગઈ છે. બુરી ગામમાં અનાજનું ઉત્પાદન ત્રણ ઘણું થયું તો દરેક ગામમાં એ થઈ શકે. બુરી ગામમાં જે સુંદર પરિણામ આવ્યું એવું સૌરાષ્ટ્રને ગામડે ગામડે પરિણામ લાવવાની નેમ છે.

એને માટે આપણી સામે હવે તો પાંચ વર્ષનો વ્યવસ્થિત કાર્યક્રમ પડ્યો છે. પંચવર્ષીય કાર્યક્રમમાં ખેતીવિકાસના કાર્યક્રમને સૌથી વધારે મહત્વ આપવામાં આવ્યું છે. સૌરાષ્ટ્રના સર્વાંગીય વિકાસ માટે પંચવર્ષીય કાર્યક્રમ દ્વારા સૌરાષ્ટ્ર કુલ ૨૧ કરોડ રૂપિયાનું ખર્ચ કરશે. આ ૨૧ કરોડમાંથી લગભગ ૧૧ કરોડ જેટલી મોટી રકમ સીધી યા આડકતરી રીતે ખેતીવિકાસ અને અન્નસ્વાવલંબનના કાર્યક્રમ પાછળ ખર્ચાવાની છે; દેશભરમાં જે અનેક વિકાસ કેન્દ્રો શરૂ થઈ રહ્યા છે અને જેના પરિણામો ઉપર આપણે આશાભરી મીટ માંડીને બેઠા છીએ એવા એક વિકાસ કેન્દ્ર—કોમ્યુનીટી પ્રોજેક્ટનો સૌરાષ્ટ્રમાં પણ પ્રયોગ શરૂ થઈ રહ્યો છે. આનાથી પણ ખેતીવિકાસ અને અન્ન સ્વાવલંબનના કાર્યક્રમને ભારે વેગ મળશે.

આજે તો સૌરાષ્ટ્રના કપાળમાં અનાજની બાબતમાં પરાવલંબન અને પાંગળાપણાની કાળી ટીલી ચોંટી છે. હોંશ છે કે આ બધા પ્રયોગો અને સહિયારા પુરુષાર્થથી આ કાળી ટીલી ભૂંસી નાખી સૌરાષ્ટ્ર અનાજની બાબતમાં સંપૂર્ણ સ્વાવલંબી બનશે.

ઈશ્વર એ હોંશ પૂરી કરો. ×

× અમદાવાદ આકાશવાણીના સદ્ભાવથી

★




બે ભાગ — ૬॥ રૂપિયા
ત્રણ ભાગ — ૧૦॥ રૂપિયા




ભારતી સાહિત્ય સંઘ લિ૦
ગાંધી માર્ગ : અમદાવાદ ૧

# રસના ઘૂંટડા

સોમાભાઈ ડી. પટેલ

પ્રિય ભાઈ,

તું જાણે જ છે કે વાચનનો મને ખૂબ શોખ છે, તત્ત્વજ્ઞાનનાં, ધાર્મિક અને ઉપયોગી જ્ઞાન આપતાં પુસ્તકો ઉપરાંત અવારનવાર હળવા સાહિત્ય તરીકે નામી લેખકોની નવલકથાઓ અને નવલિકાઓના સંગ્રહો પણ હું વાંચું છું. આવા પુસ્તકો પૈકી મને ખૂબ ગમી જતાં પુસ્તકો સંબંધી અવારનવાર આવા પત્રો દ્વારા તને કોઈ કોઈ વાર લખવા ધારું છું.

ભાઈશ્રી પેટલીકરને તો તું જાણે જ છે. એમનાં પુસ્તકો બનતા લગી હું બધાં વાંચી જાઉં છું. પણ 'ધરતીનો અવતાર' તો મારા વાંચવામાંથી રહી જ ગયું હતું. અચાનક હમણાં મેં તે વાંચ્યું અને મને તે ખૂબ જ ગમ્યું. એ વાંચતાં જ મને લાગ્યું કે આ પુસ્તક ભાઈ પેટલીકરની અત્યાર સુધીની બધી નવલકથાઓમાં સૌથી સારું છે. એના વાચન પછી ભાઈ. પેટલીકરની લેખનકળા સંબંધી મારો અભિપ્રાય પહેલાં કરતાં વધારે ઊંચો થયો છે.

એ સંબંધી એકવાર મારે ભાઈ પેટલીકર સાથે પણ વાત થઈ હતી. મેં પૂછ્યું કે તમારી આજ પર્યંતની નવલકથાઓમાં તમે કલાની દૃષ્ટિએ સૌથી સારી નવલકથા કઈ ગણો છો ? ભાઈ પેટલીકર કહે:–લેખકને માટે પોતાની કૃતિઓ સંબંધીના આવા પ્રશ્નના જવાબ આપવા મુશ્કેલ છે, છતાં પણ હું 'ધરતીના અવતાર'ને મારી આજ સુધીની નવલકથાઓમાં શ્રેષ્ઠ નવલકથા માનું છું. ત્યારે મને થયું કે આપણો મત એ લેખકનો મત નિદાન આ બાબતમાં તો એક આવ્યો ખરો.

આટલું વાંચ્યા પછી તું મને પૂછે તો ખરો જ ને કે એવું બધું એ નવલકથામાં શું છે? તું મને ઓળખે છે એટલે તું એ તો જાણે જ છે કે ગમે તેમ અભિપ્રાય આપી દઉં એવો હું નથી. એટલે હું કહું એટલે તું માની તો લે જ કે એ નવલકથા સારી જ હશે, પણ હું તે નવલકથાને શા માટે વખાણું છું તેનાં કારણો મારે તને જણાવી જ દેવાં જોઈએ કે જેથી તું પોતે જ વિચાર કરી શકે કે મારી વાત ખરી છે, કે નહિ.

સૌથી પહેલાં તો એ ચોપડી વાંચતાં મને જે વિચારો આવેલા તે હું તને જણાવી દઉં. સારી નવલકથાનું એક અને પ્રધાન લક્ષણ હું તો એ માનું છું કે તે વાંચતાં રસ પડવો જોઈએ અને વાંચકને આગળ શું આવે છે તે જાણવાનું ખેંચાણ છેવટ સુધી ટકી રહેવું જોઈએ. એ રીતે એની શરૂઆતનું પહેલું જ વાક્ય જોઈએ.

'વહુની વાત આવતાં નાનાં ગલુડિયાંના મોમાંય પાણી આવે છે તો પછી જુવાનજોધ ગેમલના હૈયામાં ગલગલિયાં થાય તો તેમાં શી નવાઈ? આ વાક્યના કેટલાક શબ્દો કેવા રસભર્યા છે? એનું એ પહેલું વાક્ય વાંચતાં મને પ્રખ્યાત અંગ્રેજી નવલકથા 'પ્રાઈડ અને પ્રેજ્યુડીસ'નું પહેલું વાક્ય 'A single man in possession of a good fortune must be in want of a wife' યાદ આવ્યું હતું. આમ એક રસિક વાક્યથી શરૂ થતી એ નવલકથા છેવટ સુધી પૂરો રસ જરૂર ટકાવી રાખે છે.

વાતો કે નવલકથા તે સારી ગણવામાં બીજી બાબત હું એ જોઉં છું કે કઈ ઉદાત્ત ભાવના લેખકે મૂકી છે કે જે વાંચકના હૃદયને હલાવી જાય છે. ભાઈ પેટલીકરે આ નવલકથામાં સ્ત્રી જાતિના જે વિશિષ્ટ ગુણો છે તેને ધરતીની સાથે સરખાવી સ્ત્રી એ ધરતીનો અવતાર છે એમ કહ્યું છે. મશહૂર બંગાળી નવલકથાકાર શ્રી શરદબાબુએ જેમ સ્ત્રી જાતિનો એક વિશિષ્ટ ગુણ માતૃત્વ દર્શાવતી વાર્તાઓ લખી છે તેમ પેટલીકરે આ વાર્તામાં સ્ત્રી જાતિના બીજા વિશિષ્ટ ગુણોનું વર્ણન કર્યું છે. અને આમ કરીને પોતે એક સારા કલાકારની હરોળમાં સ્થાન મેળવી લીધું છે.

વળી આ વાર્તા લખીને ભાઈ પેટલીકરે આ યુગના જુવાનોને સ્ત્રીઓને સમજવાની એક સાચી





દૃષ્ટિ આપી છે. અને આખી વાર્તાનો સદંશ (moral) એ જ છે અને એટલે જ સ્ત્રીઓના કેવળ રૂપને જ જોઈ જીવનસાથીની પસંદગી કરનાર આ યુગના નવજુવાનોને તો ખાસ અને બીજા પણ સૌને આ નવલકથા એકવાર ખાસ વાંચી જવાની મારી ખૂબ જ આગ્રહભરી વિનંતિ છે.

હવે એનાં પાત્રો સંબંધી થોડીક વાત કરી લઉં. આ વાર્તાનું મુખ્ય પાત્ર રૂપાળી છે. આ પાત્રના સર્જનમાં ભાઈ પેટલીકરે કમાલ કરી છે. એ બાઇનું નામ તો છે રૂપાળી પણ વાસ્તવમાં એ નરી કુરૂપતાની જ મૂર્તિ છે. પણ કુરૂપતામાં પહેલો નંબર મળે તેવી એ બાઈનો પ્રેમ, તેની સમજશકિત, અને તેના બીજા ગુણોના વર્ણનમાં ભાઈ પેટલીકરે ખરેખર હદ કરી છે. અને એટલે જ રૂપાળી જ સ્ત્રીના પતિ થવાના કોડ સેવતો ગેમલ જેવો શોખીન જુવાન જો કે સંજોગોને વશ થઈને જ રૂપાળીને પરણે છે અને શરૂઆતમાં તેની પ્રત્યે નફરત ધરાવે છે. એને થોડું દુઃખ પણ દે છે. પણ જેમ ઊંચી જાતનું ચંદનનું લાકડું વાંકું ચુંકું હોય તો પણ ઘસવાથી તે સુગંધી આપણને ગમે છે તેમ જ રૂપાળીના ગુણોથી ખેંચાઈ અંતમાં ગેમલ એનો પૂરો પ્રેમી બને છે.

રૂપાળી સિવાયનાં બીજાં સ્ત્રી પાત્રોમાં ગેમલના ગોટાભાઈની વહુ ઉજમ અને રૂપાળીના ગામની અને ગેમલના ગામમાં પરણાવેલી નંદુ એ બે પાત્રોના સ્વભાવ અને ઉચ્ચ ગુણોના ચિત્રણમાં પણ ભાઈ પેટલીકરની કલમે સાચે જ કમાલ કરી છે.

પુરુષ પાત્રોમાં ગેમલના પિતા છીતા બાવાનું પાત્ર અદ્દભૂત ચિતરાયું છે. સ્ત્રી એ ધરતીનો અવતાર છે એ સૂત્ર છીતા બાવા જ બોલે છે. છીતા બાવાના મુખથી નીકળતા બીજા પણ કેટલાક ઉદ્દગારો ખૂબ જ વિચારપ્રેરક અને મનન કરવા જેવાં મૌક્તિકો જેવા છે.

બીજાં ગૌણ પુરૂષ પાત્રોમાં નંદુના પતિ રાગસંગ અને 'કા'નાં પાત્રો પણ સરસ દોરાયાં છે.

વસ્તાના પ્રસંગો, સંવાદો, વસ્તુ વગેરે સંબંધી ઘણું લખાય તેમ છે પણ તે બધું લખી આ પત્ર હજુ વધારે લાંબો નહિ કરતાં વહેલામાં વહેલી તકે ભાઈ પેટલીકરની આ નવલકથા ખાસ વાંચી જ જજો એવી આગ્રહભરી ભલામણ કરીને જ બસ કરું છું. કારણ કે મને ખાત્રી જ છે કે એને વાંચતા તું રસના ઘુંટડા પીશ અને વાંચી રહ્યા બાદ જરૂર આફ્રિન પોકારીશ.

★


## વિશિષ્ટ શૈલીનાં આ પાંચ પુસ્તકો આપે વસાવ્યાં ?

[૧] ચરણ રજ. લે૰ નીરૂ દેસાઈ. [૨] રાત પડતી હતી. લે૰ નીરૂ દેસાઈ. [૩] જવનિકા. લે૰ જયન્તિ દલાલ. [૪] પગદીવાની પછીતેથી. લે૰ જયન્તિ દલાલ. [૫] ઝબુકિયાં. લે૰ અનિલ ભટ્ટ.

દરેક પુસ્તકની કિંમત બે રૂપિયા.

પાંચે ય સાથે મંગાવનારને રજિ. ટ. ખ. માફ.

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

# ગ્રંથ સમીક્ષા

અ. મ. રા.

## કાર્પાસી અને બીજી વાર્તાઓ

[ લે. વિનોદિની નીલકંઠ; પ્ર૦ શ્રી બી. સેહની પ્રકાશન બિરાદરી લિ૦. ૩૪, ચોપાટી રોડ, મુંબઈ ૭; વિક્રેતા, એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ–૨; મૂલ્ય અઢી રૂપિયા ]

સ્વ૦ પ્રો. બળવંતરાય ઠાકોરે આયુષ્યના આઠમા દાયકાને અંતે જુવાન વૃદ્ધના ઉત્સાહથી શરૂ કરેલી પિ. બી. સેહની પ્રકાશન બિરાદરી લિમિટેડનું 'ભણ-કાર' પછીનું બીજું પ્રકાશન બનવા અને પુરોલેખ તરીકે સ્વ૦ પ્રો. ઠાકોરનું 'સ્વાગત' પામવા ભાગ્ય-શાળી બનેલ આ વાર્તાસંગ્રહને આવકાર આપતાં આનંદ થાય છે: એ એક લેખિકા બહેનનો છે માટે જ નહિ, તેનાં ગુણલક્ષણોને કારણે.

સંગ્રહમાં કુલ વીસ વાર્તાઓ મુદ્રિત થઈ છે. ૧૮૦ પાનાગાં વીસ વાર્તા માઈ શકી તે જોતાં શ્રી વિનોદિની બેનની વાર્તાઓની સરાસરી લંબાઈ નવ પાનાંની થાય છે. એ બતાવે છે કે એ બિનજરૂરી પ્રસ્તાર ક્યારેય કરતાં નથી. વાર્તાઓનું વસ્તુ આજ-કાલની ઘણી વાર્તાઓ કરતાં કંઈક નવું, લેખિકાનું પોતાનું લાગે એવું છે. છતાં એમાં અસ્વાભાવિકતા ક્યારેક જ દેખાય છે. લેખિકા જણાવે છે: 'જે કાંઈ જોયું, જાણ્યું, વાંચ્યું, સાંભળ્યું કે અનુભવ્યું તેમાંથી મને વાર્તાનું બીજ મળી આવતાં આ વાર્તાઓ લખાઈ છે.' વાત ખરી છે, પણ અનુભવ અને અવલોકન ઉપરાંત કલ્પના, સંવેદનપટુ હૃદય અને લેખનકળા પણ લેખિકાની મૂડીમાં ગણાવી શકાય તેમ છે. સંગ્રહની નામદાત્રી 'કાર્પાસી' એ કપાસની ઉત્પત્તિની લોકવાર્તા જેવી વાર્તા કલ્પનાનું મધુર સર્જન છે અને લેખિકાની સંવેદનશીલતાને જ કારણે સંગ્રહની ઘણી વાર્તાઓ વાંચનારના હૃદય સુધી પહોંચી જાય તેવી બની છે. વાર્તાઓ વૈવિધ્ય દેખાડે છે, એનાં સ્થળોમાં ગુજરાત ઉપરાંત હિમાલય, આસામ, નીલગિરિ દહા-ણુનો દરિયો પણ આવે છે, તે લેખિકાના અનુભવ-માંથી આવે છે. આસામની પાર્વતી વનશ્રી, હરદ્વાર, નીલગિરિ, પશ્ચિમના સાગરકાંઠાનો દરિયો, આ બધાંનાં સુંદર પ્રાકૃતિક વર્ણનો જે એમની કેટલીક વાર્તાઓમાં ચમકે છે તેની પાછળ એમનો અનુભવ, સંવેદનશીલતા અને કલમકળા એ ત્રણે દેખાશે. એ જ રીતે સંગ્રહની વાર્તાઓમાં વાંચનારને થનાર સમાજદર્શનની પાછળ લેખિકાનો અનુભવ, અવલોકન, સ્ત્રીહિતચિંતા ને સંવેદનશીલતા ઊભેલાં જણાશે. સંગ્રહની ઘણી (દા. ત. ૨, ૪, ૬, ૭, ૧૦, ૧૪, ૧૫ ) વાર્તાઓની લખાવટ પાત્રમુખી વૃત્તાંતનિવેદન જેવી કથનશૈલીની છે, તો બીજી ઘણીની બીજી પદ્ધતિની પણ છે. અને બધી વાંચનારનો રસ જાળવી રાખે એવી છે. એ લેખિકાની કલમકુશળતા બતાવે છે. એમની ભાષા સરળ, સીધી, અનાડંબરી, પ્રવાહી અને ક્વચિત્ કાવ્યછટાળી છે.

સંગ્રહ વિષે ધ્યાન ખેંચે એવી વાત છે એમાંની વાર્તાઓમાં થયેલું સ્ત્રીપાત્રોનું આલેખન. એકે વાર્તા એવી નથી જેમાં સ્ત્રીપાત્ર એકાદ પણ ન હોય. સ્ત્રી, એનાં બાળપણ, ઉછેર, સંસ્કાર, વિકાસ, પ્રેમ, લગ્ન, માતૃત્વ, વૈધવ્ય ઇ૦, એનાં સુખદુઃખ, આપણા સમા-જમાં એને વેઠવી પડતી વિટંબણાઓ અને એના વિકાસને નડતા અંતરાયો, આ બધું જુદી જુદી વાર્તાઓમાં લેખિકાનો વાર્તાવિષય બનેલ છે. 'કુટુંબ અને કબીલો'માં વેસતો, 'અપરિચિત'માં સમીર અને 'કાંકરીઓ કુંભાર'માં ગોવિંદ મુખ્ય પાત્રો લાગશે, છતાં એ વાર્તાઓમાં પણ સ્ત્રીપાત્રો સાવ ગૌણ નથી તે તેમનું આલેખન જોવાથી જણાઈ આવશે.





સ્ત્રીપાત્રોમાં બહુધા ઉદાત્ત, ઉદાર, સંતાનવત્સલ અને પારકાં જણ્યાં પર પણ માતૃવાત્સલ્યનો અભિષેક કરનાર પાત્રો શ્રી. વિનોદિની બહેન ખૂબીપૂર્વક આલેખી શકે છે. 'હું કોણ?' માંની અનાથાશ્રમની વ્યવસ્થાપિકા દયાકોર તથા 'કાંકરીઓ કુંભાર'માંની ચંચળ ને ગોદાવરી જેવા સ્ત્રીઓના ખરાબ નમૂના પણ તે રજૂ કરી જાણે છે. પ્રવર્તમાન સામાજિક વાતાવરણ વચ્ચે પોતાનો વિકાસ સાધનારી યુવતીઓ આલેખવી તેમને વિશેષ ગમે છે એમ 'છુટા છેડામાંથી લગ્ન,' 'હું કોણ?' 'પુત્ર જન્મ,' 'અપરિચિતા' 'પહાણો' જેવી વાર્તાઓ કહેશે.

લેખિકાની સ્ત્રીઓ અને તેમની સ્થિતિ માટેની સહાનુભૂતિ અને સુધારક સ્ત્રીહિતચિંતા સંગ્રહની કેટલીક વાર્તાઓને ઉદ્દેશ-પ્રધાન અને કયારેક પ્રચારક બનાવી દે છે. પણ પ્રેમ, આત્મબલિદાન અને પશ્ચાત્તાપની ભાવનાઓનો સંબંધ, ભલે કલ્પનાકથામાં પણ, કપાસની ઉત્પત્તિ સાથે ગાંધીજી જેવાનેય ગમી જાય એ રીતે જોડનારી 'કાર્પાસી', પારકા જણ્યાને માતૃસ્નેહથી નવડાવતી નારીઓની કથા કહેતી અને એ કારણે શરદબાબુની એવી કેટલીક વાર્તાઓની હોડ બકતી 'સોમ ને મંગળ,' 'બદ્રી-કેદાર' અને 'અનામિકા' જેવી કૃતિઓ અને ચંચળ ને ગોદાવરી અને એના કરતાં પણ અંતે બાજી હાથમાં લેતા ગાંડા ગોવિંદનું વાચકોને આનંદ આશ્ચર્યનો અનુભવ કરાવતું ભગિની વાત્સલ્ય પ્રેરિત ડહાપણ ખૂબીથી રજૂ કરતી 'કાંકરિયો કુંભાર' જેવી જેમાં લેખિકાની શક્તિનું દર્શન થાય છે એવી આસ્વાદ્ય વાર્તાઓ પણ સંગ્રહમાં ઓછી નથી. સ્વ૦ પ્રો. ઠાકોરે જે અમીદૃષ્ટિ તેમના પર પોતાના 'સ્વાગત' નામી પુરોલેખમાં બતાવી છે તે અકારણ ન હતી.

## મિલાપ

[ લે. પીતાંબર પટેલ; પ્ર. રવાણી એન્ડ કંપની, ભીમરાજ બિલ્ડિંગ-મુંબઈ-૨; ચાર રૂપિયા ]

આ પુસ્તકમાં ત્રણ લાંબી વાર્તાઓ છે. એ વાર્તાઓ લાંબી છે તે એમની આંતરિક આવશ્યકતાને જોરે નથી, પણ લેખકે એમને ફુલાવીને લાંબી કરી છે તેને કારણે એ લાંબી છે.

પહેલી વાર્તા 'મિલાપ'માં દુખિયારી પતિતા અનાથાશ્રમમાં મૂકેલી પુત્રીને વીસ વરસે મળવા આવતાં પુત્રીનો પ્રથમ તિરસ્કાર પામે છે અને પછી પુત્રી તેની ભણી જરાક નરમ થાય ત્યાં પુત્રીનાં લગ્ન ભાવનાશાળી શ્રીમંતપુત્ર સાથે થતાં જોઈ તે ચૂપચાપ ચાલી ગઈ, એ વસ્તુ છે. દીકરી, માતા અને પેલું લગ્ન ઉમંગભેર કરાવી આપતો પ્રતિષ્ઠિત નાગરિક પાનાચંદ (જે પેલી પતિતાના પતનને માટે જવાબદાર છે) એ ત્રણેના મિલન અને તત્પરિણામી ઘટસ્ફોટની અપેક્ષા વાર્તાના શીર્ષકે તેમજ તેમાંની સામગ્રી અને તેની રજૂઆતે જન્માવી તેને વાર્તાએ સંતોષી નહિ એવી ફરિયાદ કરવાપણું વાચકો માટે આ વાર્તા રાખશે.

'ફૂલ અને કાંટા' એ બીજી વાર્તામાં જે કંઈ બને છે તે એ કે વિમળા અને મહેશ ગ્રામસેવક વિનોદને પરણવાને સમજાવવામાં સફળ થાય છે. વાર્તાનો ખરો વળ એ વાતમાં છે કે હવે મિત્રપત્ની બનેલી વિમળા જ વિનોદની વાગ્દત્તા હતી. સેવાની ધૂનમાં વિમળા સાથેનો વિવાહ તોડી બેઠેલા વિનોદના હૈયાનું તેને મિત્રપત્નીની ભૂમિકામાં જોતાં શરૂ થયેલું મંથન લેખકે વિસ્તારથી નિરૂપ્યું છે એને કહેવી હોય તો વાર્તાની વિશિષ્ટતા કહેવાય.

વસ્તુથી કંઈક વધુ ભરેલી લાગે એવી વાર્તા ત્રીજી છે-'સોહાગરાત,' જો કે એને પણ લેખકે ફુલાવી તો છે. જમનીને તેના ખોવાયેલા પતિ ગગાજીનો ભેટો મુંબઈમાં વેશ્યાના ઘરમાં જ્યાં તે ફસાઈ પડી હતી ત્યાં થયો, વેશ્યાએ ઉજવવા ધારેલી તેની સોહાગરાત તેના પતિ જોડે જ ઉજવાઈ, આ ઘટના વાર્તાને વસ્તુની દૃષ્ટિએ આકર્ષક બનાવે એવી છે. ગામડાનું વાતાવરણ ને જમનીનું પાત્રાલેખન લેખકને સારા ફાળ્યાં પણ છે. પરંતુ લેખનમાં વ્યંજનાથી

કામ લેતાં આવડતું ન હોવાથી કે પછી વાતને લાંબી વણવા માટે, જમની મુંબઈમાં વેશ્યાને ત્યાં ફસાઈ એ ભાગના નિરૂપણમાં તેમજ જમની પરત્વે મુળચંદ શેઠ, ગૌરીશંકર આદિની ભાષામાં લેખકથી અપરસિયું આલેખન થઈ ગયું છે. ઉત્કટતા આગલી ખેને મુકાબલે આ વાર્તામાં આવી દેખાય છે. પ્રસ્તાર ઉત્કટતાને અંતરાયરૂપ બન્યો હશે ને?

પુસ્તકમાં ભાષાશુદ્ધિની દૃષ્ટિએ કેટલીક બાબત ધ્યાન ખેંચે છે. એક ઠેકાણે 'માનસ' ને ઠેકાણે 'માણુસ' છપાયું છે! 'ન તો આમ, ન તો તેમ' આવી રચનામાં 'ન'તો ન'તો છપાયું છે! પાત્રોની સ્વમત વિચારમાળામાં અત્રત્ય અને અંગ્રેજી પદ્ધતિનો ભેળસેળ થઈ ગયો છે. ઘડીક પહેલા પુરુષમાં લખાય છે, ને ઘડીક ત્રીજા પુરુષમાં, એમ બન્યું છે. અનુસ્વારની ભૂલો અને 'બળાપો કર્યે શું વળે?' ને બદલે 'બળાપો કરે શું વળે?' તેમજ 'ખસ્યે જતો હતો' ને બદલે 'ખસે જતો હતો' જેવી ભૂલો પણ ઘણી છે.

## રામનાં રખોપાં

[ લે. સાને ગુરુજી:—અનુ૦ જયન્ત પરમાર: પ્ર. ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ–૧; ચાર રૂપિયા. ]

સ્વ૦ સાને ગુરુજીની 'રામાચા શેલા' એ મરાઠી નવલકથાનો શ્રી. જયન્ત પરમારે કરેલો આ ગુજરાતી અનુવાદ છે.

વિધુર પિતા પાસેથી તેમજ પાછળથી નવી માતા તરફથી સહાનુભૂતિશૂન્ય કઠોર વર્તન જેને મળ્યું છે એવી સરલાને તેની નિરાશાની ટોચની પળે વિધવા માતાના ગરીબાઈમાં ઉછરેલા પુત્ર ઉદય પાસેથી સહાનુભૂતિ મળતાં પ્રેમભૂખી સરલાએ તેના પર પ્રેમનો વરસાદ વરસાવ્યો. પણ જુવાન નાયકનાયિકાના આ પ્રેમને વિઘ્નો, કસોટી અને તપશ્ચર્યાની આકરી કિંમત ચુકવવી પડે છે. નાયિકાને સગર્ભાવસ્થામાં ઘર છોડી અનાથાશ્રમમાં પ્રસૂતિ કરાવી બાળકને ત્યાં જ રાખી ઉદયની પાછળ ભટકવું પડે છે. ને એમ કરતાં કુટણખાનામાં ફસાવું પડે છે. માતાના મૃત્યુ અને શોકજન્ય ચિત્તભ્રમ પછી ઉદય સરલાની શોધમાં એવી જ રખડપટ્ટી આદરે છે. પણ આખરે આ તાવણી પૂરી થાય છે. નિરાશામાં આપઘાત કરવા જતો ઉદય મધુની પ્રેરણાથી સમાજસેવા અને ક્રાન્તિને માર્ગે વળે છે અને વિશુદ્ધશીલા સરલા કામી શેઠનો હૃદયપલટો કરાવી કુટણખાનામાંથી ઊગરે છે અને સેવાજીવન તરફ વળતાં એ બને એકઠાં થાય છે. શેઠના પરિવર્તનનો પ્રસંગ આકર્ષક છે. એમાં રામની મૂર્તિના ઉપરણાએ બુદ્ધત્વનો ભાગ ભજવ્યો હોઈ કર્તાએ પોતાની કૃતિનું નામ 'રામનો ઉપરણો' રાખ્યું હતું. એવો જ હૃદયપલટો નાયિકાના પિતા વિશ્વાસરાવનો પણ થાય છે. એ સરલાના પુત્રનો અનાથાશ્રમમાંથી પત્તો મેળવી પોતે ઉછેરે છે. નાયિકાને આમ અંતે પોતાના પિતા, પુત્ર ને પતિ ત્રણે મળે છે ત્યારે સામટા મળે છે અને પેલા શેઠની સહાયથી નાયકનાયિકા થાણા જિલ્લામાં આદિવાસીઓની સેવાનું કાર્ય શરૂ કરે છે. આ છે કથાનું વસ્તુ.

કથામાં વિશ્વાસરાવનું પુત્રી પ્રત્યેનું શરૂઆતનું કઠોર વર્તન અસ્વાભાવિકતાની હદ સુધી ખેંચેલું છે. નવી મા પણ સરલા પ્રત્યે કઠોર થાય છે તે સરલાના પિતાને જ લીધે. પણ માંગલ્ય અને માનવ્યના ઉપાસક સાને ગુરુજી આવી અભદ્રતાને છેકલગી પોતાનો ડંડો વીંઝતી રાખે નહિ. વિશ્વાસરાવનું હૃદયપરિવર્તન એમણે આખરે કર્યું છે જ, એમ પેલા કામી શેઠનું એ પરિવર્તન ઉતાવળું ને નાટક જેવું ઝડપી લાગે છે એટલું કહેવું પડશે. કથા ગુરુજીના લેખનના આરંભકાળની હશે? એમનું ઊર્મિપ્રાધાન્ય કથામાં અનેક સ્થળે દેખાય છે.

## વિદ્યાવારિધિ

[ લે. પ્રભુદાસ દ્વિવેદી; એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ–૨; સવા રૂપિયો ]

રંગભૂમિના જાણીતા નાટ્યકાર કવિ પ્રભુલા





દ્વિવેદીનું તેમના ષષ્ટિપ્રવેશ પ્રસંગે પ્રગટ થયેલું આ નાટક સંખ્યામાં તેમનું ૫૧ મું અને આખું છપાતું પહેલું નાટક છે. એ દ્વિઅંકી છે અને 'કિરાતાર્જુનીય'ના કર્તા ભારવિને, એક કવિને, નાયક બનાવે છે એ તેની વિશિષ્ટતા છે. આ વિશિષ્ટતા રંગભૂમિના નાટક માટે સામાન્યતઃ મર્યાદા બને. પણ કર્તાને એ નડી નથી. ઊલટું એમાંથી પણ રંગભૂમિયોગ્ય નાટક એ નિપજાવી શક્યા છે. ભારવિના વિદ્યાગર્વને એક બાજુથી શ્વસુરગૃહે રખાવી તરીકે તેના અજ્ઞાતવાસના પ્રાયશ્ચિતનું તેમજ બીજી બાજુ પિતરાઈ ભાઈ કાશ્યપના વિરોધ કે વેરનું નિમિત્ત બનાવી કર્તાએ નાટકમાં રંગભૂમિના ખરનું વસ્તુ ઉપજાવી લીધું છે. શ્રીધર ને દિવાકરના પાત્ર સરજી નાટકને થોડું ઉપવસ્તુ અને નાયકને સહાયક આપી વધુમાં તે દ્વારા ધન કરતાં વિદ્યાનો મહિમા વધુ બતાવવાનું આ નાટકને શોભે એવું કર્તવ્ય પણ કર્તાએ બરાબર બજાવ્યું છે. નાટકમાં હાસ્ય, શૃંગાર ને અદ્‌ભુત રસ પણ કર્તા યથાપ્રમાણ લાવ્યા છે. હાસ્ય અને શૃંગાર શિષ્ટતાની મર્યાદા ચૂકતા નથી એ વાત નોંધપાત્ર છે. સંવાદની ભાષા પણ શિષ્ટ અને સરળ છે. અંદરનાં ગીતો ગાયનો તરીકે ઠીક હશે. પણ કવિતા લેખે એક 'નિશાએ કુંભ શિર પર ધર્યો' એ ગીત સિવાય બીજાં બહુ મૂલ્યવાન નથી. રંગભૂમિની જરૂરત સંતોષતા, ધમાધમી વગરના છતાં વસ્તુપૂર્ણ અને સુબોધક શિષ્ટ નાટક તરીકે આ કૃતિનું મૂલ્ય ઓછું નથી.

—મ. મ. રા.

*

## વાઙ્‌મયી પૂજા

[ પૃષ્ઠ સંખ્યા ૨૨૦+૩૬, રૂ. અઢી, પ્રણેતા તથા પ્રકાશક પરમહંસ સ્વામી શ્રી પાગલ પરમાનન્દ, 'અરુણ ભવન,' મોટી છીપવાડ, વડોદરા. ]

વાઙ્‌મયી પૂજા એટલે વાણી વડે કરાતી સ્તુતિ, પ્રાર્થના. ભજન–કીર્તનરૂપ પરમ પુરુષ પરમેશ્વરની ઉપાસના ઈશ્વરોપાસના વિના જીવનું કલ્યાણ નથી. ઉપાસનાના અનેક પ્રકાર છે, પણ વાઙ્‌મયી પૂજા એ ઉપાસનાસિદ્ધિનો એક સરલ અને સર્વોત્તમ પ્રકાર છે. આમાં હાથેથી કાંઈ આપી દેવાનું નથી, ઘેરથી લૂંટાવી દેવાનું નથી, માત્ર વાણીથી ભગવાનનું ગુણગાન–સ્તવન કરવાનું છે અને એટલાથી જ સંપૂર્ણ ફળસિદ્ધિ છે. એ જ એની શ્રેષ્ઠતા છે. એની સુગમતા પણ તેટલી જ છે કે ગમે તે, ગમે ત્યાં ને ગમે ત્યારે સહેલાઈથી એને સાધી શકે છે. વળી સંસારમાં વાણીનું જોર ભારે છે, તે જો પ્રભુના ગુણ ગાવામાં વળે, તો તેથી પ્રભુની વાઙ્‌મયી પૂજા બની જતાં તેની શોભા સાથે સાર્થકતા સિદ્ધ થાય છે, અને એ રીતે જીવનની પણ પરમ સાર્થકતા સિદ્ધ થઈ જાય છે. અતએવ સર્વ કોઈએ સદા વાઙ્‌મયી પૂજા દ્વારા પરમેશ્વરની ઉપાસના કરવી જોઈએ, અને તે માટે આ વાઙ્‌મયી પૂજા અધિકારી–મુમુક્ષુ, સાધુ–ભક્ત વગેરે સહુને ઘણીજ ઉપયોગી છે.

આ ગ્રન્થમાં કર્તાએ સંસ્કૃત ગુજરાતી ગદ્ય–પદ્ય, ભજન સ્તોત્ર અને સમશ્લોકી આદિ ભક્તિ સાધનાનું ઘણું સુંદર ને સરસ સાહિત્ય મૂકેલું છે અને તેમ કરતાં તેમણે અનેક ધર્મગ્રન્થોનો આશ્રય લીધો છે. ગ્રન્થમાંનું સાહિત્ય સાંપ્રદાયિક આગ્રહ રહિત, વિશુદ્ધ વૈદિક સનાતન ધર્મતત્ત્વપૂર્ણ છે. અલબત્ત આપણાં ધર્મશાસ્ત્રોમાં ઉપાસના–ભક્તિનું વિપુલ સાહિત્ય ભરપૂર પડેલું, તેથી આ પુસ્તકની કંઈ વિશેષતા નથી એમ ઘણાને લાગશે, તો પણ સર્વત્ર યોજનાની જ ખરી ખૂબી છે, અને એમ હોઈ આ પુસ્તક સરસ હૃદય સાધક–મુમુક્ષુજનોને જરૂર અતિ ઉપાદેય ને ઉપયોગી છે.

—ચિંતક

★

# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

**વનરેખા :** ધૂમકેતુ પાનાં ૨૨૫ કિંમત ત્રણ રૂપિયા.
**મીના બજાર :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૪૦, ત્રણ રૂપિયા.
**તેજબિંદુ :** ધૂમકેતુ. પાનાં ૨૨૪, ત્રણ રૂપિયા.
**દિલ્હીશ્વર :** જયભિખ્ખુ. પાનાં ૩૦૦, સાડાચાર રૂપિયા.
**ગુર્જરલક્ષ્મી :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૦૦, સાડાત્રણ રૂપિયા.

## રવાણી ઍન્ડ કંપની, મુંબઈ ૨.

**ઊગ્યું પ્રભાત :** પીતાંબર પટેલ. પાનાં ૩૪૬, ૭ રૂપિયા.
**મારો પરિવાર :** અનુ૦ રામનારાયણ ના૦ પાઠક. પાનાં ૨૨૨, ચાર રૂપિયા.
**મોરનાં આંસુ :** સારંગ બારોટ. પાનાં ૨૦૮, સાડાત્રણ રૂપિયા.
**અજાણ્યો ટાપુ :** આર૦ એલ૦ સ્ટિવનસન. અનુ૦ શ્રીકાન્ત. પાનાં ૭૫, સવા રૂપિયો.
**ડૉ. જેકિલ અને મિ૦ હાઇડ :** આર૦ એલ૦ સ્ટિવનસન, અનુ૦ શ્રીકાન્ત. પાનાં ૬૪, એક રૂપિયો.
**રૉબીન હુડ :** આર૦ એલ૦ સ્ટિવનસન. અનુ૦ શ્રીકાન્ત. પાનાં ૮૫, સવા રૂપિયો.
**ખેલો ગંજીપો :** પ્રાણજીવન દોશી. પાનાં ૮૬, સવા રૂપિયો.
**મીઠાઈનું ઘર :** પ્રાણજીવન દોશી. પાનાં ૮૩, સવા રૂપિયો.
**ઢીંગલી બાઈ :** પ્રાણજીવન દોશી. પાનાં ૭૬, સવા રૂપિયો.
**ઘરનાં જીવડાં :** ઉમેદભાઈ અવરાણી. પાનાં ૪૭, બાર આના.
**લોહીનાં તરસ્યાં :** ઉમેદભાઈ અવરાણી. પાનાં ૪૭, બાર આના.
**વગડાનાં વાસી :** ઉમેદભાઈ અવરાણી. પાનાં ૪૦, દશ આના.
**કીટક મિત્રો :** ઉમેદભાઈ અવરાણી. પાનાં ૪૪, બાર આના.
**કીટક પરિચય :** ઉમેદભાઈ અવરાણી. પાનાં ૩૮, દશ આના.
**ચીની બાળાની આત્મકથા :** [ ભા. ૧–૨ ]: અનુ૦ શાંતા ગાંધી. પાનાં ૧૦૮+૧૦૮ દરેક ભાગના પોણા બે રૂપિયા.

*

**નિત્યમનન :** ગાંધીજી. પાનાં ૧૫૯, એક રૂપિયો. નવજીવન કાર્યાલય, અમદાવાદ ૯.
**અસહકારનો વિચાર :** મથુરાદાસ ત્રિકમજી. પાનાં ૫૬, આઠ આના. નવજીવન કાર્યાલય, અમદાવાદ ૯.
**પ્રેમ પન્થ [૩] :** દેસાઈ વાલજી ગોવિન્દજી. પાનાં ૫૯, ચાર આના. નવજીવન કાર્યાલય, અમદાવાદ. ૯.
**બાતચિત (હિંદી) :** ગિરિરાજ કિશોર. પાનાં ૩૨. ચાર આના. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૯.
**ગાંધીજી–એક અધ્યયન :** શાંતિલાલ દેસાઈ. પાનાં ૩૯૩, ચાર રૂપિયા. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ.
**પાણી :** બંસીધર ડી. ગાંધી. પાનાં ૯૦, ચૌદ આના. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૯.

★

| | | | |
|---|---|---|---|
| **બળવાન બનો :** પંડિત સાતવલેકરજી કૃત ... ... ... | ૧૧૨ | ૦–૧૨ | ૦–૨ |
| **મનુષ્યધર્મ :** ધર્મ વિષે ઉપનિષદો, સંતો ને મહાત્માજીનાં વચનો ... | ૨૪૦ | ૨–૦ | ૦–૪ |
| **સનાતન ધર્મ :** સ્વ. મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ સંપાદન કરેલું ... | ૨૦૮ | ૧–૦ | ૦–૨ |
| **વિવેકાનંદ–ભક્તિયોગ–આવૃત્તિ ૨જી** ... ... | ૩૮૪ | ૨–૦ | ૦–૪ |
| **ગંગા માતા**–લોકમાતા ભાગીરથી વિષે વિદ્વાનોની વાણીનો સંગ્રહ ... | ૧૨૦ | ૦–૬ | ૦–૨ |

## વાર્તાસાહિત્ય તથા પ્રકીર્ણ ગ્રંથો

| | | | |
|---|---|---|---|
| **માણસાઈની વાતો**–સંપાદક : પિતાંબર પટેલ. જાણીતા લેખકોની ૨૦ વાર્તાઓનો સંગ્રહ ... ... ... | ૩૦૮ | ૨–૦ | ૦–૪ |
| **રંગ અને દીવા**–લે. ચંદુલાલ પટેલ. વાસ્તવદર્શી વાર્તાસંગ્રહ ... | ૨૮૮ | ૧–૮ | ૦–૨ |
| **અંધારી રાતે**–લે. કેતન મુનશી, આધુનિક પ્રશ્નોની છણાવટ કરતો વાર્તાસંગ્રહ | ૧૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **અન્તરના દીવા**–લે. વેણીભાઈ પુરોહિત. ભાવનાપ્રધાન વાર્તાઓનો સંગ્રહ | ૨૦૨ | ૧–૮ | ૦–૨ |
| **ભીમનાં પરાક્રમો :** ભીમસેનની હાસ્યરસથી ભરપૂર કથા ... ... | ૨૨૪ | ૧–૮ | ૦–૨ |
| **ગૃહ, ગૃહિણી અને ગૃહસ્થ :** ગૃહકુટુંબના કૂટ પ્રશ્નોનો સરળ ઉકેલ | ૨૭૨ | ૧–૪ | ૦–૨ |
| **હિતોપદેશ :** મનોરંજક કથારસ સાથે નીતિ–જ્ઞાનની કથાઓ ... | ૨૪૦ | ૧–૪ | ૦–૨ |
| **ઇન્સાન મિટા દૂંગા :** ઈ. સ. ૧૯૩૦ના જેલજીવનમાં ડોકિયું કરાવતી વાર્તા, અન્ય આઠ વાર્તાઓ સાથે ... ... | ૧૭૬ | ૧–૪ | ૦–૨ |
| **બાળક :** બાળજીવનનાં વિવિધ પાસાંઓ ઉપર ૧૩ નિબંધો ... ... | ૧૭૬ | ૧–૪ | ૦–૨ |
| **પ્રકૃતિનાં લાડકવાયાં પંખીઓ :** ૧૪૦ પક્ષીઓનો પરિચય ... | ૨૭૨ | ૧–૪ | ૦–૨ |
| **વિશ્વની વિચિત્રતાઓ :** જગતની અજાયબ વાતોનો સચિત્ર સંગ્રહ ... | ૧૭૬ | ૦–૧૦ | ૦–૨ |
| **સોનાનો સૂરજ :** ગામડાંની પ્રજાને માર્ગદર્શન ... ... ... | ૨૩૨ | ૧–૪ | ૦–૨ |
| **ગુજરાતનાં તીર્થસ્થાનો :** ગુજરાતનાં તીર્થસ્થાનોની માહિતી ... | ૨૪૮ | ૧–૪ | ૦–૨ |
| **ગામડું બોલે છે :** લે. મડિયા. હિંદના નમૂનારૂપ એક ગામડાનું જીવન | ૧૪૪ | ૦–૧૦ | ૦–૨ |
| **ગુજરાતનાં લોકગીતો :** લોકગીતો અને કથાઓનો સંગ્રહ ... ... | ૨૭૨ | ૧–૪ | ૦–૨ |
| **કોઈને કહેશો નહિ :** કુટુંબ અને સમાજનાં દૂષણો પર કટાક્ષયુક્ત માર્ગદર્શન કરાવતો નાટકસંગ્રહ ... ... ... | ૧૬૮ | ૧–૪ | ૦–૨ |
| **જગન્નાથપુરી ને ઓરિસ્સાના પુરાતન અવશેષો :** ભારતની સાંસ્કારિક એકતાનું દર્શન કરાવતું પુસ્તક ... ... ... | ૯૬ | ૦–૧૦ | ૦–૨ |
| **પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લે. શ્રી કરસનદાસ માણેક ... ... | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **રાખની ઢગલી** (સચિત્ર) લે. શ્રી 'સૌજન્ય' ... ... ... | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **હાસ્યતરંગ :** (સચિત્ર) લે. શ્રી જ્યોતીન્દ્ર દવે ... ... | ૧૫૨ | ૦–૧૦ | ૦–૨ |
| **જગતમાં જાણવા જેવું :** લે. છોટાલાલ કામદાર ... ... ... | ૧૨૮ | ૦–૧૨ | ૦–૨ |
| **ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા... | ૧૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **ગૃહજીવનની કલા :** ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **ગૃહજીવનનાં દશ્યો :** આપણા ગૃહ–કુટુંબનાં સાચાં શબ્દચિત્રો ... | ૧૩૨ | ૦–૧૦ | ૦–૨ |
| **મારો ભારતદેશ :** ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ... | ૧૩૬ | ૦–૧૦ | ૦–૨ |
| **ભગવાનનાં છોરુ :** હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર ... | ૧૩૬ | ૦–૧૦ | ૦–૨ |
| **સાહસ કથાઓ :** લોકકલ્યાણ અર્થે સાહસ કરનાર વીરોની કથાઓ | ૧૪૪ | ૦–૧૨ | ૦–૨ |
| **ગ્રામરચના :** ગામડાંના પ્રશ્નો અંગે શ્રી રવિશંકર મહારાજનાં વ્યાખ્યાનો | ૨૮૦ | ૧–૪ | ૦–૨ |

| | | | |
|---|---|---|---|
| **કંકુ ને કન્યા :** લગ્ન સંબંધી ખેલાતા કાવાદાવાનો હૂબહૂ ચિતાર ... | ૧૯૨ | ૧–૪ | ૦–૨ |
| **બાળકોની માવજત :** બાળકો પ્રત્યે માબાપોની ફરજ અને માર્ગદર્શન | ૯૬ | ૦–૧૦ | ૦–૨ |
| **ખોળાનો ખૂંદનાર :** સમાજના પ્રચલિત વહેમોનું ચિત્રણ ... ... | ૧૨૮ | ૦–૧૦ | ૦–૨ |
| **પટલાઈના પેચ ભા. ૧લો** } સામાજિક કુરૂઢિઓ પર વેધક દૃષ્ટિપાત | ૧૧૨ | ૦–૧૦ | ૦–૨ |
| **પટલાઈના પેચ ભા. ૨જો** } | ૧૭૬ | ૦–૧૦ | ૦–૨ |
| **શાકભાજી અને બીજા લેખો :** શાકભાજી ને બીજાં તૂલો સંબંધી માહિતી | ૧૧૨ | ૦–૧૨ | ૦–૨ |
| **પૃથ્વીની કથા :** પૃથ્વીની ઉત્પત્તિ અને વિકાસની કથા ... ... | ૧૨૮ | ૦–૧૨ | ૦–૨ |
| **અદાલતને આંગણે :** અદાલતોમાં ઉદ્ભવતા રમૂજી ને જાણવા જેવા પ્રસંગો | ૧૬૮ | ૧–૮ | ૦–૨ |
| **રશિયા** } પુરુષાર્થ ને સમૃદ્ધિને શિખરે પહોંચેલાં આ બન્ને રાષ્ટ્રોની | ૧૯૨ | ૧–૮ | ૦–૨ |
| **અમેરિકા** } ઉત્ક્રાંતિ તથા વિકાસનો ટૂંકો ઇતિહાસ ... ... | ૨૪૮ | ૧–૮ | ૦–૨ |
| **સૌભાગ્ય સુંદરી :** અતિ પ્રખ્યાત ૧૬ નાટકોમાંથી ચૂંટેલા પ્રવેશોનો સંગ્રહ | ૨૪૦ | ૧–૮ | ૦–૨ |
| **વૈતાલની વાતો :** કવિ શામળ ભટ્ટની વિખ્યાત 'વૈતાલ પચ્ચીસી' પરથી સરળ શૈલીમાં તૈયાર થયેલું પુસ્તક ... ... ... | ૨૦૮ | ૧–૮ | ૦–૨ |
| **સાહિત્ય પ્રવેશિકા :** ભાષા–સાહિત્યના ઇતિહાસમાં પ્રવેશ કરાવતું પુસ્તક | ૪૧૬ | ૨–૮ | ૦–૮ |
| **વિક્રમની વાતો :** સિંહાસનબત્રીસીની ૩૨ વાર્તાઓનો સંગ્રહ ... | ૩૪૮ | ૨–૮ | ૦–૮ |
| **કાકાનો સંજય :** પ્રાચીન મિસરની સંસ્કૃતિનો સચિત્ર પરિચય ... | ૩૨૦ | ૧–૧૨ | ૦–૩ |
| **ઠંડા પહોરની વાતો :** સચિત્ર બાળોપયોગી પ્રાણીકથાઓ ... ... | ૧૦૪ | ૦–૧૨ | ૦–૨ |
| **સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ :** નિરાશ થયેલાઓને ઉત્સાહ ને ચેતનાપ્રેરક | ૪૯૬ | ૩–૦ | ૦–૪ |

## જીવન–ચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **પરમપૂજ્ય બાપુ :** પૂ. બાપુની જીવનરેખા ને જીવનપ્રસંગો ... | ૧૪૪ | ૧–૦ | ૦–૨ |
| **મહાત્મા ટૉલસ્ટૉય :** રશિયન સંતનું પ્રેરણાદાયી ચરિત્ર ... ... | ૧૭૬ | ૧–૪ | ૦–૨ |
| **ગૌતમ બુદ્ધ :** ભગવાન બુદ્ધનું ચરિત્ર અને ઉપદેશો ... ... | ૨૦૦ | ૧–૪ | ૦–૨ |
| **મીરાં દાસી જનમ જનમકી :** જીવન અને કવન ... ... | ૧૧૨ | ૦–૧૨ | ૦–૨ |
| **શ્રીમદ્ શંકરાચાર્ય :** આદ્ય શંકરાચાર્યનું ચરિત્ર, ઉપદેશો સાથે ... | ૧૪૪ | ૦–૧૦ | ૦–૨ |
| **ગુજરાતના સેવકો :** ગુજરાતના ચાર મૂક સેવકોનાં ચરિત્રો... ... | ૧૧૬ | ૦–૧૨ | ૦–૨ |
| **બૂકર ટી. વૉશિંગ્ટન :** હબસી વીરની પ્રેરક ને બોધક આત્મકથા ... | ૨૨૪ | ૧–૮ | ૦–૪ |
| **સ્વામી રામતીર્થ :** વિસ્તૃત ચરિત્ર તથા ઉપદેશો ... ... ... | ૬૭૨ | ૩–૮ | ૦–૭ |
| **રમણ મહર્ષિ**–સુધારા વધારા સાથે બીજી આવૃત્તિ ... ... | ૨૧૬ | ૨–૦ | ૦–૪ |
| **હંસ મહારાજ**–વેદાંત જેવા ગહન વિષયને વિવિધ દૃષ્ટાંતો દ્વારા સમજાવતું પુસ્તક | ૨૮૦ | ૨–૮ | ૦–૫ |

## આરોગ્ય અને વૈદક

| | | | |
|---|---|---|---|
| **સુશ્રુત આયુર્વેદ :** બે ગ્રંથો, સરળ ભાષાંતર, મૂળ સાથે ... ... | ૧૩૭૨ | ૧૫–૦ | ૧–૧૨ |
| **આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ :** વૈદકનો મહાન ગ્રંથ | ૮૬૪ | ૬–૦ | ૧–૧ |
| **આરોગ્યની બારમાસી :** બારે માસનાં પર્વોના આહારવિહાર ને બીજા લેખો | ૨૬૪ | ૧–૮ | ૦–૨ |
| **આંખનું આરોગ્ય :** ચશ્માં તથા બીજા રોગો માટેની માહિતી ... | ૧૬૮ | ૧–૪ | ૦–૨ |
| **આરોગ્યની કૂંચી :** રોગના અધિકારમાં શું કરવું તેની સમજ ... | ૩૦૦ | ૨–૮ | ૦–૪ |
| **ઘર ઘરનો વૈદ્ય**–જુદાજુદા ૭૭ દર્દોની માહિતી, લક્ષણો ને સરળ ઉપચાર | ૧૯૨ | ૧–૮ | ૦–૨ |

# આમ સાહિત્યશ્રેણી

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

- ગજેંદ્રમોક્ષ ... ૦–૬
- સ્વમાં ... ... ૦–૮
- જ્ઞાનલહરી ... ૦–૮
- હસ્તામલકસ્તોત્ર ... ૦–૨
- પ્રશ્નોત્તરમાળા ને જીવન્મુક્ત આનંદલહરી ૦–૩
- ભગવત્પ્રસાદ ... ૦–૪
- શિક્ષાપત્રી ... ૦–૬
- વ્યવહારમાળા ... ૦–૮
- ગીતાંજલિ ... ૦–૬
- તૈત્તિરીય ઉપનિષદ... ૦–૩
- શ્રી વિષ્ણુસહસ્રનામ ૦–૪
- દૃગ્–દૃશ્ય વિવેક ... ૦–૨
- યક્ષ અને યુધિષ્ઠિર ૦–૩
- દત્તાત્રેય ... ... ૦–૩
- પરવાળાં ... ... ૦–૩
- પ્રેમપન્થ–(૧) ... ૦–૩
- પ્રેમપન્થ–(૨) ... ૦–૪
- નીતિશતક ... ૦–૪
- વૈરાગ્યશતક ... ૦–૪
- શિવમહિમ્નઃ સ્તોત્રમ્ ૦–૬
- કણ્ઠાભરણમ્ ૦–૩
- તંત્રની સાધના ... ૦–૪
- ગીતાસાર ... ૦–૪
- ગીતાપોથી ... ૦–૬
- ગીતાસંકલન ... ૦–૩
- ભગવદ્ગીતા (૧૨,૧૫) ૦–૩
- ઉત્તરગીતા ... ૦–૬
- મણિરત્નમાળા ... ૦-૧-૬
- પરમપુરુષાર્થ ... ૦–૬
- નારદનાં ભક્તિસૂત્રો ૦–૩
- જ્ઞાનનાં ઝરણાં ... ૦–૩
- ઉચ્ચ જીવન ... ૦–૩
- ધ્યાન અને જ્ઞાન ... ૦–૩
- વિચારસૂર્યોદય ... ૦–૪
- સત્સંગમાળા ... ૦–૧
- શ્રીરામકૃષ્ણ ઉપદેશ ૦–૫
- બંસીમાં ભગવાને શું ગાયું? ... ૦–૩
- મેનાવતી અને ગોપીચંદ ભર્તૃહરિ ને વિક્રમ ૦–૩
- જેસલ–તોરલ તથા જાલંધર ને ગોપીચંદ ૦–૩

## સંતવાણી–ભજનો

- પ્રબોધ–બાવની ... ૦–૪
- કેશવકૃતિ ... ૦–૪
- રવિ, ભાણ ને મોરાર ૦–૪
- દોહારત્નાવલિ ... ૦–૩
- તુલસીદાસની સાખીઓ ૦–૪
- હરિપાઠ ... ૦–૨
- ભક્ત સૂરદાસનાં પદો ૦–૫
- ધીરા ભગતનાં પદો ૦–૪
- છોટમની વાણી ... ૦–૪
- કબીર સાહેબની સાખી ૦–૪
- સો ભજનો ... ૦–૬
- તુકામ્હણે ... ૦–૫
- ઋષિરાજનાં પદો ... ૦–૪
- ધ્રુવાખ્યાન ... ૦–૬
- ભોજા ભગતના ચાબખા ૦–૬
- રહીમ ને જમાલની વાણી ૦–૪
- સાંઈ દીનદરવેશ ... ૦–૪
- કવિ દીનદયાલગિરિ ૦–૪

## ટૂંકાં ચરિત્રો

- સંત મૂળદાસ ... ૦–૬
- ગોસ્વામી તુલસીદાસ ૦–૬
- વિશ્વામિત્ર ને હરિશ્ચંદ્ર ૦–૪
- ચંદ્રહાસ ... ... ૦–૩
- સુદામાચરિત્ર ... ૦–૩
- સતી સાવિત્રી ... ૦–૪
- શ્રી તૈલંગસ્વામી ... ૦–૪
- સ્વામી રામતીર્થ ... ૦–૪
- શ્રી રામકૃષ્ણ પરમહંસ ૦–૬
- નાનભટ્ટ બાપા ... ૦–૪
- નાનક ... ... ૦–૬
- શ્રી શુકદેવજી ... ૦–૪
- જડભરત ... ... ૦–૩
- ભક્ત પ્રહ્લાદ ... ૦–૪
- ભક્ત રોહિદાસ .. ૦–૩
- ભક્ત અંબરીષ ... ૦–૪
- બાળકોના વિવેકાનંદ ૦–૪
- કબીર સાહેબ ... ૦–૬

## વૈદક

- કવાથ-ઔષધિ ... ૦–૬
- વૈદકના અકસીર ઉપાયો ૦–૬
- જીવનચર્યા ... ... ૦–૬
- માંદાનો આહારવિહાર ૦–૪
- માંદગીનાં કારણો ... ૦–૬
- ચૂર્ણ–ઔષધિ ... ૦–૪
- ખોરાકમાં ઝેર ... ૦–૪
- માંદગીમાં ઉપવાસ ૦–૬
- હરડે અને તેનો ઉપયોગ ૦–૬

## વાર્તાઓ

- મદાલસા ને અલર્ક ૦–૫
- ધાવણની ધાર ને બીજી વાતો ... ૦–૩
- દુષ્યંત ને શકુંતલા ને બીજી વાતો ... ૦–૬
- ગુજરાતની રંગભૂમિ ૦–૬
- સમીસાંજની વાતો... ૦–૬
- દયાળુ માતા ... ૦–૪
- સદ્ગુણી પુત્રી ... ૦–૪

## બાળકો માટે

- બાળકોની વાતો (ભાગ ૧) ૦–૬
- બાળકોના આચાર ૦–૩
- બાળકોની રીતભાત ૦–૪
- બાળકોનો આનંદ ૦–૩
- સદ્બોધવાટિકા ... ૦–૩
- કુણાલ ... ... ૦–૮
- ભીમભાઈનું પહેરણ ૦–૪
- સૌથી પહેલા દાદાજી ૦–૬
- અમારા માધવકાકા ૦–૬
- આકાશના તારા ... ૦–૬
- વસંતનું આગમન ... ૦–૪
- પ્રૌઢ વાચનપોથી ... ૦–૪
- પ્રૌઢ વાચનપૂર્તિ ... ૦–૪
- દેશપાઠો ... ૦–૪

**વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો :**

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ ને મુંબઈ–૨

# જે સર્વોત્તમ છે તેજ સૌથી વધુ શુદ્ધ હોય છે

તમારા બાળકને ગ્લૅક્સો, જે ચોખ્ખામાં ચોખ્ખો દૂધનો ખોરાક છે, તે આપીને તેના જીવનની યોગ્ય શરૂઆત કરો. ઉષ્ણતાવાળા પ્રદેશોમાં રહેતાં બાળકો માટે ગ્લૅક્સો ખાસ તૈયાર કર્યો છે અને સૂકતાન (રિકેટ્સ) અને પાંડુરોગ (એનિમિયા) થી રક્ષણ કરવા માટે તેમાં વિટામિન ડી અને લોહનું મિશ્રણ કરવામાં આવ્યું છે. તમારા બાળકને ધીમે ધીમે વધવા માટે જે પોષણ જોઈએ તે ગ્લૅક્સોમાંથી મળી રહેશે તેની ખાતરી રાખજો.



Glaxo

ગ્લૅક્સો બાળકો માટે પરમ શુધ્ધ આહાર છે.



ગ્લૅક્સો લેબોરેટરીઝ (ઇન્ડિઆ) લિ. મુંબઈ · કલકત્તા · મદ્રાસ




વ્રત-મંગલ
ચિત્રકાર · ચંદ્ર ત્રિવેદી

સળંગ અંક

· ઈશ્વરલાલ મો. દવે

# નવરચના

વર્ષ ૨૨ · જુલાઈ '૫૨ · અંક ૪

## નવાં પુસ્તકો

| | | |
|---|---|---|
| વાત્રકને કાંઠે | પન્નાલાલ પટેલ | ૩–૮ |
| જમાઈરાજ | ,, | ૨–૦ |
| સુરભિ (નવી આ.) | ,, | ૪–૦ |
| માનવીની ભવાઈ ,, | ,, | ૬–૦ |
| છણે હાંડ ,, | ,, | ૩–૦ |
| વળામણાં ,, | ,, | ૨–૮ |
| જિંદગીના ખેલ ,, | ,, | ૪–૦ |
| રામના રમોપાં | સાને ગુરુજી | ૪–૦ |
| શ્યામની મા | ,, | ૩–૮ |
| મનુ બાપા | ,, | ૧–૮ |
| ભવસાગર | ઈશ્વર પેટલીકર | ૪–૦ |
| પારસમણિ (નવી આ.) | ,, | ૩–૪ |
| લેવાસગડી ,, | ,, | ૬–૦ |
| ધરતીનો અવતાર ,, | ,, | ૩–૦ |
| કાશીનું કરવત ,, | ,, | ૩–૮ |
| સળગતાં હૈયાં | નવલભાઈ શાહ | ૩–૦ |
| માનવતાનાં ઝરણાં | ગ૦ વા૦ માવળંકર | ૨–૮ |
| ચરિત્રકથાઓ | ધૂમકેતુ | ૧–૦ |
| મેઘબિંદુ (નવી આ.) | ,, | ૩–૦ |
| કિમિયાગરો | યશોધર મહેતા | ૨–૮ |
| ઘેલો બગલ | ,, | ૧–૮ |
| છ સંતો | ,, | ૦-૧૦ |
| નંદવાયેલાં હૈયાં | પુ૦ ચંદરવાકર | ૩–૦ |
| પ્રાણીશ્વર | ,, | ૦–૬ |
| કલગી ૧–૨ | ન. પારેખ | ૦-૧૨ |
| સાગરનાં છીપાં | અશોક હર્ષ | ૩–૦ |
| ફિંગડોગ | હેમેન્દ્રકુમાર | ૧–૮ |
| વીર બેની | જીવરામ જોષી | ૦-૧૨ |
| દોઢ ડાહ્યો | ,, | ૧-૪ |
| હઠીલો કુંવર | ,, | ૦-૧૨ |

**વધુ વિગત માટે સૂચિપત્ર મંગાવો**

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

**ફર્નાન્ડીઝ પુલ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧**






નિરોગોપચારની દૃષ્ટિએ ચાલતું એકમાત્ર
ગુજરાતી માસિક
તો છે જ.

**તંદુરસ્તી**

ના
તંત્રીઓ વરસોના અનુભવી
**શ્રી ભૂપતરાય મો. દવે**
અને
**શ્રી શંકરલાલ મો. દવે**
પણ છે જ.
આ સિવાય રૂપિયા સાડા પાંચ
(વિદેશમાં શિ. ૧૨)ના મામુલી લવાજમમાં






બીજું પણ એટલું બધું રોજનું
ઉપયોગી આપે છે કે જૂના
ગ્રાહકો નવાંઓને ગ્રાહક થઈ
જવા ભલામણ કરે છે. ત્યારે
જ તો માત્ર ત્રણ વરસમાં એ
ગુજરાતીઓનાં ઘેર ઘેર પ્રિય
થઈ પડ્યું છે.

**: લખો :**

**તંદુરસ્તી કાર્યાલય**

**ભારતી સાહિત્ય સંઘ લિ.** **આરોગ્યધામ**
ફર્નાન્ડીઝ પુલ : ગાંધીમાર્ગ    ચુનામેન્શન : વિન્સેન્ટ રોડ.
**અમદાવાદ ૧**    **મુંબઈ ૧૯**

☆

ઉ ત્ત મ
જા ત નાં
આ
પ્ર તી કો
બ રા બ ર
જા ણી
લે જો

☆
















જો તમે જાત શોધતા હો તો સીવવા અને ભરવા માટેના દોરાની ઉપરની જાત માટે જરૂર પૂછજો. વિવિધ રંગોવાળા આ દોરા મજબૂત અને તાકાતવાળા હોય છે.

## કોહીનૂર મિલ્સ કું. લિ.

એજન્ટ્સ. કિલ્લિક ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ
મુખ્ય વિક્રેતા : નાહાલચંદ લલ્લુચંદ લિમિટેડ

yright

LAS. (B)

# જ્યારે 'આયુર્વેદ....'

## —આગળ વધે છે ત્યારે...

જ્યારે આયુર્વેદ આગળ વધે છે ત્યારે ગમે તેવા અસાધ્ય રોગોનું સચોટ ઔષધ શોધી કાઢે છે. ગાંડપણ જેવાં માનસિક રોગો દૂર કરવા માટે લોકોની નજર પરદેશી ઊંચી કિંમતની દવાઓ ઉપર જ હતી. સોમાંથી પચાસ ટકા સાધારણ વર્ગના દર્દીઓ આવા દર્દો સહન કરી રહ્યા હતા—કરે છે પણ. દાખલા તરીકે હૃદયના રોગો (લોહીનું દબાણ—બ્લડ પ્રેશર) માટે, દરેક જાતના ઉન્માદ માટે, હીસ્ટીરીઆ અને ઓછી યાદશક્તિ જેવા માનસિક રોગો માટે અત્યાર સુધી પરદેશી મોંઘી કિંમતની દવાઓ ઉપર જ આધાર હતો.

★

મુંબઈના લોકપ્રિય 'ચરક ભંડાર' ના નિષ્ણાતોએ અનેક પ્રયોગો પછી ઉપરનાં તમામ દર્દો માટે એક ખાસ ઔષધિ (ગોળીઓના રૂપમાં) બનાવેલ છે એટલું જ નહીં પણ પોતાના લગભગ અર્ધો ડઝન ઉપરના "મફત સલાહ કેન્દ્રો" ઉપર આવતા દર્દીઓ ઉપર અજમાવી સોએ સો ટકા સફળ પરિણામ મેળવ્યા પછી જ, જાહેર જનતાના હિતાર્થે બજારમા મૂકવામાં આવી છે. જેનું નામ 'બ્રાહ્મી ઘનવટી' (સુવર્ણ યુક્ત) છે. જે વકીલો, વિદ્યાર્થીઓ તથા માનસિક અશક્તિ અને ઓછી યાદશક્તિ જેવા રોગથી રીબાતા દર્દીઓ માટે પણ અકસીર છે.

★

અભ્રક, અકીક, માણેક, મોતી વગેરે બહુમૂલ્ય ભસ્મો તેમજ ચંદ્રોદય વગેરે કિંમતી રસાયણોને, બ્રાહ્મીના સ્વરસની ભાવના આપી આ ગોળી બનાવવામાં આવી છે. અલબત્ત આથી તે કિંમતી તો છે જ. પણ દર્દને નાબૂદ કરવાની તેની શકિત અને સચોટતા પાસે તે મોંઘી નથી.

★

બહેનો માટે ખાસ—અટકાવ તદ્દન ઓછો આવવો, ગર્ભાશયની ચારે બાજુ જડતા, ઉબકા આવી, ઉલ્ટી થવી, ઝણઝણાટી, ચૂંક આવવી, પેટમાં દર્દ થવું વગેરે લક્ષણોવાળા ગર્ભાશયોન્માદમાં આ ગોળી અમૃત સમાન છે.

★

બાળકો માટે—ગળામાં ઘરર ઘરર અવાજ આવવો, દાંત બંધાવા, દાંત આવવાથી લાળ નીકળી તેમ જ આંચકી—તાણ (બાલગ્રહ) નાના બાળકોના દર્દો ઉપર આ ગોળી અકસીર છે. કિંમત ૨૫ ગોળીની બાટલીના માત્ર રૂપિયા દસ છે. હિંદભરના દવાવાળાઓને ત્યાં મળે છે. માત્ર એ 'ચરક ભંડાર' ની બનાવેલી છે, તેની ખાતરી કરવી જરૂરી છે. 'ચરક ભંડાર' મુંબઈ નં. ૭ને લખવાથી વી. પી. થી મંગાવી શકાય છે. અમદાવાદ શાખા અને મફત સલાહ કેન્દ્ર રીલીફરોડ—સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ : ચીમનલાલ માધવલાલની કું. ત્રણ દરવાજા ઉપર છે.

કિંમતી બાવન વનસ્પતિમાંથી શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરેલું....

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ) : મેડીકેટેડ

## પ્રખ્યાત ડૉક્ટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી–પુરુષો
## આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી

કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીર દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

**મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ**



**સૂચના :**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાલી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

**મોટી બાટલીના રૂ. ૩–૮–૦**
**નાની બાટલીના રૂ: ૨–૦–૦**

ટપાલ ખર્ચ અલગ

પરદેશ માટે મોટી બાટલીની કિંમતં શીલીંગ ૧૨
અને નાની બાટલી કિંમત શીલીંગ ૭

**ખાસ સૂચના :**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

મોટી બાટલીના રૂ. ૫–૫–૬
નાની બાટલીના રૂ. ૩–૭–૬

(બાટલીની કિંમત + ૧–૬–૬ પોસ્ટેજ
+ ૦–૭–૦ પેકીંગ)

મનીઑર્ડરથી મોકલવા
વી. પી. થી મોકલીશું નહિ.



ફોન : ૬૨૮૯૯ : : તાર : 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર, (જી. આઇ. પી) મુંબઈ ૧૪.    COTY : RBO

નૂતન ચીનના પ્રવાસે ગયેલા હિંદી પ્રતિનિધિઓનાં બયાન

# દીઠી મેં ચીન ભૂમિ

પ્રતિનિધિ મંડળના મશહુર સભ્યોઃ જે. સી. કુમારપ્પા, વી. કે. આર. વી. રાવ, પં. સુંદરલાલજી, મુલ્કરાજ આનંદ, આર. કે. કરંજીઆ, કે. એ. અબ્બાસ, પુરુષોત્તમ હઠીસિંગ, વી. કલ્યાણમ. કિં. રૂ. ૧-૧૨-૦

☆ ☆

# રશિયાની કાયાપલટ ☆ માઓત્સેતુંગ

રશિયા વિષે
છેલ્લામાં છેલ્લી માહિતી
અતિ ઉછળતી કલમે
લે. ભોગીલાલ ગાંધી રૂ. ૩-૦

ચીનના આ મહાન
નેતાની જીવન કથા
ચીની ક્રાંતિના ઇતિહાસ સાથે
લે. શાંતા ગાંધી રૂ. ૩-૦

☆

## લોકવાણીમાં લોકજીવન

- ૦ જોગમાયાની છોડી ( ચીની કુટુંબની બે વાર્તાઓ ) ૧—૦
- ૦ લોકભવાઈ ( લોક જીવનની આબેહુબ નાટિકા ) લે. દીના સંઘવી ૦-૧૨
- ૦ ધરતીનો ધણી ( ચીની ખેડૂતના નવજન્મની કથા ) ૧—૦
- ૦ છુછો ને સુછો ( કટાક્ષપૂર્ણ રૂપક કથાઓ ) લે. શંકર પંડ્યા ૦-૧૦
- ૦ ભાગો નહીં બદલો ( પં. રાહુલજીની કલમે લોક સમસ્યાનો ચિતાર ) ૧—૪

☆ ચેતન પ્રકાશન ગૃહ લિ૦ ૧૩૩, જવાહરનગરઃ ગોરેગાંવ ( મુંબઈ ) ☆

ઊગતી અને આથમતી
વીતેલી અને આવતી
એ
દરેક પેઢીમાં
સંસ્કારનું સીંચન થાય
એ માટે
શિષ્ટ સાહિત્યનાં
દરેક
પુસ્તકો મેળવવા
ગમે ત્યારે
પૂછાવો :

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફર્નાન્ડીઝ પુલ નીચે
ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

ઊર્મિ નવરચના સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક
'ઊર્મિ' વર્ષ ૨૨ : 'નવરચના' વર્ષ ૧૭ : અંક ૪ થો
જુલાઈ : ૧૯૫૨

ક્રમ



* દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વરસનું લવાજમ: દેશમાં સાડાસાત રૂપિયા અને વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫) છુટક નકલ: બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. લખ્યો હશે તો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.
* જરૂરી ટપાલ ખર્ચ બીડ્યું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે અથવા તો જવાબ આપશે.

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧
મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની, ક્રિશ્ના પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.



# તમારા માથાની ચામડી

તમારા વાળમાં થઇને શું આરપાર દેખાઈ આવે છે? એનો અર્થ એ કે ખરી પડેલા વાળની જગ્યાએ નવા વાળ ઊગતા નથી અને તેથી તમારા માથા ઉપર તાલ પડેલી દેખાય છે. જ્યારે **કેશવર્ધિની**થી તમે તાલમાથી તથા ઘરડા દેખાવામાંથી બચી શકો તેમ છો, ત્યારે તમે આ બને સજા શા માટે ભોગવો છો?

પાનખરમા ખરી પડેલાં પાંદડાં વસંતમાં ફરી નવપલ્લવિત બને છે, પરંતુ વાળના અમુક તબક્કાઓમાં ખરી પડેલા વાળ એકવાર અદૃશ્ય થતાં હમેશ માટે અદૃશ્ય જ રહે છે. તમારા વાળને આમ જવા ન દો, પરંતુ ખરી પડેલાની જગ્યાએ **કેશવર્ધિની**ની મદદથી નવા વાળ આવે અને તમારી યુવાની કાયમ રહે એવું કરો.

આવું સમયસર કરો, કારણ વિલંબ થવાથી—**કેશવર્ધિની**નો ઉપયોગ કરવામાં વિલંબ કરવાથી—તમારી તંદુરસ્તી વિલાંબાશે અને તમારા રોગને ભયંકર સ્વરૂપમાં પરિણમવા માટેની તક તેને સાંપડશે. માટે તમારા કીમતી વખતનો ઉપયોગ તંદુરસ્તી મેળવવામાં કરો. તંદુરસ્તી પ્રાપ્ત કરવામાં તમે સમય ગુમાવશો નહિ.

## કેશવર્ધિની

**નો આજથી જ ઉપયોગ કરો.**

કેશવર્ધિની ... ... રૂ. ૦-૧૪-૦

કેશવર્ધિની શેમ્પુ... રૂ. ૦-૧૪-૦

(માર્ગવ્યય અલગ)

**દરેક પ્રખ્યાત વેપારી પાસેથી મળી શકશે.**

અથવા લખો :

**સાઉથ ઈન્ડિયા કેમિકલ્સ**

કોઇમ્બતુર (દક્ષિણ)

મુંબઈ અને સી. આઈ.ના એજન્ટ :

**મે. નેશનલ સેલ્સ એન્ડ સર્વિસ કું.,**

**૧૨, રામપાર્ટ રોડ, ફોર્ટ, મુંબઈ ૧**

કોલેરા, ઝાડા, શરદી, ઊંઘિવા, ખાંસી, શુળ, અમુંઝણ, દરેક જાતના તાવ તથા અનેક જાતના દરદો માટે અમુલ્ય ઔષધી

અમૃતધારા

બધે મળે છે.

જે. એન. શેઠના

સ્ટોકીસ્ટઃ—કંચનલાલ વાડીલાલની કું.

પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ ૨

# નેપચુન

## એસ્યોરન્સ કંપની લી.

[ સ્થપાઇ : ૧૯૩૦ ]

- જીંદગી
- આગ
- મોટર
- અકસ્માત

ના વિમાનું કામ સ્વીકારે છે.

— કુલ અસક્યામત —

રૂ. ૧,૦૦,૦૦,૦૦૦

: મુખ્ય ઓફિસ :

નેપચુન બિલ્ડીંગ, ૧૦૪, એપોલો સ્ટ્રીટ,

કોટ, મુંબઈ



# બધે જ માનવતા!

## ધૂમકેતુ

**ઉત્તરધ્રુવ** પ્રદેશમાં બનેલી આ એક ઘટના છે. એક વખત એવું બન્યું કે એક શિકારી શિકાર કરવા નીકળ્યો.

ત્યાં તો શિકાર એ જ જીવન છે. અને એ જ ધાન્ય ભંડાર પણ છે.

શિકારીએ દૂર દૂર એક રીંછનું જોડું જોયું. તે ધીમે ધીમે ચોરવાટે ત્યાં પહોંચ્યો. એના જેવો દ્વિતીય શિકારી ત્યાં બીજો કોઈ ન હતો. એટલે એણે થોડીવારમાં ભાલો ફેંકીને રીંછને વીંધી નાખ્યું.

સામાન્ય રીતે બીજું પ્રાણી ભયનું માર્યું આવે પ્રસંગે નાસી જાય છે. પણ આ જોડામાં જે માદા બાકી રહી ગઈ, તે ભાગવાને બદલે, ત્યાં પોતાના જીવનસાથીની સંગાથે બેસી જ રહી!

શિકારીએ જાણ્યું કે થોડા વખત પછી એ ચાલી જશે, એટલે ત્યારે શિકાર લઈ આવવો ઠીક પડશે.

એ ત્યાં રાહ જોતો બેઠો રહ્યો. પણ ઘણો વખત થયો છતાં માદા ત્યાંથી ખસી નહિ!

એટલે એને ડરાવવા માટે એણે અવાજો કર્યા. ઘા કર્યા. પોતે દોડતો આગળ વધ્યો, ને જાણે એને પણ ભાલાથી મારી દેવી હોય એવો દેખાવ કર્યો. પણ પેલી માદા ત્યાંથી ખસી તો નહિ, પણ એવા કરુણ રૂદનથી એ ત્યાં બેઠી રડતી હતી કે, શિકારીનું અંતર એ સાંભળીને વિંધાઈ ગયું!

તેણે વિચાર્યું કે શિકાર બીજે દિવસે આવીને લઇ જવો એ વધારે યોગ્ય છે.

એટલે એ વખતે શિકાર ત્યાં છોડીને એ પાછો ચાલી ગયો.

બીજે દિવસે એ ત્યાં આવ્યો, તો માદા હજી પણ ત્યાં બેઠી હતી. હવે એ રૂદન





કરતી ન હતી. પણ પોતે જ જાણે રૂદનની આબેહૂબ મૂર્તિ બની ગઈ હતી. શિકારી આગળ વધ્યો. તેને પોતાનો શિકાર ત્યાં મૂકી દેવો પોસાય તેમ ન હતો.

પણ માદાએ એવી કરુણ રૂદનમય દષ્ટિથી એની સામે જોયું કે એ આગળ વધી શકયો નહિ.

એને લાગ્યું કે એક વધુ દિવસ પસાર થશે તો કાંઈ વાંધો નથી. એવા હિમમય પ્રદેશમાં વસ્તુઓને સડો ભાગ્યે જ લાગે. એટલે એ દિવસે પણ તે પાછો ફરી ગયો!

ત્રીજે દિવસે એ આવ્યો. માદા હજી ત્યાં બેઠી હતી. એની દૃષ્ટિની કરુણતા એવી વેધક બની ગઇ હતી, કે શિકારી ત્રીજે દિવસે પણ પાછો ફરી ગયો.

એની એ દૃષ્ટિમાં જાણે કરુણ પ્રેમનો એક મહાન કવિતાગ્રંથ વાણી પામી રહ્યો હતો!

ચોથો દિવસ, હવે તો માદાની આસપાસની હવામાંથી પણ જાણે રૂદનના પડઘા સંભળાતા હતા.

પાંચમો દિવસ, છઠ્ઠો દિવસ, સાતમો દિવસ, એક પછી એક દિવસો ચાલ્યા.

પણ માદા હજી ત્યાં બેઠી હતી–પોતાના જીવન સાથીની પાસે! કેવળ રૂદનની પ્રતિમા બનીને, આંસુમાંથી ઊભી થયેલી મૂર્તિ બનીને!

આઠમો દિવસ આવ્યો. આજે શિકારી નિશ્ચય કરીને આવ્યો હતો. આજે એ માદાને કાઢવાનો હતો. શિકાર હાથ કરવાનો હતો.

એ આવ્યો, આગળ વધ્યો, પણ જેવી એની દૃષ્ટિ પેલી માદા ઉપર પડી કે, એનું હૃદય જાણે પાણી પાણી થઇ ગયું!

પોતાના જ હૃદયમાંથી ઊઠતો હોય તેવો કોઈ અકથ્ય વિલાપ એને સંભળાઈ રહ્યો હતો! એનાથી એ સહન થતો ન હતો.

તે પોતે ત્યાંથી રડતો રડતો જ પાછો ફરી ગયો. તેણે પોતાનું ભાલું ફેંકી દીધું. ત્યાંથી એ ભારે હૈયે, શિકાર ત્યાં જ છોડી દઈને, ઘર તરફ પાછો ચાલ્યો ગયો.

માદાનો પ્રેમ જીત્યો હતો. શિકારીની માનવતા જાગી હતી.

હિમમય આખો પ્રદેશ આ એક અનોખી ઘટનાને નિહાળતાં જાણે પુલકિત થઈ ગયો હતો!

★

પાર્લામેન્ટના કવિ–સભ્ય શ્રી હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે ઑલ ઈન્ડીઆ રેડિયોમાં ચાલતી સેન્સરની જોહુકમીનો પાર્લામેન્ટમાં દાખલો ટાંકયોઃ બાળકો અંગેના રેડિયો નાટકમાં પોતે આમ લખ્યું હતું કેઃ 'મને પેન્સીલો ગમે છે. મને ભૂરી પેન્સીલો, પીળી પેન્સીલો, કાળી પેન્સીલો અને લાલ પેન્સીલો બહુ ગમે છે, પરંતુ આ બધી પેન્સીલોમાં મને લાલ પેન્સીલો તો ખૂબ ગમે છે.'

સેન્સર ખાતાએ મને પેલું ખાસ વાકય કાઢી નાખવાનું વિવેકભરી રીતે જણાવ્યું.

મેં કહ્યું કે તમે જો લાલ વસ્તુઓ કાઢી નાખવા માગતા હો તો તમારે નવી દિલ્હીમાં લાલ સાડી પહેરીને ફરતી મહિલાઓને પણ કાઢી નાખવી પડશે. જે લાલ સાદડી ઉપર સભાના પ્રમુખ ચાલે છે તે પણ તમારે કાઢી નાખવી પડશે. પણ સાહેબ, તો પછી તમે શા માટે આ 'રેડ–ટેપીઝમ' (તુમારશાહી) કાઢી નથી નાખતા?



### ગુજરાતનું ઘડતર

આ બાબત વિષે ગુજરાતે સહેજ કડકાઈ દાખવી છે, પણ સાથે સાથે એમ કહેવામાં પોતાનો મુદ્દો કાચો હોવાનો ભાસ પણ કરાવ્યો છે. કેમ જાણે પડદા પાછળ થયેલા સોદામાં આપણે કિંમત ચૂકવી હોય એવું જણાય છે. ગુજરાતની વ્યાજબી સીમાઓ વિષે એમાં ચોખ્ખો આગ્રહ નથી.

ગુજરાતની સીમાઓ, એના ધોરી માર્ગો, એની નહેરો, એની તાલીમશાળાઓ, એનું સ્વાસ્થ્ય, એનાં આરોગ્ય કેન્દ્રો, એવું કેટલું યે સાવકીમાના ધોરણે પોષણ વિનાની હાલતમાં પડ્યું છે. અને કવખતના મુદ્દાઓ ઉપર આપણા રાજપુરુષો કે પ્રજાસેવકો જીદ રાખી રહ્યા છે. ભૂમિદાનનો પ્રશ્ન ગુજરાતમાં લાવવા જેવો ન હતો. દારૂબંધી ઉપર આટલો ઝોક પાછળથી આપી શકાત. જિલ્લા ઉપરની કક્ષામાં હિંદીનો આગ્રહ રાખવાનું મુલતવી રાખી શકાત. અંકુશો કે હેરફેર માટે ઉદારવૃત્તિ રાખી શકાત. શહેરોની સગવડો પૂરી પાડવામાં ઓછો ઉમંગ રાખી શકાત.

આજે ગુજરાત ભલે મુંબાઈ ઈલાકામાં સમાયેલું હોય, છતાં એના છૂટાછેડા અનિવાર્ય છે. એ તારીખની રાહ જોયા વિના ગુજરાતના ઘડતરની યોજના એરણ ઉપર આવવી જોઈએ. પ્રાદેશિક એકતા શી રીતે જળવાય, સમૃદ્ધિ શી રીતે વધે, સાહિત્ય ને કળા શી રીતે પાંગરે, કાર્યશક્તિ શી રીતે પાંગરે, કાર્યશક્તિ કેમ મળે, એવા હેતુઓને ધ્યાનમાં લઈ આપણી વિશિષ્ટ જરૂરીઆતો હવે પ્રકાશમાં લાવવી જોઈએ. ગુજરાતના ભાવિનાં સ્વપ્નાંની આપણે ઝાંખી શરૂ કરીએ એ હવે સમયસરની બિના ગણાય.

મુન્શી, ભાઈલાલ પટેલ, રવિશંકર રાવળ, કસ્તુરભાઈ, દિનકરરાવ, ઈન્દુલાલ, ધૂમકેતુ, સુમંત મહેતા, એવા વાસ્તવ ને સ્વપ્નદર્શીઓને કોઈ એકઠા કરે અને ગુજરાતની આશા ને ઉમ્મીદો ઊઘાડે એવું આપણે જરૂર ઈચ્છીએ. પૂર્વગ્રહથી પીડાતા કૉંગ્રેસીઓનું એમાં કામ નથી.

### વિધિઓ ને સભ્યતા

ખાતમુહૂર્તોમાં શાથી સમારંભ થતા હશે અને તેમાંયે વળી હિંદુ વિધિ—ગોર ને મંત્રોચ્ચાર— શાથી આવશ્યક ગણતા હશે એ સમજાતું નથી. સંસ્થાની શરૂઆત પ્રસંગે અથવા જાહેર મકાન, નવા માર્ગ કે યંત્રને પ્રત્યક્ષ કરવામાં એના લાભાલાભની જાહેરાત થાય, એની નીતિ રીતિ સમજાવવામાં આવે અને આ સારુ સમારંભ થાય તે ભલે, પરંતુ, ખાતમુહૂર્ત અને પાટલે બેસીને ચાંલ્લો કરાવતા આગેવાનોની વૃત્તિ સમજવી મુશ્કેલ છે.

આપણામાંના ઘણા આગળ આવેલા સજ્જનો હિંદુ વિધિઓને અંગત રીતે અપનાવતા નથી, માત્ર નભાવી લે છે. તો પછી જાહેર કાર્યોમાં એને શા સારુ મહત્વ આપે છે? જ્યોતિષ, મંત્રશક્તિ, બ્રાહ્મણ-પ્રથા, વિધિઓનું ગુઢ એ બધામાં આપણે શ્રદ્ધા રાખવી છે? એ બધાંને આડકતરો રાજ્યાશ્રય આપવો છે?

અંગત શોખ કે વહેમોને જાહેર વ્યવહારમાં ઘસડી લાવતા આપણે અચકાવું જોઈએ. આ પ્રથાઓ ભારતીય સભ્યતાની નહિ, રૂઢિઓના દાસત્વની નિશાનીઓ છે. એ રસમો અદા કર્યાથી નાના નોકરોના હૈયાં સંતોષ અનુભવતાં હશે કે પછી સ્રીઓનાં.

ફૂલોનાં કે પાંદડાંનાં તોરણો બાંધવા, કુંભ મૂકવા, રંગોળી પૂરવી, દીવા મૂકવા, ધૂપ કરવો, પ્રાર્થના બોલવી, એ રીતિઓને જરૂર આવકારી શકાય. પણ જ્યારે પાટલા ને પૂજાપાઠ, તિથિ ને ઘડીપળ, બ્રાહ્મણ હવન અને મંત્રો, ચાંદલા ચોખા ને શ્રીફળ, એમનો હુમલો થવા માંડે ત્યારે ચેતવું સારું.

## સામાજીક ક્ષેત્રે

કઈ મુશ્કેલીઓમાંથી સમાજને બચાવવાનો છે, એનો વિચાર કરીશું તો ન્યાતના સવાલો સાવ ગૌણુ બની રહે છે. નાની વયનાં લગ્નો ગયાં, એક ઉપર બીજી પત્ની થતી તે બંધ થયું, કાયદાનું બંધન માને તેને સારુ મોટાં જમણવારો સામે પ્રતિબંધ પડેલા છે, જ્ઞાતિના પંચોની સત્તા તૂટી ગઈ છે, એક વિસ્તારમાંથી લગ્ન કરીને બીજે જતાં કોઈ રોકી શકતું નથી.

અને આમ છતાં, જ્ઞાતિઓમાં કામ કરનારને માટે હજુ જગ્યા છે. મરણુ પાછળ જાહેરમાં રડવા-કુટવાનું, મડદાનો ભાર દૂર સુધી ઊંચકીને લઈ જવાનું, દિવસો સુધી એનો શોક પાળવાનું, વિધવા બને તેના સાંસારિક હક છીનવી લેવાનું જરા યે ઊચિત નથી. લગ્નમાં લેવડદેવડ ને મેળા જેવી ધાંધલ રાખવી કે આપણો હર્ષ જાહેરમાં ઢોલ વગાડી જણાવવો તે પણુ ઉચિત નથી. મોટાઈ ખાતર આવું કરનારા સમાજના દ્રોહી છે એવું કોણુ સનજાવે?

શું ખાવું તે બાબતમાં સમાજમાં છૂટ આવતી જાય છે. હિંદુઓનો મોટો ભાગ શાકાહારી નથી એ સાંભળીને ઘણા નવાઈ પામે છે, અને ગુજરાતની બહાર આ પ્રમાણુ ઘણું વધારે છે. પીવાની બાબતમાં સરકારી અંકુશ આવ્યો છે. છૂટાછેડા જેવી બાબતો પણુ હવે સરળ બની છે.

હવે તો રહ્યો છે જુદા જુદા થરોમાં સમાનતા લાવવાનો સવાલ. કોઈ વૈતરું કરીને તૂટી મરે તો યે રોટલો, કપડું કે છાપરું જુએ નહિ કે અપમાન વેઠયા કરે અને બીજાને સુખ સગવડો મળતી રહે એ ક્રમ ટકી નહિ શકે. ઈન્સાન પ્રત્યે માનથી દૃષ્ટિથી જોવાનું, ન્યાય રાખવાનો, એની સંભાળ રાખવાની, એને ઊંચે લાવવાનું કામ સમાજ આગળ આવ્યું છે. એ કામ પ્રત્યે દુર્લક્ષ થતાં બિમારી, નિરક્ષરતા, સામાજીક દુષણુ, સામ્યવાદ વગેરે અનિષ્ટો ફેલાતાં જાય છે.

## રિવાજોની સરખી સપાટીએ

જ્ઞાતિનાં માસિકો તરફ નજર ફેરવતાં જણાશે કે જ્ઞાતિના સમાચારના રૂપમાં તેઓ સંકુચિત ભાવનાને પોષે છે. જ્ઞાતિઓનું ગૌરવ વધારતા જાય છે. અને છતાં જ્યાં વિરોધ બતાવવાનો આવે ત્યાં ઢંડા છે. કેટલુંક નકામું સાહિત્ય વધારતા જાય છે. નાના નાના ફંડ ફાળાઓમાં ધ્યાન પરોવી રાખે છે. અને જેને ખરું સામાજીક કાર્ય ગણી શકાય તેનાથી વિમુખ રહે છે.

આમાં કોઈ અપવાદ હશે છતાં એકંદરે જ્ઞાતિ માસિકો જ્ઞાતિનો રૂઢ સ્વભાવ કે લાક્ષણિકતા ટકાવી રાખવાનું કામ કરી રહ્યાં છે એ દુઃખદ છે. આપણે જુદા રીત રિવાજો કાઢી નાખી નવી પદ્ધતિના ગુજરાતી કે હિંદી રિવાજો—બની શકે એવા સરખા રિવાજો સ્થાપવાની મહેનત કરવી જોઈશે. અંદર અંદરની વિવિધતાથી નવીનતા આવવાને બદલે ભેદભાવ જ ઊભા થતા દેખાય છે, અને માનવતા કે કલાનાં લક્ષણોવાળા રિવાજો સ્થાપવાને બદલે આપણે વહેમ અને ગુઢના પાયા ઉપર ચોંટકી રહીએ છીએ.

જ્ઞાતિનાં તંતુ રાખ્યા સિવાય સામાજીક સુધારણાની પ્રવૃત્તિ કરનારાં મંડળો કે માસિકો સાવ ઓછાં છે એ પણુ દુઃખદ છે. રાજકિય ધમાલમાં છેલ્લાં પચીશ વર્ષ ગયાં તે વખતે થોડા ફેરફારો જરૂર થયા છે. પરન્તુ અત્યારે તો ઉપેક્ષા જ આવી રહી છે. સાહિત્યનાં ને ચિંતનના માસિકોમાં આ વિષે બહુ ઉત્સાહ દેખાતો નથી.

આપણી વ્યવહારશુદ્ધિ કેમ જળવાય, આપણા વિચારોમાંથી દારિદ્ર કે દોષ કેમ ટાળી શકાય, આપણે વધારે મુક્ત આચાર વિચારમાં શી રીતે નિર્ભયતાથી ઝૂકાવીએ, આપણી ભૂતકાળની સૃષ્ટિમાંથી કેમ કરીને બહાર આવીએ, આપણી કુટુંબ ભાવનાનું કેવી રીતે ઘડતર કરીએ એવા કેટલાય પ્રશ્નો ઉપર વધુ ધ્યાન આપવાનો અવકાશ પણુ છે અને જરૂર પણુ છે.



## અહિતકર્તાઓની પ્રતિષ્ઠા છીનવી લો

એક પ્રશ્ન સામાજીક કાર્યકરોને અને જ્ઞાતિ માસિકોને મુંઝવી રહ્યો છે. ઘણાંખરાં જ્ઞાતિમંડળો ઇનામની ચોપડીઓ, ગરબાની લહાણી, છાત્રાલય કે ફી વગેરેમાં મદદ કરી કૃતાર્થના અનુભવે છે, જ્ઞાતિ ઉપર ઉપકારનો ભાર ચઢાવે છે. એ મંડળોનો દોર-દમામ બીજા કાર્યકર્તાઓને પાછા પાડી દે છે. લક્ષ્મીની પ્રતિષ્ઠા આગળ સેવાનું કેટલું ગજું ?

પણ આપણા સામાજીક કાર્યકરોએ લક્ષ્મીની શેહમાં તણાઈ જવાનું બંધ કરવું જોઈએ. બાપદાદાની તખ્તીવાળાં છાત્રાલયો ને શિષ્યવૃત્તિઓનો ભાર વહેવાની એમને કશી જરૂર નથી એમણે તો સંસારમાં સાદાઈની પ્રતિષ્ઠા સ્થાપવી છે ને આનન્દથી ભરી દેવો છે, વેરઝઘડા કાઢી નાખવા છે, સિદ્ધાંતનું ગૌરવ રાખવું છે.

પછી જે કોઈ લગ્નોમાં મોટી રકમો આપે કે લે, જે કોઈ મોટા સમારંભો કરે અને ઐશ્વર્યનું ઝાકમઝોળ પ્રદર્શન કરે એમને મોટાઈ ના મળે પરંતુ એમની પ્રતિષ્ઠા કેમ ઓછી કરી નાખવી તેની પેરવી કરવામાં સામાજીક કાર્યકરને જરાયે ખચકાવું ના જોઈએ. અંજાઈ જઈને લોકો જે વેઠી લે છે તે કેટલું ખતરનાક હોય છે એ સ્પષ્ટ કરવું હોય તો લગ્ન મરણ પ્રસંગે ઠાઠ ઠઠેરા કરનારાઓની જડતી લઈ નાખવી જાઇએ. ખોટા કામની પ્રતિષ્ઠાની ઈંટ ખસેડી લેવામાં આવશે તો આપણી આ સમસ્યાનો ઉકેલ સરળ બની જશે.

અત્યારે તો કોણ વધારે દેખાવ કરે, કોણ વધારે ખર્ચ કરે, કોણ વધારે રકમ આપે કે લે તેની જાણે હરીફાઈ થઈ રહી છે, કાળાં બજાર ચાલુ થયાં છે અને મનને છેતરવાના કે સમાજને ભરમાવવાના પ્રયત્નોમાં છૂટા દોર અપાઈ રહ્યા છે. એ માર્ગે મળતી પ્રતિષ્ઠા ઉપર કેવી રીતે પ્રતિબંધ લાવી શકાય એ શોધવું મુશ્કેલ નથી.

## ચોપડીઓનો ધંધો

શાળા-કોલેજોમાં નવું સત્ર શરૂ થયું છે. પાઠ્ય પુસ્તકોમાં ફેરફાર થયા કરે એ ઇચ્છવા જેવું છે જેથી કરીને નવો ફાલ, નવો વિકાસ, નવી પદ્ધતિ સાથે રહી શકાય. પરન્તુ, આ પુસ્તકો વારંવાર બદલવાથી શિક્ષકોને શ્રમ પડે છે, વાલીઓને બોજો લાગે છે અને વિદ્યાર્થીઓને લાભ થતો નથી.

પાઠ્ય પુસ્તકો નવાં બનાવીને છાપવાથી એક ઉદ્યોગને તાજો કર્યાનો કોઈ સંતોષ ના લે. કેટલાક લેખકો નવું સર્જન કરવાને બદલે આવાં પુસ્તકો તૈયાર કરવામાં પડી ગયા છે. પુસ્તકની ગાઈડ લખવાનો ધંધો પણ હવે ટિપ્પણો ઉમેરીને અંદર સમેટી લેવામાં આવ્યો છે. અને તોયે વિવિધ વિષયો ઉપર જુદાં જુદાં પાઠ્ય પુસ્તકો તૈયાર થાય છે અને પસંદ કરવામાં આવે છે.

ગણિત જેવા વિષયમાં યે આમ બને છે. પહેલાં બેચાર ધોરણ માટે એક જ પુસ્તક પૂરતું જણાતું અને ગણિતમાં આજે છે એવી કચાશ નહોતી દેખાતી. બીજા વિષયોમાંથી વધારે અને અલગ પુસ્તક બનાવી આપણે શિક્ષણ સરળ નથી કર્યું, એનો ધંધો જ વધાર્યો જ છે.

### વિદ્યાર્થીઓનો નવો ફાલ

નિશાળોને કોલેજોમાં યે આવું ચાલવા માંડ્યું છે, જગ્યા થોડી ને વિદ્યાર્થીઓ ઘણા એટલે. આમાં યે ધંધાદારી પેઠી છે કે પેસશે. ફંડ ફાળામાંથી મકાનો ઊભાં કરવામાં ને શાળા કોલેજો ખોલવામાં શિક્ષણ કરતાં એનો ધંધો વધતો હોય એવો ભાસ થાય છે.

છોકરાઓનો શો વાંક કાઢીએ ? જ્યાં પાયો જ કાચો મંડાતો હોય ત્યાં ઉચ્ચ શિક્ષણમાં તકેદારી રાખો કે ના રાખો—જે ફાલ નીકળવાનો તે મામુલી રહેવાનો. વધારે ગુણ મેળવ્યા છતાં એમાંથી ઓછું ઉપયોગી નિવડવાનું—પોતાને અને સમાજને બન્નેને ઓછા ગુણથી પસાર થયેલા હોવા છતાં કેટલાય





બાહોશ લેખકો, વકીલો, ન્યાયાધીશો, અધિકારીઓ આપણે જોઈ શકીએ છીએ. કારણ કે એમની સંસ્થામાંથી એમણે બીજું કૈંક મેળવેલું હતું, સંસ્થાની સમુદ્ધ ચેતનાનો સ્પર્શ થયો હતો.

અત્યારની ઊંચી કેળવણી બહુ ખર્ચાળ છે એમ ના ગણી શકાય. જે ખર્ચ ભારે પડે છે તે જમવાનો ખર્ચ છે. કૉલેજનું રહેવું–ખાવું ઘણી રીતે સુધારવા જેવું છે એ વાત જ જાણે વિસરાઈ ગઈ છે. નવી સંસ્થાઓ નીકળે છે તે પણ છૂટો દોર મૂકે છે અને વિદ્યાર્થીઓના નથી શરીર બંધાતાં કે નથી મગજ ખીલતાં.

કૉલેજમાં જઈ આવેલા વિદ્યાર્થીઓનો વતન તરફનો પ્રેમ ફીકો પડી જાય છે. કુટુંબમાં ભળવાનું અતડું લાગે છે. ને ખોરાકનો ભેદ એનું મોટું કારણ હોય છે. ત્યાં રહ્યા પછી શ્રમની ભાવના ઘસાતી જાય છે, સાદાઈનું પણ આવી બને છે. આમ થવાને બદલે, જો વિદ્યાર્થીઓ ઘરના જેવો ખોરાક બલકે આરોગ્ય જાળવવામાં એથી સારો ખોરાક લે, થોડી જાત મહેનત કરે અને નોકર ચાકર ઉપર ઓછો આધાર રાખે, કૉલેજ અને શાળાની રહેણી કરણીમાં તફાવત ના પાડે, સંસ્થાના પ્રેમની ખાતર કંઈક શારીરિક કામ આપે, આજુબાજુના વિસ્તારમાં થોડી સેવા આપે તથા મનોરંજન કે લોકશિક્ષણના પ્રયોગ કરે, પોતાની જાતને કસવા માટે કેટલીક વસ્તુઓનો ચોક્કસ સમય પૂરતો ત્યાગ કેળવે, આવું આવું કંઈક કરે તો ખર્ચ ઓછું આવે એટલું જ નહિ, પણ ખર્ચેલું પ્રમાણ થાય.

એવો ડર રાખવાની કશી જરૂર નથી કે બહારની બીજી બાબતો ઉપર ધ્યાન જવાથી શીખવાના વિષયોમાં વિદ્યાર્થી કાચા નિવડશે. એથી ઉલટું, વિદ્યાર્થીઓમાં સાત્વિક મનોવૃત્તિ આવશે, થોડો તરવરાટ આવશે, થોડાં સંઘરી શકાય એવાં સારાં સંસ્મરણો પામશે. તરવાની મોજ, સંગીતની લહાણી, કાવ્યની પ્રસાદી, જંગલ કે પહાડનાં પરિભ્રમણ, નાગરિકપણાનું ભાન, શિસ્તનું પાલન આ બધાનો ઓર આનંદ છે. એના અભાવથી તો સુસ્તી, શેઠાઈ, અવિવેક અને ઉપહાસ આવી જાય છે.

કોનો વાંક કાઢીએ ? વિદ્યાર્થીઓનો કે એમના ઉપર ગુરૂપદે બેઠેલા શિક્ષકોનો ? કે એ બન્નેના છત્ર રૂપે રહેતી સંસ્થાઓનો ? કે સૌને કનડતા ભાવ વધારાનો ? કે પછી બધે ફેલાતા જતા સંસ્કાર દારિદ્રનો ! જેમને કશો ત્યાગ કરવાનું કહેવામાં આવે છે તે તરત આંગળી ચીંધે છે બીજા તરફ—એ તો કરે, પછી, મારું ગજું.

અને ખરે. કોણ ત્યાગ કરે છે ? બહુ ત્યાગની વાતો સંભળાવનારા કોન્ગ્રેસીઓ રાજ્યપદ પામ્યા પછી કેવા બદલાઈ ગયા છે ? ધર્મમાં રોજ ત્યાગની વાતોનો ઉલ્લેખ ને પારાયણ કરનાર આપણા સાધુઓના જીવન કેવાં આડંબરો હોય છે ! અને છતાં, જે પ્રયત્ન થાય તે વિદ્યાર્થીઓના થરથી કરવામાં આવે તો આપણે વિશ્વાસ રાખીએ કે જતે દહાડે એનું ફળ સારું આવશે. એ જ માર્ગ છે ને એના વિના છૂટકો નથી.

**સંસારપ્રવેશની પ્રથમ લાયકાત**

જ્યારે સ્વેચ્છાથી ત્યાગ કરવાની વાત આવે છે ત્યારે એના એ જ વિદ્યાર્થીઓ કેમ જાણે નિરાધાર હોય તેમ લગ્નના બજારમાં પોતાનાં મૂલ્ય કરાવે છે, કોઈ ત્યાગ માટે તત્પર થતા નથી.

આમ લગ્ન પ્રસંગે રકમ વસુલ કરવામાં નથી મોટેરા પાછું વાળી જોતા કે નથી યુવાન વર્ગમાં એની શરમ આવતી. ઉપર ઉપરની ઉદાસીનતા પાછળ ટૂંકો સ્વાર્થ ભર્યો પડ્યો છે. રિવાજની બહાર નીકળી નહિ શકવાની અશક્તિ વરતાય છે

લેવડ દેવડની પ્રથા ચાલુ રાખી આપણે ઘણું ગુમાવીએ છીએ. કંકાસને રીતસરનું સંસારમાં સ્થાન આપી નવા સંબંધોની મીઠાશ ગુમાવીએ છીએ. સ્ત્રીઓને ચીજવસ્તુની કક્ષામાં બેસાડી અપમાન થતું

[ પાન ૬૨ માં ઉપર ચાલુ ]

# સિફારસ !

રમણલાલ વ૦ દેસાઈ

‘ સિફારસ તો સગા બાપની પણ ન માનું ’ એવી કડકાઈથી અમલ ચલાવનાર આ વાર્તાનો નાયક અમલદાર પોતે જ સગા બાપને ખાતર કેવો લાચાર બની જાય છે ! અમલદારશાહીના એ વીતેલા યુગના ઓળાઓને એવા ને એવા હજુ પણ દેખાતા આ યુગને વાર્તાકાર કેવો મૂર્તિમંત કરે છે !

શિરીષ હિંદી સનંદી નોકરીમાં એક મહા બાહોશ અમલદાર. એનો અત્યંત ખરો સ્વભાવ એને હિંદના લોખંડી ચોકઠામાં બહુ સરળતાપૂર્વક ગોઠવી શક્યો. સર્વજ્ઞ, સર્વશક્તિ અને સર્વવ્યાપક બલશક્તિના ભાનવાળો કોઇ પણ વર્ગ હોય તો તે ભારતીય સનંદી નોકરીની શ્રેષ્ઠતા અનુભવતો વર્ગ. ઈશ્વર ખુદનું જ્ઞાન, શક્તિ અને વ્યાપકતા પણ આ શ્રેષ્ઠ નોકર શ્રેણીની પછી જ આવે—જો ઈશ્વર હોય તો ! હજી સુધી ઈશ્વરની વ્યવસ્થાને વખાણીએ એવું કશું દેખાતું નથી. જ્યારે ભારતીય સનંદી નોકરી તો...વાહ !... એની કેટકેટલી સિદ્ધિઓ ગણાવી શકાય ! ભારતનું ઈન્ગ્રેજી રાજ્ય એણે જ સાચવી રાખ્યું......અને...ઈન્ગ્રેજોના ગયા પછી સ્વતંત્ર ભારતને સાચવી રાખનાર પણ એ જ વર્ગ ! આજ સાચું રાજ્ય કોણ કરે છે ? સનંદી નોકર !

પરંતુ આ તો સ્વાતંત્ર્ય પહેલાંની વાત છે. સર્વ સનંદી નોકરોની માફક શિરીષને પોતાની ફરજનો કડક ખ્યાલ હતો. સનંદી નોકરની નોકરીને ગવર્નર જનરલ પણ અડકી શકે નહિ એવી એ સલામત. એટલે ફરજનો એ કડક ખ્યાલ તે જરૂર રાખી શકે. ભારે પગાર મળે એટલે લાંચરૂશ્વતની કાળાશ તેમના સુધી પહોંચી પણ શકે નહીં. કદાચ વિલાયતનો હિંદી પ્રધાન તેને દૂર કરવા હુકમ કરી શકે તોય એ દૂર થયેલા નોકરનું પોષણ થાય એટલો મુસાહીરો તો એને વગર કામે જીવનભર મળ્યા જ કરે ! એટલે એને કોઈની શેહમાં તણાવાની જરૂર જ નહિ. શિરીષ પણ કોઈની શેહમાં તણાતો નહિ પોતાના કામની અપૂર્વ બાહોશીને લીધે એને કામ પણ ભારે પડતું નહિ એટલે તે કલબમાં જતો, રમતગમતમાં પણ ભાગ લઈ શકતો અને દેહ તથા મનને તાજાં રાખતાં આનંદનાં સાધનોનો પણ એ ઉપયોગ કરી શકતો.

આમ, તો એને નાનપણથી જ સત્ય અને ન્યાય તરફ પ્રીતિ હતી. એ મૂળ હતો તો એક ગરીબ તલાટીનો દીકરો. તલાટી ગામમાં ગમે એટલી સત્તા ભોગવતો હોય છતાં પગારની દૃષ્ટિએ અને એનાથી ઊંચા અમલદારોની દૃષ્ટિએ તો એ ગરીબ જ કહેવાય. ગરીબી ગમે એટલી હોય છતાં તલાટી–પિતા, આ પિતાને પણ પોતાના પુત્રને કલેક્ટર, હાઈકોર્ટનો ન્યાયાધીશ, ટંકશાળ પાડતો વકીલ અને દર્દીઓના ફી સાથે આશીર્વાદ મેળવતો ડૉક્ટર બનાવવાનાં સ્વપ્ન આવ્યાં વગર રહેતાં નથી. એમની ટૂંકી આવકમાં એમનાં સ્વપ્ન સિદ્ધ થતાં નથી એ સાચું. છતાં અકસ્માત અને અપવાદ મળી કદી કદી એ સ્વપ્ન શક્ય પણ બની રહે ખરું. શિરીષનો પિતા હતો તો તલાટી: પરંતુ એણે કલેક્ટરોના રુઆબ અને સુખ સાહેબી જોયાં હતાં, એટલે પોતે નહિ તો પોતાના પુત્રને એ કક્ષાએ પહોંચાડવાનો દૃઢ નિશ્ચય એ કરી ચૂક્યો હતો. એ નિશ્ચયની શરૂઆત શિરીષનું નામ પાડતી વખતે જ થઈ હતી. શાન્તિલાલ નામ બહુ ખોટું નહિ......પરંતુ શિરીષ નામ એથી વધારે આકર્ષક જરૂર ! અને પોતાનો પુત્ર શાંતિલાલ તરીકે કલેક્ટર બને એના કરતાં શિરીષકાન્તને નામે કલેક્ટર બને તો જરૂર વધારે સારું લાગે...જો કે ઈંગ્લંડના બટલર સાહેબ, બુચર સાહેબ કે શુ મેકર સાહેબ તો ગમે તે નામે પોતાની ચામડીને અંગે સારા લાગ્યા વગર જ ન રહે એ જુદી વાત !

શિરીષે પોતાની બાહોશી નાનપણથી જ વ્યક્ત કરવા માંડી હતી એટલે એની પાછળ કરેલો ખર્ચ ઊગી નીકળશે એમ પિતાની ખાતરી થઇ ચૂકી.





પિતાએ શિરીષના ભણતર પાછળ થનાર ખર્ચનો વિચાર કર્યો ત્યારે તેને સમજાયું કે તેને મળતા પગારમાંથી તો હિંદુસ્તાનમાં જ થતા ભણતરનો ખર્ચ પણ તેનાથી નીકળી શકે એવો ન હતો. વિલાયતનું ખર્ચ તો સાત જન્મે પણ તેનાથી પૂરું પડી શકે નહિ! આમે નિશ્ચય તો તેનો હતો જ કે પોતાના પુત્રને વિલાયત મોકલી ભણાવી કલેક્ટર બનાવવો જ!

તલાટી તુળજારામ આમ તો ભાવિક માણસ પણ હતા. સરકારી કામ કરનારથી ધર્મ ન પાળી શકાય એવી ઈન્ગ્રેજી રાજ્યમાં ભીતિ ન હતી. એટલે શંકરની પૂજા કરવી, ત્રિપુંડ તાણવું, કોઈ સાધુ સંન્યાસીને ગામને ખર્ચે દાન કરવું વગેરે કાર્યો તેઓ ચાહીને કરતા. પરંતુ તેથી કોઈ શેર શાક આપી જાય કે અશેર ઘી નાખી જાય અગર ખાતા દીઠ રૂપિયો રોટો સરકાવી જાય તેમાં તેમના ધર્મને અગર નોકરીને કાંઈ હરકત આવે એમ હતું જ નહિ. એકંદરે તુળજારામ ભલા તલાટી તરીકે ગણાતા હતા. કોઈની સાથે તેઓ બગાડતા નહિ. મુખી એમનો જ માણસ હતે; સર્કલને ઠરેલો ભાગ ફેરણી વખતે મળી જતો; મામલતદાર ગામે આવી ભાવતું મિષ્ટાન્ન જમી જતા અને તલાટી તુળજારામ ગામે તેમ જ સર્વત્ર સારા અને ઉપયોગી તલાટી બની શક્યા હતા. કામ પણ તેમનું કાગળે સંપૂર્ણ ચોખ્ખું. કાગળમાં ભાગ્યે જ કોઈ ભૂલ કાઢી શકે.

શિરીષ નાનો હતો ત્યાં સુધી તો ભણતરનું ખર્ચ બહુ ભારે ન પડ્યું; પરંતુ જેમ જેમ શિરીષ ઇંગ્રેજી ભણતરમાં આગળ વધતો ચાલ્યો તેમ તેમ તુળજારામને આર્થિક ભીડ સારા પ્રમાણમાં લાગવા માંડી. હલકી પાયરીના નોકરો પોતાનાં બાળકો માટે હલકી કક્ષાની કલ્પના કરતા નથી. કલેક્ટર સાહેબના દીકરાને જ કલેક્ટર થવાનો હક્ક કે સગવડ હોય અને તલાટીના દીકરાને એ હક્ક—એટલે સગવડ ન જ મળે ત્યારે તેને અસંતોષ જરૂર થાય. અને એનું અસંતોષી માનસ ગમે તે રીતે સગવડ મેળવી લેવા મથે એ પણ સ્વાભાવિક લેખાય. સારું ભોજન જમતા શ્રીમંતથી મીઠાઈમાંથી વાસણ ઘસતો નોકર ચોરી કરે તો સજા નોકરને કરવી કે શ્રીમંતને એ પ્રશ્ન વિચારી જોવા જેવો છે.

ગામમાં તેજપાલ નામના એક શ્રીમંત શાહુકાર હતા. એ રહેતા તો શહેરમાં, પરંતુ તુળજારામવાળા ગામમાં તેમની ઘણી જમીનો હતી, ઘણું લહેણું હતું અને ઘણાં ઘર હતાં. શાહુકારોના ધનમાં અજબ જાદુ હોય છે. એ ધન કાયમ રહીને અનેકગણું વધી જાય છે, અને સાથે સાથે લોકોની જમીન, ઘર, રાચરચીલું અને દાગીના પણ લેતું આવે છે. તેજપાલની સમૃદ્ધિ વધતી જ ચાલી. એકલા ગામડાં જ નહિ પરંતુ શહેરમાં પણ તેમનો વ્યાપાર ધમધોકાર ચાલવા લાગ્યો હતો. તેજપાળ શેઠને અને તુળજારામને રહેતે રહેતે સારો સંબંધ બંધાયો—જો કે બન્નેની સ્થિતિમાં આસમાન જમીનનો ફરક હતો. કદી કદી વાતો થતી કે તેજપાલને મળેલી અમુક જમીન તુળજારામે ખોટી હરાજી કરી અપાવી દીધી; પહાણીપત્રકે ખેડૂતનાં નામ તુળજારામે ખોટાં લખી જૂના ખેડુતોને ખસેડાવી દીધા; સરકારી પડતર કૂવા યુક્તિ કરી તેજપાલ શેઠને નામે ખોટો ચઢાવી દીધો; પરંતુ તુળજારામ વિરુદ્ધની આવી વાતો માત્ર હળવી ફુંક સમાન હતી. કોઈ ને પણ હેરાન ન કરવાની તેમની વૃત્તિ તેમને લોકોમાં તેમજ ઉપરીઓમાં પ્રિય બનાવી રહી હતી. ગામડે જવા માટે મામલતદારને ગાડી જોઈએ, પ્રાન્ત ઑફિસરને કાર જોઈએ, ફોજદારને અથાણાંની બરણીઓ જોઈએ તો ઘણીવાર તુળજારામ તેજપાળ શેઠના સંબંધને લઈને એ બધું મેળવી શકતા.

અને શિરીષના શિક્ષણ ખર્ચમાં—ખાસ કરીને કૉલેજના શિક્ષણ ખર્ચમાં તેજપાળ શેઠ સહાય આપવા લાગ્યા તેની ખબર શિરીષને પડી ત્યારે તેણે પોતાના ભણતરને અત્યંત તેજસ્વી બનાવવાનો નિશ્ચય પણ કર્યો, અને એ નિશ્ચય અનુસાર ઊંચો વર્ગ મેળવી શિરીષ વિલાયત ગયો ત્યારે પણ અંશતઃ સહાય તેને




તેજપાલ શેઠની હતી એમ તે જાણતો જ હતો... અલબત, બધી રકમ શેઠ આપી શક્યા ન હતા. તેને મળતી સ્કોલરશિપ ઉપરાંત—જે તેના પિતાએ કોણ જાણે શોયે રસ્તો કરી મેળવી લીધી હતી ! છતાં તેજપાલે તેને ભણવામાં ઠીક મદદ કરી હતી એની શિરીષને પૂરી ખબર હતી કોઈ કોઈવાર તે જતે આવતે તેજપાલ શેઠને ત્યાં કુટુંબીઓને સહજ મળતો પણ ખરો.

પછી તો એ વિલાયત ગયો, ત્યાં પણ સારૂં ભણ્યો અને તેના છેવટના ભાગમાં તેને અંતિમ પાંચેક હજાર રૂપિયાની ખૂબ જરૂર પડી, જે વગર તેનાથી પરીક્ષામાં બેસવાની સગવડ થઈ શકે એમ ન હતી. તેણે પિતાને પત્ર લખ્યો, પિતાએ તારથી તેને પૈસા પણ મોકલ્યા...પરંતુ તે પરીક્ષા આપી રહ્યો એ અરસામાં જ તેને સમાચાર મળ્યા કે તેના પિતાનું અકસ્માત મૃત્યુ થયું છે. જે ગરીબ પિતાએ પોતાની નજીવી આવકમાંથી પુત્રને ઊંચામાં ઊંચી કહેવાતી કેળવણી આપી એ પિતાના ઉપકાર–સ્મરણે શિરીષની આંખમાં અશ્રુ લાવી દીધાં—જો કે શિરીષ ગરીબીમાં પણ આટલો બુદ્ધિવૈભવ દાખવી ભણ્યો હતો એનું હૃદય જલદી દ્રવે એવું પોચું બનવાને સર્જાયું ન હતું....પૈસા મોકલવાને જ જાણે તે જીવ્યા ન હોય એ જોતાં ગમે તેવા પુત્રનું હૃદય પણ ભરાઈ આવે ખરું.

અને પિતાનું મૃત્યુ પણ કેવા સંજોગોમાં થયું ! ગામના પટેલ તથા એક ચોકિયાત સાથે સરકારી ભરણું લઈ તુળજારામ મહાલે આવતા હતા. બપોરના એક એકાન્ત મહાદેવના સ્થળમાં બેસી ત્રણે જણે કૂવામાંથી પાણી કાઢી પીધું. ત્રણે જણ દેવાલયની ઓસરીમાં આડા પડ્યા અને તેમની આંખ મીંચાઈ. જાગીને જોયું તો તુળજારામ જ ત્યાં નહિ ! પટેલે અને ચોકિયાતે તપાસ કરી તો દેવાલયની પાછળના એક વટવૃક્ષ નીચે તુળજારામની પાઘડી, દુપટો અને અંગરખું લોહી ભરેલાં પડ્યાં હતાં. ત્રણ ચાર જુદાં જુદાં પગલાં પણ પડ્યાં હતાં. મારામારીનો દેખાવ પણ ત્યાં સ્પષ્ટ જણાતો હતો. માત્ર તુળજારામનો જીવંત કે મૃતદેહ અદૃશ્ય થઈ ગયો હતો...અને તેમની સાથે ગામનું ભરણું પણ અદૃશ્ય થઈ ગયું હતું ! ડાકુઓએ તેમના દેહને નિર્જીવ બનાવી ક્યાં ફેંકી દીધો તેની પોલીસ તપાસમાં પણ ખબર પડી નહિ !

કમનસીબ તુળજારામ પોતાના પુત્રની જાહોજલાલી નીહાળવા જીવ્યા નહિ એનો સહુને શોક થાય એ સ્વાભાવિક હતું. ગુમ થયેલી સરકારી રકમ બિચારા પટેલને ભરવી પડી અને અને એ ભરવામાં એણે પોતાની જમીન અને ઘર વાપર્યો તેજપાળ શેઠને લખી આપ્યો ત્યારે બે ત્રણ વર્ષે એણે એ રકમ સરકારમાં ભરી. સરકાર—આજની સરકાર પૈસાની બાબતમાં કદી દયા કરતી નથી. ત્રણ વર્ષની મુદત આપી એ પણ પટેલ ઉપર મોટી મહેરબાની કહેવાય !

શિરીષ હિંદમાં આવ્યો; અમલદાર બન્યો; અને એકદમ ગરીબીમાંથી ફાળ ભરી તે સાહેબની કક્ષાએ મુકાઈ ગયો. નોકરી અંગે એને જુદે જુદે સ્થળે ફરવું પડતું હતું. જ્યાં જ્યાં તે ફર્યો ત્યાં ત્યાં બાહોશીની છાપ એ જરૂર એ મૂકતો ગયો. પરંતુ બાહોશી સાથે કડકમાં કડક પ્રમાણિકપણું અને સિફારસનો વિરોધ એ તેનાં લક્ષણો તરીકે ગણાવા લાગ્યાં. જનતા સાથે પણ અતિ સંપર્ક નહિ...કામ પૂરતું કામ એ તેનો મુદ્રાલેખ. એ ઝડપથી અગર સરળતાથી કોઈને રજા ન આપે; કચેરીમાં મોડું વહેલું થાય તો સખત શિક્ષા કરે; કામમાં ઢીલાઈ લાગે તો કચેરીની ધૂળ કાઢી નાખે; એની હાજરીમાં કચેરીનું વાતાવરણ તંગ જ બનેલું રહેતું; નિરર્થક વાત પણ તે કરે નહિ, કોઈની સાથે વધારે પ્રમાણમાં હળવું મળવું પણ તેને ફાવતું નહિ; અને લાંચ રૂશવતનો કોઈ સ્થળે માત્ર વહેમ પડે તો તે સ્થાનને જરાય કુમળાશ બતાવ્યા વગર ખંખેરી નાખતો અને રૂશ્વતખોર કારકુનોને સખતમાં સખત શિક્ષા કરતો. રેઢિયાળપણું અને લાંચરૂશ્વત એ બન્નેનો એ દુશ્મન.





એની કીર્તિ વ્યાપક બનવા લાગી. વર્ષો વીત્યાં અને એક મહત્વને સ્થળે તેની જિલ્લા અમલદાર તરીકે નિમણૂંક થઈ ત્યાં તેજપાલ શેઠનો વ્યાપાર વધતો વધતો પહોંચી ગયો હતો. વિલાયતથી પાછા આવ્યા પછી શિરીષ વિવેકને ખાતર તેજપાલના કુટુંબને મળી આવ્યો હતો અને એ વિદ્યાર્થી હતો એના કરતાં બહુ જ ઊંચી જાતનો આવકાર પણ તેને મળ્યો. ધંધાદારી માણસો અમલદારોની કિંમત સારી રીતે કરી શકે છે. પરંતુ એ સામાન્ય વિવેક પછી શિરીષે તેજપાલની સાથે કશો વ્યવહાર રાખ્યો નહિ. કોઈની પણ સાથે અંગત વ્યવહાર રાખવામાં કેટલાય અમલદારો ન્યાયથી ચલિત થવાનો ભય સેવતા હોય છે, એટલે તેઓ પોતાની આસપાસ મારકણા-પણાનું બખ્તર બાંધી રાખે છે. નાના, ઓછા પગા-રવાળા નોકરો કરતાં તેમને ઘણી વધારે સગવડો મળતી હોવાથી અને તેમનાં ઘરમાં ભથ્થાં ઘણી ઘણી સગવડો ઉપજાવી શકે એમ હોવાથી અને તેઓ બેદરકારી, સ્વતંત્ર સ્વભાવ, અને અપ્રિય એકલતાના ગુણ કેળવી પણ શકે છે. એ ધોરણે શિરીષે પણ કોઈની શેહમાં ન તણાઈ જવાય એ બીકે અસ્પૃશ્યતાનો ભારે ગુણ કેળવ્યો હતો. એને કોઈની જરૂર કે ગરજ ન હતી. તેને ભણવામાં મદદ કરી ચૂકેલા તેજપાલની પણ હવે નહિ. એટલે એક બે વાર ખુદ તેજપાલ શેઠ જાતે આવ્યા ત્યારે પહેલી વારે 'હવે બીજું કાંઈ કામ?' એ પ્રશ્ન કરી શિરીષે તેમને રવાના કર્યા હતા. અને બીજી વાર તો 'આ અઠવાડિયે મને વખત નથી' એમ કહી તેમને મળ્યા વગર પાછા કાઢ્યા હતા.

એકાએક કેટલાક કાગળો તેની પાસે રજૂ કર-વામાં આવ્યા અને શિરીષ સમજી ગયો કે તેજપાળ શેઠ શા માટે તેની પાસે આવી જૂનો સંબંધ તાજો કરવા માગતા હતા. તેજપાલના કોઈ મહત્ત્વના મુનિ-મને એની ધારણા પ્રમાણે નફામાંથી ભાગ ન મળ્યો એટલે એ છૂટો થયો અને છૂટો થતા બરોબર એણે તેજપાલ શેઠના વ્યાપાર ધંધા અંગે એવી એવી લેખી હકીકતો જાહેર કરી કે જેની તપાસ કરવામાં આવે તો આયપતવેરાના, જમીન મહેસુલના, જકાતના, અને જનતા સાથે છેતરપીંડી રમ્યાના આરોપો સહે-લાઈથી સાબીત થાય. પોલીસ, કલેકટર, સરકાર અને છાપાં એ બધા માર્ગોનો લાભ લઈ મુનિમે તેજપાળ વિરુદ્ધ એકાએક જબરૂં વાતાવરણ ઊભું કર્યું અને પેઢીઓ ઉપર ચોવીસ કલાકમાં છાપો મારી ચોપડા હાથ ધરવામાં ન આવે તો ગુના સાબીતીના કાગળો બદલાઈ જશે કે ગુમ થઈ જશે એનો ભય પણ દર્શાવવામાં આવ્યો હતો.

તેજપાલ શેઠ તે જ ક્ષણે શિરીષની કચેરીમાં આવી પહોંચ્યા. ચિઠ્ઠી મોકલ્યા વગર સાહેબો મળી શકતા નથી એટલે શિરીષને મળવા તેમણે ચિઠ્ઠી મોકલી. શિરીષે સ્પષ્ટ કહાવ્યું કે તે અત્યારે તેમને મળી શકશે નહિ. શેઠે બીજી ચિઠ્ઠી મોકલી જેમા માત્ર બે મિનીટ જરૂરી કામે—જૂના સંબંધને અંગે પણ—મળવા કૃપા કરવા તેમણે જણાવ્યું. ફરી ચિઠ્ઠી લઈ જતાં પટાવાળો જરા ગભરાયો. કડક અમલદારોની કડકાઈનું પ્રથમ ક્ષેત્ર પટાવાળાઓ બની રહે છે. પરંતુ કડકમાં કડક અમલદારોની આસપાસનું વર્તુલ કડકાઈ અને પ્રમાણિકતાની દિવાલોમાં કેટલીયે છુપી બારીઓ ઉઘાડી શકે છે એનો ખ્યાલ એ અમલદારોને આવવો બહુ મુશ્કેલ હોય છે. પટાવાળાના હાથમાં જોખમની તુલા સચવાય એવી બક્ષીસ પ્રવેશ પામતાં જ પટાવાળાએ ફરી ચિઠ્ઠી લઈ જવા હિમ્મત ભીડી. કામમાં પરોવાયલા મહા અમલદાર શિરીષે ચિઠ્ઠી જોઈ અને તેમનો ગુસ્સો હાથમાં રહ્યો નહિ.

'હરામખોર, કેમ ફરી ચિઠ્ઠી લાવ્યો?...એક વખત ના કહી છતાં?' શિરીષે પોતાના કડક માન-સનો પરચો પટાવાળાને પ્રથમ દર્શાવ્યો.

'સાહેબ, મેં તો બહુ ના કહી...'

'તો પાછી લાવ્યો કેમ? હું તને 'ડીસમીસ' કરી નાખીશ.'




'એ પોતે ઘરના છે...જૂનો ઘરોબો છે...'

'સરકારી કામમાં હું ઘરનાને પણ ઓળખતો નથી અને બહારનાને પણ ઓળખતો નથી. કહો...હું નહિ મળી શકું.' શિરીષે સખત હુકમ આપ્યો. નિબંધ, કાયદો, ફરજ, પ્રમાણિકપણું, ન્યાય એવી એવી ધૂનમાં આગળ આવેલા અમલદારોને ગુપ્ત હુકમ આપવામાં આવે કે તેમણે પોતાની પત્નીને ચુંબન કરવું નહિ...ઘેર પણ...તો જરૂર આ ન્યાયી અમલદારોનું પ્રેમજીવન અચુંબિત જ રહે!

કામ ગુંચવણું ભરેલું હતું એટલે શિરીષને એમ ઇચ્છા થઈ કે ઘેર જઈ શાંતિપૂર્વક પોતાનું કામ વાંચી છેવટનો હુકમ આપે. આ સગવડ અમલદારોને જ હોય છે—કારકુનોને નહિ! શિરીષ ઘેર ગયો. કડક અમલદારો માત્ર કચેરીમાં જ નહિ પરંતુ ઘરમાંયે કડક હોય છે. ન્યાય...પ્રમાણિકપણું...ભૂત બની તેમને સતત વળગેલું હોવાથી તેમને સ્ત્રી પુત્ર પુત્રી કોઈમાં વિશ્વાસ હોતો નથી. શિરીષની ઉચ્ચ અમલદારી તેને ગમે તેવી ઉચ્ચ કક્ષાના કુટુંબમાંથી પત્ની અપાવે એમ હતું. એને પત્ની પણ હતી અને સંતાન પણ હતાં. તેમને શિરીષ પ્રત્યે માન હતું...પ્રેમ હતો નહિ એ પ્રશ્ન હજી કોઈએ કર્યો ન હતો. સહુને તેને આજ્ઞા આપી કે તેને કામમાં હરકત થાય એવું કશું જ કરવું નહિ. તેને જોતાં જ ચડીચૂપ બની ગયેલો બંગલો સ્મશાનની શાંતિ ધારણ કરી રહ્યો અને સતત બે કલાક બેસી શિરીષ એકે એક કાગળ તથા પ્રત્યેક કાગળ ઉપરનો એકે એક અક્ષર કાનોમાત્રા સાથે વાંચી નાખ્યા.

ન્યાય અને પ્રમાણિકપણાની કેફ એવી ભારે હોય છે કે તેમાં ઓળખીતા ના હોય તેમનું કાટલું કાઢી નાખવાની ઉત્તેજક વૃત્તિ ઊભી થાય છે. નશો પણ જુદા જુદા પ્રકારનો હોય છે—મદીરા જ એકલો નશો ઉપજાવે છે એમ નથી. શિરીષને એક ભવ્ય તક મળી હતી કે જેમાં તે ઓળખાણ કે શેહથી પર હોવાનો ખાતરી લાયક પૂરાવો દુનિયાને અને પોતાને આપી શકે. અત્યાર સુધી એણે એમ જ કર્યું હતું પરંતુ તેજપાલ શેઠની વિરુદ્ધ પગલાં લેતાં તેને પોતાને જ એક અજોડ પ્રસંગ—નોંધવા લાયક શૌર્ય કાર્ય—લાગતું હતું કે જેથી એ જીવનભર પોતાની પ્રમાણિકતા અને ન્યાયવૃત્તિ માટે ગૌરવ લઈ શકે. તેણે નિશ્ચય કર્યો કે તે એક હુકમ પોતાને જ હાથે લખી નાખી તેજપાલને ન્યાયની અદાલતમાં મોકલાવી આપી શેહ શરમને છેવટનો ફટકો લગાવે.

કાગળો વાંચી અને તેના ઉપર પણ લગવગ લગાડવા થતા મંથનથી એ કંટાળી ગયો અને હુકમ સારો, વ્યાપક અને ફરે નહિ એવો લખાય એ અર્થે સહજ ટહેલવા માટે એ પોતાની ઓરડીમાંથી બહાર આવ્યો. આખી કચેરીને સમય થઈ જતાં છતાં રોકી રખવાની આજ્ઞા કરી એ આવ્યો હતો—પ્રમાણિકતા અને ન્યાય એ જ માગે છે કે હાથ નીચેના માણસો ઉપર બને એટલા કડક થવું. તેણે કચેરીમાં ફોન કરી હુકમ લેવા આવવા માટે યોગ્ય અમલદારને બોલાવ્યો. પોતાનો તેજપાલ સાથે સંબંધ છે—અગર હતો એ વસ્તુનો ઉલ્લેખ કરવો વાસ્તવિક થશે કે કેમ એટલો વિચાર તેને જરા મુંઝવી રહ્યો હતો. એ મુંઝવણનો ઝડપથી ઉકેલ કરવા માટે એ વરંડા ઉપર જરા લટાર ખાવા આવ્યો અને એકાએક ચમકતી કાર તેને આંગણે ધસી આવી અને તે પાછો પગ મૂકે તે પહેલાં તેમાંથી એક છટાદાર યુવતી નીચે ઊતરી તેની સામે આવીને ઊભી રહી.

પુરુષોની ભારે કમનસીબી છે કે તેઓ પરાયા પુરુષ અને સ્વપત્નીનું જેટલું અપમાન કરી શકે છે એટલું પરાઈ સ્ત્રીનું અપમાન કરી શકતા નથી. શિરીષ એ યુવતીને ઓળખતો નહોતો. એણે કોઈ યુવતીને મળવા બોલાવી ન હતી. ઘર આગળ બનતા સુધી કોઈને પણ ન મળાય એવી તે તજવીજ સફળતાપૂર્વક રાખી ચૂકયો હતો. અહીં તે અચાનક અનિચ્છાએ પકડાઈ ગયો. તેણે જરા સંકોચ સહ સામે આવેલી સ્ત્રીને પૂછ્યું:

'આપને કોનું કામ છે?'





'આપનું જ' સ્ત્રીએ જવાબ આપ્યો.

'મેં કાંઈ...આપને...આ સમય આપ્યો હોય એમ મને લાગતું નથી.'

'ના જી. છતાં મારે આવવું પડ્યું...જરૂરી કામ છે.'

'ખાનગી છે? કે સરકારી?...સરકારી હોય તો આપ કચેરીમાં જ આવો.'

'નહિ, એક ખાનગી કામ છે.'

'શું?'

'લ્યો! આ પત્ર તમને આપવાનો છે.' કહી યુવતીએ શિરીષના હાથમાં પત્ર મૂકી જ દીધો.

'પત્ર? મને?... તમે કોણ છો એ હું જાણતો નથી...પછી...'

'એ બધું જ આ પત્રમાં લખ્યું છે. આપ વાંચશો એટલે સમજાશે.' યુવતીએ જરા દમામથી કહ્યું.

'કોઈની સિફારસ લાવ્યાં છો?' શિરીષના પ્રમાણિક અમલદારત્વે ઊછળીને સામે પ્રશ્ન કર્યો.

'એ મને ખબર નથી. આપ પત્ર જોઈ જાઓ. કારણ જે હશે તે સમજાશે.' યુવતીએ મહાન અમલદારની કડકાઈને ન ગણકારતાં કહ્યું. સ્ત્રી સાથે—યુવાન સ્ત્રી સાથે—અજાણી યુવતી સાથે વાત કરવામાં ભલભલા મુત્સદ્દીઓ ગૂંચવાઈ જાય છે. પરંતુ બાહોશ શિરીષ ગૂંચવાયો નહિ. એને લાગ્યું કે આ યુવતી ગમે તે હોય છતાં એના સિદ્ધાન્તને સ્પષ્ટ કરવાથી એને સાચું માર્ગદર્શન મળશે...અને કદાચ પત્ર પાછો લઈ લેશે. એને ખાતરી હતી કે આ પત્ર ભલામણ પત્ર જ હોવો જોઈએ.

'જુઓ. હું કોઈની સિફારસ માનતો નથી. મારા કામમાં ઓળખાણ, મૈત્રી કે સ્નેહ સંબંધને હું બિલકુલ વચ્ચે લાવતો નથી. આ પત્રમાં તમે કોઈની ભલામણ લાવ્યાં હશો તો તમારૂં કામ ઊલટું બગડશે.'

'સાચું કામ હોય, ન્યાયી કામ હોય, પ્રમાણિક કામ હોય તોય તે બગડશે? એમ?'

'એવાં કામને ભલામણની જરૂર નથી. સિફારસ સચ્ચાઈને પણ ડાઘ લગાડે છે.'

'આપના ન્યાયમાં આપને ભારે વિશ્વાસ લાગે છે—જરા વધારે પડતો.'

'જે હોય તે. સિફારસ લાવ્યાં હો તો મારી સલાહ છે કે આ પત્ર તમે પાછો લઈ જાઓ. સિફારસ તો હું સગા બાપની પણ ન માનું. ન્યાયમાં કોઈની પણ શેહ, શરમ કે લાગવગ મારી પાસે નહિ ચાલે.' શિરીષને પ્રમાણિકતા ચઢી! જેમ નશો કે ઘેન ચઢે તેમ!

'એમ? વારૂં. ભલે! મને ખબર નથી કે એ પત્રમાં શું છે. હું તો માત્ર ચિઠ્ઠીની ચાકર. આપને આ પત્ર આપવો એટલી જ મારી ફરજ. એ હું આપને સોંપીને જાઉં છું. મારે બીજું કાંઈ કામ નથી. આપનો જવાબ પણ મારે ન જોઈએ. બસ?... નમસ્તે...જી!' કહી રૂઆબથી એ યુવતીએ પીઠ ફેરવી પગલાં માંડ્યાં.

શિરીષને એક ક્ષણ તો એમ થયું કે આ રૂઆબ દર્શાવતી યુવતીની પાછળ તેણે આપેલો પત્ર ફેંકી દેવો...અગર ઝડપથી પોતાની કારમાં બેસવા જતી યુવતી પાછળ દોડીને પત્ર તેને પાછો આપવો. અમલદાર—અને તે પણ મોટા અમલદારને શોભે એવા ગાંભીર્યથી એકે ઢબે પત્ર પાછો આપી શકાય એમ ન લાગવાથી શિરીષ જરા ગુસ્સે થયો. સારી અમલદારી કરવી હોય તો પોતાના રહેઠાણની આસપાસ જીવંત વિદ્યુત વાડ રહેવી જોઈએ એમ શિરીષને લાગ્યું. ચોખ્ખા અમલદારના બારણાંની તડ પણ પૂરાઈ જવી જોઈએ.

પરંતુ વીજળીની ઝડપથી જેવા તેના વિચાર ચાલ્યા તેવી જ ઝડપથી પેલી યુવતી પત્ર આપીને કારમાં ચાલી જતી હતી. શિરીષને લાગ્યું કે જીવનમાં પહેલી જ વાર તે કોઈ વ્યક્તિ આગળ હારી ગયાનો ભાવ અનુભવતો હતો. પત્ર અંતે જોવો જ પડશે એમ તેને લાગ્યું. પત્ર નહિ તો પત્ર ઉપરનું સીરનામું પણ જોઈ જવું જોઈએ.

અને જેવું તેણે પત્ર તરફ જોયું તેવો જ તે ચમકી ઊઠ્યો.

પત્ર ઉપર શિરીષનું પોતાનું જ નામ લખ્યું હતું અને એ અક્ષરો તેના પિતાના જ હતા !

વર્ષો પહેલાં ગુજરી ગયેલા પિતાના અક્ષરોવાળો પત્ર આજ ક્યાંથી એની સામે આવીને ઊભો રહ્યો ?

કોઈએ એનો ભવિષ્યમાં ઉપયોગ કરવા માટે વર્ષો પહેલાંથી પત્ર લખાવી રાખ્યો હશે ?

ના, ના, કાગળ નવા જ પરબીડીયા ઉપર હતો. સીરનામા ઉપર નામ તો શિરીષનું હતું જ; સાથે હોદ્દો પણ લખેલો હતો ! અને જે નગરમાં તે અમલદાર હતો એ જ નગરનું નામ એના ઉપર હતું ! મૃત પિતાએ કેમ કરીને પત્ર લખ્યો હશે ?

ભૂત પત્ર ?

કલેક્ટરો પણ કદી કદી ચમકી ઊઠે છે ! શિરીષ ચમક્યો, છતાં પત્ર વાંચવાની ઇચ્છા તે રોકી શક્યો નહિ. પોતાના ખંડમાં તે પાછો આવ્યો. કાગળ ફોડી તેણે વાંચ્યો.

ચી. શિરીષ,

આજ રાત્રે તારે બંગલે જે કોઈ આવે તેને આવવા દેજે. એ આવનારમાં હું પણ હોઈશ.

હું મળું નહિ ત્યાં લગી કશું જ કામ કરીશ નહિ...હું અવનવી વાત લાવું છું. કેટલીક વિચિત્ર ઘટનાઓ તારી સમક્ષ ઉકેલવાની છે. હું જીવતો છું... તેનું કારણ કહેવું છે.

તુળજારામની આશીષ.

શિરીષની આંખ જરા ખેંચાઈ ગઈ. એક અવનવું આશ્ચર્ય તેના જીવનમાં પ્રવેશતું હતું. મૃત પિતા તેને મળવા આવવાના હતા ! ચમત્કાર ? ઢોંગ ? બાજીગરની રમત ?

કે સત્ય ?

*

શિરીષ રાત્રિની રાહ જોઈ બેઠો હતો એ રાત્રિ પડી. હુકમ લેવા આવેલા કચેરીના અમલદારને હુકમ આપ્યા વગર જ એણે વિદાય આપી દીધી. ઉપરી ગમે તે કારણ દર્શાવી શકે. 'હજી વિચાર કરું છું'... 'કેટલોક અવનવો પૂરાવો મને મળવાનો છે'... જેવાં કારણો સહજ દર્શાવી શકાય. એટલે સિફારસથી પર થઈ જે કાંઈ એ કરવાનો હતો તે તેનાથી બની શક્યું નહિ. બનતા સુધી એ કોઈને ઘેર મળતો નહિ એટલે રાત્રિના એક બે કલાક સુધી તો કોઈ એને મળવા આવ્યું જ નહિ. મૃત પિતા—કે પિતાનું ભૂત—આમ કાગળ લખીને આવે તો તે મધ્ય રાત્રિ પછી જ આવે ! ત્યાં સુધી શું કરવું ?

તેજપાલના કામના કાગળો એક પાસ તેને પોકારી રહ્યા હતા—બીજી પાસ એક સુંદરીએ અર્પેલો પિતાનો પત્ર. માનસિક ખેંચાણ હળવું બનાવવા એણે તેજપાલના કાગળો ફરી વાંચી એના કાગળો કબજે કરવા, એની પેઢીને સરકારી તાળું મારવા અને ખુદ તેજપાલને પકડવા માટેનો ઠરાવ તો લખી નાખ્યો... પરંતુ એનો અમલ રાત્રે કરવાની દક્ષતા એણે મુલતવી રાખી. રાત્રિના સાડા અગિયારનો ટકોરો વાગ્યો. અતિબાહોશ અમલદારોનાં છૈયાં છોકરાં તેમનાથી નાસતાં ફરે છે અને તેમની પત્ની પણ અત્યંત દૂર રહી તેમને માન આપે છે—બહુ નજીક આવીને નહિ. કડક, ન્યાયી, નિષ્પક્ષપાત અમલદારો ઘરમાં પણ માત્ર પહેલી તારીખ પૂરતા જ પ્રિય બને છે. એટલે શિરીષનાં બાળકો તો વહેલાં સૂઈ જ ગયાં હતાં. ઉપરાંત કડક, ન્યાયપુરઃસર અને સરકારી કામમાં જરાય વાંધો ન આવે એટલો જ સંયમ—મર્યાદિત પ્રેમ પામતાં પત્નીને પણ પતિની રાહ જોતાં જાગવાની જરૂર લાગી ન હતી.

જરા કંટાળીને શિરીષે બગીચામાં ફરવાની શરૂઆત કરી. ઊંચા દરજ્જાના અમલદારોને બંગલા અને બાગ બન્ને તૈયાર જ મળે છે, જે સિવાય આરોગ્યભર્યો વહિવટ ચાલી શકતો નથી. અર્ધ ઊંઘતા નોકરામનો એક બાગના દરવાજા પાસે ઊભો રહી કોઈની સાથે વાત કરતો હતો એ સાંભળી શિરીષ પણ દરવાજા ભણી વળ્યો. રાત્રે ગમે તેને આવવા દેવાની આજ્ઞા સાહેબે આપી હતી ખરી. છતાં એ ગમે તેમાં સાધુ હોઈ શકે કે કેમ એની મુઝવણમાં પડેલો નોકર





દરવાજે ઊભેલા સાધુ સાથે કાંઈ વાતચીત કરતો હતો તેને શિરીષે કહ્યું:

'આવવા દે...જે હોય તેને.'

અને અંદર એક ઊંચા વૃદ્ધ સાધુએ પ્રવેશ કર્યો. પિતાને સ્થને અજાણ્યા જટા દાઢી શોભિત સાધુને નિહાળી શિરીષ જરા ખમચાયો, અને તેને સહજ નમસ્કાર કરી પૂછ્યું:

'ક્યાંથી આવો છો?'

'એ મહા પ્રશ્ન છે. એનો ઉકેલ હજી કોઈ કરી શક્યું નથી.' સાધુએ જવાબ આપ્યો. દાઢીમાંથી ગળાઈને આવતા શબ્દોમાં એને સહજ પરિચીત રણકાર સંભળાયો. પિતાનો જ એ કંઠ શું? શિરીષને લાગ્યું કે તે ઝડપથી ઊર્મિવશ બની જશે. હાકેમીને ઊર્મિવશતા શોભે નહિ.

'ચિઠ્ઠી આપે મોકલી હતી?'

'હા, હું જ તુળજારામ...જીવતો જાગતો તુળજારામ...તારે માટે તારા સિવાયની આખી દુનિયા માટે હું ત્રિગુણાનંદ મહારાજ!'

'પિતાજી, હું પગે લાગું છું...' કહી શિરીષે સાધુના ચરણનો સ્પર્શ કર્યો. સાધુએ તેને મસ્તકે હસ્ત મૂક્યો, તેને ઊભો કરી દીધો અને પોતાની આંખ પોતાનાં વસ્ત્ર વડે લૂછી નાખી

'મારી એકની એક ઇચ્છા ફળી—પૂર્ણ થઈ—તને હાકેમ તરીકે જોવો હતો...પછી મારે માટે કાંઈ જોવાપણું રહ્યું ન હતું. એ ઇચ્છા પૂર્ણ કરવામાં કરેલાં પાપ ધોવા હું જીવી રહ્યો છું...' પિતાએ કહ્યું.

'પાપ?...મને કશી સમજણ પડતી નથી...આપ અંદર પધારો.' શિરીષે કહ્યું અને તેણે પિતાને બંગલા તરફ લીધા. બંગલા તરફ જતાં જતાં પિતાએ કહ્યું:

'હા, ભાઈ, પાપ...હું થોડી સમજણ પાડવા જ આવ્યો છું...પછી...તને અને તારા કુટુંબને આશિર્વાદ આપી હું માર્ગે ચાલ્યો જઈશ.'

'હવે હું આપને જવા દઈ શકું નહિ, મારી પાસેથી.'

'મને રાખવામાં તારો બંગલો, સાહેબી અને નોકરી પણ છોડી દેવા પડે એમ છે...જે હું ન થવા દઉં...બંગલો સરસ છે...તારી નામના પણ સારી છે...મારી ઇચ્છા ખરેખર પૂર્ણ થઈ...હવે એક જ ઇચ્છા રહી છે...' બંગલાની અંદર જઈને પોતાના ખાનગી કાર્ય-ખંડમાં પિતાને બેસડતાં બેસાડતાં પિતાએ છૂટક છૂટક ઉદ્દગારો કાઢ્યા.

ખંડને એક ખૂણેથી ઘડીયાળે બાર ટકોરા વગાડ્યા.

'હજી કલાકેક ઉજાગરો થઈ શકશે ને?' તુળજારામે પૂછ્યું.

'હાજી, આખી રાત ઉજાગરો થઈ શકશે. એ પૂછવાનું હોય જ નહિ.' શિરીષે પિતાને કહ્યું.

'તારી નામના તો કડક અમલદારની છે. મને કાંઈ એવું લાગ્યું નહિ'

'આપની જ શીખામણ હરેક પત્રમાં આવતી કે મારે સત્ય પાળવું...સદ્દગુણી થવું...'

'એ બરાબર. હું તો તારી કડક તરીકેની નામનાનો ઉલ્લેખ કરું છું....અને સત્ય તથા સદ્દગુણમાં દયા, કૃપા, સહાનુભૂતિ પણ આવી જવાં જોઈએ. દયા વગરનું સત્ય એટલે જીવ વગરનો પથ્થર.' તુળજારામે કહ્યું. અને પુત્રપણામાં ઘસડાઈ જતા શિરીષની અમલદારી એકાએક જાગૃત થઈ ગઈ. પિતાજી કોઈની સિફારસ લઈને તો નહિ આવ્યા હોય?

'આપ કોઈની ભલામણ લઈ આવ્યા છો?' શિરીષે પૂછ્યું.

'એમ પણ હોય.'

'હું તો કામના સ્વરૂપને જોઈ કામનો નિકાલ કરું છું.'

'એવું અભિમાન રાખનાર જેવી ભૂલ બીજું કોઈ કરતું નથી. ઘણીવાર કામનું સાચું સ્વરૂપ સમજવા માટે ભલામણની જરૂર પડે છે.'

'આપે તો સરકારી કામ...આછું પાતળુ પણ...કર્યું છે...'

'માટે જ તને મારી શીખામણ છે કે ભલામણ ન સાંભળવાનો ઘમંડ ન રાખવો. એવો ઘમંડ અમલ-



દારોમાં ઉપજાવી અમે નાના નોકરોએ કૈંક ઊંધાં છતાં તેમની પાસે કરાવી લીધાં છે એ ભૂલીશ નહિ.'

'આપ તેજપાલ શેઠને માટે કાંઈ કહેવા આવ્યા છો?'

'હા. તું સમજી શક્યો એ તારી વિચક્ષણતા મને ગમી.'

'પણ...એમનો ઠરાવ તો મેં ક્યારનોયે લખી નાખ્યો છે.'

'લખેલા ઠરાવો પણ ફાડી બીજા લખી શકાય છે...'

'પરંતુ મેં નિશ્ચય કર્યો છે કે આમે કોઈની પણ સિફારસ મારે માનવી નહિ.' શિરીષે જરા કડકાઈથી કહ્યું.

'હું જાણું છું......એટલું જ નહિ, તું સગા બાપની પણ સિફારસ માનતો નથી એવી પણ તારી જાહેરાત છે.' કંઠમાં જરા ખોટું લાગ્યાનો રણકો લાવી તુળજારામે કહ્યું.

'માફ કરજો...પણ એ સાચી વાત છે...અને કહો તો હું પગે લાગી આપને વિનંતી કરી લઉં કે આપ એ વિશે મને કાંઈ કહેશો નહિ.'

'વારુ એ વિશે હું તને કાંઈ નહિ કહું.. પરંતુ એટલું યે તું ધ્યાનમાં રાખજે કે હું પછીથી સગા દીકરાની સિફારસ કે વિનંતી પણ માનીશ નહિ.' તુળજારામે કહ્યું અને તેમણે ઊભા થવા માંડયું.

'અત્યારે હું આપને ન જવા દઉં...સરકારી કામ અલગ છે અને ખાનગી સંબંધ અલગ છે...'

'અલગ નથી, ભાઈ!...તેં મને પૂરો સાંભળ્યો નથી...મારી વાત પૂરી સાંભળી નથી...મારો સંબંધ સાચવવા જઈશ તો મારે જ મારી સિફારસ તારા સરકારી કામ અંગે કરવી પડશે...'

'મારે સિફારસ કરવી પડે એવું વળી શું હોઈ શકે ?...અને તે આપના સંબંધમાં?' જરા મોટાઈ-ભર્યું હસી શિરીષે પૂછ્યું.

'કહું ?...ચમકીશ તો નહિ ને?'

'હું બહુ ચમકતો નથી. છતાં આપ જીવો છો અને સાધુ વેશમાં રહો છો એ જરા નવાઈ પમાડે એવી ઘટના છે ખરી. એ આપે મને સમજાવ્યું નહિ...'

'તો સાંભળ, આ તારી હાકેમી, તારી અમલદારી, તારો વૈભવ, અને તારી નામના એ સર્વના પાયામાં તારા પિતાની ભયંકર ગુનેગારી સમાયલી છે.'

'શું કહો છો ? આપ ગુનેગાર? કદી એ ન બને.'

'એ જ બન્યું છે, શિરીષ તું તો વિચક્ષણ અમલદાર છે. જરા સમજી લે. એક તલાટી પોતાના પુત્રને ઉચ્ચ શિક્ષણ પોતાના પગારમાંથી કેમ અપાવી શક્યો હશે?'

'એટલે શું તમે લાંચ લેતા હતા?'

'હા, તારા ઘડતરમાં ઠીક ઠીક લાંચ સમાઈ છે, ઓછો પગાર આપી પ્રમાણિકપણું માગતા ઉપરીઓ બેવકૂફ જ નહિ, પરંતુ ભારે ગુનેગાર છે. પંદર, વીસ, પચીસ, ત્રીસ રૂપિયામાં હું તને કૉલેજનું શિક્ષણ કેમ અપાવી શકું તેનો તું જ વિચાર કરી જોજે.'

'તો પછી...મારા વિલાયતનો ખર્ચ તો...આપે તેજપાલ પાસેથી મેળવેલો ને?...એનું દેવું તો મેં ભરપાઈ કરી દીધું છે...ક્યારનુંયે.'

'એ હું જાણું છું...પરંતુ તને છેલ્લા મોકલેલા પાંચ હજાર તેજપાળે આપ્યા ન હતા. એ નાણાં મેં સરકારી સીલકમાંથી ઉચાપત કરી તને મોકલ્યાં હતાં.'

'શું, કહો છો આપ?'

'જે સત્ય છે તે કહું છું. ગામના પટેલનો અને મારો જીવ મળેલો. સરકારી મહેસુલની રકમ વર્ષોથી એ મારી પાસે જ રહેવા દેતો. તને ખરી જરૂર પડી— અને છેલ્લી જરૂર. તેજપાલે વધારે પૈસા ધીરવાની ના પાડી. તને પૈસા ન મોકલું તો તારું જીવન ધૂળધાણી બની રહે. મહેસુલની રકમ તને મોકલી આપી, અને કોઈને ખબર ન પડે એમ પટેલ તથા ચોકીયાતને લઈ હું તાલુકે ભરણું કરવા ગયો. રસ્તામાં મહાદેવ વાળી જગાએ પાણી પી અમે સૂતા, પટેલ તથા ચોકીયાતને દવા સુંઘાડી મેં બેભાન બનાવ્યા, મારા





કપડાં મારા જ થોડા ઘણા લોહીથી રંગ્યા, ફેંક્યાં અને સાધુ બની હું અદૃશ્ય થઈ ગયો...'

'આ તો એક નહિ, અનેક ગુના થયા, પિતાજી!...આપ શું કહો છો આ બધું?'

'હું સત્ય કહું છું. ગુનાની શર્તોમાં જે જીતે એને આબાદી મળે. જ્યાં જ્યાં તને આબાદી આ દુનિયામાં દેખાય ત્યાં ત્યાં ખાત્રી રાખજે કે એક અગર બીજો ગુનો એના પાયામાં રહેલો જ છે... મેં આટલા ગુના ન કર્યા હોત તો તું આઈ. સી. એસ. થયો ન હોત અને પ્રમાણિકપણાની મહા છાપ વાળો હાકેમ પણ ન થયો હોત.'

'હવે?'

'હવે એ માર્ગ, મને તું છેવટની ના પાડે એટલે હું સીધો તારા સિવાયના કોઈ પણ ફોજદારી ન્યાયાધીશ પાસે જઈ મારા ગુનાની કબૂલાત કરી આવું...'

'શું કહો છો તમે? મારી આબરૂ...પ્રતિષ્ઠા...?'

'ન્યાય અને પ્રતિષ્ઠાનાં ત્રાજવાં જોખવા માંડ... જો તું સાચો ન્યાયી હોઉં તો તારી નોકરી, હાકેમી અને ભણતર પાછળ રહેલા ગુનાનો વિચાર કરી તારી નોકરીનું રાજીનામું આપી નવેસર ભણતર શરૂ કર, તારી નોકરી અને સાહેબીના મૂળમાં ભયંકર ગુના રહેલા છે...ફેંકી દે એ સઘળું અને ધૂળ ભેગો ભળી જા...જો ન્યાય ચાહતો હોઉં તો!'

'અને...હવે...આ સ્થિતિએ મને પહોંચાડ્યા પછી......આપ મને નોકરી છોડવાનું કહો છો?' શિરીષે જરા વ્યથિત બનીને પૂછ્યું.

'સગા બાપની પણ સિફારસ ન માનનાર હાકેમે પોતાની હાકેમીમાં સમાયલો બાપનો પણ ગુનો... કાં તો જાહેર થવા દેવો.. અગર એ ગુનાની નીસરણીએથી નીચે ઊતરી પડવું.' તુળજારામે કહ્યું, અને શિરીષે ઊભા થઈ પોતે લખેલા ઠરાવને ફાડી નાખી પિતાને ચરણે મૂક્યો.

પુત્રને હાકેમ બનાવવાના શોખમાં ગુનાઓની પરંપરા ઊભી કરનાર પિતાએ પટેલને ભરવા પડેલા પાંચ હજાર રૂપિયા છૂપા રહીને ભરી આવી શકાય એ માટે અને પોતે ગુનેગાર હોવાથી ભગવા વેશમાં ઓળખાઈ ન આવે એ અર્થે પોતાના ખૂનની તપાસમાં પોલીસ નિષ્ફળ નીવડતાં પાંચ હજાર રૂપિઆ અપાવનાર મહાદેવના એકાંત સ્થળે સાધુના વેશમાં સામાન્ય સાધુત્વની શરૂઆત કરી અનેક ધનિકોને આકર્ષનાર સાધુ તરીકે કેવી પ્રખ્યાતી મેળવી હતી એ બધી વિગતો પિતાએ પુત્રને રહી સંભળાવી, જેમાં પુત્રને પિતાના વધારે ગુનાઓ સાંભળવા મળ્યા.

જે છટાદાર યુવતી શિરીષને પિતાનો પત્ર આપી ચમકાવી ગઈ હતી એ યુવતી પણ વહી ગએલા ધનિક પતિને વશ કરવા ત્રિગુણાનંદ–તુળજારામ સ્વામી પાસે વશીકરણનો મંત્ર સાધતી ગ્રેન્યુએટ યુવતી હતી એમ જ્યારે પિતાએ શિરીષને કહ્યું ત્યારે શિરીષ આશ્ચર્ય સ્તબ્ધ બની પૂછી ઉઠયો:

'આપ મંત્ર જંત્ર પણ કરો છો?'

'હા.'

'એ સાચા પડે છે?'

'હા, આ જૂઠા જગતમાં ત્રણ વસ્તુઓ સાચી છે...એક સત્તા, બીજી સંપત્તિ અને ત્રીજી સાધુ વેશ...'

'પરંતુ એ પ્રાપ્ત કરવાના માર્ગ...?'

'જૂઠાણું અને ગુના!'

બીજી સવારે ચકિત થયેલી શિરીષની કચેરીએ શિરીષનો ઠરાવ વાંચ્યો. તેજપાલને સ્થાને તેજપાલના દુશ્મન બનેલા મુનિમનું જ ઘર, પેઢી અને ચોપડા તપાસવા અને તેજપાલ ઉપર ખોટા આરોપો મૂકી પોતાના ગુનાને છાવરવાનો પ્રયત્ન કરવા માટે મુનિમને જ પકડવાનો હુકમ અમલ ક્યારનો બજાવાઈ ચૂક્યો હતો...અને આશ્ચર્ય સહ એ સત્ય પણ જણાયું કે મુનિમે પોતાના ગુના કબૂલ પણ કર્યા હતા.

ત્યારથી શિરીષને સમજાયું કે ઘણી વાર સિફારસ પાછળ સત્ય પણ રહેલું હોય છે. તેજપાલના પૂર્વ આભારો ભરપાઈ કરવા માટે તુળજારામે તેને બચાવવા બીડું ઝડપ્યું હતું. ગુનેગાર તુળજારામ સફળ થયા...શામાં?...એક તો પુત્રને હાકેમની પદવી અપાવવામાં, બીજું તેની હાકેમીમાં સમાયલા ગુના પ્રગટ કરવામાં, અને ત્રીજું, સિફારસ પાછળ ઘણીવાર સત્ય રહેલું હોય છે એવી સાબિતી આપવામાં!

આ સાચી કથામાં બીજી વિગતો ઉકેલવા શા માટે મથવું?



# કુદરત રૂઠી

પી૦ જયન્ત

માણસ કપડાં વગર ચલાવી લે, ખોરાક વગર ખેંચી કાઢે, પણ પાણી ન મેળવી શકે ત્યારે એ શી રીતે બચી શકે? કુદરત રૂઠે અને માનવીને પાણીના ટીપા માટે મોતના મુખમાં ધસવું પડે એના જેવી કરુણતા બીજી કઈ કહી શકાય? દેશમાં પ્રવર્તતા આ ભીષણ દુકાળનો ઓછો પડઘો આ વાર્તામાં ધ્વનિત નથી થતો?

દુકાળ તો ઘણી વાર પડી ચૂકયા છે. કોઈએ ને કોઈએ એકાદ દુકાળનો અનુભવ પણ લીધો હશે જ. પણ આ દુકાળ તો જાણે જીવતા માણસને પણ કાચા ને કાચા ભરખી જવા માટે ન આવ્યો હોય! સ્ત્રીઓનાં શિયળ અને કાચાં કુમળાં બાળકોનું વેચાણ તો છચોક થતું. અને દેહભૂખ્યાં કંઈક શ્રીમંતો પાણીમૂલે એ બધું ખરીદતા જરા પણ અચકાતા નહિ. જાણે માનવતા જ મરી પરવારી હતી. દૂર દૂર દેખાતા સપાટ મેદાનમાં કયાંય લીલું તરણું પણ દેખાતું નહોતું. પાણી માટે તો લોકોની લાંબી લાંબી કતારો લાગતી. પાંચ પાંચ કોશનાં અંતર કાપીને પીવાના પાણીના એક પ્યાલા માટે સરકારી બંબા આગળ કલાકેક સુધી કતારમાં ઊભા રહેવા એ લોકો જાણે ટેવાઈ જ ગયા હતા. લઘરવઘર કપડાં ઓથે હાડકાં ને ચામડીનું કાળુંભઠ થઈ ગયેલું કાઠું જોઈને તો કમકમાટી પણ ઉપજતી.

એ કતારમાં રોજ બારચૌદ વરસનો એક કિશોર આવતો. એ દુકાળિયા દેહધારીઓ વચ્ચેથી એ તદ્દન જુદો તરી આવતો. કોઈ ઊંચા કુટુંબના નબીરા જેવું એનું માસુમ મુખડું રોજ મલપતું ત્યારે એના ગાલમાં કેવા ખાડા પડતા! બીજા બધા લોકોને તો ગાલની જગ્યાએ ખાડા જ રહ્યા હતા, પણ આના ગોળમટોળ ચહેરા ઉપર હજુય ગુલાબી ગાલની લાલી ફેલાતી રોજ દેખાતી. અને દરેક લોકો ભૂખ્યા–તરસ્યા જે કાંઈ બબડતા એ બધાની વચ્ચે આ એકલો કિશોર જ કેમ હસમુખો ખડો થઈ રહેતો?

દુકાળમાં સંડોવાયેલા એ આખા વિસ્તારને મદદરૂપ થઈ પડે એટલા માટે લશ્કરના માણસો વહારે ધાયા. એ નોકરિયાતો પાસેથી મળેલી અને સરકારે આપેલી એ રાહત લોકોના દિલમાં ઊંડેઊંડે ન પેસી શકી એ વાત સાચી, પણ લોકો બબડતા બબડતા પણ એ રાહત લેતા તો થયા હતા જ. લશ્કરી સિપાઈઓની એ નરી તોછડાઈ, સદ્ભાવ કરતાંય જાણે કંઈક તિરસ્કાર ભર્યું વર્તન અને લશ્કરી માણસોમાં કયારે માનવતાનો છાંટોયે હોય છે તે આવી વેઠ કરતી વખતે એમનામાં માનવતા જાગે?

પાણીની એક ટાંકી ઉપર એવા જ લશ્કરી સિપાઈઓનો એક વડો પણ હતો. લશ્કરના દરેકે દરેક માણસ સાથેની એમની કડકાઈ એ આખા પ્રદેશમાં જાણીતી હતી. અને એટલે જ એને જોતાંની સાથે બધા સિપાઈઓ ફફડી ઊઠતા. સિપાઈઓની સ્વચ્છંદતા બીજા બધા લશ્કરી વડાઓ કરતાં આ અમલદાર પાસે સાવ ઓસરી જતી. પણ એ કડક શિસ્તવાળા અફસર પાસે માનવતાના ભર્યા ભર્યા ભંડાર હતા એ તો છેક હમણાં જ જણાયું.

પેલો માસુમ કિશોર રોજની જેમ આજે પણ આવીને ઊભો હતો. આજે કંઈક મોડો પડયો હોય એમ લાગ્યું. આજે પણ પેલો જ અફસર ફરજ ઉપર હતો. બધાંની જેમ એ કિશોરને પણ પાણીનું નાનકડું ટમલર ભરી આપતો. અને બધાંને લાગણીભર્યા, હેતભર્યા અને માનવતાભર્યા જે કંઈ બે ચાર શબ્દો કહેતો એમ આ નાનકડા કિશોરને પણ કહેતો. પણ આજે આ કિશોર મોડો પડયો હતો. કતાર તો રોજ કરતાં પણ વધુ લાંબી હતી. વીસેક માણસો સમાય એટલી જગ્યામાં ઉપર છાપરું બાંધ્યું હતું. એ સિવાયના દરેક માણસો એ બળબળતા બપોરમાં શેકાઈ જતા હતા. આ કિશોર પણ એ જ કારણે રાતોચોળ થઈ ગયો હતો. આખી કતાર પૂરી થવા આવે ત્યાં એ ઊભો હતો. પેલા લશ્કરી વડાનું ધ્યાન તો એને જ શોધી રહ્યું હતું. એની નજર એ





લાંબી લાંબી કતારને છેડે હાથમાં ટમલર લઈને ઊભેલા એ કરમાઈ–ચીમળાઈ જતા ફૂલ ઉપર પડી અને એનાથી ન રહેવાયું. હાથ નીચેના માણસોને પાણી વહેંચવાનું સોંપીને એ તો પેલા કિશોર પાસે ઉપડયો.

ખભે હેતથી હાથ મૂકીને પૂછયું: 'ભાઈ આજે મોડું કેમ થયું? બહુ દૂરથી આવે છે કે શું?'

'હા, દૂરથી તો આવું છું જ. પણ ખેર. આજે મારી બાને સવારથી શ્વાસ ચડેલો. હજુ હમણાં જ એનો છેલ્લો શ્વાસ ઊડી ગયો. સવારની પાણી–પાણી ઝંખતી 'તી, પણ એને એવી હાલતમાં છેડીને મારાથી જલદી ન નીકળી શકાયું.'

આટલું બોલીને પાછું એ જ મલપતું મોં ત્યાં દીપી રહ્યું.

અફસર તો ઘા ખાઈ ગયો. પોતાની સગી જનેતાને મરણને મોંએ પહોંચાડીને આવનાર—હજુ તો જિંદગીની જેણે શરૂઆત પણ નથી કરી એવા આ કિશોરની એ હસમુખી સૂરત ઉપર એ તો વારી ગયો અને બોલ્યો:

'તો હવે પાણીનું ટમલર ભરીને લઈ જવાની શી જરૂર છે? તારે પીવું હોય એટલું અહીં જ પી લે ને!'

'અરે વાહ, મારી બહેન છે ને?'

'એમ? તારે બહેન પણ છે?'

'હા. હવે મારી બાની જગ્યાએ એ કામ પર ચડી ગઈ છે. અમારું ત્રણનું કુટુંબ મરીને હવે બેનું જ રહ્યું.'

અફસરના દિલમાં હમદર્દીના કુમળા અંકુર ફૂટયા.

'તારી બા શું કામ કરતાં હતાં?'

'પેલા પલટનવાળા સાહેબના ઘરનાં બાળકોને ભણાવતી.'

'ત્યારે તો તારી બહેન પણ ભણેલી હશે?'

'એ તો પાંચ વરસ પહેલાં જ ગ્રેજ્યુએટ થયેલી. પણ પછી દેશના ભાગલા પડયા અને બધાંની જેમ અમે પણ હાલ–બેહાલ થઈ ગયાં. મારા બાપુને તો અમારી દેખતાં જ રહેંસી નાખેલા. મારા સૌથી મોટા ભાઈએ અમને ત્રણેને બચાવવા ખાતર જાન આપેલો. અને આજે કુદરતનો એક વધુ ફટકો મારી બાને પણ લઈ ગયો.'

આટલી વાતોએ તો અફસરના કાળજાને પણ કંપાવી દીધું. પેલા કિશોરને ગાલે એક વહાલસરી ચુમી કરી અને એ એકદમ પાણીની ટાંકીવાળી મૉટર ઉપર દોડી ગયો. પાણીની ટાંકીમાંથી પાણી લે તો તો કાયદાનો ભંગ કર્યો કહેવાય. અને તે પણ આવા કાળા દુકાળમાં દુકાળિયાઓની હારબંધ કતાર હોય ત્યારે તો કયે મોંએ લઈ શકાય? લોકો એને ત્યાં જ પૂરો કરી નાખે ને?

સરકારે તો આપણા હાલ–હવાલ કરી નાખ્યા છે એ નાના ગ્રામજનથી માંડીને શહેરનો સમજુ વર્ગ પણ જાણતો હતો. પ્રધાનો અને અમલદારો સરકારી પરવાનાઓ અને ફતવાઓના જોરે પાંચે–પંદરે આવી જતા, મોટાં મોટાં નિવેદનો કરી જતા. લોકોના ઉશ્કેરાટનો ભોગ ન બની પડે એ માટે પૂરેપૂરો લશ્કરી બંદોબસ્ત એમની સાથે જ રહેતો. અને છતાંય ક્યારેક અજાચીવો પણ એમની આખી દુષ્કાળ નિરીક્ષણ અંગેની યોજાએલી સફરમાં પાણીનું ટીપું પણ ન પામી શકતા ત્યારે સરકાર પણ મોંમાં આંગળી નાખીને જોઈ જ રહેતી.

પેલા લશ્કરી વડાએ પોતાના અંગત વપરાશ માટેની ઠંડા પાણીની વૉટરબૅગ ખભે લટકાવી અને પોતાની ખતમ થતી ફરજ ઉપરથી ઊતરતી વેળાએ બીજા અફસરને પોતાની કામગીરી સોંપીને એ ઊપડી ગયો. પાણીની ટાંકીવાળી મૉટરની બાજુમાં જ પડેલી મૉટર–સાયકલ ઉપર બેસીને સીધો પેલા કિશોર પાસે આવ્યો અને કહ્યું:

'ચાલ, ગાડીમાં બેસી જા. તારે જરૂર છે એથી વધુ પાણી મારી બૅગમાંથી મળી રહેશે.'

'પણ એ પાણી તો આપને માટે હશે ને?'



'અરે અમારે તો જોઈએ એટલું મળે છે. આ બધા લશ્કરી માણસો અને લશ્કરી વાહનો અમારા જ છે ને ?'

'ત્યારે પ્રજાને મદદ કરવાના તો આ બધા ડોળ જ ?'

'એ બધી વાતો પછી. તું પહેલાં ગાડીમાં મારી પાછળ બેસી જા. અને તારા ઘરનો રસ્તો બતાવ એટલે તને ઘેર જલદી પહોંચાડી દઉં, ત્યાંથી હું પણ મારા ઠેકાણે વેળાસર પહોંચી શકું.'

'મારા કરતાં તો આપને જ વધુ ઉતાવળ લાગે છે!' એમ કહેતો કિશોર ગાડી ઉપર અફસરનો ખભો પકડીને ચડી બેઠો.

ચીંધેલ માર્ગે અને બતાવેલ ઘર આગળ ગાડી ઊભી રહી ત્યારે ઘરના બારણામાં જ બેઠેલી લજ્જાયુક્ત યુવતી ઊંચી ડોકી કરીને જોતાં એક લશ્કરી વડા સાથે પોતાના ભાઈને આવેલો જોઈને ઘડીભર તો એને પોતાની બાના પડેલા શબની ચિંતા થવા લાગી.

આખા દુકાળપીડિત વિસ્તાર ઉપર લશ્કરી જાપતો હતો. મરેલાં મુડદાંઓ લેવા માટે સાંજ પડયે લૅારીમાં મડદાંઓ ખડકીને લઈ જઈને બાજુમાં જ આવેલી મોટી ખાડીમાં મડદાંને હડસેલી મૂકવામાં આવતાં. સાગરની ભરતીનાં મોજાં સાથે કેટલાંક મડદાંઓ ખાડીમાંથી તણાઈને જળચરોને ખોરાક પૂરો પાડતાં તો કેટલાંક હડસેલાઈને બહાર કિનારે જઈ પડતાં અને કૂતરાં-ગીધ–સમડીને ધરવતાં.

એ વિચારે આ લશ્કરી અફસરને જોતાં જ એ યુવતી ગભરાઈ ઊઠી. કિશોર તો ગાડીમાંથી ઊતરીને સીધો ઘરમાં દોડી ગયો. પાણી માટેનો ખ્યાલ પણ ત્યારે જ આવ્યો કે જ્યારે પેલા અફસરે પોતાની વૅાટર બૅગ બતાવીને ઉલ્લેખ કર્યો. પોતાનું નાનકડું ટમલર નાનું પડશે ધારીને અંદરથી માટીનો કુંજો જ લઈ આવ્યો. બહેન તો આ આખી ઘટનાને અવાચક બનીને જોઈ જ રહી.

કિશોર પાણીનો કુંજો ભરીને પાછો ફર્યો ત્યારે બહેને ટકોર કરી : 'ભાઈ, આટલું બધું પાણી આપણાં એકલાને માટે જ છે ?'

'નહિ તો ?'

ધીમેથી નીચા નમીને ભાઈના કાનમાં બહેને ફૂંક મારીને પેલા લશ્કરી અફસરની વાત પૂછી. એટલી જ ચપળતાથી કિશોરનો વળતો જવાબ આવ્યો અને બહેનના જીવમાં જીવ આવ્યો. એટલી વારમાં તો અફસરે પણ ગાડીને બહાર ટેકાવીને આંગણામાં પ્રવેશ કરી દીધો હતો. બહેન સામે જોયા વગર જ કિશોરને પૂછ્યું : 'ભાઈ, તારી બા ક્યાં છે ?'

'એ તો મરી ગયાં!'

'અરે, ભૂલ્યો. તારી બાનું શબ ક્યાં છે ?'

'શબને તો અમે સંસ્કાર કરશું. તમારા હાથમાં આવે તો એના દેહના કેવા હાલહવાલ થાય એ અમે રોજ જોઈએ છીએ.' કિશોરે એટલી જ હિંમતથી સામો જવાબ વાળ્યો.

'અરે ભલાભાઈ, અત્યારે હું ફરજ ઉપર નથી!'

'તો પણ સરકારી અમલદાર તો ખરા ને ?'

'એથી શું થઈ ગયું ? અત્યારે તો હું તારા ભાઈ તરીકે વાત કરું છું. સરકારી અમલદાર તરીકે વાત કરવાની મારી રીત તારી જાણ બહાર તો નહિ જ હોય. કોણ જાણે, પણ જે દિવસથી મેં તને જોયો છે ત્યારનો મારો નાનો ભાઈ હું તારામાં નીરખી રહ્યો છું. હજુ ગયે વરસે જ એ તરતા શીખવા ગયેલો ત્યાં ડૂબીને મરી ગયો, મને એના પર અપાર હેત હતું. એ ગયો ત્યારથી મારા જીવનનો આનંદ ઊડી ગયો છે. મને ખુશ રાખવા મારી પત્ની...'

'આપ પરણેલા પણ છો ?' પહેલી જ વાર પેલી યુવતી અફસર સાથે અધવચ્ચે જ બોલી ઊઠી.

'હા બહેન, અમે સામેના ક્વાર્ટર્સમાં જ રહીએ છીએ. હું તમને મારે ઘેર જ લઈ જઈશ. તમે બન્ને મારા નાનેરાં ભાઈબેન તરીકે મારી સાથે જ રહેજો. મારી પત્ની ખૂબ માયાળુ છે. તમને લગરીકેય ઓછું આવવા નહિ દે.'

'અહીં અમને કશી તકલીફ નથી.'





'અમને પણ કશીક તકલીફ હશે એટલે જ તમને આવવા માટે હું કહેતો હોઈશ ખરું ?'

'ના, ના પણ...'

'એ પણ ને બણ. તમારે આજ ને આજ અમારે ઘેર આવવું જ પડશે. દરમિયાનમાં આપણે બાના શબના સંસ્કાર કરી શકીએ એ માટેની હું તૈયારી કરીને આવું છું.' મોટી બેનના વાક્યને પૂરું કરવા દીધા વગર જ એ અફસર ચાલ્યો ગયો.

× × ×

પેલો કિશોર હવે પાણી માટે લાંબી કતારમાં ઊભો રહેવા નથી જતો. પેલા અફસરના આગ્રહે બન્ને ભાઈબેન એમના ભેગાં જ રહેવા આવી ગયાં છે. પોતાની બાનાં અંતિમ સંસ્કાર પણ રૂડી રીતે થઈ ગયા. ભાઈબેનની એ હોંશ પૂરી કરનાર અફસર માટે બન્નેને પોતાના સગા ભાઈ જેટલું જ હેત ઊભરાઈ જતું. દશેક દિવસથી એમનાં ભેગાં રહેવા આવ્યાં છે છતાં જાણે કેટલાય સમયથી એમનાં કુટુંબી ન હોય એમ બન્ને ભાઈબેન અફસર અને અફસર–પત્ની સાથે ભળી ગયાં. મોટી બહેન પોતાની નોકરી ઉપર નિયમિત જતી. ભાઈ પણ લશ્કરી શાળામાં હવે દાખલ થઈ ગયો હતો. એનાં કુટુંબમાંથી ચારનું થતાં એ એવું તો કિલ્લોલતું થઈ ગયું કે બધાં હળીમળીને રહેવા લાગ્યાં.

દુકાળના ઓળા વધુ ને વધુ મોટા થવા લાગ્યા. વરસાદની ખેંચ તો હતી જ, એમાં યે એ પ્રદેશમાં ખૂબ મોડો વરસાદ શરૂ થતો એટલે લોકો કુદરત ઉપર આધાર રાખવો ભૂલી જ ગયેલા. બને એટલા લોકો દુકાળ–વિસ્તારથી દૂર દૂર નાસી છૂટેલા. લશ્કરી થાણાંને નિભાવવા પણ મુશ્કેલ થઈ પડ્યાં અને સરકારે એક પછી એક એ કામચલાઉ થાણાં પણ ઉપાડી લીધાં. છેવટ એક જ થાણું રહ્યું. એમાં આ અફસરને પણ રહેવાનું થયું. ખાવાના ખોરાક કરતાં ય પીવાનું પાણી ખૂબ મુશ્કેલીથી મળતું. લોકોની સંખ્યા ઘટવાથી પાણીની રાહત–ટાંકીઓ પણ આવવી બંધ થઈ. રોજ મૉટર–સાયકલ પર અફસર જાતે જઈને જ પાણી લાવી દેતો. ખૂબ કરકસરથી વપરાતા પાણી માટે પણ એ દુકાળ પ્રદેશમાં એટલી તડી પડતી. સાંજ પડે ત્યાં તો બધું પાણી સાફ થઈ જતું. પણ રાતના વખતે કુદરત પણ જાણે અનુકૂળ બની જતી. આખો દિવસ ધીકતી ધરા રાત પડ્યે હિમ જેવી શીળી બની જતી અને લોકોનાં સૂકેલાં ગળાં ને હૈયાં બેય કૉળી ઊઠતાં.

એક દિવસ અચાનક મોટી બહેન પોતાની નોકરી ઉપરથી બપોરે ઘેર આવી. અફસર–પત્ની એકલી જ ઘેર હતી. વહેલા આવવાનું કારણ પૂછ્યું. પાણીની તરસ ખૂબ લાગી છે અને જેને ત્યાં નોકરીએ જાય છે ત્યાં પણ પાણી નથી એટલે પ્યાસ છીપાવવા માટે પોતે ઘેર આવી. પણ ઘેરે ય આજે તો પાણીનું ટીપું પણ નહોતું. રોજ પાણી માટે જતો અફસર આજે પાણી માટે ખૂબ દૂર દૂર રખડી આવીને ક્યાંયથી પાણીનું ટીપું ન મેળવી શક્યો એટલે પાછો ફરીને પાણી લીધા વગર જ આવીને પોતાની ફરજ ઉપર જતો રહેલો.

મોટીબેને આ વાત જાણી અને એ તો ઢગલો જ થઈ ગઈ. ભાભીએ એને પંખો ઢોળ્યો. પણ તરસથી એના એકેએક અવયવો તૂટી પડતાં હતાં. પલંગમાં સૂવડાવી શકે એવી એનામાં પણ તાકાત નહોતી રહી એટલે એ ત્યાં જ બેસી પડી અને પોતાના ખોળામાં બેનનું માથું લઈને એને પવન નાખતી રહી.

ખરા બપોરનો એ માથું ફાટી જાય એવો તડકો અને ગળું સૂકવી નાખે એવી એ તરસ. થોડીવારે તો બહેન તરફડિયા મારવા લાગી. તરસથી એ રહી શકતી નહોતી. પણ કરે શું ? અફસર–પત્નીનું ગળું પણ સવારથી સૂકાઈ જતું હતું. પણ એ ઘરમાં જ બેઠી હતી એટલે એને બહુ અસર નહોતી જણાતી. બહેનની તરસ એનાથી જોઈ શકાતી તો નહોતી જ. પોતે પોતાની તરસને અત્યાર સુધી ઢાંકી રાખેલી એ પણ હવે છતી થતી લાગી. એનાં અંગે અંગ પણ તૂટી પડવા લાગ્યાં. એના હાથમાંનો પંખો પણ




ફરી જતો લાગ્યો. થોડીવારમાં તો એ પણ ત્યાં જ એની પડખે ઢળી પડી.

બેમાંથી એકેયથી કંઈ બોલી પણ ન શકાય એવી તરસ એમને સતાવી રહી. બ્હેનના અંગેઅંગ તણાવા લાગ્યા. અને અફસર–પત્નીના ખોળામાંથી જ્યારે એનું માથું છેવટે નીચે ઢળી ગયું ત્યાં એ એકદમ ચોંકીને જરા ભાનમાં આવી. પણ એને જોયું કે બ્હેનની આંખો તો હવે ઊઘડવાની જ નહોતી. એ પણ બ્હેનની ઉપર પાછી ઢળી પડી. એ સખત આંચકાએ શક્તિનો એક ફરકાટ એનામાં આવી ગયો એને લઈ ને એ વધુ વખત ન ટકી શકી. ઘરમાં તો બીજું કોઈ હતું પણ નહિ. કિશોર હજુ શાળામાંથી ઘેર પાછો ફર્યો નહોતો.

અચાનક અફસર આવી પહોંચ્યો. બારણામાં પગ મૂકે ન મૂકે ત્યાં તો એ પણ છકડ ખાઈ ગયો. એની નજર સાથે એની પત્નીની નજર હજુ તો મળે ન મળે ત્યાં જ એની પત્નીની આર્જવતાભરી વાણી એના હાથને મોંએ અડાડતી પાણી માટેની લાગણીની નિશાની કરતી સમજાય ન સમજાય ત્યાં જ એનું માથું એક તરફ નમી ગયું. અફસરે પોતાને ખભે લટકતી વોટર બૅગ ઊઘાડીને છેલ્લું ટીપું પોતાની પત્નીના મુખ ઉપર પાડવા જ્યાં બૅગ ઊંધી વાળી ત્યાં તો એ પણ ખાલીખમ! બ્હેનનો પણ ધોળો પૂણી જેવો ચહેરો જોતાં એ બધી પરિસ્થિતિ સમજી ગયો.

પોતાની સગી બ્હેન જેટલા જ હેતથી નવરાવેલી બેન અને પોતાની જ પત્ની પાણી વગર આમ ટળવળીને મરી જાય એ પોતાથી શી રીતે જોવાય? એણે નોકરીનું રાજીનામું ત્યાં જ ઘસડી કાઢ્યું. પોતે જાતે જ જઈ ને ઑફિસમાં આપી આવ્યો.

ઑફિસમાંથી રાજીનામાનો તો અસ્વીકાર થયો, પણ બદલી મળી ગઈ એટલે હરખઘેલો થતો એ ઘડીભર તો પોતાનાં બે સ્વજનોનાં મૃત્યુને ભૂલી ગયો. પણ જેવો એ ઘેર આવે છે ત્યાં એને કિશોર યાદ આવ્યો. એ તરત જ કિશોરની શાળાએ જવા ઊપડ્યો.

પાણીની એ કારમી અછતે કિશોરને પણ બકાત નહોતો રાખ્યો. શાળામાં એ જેવો પહોંચે કે તરત જ એની નજરે સૂતેલો કિશોર પડ્યો. બે શિક્ષકો એની સારવાર કરી રહ્યા છે એ પણ દેખાય ન દેખાય ત્યાં તો એ દોડતો જઈ ને કિશોરને બાઝી પડ્યો. ઉન્મત્તાવસ્થામાં બરાડવા લાગ્યો: 'નહિ જવા દઉં, મારા ભઈલા, તને નહિ જવા દઉં......'

એ કિશોરને ઊંચકીને ગાડીમાં નાખીને જ્યાં અડધે પહોંચ્યો નહિ હોય ત્યાં તો કિશોર પણ જાણે ઊંઘમાંથી ઊઠ્યો: 'પા......ણી.'

અને અફસરનું દિમાગ હાથમાં ન રહ્યું. એણે ગાડીને જરા વધુ વેગથી દોડાવી. પાણી મેળવવાના એક પછી એક સ્થળને વટાવતો ગયો. ઘર તો એ જાણે ભૂલી જ ગયો હતો. પાણી માટે એ વરાન વીંધી રહ્યો. પણ ક્યાંય પાણીનું ટીપું નજરે ન ચડ્યું તે ન જ ચડ્યું. એક નજર કિશોર તરફ ને બીજી એની ગાડીના વેગ તરફ. એ મજલ કાપ્યે જ ગયો.

અને એ તોરમાં ને તોરમાં જ્યારે ઠંડોગાર પવન એને સ્પર્શ્યો ત્યાં એ ખુશ ખુશ થઈ ગયો. તરત જ વાદળાંનાં કાળાં ભમ્મર પડળે આકાશને આવરી લીધું. એનામાં જીવ આવ્યો. હમણાં વરસાદ તૂટી પડશે અને કિશોર બચી જશે એવી એને ગળા સુધી ખાત્રી થઈ ગઈ.

પણ ત્યાં જ કિશોરે પાછી એક ધીમી પણ ગળગળી બૂમ પાડી: 'પા...ણી'

આ તરફ આકાશ સામે મીટ માંડીને અફસર મેઘધારાને બોલાવી રહ્યો. એના અંગ ઉપર એક બે છાંટા પણ પડ્યા. અને એણે કિશોર સામે જોયું. એ ખૂબ ખુશીમાં આવી ગયો હતો. કિશોરનું પણ કરમાયેલું મુખ હમણાં જ ખીલી ઊઠશે, એવી આશા બંધાઈ અને એ કિશોરને જરા વધુ મક્કમતાથી જોઈ રહ્યો.

વરસાદનું એક ટીપું બરોબર કિશોરના હોઠ ઉપર પડ્યું અને એની સૂકી જીભે એ તરત ચાટી લીધું. ગાડીને તો થંભાવી જ દીધી હતી. કિશોરના એ

ધૂમકેતુ

> મહેનતકશ માનવ ફિલસૂફીના ચૂંથણાં ન સમજે, ન ચર્ચે: એની કાંડાતોડ મહેનત જ એને બધે દેખાયા કરે છે. એવું જ સંન્યાસી કરતાં પણ વિરલભક્તિભાવ બતાવતું કોઈ માનવનું સોહામણું જીવન મઘમઘી ઊઠે ત્યારે તાગ પામી શકાય. આ બન્ને નાની વાતોમાં આ બે પ્રસંગ પોતે પોતાની શક્તિથી દીપે છે.

## જીવનની વાર્તા

એક વખત એક ફિલસૂફ ફરવા નીકળ્યો. નિત્યના ચિંતનશીલ સ્વભાવને લીધે એને બહાર નીકળવાની ભાગ્યે જ ટેવ. એને ખબર નહિ કે કુદરતમાં કેટલી મીઠાશ ભરી છે! એ પોતાને ગામથી એક બીજે ગામ જવા નીકળ્યો હતો.

રસ્તામાં એને એવી તરશ લાગી કે ન પૂછો વાત! જીવ જાય એવી તરશ લાગી. ક્યાંક પાણી મળી જાય એ માટે એ નજર ફેરવતો હતો, એટલામાં આઘે આઘે એણે એક ખેતરમાં એક ખેડૂતને કામ કરતો જોયો.

તે ત્યાં ગયો. ખેડૂતે એને પાણી પાયું પણ એ એને એટલું સ્વાદિષ્ટ લાગ્યું કે એને એ વિષે ખેડૂતને પૂછવાનું મન થઈ આવ્યું.

તેણે ખેડૂતને પૂછ્યું: 'તમે હમેશાં આ પાણી પીઓ છો?

'હા. કેમ?'

'આવું મીઠું ને સ્વાદિષ્ટ પાણી તો મેં જીવનભરમાં કદી પીધું નથી!'

'આ પાણી આંહીંથી પાંચ ગાઉ દૂર એક કૂવો છે તેનું છે.'

'પીવા માટે એટલે દૂરથી પાણી લાવવાનું?'

'કારણ કે આંહીં જે પાણી છે તે ખેતરમાં ઉપજ આપવા માટે બરાબર છે. પીવા માટેનાં પાણી આંહીં નથી. એ પાંચ ગાઉ દૂરથી લાવવાનાં હોય છે!'

'પણ ત્યારે તો એ હમેશની તકલીફ થાય!'

'જીવવા માટે જે જરૂરી હોય તે માણસ કરે, એમાં તકલીફ શું? એ તો એક પ્રકારનો આનંદ!'

ફિલસૂફને ખેડૂતની વાણીમાં રહેલ અભિનવ વિચારદર્શનથી નવાઈ લાગી. એને ખેડૂત સાથે વધારે સંવાદ ચલાવવાનું મન થયું. એને જાણવું હતું કે ખેડૂતને આવી વાત ક્યાંથી મળી. પછી એમની વચ્ચે આ સંવાદ થયો:

'તું ફિલસૂફી શું છે તે જાણે છે?'

'હું તો ખેડૂત છું!'

'પણ તેં ફિલસૂફીનું કોઈ પુસ્તક તો જોયું હશે નાં? હું આવ્યો ત્યારે તું ચિંતનમગ્ન હતો!'

'આંહીં તો આ પુસ્તક છે. પેલાં પંખી, આપણી જરૂરિયાતના ધાન્યનો નાશ ન કરે, માટે એને ઉડાડતાં રહેવાં! ભલે મારવાં નહિ, પણ ઉડાડતા રહેવાં!'

'પણ તેં મૃત્યુ વિષે કાંઈ વાંચ્યું વિચાર્યું છે? કે વાંચ્યું વિચાર્યું જ નથી?'

'મૃત્યુ વિષે તો વિચાર્યું નથી. પણ પચીસ વર્ષના એકલવાયા જીવન પછી મેં લગ્ન કરવા વિષે ચોક્કસ વિચાર્યું છે!'

'તેં આ પણ જાણ્યું નથી કે જીવન ક્ષણભંગુર છે?'

---

સાવ સુકાઈ ગયેલા મોંમાં કુદરત બીજું એક ટીપું નાખે ન નાખે તે પહેલાં જ એમ ને એમ ખુલ્લું રહી ગયેલું મોં અફસરના હાથ ઉપર ઝુકી ગયું. અને અફસરના દિલમાં ધ્રાસ્કો પડ્યો.

પણ એ મૃત્યુનો ઘા હજુ અનુભવે ન અનુભવે ત્યાં તો બળી ગયેલી ધરતી ઉપર કિશોરના મોતથી ધ્રુસકે ધ્રુસકે રડતા આકાશનાં આંસુડાં એટલા જોરથી ત્રાટકવા લાગ્યા કે અફસરે કુદરતની આ એક પળની દયાહીનતા માટે વરસાદની ધારા સાથે પોતાની આંસુધારાથી કિશોરને નવડાવી દીધો.





'જીવનની મહેનત જેમાં નાખી છે, તે આ મારું ખેતર, આગલા મહિનામાં ધાન્યના પાકથી તૈયાર થઈ જવાનું છે!'

'તેં સત્યનું દર્શન કર્યું છે?'

'તમારી વાત કાંઈક ન્યારી છે. હું એ સમજતો જ નથી. શું મૃત્યુ, શું ક્ષણભંગુર, શું સત્ય ને શું વળી દર્શન! બધું જ મને નવું લાગે છે!'

'મારા મિત્ર! ત્યારે તો આ તારું દર્શન જ મને આનંદમગ્ન બનાવી દે છે! મને એમ લાગે છે કે તું પૃથ્વીનો સૌથી પહેલો છોડ છે. ને આજે પણ તું જ, ભૌતિક દુનિયાનો પહેલો છોડ છે!'

ખેડૂત એમાં કાંઈ સમજ્યો નહિ. પણ તેણે વિનયથી કહ્યું: 'થોડું વધુ પાણી પીશો? પાણી પીવા જેવું છે!'

*

## જંગલ સાહેબ!

'અદ્‌ભુત માણસ! જ્યારે જ્યારે અમે એને સંભારીએ છીએ, ત્યારે ત્યારે જાણે એ આ ડુંગર ઉપરથી કે પેલા ડુંગર ઉપરથી, આવતો હશે એવા ભણકારા હજી પણ વાગે છે!

'એ વાતને આજે વીસ વર્ષ થઈ ગયાં. તે વખતે હું આ અમારા નાનકડા ભીમ જેવડો હતો. મને બરાબર સાંભરે છે કે એ આંહીં આવ્યો ત્યારે કોણ જાણે ક્યાંથી આવ્યો હતો એની કોઈને જ ખબર ન હતી. આ સામે દેખાય છે ને સાહેબ! તમે કહ્યું તે, પેલું મંદિર......ત્યાં એ વખતે ખાલીખમ ડુંગર હતો. હું ત્યાં જંગલ ખાતા તરફથી રહેતો, ને ઘાસવાળા ઉપયોગી ઝાડ કાપી ન જાય તેનો બંદોબસ્ત રાખતો હતો. એ વખતે આટલું બધું જંગલ જ આંહીં નહિ. આ જંગલ એણે ઊભું કર્યું છે એમ કહીએ તો ચાલે!'

'પણ એનું નામ શું? નામ તો તમે આપ્યું નહિ!'

'એ જ ખૂબી છે નાં સાહેબ!' કમલરાજ બોલ્યો. 'અમે એનું કોઈ બીજું નામ જાણતા નથી. એનું નામ એક જ "જંગલ સાહેબ!' આ કમલરાજ ડુંગરાઓનો નિવાસી હતો. આંહીંનાં ઝરણેઝરણાં, વૃક્ષેવૃક્ષ ને પાનેપાનનો જાણકાર હતો. થોડા વખત માટે હું આંહીં ડુંગરાઓમાં ભટકવા આવ્યો હતો, એમાં એક દિવસ મારો ને એનો અચાનક ભેટો થઈ ગયો. ત્યારથી એ દર શનિવારે સાંજે મારે ત્યાં આવતો. જ્યારે જ્યારે એ આવતો ત્યારે ત્યારે કાંઈ ને કાંઈ સરસ વાર્તા લાવતો. એની વાર્તા કહેવાની ઢબ એવી ફાંકડી હતી કે સૌ એને સાંભળવા માટે ઊભા થઈ જતા. સામેના એક ડુંગરા ઉપર એક નાનું સુંદર મંદિર દેખાતું હતું તે જોઈને મેં આજે એને કહ્યું: 'કમલરાજ! કાલે તો એ શિખર સર કરીએ! તમે આવો તો!'

કમલરાજ પાસે એનો ઇતિહાસ તૈયાર જ હતો: 'એનું નામ જલધાર છે સાહેબ! પણ ત્યાં એક અદ્‌ભુત માણસ રહેતો હતો, એમ કહીને એણે ઉપલી વાત શરૂ કરી: 'અદ્‌ભુત માણસ હતો. જ્યારે એ આંહીં આવ્યો, ત્યારે આ બધા ડુંગરા ખાલીખમ જેવા હતા. એમાં બહુ તો ઘાસ ઊગતાં. પાણીનું તો નામનિશાન ન હતું. એ તો બાવાને વેષે આવ્યો હતો, અને બાવાની જેમ રહેતો. પણ પહેલાં એ ક્યાંક એન્જિન ખાતામાં કામ શીખ્યો હતો.

'ત્યાર પછી તો સાહેબ! એ આંહીં પંદર વર્ષ રહ્યો. એણે અનેક નવા છોડવા આંહીં વસાવ્યા. એણે એક ગુપ્ત અખંડ ઝરણું શોધી કાઢ્યું. અથાગ મહેનત કરીને એ પાણી આ બાજુ લાવ્યો. એક નવી જ સૃષ્ટિ એણે આંહીં વસાવી દીધી.

'પાછો સંસારમાં પડ્યો એમ નાં?'

'ના ના, એમ નથી' કમલરાજે કહ્યું: 'એણે જે કર્યું તે આજે સંભારીએ છીએ ત્યારે આંખ ભીની થઈ જાય. એ આંહીં પરણ્યો હતો...'

'હત્ તારીની! ભગવાં પાછાં લજવ્યાં!'

'અરે સાંભળો તો ખરા, એ પરણ્યો, આંહીં જમીન રાખી, એમાં અદ્‌ભુત ફળવૃક્ષો ઊભાં કર્યાં, આટલી જમીનને એણે હસતી કરી દીધી.





'જ્યારે આ બધું પૂરું થયું ત્યારે એક દિવસ એણે પોતાના કુટુંબને, નોકરોને, કામ કરનારાઓને ભેગા કર્યા.

'પછી એણે એની સ્ત્રીને કહ્યું: 'હું હવે તમને બધાને આ સોંપીને જવા માગું છું, તમે સૌ સંપીને રહેજો. જમીન વધુ હસતી કરજો. જમીનને શણગારીને જવામાં એક પ્રકારની શાંતિ છે. હું આંહી આવ્યો, આ જમીનને શણગાર વિનાની જોઈ મારાથી બનતું મેં કર્યું. પણ હવે મને મારું ઘર બોલાવે છે!'

'એનું ઘર હતું?'

'હા એ પરણ્યો હતો. ઘર હતું. કુટુંબ હતું. આંહીં આ બધું કર્યા પછી એને પાછું જૂનું ઘર સાંભરી આવ્યું. અને એક દિવસ પાછા ફરવાનો વિચાર થયો.'

'પણ એની આ વાત સાંભળીને તો સૌ ઊંચા-નીચા થઈ ગયાં હશે!'

'એ તો થાય જ ના! પણ જેવી રીતે એ અચાનક આવ્યો હતો, તેવી જ રીતે એ અચાનક એક દિવસ અદૃશ્ય થઈ ગયો. અમે એની અદ્‌ભુત શક્તિનો વિચાર કરીએ છીએ. એક અકસ્માત લેખે વિચાર વિના હરકોઈ બધું છોડી દે છે. પણ આમ યોજના પ્રમાણે છોડવાનું હોય એ વસ્તુ અમને આદર્શી ગઈ. અમે એને આ જમીન ઉપર એટલા પ્યારથી ફરતો જોયો હતો કે અમને લાગે છે આજ પણ અનેક વૃક્ષવેલી કદાચ એને સંભારતાં હશે!

'જમીન ઉપર એટલો પ્રેમ હોવો ને પાછી એટલી જ ઉદારતા હોવી, એ બે વસ્તુ જ્યારે યાદ આવે છે, ત્યારે એ માણસને ફરી જોવા માટે જાણે મન તલપે છે!

'બીજું કાંઈ નહિ, એની એ બૈરીને પણ એના નામની ખબર ન હતી. એ પોતાને 'જંગલ સાહેબ' જ કહેવરાવતા! ને ખરેખર, એ જંગલનો જ આત્મા હતા!

'કેટલાય તીનપાટિયા સરકારી જંગલ અમલદારો આંહીં 'કોફી સ્ટીક' લઈને રોફ મારતા આવે છે, પણ આ જંગલે પોતાનું દિલ આપ્યું હતું કારણ કે એણે જંગલને પોતાનું દિલ આપ્યું હતું!'

કમલરાજની વાતને અંતે સામેના ડુંગરા ઉપરથી એક માણસ આ બાજુ આવતો દેખાયો ને અમે સૌ બોલી ઊઠ્યાં: 'જંગલ સાહેબ!'

'અરે! એ તે હવે દેખાય, સાહેબ? એ તો મારો માણસ કાંઈક કામે આવતો લાગે છે!'

તે રાતે મને સ્વપ્નમાં પણ આ જંગલ સાહેબ જાણે વૃક્ષ વૃક્ષ સાથે પ્રેમથી વાતો કરતો દેખાયો! જૂના જમાનાના અગસ્ત્યની પેઠે કેમ જાણે એ પોતાની લાંબી મુસાફરીમાં અવનવા આશ્રમો સ્થપીયે, એમને એટલી જ સાહજિકતાથી પાછળ મૂકી દેતો ફરી રહ્યો હોય!



## અધર રસ

અધર રસને પીતા પાતા તૃપ્તિ ના થાયે કદા,
અધર રસથી આત્મા ઊંડી તૃષાઓ સૌ તૃપ્તતી.
અધર રસના આસ્વાદોમાં સ્વાદ સહુ ફીકા પડે,
અધર રસમાં અન્યોન્ય દેખે છે બ્રહ્મ સનાતન.
અધર રસની આંટીઘૂંટી ઉકેલે ઉભયો જ ફક્ત!

જયન્ત પરમાર

# લાતથી વાત

શશી શહાણે

માનવના વિશ્વમાં માનવી દબાતો–ચંપાતો ચાલતો રહે છે ત્યાં સુધી હેરાન–હેરાન થતો રહેતો હોય છે. પણ માનવી જ્યારે પોતાનું માથું ઊંચકે છે ત્યારે એનામાં એક અણુધારી ઝલક આવી જાય છે. એ ઝલકમાં દુનિયા આખી અંજાઈ જાય છે ત્યારે એ માનવ કેવો મહાલતો હોય છે! દુનિયાની આંખમાં ધૂળ નાખીને જીવવું એમાં જીવનની સાર્થકતા નથી?

ઘણે વખતે એ મિત્ર મળ્યો. '૪૨ની લડતમાં અમે બન્ને અવારનવાર ભટકાઈ પડતા એવી ઉપરછલ્લી ત્યારની ઓળખાણ. પછી તો મેં પણ એની તપાસ નહોતી કરી, એના માટેનું એવું હેત ઊભરાઈ જાય એવું આકર્ષણ એણે મારામાં જમાવ્યું નહોતું એ કારણ પણ હોય. મને એના કેટલાય કાગળો મળેલા, કોઈની માર-ફત સંદેશા પણ મળેલા. અને એવી તો ઘણી બધી રીતો અજમાવીને એણે મારા બધા સમાચારો મેળવેલા.

પણ આજે તો હું એને જોઈને ડઘાઈ જ ગયો. ક્યાં એ ઓડિયાં જાડાં ખાદીનાં ગળી વગરનાં પહેરણ–પોતડી અને ક્યાં આજે ગરમ–રેશમી સુટમાં એનું દાઢી–મૂછ વિનાનું, દોરીવાળા ચમકતા બૂટ અને ટાઈમાં શોભતું મલપતું ભરાવદાર એનું મુખડું! સહેજે જ મેં તો પૂછી લીધું પણ ખરું:

'કાં ભાઈ, સ્વરાજ આવી ગયું એની આ બધી કાયાપલટ લાગે છે?'

'શાનું સ્વરાજ ને શાની કાયાપલટ? એ તો જરા આડે મારગે ચડીને માબાપનું કહ્યું ન માન્યું ને એ ગાંધીને રવાડે ચડેલો. બાકી દોસ્ત, જો હું એ સકંજામાંથી ન છટક્યો હોત તો આ ખોચિયા કૉંગ્રેસ વાળાએ મને નીચોવી નાખ્યો હોત, માળા બેટા કેવા લહેર કરે છે, લોકોનાં દુઃખ જોઈને રૂંવાડુંય ફરકે છે?'

'ભાઈ, આ તો આપણા જ માણસો ને આપણી જ સરકાર. આવું બોલાય?'

'ધૂળનું આપણું! સેવાના ઓઠામાં કેટલાં બધાં ઘર ભરાઈ ગયાં એની ખબર છે? આ જો સાબિતી'

એમ કહેતાં એના હાથમાં ચકચકતી પ્લાસ્ટિકની બૅગમાંથી ધીમેથી પાંચ આંકડાવાળો ચૅક બતાવ્યો. ચૅક ઉપરની સહી પણ એક સારા કહેવાતા–કૉંગ્રેસી અને પ્રધાનમંડળમાં માનભર્યું સ્થાન ભોગવતી વ્યક્તિની હતી. સરકાર તરફથી મળેલા અમુક કૉંટ્રાક્ટ પતી ગયા પછીની ચૂકતે રકમ સરકાર પાસેથી મેળવેલી એમાંથી બરોબર 'ફીફ્ટી–ફીફ્ટી' હિસ્સો એ ચૅક-માંથી આ મિત્ર એને આપવાનો હતો,—ત્યારે તો આ કૉંટ્રાક્ટ એ મેળવી શક્યો હતો! છૂટા પડતાં એ બોલ્યો પણ ખરો:

'આ તો ગઢિયાઓની બનેલી સરકાર છે, જેને તું ભરમમાં રહેતો. એ એકેએક ખોચિયાની મેં રગે-રગ પારખી લીધી છે ત્યારે તો આજે હું લહેરથી રહું છું. ગઈસાલ એક બંગલો પણ બંધાવ્યો. આ સાલ વળી આ ૪૭નું શૅવરોલેટનું મૉડલ પણ એ બધાં ખોચિયાઓને લીધે મેળવી શક્યો છું. બોલ તારે ક્યાં જવું છે?—આ મારી ગાડી આવી પહોંચી, તને ઉતારતો જઈશ.'

હું ચુપચાપ એની ગાડીમાં એની સાથે બેઠો અને એની બાકીની વાતો સાંભળી ત્યારે મને પણ મારી રેશમની મિલમાં જતી વરસોવરસની ખોટની ચાવી મળી ગઈ. કદાચ એકાદ વરસ મોડો મને આ મિત્ર ભેટ્યો હોત તો મિલને મારે ફડચામાં પણ લઈ જવી પડી હોત. મેં એનો મનોમન આભાર માનવા માટે મારું ઘર આવ્યું ત્યારે પરાણે એને ગાડીમાંથી ઉતા-રીને છેવટ ચા પીને જતા રહેવા ખેંચ્યો ત્યારે એણે પણ મારા ખભા પર એનો જોરથી ધબ્બો માર્યો અને એ બોલ્યો:

'દોસ્ત, આ તો લાતો ખાનારી દુનિયા છે, આપણે લાતો ખાવાની નહિ: મારવાની. અને પછી દન નથી એ દુનિયાની કે એ તારી ન બને.'

★

## એક ધારે

આક્રંદો શાં હજુય કરવાં?—એમ પૂછું પ્રસાધી.
મેં એમાંથી પ્રબળ મનને ખૂબ સુદૃઢ બનાવ્યું,
કૈં કૈં એવાં અસહ તપ–ત્યાગે અમોલું તપાવ્યું;
ત્યાગે એને અમર જગ પ્રેમોક્તિઓ ખૂબ લાધી.
આજે જ્યારે દિન બહુ ગયા ત્યાં મને બોધ આપે:
(જાણી સુંને તવ તરફના તીવ્ર પ્રેમે પ્રલુપ્ત)
વિશ્વ પ્રેમે અરપણુ કરું જીવની સર્વ ગુપ્ત,
સ્વીકારું છું તવ કથિત તે મંત્ર,—આજે તું આપે.

વાધી સર્વે, તુજ સહ કરેલા તણી સૌ વ્યથાઓ,
જાગી આજે જગત ભરતી વેદના એ વ્યથાની
એમાં પાછું નવલ તુજ આક્રન્દ પ્રેરે, વધારે
આક્રન્દો સૌ ગત થઈ ગયાની સ્મરે સૌ કથાઓ.
આવે સર્વે જગ જગવતી આર્ત્તનાદી કથાની,
ગાઢી ઘેરી હૃદય દહતી સ્મૃતિઓ એકધારે.

પ્રવાલ

## વહેલી સવારમાં

સોણલું આવ્યું'તું, રાજ !
આજ મને વહેલી સવારમાં.
ઝાકળનું બિન્દુ કો જાણે સવારમાં,
પાંદડે લ્હેરાણું આજ;
પંખીનું મીઠડું જાણે સવારમાં,
ગીતડું વેરાણું, રાજ!
આજ મને૦

ફોરેલાં ફૂલનું જાણે સવારમાં,
ઝૂમખું મલકાણું આજ;
આછેરે વાયરે જાણે સવારમાં,
બેડલું છલકાણું, રાજ!
આજ મને૦

માંડ માંડ નીંદરા જ્યારે સવારમાં
પોપચે ફેલાણી, રાજ!
વીતેલી રાતની ત્યારે સવારમાં,
ચાંદની રેલાણી, રાજ!
આજ મને૦

હસિત બૂચ

## લાગ્યા ઘા

લાખ ચેતવણીઓથી લાગ્યા ઘા શિખવે ઘણું,
થોરના વનથી વાગ્યા કાંટાનું મૂલ્ય સો ગણું.

નટવરલાલ પટેલ



## શમન

મારા હૈયે જગત ભરની વેદનાઓ સમાવું,
તો યે હોઠે જરીય સરખો હું ન ઉદ્‌ગાર લાવું!

શેખાદમ આબુવાલા



# આપવીતી

ઈન્દ્ર વસાવડા

લેખક અને પ્રકાશક એ બન્ને વચ્ચેનો સંબંધ દેખીતો કેવો મીઠો હોય છે! પણ વાસ્તવમાં તો આ બધું ધતીંગ હોય છે. પૈસા મેળવીને લેખકની જ મહેનત ઉપર જીવતો પ્રકાશક લેખકને અંતરથી તો પોતાની પાસે ઢૂંકવા દેવામાં પણ કેવો બળી મરે છે એ આ આખા પ્રસંગમાં કેવું સચોટતાથી આલેખાયું છે! આ પણ આપણું સાહિત્ય-દૌર્બલ્ય જ કહેવાય ને?

કેટલાય પત્રો લખ્યા, વકીલ મારફતે નોટિસો પણ મોકલી પણ પ્રકાશક મહાશય તરફથી કંઈ પણ જવાબ ન આવ્યો. લેખક અને પ્રકાશક વચ્ચે ઉંદર બિલાડીના જેવો સંબંધ પ્રવર્તેલો હોય છે તેમ મને કહેવામાં આવ્યું હતું. હું નવો લેખક, માનવતામાં માનનારો, આ વાત કેમ સ્વીકારી શકું? પણ જ્યારે પ્રકાશક મહોદયે મારા પુસ્તકની બીજી આવૃત્તિ, મને પૂછ્યા વગર છાપી નાખી અને મારું નાટક જેના તે માત્ર મુખ્ય વિક્રેતા જ હતા, તેને પણ છપાવીને પૈસા પેદા કરવાનું પ્રમાણિક કાર્ય આદર્યું ત્યારે મારાથી રહેવાયું નહિ.

છેવટે એક દિવસ નિર્ણય કર્યો કે પ્રકાશક બંધુને શહેર, એકાએક ઊપડવું.

જ્યારે હું અલાહબાદ સ્ટેશને ઊતર્યો ત્યારે લગભગ રાતના ચારેક વાગ્યા હશે. ટ્રેનની અપાર ગિરદી, ત્રીજા વર્ગની મુસાફરી અને તે બાજુની ગરમી. મારું સ્વરૂપ જોવા જેવું હતું. મારી ટ્રંક ક્લોકરૂમમાં મૂકી, બસ સ્ટેન્ડ પાસે આવ્યો. બસ ઊભી હતી એટલે ચઢી બેઠો.

એક ભાઈને મેં પૂછ્યું "અમૃતરાયની દુકાન ક્યાં આવી?"

"ઘંટાઘર પાસે."

"તે ક્યાં?"

"ત્રીજા સ્ટેન્ડે."

મહાન મુસાફરની જેમ, શોધખોળ કરી, દુકાને પહોંચ્યો. દુકાન બંધ કરવાની પેરવીમાં બે માણસો પડ્યા હતા.

મેં પૂછ્યું "ભાઈ શ્રીરાય ક્યાં રહે છે?"

"કેમ?"

"જરા મળવું છે."

"આવે ટાણે?"

"હાજી. એડ્રેસ આપશો?"

"૬. ૬ મિન્ટો રોડ."

"કેટલેક દૂર છે?"

"હશે પાંચ સાત માઈલ."

"પાંચ સાત માઈલ?"

"કેમ, માનવામાં નથી આવતું?"

"નહીં નહીં નમસ્તે, નમસ્તે."

ઘંટાઘર પાસે એક રિક્ષા ઊભી હતી.

"ચલિયે બાબુ સાબ." રિક્ષાવાળો બોલ્યો.

"ચલિયે. ૬ મિંટો રોડ."

"વો તો બહુત દૂર હૈ" તે બોલ્યો.

"તેથી જ આપની રિક્ષાનો ઉપયોગ કરવો પડે છે ને."

રિક્ષા ઉપડી. અનેક સ્થળે ચક્કર મારતી, અનેક રસ્તાઓ ઉપર ગબડતી રિક્ષા દૂર ને દૂર જવા લાગી. શહેરની ધમાલ, માણસોની અવર જવર ઓછી થવા લાગી હતી. રિક્ષાવાળો બે ચાર સ્થળે રોકાયો પણ મિંટોરોડ ઉપર ૬ નંબરનો બંગલો જડ્યો નહીં.

"અબ, બાબુ સાબ?" તે બોલ્યો.

"૬, મિંટોરોડ."

"ઉતર જાઓ." તે બોલ્યો.

"એમ કેમ ઉતરાય બાપુ. મને મારે સ્થળે પહોંચાડ. રાતે આ રસ્તાઓ ઉપર તો નહીં કાઢી શકાય ને ભાઈ."

"પતા ગલત હોગા."

"ના રે ભાઈ! પતા સચ્ચા હૈ." મેં કહ્યું.

માંડમાંડ, આઠ દસ બંગલાઓના માલિકોદ્વારા પ્રેમભર્યા શબ્દોથી નકારવામાં આવ્યા બાદ અમે ૬, મિંટો રોડ પહોંચ્યા ખરા.

વિશાળ કમ્પાઉંડ, વચમાં મોટી ઈમારત, એક બાજુ નવા ઓરડાઓ—ગેસ્ટ હાઉસ.

"શ્રીરાયજી!" મેં બૂમ પાડી.

"કૌન?"

"મેહમાન આયે હૈં"

"રાત કે દસ બજે?" અવાજ.

"હાં રાત કે અભી દસ હી તો બજે હૈં"

પંદરેક મિનિટ પછી અમારા પ્રકાશક બંધુ, ખાદીની કફની અને પાયજામામાં સજ્જ, અમારી સામે પ્રગટ થયા.

"નમસ્તે!" મેં કહ્યું.

"ઓહ આપ? બિના ઈત્તલા દિયે?"

"હવે ઈત્તલા, ને બિત્તલા! મિત્રોને મળવા જવું ને તેમાં ઈત્તલા કેવી? અને વળી તમને સ્ટેશને આવવાની ફુરસદ હોત કે કેમ તે પણ પ્રશ્ન હતો ને?"

"ઓહ!"

"કેમ છો?"

"આપ મજેમેં?"

"આપની કૃપાથી."

"ક્યાં ઊતર્યા છો?"

"ઊતર્યા છો? આપને ત્યાં જ તો."

"ઓહ."

થોડીવાર પછી બોલ્યા—

"અરે બેરા!"

"જી સરકાર."

"અરે સાબ કો ગેસ્ટ હાઉસમાં મેં લે જાઓ."

બેરા સાથે ગેસ્ટ હાઉસમાં આવ્યો. ગેસ્ટ હાઉસ એટલે ત્રણ નવી ઢબના ઓરડાઓ, લોબી અને બાથરૂમ. બે મોટાં વૃક્ષોની છાયા. બેરાએ થોડો ઘણો સામાન અંદર મૂક્યો; સખત ગરમી હતી.

"અરે ભાઈ, ખાટલો મૂક બહાર." મેં કહ્યું.

બેરાએ એક ખાટલો ઢાળી દીધો. ત્યાં તો મિત્રવર્ય પધાર્યા; એક ખુરશી ઉપર બિરાજ્યા.

"અચ્છા તો ભોજન બોજન?"

"ભોજન તો નહીં કરેંગે" મેં કહ્યું.

"ભૂખ નહીં?"

"હા, એવું જ કંઈક સમજો. સૌથી પ્રથમ તો હું ઠંડે પાણીએ નહાવા માગું છું. ત્યારબાદ કંઈક નાસ્તો હોય તો તે ચાલશે. દૂધ......"

"નાસ્તા? જરૂર જરૂર. દૂધ તો ખતમ હોગયા. અરે બેરા, સાબ કે લિયે નહાને કા બંદોબસ્ત કરો, ઔર ફિર નાસ્તા લાઓ. ખાટ અચ્છી તરહ સે બિછાઓ."

"જી"

"ખાસ કામ સે આના હુઆ?"

"નહીં ખાસ કામ તો શું હોય? આપના દર્શનની અભિલાષાથી."

"અચ્છા અચ્છા. અરે બેરા, બાઈવાલે બાથરૂમમેં સ્નાન કી તૈયારી કરો" અને તે ઊઠીને ચાલતા થયા. હું સમજ્યો તૈયારી કરાવવા ગયા હશે.

બગલથેલામાંથી મેં કપડાં કાઢ્યાં.

"ચલિયે" બેરાએ આવી કહ્યું.

તેની પાછળ, પાછળ હું ગયો. એક મોટા બાથરૂમમાં ચાર પાંચ ડોલો હતી. ટબ હતો. આઠ દસ ટુવાલો હતા.

"વાહ, સગવડ તો સરસ છે" મેં મારી જાતને કહ્યું.

ઠંડા પાણીથી નહાવાની ખરેખર મઝા આવી. રસ્તાનો થાક દૂર કરવામાં તેણે ઠીક ઠીક સહાયતા આપી. ખૂબ નહાઈ, કપડાં પહેરી, હું ગેસ્ટ હાઉસ પાસે આવ્યો. બેરાએ મારી શેતરંજી ખાટલા ઉપર પાથરી દીધી હતી. સામે ટિપાઈ મૂકી દીધી હતી.

"લાઉં સાબ?" તે બોલ્યો.

"હા ભાઈ લાવો."

એક ટ્રેમાં તે મિઠાઈ, દાલમોઠ, વગેરે લઈ આવ્યો અને ટેબલ ઉપર ગોઠવ્યું. બરફનું ઠંડુ પાણી પણ મૂક્યું.




ખાતાં ખાતાં મેં પૂછ્યું!
"તુમ્હારે સરકાર ક્યા કર રહે હૈં?"
"સો ગયે."
"સો ગયે?"
"જી હાં"
"અભી ન મિલેંગે?"
"ના. સુબહ આઠ બજે ઉઠેંગે.
"અચ્છા ભાઈ બેરા! આફિસ કબ જાતે હૈં?"
"કરીબ ૮–૯ બજે."
"વાપસ કબ લૌટેંગે?"
"કરીબ દો બજે."
"અચ્છા અચ્છા. પાની લાના."
"લીજીયે" અને ઠંડુ બરફનું પાણી પી મેં હાથ ધોઈ નાખ્યા.
"ખાટ પર ગદ્દા બિછાઉં?"
"નારે ભાઈ, એક સફેદ ચાદર ઓઢવા લઈ આવ તો ઘણું."
"જી સાબ."
બે સફેદ ચાદર લઈ તે આવ્યો. એક પાથરી, એક ઓઢવા મૂકી.
"સુબહ ક્યા લેંગે સરકાર?" બેરાએ પૂછ્યું.
"સુબહ હમ ટોસ્ટ લેંગે, ચાય કે સાથ ઠીક સાડે સાત બજે." મેં કહ્યું.
બેરાભાઈ ચાલતા થયા. હું ખાટલામાં પડયો. ગરમી સખત હતી, પાંદડુ પણ હલતું ન હતું. માંડમાંડ ઊંઘ આવી.

× × ×

સવારના સાત વાગે જાગ્યો ત્યારે બધું જ શાંત હતું. ચકલુંયે ફરકતું ન હતું. વહેલા ઊઠી, નહાઈ ધોઈ ચહા પીવાની આદત. ત્યારે આ બાજુ ઉનાળામાં ચા કોઈ પીવાનું નામ ન લે.
ચારે બાજુ ચક્કર મારી, બેરાની ઓરડીએથી તેને જગાડીને મારી ઓરડીએ લઈ આવ્યો. નહાવા તૈયારી કરવા કહ્યું. નહાઈને આવું કે તરત ટોસ અને ચહા તૈયાર કરવાનું કહ્યું. બાથરૂમમાં ગયો. નહાવાની સગવડ સારી હતી. નળ નીચે જ સ્નાન કરી, કપડાં બદલી બહાર આવ્યો. ને ઝાડ નીચે ખાટલા પાસે આવ્યો ત્યાં તો બેરા ટ્રે લઈ હાજર હતો. ટોસ્ટ ખરેખર સરસ બનાવ્યા હતા અને ચહા પણ સરસ. બે પ્યાલા ચહા પી ટ્રે લઈ જવા કહ્યું. તે ગયો, ચાર વાગ્યા પણ શ્રીરાયના દર્શન ન થયાં. સાડાઆઠ વાગે મેં બેરાને કહ્યું. "સાહેબને કહો કે મહેમાન મળવા માગે છે."
થોડી વારમાં તે આવ્યા.
"क्यों नींद अच्छी रही?"
'હા. આપની કૃપાથી. પણ આપ તો બહુ વહેલા સૂઈ ગયા."
"हां. फरमाइये मेरे लायक काम!"
"કામ તો ઘણું છે. અને તમે જાણો પણ છો કે શું કામ છે, અને શા માટે હું આવ્યો છું."
"ના, સમઝા નહીં"
"ન સમજ્યા! મેં તમને કેટલા પત્રો લખ્યા, એકેનો જવાબ નહીં!"
"ઓહ! આઈ રીમેમ્બર વેરી બીઝી."
"બરોબર. તેથી જ ઉત્તર આપી શક્યા નહીં."
"બિલકુલ ઠીક."
"તો હવે મૂળ મુદ્દે આવું."
"જરૂર, જરૂર."
"જુઓ ને, તમે મારા પુસ્તકની બીજી આવૃત્તિ છાપી છે, પહેલી આવૃત્તિના પૈસા આપ્યા નથી, બીજીનો હિસાબ કર્યો નથી."
"એ! ક્યા કહતે હૈં આપ? કિસ બેવકૂફને દૂસરી આવૃત્તિ કી?"
"એ બેવકૂફ કોણ છે તે તો આપ વધારે જાણો કારણ કે આપે જ તે છાપી છે."
"ઝૂઠ"
"સચ"
"સરાસર ઝૂઠ."
"હું બન્ને આવૃત્તિઓની નકલ બતાવું તો?"
"બ અભી બતાઈએ."





"આપણે એવું કરીએ, તમારી મૉટરમાં સ્ટેશન જઈને ક્લોક રૂમમાંથી મારો સામાન લઈ આવીએ, તેમાં પુસ્તકો છે."

"ઓહ! જરૂર, જરૂર."

"અને તમે મારું નાટક પણ છપાવ્યું છે તે વાત ખરી? તે છાપવાનો અધિકાર તમને છે?"

"નાટક?"

"હા."

"આપ ક્યા બાતેં કરતે હૈં? કૌનસા નાટક? હમને કોઈ નાટક બાટક આપકા નહીં છાપા."

"અચ્છા?"

"પણ જો સાબિત થાય તો?"

"તો હમ આપકો ઉસી વક્ત પૈસે દેને કો તૈયાર હૈં"

"તો ચાલો સ્ટેશન."

કાંડાની ઘડિયાળમાં સમય જોઈ, તે બોલ્યા.

"દેખો મૈં અભી આતા હૂં; તો, સાડેનૌ તક આપ યહીં રાહ દેખે; મુઝે એક ખાસ કામમેં જાના હૈ."

"મને સાથે લઈ લ્યોને."

"વહાં આપ અકેલે બૈઠ રહેંગે, ક્યોં? આપ યહીં ઠહરિયે, મૈં અભી આતા હૂં"

અને તેમ કહી તેમણે મૉટર તરફ ડગલાં ભર્યાં, બેઠા અને મૉટર સ્ટાર્ટ કરી—એ જાય—તે જાય.

નવ, સાડાનવ, દસ, સાડાદસ, અગ્યાર, સાડા અગ્યાર; પણ શ્રીરાય ગયા તે ગયા. બેરાને પૂછ્યું તો તે કહે કે સાબ તો હવે બે વાગે આવશે; પછી જમીને આરામ કરશે અને સાંજના ૬ વાગે તો બનારસ જશે. બિચારો બેરો, સાચેસાચી વાત કહેતો હતો, તેને ખબર નહીં કે આ વાત લેખકને કહેવા જેવી ન હતી. હું વિચારે ચઢ્યો. શ્રીમાન શ્રીરાય હવે બે વાગ્યા સુધી નહીં આવે તે વાત ચોક્કસ હતી. શ્રીમતીજીનાં દર્શન થયાં હતાં ખરાં અને મેં નમસ્તે પણ કર્યાં હતા. તેમના લગ્નમાં આવવા મને આમંત્રણ પણ હતું પણ હું જઈ શક્યો ન હતો. તેમને મળવાનું મન પણ હતું. મેં બેરાને કહ્યું:

"બાઈ સાહબ સે કહો, મહેમાન સાબ, આપસે મિલના માંગતે હૈં."

શ્રીમતીજી મારા રૂમમાં આવ્યાં. મેં ઊભા થઈ તેમનું સ્વાગત કર્યું. તે સામેની ખુરશી ઉપર બિરાજ્યાં. મનમાં થતું હતું વાત કેવી રીતે કરવી?

"ભાભીજી" મેં કહ્યું, "આ આપણી પ્રથમ મુલાકાત છે, નહીં?"

"હાં, પહેલી. આપસે પરિચિત તો હૂં, આપકે લેખોંસે. પર મુલાકાત તો પ્રથમ અવશ્ય હૈ."

"જી હા. આપકી શાદીમેં આનેવાલા થા, પર ન આ સકા."

મૌન.

"અકેલે કૈસે આયે?"

"ઇચ્છા તો હતી કે મારાં શ્રીમતીજીને લાવું. પણ આપે કે શ્રીપતરાયે મારા એકે પત્રનો જવાબ ન આપ્યો એટલે કેવી રીતે લાવું? હું પણ તેથી એકાએક આવી ચઢ્યો છું ને."

"જી. વે બહોત busy રહેતે હૈ. આપકા પત્ર મુઝે નહીં મિલા."

"હશે. શ્રીરાયજી આપવો ભૂલી ગયા હશે."

શાંતિ.

"ભાભીજી! એક વાત કહેવા માગું છું. કહું કે ન કહું સમજાતું નથી. એ જ ગડમથલમાં પડ્યો છું."

"ક્યા હૈ?"

"અમે મિત્રો છીએ તે તો તમે જાણો છો."

"હા."

"અને એ મિત્રતા ટકી રહે તે તમારે જોવાનું છે. આપને એટલી જ પ્રાર્થના કે ભાઈને કહો કે જે ન્યાયે હું માગું તે મને આપવામાં આવે."

"જરૂર. હું તે કહીશ. જો કે હિસાબમાં હું સમજતી નથી."

"ક્યારે આવશે?"




" બે વાગે. "

" મને દોઢ વાગે આવીશ તેમ કહીને ગયા છે ને?"

" તો આવશે જ "

" પણ ૧૧ા થઈ ગયા ને. હું જાઉં ?"

" હા. જાઓને."

એડ્રેસ લઈ, રિક્ષા કરી, હું ૧૨ વાગે તેમની દુકાને પહોંચ્યો. પ્રકાશક મહોદય એક ખુરશી ઉપર બેઠા પત્રો લખવામાં મશગુલ હતા.

" વાહ જનાબ!" મેં કહ્યું: " હજી સાડા નવ વાગ્યા નથી લાગતા."

" ઓહ! આપ આ ગયે? માફ કરના, કામમેં લગ ગયા."

" બરોબર, અને મને ભૂલી ગયા."

" હા. ના."

" ચાલો તો સ્ટેશને જઈ આવીએ ને?"

" તુમ હો આઓન. રિક્ષા કર લો. ઘર આઓ યા યહીં આ જાઓ."

" ના ના એમ નહિ. તમે સાથે જ ચાલો."

" તો ઠહરો. એક બજે ચલેંગે"

હું બેસી રહ્યો. તે કામ કરતા રહ્યા. હું ઊભો થયો અને પુસ્તકો જોવા લાગ્યો.

" બીઝનેસ ઠંડા હૈ." તે બોલ્યા, ' દેખા ન તુમ્હારી એક ભી કિતાબ યહાં નહીં."

" તમે પહેલીવાર બે હજાર નકલ છાપી હતી નહિ?"

" હાં દો હજાર. પર અફસોસ એક કા ભી ઑર્ડર નહિ મીલા. પાંચસૌ કે કરીબ રિવ્યૂમેં ગઈ. બાકીકો દીમક લગ ગઈ ઔર સબકો ફેંક દેના પડા."

" એવો કયો પ્રકાશક મૂર્ખ હશે કે એક પણ ચોપડી વેચાય નહીં છતાં એ જ પુસ્તકની બીજી આવૃત્તિ કરી, લેખકના બધા જ પૈસા હજમ કરી જાય?" મેં આવેશમાં કહ્યું.

" દેખિયે જનાબ," તે પણ આવેશમાં બોલ્યા, યહ બાત ઝૂઠ હૈ, આપ કી કિતાબ હમને દૂબારા છાપી હી નહિ."

" અને મને કહેવા દો, એ પ્રકાશક કેવો મૂર્ખ હશે કે જે મુખ્ય વિક્રેતા જ હોય અને છતાં બેઇમાનીથી એ પુસ્તકને પણ છાપે ને વેચી મારે અને લેખક તથા પ્રકાશકની આંખમાં ધૂળ નાખી પૈસા ખાઇ જાય?"

" આપ કયા કહ રહે હૈં જનાબ?"

" મૈં બિલકુલ સચ કહ રહા હૂં. અગર આપ સીધી તોરસે બાતેં ન કરેંગે તો મુઝે ઓર કારવાઈ કરની પડેગી."

" તો ફિર મેરે ઘર કયોં પધારે?"

" એટલા માટે કે ઘરમેળે પતતું હોય તો હું કોરટે ય ચઢવા નથી માગતો. બાકી મારી પાસે એવા પૂરાવા છે કે તમે પણ......"

" અચ્છા, અચ્છા, પહેલે પ્રુવ કરો."

" ચલો મેરે સાથ." મેં કહ્યું.

એક વાગે જ્યારે તે કામથી પરવારી મૉટર તરફ ગયા ત્યારે હું પણ તેમની જોડે જ મૉટરમાં બેઠો.

" ચાલશું ને સ્ટેશન?" મેં કહ્યું.

" જરૂર."

મૉટર ચાલી. હું સમજ્યો સ્ટેશન જાય છે. કેટલાય ચક્કર મારીને, પૃથ્વી ગોળ છે તે સાબિત કરતા હોય તેમ, પ્રકાશક મહોદય, પોતાને ઘેર મૉટર લઈ આવ્યા.

" આ સ્ટેશન છે? તમારા શબ્દોમાં કોણ વિશ્વાસ કરી શકે?"

" ખાના ખાકર જાયગે."

" ખોટી વાત. જમ્યા પછી, પાંચ વાગે તો તમે બનારસ જાઓ છો."

" કિસને કહા?"

" ભાભીજીએ પોતે. હવે, મને ઠગવામાં મજા નથી. ચાલો સીધા સ્ટેશન."

" ચલો."

અને તેમણે મૉટર સ્ટેશન તરફ હંકારી. રસ્તામાં મેં તેમને કહ્યું: " ભાઈ, શા માટે તમે આમ કરો છો? હું તમારા પૈસા તો માગતો નથી. લેખક





તરીકે મારો જે હક છે તેજ માગું છું. આવું આલીશાન મકાન, આ મૉટર, એ બધું તમે શું લેખકોને છેતરીને જ પેદા કર્યું છે? ખરું પૂછો તો તમારા પોતાના પુણ્ય પ્રતાપે જ તમે આટલું કમાણા છો. તેમણે જીવતાં જે જાતનું ગરીબીમય જીવન ગુજાર્યું છે તે હું ક્યાં નથી જાણતો. તમે મારે ઘેર અનેક વાર આવી ગયા છો. મારો તમારો સંબંધ કેવો છે તેનો વિચાર કરો. તમારા પૂજ્ય પિતાશ્રીના નિધન પછી જ તમે લાખો રૂપીઆ પેદા કર્યા છે. પૈસો આજ છે ને કાલે નથી. શા માટે તમે આવી રમતો રમો છો? ભૂલથી છાપી હોય તો તેમ કરી શકો છો. હું તમને વિનવું છું કે સત્યને ન છુપાઓ"

તે બોલ્યા "કુછ કુછ યાદ આતા હૈ."

મેં પૂછ્યું "શું?"

તે બોલ્યા, "મીલીટરી કા એક છોટામોટા ઓર્ડર મિલા થા. તબ તુમ્હારી કિતાબોં કી માંગ થી. શાયદ દોસો તીન સૌ કિતાબેં છાપ લી હો"

"જુઓ કોઈ પ્રકાશક બસો ત્રણસો ચોપડી છાપે નહિ. છાપે તો તેને પરવડે નહિ. તમે બાળકને સમજાવતા હો તેવી વાત કરો છો?"

"તો હજાર સમઝ લો."

"બે હજાર શા માટે નહિ?"

"હજારસે જ્યાદા હમ છાપતે હી નહીં"

સ્ટેશન આવ્યું. ટ્રંક લઈ અમે પાછા ઘેર આવ્યા. [...]રી સાથે જ મારા ઓરડામાં આવ્યા ટ્રંક ખોલી. [...]થી નવલકથાની બે નકલો, જૂની અને નવી આવૃત્તિ બતાવી. નાટકની પણ જૂની અને નવી [...]વૃત્તિ બતાવી.

'ઓહહો...યાદ, આ ગયા, યાદ આ ગયા. મિલિ[...]કા ઑર્ડર મિલા થા, તબ આપકી કિતાબેં સ્ટોકમેં ન થી. તો એ જલ્દીમેં છાપ ડાલી."

"પણ તે કરવાનો અધિકાર હતો તમને? અને નાટકના તો તમે પ્રકાશક પણ ન હતા!"

"યહ ગલતી હો ગઈ."

"તો સહેજે ૮૦૦ થી ૯૦૦ તમારે મને આપવાના કે નહિ?"

"ઇસમેં ક્યા શક હૈ? પર પૈસે પાસ હૈ નહીં. બીઝનેસ ડલ હૈ."

"એ વાત નહીં ચાલે. જુઓ પાંચની ગાડીથી હું દિલ્હી જાઉં છું તમારે સો રૂપિયા કૅશ, અને બાકીનો ચૅક આપવો પડશે."

"પૈસે હૈ નહિ; ઔર ચેક દે સકતો હું જૂન કા. અભી કા નહિ."

"કેમ?"

"બેંક મેં પૈસા ખતમ."

"ભલે, જૂનનો; પણ આપશો કે નહિ?"

"જરૂર. 'પર દેખો હિસાબ કરના હોગા. મુઝે ઓલ્ડ રેકર્ડ્સ દેખના હોગા."

"એ નહિ ચાલે. સો રૂપિયા કૅશ, અને પાંચસોનો ચૅક, અને પછી એક માસમાં બધો જ હિસાબ."

"જરૂર જરૂર. અચ્છા ખાના કહાં ખાઓગે? મૈં તો માંસ મચ્છી ખાતા હું, આપ કો વહ પસંદ નહીં. આપકે લિયે ખાના યહીં ભિજવા દેતા હું. ખાના ખાને કે બાદ મિલૂંગા."

"પર ભાઈ! તુમને ભાભીજી સે પરિચય નહીં કરાયા. તુમ દોસ્તી કા દાવા કરતે હો, ઔર યહ ક્યા બાત હૈ?"

"ઓહ! માફ કીજીયે આપ કી મુલાકાત નહીં હુઈ?"

"મુલાકાત થઈ ગઈ. જાતે જ મેં પરિચય સાધ્યો. તમે તો ન કરાવી ને?"

"માફ કીજીયે" અને પછી તે જમવા જતા રહ્યા. મી. બેરા–કાને તો તે બરોબર સાંભળતો હતો–મારે માટે ભોજનની થાળી લઈ આવ્યો. ભોજન કરી ઊઠ્યો ત્યાં જ પ્રકાશક બંધુ આવ્યા ને બોલ્યા:

"લીજીયે, સૌ રૂપિયે" અને મને સો રૂપિયાની નોટ આપી, "ચાર બજે મૉટર તૈયાર રહેગી. આપ ભી તૈયાર રહિયે. યહાંસે ઓફિસ ચલેંગે. મેં

# જીવતું નાટક

જીવરામ જોષી

> જેમાં જીવન ઊતરે નહિ તે નાટક ટક ટક છે પૈસા માટેનો કેવળ એક ખેલ છે. એ વેપારમાંથી મને રંજનનું મધુર ઝેર જ બહાર આવે. સમાજ માટે એ ભારેમાં ભારે કુપથ્ય છે.

ડાહ્યાભાઈ ધોળશાજીએ "વીણાવેલી" નાટક લખ્યું અને ભજવ્યું. પહેલી જ રાત હતી. નટ, પ્રેક્ષકો અને સાહિત્યકો સૌ, નાટક પૂરું થયા પછી શો અભિપ્રાય બોલાય છે, એ પરિણામ સાંભળવા ઉત્સુકતા સામે રાખીને કામ કરતા હતા, જોતા હતા અને બેઠા હતા.

નાટક પૂરું થયું. પ્રેક્ષકો વાહવાહના બોલે વીખરાયા. ખેલ સફળ થયો છે, એ જાણી નટ સમુદાય આનંદથી ફૂલી ગયો. કળાકારો ગર્વથી રંગાઈ ગયા.

રાતનો છેલ્લો પ્રહર ચાલતો હતો. પ્રેક્ષકો ચાલ્યા ગયા છે. નાટકનાં સૌ પાત્રો આનંદની ઊંઘ લેવા સોડો તાણી ગયા છે. નાટકઘરનું આંગણું શાંત બની ગયું છે.

ડાહ્યાભાઈ ધોળશાજી અને સમકોટિના મિત્રો આંગણામાં બેઠા છે. સૌએ એક બીજાને નાટકની સફળતામાં કરેલાં નાનામોટાં કામ માટે ધન્યવાદ આપ્યા. નાની મોટી છણાવટ થતાં થતાં નાટકની ટીકા ચાલી.

એક મિત્રે કહ્યું: પણ ડાહ્યાભાઈ! પેલા ગીતમાં ફેરફાર કેમ કીધો? તે પણ છેલ્લે? મેં તો ખેલમાં એ લીટી બદલાયેલી સાંભળી ત્યારે જ જાણ્યું.

ડાહ્યાભાઈ કહે: એ તો મેં પહેલેથી જ નક્કી કરી રાખી હતી. એ કડી માટે જ એ આખું ગીત લખાયું હતું.

"તો પછી પહેલેથી જ એ કડી કેમ ન રાખી?"

ડાહ્યાભાઈ બોલ્યા: પહેલેથી રાખી હોત તો કોઈ સ્નેહીનું અંગત ગૌરવ ઘવાયું હોત અને કદાચ મારે એ લીટી માટે 'કડવું' બનવું પડ્યું હોત.

---

આપ કો ચેક દૂંગા. યહાં સે આપ કો સ્ટેશન પહુંચા આઉંગા."

"બહુ સારૂં." મેં કહ્યું.

× × ×

ચાર વાગે અમે બન્ને તેમની ઑફિસે ગયા. તેમણે ચૅક બુક કાઢી. ચૅક લખી મને આપ્યો.

"યહ ક્યા? ચારસો કા ચેક?"

"હોગયે ન પાંચચો. સો દિયે, ચારસો કા ચેક."

"વાહ વાહ! પાંચસો કા ચેક દેના થા. બાકી કા હિસાબ કરને પર રખા ગયા થા."

"ભાઈ અભી યહી લે લો. ફિર એક માસમેં તુમ્હારા સારા હિસાબ કર દૂંગા."

વધારે વાત કરવામાં માલ નથી તેમ મને લાગ્યું.

સ્ટેશને આવ્યા. પ્રેમભરી વિદાય આપી, એક માસમાં બાકીના પૈસા ચૅકથી મોકલાવવાનું વચન આપી, પ્રકાશક મહોદય, પોતાની મૉટરમાં ચાલતા થયા.

થર્ડ કલાસના નાના શા ડબ્બામાં બેઠો હું આ અઢાર કલાક જે અૅલાહાબાદમાં ગાળ્યા હતા તેના ઉપર વિચાર કરવા લાગ્યો.

ખરેખર, તે મહાનુભાવ, એક માસ પછી, હિસાબ કરી, બાકીના પૈસા મોકલાવશે?

મનુષ્ય પૈસા પ્રાપ્ત કરી કેવો બની જાય છે? ગાડી ઉપડી અને હું, અલાહબાદ, ૬, મિન્ટો રોડ, પેલું આલીશાન મકાન, ગેસ્ટ હાઉસ, બેરા, અને શ્રીમતીજી સાથેની પંદર મિનિટ–એ બધું યાદ કરતો રહ્યો.

× × ×

આજે આ વાતને બરોબર એક વર્ષ વીતી ગયું છે. એક નહિ અનેક પત્રો લખ્યા છે, પણ એકે પત્રનો જવાબ નથી, કે નથી હિસાબ. છતાં માનું છું કે અમારા પ્રિય પ્રકાશક મહોદયને હૃદય છે, અને તે હૃદયમાં કોઈક દિવસ પ્રકાશનું કિરણ ઝળકશે જ!

✶





બસ, સૌ સમજી ગયા. અને ધોળશાજીના સૌથી નિકટના જ નહિ પણ એમની નાટ્ય પ્રવૃત્તિના સૌથી વધારે આધારરૂપ એવા એક સહાયક અને સ્નેહી પાસે જ બેઠા હતા, તે પણ સમજી ગયા. એમને લક્ષીને જ એ ગીત લખાયું અને પહેલી લીટી છેવટ સુધી છૂપાઈ રહેલી. એ લીટી હતી :

ખરેખર તે નજરને ધિક્કાર
તજે જે પરણી ઘરની નાર.

આ પંક્તિનો ફરીને કોઇ ઉચ્ચાર ન કરી શક્યું કે ન કશી ટીકા થઈ. એ માતબર મિત્રની હાજરીમાં એવું ઉઘાડું સાહસ કોઈ કરે એ સંભવ નહોતો. પણ એ સ્નેહી અને ડાહ્યાભાઈ ધોળશાની આંખો અથડામણમાં આવી જ ગઈ.

સ્નેહી આંખોએ ડાહ્યાભાઈની અડગ આંખો સામે મીટ માંડી. ગુસ્સેથી, જીદથી અને ઠપકાભર્યા બોલથી બોલી : મિત્ર થઈને તેં આ મારી જ ભવાઈ કરી ? ઠીક નહિ થાય.

"ભલે, મારો તો એ ધર્મ હતો અને એનું મેં પાલન કર્યું".

સ્નેહી મંડળમાં આ વાત પસરી ગઈ. બેચાર દિવસ પછી વાત ઊખળી.

કોઈએ કહ્યું : ડાહ્યાભાઈ! તમે જરા વધારે

ડાહ્યાભાઈ કહે : શા માટે ખોટું લાગે ? ખોટું કરવામાં ખોટું નથી લાગતું તો સાંભળવામાં ખોટું કેમ લાગે ?

પણ એમનું કહેવું એ છે કે, બીજા કોઈએ કહ્યું હોત તો ક્ષમ્ય હતું પણ આવા અંગત સ્નેહી થઇને મિત્રનું દૂષણ અને તે પણ નાટકમાં ઉઘાડું કર્યું ? એ જ વાતનું એમને દુઃખ છે.

ડાહ્યાભાઈ કહે : એક સ્નેહી તરીકે હું એમને કહી ન શકયો. મારી જીભ ન ઊપડી. પણ એક નાટકકાર તરીકે મારે એ દૂષણને જગજાહેર કરવું જોઈએ. અને મેં કહ્યું. ન કરવું ઘટે તેવું કોઈએ ન કરવાનું કહેવું અને એનું દુષ્ટ પરિણામ ભજવી બતાવવું એ નાટકકારનો ધર્મ છે.

ડાહ્યાભાઈ ધોળશાજીના આ ઉત્તરે એમના સાચા નાટ્યકારનું અંતર ઓળખાવ્યું.

એક સ્નેહી તેમના સહાયક. તેમની નાટ્યપ્રવૃત્તિના પૂરા પોષક. એમણે પોતાની પરણેતરને જાકારો દીધેલો કેવળ થોડો ઝગડો અને તેને પરિણામે જન્મેલી કડવાશ.

ડાહ્યાભાઈનું અંતર કકળી ઊઠયું. પરણેતરને કાઢી મૂકવાનું સાહસ કરનાર પુરુષ માનવી જીવનના પવિત્ર સ્નેહબંધન પર ભયંકર આઘાત કરવાનું સાહસ કરે છે. આવા આઘાતને પૂરેપૂરો વગોવવો જોઈએ જ. પોતાના દોષ ઢાંકવા અને પરાયાના જ ઉઘાડા પાડવા એ પાપ છે.

ડાહ્યાભાઈએ કહ્યું : નાટક એ કેવળ ખેલ નથી. સમાજજીવનનું સાચું દર્શક છે. નાટક કહે છે, આમ જીવો, આમ ના જીવશો. બસ એ જ કલા, એ જ રસ અને એ જ હેતુ નાટકના હોય. નાટ્યકારનો એ પરમ ધર્મ છે, માટે જ મેં જીવતું નાટક ભજવ્યું છે.

ડાહ્યાભાઈ ધોળશાજી માટે જ નાટ્યકાર તરીકે એક નામના કરી ગયા. એમનો પ્રાણ અને એ દ્વારા સમાજજીવનનો પ્રાણ નાટકમાં ઊતરતો. સાચે જ એ નાટ્ય સાહિત્ય પ્રજાના પ્રાણને સ્પર્શી જતું, હલાવી મૂકતું.

*

# સર્વોદય કે સામ્યવાદ ?

વસુબંધુ

## પ્રકરણ ૧૭ સું (ચાલુ)
## ગાંધી રાજકારણ

> ગાંધીવાદ અને ગાંધી રાજકારણની નિષ્ફળતા, સડો અને છચોક થતી નિંદા પાછળ કેવી કાનના કીડા ખેરવતી વાતો વણાઈ ગઈ છે એ આપણે સહેજ વિચારપૂર્વક ઊંડા ઊતરીને જોઈએ તો જણાયા વગર નહિ રહે. આજે તો સામાજિક દંભ જ એની પાછળથી પ્રગટી ઊઠે છે એની કોણ ના પાડી શકે એમ છે?

બ્રહ્મચર્યઃ કેવળ આર્યોની જ નહિ પણ આ વિશ્વના સનાતન-તત્ત્વના સૌ શોધકોની બ્રહ્મચર્ય એ મહાભાવના. એનો ઉદ્દેશ માનવીની સર્જકશક્તિ અધોગામી મટીને ઉર્ધ્વગામી બને, રેતસનું ઓજસમાં રૂપાંતર થાય. ઈંદ્રિયોમાં વહી જતી આત્માની શક્તિ પરમાત્મા પ્રત્યે પગલાં માંડે. પણ ભાવના જેવી ભવ્ય છે, તેવી સાધના પણ ભયંકર જોઈએ. એક જન્મની નહિ પણ અનેક જન્મની. કોક દયાનંદ સરસ્વતી કે રામકૃષ્ણ પરમહંસને જ બ્રહ્મચર્ય સહજસાધ્ય હોય.

જુદા જુદા ધર્મોના અગ્રેસરોએ પ્રાચીન કાળમાં બ્રહ્મચર્યની મર્યાદા પોતાના સાધુઓ પૂરતી જ રાખી હતી અને આમજનતાના માત્ર ઉપલા થરના એક ભાગને જ, જીવનના એક ભાગમાં બ્રહ્મચર્ય પાળવાનો આદેશ આપ્યો હતો. અને માટે કડક નિયમો, કઠોર સાધના, એકાંતવાસ અથવા સ્ત્રી–પુરુષના અલગ વાસ, પ્રબળ દેહદમન અને ભયંકર સ્ત્રીદ્વેષની વ્યવસ્થિત યોજનાઓ ઘડાઈ હતી. અને છતાંય ટૂંક વખતમાં જ મનુષ્યસ્વભાવે પોતાનો પરચો બતાવી દીધો અને હિંદુ, બૌદ્ધ, જૈન ને ખ્રિસ્તી મઠો ભયંકર ભ્રષ્ટાચારનાં ધામ બન્યાની તવારીખ ગવાહી પૂરે છે.

ગાંધીવાદમાં રાજકારણના તોફાની વાતાવરણમાં ધર્મની શાંત સાધના ભળી અને—

'દે સિ સંતતણી લાવી રે, ભેળાં ફરે બાવો ને બાવી.' જમાનો બદલાયો હતો, એટલે બાવા ને બાવીનું સ્થાન "ભાઈ" અને "બહેને" લીધું!

જ્યારે જ્યારે નાનીમોટી રાજકીય લડતો ઊપડી ત્યારે ત્યારે ભણેલાં ભાઈબહેનો પોતાના અભણ દેશવાસીઓનો ઉદ્ધાર કરવા ચોમેર ઘુમવા માંડ્યા. સભાસરઘસો નીકળવા માંડ્યા, પ્રભાતફેરીઓમાં પોકારો અને ગીતો મારફતે પ્રજાનો ઉત્સાહ વ્યક્ત થવા માંડ્યો. શહેરી ભાઈબહેનો ગામડામાં ઠલવાવા માંડ્યાં, અને સાથેસાથે આજસુધી કોઈએ નહિ સાંભળેલું એવું બ્રહ્મચારી પ્રેમનું નવું શાસ્ત્ર રચવા માંડ્યું. આ શાસ્ત્ર વિષે હું તમને આપી શકું. એના કરતાં, "ખંડિત કલેવરો" ઘણું વધુ સુંદર જ્ઞાન આપશે.

પણ કદાચ કોઈ એમ દલીલ કરે કે લાખો માણસોને એક માણસ શી રીતે અંકુશમાં રાખી શકે, તો એનો જવાબ એ છે કે ક્રોમવેલના સૈનિકોનું કઠોર બ્રહ્મચર્ય ઇતિહાસને પાને નોંધાયલું છે, એ શિસ્તનો છાંટો સરખો આ બહુરંગી ટોળામાં જોવાનો મળતો નહોતો.

હવે રાજકારણની વાત પડતી મૂકીને ધર્મ તરફ વળીએ.

મહાત્માજીના એક ધનિક ભક્ત દેશોદ્ધાર માટે એક આશ્રમ ચલાવતા હતા. પોતે ચુસ્ત ગાંધીભક્ત હોવાને કારણે લગ્નમાં બ્રહ્મચર્યનો પ્રયોગ નિષ્ઠાપૂર્વક કરતા હતા. એમને પોતાના આશ્રમમાં એક રચનાત્મક કાર્યકર્તાની જરૂર પડી, એટલે એમણે મહાત્માજી આગળ માગણી રજૂ કરતાં મહાત્માજીએ પોતાના વિશ્વાસની એક વ્યક્તિને ત્યાં મોકલી આપી.

આ રચનાત્મક કાર્યકરે ત્યાં જઈને સૌથી પહેલું રચનાકાર્ય પેલી કામાગ્નિથી પીડાતી શ્રીમંત સુંદરી સાથે સ્નેહ સાધવાનું કર્યું. એમના એ 'બ્રહ્મચારી પ્રેમ'ને પરિણામે પેલી ધનિક પત્ની ગર્ભવતી થઈ. પતિને આઘાત થયો અને એમણે મહાત્માજીને લખી જણાવ્યું. મહાત્માજીને સૌથી વિશેષ આઘાત થયો. પોતાના વિશ્વાસુ અનુયાયીએ કરેલા ''





કુકર્મના પ્રાયશ્ચિત તરીકે મહાત્માજીએ ઉપવાસ કર્યાં. પણ સાચા ગુનેગારને હજી સુધી શિક્ષા થએલી જાણ્યામાં નથી.

યાદ રાખવામાં આવે કે, આ છૂટોછવાયો કિસ્સો નહોતો. આવા તો અનેક કિસ્સાઓ અવારનવાર બનતા જ, પણ એને માટે જવાબદાર સ્ત્રી-પુરુષો સામે શિસ્તભંગનાં પગલાં ભાગ્યે જ લેવાતાં !

બ્રહ્મચર્ય એ ભવ્ય ભાવના છે. પણ એની સિદ્ધિ માટે કઠોર તપ જોઈએ અને એ અસીધારાવ્રતથી ચલિત થનાર સખત શિક્ષાને પાત્ર થવો જોઈએ. તો જ એના વ્યાપક પ્રચારનો કંઈક પણ અર્થ છે.

ભૂતકાળમાં બ્રહ્મચર્યને લગતા નાનામોટા દોષો માટે સુરદાસે પોતાની આંખો ફોડી નાખી હતી. ચૈતન્યે પોતાના એક શિષ્યને અગ્નિસ્નાન લેવાનો આદેશ આપ્યો હતો, અનેક ભ્રષ્ટ રાજકુંવરોના માથાં એમના નીતિમાન પિતાઓએ ધડથી જુદાં કર્યાં હતાં. એક ખ્રિસ્તી સંપ્રદાયના અનુયાયીઓ પોતાના કામાંગોનો નાશ કરતા હતા. यां चिंतयामी सततं નો ગાનારો વૈરાગ્યવીર ભર્તૃહરિ પણ अहह ! गहनो मोह-महिमा કહીને ભગવાન કામદેવની સર્વોપરિતા સ્વીકારી ચૂક્યો હતો.

એ જ બ્રહ્મચર્યની સાધના ગાંધીયુગમાં શી રીતે થઈ ?

જે મહાત્માજી પોતાના જીવનના અંત સુધી કામવાસના સામે સતત અને સખત યુદ્ધ કરતા રહ્યા, તે જ મહાત્માજી પાસે જ્યારે તેંડુલકર દંપતી જેવા દંપતી આવે અને કહે કે અમે પરણીશું ખરાં પણ હિંદ સ્વતંત્ર ના થાય ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળીશું. એટલે મહાત્માજીની પ્રસન્નતાનો પાર ના રહે અને એ આશીર્વાદ વરસાવે ! એમણે કદી કોઈને પૂછ્યું નથી કે : "ભાઈ ! જો પરણીને બ્રહ્મચર્ય જ પાળવાના હો તો પરણવાના પ્રલોભનમાં પડો છો જ શા માટે ? એમ કરોને, આપણા પ્રાચીન આદર્શ મુજબ બ્રહ્મચર્યની મુદત લંબાવીને ૪૮ વરસ સુધી પાળો, અને બ્રહ્મજ્ઞાન મેળવો, ત્યાં સુધીમાં સ્વરાજ્ય નહિ મળ્યું હોય તો તમારે વિષે ફરીથી વિચાર કરીશું. પરણ્યા પછી તમે ખાનગી રીતે સંતતીનિયમનનાં સાધનો નહિ વાપરો એની ખાત્રી શી ? તમારી પાછળ ચોવીસે કલાક ઓછો જ ચોકીપહેરો મુકાય છે ?"

મહાત્માજીની વાત સાચી હતી. રીત ખોટી હતી. બ્રહ્મચર્ય જેવી મહાભાવનાનો કઠોર શિસ્ત સિવાય વ્યાપક પ્રચાર કરવાને પરિણામે બ્રહ્મચર્યના ઓઠા હેઠળ, દંભ, જૂઠાણું, વેવલાઈ અને નૈતિક અરાજકતા ફૂલ્યાફાલ્યાં.

**સત્યાગ્રહ :** તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં હિંદુ વીર્ય ભગવદ્‌ગીતા આગળ થંભી ગયું છે. ત્યારપછી શંકરથી અરવિંદ સુધીના દાર્શનિકોમાં કોઈ નવું પ્રસ્થાન કરી શક્યા નથી. છતાંય અરવિંદ ઘોષના અનુયાયીઓ કહે છે કે, જ્યાં ગીતાકાર અટકી જાય છે, ત્યાંથી અરવિંદ ઘોષ આગળ ચાલે છે. પંડિત સુખલાલજી જેવા ગાંધીમાર્ગી દાર્શનિકો ગાંધીવાદ માટે આવો આ દાવો કરે છે. બેમાંથી એકે દાવો વાસ્તવિક હકીકતોની કસોટી ઉપર ટકી શકતો નથી.

સત્યાગ્રહને "વેર વિનાનો વિગ્રહ" "પ્રેમયુક્ત પ્રતિકાર" "War without violence" વગેરે વિવિધ નામોથી ઓળખવામાં આવ્યો છે.

આ ઓળખાણ ખોટું છે, એમ મહાત્માજીએ પાકિસ્તાનના તોફાનો પછી જાતે એકરાર કર્યો હતો.

પણ એમનો અભિપ્રાય બાજુએ મૂકીને તટસ્થ રીતે તપાસીએ તો પણ આપણને એ આવ્યા એ જ નિર્ણય ઉપર આવવું પડે છે.

રામે અંગદ મારફતે મોકલેલી વિષ્ટી નિષ્ફળ નીવડ્યા પછી જ રામ અને રાવણ વચ્ચે યુદ્ધ શરૂ થયું હતું.

દુર્યોધને કૃષ્ણને સાફ સાફ સંભળાવી દીધું : "અર્ધું રાજ્ય નહિ મળે." કૃષ્ણે છેવટે પાંચ પાંડવ માટે પાંચ ગામ માગ્યાં. હઠીલા દુર્યોધને કહ્યું: "સોયની અણી જેટલી જમીન પણ નહિ મળે." પરિણામે કુરુક્ષેત્રની કાયમ ભૂખી ભૂમિ ઉપર લોહીની નદીઓ વહી.



ચેમ્બરલેને પણ જોયું કે વિષ્ટીની શકયતાઓ ખૂટી ગઈ છે, ત્યારપછી જ જગત બીજા વિશ્વવિગ્રહમાં ધસડાયું.

એ જ રીતે જ્યાં સુધી ગાંધીવાદનો આચાર ભૂતકાળમાંથી વર્તમાનમાં ગતિ કરતો હતો, ત્યાં સુધી એ ખરો કે ખોટો સત્યાગ્રહ રહ્યો, પણ જ્યાં કાશ્મીરની ભૂમિ ઉપર વર્તમાનમાંથી ભવિષ્યમાં જવાનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો, ત્યાં એ રળીયામણા સત્યાગ્રહે બીહામણા શાસ્ત્રાગ્રહનું ક્રૂર અને કઠોર સ્વરૂપ ધારણ કર્યું! મહાત્માજીએ કાશ્મીરના આઝાદી જંગને પોતાના આશીર્વાદ આપ્યા!

મારામારી, કાપાકાપી, સંઘર્ષ, વિગ્રહ, સ્વાર્થ અને સંગઠ્ઠનથી, સર્જન અને સંહાર કરી રહેલા આ વિરાટ વિશ્વજીવનમાં અહિંસાનું મહત્ત્વ અને મૂલ્ય કેટલું? ભૂતકાળનું પુનરાવર્તન કરવા જેટલું! ભવિષ્યનું સર્જન સદૈવ લોહિયાળ રહ્યું છે, અને લોહિયાળ રહેવાનું જ!

આપણો છેલ્લાં ૩૦ વર્ષનો સત્યાગ્રહનો અનુભવ એ સાફસાફ બતાવી આપે છે કે સત્યાગ્રહ એ યુદ્ધ કરતાં ચઢીયાતું, યુદ્ધની અવેજીમાં વાપરી શકાય એવું શસ્ત્ર નથી. પણ ભૂતકાળની પેઠે વર્તમાનકાળમાં પણ સત્યાગ્રહ એ માત્ર શાંતિકાળમાં કામ લાગે એવું એક યુદ્ધનું પુરક સંસ્કારી શસ્ત્ર છે.

પ્રશ્ન એ થશે કે ગાંધીજીની ચળવળે આપણામાં દેશદાઝ, સ્વાર્થત્યાગ, સ્વાશ્રય, સંઘબળ, શિસ્ત તિતીક્ષા, ગરીબો અને ગામડાં પ્રત્યે સહાનુભૂતિ વગેરે સદ્‌ગુણો પ્રગટાવ્યા અને વિકસાવ્યા નથી? અલબત્ત સત્યાગ્રહને ફાળે એનો યશ અવશ્ય જાય છે. પણ એમ તો હિંસક યુદ્ધ પણ આના આ ગુણો નથી કેળવતું એમ કહેવાની કોણ હિંમત કરી શકશે?

બીજી બાજુ હિંસક યુદ્ધની ગંદી અને ભયંકર બાજુ All quiet on western front× જેવી અનેક નવલકથાઓ દ્વારા ઉઘાડી પાડવામાં આવી છે. એ જ રીતે અહિંસક યુદ્ધની ગંદી બાજુ જો કોઈએ આજસુધી ઉઘાડી ના પાડી હોય, એટલા ઉપરથી એની કોઈ બાજુનું અસ્તીત્વ જ નથી એમ માની લેવાની આપણે મૂર્ખાઈ કરવી ના જોઈએ.

આપણી સત્યાગ્રહની સઘળી લડાઈઓ દરમ્યાન જેલમાં ગએલા કંઈ બધા સાધુસંતો નહોતા. બહાર વાઘ જેવા દેખાતા, સેતાની સરકાર સામે લાવા રેલાવતા, નાનામોટા નેતાઓમાંના ઘણા નેતાઓ જેલમાં જતાં કેવા મિયાંની મીંદડી જેવા થઈ જતા, ગોળની ગાંગડી કે બીડીના ઠૂંઠા માટે તેઓ હલકા માણસો આગળ કેવા લાચાર બનતા, પત્ની કે પ્રેયસીનું મોઢું જોવા માટે જેલના અમલદારોની કેવી ખુશામત કરતા, "ક" માંથી "બ" વર્ગમાં જવા માટે કેવી લાગવગ ચલાવતા, સાચી કે ખોટી માંદગીના બહાના હેઠળ કેવી રીતે પેરોલ ઊપર છૂટતા, એમની પત્નીઓ એમની મિલ્કત બચાવવા માટે પાછલે બારણેથી કેવી રીતે દંડ ભરી દેતી, આ બધી હકીકતો "ખંડિત કલેવરો"ની પેઠે કોઈ ભાવી નવલકથાકાર પુસ્તકાકારે રજૂ કરશે ત્યારે જ પ્રજાને એની પાકી જાણ થશે.

આ ઉપરાંત સત્યાગ્રહના એક મહત્વના શસ્ત્ર ઉપવાસનો મહાત્માજીની મનાઈ છતાં ભૂતકાળમાં કેટલો દુરૂપયોગ થયો હતો, અને વર્તમાનમાં કેટલો થઈ રહ્યો છે એ પણ એક રસિક અને રમુજી અભ્યાસ બની શકે એમ છે.

મહાત્માજીની હયાતીમાં જ શંભુશંકર ત્રિવેદી જેવા અનેક નકલી ગાંધીઓએ ઉપવાસને ત્રાગાની અધમ ભૂમિકા ઉપર ઉતારી મૂક્યો હતો. અત્યારે તો છાશવારે આપણે છાપામાં વાંચીએ છીએ કે ફલાણા ઢીંકણા સેવક એક અગડંબગડં અન્યાય માટે આમરણાંત ઉપવાસ કરવાના છે, તુર્ત જ નેતાઓની દોડધામ, નિવેદનોની પરંપરા, ભાષણોની ઝડી, અને ચોથે દિવસે સમાધાન! આવા સસ્તા તમાશાઓથી

× પશ્ચિમને સમરાંગણે—અનુવાદક હરજીવન સોમૈયા.





કોઈ પ્રજાનો કોઈ પણ પ્રશ્ન કદી કાયમને માટે ઉકલ્યો છે ?

**સેવા:** ફીરોઝશાહ મહેતાના જમાના કરતાં ગાંધી-યુગનું રાજકારણ અવશ્ય વિશેષ સેવામય હતું. ગાંધીયુગે આપણને ઠક્કરબાપા, રવિશંકર મહારાજ, સંતબાલજી, અકબરભાઈ, પરીક્ષિતલાલ મજુમદાર, નાનાભાઈ ને જુગતરામ દવે જેવા આદર્શ સેવકો પ્રાંતેપ્રાંતે આપ્યા. એમનું સેવાકાર્ય અવશ્ય પ્રસંશાપાત્ર અને વંદનીય છે. પણ એમનું એ સેવાકાર્ય જગતના બીજા દેશોને કશી જ પ્રેરણા કે દોરવણી આપે એવું નથી. આ દેશમાં પણ છેલ્લાં દોઢસો વર્ષમાં ખ્રિસ્તી પાદરીઓએ જે ભગીરથ કામ કર્યું છે, એને મુકાબલે આ સેવાકાર્ય દરિયામાં ખસખસ જેવું છે. આ સેવાકાર્યની બે મોટી ખામીઓ આપણા લક્ષ બહાર ના રહેવી જોઈએ. સેવકોમાં ટેકનીકલ જ્ઞાનનો અભાવ અને કાર્યક્ષમતાનું ઘણું નીચું ધોરણ. આ ધોરણની જો સરખામણી કરવી હોય તો ગાંધીવાદીઓ તરફથી ચલાવતાં હરિજન છાત્રાલયોની રોમન કેથોલિક મિશનો તરફથી ચલાવાતાં હરિજન છાત્રાલયો જોડે સરખામણી કરવી. ખ્રિસ્તી મિશનો જ્યારે ઉપયોગી માનવીઓ તૈયાર કરે છે, ત્યારે મોટેભાગે ગાંધી મિશનો હરિજન બાળકોમાંથી પાંગળા મધ્યમવર્ગીઓ સર્જી રહ્યા છે, જેઓ એમની પોતાની કોમને જ કાંઈ ઉપયોગી થઈ શકતા નથી !

અને સેવાક્ષેત્રમાં પણ સાચા સેવકોનો દુષ્કાળ છે. બગભગતોનો સુકાળ છે. એમાં મોટે ભાગે તો જીવનમાં બીજે ના ગોઠવાઈ શકનાર ભાઈબહેનો કાયમી પડાવ નાખીને પડ્યાં હોય છે. અથવા તો લાગણીના આવેશમાં આવી જઈને ગામડાંને કામચલાઉ સેવા આપી ત્યાંની વાસ્તવિકતાથી ત્રાંસીને નાસી છૂટનારા ઊર્મિલ શહેરી જુવાનિયા હોય છે.

**અપરિગ્રહ :** અસહકારની ચળવળ વખતે મહાત્માજીએ પોતાના પ્રભાવશાળી વ્યક્તિત્વને કારણે એ ચળવળમાં અનેક લોકોને પોતાની પાછળ ખેંચ્યા. પણ એમાંથી જેમનાથી આ નવા વાદનો તાપ ના જીરવાયો, એ બધા ક્રમશઃ ખરવા માંડ્યા. જે લોકો ટકી રહ્યા એમનો પણ ત્યાગ માટેનો ઉત્સાહ, ધીમેધીમે ઘટવા માંડ્યો, અને એમણે "સેવા" ને નામે પોતાનું જીવનધોરણ પદ્ધતિસર ઊંચકવા માંડ્યું. અસહકારની લડત વખતે જે સેવકો ઉઘાડે પગે ફરતા. રોટલા ને પાણી ઉપર જીવનનિર્વાહ કરતા, ઘેર જેલની તાલીમ માટે મણમણ દળી નાખતા, તેઓ જેમજેમ ગાંધીવાદીઓના હાથમાં સત્તા આવવા માંડી તેમતેમ મૉટરોમાં અને રેલ્વેના સેકંડ ક્લાસમાં ફરતા થયા, એમના ભોજનમાં રસિકતા આવી, એમના પુત્રપુત્રીઓ ઈંગ્લેંડ અમેરિકા ભણતાં થયાં, એમાંથી અનેક મીનીસ્ટરો થયા, મહેલોમાં રહેવા માંડ્યા, વિમાનોમાં ઊડવા માંડ્યા, ફૂલહાર હેઠળ ઢંકાવા માંડ્યા, અને બહાર નીકળે ત્યારે ચૌદ ચોપદારો એમની છડી પોકારવા માંડ્યા, છતાંય એ સૌ કહેવાય છે "સેવકો". અને રાણા પ્રતાપના વંશજોની પેઠે પેલું ખાદીનું પ્રતીક એમના દેહને હજીય શોભાવીને એમની આજુબાજુ પાખંડી પવિત્રતાનું વાતાવરણ ખડું કરી રહ્યું છે !

ગાંધીમાર્ગી બ્રહ્મચર્યની પેઠે આ ગાંધીમાર્ગી વ્રત ખરેખર અદ્‌ભૂત વ્રત છે !

**માણસો:** ગાંધીવાદના સિદ્ધાંતો અમલમાં આવતાં આવતાં એમની કેવી દુર્દશા થઈ તે આપણે જોઈ લીધું. આ સિદ્ધાંતોનો પ્રશ્ન બાજુએ મૂકીએ તો ગાંધીવાદમાં કયું શુદ્ધ સાધન હતું ? શું એમના અનુયાયીઓ શુદ્ધ હતા ?

મહાત્માજી વિષે સૌને સન્માન હતું. એટલે એમના પ્રત્યે તટસ્થ રહેનારા અને વિરોધીઓમાં એક એવી દંતકથા હતી કે : "ગાંધી પોતે સારો માણસ. પણ એને હાથ જુઠ્ઠા મળ્યા. એના પંથમાં અનેક લુચ્ચા લોકો ભળ્યા. એમણે એના ભોળપણનો લાભ લીધો અને ગાંધીનું નામ વગોવાયું."

આ દંતકથામાં સત્ય માત્ર એટલું હતું કે, મહાત્માજીની કેટલીક ઘેલછાઓ—Fads નો. દા. ત. બ્રહ્મચર્ય, રેંટિયો, નિસર્ગોપચાર વગેરેનો અનેક લુચ્ચા લોકો અમુક પ્રમાણમાં દુરૂપયોગ કરતા હતા.

પણ પોતાના રાજકીય સાથીઓની પસંદગીમાં થોડાક અપવાદો બાદ કરતાં એમણે ભાગ્યે જ ઠોકર ખાધી છે.

ગુજરાતના એક અગ્રગણ્ય કોંગ્રેસ નેતાએ મહાત્માજીને પુછ્યું કે: "બાપુ, તમારી આજુબાજુ બહુ લુચ્ચા માણસો ભેગા-એકઠા થયા છે."

મહાત્માજીએ એનો જવાબ એવો આપ્યો: 'સારો સુથાર તો એ જ કહેવાય કે જે ખરાબ હથિયારોથી પણ સારૂં કામ કરી બતાવે."

આ જવાબ ઉપરથી એ સાફ સમજાય છે કે મહાત્માજીની આજુબાજુ જે જે લુચ્ચા માણસો એકઠા થયા હોય તે તે માણસો એમના ભોળપણને કારણે ભેગા નહોતા થયા, પણ એમની પારખને કારણે ભેગા થયા હતા.

સંતની રીતે મહાત્માજી વિચારતા: "હું તો દરેકની સારી બાજુ જોઉં છું.'

મુત્સદ્દીની રીતે એ વિચારતા "હું તો દેશનું કામ કરવા બેઠો છું. સૌની શક્તિનો મારે દેશના હિતમાં ઉપયોગ કરવો છે."

પણ મુદ્દાનો સવાલ એટલો જ છે કે, જેમ હિંસક યુદ્ધમાં દરેક સૈનિક પાસે અમુક લાયકાતની ઓછામાં ઓછી અપેક્ષા રાખવામાં આવે છે, એવી ગાંધીજીના અનુયાયીઓમાં કદી ઓછામાં ઓછી ચારિત્ર્યશુદ્ધિની અપેક્ષા અને પરીક્ષા રાખવામાં આવી નહોતી. કોઈ પણ માણસ ચાર આનાનો કોંગ્રેસનો સભ્ય થઈને, ધોળી ટોપી મૂકી થોડો આડંબર કરે એટલે એ અચૂક રીતે મોટો દેશભક્ત બની જતો.

આ શુદ્ધ સાધન કહેવાય ખરૂં?

નાણાં: મહાત્માજીએ દારૂની આવકને પાપી પૈસા માનીને ધુત્કારી કાઢી હતી. પણ જ્યારે એમને સામેથી પૂછવામાં આવ્યું કે આપ કાળા બજારિયાઓના પૈસાથી આપની રચનાત્મક પ્રવૃત્તિઓ ચલાવો છો એનું શું? ત્યારે એમણે તુર્ત જ ઉપનિષદનો આધાર ટાંકીને જણાવી દીધું કે: "આરંભ માત્ર દોષયુક્ત હોય છે!"

વાંધો માત્ર એટલો જ હતો કે આદિ, મધ્ય અને અંત બધું જ દોષયુક્ત હતું.

નાણાંની આવક જેવી દોષયુક્ત હતી એટલી જ જાવક પણ દોષયુક્ત હતી.

છેક અસહકારની લડત વખતે સ્વામી શ્રદ્ધાનંદે બળાપો કાઢ્યો હતો કે: "કાર્યકર્તાઓ સેકન્ડ ક્લાસમાં હરેફરે છે, અને પ્રજાને પૈસે મોજ ઉડાવે છે."

આના આ રહાડુ(?) ઠેઠ સુધી ચાલ્યા હતા, અને એને માટે મહાત્માજીને વારંવાર કોંગ્રેસની નૈતિક શુદ્ધિ માટે હાકલ કરવી પડતી.

આ શુદ્ધિ કેટલી સચ્ચાઈ હતી એના એક બે નમુના જેવા જેવા છે.

સરદાર પટેલને એમના એક મિત્રે પૂછ્યું કે: "તમે જાહેરમાં જે ભાષણો આપો છો, અને ખાનગીમાં જે રીતે વર્તો છો, એમાં આટલું બધું અંતર શાથી?"

એ પ્રશ્નનો જવાબ એમણે એવો આપ્યો કે: "અમે બધા જે રીતે વર્તીએ છીએ, એ બધું જો બાપુ જાણે તો એમને આપઘાત જ કરવો પડે. પણ જેટલું જાણે છે, તેટલું એ સહન કરે છે, કારણ કે એ સાગરપેટા માણસ છે."

મારા એક મિત્રે કોંગ્રેસના એક પ્રથમ પંક્તિના હિંદવ્યાપી ખ્યાતી ધરાવતા હ્યાત નેતાને પૂછ્યું કે: "સ્વરાજ મળ્યા પછી આ કોંગ્રેસીઓ નૈતિક રીતે આટલા બધા ઊતરી શાથી ગયા?"

એમણે જવાબ આપ્યો. "કોણે કહ્યું અમે ઊતરી ગયા છીએ? અમે બધા પહેલેથી જ આવા હતા! જેમને જેમને સામુદાયિક જેલજીવનનો અનુભવ થયો છે તે સૌ આ વાત સારી રીતે જાણે છે! નદીમાં એક મોટું પૂર આવે, અને જેમ આજુબાજુની જમીનના બધા કચરા ભેગા થઈ જાય એમ ગાંધીપૂરે કેટલાક કોંગ્રેસીઓના મેલને ઢાંકી દીધા હતા. એ પૂર ઓસર્યું એટલે સહુ જેવા હતા તેવા દેખાવા લાગ્યા!"

# માધો કંસારો

વ્રજલાલ ત્રિવેદી

> જીવતી વાર્તાઓના ખમીરવંતાં પાત્રો છોડીને વાર્તાકારો કાલ્પનિક પાત્રો પાછળ શીદને દોડા કરતા હશે? એક એક આવું અણુનમ પાત્ર તો દરેક ગામમાં તો શું પણ દરેક ઘરમાંથી પણ જડી રહેતું હોય છે. અને એના આલેખનમાં કેટલી બધી જીવંત તરવરાટ ભરી શક્તિ છુપાયેલી પડી હોય છે!

પાછળથી એક ખડબચડા હાથે મારા ઝૂલતા હાથને પકડી થંભાવી દીધો, સહેજ ચમકી અને મેં પાછળ જોયું તો એક લાગણીભરી દૃષ્ટિ મારી આંખ સામે સ્થિર બની રહી હતી.

હું ઊભો રહ્યો. તેવો જ મને ભાવથી, જે જે, કહીને મોઢું મરકાવી પૂછ્યું: 'કાં ભાઈ ઓળખાણ તો પડે છે ને? કે ભૂલી ગયા?' વતનને આંગણે સદૈવ ઘૂમતા આવા પુરાતન કલેવરોને કેવી રીતે ભૂલી શકાય? મેં પૂરા વિવેકથી તરત જ જવાબ આપ્યો:

'ઓ હો, હો, માધાભાઈ, તમે છો! કેમ આનંદમાં છો ને, કંઈ કામ કાજ હોય તો જરૂર કહો'

માધાભાઈની ઝળકતી આંખમાં સહેજ ચમક આવી ગઈ. નદીની રેતમાં વીરડાની અંદર જેમ પાણી ઉલેચતા જઈએ અને અંદરથી વધુ ને વધુ પાણીની આવ આવે તેમ. માધાભાઈની જીર્ણ અને કડચલી પડી ગએલી આંખોમાં ક્ષણે ક્ષણે પાણીના બિંદુઓ ચમકારા મારી અને ગાલના ઉપસી ગએલા રૂક્ષ ટેકરા ઉપર ખરી પડતા હતા. હું તેમની સામે ઊભો રહ્યો. થોડીક જ ક્ષણોમાં તેમના ગાલના રૂક્ષ ટેકરા ઉપરથી ખરી પડતા અશ્રુબિંદુઓના વહેણને રોકવા તેમના હાથમાં એક લૂગડાનું ચીંથરૂં હતું તેના વડે ઘણીએ વાર પ્રયત્ન કર્યો પણ માધાભાઈના આંતરચક્ષુઓ ઘણા જ દર્દથી ભરેલા હતા તેથી એ પ્રયત્ન નિષ્ફળ જતો હતો. આ ક્રિયા તેમના માટે સહજ થઈ પડી હતી.

માધાભાઈએ મને તેમની હૃદયભીની વાત કહેવાની શરૂઆત કરી, અને હું પણ હળવા મને સાંભળવા ઊભો રહ્યો. આ અમારા બંનેની વાતો શરૂ થાય તે પહેલાં તેમના વિષેનો પૂર્વ પરિચય થોડાક રજૂ કરી દઉં તો વધુ સુગમ થઈ પડશે.

---

## ગાંધીધર્મ અને ગાંધીરાજકારણ

દરેક ધર્મના મોટાભાગના સિદ્ધાંતો સુંદર જ હોય છે. સવાલ માત્ર એટલો જ છે કે એમનો રાજકારણમાં કેવો અનુવાદ થાય છે.

છેલ્લી એક પેઢીના આપણી પ્રજાના અનુભવ ઉપરથી માલમ પડે છે કે ગાંધીધર્મનો ગાંધીરાજકારણમાં નીચે મુજબ અનુવાદ થયો છે.

સત્ય=એક મહાપુરુષના અંગત અભિપ્રાયો, ધૂનો અને તરંગો.

અહિંસા=હિંદુ મુત્સદ્દીગીરીનું ધાર્મિક નામ.

સર્વધર્મસમભાવ=પરધર્મ પંપાળ ભાવ.

બ્રહ્મચર્ય=બંધ બારણે પ્રેમ કરવાનો પરવાનો.

સત્યાગ્રહ=રાજકીય સ્વાતંત્ર્ય મેળવવા માટે એક નિઃશસ્ત્ર પ્રજાના નેતાએ શોધેલું ધાર્મિક શસ્ત્ર.

સેવા=મેવા મેળવવાની પૂર્વતૈયારી

અપરિગ્રહવ્રત=પારકે પૈસે પરમાનંદ કરી પારકાં છોકરાંને જતિ કરવાની પ્રવૃત્તિ.

રચનાત્મક કાર્યક્રમ=કાગડા, કૂતરાં અને કબુતરો પ્રત્યેનો હિંદુઓનો દયાધર્મ માનવી પ્રત્યે વાળવાની યોજના.

રચનાત્મક કાર્યકર્તાઓ="ટ્રસ્ટીઓ" ને નામે ઓળખાતા કાળા બજારીયા અને સટોડીયાઓના વર્ષાસનો અને કૉંગ્રેસ સરકારના ઉદાર આશ્રય હેઠળ નભતા સંતુષ્ટ પેન્શનર ફિલ્સૂફો.

કૉંગ્રેસ સરકાર=મુખમે ગાંધી, બગલમે બંદૂક!

આ અનુવાદ માટે આપણે દોષ કોને દઈશું? નેતાને, જનતાને કે તરંગી આદર્શોને?

[આવતે અંકે: ગાંધીરાજકારણનું સાચું સ્વરૂપ]

*



સૌરાષ્ટ્રની ધરતીના ગામડાનું આ જીવંત પાત્ર હજુ મોજુદ છે. ગામમાં એ "માધો કંસારો" ના બિરૂદથી માન પામે છે. લોકવાતોના અનેક વહેણોએ તેમના જીવનને ઘણી જુદી જુદી રીતે ઓપ આપ્યા છે. ગામડાના આ લોક વહેણો સાંભળજો, તરવારની ધાર ઉપર ચાલવું અને આ લોકવાતોના વહેણો સાંભળવા, એ બંને સરખું હોય છેઃ—

"એલી બાઈ, આ કોણ સે. આ ખુંધાની જેમ હાલ્યો જાય સે ઈ. આમ જો તો ખરી !" ત્યાં તો બીજી બાજુમાં બેઠેલી ડોશી બોલવા વાળી બાઈના ખભા ઉપર હાથ રાખીને અને નાક ઉપર આંગળી રાખી આંખોના ડોળાને સહેજ મોટા કરીને અભિનય સાથે કહેઃ "એ રાંડ ! છાનીમાની બેશ ! મૂંગી મરને ! એને ઓળખતી નથી ?" કાન આગળ મોઢું રાખીને પાછી પેલી બાઈ એને ઓળખાણ પાડેઃ "એ ! આ ઓલ્યો માધો કંસારો ? એને ઓળખતી નથી, આખું ગામ એને ઓળખે સે ને." વળી પાછું વધુ ઓળખાણ પાડતી હોય તેમ નજીક આવીને કહે કે,

'ઓલી રણકી કોળણ ખરીને ! ઈવડી ઈ, આ માધા કંસારાના ઘરમાં બેઠી. ઈવડો ઈ, આ માધો કંસારો. હવે ઓળખાણ પડીને !' સાંભળનાર બાઈ તો, જીક થઈ ગઈ, એકીટશે આ ચાલ્યા જતા માધો કંસારાની પીઠ તરફ જોઈ જ રહી. ઝીણી આંખ કરીને ક્યાંય સુધી આ બાઈ માધા કંસારાને જોતા જોતા બોલી ઊઠીઃ

'એક દી શી વાત આ માધ્યાની જુવાની ફાટી જાતી'તી. ઈ બાઈ આજ જુઓ છો ને. જુવાનીના વળ ઊતરી ગયા, જાણે આ 'માધો કંસારો' જ નહિ. બાઈ જરા જો તો ખરી, એના પગ જાણે ધરતીને ઘસતા હોય એવા લાગે છે. માણસને માથે પણ કોઈ વેળા થાય છે ને ? જાણે માણસ જેવું માણસ આખું બદલાઈ જાય. રામ ! રામ ! રામ !" અને ત્યાર પછી તો આંખ આગળથી દૂર દૂર ચાલી જતી, આ જીર્ણ કાયાનો ભૂતકાળ, ઝાંખો ઝાંખો વધુ સતેજ બનવા લાગ્યો. કડવા બનેલા સંસારની મીઠી મમતાને યાદ કરતી ફરી પાછી આ બાઈ પેલી બાજુમાં બેઠેલી ડોશીને પૂછવા લાગી.

"ત્યારે હેં ! વીરૂ માડી, ઈ રણકી આ માધા કંસારાના ઘરમાં બેઠી'તી ઈ જાણે ઠીક. પછી ઈ 'રણકીનું' થયુ શું ? આવડા આણે માધ્યે એને ઘરમાં રાખી કે પછી કાઢી મૂકી ? બચારીને, રોયા આદમીનો શો ભરોસો, થોડાક દી રાખી અને કાઢી મૂકી હોય તો ના નહિ. આ કળજુગ કેવો બગડી ગયો સે હેં માડી. ખરૂં ને ?"

વીરૂ માડી આ બાઈનાં વેણ સાંભળીને, જરા બગડી ગયાં: "એ, રાખ્ય ! રાખ્ય ! ભૂંડી, આવાં નાખી દીધાનાં વેણ કાઢતી ન હોય તો કેવું. આ માધ્યો તો ક્યાંઈ જગતમાં થાવો જ નથી. એને રૂંવાડે રૂંવાડે ખાનદાની ઝગારે સે હમજી ! ભામણ વાણિયા જેવું ઊંચુ વરણ એની માણસાઈ આગળ પાણી ભરે બાઈ ! રણકી એના ઘરમાં બેઠી ઈ પરમાણ સે. અને આ માધે એને ઘરમાં બેહારી પણ જાણી સે. ઈ યે સેગું કે'વું પડશે."

સાંભળનાર બાઈની મુખાકૃતિ ઉપર એક આથમતી સંધ્યાનો છેલ્લો ગુલાબી પ્રકાશ ક્ષણવાર સુધી પથરાઈ ગયો. અને ખૂંધી ડોક કરીને ક્ષિતિજમાં ચાલી અને અદૃશ્ય થતી જતી આકૃતિ તરફ લાગણીભરી દૃષ્ટિથી જોઈ રહી. અને અણધાર્યાં તેની આંખમાંથી થોડાક આંસુના ટીપાં ખરી પડ્યાં, સાડલાના છેડા વતી આંખો લૂછતા આ બાઈ વીરૂમાડી તરફ ફરી, પાછી બબડી ઊઠીઃ "માડી ! આ 'હેત પ્રીત'નું તો ભલું પૂછવું. આ રાંડ જ્યાં જ્યાં બંધાણી ત્યાં ત્યાં ઈ જળોની જેમ ચોંટી જાય સે. ઊખડે જ નહિ ને ?" વીરૂમાડીએ વૃદ્ધાવસ્થાની મોટા ઉપરની કરચલીઓને હાસ્યના રૂપમાં ફેરવીને આ બાઈના આંતરિક ઊંડા વહેણોના પ્રવાહ તરફ નજર નાખી, અને જોયું તો, દૃષ્ટિએ હેત અને પ્રીત તરફ નફરત બતાવનાર આ આધેડ બાઈના કલેવરને ઊંડાણે પણ, "જીવનની હેતપ્રીતના મીઠા ઝરણાંઓ વહેતાં" જોઈ લીધાં અને દાંત વગરના





જડબાંઓને હલાવતાં વીરૂમાડીએ બાઈને મીઠું શાંત્વન આપતાં કહ્યું કે:

"હશે મારી બાઈ, આ મનખ અવતાર જ એવો છે, હેત પ્રીતનું જ ભરેલું આ જીવતર અને માળખું છે, જો એવું ન હોય તો, આ રોયા માધ્યે રણુકીને ક્યારનીએ કાઢી મૂકી હોત, આ રણુકી માધ્યાના ઘરમાં બેઠા પસી તો એનો ઘરસંસાર એવો મીઠો હાલ્યો સે કે વાત પૂસો નઈ, અને અત્યારે તો એ હો, હો, હો, ઈ આ માધ્યા–રણુકીની મીઠી મોબત ( મહોબત )ના તો ગામમાં ઘેર ઘેર ડંકા વાગી ગયા સે."

સાડલાનો છેડો આગલા દાંતમાં ભરાવતી સાંભનાર બાઈ વચમાં જ બોલી ઊઠી: "એવું આ ખુંધામાં શું ભાળી ગ્યું સે આખું ગામ હેં માડી.?"



માધો કંસારો : તાંબા પિત્તળનો ભંગાર વેચતો...

"એ ઇ દેખાવમાં જ ખુંધો સે એનું અંતર તો રઢીઆળું સે, રઢીઆળું! હમજી, એક દી એની જુવાનીનો જમાનો ગાજતો હતો. અમારી આગળ તો ઈ કાલ હવારનું સોકરૂં, કોણ જાણે ક્યાંથી આજ એની કાયા કદરૂપી બની ગઈ, એક દી આ જ પાટીવાડાના નાકે ઈ ભાંગેલ વાસણની . ભંગાર રેંકડી ફેરવતો ફેરવતો આવી અને ઊભો રહેતો ઈ વખતે એના ગળાના હડીઆમાંથી પોલીસ લેનના ટંડેલીઆનો મોરલો ગહેકતો હોય એવું લાગતું: 'તાંબાપિત્તળના વાસણ લ્યો કોઈ, ભંગાર સે ભંગાર?' આવા અવાજ સાથે એની રેંકડીના પૈડાઓ ખડખડાટ કરી મૂકતા. એની રેંકડી આગળ બૈરાંઓનું ટોળું એકઠું થતું, માટીના પાટીઆમાં ખીચડી અને રીંગણાનું ખડથલ રાંધવાવાળી આ મજૂરણો પુરાણા વલભીપુરની પ્રાચીન સંસ્કૃતિના રડયા ખડયા ત્રાંબા પીતળના જૂના નમુનાઓ વેચવા આ રંગીલા માધા કંસારા આગળ આવતી અને નહિ જેવી કિંમતે આ બહુમૂલી વસ્તુઓ એની રેંકડીમાં નાખી જતી. માધો કંસારો પણ આ નિર્દોષ ઉદારતાની કદર કરતો, અને ભાંગેલ વાસણોની સારી કિંમત આપતો."

વીરૂમાડીને મુખે માધા કંસારાનો સોનેરી ભૂતકાળ, ધીરે ધીરે ચળકાટ મારવા લાગ્યો, અને આ સાંભળનાર બાઈ તો વીરૂમાડીના એક એક વેણે, આંખમાં અષાઢ ગળતો હોય તેવી રીતે ગળવા લાગી.

"અને પસી શું થયું હેં માડી?" બાઈની આતુરતાએ વીરૂમાડીના ગળતા અષાઢના વહેણ તરફ મીટ માંડી.

આભના ઊંડાણમાં મેઘલી ધીરે ધીરે ગરજવા લાગી હોય તેમ વીરૂમાડી બોલવા લાગ્યા: "પસી શું થાય! પસી તો ગોકુળની મોરલીએ ધણિયુંને ઘેલી કરી અને ધરતીના પેટાળમાંથી તું કેસો એવી હેત-પ્રીત પ્રગટવા લાગી—"

"આ રણુકી કોળણ જેની વાત સે ઇ આ રોયા માધ્યા ઠઠારાની રેંકડીના પૈડા આગળ એક કોઠા



ફૂટલું ખોયડું વેચવા આવી. પાસા ફરતાં એની ઓઢ-ણીનો છેડો, રાંટા પૈડાની ધરીમાં ધુંચવાઈ ગયો. અને એ જ વખતે એકબીજાની ચારે આંખ્યું ભેગી થઈ હસી પડી. તોય પણ ઈ માધ્યો..., માધ્યાની માએ તો માધ્યાને જણ્યો પરમાણુ બાઈ! એની આંખ્યુ તો હસી પડી પણ, પાંપણુ ધરતીને ખોતરવા લાગી. ઈ ટાણે ખાનદાનીના ઓળા એની રેંકડી આજુબાજુ ફરતા પથરાઈ ગયા,......હું પાડીવાડાને ચોરે બેઠી'તી.

"બસ ત્યારથી ધરતીમાએ 'હેતપ્રીત'ને જનમ આપ્યો. અને આ રાંડ રણકી રોજ માધ્યાને જોવા લાગી."

"ઈ વખતે આ રેઢીઆના ભુંગળા નો'તા એટલે આ 'લોકવાયકા' હમળીની પાંખે ઘેર ઘેર ઊડવા લાગી. ગામની લોકવાયકાના વેણે વેણે બન્નેનો ઘર સંસાર આગળ વધ્યો. એનો પરિવાર પ્રગટ્યો અને જોતજોતામાં ભૂંસાઈ ગયો."

એટલામાં આ સાંભળનાર બાઈની આંખમાં નિંદર ભરાણી જોઈ વીરૂમાડીએ કહ્યું: "ઓલી ઝોકે ભરાણી લાગે છે? ઘડીક આડેપડખે થઈ જા બાઈ! આંખ હળવી પડી જાશે."

"એ ના વીરૂમાડી, ઊંઘ નથી આવતી હોં કે, આ રણકી અને માધ્યાની પ્રેમકથનીના પારસમણિએ હૃદય તળીએ દટાએલી કોક જૂની કથનીનું પડ સોનાનું બનાવ્યું એટલે આંખોમાં ઘેરણ વળવા લાગ્યું, બીજું કાંઈ નો'તું માડી! તમે તમારે આપણી વાત આગળ કહો."

વીરૂમાડીએ ફરી એક દળેલી ભાંગનો ફાકડો મારી બોખા દાંતમાં આમતેમ ઘસી અને વાત આગળ શરૂ કરી: "રૂપરૂપનો અવતાર એવી રણકી. એનું જોબન ધરતી ઉપર નાચતું હતું, અને બંકી છટાવાળો માધો કંસારો, એને પણ જુવાનીએ દોરડાના વળની જેમ આંટો લઈ લીધો હતો. શી વાત, બન્નેની જોડી ત્રાંબા પિત્તળના ભંગારના ઢગલા વચ્ચે કિલ્લોલ કરતી હતી. હરગલોકનું સુખ આ ઢગલા ઉપરથી બન્નેને ઝાંખુ લાગતું હતું.

"પણ મારી બાઈ, વખતની વેળા છે ને. જમીનને માથે જેમ તડકી છાંયડી તેમ આ આપણી માનવીની કાયા. કાયા અમર નથી રઈ તો રૂપ કોઈનાં અમર રહ્યાં ભાળ્યાં છે?"

સાંભળનાર બાઈનો આતમા ઊંડેથી દર્યો હોય તેમ બોલ્યો: "હાસું કીધું માડી! માનવીની કાયાના રૂપ રગદોળાઈ જાય એના જેવું દુઃખ બીજું કોઈ નહિ. તે હેં માડી! તમારું કે'વું એમ સે કે, આ રોયાઉં બન્નેની ઈ દશા થઈ ગઈ!"

નિસાસો નાખતા વીરૂમાડીએ આ કથનીને વધુ દર્દભરી બનાવી કહ્યું: "હા બાઈ! હા! વખતની વેળા એવી તો બદલાણી કે અરેરાટી છૂટી ગઈ. બન્નેના જુવાનીના વળ ઊતરી ગયા અને પૈસે ટકે પણ ઘસાઈ ગયા. વચમાં વચમાં નાની મોટી માંદ-ગીએ માધા કંસારાની કાયાનું રૂપ બેડોળ બનાવી દીધું, અને તેની ચિંતાએ રણકીનું મગજ પણ ખસી ગયું."

"હાય! હાય! માડી, બચારાકને માથે ભારે થઈ પડી! ત્યારે તો, આ માધ્યો રણકીને મૂકીને ભાગી ગયો હશે ખરૂં ને માડી! જોયું ને આ, જેની કાયા ધરતી ઉપર રમતી'તી ઈ કાયા ખંડેરમાં ધસડાવા લાગી." ભાંગ્યા તૂટ્યા ઉદ્‌ગારો કાઢતી આ બાઈ વીરૂમાડી તરફ એકીટશે જોઈ રહી.

"નારે! ના બાઈ! માધ્યો તે ભાગી જાય કાંઈ? માધ્યો તો એની માને પેટ દેવ જન્મ્યો 'તો દેવ! એ માધ્યાને તો પછી શરીરે પક્ષઘાત થયો, એનું અડધુ અંગ ઝલાઈ ગયું. પછી માંડ કરીને ધીરે ધીરે સારૂં તો થઈ ગયું પણ ધરતી એના પગની પાની-યુંને પકડી રાખતી હતી. ચાલતા એના પગ ઢરડાતા હતા. એનું રૂપ આખું બદલાઈ ગયું હતું. એની ચાલ બદલાઈ ગઈ હતી. આ બધુંય માધ્યાને થઈ ગયું, પણ એનું અંતર તો ઊજળું જ રહ્યું. ગામની નજરે ઈ ભલે દયામણો અને કદરૂપો બની ગયો પણ એની નજરે તો એની દુનિયા દેખાવડી જ હતી."

"આટલો બધો કદરવાળો આદમી નીવડ્યો ઈવડો ઈ માધ્યો—હેં વીરૂમા ?" સાંભળનાર બાઈ આશ્ચર્ય સાથે દૂર ક્ષિતિજમાં અદૃશ્ય થઈ ગએલા માંધા કંસારાની દિશા ભણી નજર નાખતાં બોલી: " પણ ઓલી રણકીનું શું થયું ?"

"અરે બાઈ આ એની જ મોંકાણ માંડુ છું. હાંભળ તો ખરી? ઈયે રાંડ લોડી નસીબદાર જબરી નીવડી તે રોયા કેહરાળા માધ્યાને પનારે પડી, તે અત્યારે નરકમાં પડી પડી પણ હરગનું સુખ માણે સે. ખરૂં જોવાનું તો ઈ સે!" વિરૂમાડીએ, માધ્યાની ખાનદાની ઉપર અજવાળું પાથર્યું.

"ઓ હો, હો, હો, ઈવડી ઈ ઈંદરની પરી જેવી રણકી,! રણકી, ઈ રાંડ ધરતી ઉપર તો પગ જ નો'તી માંડતી, ઊડતી'તી! ઊડતી'તી જાણે એની બોલ્યના શબ્દે શબ્દે ફૂલડાં વેરાતાં જાય. મારગમાં તો, અને ઈ ઓલ્યા મારવાડ્ય કોરથી પૂતળા—પૂતળીના ખેલ કરવા નો'તા આવતા એના જેવી પૂતળી જ લાગતી'તી. પણ........"

"કેમ માડી "પણ"...કહીને બોલતા અટકી ગયા? વાતનો કેમ ઘુંટડો ગળી ગયા? કેમ કાંઈ કીધા જોગ નથી હેં વીરૂમા! વાત તો પૂરી કરો, આ તો બરોબરનો રણકીની વાતમાં મારો આતમા એકરૂપ બની ગયો છે."

વીરૂમાએ ગળગળા અવાજે ગળાની ખરેડીને ખખડાવીને કહ્યું: " વાત તો હવે પૂરા જેવી જ છે. પણ આ રણકી અને માધ્યાની દશા જોઈ ને મન બધું ભારેભારે થઈ ગયું તે, આગળ બોલી શકાણું નઈ. એક બાજુ માધ્યાની આવી દશા અને બીજી બાજુ રણકી તો ફટકી જ ગઈ છે. ગાંડી બની ગઈ ગાંડી.

"ગાંડા તો ગામમાં ઘણા માણાહ બને સે. પણ આવડી આણે તો માઝા મૂકી દીધી છે."

"સાવ ગાંડી બની ગઈ સે?" દાઢીના ટેરવે આંગળી ટેકવીને, સાંભળનાર બાઈ વિરૂમા તરફ એકચિત્તે જવાબ સાંભળવા તલખી રહી—

વીરૂમાડીએ આ સાંભળનાર બાઈ તરફ જરા મીઠો છણકો કર્યો, અને કહ્યું: "આ તારે તું યે બાઈ વાત બધી હાંભળસ કે બધું ઘોરવામાં ગયું? અરે' રામ, રામ, તું યે રણકીની બોન જેવી સો.

"એ...ઈ ગાંડી તો એવી બની ગઈ સે કે, લૂગડાં બધાં પહેરવાનાં વળગણીએ ટાંગીને ઘરમાં ફર્યા કરે અને પછી તો આખાયે ઘરમાં ધમાચકડી બોલાવે. હોળીના ફાગ બોલે હોળીના ફાગ, સમજી ને? અને મારો બાપ, પસી રાતના બાર વાગ્યા પસી ટાઢે પોર. માધ્યાના ભાંગેલ કાટના નળીઆના બાકોરામાંથી, ગરૂડપુરાણના ચોખ્ખા શબ્દે શબ્દ સંભળાય—પાડોશીઓ પથારીમાં સૂતા સૂતા કાનમાં આંગળી ભરાવી દે સમજી ને?

"જીવતા જીવત હરગે પોંગી જવાય એવું બોલે. અને ઘરમાં તો નરક ઊભું કર્યું સે, ખાય પણ ત્યાં અને કળશે પણ ત્યાં બેહે. બચારે માધ્યે ખૂબ કંટાળીને, હવે તો એના હાથે સાંકળ બાંધી સે, ઈ હાંકળનો આંકડીઓ ઠેઠ મોભે લટકાવ્યો સે. દઃખના કાંઈ પાર રહ્યા નથી. હાથમાં લોટો કે થાળી અને ઈંટડાનો કટકો જે આવ્યું તેનો છૂટો ઘા કરે છે. માધ્યાના કપાળે એવા કેટલાયે ઘાના નિશાન પડ્યા સે. એ...ગામ તો હામુ કે સે કે ઈ ગાંડીને હવે ઘરમાંથી ક્યાંક કાઢી મૂક, નકર તારૂં પણ કાળજું કોરી ખાશે

"ઘરમાં તો ગારના પોડા ઉખેડીને એવો તો ખાડો ગાળ્યો સે કે, જાણે મોટો ભાડ્યો, અંદર ધરતીમાં ઊંડી ને ઊંડી ઊતરતી જ જાય સે:—

"એ...બાઈ, આ એની, બચારા કરમ ફૂટેલાની કથની આવી સે. પણ... માનું ધાવણ ધાવેલો ઈ માધ્યો મરદનો દીકરો, એક વખતની એની પ્રેમલી રણકીને પોતાની કરી તે આજની ઘડી સુધી પોતાની કરી જાણી. ઓ હો, હો, હો, એની સેવા કાંઈ કરીસે, જોનાર ને હાંભળનારની ધીરજ ખૂટી જાય. એવી રણકીની ચાકરી હજી પણ કરી રહ્યો સે: ધન્ય સે ઈની જનેતાને, ઈનો કોઠો ઊજળો કરી

## પ્રતિષ્ઠા

સિદ્ધાર્થ

શી કાળની યમ નિયંત્રિત યંત્રણાઓ
આજે અહીં જીવન લુપ્ત કરે બધુંયે
જેની કરી નહિ હતી ગણના જરીયે
આજે બધી સ્મરણ ભીમ સતાવનારી.

મારે દિલે અભૂલ એક જ એ સ્મૃતિ છેઃ
મારે રસી જીવન સાથ સદૈવ રહેવું.
એ વાસ માંહી ન છો જીવિતવ્યતા યે
દેખાય ના મુજ સિવાય જગને સમસ્ત.
હું એ જ મારી બધી મન કામનાઓ
સાથે સદા સકળ સ્નેહ સહિત બદ્ધ.

તારી અભૂલ જગશાશ્વત યાદ માંહી
રાચ્યો અને જીવન યે સઘળું વીતાવ્યું
એ સર્વ એમ જઈ જીવનમાં સદાય
રહેતું બધું હજુ રહે સતતેજ આશા.

મારે જરા જગત ચેતન પામવાના
કોડો ઘણા અકળ–વિકળતા ભરેલા,—
દેખ્યા કર્યા, જીવન સાથ ઘડ્યા ઘણાક,
પૂરા, અપૂર્ણ સઘળા ફરતા જણાતા
ત્યારે મને અકળ ઝંખન સૌ સતાવે
એની થતી નવલ ચિન્તન સર્વ કાળે.

તારાં અનેક જગથીય વિભિન્ન તત્ત્વો
ગ્રહ્યા જગે રહી સદા જગનો બનીને.
કિન્તુ ન આ જગતને ત્યજવા બન્યું હું
તારે લીધે જગતમાં જગને જપું ના.

મારે હતી જગતમાં જપવી તને જ
એવી હતી મન તણી મન એષણાઓ
ક્યારે થશે સકળ પૂર્ણ, ન એ અપૂર્ણ
એની ન લેશ પણ ચિન્તન યે કદીક
થાતી, જપું જગતને જગથી વિભિન્ન
ના રોચતી મુગતની સહુ ચિન્તનાઓ.

આવ્યા કરી સતત કાળની ચિન્તનાઓ,
હર્ષે વધે, વહન એકલ રોકવાં શે?
મારે હવે જગતને જડશું ગણીને
ચૈતન્ય એક જ હવે તુજ રાખતો હું.

મારે મને મથન મેં મનથી મઠ્યાં સૌ
એકેકને, સકળ જીવનમાં લપેટ્યા
એની રહી સતત કાળજી એક મારે
મઠ્યા અહીં જીવન સર્વ ત્યજી દીધાની
ના લેશ યે ક્વચિત મેં પરવા કરેલી
સર્વે ધરી જીવનમાં મનભાવ મોંઘે.

---

જાણ્યો, પ્રેમનો નાતો બાંધી જાણનાર માધ્યા જેવો હજી આ ધરતીને ટીંબે કોઈ પાક્યો જાણ્યો નથી."

એટલામાં એક કાળીઓ બોકડો શીંગડાની કમાન વાળતો બેં...બેં કરતો વીરૂમાના ઘરમાં ઘુસી ગયો, અને બંનેની લોકવાતના રસમાં ભંગાણ પાડ્યું:—

'મારો રોયો......આ કાળીઓ જોને કાળીઓ.' એમ કહેતીકને બંને ડોશીઓ પોતાના ઘરમાં ગઈ.

માધાભાઈનો પરિચય તો બન્ને ડોશીઓની લોકવાયકાએ ક્યારનો આપી દીધોઃ મને માધાભાઈ પોતાને ઘેર લઈ ગયા અને, પોતાનું દર્દ રૂબરૂ બતાવ્યું: માનવજીવનની ભવ્ય કરુણતાની જબરજસ્ત ઈમારત મેં અહીં તાદશ જોઈ, સ્વર્ગ અને નર્કનો ભોગવટો ભોગવી ચૂકેલ, આ વિરલ આત્મા તરફ હું માનભરી દૃષ્ટિએ અંતરથી નમી પડ્યો. પ્રેમની ભવ્ય ફિલસૂફી અને પાપની પરાકાષ્ઠાનો અદલ ઈન્સાફ મારી આંખ સામે ખડો થઈ ગયો.

પ્રેમનું પુણ્ય અને પાપનું પ્રાયશ્ચિત ભોગવી ચૂકેલા આ માધાભાઈને હવે જીવનની સંધ્યાએ ત્રીજી કઈ દશા ભોગવવાની બાકી રહી ગઈ હશે? એનો મુંઝવાડો મારા મનમાં ઉપસ્થિત થયો.

★





તારા વિભિન્ન જગ એકલમાં અકેલો
હું યે ભમ્યો, અટન એ થઈ જાય પૂર્ણ
છો કંટકો નવ જડયા તુજ સહેલ વાટે
મારે હતો તવ પથે પળવા જ આરો.

મારે જીવિત વચમાં રહી સર્વ તારું
જીવ્યું બધું સફળ એ ન થતું કદીક
ત્યારે પ્રબુદ્ધ જગમાં જગ ચેતનામાં
ઝૂકાવવું સકળ જીવન તાહરામાં
એ એક ઝંખન સદૈવ જળાવતું'તું
એ કાઢવા તવ અભૂલ સ્મરું સદાય.

કર્યાં અનેક નવચિન્તન એક સાથ
ફળ્યા ન છો, ફળતણી નવ ઓષણાયે
આજે હવે વહન કાળ બધો થતો આ
વહેતો ભલે, સહન સર્વ શીખેલ હાવાં.

મારા દિલે રુધિર નીગળતા પ્રવણો
રક્તાંકિતા તુજ સુમૂર્ત સમીપ ઊડે
ત્યારે મને સકળ જીવન રક્તિમાથી
રંજાડતું ઉભયના પરમેચ્છુકો થી,
ક્યારેક જીવન અપૂર્ણ જણાય ત્યારે
તારા સહે અવલ એક જ નેહ બાંધું.

શી વિશ્વની સતત આ રહી કાળજીઓ,
શી વિશ્વ સાથ અલબેલ અવિસ્મૃતિઓ,
શી વિશ્વથી જકડતી જન કલ્પનાઓ,
શી વિશ્વની જગતને જકડેલ વૃત્તિ !

મારે બધી જગતમાં નવ છોડવાની
ઇચ્છા ન'તી, અકળ આશ ન એક ક્યારે.
મારે હજુ જીવન જન્તવવા અનેક
યત્નો પ્રયત્ન બધા તુજ એક નિશ્વે
રેડી બનું તવ અભૂલ જ એકનો હું
એ વિશ્વ માહરું, બની જઉંયે હું તારો.

કીધા અનેક તુજ ઐક્ય તણા પ્રયાસો
રોકયા કદી નવ હજુ સુધી, એક એની
આજે અભૂલ રહી જાય બધીય ઇચ્છા
થાયે બધું જીવન એ જ સમું વહીને.

જીવ્યા તણું સકળ સાર્થ કરશે જ તું જો
તો હું બનું તવ, ભલે રહી તું ન મારી!
મેં આદરેલ તવ કાજ અનેક યત્નો
છોને અધૂરપ રહી મુજને સતાવે.
મારે હજી સફળ વિશ્વ સમાન તારી
એ મૂર્ત મૂર્તિ તણી કરવી પ્રતિષ્ઠા.

☆

હમણાં જ પ્રગટ થયેલી આ બે મૌલિક નવલકથા આપે વાંચી ?

**સર્જાતાં હૈયાં**
લેખક
નવલભાઇ શાહ

**નંદવાયેલાં હૈયાં**
લેખક
પુષ્કર ચંદરવાકર

દરેકનું મૂલ્ય ૩ રૂપિયા
(બન્ને સાથે મંગાવનારને રજિ. ટ. ખ. માફ)

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧**

# તૃપ્તિનો ઘૂંટ

દર્શક

> ભરી ભરી માનવતાનો સાંગોપાંગ ચિતાર જેમાંથી શબ્દે શબ્દે નીતરે છે એવી એક મહાન નવલકથા 'માનવીની ભવાઈ' છે. એની નવી આવૃત્તિ પ્રગટ થઈ છે ત્યારે એના ગુણદર્શનનું મહત્ત્વનું કાર્ય આ આખા લેખને વધુ મહત્ત્વનો બનાવે છે.

શ્રી પન્નાલાલ આજન્મ વાર્તાકાર છે એ તો એમનાં લખાણ પ્રગટ થતાં સાહિત્ય વાંચનારાઓએ જોયું જ હતું. એટલે જ વત્સલ મેઘાણીભાઈનો સ્નેહાભિષેક એમનાં "વળામણાં" ને "મળેલા જીવ" પર થયો. ને તે પછીની એમની લાંબી-ટૂંકી વાર્તાને સન્માની.

પણ "માનવીની ભવાઈ" એ બધાંથી જુદી છે. વાર્તાની કળા "મળેલા જીવ"ને "સુખદુઃખના સાથી"માં છે જ. કેવળ કસબની દૃષ્ટિએ જોઈએ તો "મળેલા જીવ" માં જે નખશિખ સૌષ્ઠવ છે તે "માનવીની ભવાઈ" માં અહીં તહીં મઠારવાના અભાવે ઊણું છે. પણ કલાનું સાર્થક્ય—કલાનો પુરુષાર્થ અધિક શોભે છે એના વસ્તુવાહન દ્વારા; વેદના તો જીવમાત્રની સરખી જ અનુકંપા જગાડનારી હોય છે—પણ એ અનુકંપાનું કલાવાહન વ્યક્તિ જ જો રહે તો કલા રહે છે પણ તે ભવ્ય નથી બનતી. પ્લેટોએ સૌંદર્યની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે Beauty is the grandeur of good, તેમ કલા એની ભવ્યતા ત્યારે જ પામે છે જ્યારે એ વ્યષ્ટિનાં નાનાં સુખદુઃખોનો આધાર લઈને સૃષ્ટિનાં ઉલ્કાપાત કરનારાં મોજાં વચ્ચે એની નાવડી ચલાવે.

શ્રી. પન્નાલાલે "માનવીની ભવાઈ" રૂપે કાળપ્રધાન નવલકથા લખી આ ચીલો પાડ્યો છે તે તેનું ઐતિહાસિક મહત્ત્વ છે. કાળુની વાત તેની વાત નથી, પણ ગુજરાતની સરહદ પરના ચાર દાયકા પૂર્વે વસનારાં નવા ને જૂના જમાનાના સંધિકાળે ઊભીને અમળાતાં ગામડાંની વાત છે કાળુ તો એક નિમિત્ત છે. નિમિત્ત ઉપાદાન હોવાથી કાંઈ સુખદુઃખ ઓછું નથી થતું પણ ભૂમિકા ને ગતિકેન્દ્ર બદલાઈ જાય છે.

"માનવીની ભવાઈ" એ ગ્રામીણ સમાજની વાત છે; ને ગતિ આપનાર બળ તે કાળ છે. જાણે આખી વાર્તાનું મુખ્ય પાત્ર જ કાળ છે, ને બીજાં બધાં તો એનાં દોરવ્યાં દોરાય છે, સમગ્ર સમાજને ભૂમિકા સ્વરૂપે લઈ તેના પર કાળને જ પાત્ર બનાવીને છેલ્લા પચ્ચીશીમાં પહેલી ઠીક ઠીક સફળ વાર્તા લખવ.ને કારણે ભાઈ પન્નાલાલ આપણે ત્યાં ઘણાને માર્ગ ચીંધશે.

યંત્રોદ્યોગપ્રધાન સમાજ શરૂ થયા પછી માનવીના સુખદુઃખનું મૂળ બહુ અંશે બદલાયું છે. વ્યક્તિગત કર્મોને પરિણામે એને મળતાં સુખદુઃખો કરતાં સામાજિક—(કૌટુંબિક નહિ)—કર્મોને પરિણામે એને મળતાં સુખદુઃખોનું પ્રમાણ વધી ગયું છે. આને જ વિખ્યાત સમાજચિંતક વૅલેસે "આપણો સામાજિક વારસો" એવું નામ આપ્યું ને લોહીના વારસા કરતાં આ વારસો જ આપણાં સુખદુઃખના નિર્માણમાં નિર્ણાયક ભાગ ભજવશે તેમ પૃથક્કરણ કરી બતાવ્યું. આ વાત આજે રાજકારણ, અર્થકારણ ને કંઈક અંશે બીજાં ક્ષેત્રોમાં પૂર્ણ માન્ય થયા છતાં આપણા સાહિત્યમાં સફળ પ્રવેશ થયો નહોતો. સાહિત્યની સૃષ્ટિ રચના ઘણે ભાગે હજી વ્યક્તિ જ સર્વ કંઈ છે તેમ માની થયા કરી છે—જાણે દુનિયા ચાલતી હોય કૅરથીવની ભૂગોળના નિયમે—ને શાળાઓમાં શિખવાતી હોય ટોલેમીની ભૂગોળ તેવું અણઘડ આ દૃશ્ય છે. પાત્રોનું પણ પાત્ર જેને આપણે સૂત્રધાર કહીએ છીએ તે તો છે હવે સામાજિક બળો, ને આ બળો પણ કાંઈ એકાએક ઉત્પન્ન થતાં નથી. એનો સ્વીકાર બનાવો પછવાડેનો એનો હાથ આગળી ચીંધીને બતાવવાનો પુરુષાર્થ "માનવીની ભવાઈ" એ કર્યો છે તે જ તેને આવકાર આપવા માટેનું કારણ છે.

કાળુ નિર્ભય ને સચ્ચાઈભર્યો જુવાન છે. વાર્તાકારના કથન મુજબ આ નિર્ભીકતા ને સચ્ચાઈનું એક મૂળ છે એના વ્યક્તિગત ઝઘડાને ટાળનારા,





દુ:ખને ગળી જનારા ટેકીલા પિતા ને સંકલ્પદઢ માતા. વાલાપટેલનું પહેલા છ પ્રકરણમાં દોરેલું રેખાચિત્ર વાર્તાનો બંધાર નક્કી કરી આપે છે. એમાં સૈકા જૂનાં ગામડાં જેને આધારે ટકી રહ્યાં તે ઝઘડો ટાળવાની વૃત્તિ છે. ને બીજી છે દુ:ખથી નહિ હારવાની, નહિ ભાગવાની, જમીન સાથે જડાયલા કૃષકની જળોવૃત્તિ. કલેશના, ઈર્ષાના અવતાર સમી પોતાના ભાઈની કર્કશા વહુ માલીનાં કાળુના જન્મપ્રસંગે રૂંવાડાં બાળી નાખે તેવાં મેણાં સાંભળીને સામો ઉત્તર વાળવા જતી પોતાની સ્ત્રીને એ કહે છે, "ના બોલ—ના બોલ. ભગવાને સીધા હાથે આલ્યો હશે તો કશુંય નઈ થાય, જા, કંકાસથી ચડતો દુનિયામાં એકેય શાપ નથી. બોલશે એનું મોઢું ગંધાશે "

ને બીજી બાજુ આ નિરુપદ્રવી વાલા પટેલમાં દુ:ખને પી જવાનો આવડત છે. ને તે પણ કડવું મોઢું કરીને નહિ—પણ અર્ધ વીરતાથી—ને અર્ધ ભક્તિથી. બાવાની લંગોટીની વાત કરતાં બાવો સંસારમાં સપડાઈને પછી ભાગ્યો ત્યારે કહે છે તે જાણે કાળુના જીવનનું સારસર્વસ્વ છે "તમને ખબર છે—બાવો તો હશે કોઈ વાણિયો-બામણ. તે વગર બીજી જાત હોય તો નાસે જ નહિ. જો બાવાની પેઠે પેલી બાઈ નાસી જાય તો પરથવીનો પોરો (અંત) જ આવી જાય ને! પણ નાસે કેમ ગાંડા? બાવાના જતાં જ એણે ગણી લીધું કે આપણો આમ ખાટલામાં પડી રે દન નઈ વળે, ને થઈ ગઈ ઊભી, ભીડેલા કાછડા પર સાડલાની કેડ વાળી, ને કટકટ કરતી ચડી ગઈ ડુંગરે—તમને કોઈને દેખાય કે ન દેખાય. એ વીણે શું...દ" ત્રણ વરસના કાળુને ફૂલની જેમ ઊંચકી ખભે બેસાડતા બોલ્યા, "એમ છે ત્યારે સંસારની વાત. બાપડા બાવાનાં શાં ગજા કે દુ:ખનાં દળણાં દળી ખાય. એ તો ભલે સર્જ્યો છે ભગવાને ખેડૂત કે આટઆટલાં મારે—અરે આપણા બધાયને દુ:ખ છે પણ જો જો તમે એક પછી એ દળી જ ખાવાના. કેમ બેટા?"

આ દુ:ખને દળીને 'ખાઈ' જવાનું સંકલ્પબળ, આ ઉજળિયાત લોકોની અરધી મશ્કરી, અરધી દયા, આ મહેનતે મરી જતાં લોકોનું સાચું ગૌરવકેન્દ્ર એ છે વાર્તાનો મહિમા. વાલા પટેલ પોતાની વાત નથી કહેતા—એ તો કહે છે અસ્થિરતા, લૂંટફાટ, કુદરતી આફતો—શાહુકાર ને દરબારો ને અફીણ આ બધાથી પીંખાતા, લૂંટાતા, નીચોવાતા છતાં જીવવાની કોઈ અદ્ભુત તાકાતને જોરે ફરી ફરીને ગીતોથી ગાજી ઊઠતા ગામડાના મહેનતુ સમાજનો મહિમા. તકલાદી કલ્પના કે તરંગી ભાવાવેશે ઊભો કરેલો મહિમા નહિ. પણ ઇતિહાસની અગન સરાણે ચડીને પુરવાર થયેલો મહિમા. ને બીજી બાજુ એ જ વેણ છે કાળુ માટે જાણે બાપે આપેલ જીવનમંત્ર.

ચાર વર્ષના કાળુના કાનમાં આ મંત્ર ફૂંકીને વાલા પટેલ કાળુનો હાથ પોતાના ભાઈ—ભલા પણ કર્કશાએ હીણા કરી મૂકેલ પરમા—ના હાથમાં મૂકી વિદાય લે છે ને જાણે સાથે જ વિદાય લે છે એ નાના ગામડામાં વસતું એક સાત્ત્વિક સત્ત્વ. માલીની દુષ્ટતા આ સત્ત્વ હતું ત્યાં સુધી જાણે ફાવતી નહોતી—કાળુનું રાજુ સાથેનું સગપણ એને થવા જ નહોતું દેવું ને તે માટે ધમપછાડ ને માથા કૂટવામાં બાકી રાખ્યું નહોતું—પણ ગામની 'ડાકણ' ફૂલી ડોશીના વાલાડોસા તરફના સદ્ભાવને લીધે તે સગપણ અટકાવી નહિ શકેલી. વાલાડોસા વિદાય થતાં જ એ સગપણ તોડાવે છે. નાનપણમાં સાથે રમેલાં, ધોલકાધોલકી રમી જમેલાં, સાતતાળી દાવમાં સાથે ખેલેલાં, ખેતરને સીમાડે હસેલાં આ બંને જણાને છૂટા પાડે છે—ને તેટલાથી ય જાણે વિધાતાને સંતોષ ન થયો હોય તેમ કાકી-સાસુ ને જમાઈ તરીકે ગોઠવી દે છે. જે દરિયાપાર જાય તેનાથી રોજ દાઝવાનું નથી હોતું. આ તો છે પોતાની સાસરીમાં જ—સામા શેઢાના ઘરે. ને પોતાના ઘરમાં આવે છે નામે ભલી ને કામે 'ઢીમચું'! અધૂરામાં પૂરું કાળુની મા મરતી વખતે એની પાસેથી છેલ્લું વેણ માગી લે છે કે "બીજું બૈરું



નહિ કરું." કાળુ જાણે સૂળી પર સૂતો છે—નથી ઊતરાતું ને નથી ઝટ અંતકાળે આવતો. સાસરી છે. એટલે દર વખતે થોડા ઊઠે છે. "ભલે દુનિયા થાય તે કરી લે—એકવાર મારાં લૂગડાં પેરા'વી દઉં, ચટકાં તો ચટકાં—પણ માણી તો લેવા દે." એ ભૂલી જાય છે કે રાજુને એણે પોતે જ શિખામણ આપી છે કે "ભર્યું ભાદર્યું ઘર ને રૂપાળો મુરતિયો હોય તો આખી દુનિયા ઘર બાંધે, પણ ગરીબ હોય ને રાંક ઘર હોય તોય ઘર બાંધી ને રે' ત્યારે જ બડાઈ કેવાય.

પણ રાજુ જુદા લોહીની બનેલી છે. એને આવી શિખામણની અમસ્તી પણ જરૂર નથી. આપણા સાહિત્યમાં શરતચંદ્રના સાહિત્યે જે નારીગરિમા ઊભી કરી છે, તેની એ પેદાશ છે. "એણે તો જાણે પેલી યૌવનમસ્ત ઉચ્છૃંખલતા, ટીખળ, મસ્તી, તોફાન બધું ય પિયરથી સાસરે આવતાં એ પાંભગા ઊભી વાટે જાણે વેરી નાખ્યું" એકવાર એના માંદા પતિને માટે પોતાનો નાક કાંટો મૂકવા તૈયાર થતી જોઈ કાળુ પૂછે છે, "તું રીસ ના કરે તો એક વાત પૂછું રાજુ, શું સાચેસાચ ઘાળજી ને સાજો કરવા, જિવાડવા માગે છે, રાજુ!"

રાજુના મોં પર દુઃખનું વાદળ ઊતરી આવ્યું. દર્દભર્યા હાસ્ય સાથે બોલી, "તમે ય મને આમ પૂછો છો? દુનિયાને એમ છે કે રાજુ આ આદમી મરી જાય તેની વાટ જોઈને બેઠી છે, પણ શું કરવા? શા સુખ માટે? તમે બધા જાણો છો કે રાજુને દુઃખ છે. પણ શું દુઃખ છે? મારે માબાપ સરખાં જોહજોહાણી છે, છોકરાં ય બધાં મારાવગુ છે ને આદમી ય." એણે હસવા પ્રયત્ન કર્યો. "તમારા સરખો છેલછબીલો હોત તો દનમાં દસવીશ ગાળો દેત જ્યારે આ તો કલાગરો, ડગલે ને પગલે જીવ બાળે એવો, શાં દુઃખ છે મારે?"

કાળુ તો રાજુ સામે તાકી જ રહ્યો. માનભરી નજર માંડતાં કહ્યું: "તારા જેવી આપણી નાતમાં ઘણી ઓછી બાઈઓ હશે, રાજુ, હું તો એકેય જોતો નથી."

લેખકની વાત સાચી છે. રાજુ જેવી એ નાતમાં એકેય ન જ હોય. રાજુ તો છે આપણા સર્જકોએ શરચ્ચંદ્રની રાજલક્ષ્મી, અલકા, ભૈરવી, અન્નદા ને પારુ ને એવી કંઈ કંઈ મહિમાવંત નારી પાત્રોના સેવન પછી ગ્રામભૂમિમાં રોપેલ બીનો છોડ. એ છોડની જોડ એ ગ્રામપ્રદેશમાં ન મળે તેમાં કાંઈ કાળુનો દોષ નથી.

વાલો ડોસો પણ ગ્રામજનતાનો છે. માલી ડોશી પણ એની ઘૃણાજનક ઈર્ષા છતાં ગામડાંની છે. ડાકણ ફૂલી ડોશી, કાસમ-વેચાત ગામડાંના છે, ખુદ કાળુ પણ ગામડાંનો જ છે—માત્ર એ છે એ યુગના સંધિકાળની પેદાશ—પણ રાજુનું બી ગામડાનું નથી. તેને ખાતરપોતર અને હવામાન ભલે ગામડાંનાં મળ્યાં હોય.

કોઈ રખે એમ માને કે ખાસ કરીને હું શ્રી પન્નાલાલ પટેલની સર્જકશક્તિને ઓછપ દઈ રહ્યો છું. શ્રી પન્નાલાલની સર્જકશક્તિ કાંઈ ઓળખાણ ને વખાણનો વિષય નથી. તે તો સ્વતઃસિદ્ધ છે. રવીન્દ્ર ને શરચ્ચંદ્રની યુગવ્યાપી અસરમાંથી કોઈ સંવેદનશીલ સર્જક છૂટી ન શકે તે નિર્વિવાદ વસ્તુ છે. દરેક વખતે જોવાનું તો એ છે કે એ અસરને કેવી રાસાયનિક રીતે પોતાના વાર્તાપ્રદેશમાં લેખકથી ઉતારાઈ છે? એ અસર અનુકરણમાં પરિણમી છે કે આત્મસાતપણામાં?

સંસારના રીતરિવાજે કે ધર્મના વિધિનિષેધોએ એમને રોક્યાં નથી. એમને તો રોકી રાખ્યાં એમની સ્વસ્થ કરુણાએ. રાજુ વિચારે છે કે કાળુ સાથેનું સગપણ ભાગવામાં એનાં નવાં સાસરિયાંનો કાંઈ વાંક થોડો જ હતો? ને કાળુની વહુ ભલીનોય શો વાંક? તો કાળુનો તો વાંક કહાય જ કેમ? દુષ્કાળ વખતે કાળુ આવીને જુએ છે કે રાજુના ઘરમાં એક દિવસનાય દાણા નથી. ઉપવાસ થયા છે—ગામમાં





કોઈ દાણો આપે એવું રહ્યું નથી—રોજ ઘર સામે જ ભૂખે મરેલાંની ચિતા ખડકાય છે—ઘરનાં ક્યાંક પાલી દાણા લેવા ગયાં છે—કાળુ આ ભૂખે, ચિંતાએ સુકાઈ ગયેલી રાજુને કહે છેઃ

"તું ક્યાં ઓળખાય એવી રહી છે? દાણો સુદ્દલેય નથી?"

રાજુ હસી, પણ આખું અંગ જ ફિક્કું પડી ગયું હતું; પછી હાસ્યમાં રંગ ક્યાંથી આવે? "છે થોડા ઘણા, કાંઈ ખૂટે પોતિયું કરીને તો નંઈ બેસી ગયાં હોઈએ!" પણ કાળુને એ માન્યામાં આવતું નથી. એ કોઠીઓમાં કામઠું નાખી તપાસે છે. અંદર તો છે ખાલીખમ. બીજે ઘેર દેવતા લેવા રાજુને જતી જોઈ કહે છે :

"ઘરમાં ધાન હોય તો દેવતા સળગેને?" ને રાજુના પેસતાં કહેઃ "મરવા દે તમાકુને; હેંડ સાથે —થઈ જા આગળ." રાજુની સિકલ જોતાં લાગતું હતું કે જાણે રડું કે હસું? કાળુએ આગળ ચલાવ્યું, "મારાથી તો તને કવણે (કમરણે) મરતી નહીં દીઠી જાય."

"કવણે તો આખો મલક મરશે કે હું એકલી? ને દુનિયા શું કે'? ને દુનિયા તો મરશે પણ જીવ તો બધાયના સરખા જ ને?"

દુનિયા તો મરશે—દુનિયાની મને પડી નથી—એનીસાથે ઊભી રહેવાની મને હિંમત છે, પણ અહીં "જે બધા છે તેના જીવ પણ મારા જેવા જ છે"—અહીં છે આત્મસાતપણું.

રાજુને સમાજની બીક નથી—કોઈ પણ જમાનાના પ્રાણવાનોને એ કદી હોતી નથી. નથી મૃત્યુની બીક. રાજુ જ કહે છે કે, "તમને મોતની નવાઈ છે. બાકી અમે તો જીવતરના નામનું નાઈને જ બેઠાં છીએ. અત્યારથી જ દનની ત્રણ ચાર ચેહો ભભડતી જોઈએ છીએ. એ ભેગી એક દન અમારીય." પ્રાણવાનો તો મૃત્યુનાં ઓવારણાં લે છે—આવે ત્યારે. પણ તેને તેનીય ઉતાવળ નથી. ચિંતા નથી. ચિંતા એને છે જે સહજ રીતે આજુબાજુ નિર્બળો મળ્યાં તેને સાચવવાની. એ કાંઈ શાસ્ત્રમંત્રોથી આવતું નથી; તે તો આવે છે પ્રાણની સાથોસાથ. જેમ ફૂલોને હજાર ના પાડીએ તોયે સુગંધના ફુવારા છોડ્યા જ જવાનાં, તેમ જ પ્રાણવાનો પોતાના જિવતર કે મોતની ખેવના કર્યા સિવાય જેનો સાથ મળ્યો તેને પોતાની હિમ્મતનું દાન કર્યે જ જવાના. માસએકના દાણા મળેલા જોઈને રાજુ ખુશખુશાલ થઈ કહેવાનીઃ "મહિનામાં તો વળી પાદશાઈ પેદા કરશું." મહેનતકશ લોકોના આત્મવિશ્વાસનો આ રણકો. રોજરોજ હળ હાંકીને, ઘણ પછાડીને, દાતરડાં ચલાવીને એમનામાં એક આત્મશ્રદ્ધા પડી હોય છે. કે જેનાં બાવડાં સલામત છે તેને કોઈ પહોંચનાર છે? ગમે તે મુલકનું બી લાવીને પણ લોકોની તળપદી આત્મશ્રદ્ધાને કળા પરના કાબુ સિવાય બતાવી શકાતી નથી.

ને એ કળાની અવધિ કરી છે લેખકે છપ્પનિયા દુષ્કાળને આ પાત્રોની તેજસ્વિતા, પ્રાણ, બેપરવાહી, મનોમંથનો ને વિકાસની રેખાઓનું માધ્યમ બનાવીને. દુકાળની તાદશ અસરો વર્ણવતાં એ પ્રકરણો આપણે ત્યાં લાંબો કાળ ચિત્રણના નમૂના તરીકે ચીંધાશે.

વર્તમાન દાયકાનો સુખ્યાત ઇતિહાસવેત્તા ટોયન્બી સંસ્કૃતિનો સાર ખેંચે છે પડકાર ને પ્રત્યુત્તરમાં, Challenge and respones માં. જે સમાજ એની સામે થયેલ પડકારને પ્રત્યુત્તર વાળે છે તે સમાજને જ સંસ્કૃતિ પ્રાપ્ત થઈ છે એમ કહેવાય. જ્યાં સમાજ છે ત્યાં ત્યાં સંસ્કૃતિ નથી. પડકારને જે ઝીલતાં નથી, તેને આધીન થાય છે તે ધીમે ધીમે પોતાના પગ નીચેની ભૂમિ ગુમાવતા જાય છે. "માનવીની ભવાઈ"નાં ખેતી દ્વારા નભતાં આ કાળુને રાજુએ એમના ખેતીપ્રધાન સમાજને મોખર કરી, કચડી, લસોટી ચાલ્યા જતા છપ્પનીઆ દુકાળના ઘાનો કઈ રીતે પ્રત્યુત્તર વાળ્યો છે? છપ્પનીઓ આથમતી પેઢીની સાંભરણની મહા આફત હતી. એમાં નાનીઆ જેવા પતિએ પોતાની સ્ત્રીઓને છોડી, દીકરાઓને માને ઢાંકવા લૂગડાં પણ ન રહ્યાં, ભલી,

રૂખી, જેવી બાઈ ઓએ લાજશરમ મૂકી, ને માણસને માત્ર એક જ વાસના રહી—કેમ કરીને દાણો અનાજ મેળવવું. ભીખ માગીને, ચોરી કરીને, અરે કૂતરાના મોંમાંથી કે એંઠની કુંડીઓ ચાટીનેય ને બાઈઓએ તો શરીર વેચીને પેટની આગ ઓલવવા માંડી. માનવીનું આ અધઃપતન જોઈને વાર્તામાં વેચાત ખરું જ કહે છે. "ભલી છે પરથવી કે સરવને હેંડવા દે છે." જ્યારે સ્ત્રીએ ધણીની, માએ દીકરીની, ને દીકરીએ બાપની શરમ છોડી તે સૌને કાલે મરી જશું, આજનો દિવસ ગમે તેમ કાઢી નાખો, જિવાય તેટલું જીવો, ભોગવાય તેટલું ભોગવો, શું ન્યાય ને શું અન્યાય, શું નીતિ ને શું અનીતિ, એ જ એક પ્રબળ, દુર્દમ્ય આવેગ રહ્યો ત્યારે આ બે જણાં શું કરે છે?

રાજુ તો ભૂખી રહીને સાસરા ને ધણીને દુષ્કાળમાં ગુમાવ્યા પછી પણ ચોખાનાં છોડાં વીણી લાવીને પોતાનાં જેઠનાં છોકરાંને સાચવે છે—ને આ બધું જોઈને સમાજ વ્યવસ્થા, ભગવાન, શેઠીઆ ને રાજા સામે વારે વારે ઊકળી ઊઠનાર મગજનું સમતોલપણું ગુમાવી બેસવાની અણીપર આવનાર કાળુને ધમકાવે છે:

"ખબરદાર, જો હવે આવો કશો બબડાટ કર્યો છે તો! અડધાં તો આમ ગંણગણીને જ મરવા પડ્યા છો. તમારા ડીલ સામે તો જુઓ? તમને ખબર છે? ડાકણમાં ડાકણ કુંણ છે એ જાણો છો?"

કાળુને તો રાજુની ગાળોય ગોળથી મીઠી હતી. હસતાં હસતાં વચ્ચે જ બોલી ઊઠ્યો "ડાકણમાં ડાકણ તો ભૂખ છે પણ..."

રાજુ બોલી ઊઠી, "ના, ડાકણ તો ચિંતા."

આફત—આફતની શી એવી મજાલ છે કે આપણાં હૈયાં ભાંગી શકે? શરીર ભાંગે છે ત્યારે માણસ નથી મરતો. માણસ મરે છે આફતથી છાતી ભાંગી જાય છે ત્યારે. ત્યારે સંસ્કૃતિ પરાજય પામે છે.

ને આ બે જણાં મહા આફતની સાથે સંધિ કરવાનો, શરણે જવાનો નકાર સંભળાવી દે છે.

સૌએ સૌમાં—માણસમાં, ભગવાનમાં, કુદરતમાં, સમાજવ્યવસ્થામાં આસ્થા ગુમાવી છે ત્યારે પણ કાળુ સામાન્ય માનવીની સારમાણસાઈમાંથી શ્રદ્ધા ખોતો નથી. એ કહે છે, "માણસ ભૂંડો નથી ભાઈ ભૂખ ભૂંડી છે." કારણ સામાન્ય જનમાંની શ્રદ્ધાનો લોપ જે દહાડે થાય તે દહાડે તો માનવજાતને દરિયામાં ધકેલી દેવી જ રહીને! પણ પ્રકૃતિ કે સમાજની બેહૂદી વ્યવસ્થા ભલે માનવજાતને દુઃખના દરિયામાં ધકેલે પણ માનવ આત્માના મહિમાની શકયતાનાં શિખરો જોનાર કવિ મનીષી તો કહેવાનો જ કે, "મારી પાછળ સંસ્કૃતિનાં વિનાશભર્યાં ખંડેરો પથરાયેલાં જોઉં છું, છતાં હું માનવમાંથી શ્રદ્ધા નહિ ખોઉં." પ્રાણવાન ગામડિયો ખેડુ કાળુ પણ કહે છેઃ "ભાઈ, ભૂખ ભૂંડી છે. મનખ ભૂંડો નથી." પણ સત્યને પામવાનું સામર્થ્ય ગમે તેનામાં નથી સંભવતું. જે સ્વમાનને વળગી રહે છે, જે અયોગ્ય સાથે માંડવાળ કરી—પોતાના સ્વમાન સાથે માંડવાળ કરી પોતામાં જ શ્રદ્ધા ખોતો નથી; તે જ આ સત્યનું અવલંબન રાખી શકે છે. એટલે કંઠે પ્રાણ આવ્યા છે એવા સમયે પણ કાળુ ભીખ માગીને જીવવાનો ઈનકાર કરે છે, ઠૂંઠા હાથે થાળી અજવાળીને કાળીઓ ધાન લે છે, પણ માગણની કતારોમાં ઊભા રહી સદાવ્રતની ખીચડી લેવા એ તૈયાર નથી. ડાહી રાજુની શિખામણો પણ એને ગળે ઊતરતી નથી. ધૂંધવાયેલો જ્વાળામુખી જેમ વારે વારે ભભકી ઊઠે તેમ એ ભભકી ઊઠે છે ને કહે છે,

"હુંય ભૂખને ભૂંડીમાં ભૂંડી 'કે'તો'તો, પણ એનાથીય ભૂંડું આ એક બીજું ભાળ્યું. ભૂખથીય ભૂંડી છે ભીખ. ભૂખ તો હાડમાંસને ગાળી નાખે છે. પણ ભીખ તો, રાજુ, ખરું કહું, આપણા ગુમાનને—આતમાને ય ઓગાળી નાખે છે." ને રાજુની ઘણી આજીજી ને ધમકી પછી જાય છે, પણ માંગણોની હાર જોયા પછી એમાં ઊભો રહી શકતો નથી ને "જેણે ખળામાંથી બ્રાહ્મણોને ઊંચકાય એટલા દાણા આપ્યા હોય, જેના ધણી આગળ આખી દુનિયા,





ભલભલા રાજા મા'રાજા ને શેઠિયા હાથ ધરતા આવતા એના ધણીને આજ હાથ ધરવાનો?" જીવ કબૂલ કેમ કરે? એ દ્વારમાંથી સહાર નીકળી જાય છે. સિપાહીએ એને ટોક્યો:

"એ ઢૂંઢિયા ક્યાં જાય છે એમ?"

"ક્યાં તે મારા મુકામ પર!"

"અરે, ઊભો રે, ઝરખ! સુનતા નઈ હૈ!"

"પણ મારે નથી ખાવું ધર્માદુ—પછી?"

"કેમ નથી ખાવું, સાલા? આ બધા લે છે ને તું કેમ ન લે? મોટો લાટ થઈ ગયો એમ?"

કાળુએ તંગ બનીને કહ્યું: "લાટ હોત તો લેત પણ કણબી છું એટલે નઈ લઉં, તું તૂટી જઈશ તોય નઈ લઉં. ચાંપી દેવો હોય તો ચાંપી દે."

ભલું થજો શેઠ સુંદરજીનું કે એણે પાસે બોલાવી ધીમેથી પૂછ્યું, 'કેમ ભાઈ પટેલ! આ પેટિયું નથી લેતા?"

કાળુ શો જવાબ આપે? ને આપે તોય આ લોક એના કણબીના દિલને કેમ સમજી શકે? સામે પડેલો ધાનનો ઢગલો અમારો છે એમ કહીશ તો ઊલટાનો ટોટો ચાંપી દેશે ને વળશે નહિ કાંઈ...અરે વળે શું નહિ, જો આ બધા ધાનના ધણીઓ હાથ ધરવાને બદલે ઉગામે તો આ બંદૂકોવાળાય નાસવા માંડે ઊભી પૂંછડીએ. કાળુની આગભરી આંખમાંથી ટપટપ આંસુ ખરી પડ્યાં—"શું કહું શેઠ, છાતી સામે અમારા જ કમાયલા આ ધાનના ઢગલા જોઈને અમારાં કાળજાં શું કે'તાં—"

આ અન્યાય સામે—બેહૂદી રચના સામેનો પ્રતિકાર એ વાર્તાનું ભરતવાક્ય છે. વાર્તાકારે પ્રત્યક્ષ રીતે તો શેઠની સજ્જનતા દ્વારા કહેવડાવ્યું છે કે "જુવાન, તને તારા જ ધાન માટે હાથ ધરતાં શરમ આવે છે. પણ અમનેય આ સદાવ્રત ખોલતાં એટલી જ શરમ આવે છે. સમસ્ત પૃથ્વીનું પાલન કરનારને અમે તે ક્યાં સુધી પાળવાના છીએ? પણ શું થાય ગાંડા, કુદરત આગળ તો આપણે બધા લાચાર છીએ. સૌને કે'જે કે તમારું છે ને તમને આપીએ છીએ."

શેઠે બનાવો સામે સ્વીકારેલી આ લાચારી એ તે કાળના સામાન્ય ઐતિહાસિક વાતાવરણ સાથે બંધબેસતી હશે—ને કાળુને તે ઘડીએ શાંત કરી દે છે, પણ સર્જકે તો કાળુને તે સમય ને સ્થળની સર્વોચ્ચ સામાજિક જાગૃતિનો પ્રતિનિધિ બનાવ્યો છે. એટલે સૌને ભૂખે મરવા દેવા કરતાં લૂંટફાટ કરવાનુંય એને વાજબી લાગે છે. ભૂખે મરતા જે ભીલો ઢોરો ચોરી જાય છે—ધાડ પાડવા આવે છે તેનો પોતાની પાસે હથિયાર હોવા છતાંય સામનો કરતો નથી, ઊલટું એ ભુખ્યાં ગરજાં જેવાં ભીલડાંનાં ટોળાંને, ઢોરને કાંઈ હથિયાર વિના પથરે પથરે મારતા જોઈ, છોકરાંને ભૂખ્યાં વલવલાટ કરતાં મોટાઓના પગમાં અટવાતાં જોઈ, એમને મારી એકલે હાથે ઢોર છોડાવી પરાક્રમી વાલા પટેલના મેંટિયાર તરીકેની આબરૂ મેળવવા નીકળેલ કાળુ શું કામ નીકળ્યો હતો તે ભૂલી જઈ મનમાં ને મનમાં કહે છે, "આ લોક ક્યારે મારી રે'શે ને ક્યારે ખાવા ભેગા થશે, ને બિચારું ઢોર ક્યારે છૂટશે?"

ને ખડીંગ દેતી તલવાર નીચે ફેંકી કહે છે, "લ્યો, તમારી માના ધણીઓ, કાળના પાડનાર ભગવાન, તારું મૂળ જજો. તેં માનવીની આ દશા કરી!"

ભગવાનને પણ આમ ગાળો કાઢનાર કાળુ શેઠની જેમ લાચારી બતાવી આનો ઉપાય જ નથી તેમ માને તો જંપ કેમ વળે? આમ ક્યાંક બેવકૂફી છે, ક્યાંય અન્યાય છે, ક્યાંક છે ગૂંચ. મહાજનના ધાનની રક્ષા ને બંદોબસ્ત માટે આવેલ લશ્કરી પલટનો પાસે ટોટાવાળી બંદૂકો જોઈને એ ચીસ નાખી ઊઠે છે:

"અરે ગોઝારા ભૂરિયા! ગાડીમાં બંદૂકો ને ટોટા ઉતાર્યા, ત્યારે ધાન જ ઉતારતો ભૂંડા! અરેરે ગોઝારા! મોત તો અમારે અહીં હરતાં ને ફરતાં ઠેસે ચડે છે ને એમાં તીંય પ્રાણ લેનારી જ ગાડીમાં



ઉતારી ! ત્યારે એના કરતાં તો જીવવા જેવું કાંક ઉતારતો ને ગાડીમાં ! મારવામાં તારી છત્રી કળા વાપરી ત્યારે એ કરતાં તો કાંક જીવાડવાનું ખોળી કાઢ્યું હોત તો અમેય જાણત કે ના છત્રી કળાનો જાણનારો તું ખરો નીકળ્યો. અમે જાણતાં'તાં કે તું કોક દેવરૂપી છે, પણ ના, તું તો દેવના રૂપમાં કોક રાક્ષસ જ છે."

અહીં પડી છે એ વિશ્વવ્યાપી માનવઆત્મની ચીસ. અહીં પડેલ છે આ પ્રચંડ અવ્યવસ્થા સામે પ્રતિકાર કરવાનું આહ્વાન !

દરિયાપારથી આવેલા અંગ્રેજોની આવડત આ ગામડાંમાં સબડતાં, અંદર અંદર ઝગડતા ગામડિયાં કરતાં ચડિયાતી હતી. એની સંસ્કારિતા પણ શું ચડિયાતી હતી? કાળનો ફેંસલો "ના" છે. ઇતિહાસકાર રમેશચંદ્ર પણ એ ફેંસલા નીચે સહી કરવાના, ને કહેવાના કે "એમનાં જ રાજ્યમાં વધારેમાં વધારે દુકાળો પડ્યા છે."

કલાકારો ને વૈજ્ઞાનિકો પાસે ઈશ્વરદત્ત દાન છે, એનો ઉપયોગ સર્વજનસમાજને સર્વક્ષેમકર થાય તો જ વર્તમાન જગતની સમસ્યા ઉકેલાય. એમાં દાન દેનાર ઈશ્વર પણ આડો ન આવી શકે. આવું છે "માનવીની ભવાઈ"નું સહૃદયી વાંચકને આહ્વાન.

*

ને, આ આહ્વાનની રજૂઆત માટે લેખકે કેવું સંવિધાન સાધ્યું છે? કેવી બાનીમાં રજૂ કરી છે આ સમસ્યા?

પન્નાલાલની બાની જાણે આ સમસ્યાની રજૂઆત કરવા માટે જ આમાં ઘડાઈ છે. કુશળ કારીગર ઉત્તમ શિલ્પ માટે અગાઉથી જેમ વિવિધ સાધનો સાફસુથરાં, વ્યવસ્થિત કરીને રાખે તેમ પન્નાલાલે "માનવીની ભવાઈ"નું કર્યું છે. નવા જ, શબ્દો, નવા જ વાક્યપ્રયોગો, આગવી જ વર્ણનછટા આમાં પાને પાને પડી છે. હરકોઈ પ્રકરણ ઉઘાડો, એનું મથાળું જુઓ, ને પછી આવતા વાર્તાલાપો, વર્ણનો, મર્મો ને વાતાવરણ જુઓ.

"માનવીની ભવાઈ" ખેડુ સમાજની વાર્તા છે એટલે ખેતીની જુદી જુદી મોસમોનાં હૂબહૂ વર્ણન ઠેર ઠેર ઊપસી આવ્યાં છે:

"અષાઢી ત્રીજની રાતે આકાશ ગગડાળે ચડ્યું. પાછલી રાતે ધરતી પર વાવાઝોડાનું ધમસાણ મંડાયું, કૂકડો બોલતાં તો ધરતીઆભ એકતાર થઈ ગયાં.

ને પરોઢ થતાં થતાંમાં તો પેલો મેહુલો ગગડાટ કરતો ડુંગરોની ઓતરાતી હારમાળામાં ચાલતો થયો. વાયરા, વંટોળ ને વીજળીઓ પણ લશ્કર સાથે જતા સરંજામની જેમ અલોપ થઈ ગયાં.

એક રાતમાં ધરતીએ જાણે પાસું ફેરવી નાખ્યું. પૃથ્વી કાલે શ્વાસ રૂંધાઈ જાય એવી વરાળો કાઢતી હતી જ્યારે આજે એના પર લાંબા થઈને ઊંઘી જવાનું મન થાય એવી ઠંડી-પહોળી બની બેઠી હતી. ખીણો ને ખાબોચિયાં છલકાઈ ગયાં હતાં—જ્યારે દેડકાં તો જાણે જાતજાતના સૂર કાઢતી ઘંટીઓ ફરી રહી. ઝાંખરાં જેવી લાગતી વનરાજી એક જ રાતમાં... મરક મરક હસી રહી. પક્ષીઓ પણ આભના કોઈક ખૂણેથી ટોળાબંધ ઊતરી આવ્યાં. રમવા ને વરસાદનાં વધામણાં ખાવા—

ધરતી જ શા માટે? કાળઝાળ થઈ વાતો પેલો પવન આજે સૂંડલે ને સૂપડે ધરતીની પેલી ફોરમ વેરતો હતો, કૂંપળોને હસાવતો, શાખાઓને હીંચકાવતો નદી કાંઠા પરની વનરાજીમાં ને દૂર ડુંગરમાં સંતાકૂકડીની રમત રમી રહ્યો હતો. ને પેલો સૂરજ કાલે તો ભઠ્ઠીમાં ધીકતો ઝાળ કાઢતો આગનો ગોળો હતો, પણ આજે તો ગુલાબ વેરતો હસી રહ્યો હતો."

પછી લેખક વર્ણવે છે ઢોરનો આનંદ, બળદોનું ડોલવું, વાવણીના આનંદમાં ગુલતાન થયેલા ગામલોકો.

જાણે સૃષ્ટિમાં ક્યાંયે કલેશ નથી—ક્યાંઈ કંઈ એસર નથી.

ને હવે દુષ્કાળનાં "દુઃખના દયણાં" "દોહલા દન" "ખાંડણીયામાં માથા રામ"—વાંચો:

"એક તો ઉનાળાનો દિવસ ને તે ય પાછો કામવિનાનો—ઓછું હોય તેમ માથે ભયની લટકતી તલવાર





ભલભલા રાજા મા'રાજા ને શેઠિયા હાથ ધરતા આવતા એના ધણીને આજ હાથ ધરવાનો ?" જીવ કબૂલ કેમ કરે ? એ હારમાંથી સહાર નીકળી જાય છે. સિપાહીએ એને ટોક્યો:

"એ ઠૂંઠિયા ક્યાં જાય છે એમ ?"

"ક્યાં તે મારા મુકામ પર !"

"અરે, ઊભો રે, ઝરખ ! સુનતા નઈ હૈ !"

"પણ મારે નથી ખાવું ધર્માદુ—પછી ?"

"કેમ નથી ખાવું, સાલા ! આ બધા લે છે ને તું કેમ ન લે ? મોટો લાટ થઈ ગયો એમ ?"

કાળુએ તંગ બનીને કહ્યું: "લાટ હોત તો લેત પણ કણબી છું એટલે નઈ લઉં, તું તૂટી જઈશ તોય નઈ લઉં. ચાંપી દેવો હોય તો ચાંપી દે."

ભલું થજો શેઠ સુંદરજીનું કે એણે પાસે બોલાવી ધીમેથી પૂછ્યું, 'કેમ ભાઈ પટેલ ! આ પેટિયું નથી લેતો ?"

કાળુ શો જવાબ આપે ? ને આપે તોય આ લોક એના કણબીના દિલને કેમ સમજી શકે ? સામે પડેલો ધાનનો ઢગલો અમારો છે એમ .કહીશ તો ઊલટાનો ટોટો ચાંપી દેશે ને વળશે નહિ કાંઈ...અરે વળે શું નહિ, જો આ બધા ધાનના ધણીઓ હાથ ધરવાને બદલે ઉગામે તો આ બંદૂકોવાળાય નાસવા માંડે ઊભી પૂંછડીએ. કાળુની આગભરી આંખમાંથી ટપટપ આંસુ ખરી પડ્યાં—"શું કહું શેઠ, છાતી સામે અમારા જ કમાયલા આ ધાનના ઢગલા જોઈને અમારાં કાળજાં શું કે'તાં—"

આ અન્યાય સામે—બેહૂદી રચના સામેનો પ્રતિકાર એ વાર્તાનું ભરતવાક્ય છે. વાર્તાકારે પ્રત્યક્ષ રીતે તો શેઠની સજ્જનતા દ્વારા કહેવડાવ્યું છે કે "જુવાન, તને તારા જ ધાન માટે હાથ ધરતાં શરમ આવે છે. પણ અમનેય આ સદાવ્રત ખોલતાં એટલી જ શરમ આવે છે સમસ્ત પૃથ્વીનું પાલન કરનારને અમે તે ક્યાં સુધી પાળવાના છીએ ! પણ શું થાય ગાંડા, કુદરત આગળ તો આપણે બધા લાચાર છીએ. સૌને કે'જે કે તમારું છે ને તમને આપીએ છીએ."

શેઠે બનાવેલો સામે સ્વીકારેલી આ લાચારી એ તે કાળના સામાન્ય ઐતિહાસિક વાતાવરણ સાથે બંધબેસતી હશે—ને કાળુને તે ઘડીએ શાંત કરી દે છે, પણ સર્જક તો કાળુને તે સમય ને સ્થળની સર્વોચ્ચ સામાજિક જાગૃતિનો પ્રતિનિધિ બનાવ્યો છે. એટલે સૌને ભૂખે મરવા દેવા કરતાં લૂંટફાટ કરવાનુંય એને વાજબી લાગે છે. ભૂખે મરતા જે ભીલો ઢોરો ચોરી જાય છે—ધાડ પાડવા આવે છે તેનો પોતાની પાસે હથિયાર હોવા છતાંય સામનો કરતો નથી, ઊલટું એ ભૂખ્યા ગરજાં જેવાં ભીલડાંનાં ટોળાંને, ઢોરને કાંઈ હથિયાર વિના પથરે પથરે મારતા જોઈ, છોકરાંને ભૂખ્યાં વલવલાટ કરતાં મોટાઓના પગમાં અટવાતાં જોઈ, એમને મારી એકલે હાથે ઢોર છોડાવી પરાક્રમી વાલા પટેલના મેટિયાર તરીકેની આબરૂ મેળવવા નીકળેલ કાળુ શું કામ નીકળ્યો હતો તે ભૂલી જઈ સનમાં ને મનમાં કહે છે, "આ લોક ક્યારે મારી રે'શે ને ક્યારે ખાવા ભેગા થશે, ને બિચારું ઢોર ક્યારે છૂટશે ?"

ને ખડીંગ દેતી તલવાર નીચે ફેંકી કહે છે, "લ્યો, તમારી માના ધણીઓ, કાળના પાડનાર ભગવાન, તારું મૂળ જજો. તેં માનવીની આ દશા કરી !"

ભગવાનને પણ આમ ગાળો કાઢનાર કાળુ શેઠની જેમ લાચારી બતાવી આનો ઉપાય જ નથી તેમ માને તો જંપ કેમ વળે ? આમ ક્યાંક બેવકૂફી છે, ક્યાંય અન્યાય છે, ક્યાંક છે ગૂંચ. મહાજનના ધાનની રક્ષા ને બંદોબસ્ત માટે આવેલ લશ્કરી પલટનો પાસે ટોટાવાળી બંદૂકો જોઈને એ ચીસ નાખી ઊઠે છે:

"અરે ગોઝારા ભૂરિયા ! ગાડીમાં બંદૂકો ને ટોટા ઉતાર્યા, ત્યારે ધાન જ ઉતારતો ભૂંડા ! અરેરે ગોઝારા ! મોત તો અમારે અહીં હરતાં ને ફરતાં ઠેસે ચડે છે ને એમાં તીંય પ્રાણ લેનારી જ ગાડીમાં



ઉતારી! ત્યારે એના કરતાં તો જીવવા જેવું કાંક ઉતારતો ને ગાડીમાં! મારવામાં તારી છત્રી કળા વાપરી ત્યારે એ કરતાં તો કાંક જીવાડવાનું ખોળો કાઢ્યું હોત તો અમેય જાણત કે ના છત્રી કળાનો જાણનારો તું ખરો નીકળ્યો. અમે જાણતાં'તાં કે તું કોક દેવરૂપી છે, પણ ના, તું તો દેવના રૂપમાં કોક રાક્ષસ જ છે."

અહીં પડી છે એ વિશ્વવ્યાપી માનવઆત્મની ચીસ. અહીં પડેલ છે આ પ્રચંડ અવ્યવસ્થા સામે પ્રતિકાર કરવાનું આહ્વાન!

દરિયાપારથી આવેલા અંગ્રેજોની આવડત આ ગામડામાં સબડતાં, અંદર અંદર ઝગડતા ગામડિયાં કરતાં ચડિયાતી હતી. એની સંસ્કારિતા પણ શું ચડિયાતી હતી? કાળનો ફેંસલો "ના" છે. ઇતિહાસકાર રમેશચંદ્ર પણ એ ફેંસલા નીચે સહી કરવાના, ને કહેવાના કે "એમનાં જ રાજ્યમાં વધારેમાં વધારે દુકાળો પડ્યા છે."

કલાકારો ને વૈજ્ઞાનિકો પાસે ઇશ્વરદત્ત દાન છે, એનો ઉપયોગ સર્વજનસમાજને સર્વક્ષેમકર થાય તો જ વર્તમાન જગતની સમસ્યા ઉકેલાય. એમાં દાન દેનાર ઇશ્વર પણ આડો ન આવી શકે. આવું છે "માનવીની ભવાઈ"નું સહૃદયી વાચકને આહ્વાન.

*

ને આ આહ્વાનની રજૂઆત માટે લેખકે કેવું સંવિધાન સાધ્યું છે? કેવી બાનીમાં રજૂ કરી છે આ સમસ્યા?

પન્નાલાલની બાની જાણે આ સમસ્યાની રજૂઆત કરવા માટે જ આમાં ઘડાઈ છે. કુશળ કારીગર ઉત્તમ શિલ્પ માટે અગાઉથી જેમ વિવિધ સાધનો સાફસુથરાં, વ્યવસ્થિત કરીને રાખે તેમ પન્નાલાલે "માનવીની ભવાઈ"નું કર્યું છે. નવા જ, શબ્દો, નવા જ વાક્યપ્રયોગો, આગવી જ વર્ણનછટા આમાં પાને પાને પડી છે. હરકોઈ પ્રકરણ ઉઘાડો, એનું મથાળું જુઓ, ને પછી આવતા વાર્તાલાપો, વર્ણનો, મર્મો ને વાતાવરણ જુઓ.

"માનવીની ભવાઈ" ખેડુ સમાજની વાર્તા છે એટલે ખેતીની જુદી જુદી મોસમોનાં હૂબહૂ વર્ણન ઠેર ઠેર ઊપસી આવ્યાં છે:

"આષાઢી ત્રીજની રાતે આકાશ ચગડોળે ચડ્યું. પાછલી રાતે ધરતી પર વાવાઝોડાનું ઘમસાણ મંડાયું, કૂકડો બોલતાં તો ધરતીઆભ એકતાર થઈ ગયાં.

ને પરોઢ થતાં થતાંમાં તો પેલો મેહુલો ગગડાટ કરતો ડુંગરોની ઓતરાતી હારમાળામાં ચાલતો થયો. વાયરા, વંટોળ ને વીજળીઓ પણ લશ્કર સાથે જતા સરંજામની જેમ અલોપ થઈ ગયાં.

એક રાતમાં ધરતીએ જાણે પાસું ફેરવી નાખ્યું. પૃથ્વી કાલે શ્વાસ રૂંધાઈ જાય એવી વરાળો કાઢતી હતી જ્યારે આજે એના પર લાંબા થઈને ઊંઘી જવાનું મન થાય એવી ઠંડી–પહોળી બની બેઠી હતી. ખીણો ને ખાબોચિયાં છલકાઈ ગયાં હતાં—જ્યારે દેડકાં તો જાણે જાતજાતના સૂર કાઢતી ઘંટીઓ ફરી રહી. ઝાંખરાં જેવી લાગતી વનરાજી એક જ રાતમાં... મરક મરક હસી રહી. પક્ષીઓ પણ આભના કોઈક ખૂણેથી ટોળાબંધ ઊતરી આવ્યાં. રમવા ને વરસાદનાં વધામણાં ખાવા–

ધરતી જ શા માટે? કાળઝાળ થઈ વાતો પેલો પવન આજે સંતાડલે ને સૂપડે ધરતીની પેલી ફોરમ વેરતો હતો, કુંપળોને હસાવતો, શાખાઓને હીંચકાવતો નદી કાંઠા પરની વનરાજીમાં ને દૂર ડુંગરમાં સંતાકૂકડીની રમત રમી રહ્યો હતો. ને પેલો સૂરજ કાલે તો ભઠ્ઠીમાં ધીકતો ઝાળ કાઢતો આગનો ગોળો હતો, પણ આજે તો ગુલાબ વેરતો હસી રહ્યો હતો."

પછી લેખક વર્ણવે છે ઢોરનો આનંદ, બળદોનું ડોલવું, વાવણીના આનંદમાં ગુલતાન થયેલા ગામલોકો.

જાણે સૃષ્ટિમાં ક્યાંયે કલેશ નથી—ક્યાંઈ કંઈ બેસૂર નથી.

ને હવે દુષ્કાળનાં "દુઃખના દયણાં" "દોહ્યલા દન" "ખાંડણીયામાં માથા રામ"—વાંચો:

"એક તો ઉનાળાનો દિવસ ને તેય પાછો કામવિનાનો—ઓછું હોય તેમ માથે ભયની લટકતી તલવાર





—ખૂટતો જ નહોતો. રામાએ તો કહ્યું પણ ખરું ! આ દનના બાપડાના ય ટાંટિયા ભૂખે ભાંગી ગયા છે કે શું? તે હેડતા જ નથી।

વૈશાખના વંટોળ વળી શરૂ થયા પણ આ વરસે ન માળાઓનાં ઘાસ ઊડ્યાં હોય તો ઊડે ને? નો'તાં ઊડતાં તણખલાં કે સૂકાં પાંદડાંય."

એટલે કે પાંદડાં સૂકાં થતાં પહેલાં લોકો ખાઈ ગયા હશે।

"ઊડતી હતી લૂ ને બીજી ધરતીની ધૂળ ને કાંઈક ઊડતા હતા માનવીઓના માથાનાં સુગરાવાળ—

આશા હતી કે બાર માસનો ગયેલો મેહ જેઠનાં પાછલાં પદરોમાં તો જરૂર આવશે. પણ કોણ જાણે કે મેઘરાજા તો ભૂલા પડ્યા કે પછી એમને ય પાણી ખૂટ્યાં ને વળતી વાટો લાંબી પડી.

ધરતી પર મોતનો વરસાદ વરસી રહ્યો. વનમાં, ખેતરમાં, બજારમાં, જ્યાં જુઓ ત્યાં માનવીનાં મડદાં. ક્યાં બાળવાં ને ક્યાં દાટવાં? પછી કાણ–સૂતક–સરાવવાની તો વાત જ ક્યાં રહી? પાછળ રહેલાં તો સંબંધીને આગળ કર્યાની રાહત જ અનુભવતાં હતાં. ખુશ થતાં હતાં. ,ગણતાં રહ્યાં! "ન દેખવાં —ન દાઝવાં."

ગામડાની ઋતુ, મોસમ ને વહેવારનું સર્વોત્કૃષ્ટ વર્ણન વાંચવું હોય તો "પરથમીનો પોઠી" વાંચી જજો. પાંચ પાંચ લીટીઓમાં શું ઋતુઋતુનાં ચક્રોમાં ચાલતું ગામડું સજીવ કર્યું છે!

"માનવીની ભવાઈ" નામ વાર્તાને ન આપ્યું હોત તો મેં તો જરૂર વાર્તાનું નામ જ "પરથમીનો પોઠી" સૂચવ્યું હોત,

વર્ણન ચિત્રણમાં જ શા માટે, વાર્તાલાપોમાં, કટાક્ષોમાં, મનોમંથનોમાં જે ભાવસામર્થ્ય ઠેરઠેર પડ્યું છે તેમાં ય અભ્યાસની થોકબંધ સામગ્રી પડી છે—ક્યાંક છે તે રિથર મોતીની સેરો તો ક્યાંક અંગારાનો ઢગલો, ક્યાંક છે સજાવેલી તલવારના ઝાટકા તો ક્યાંક છે અંતરમાં ખૂંચી ગયેલ શલ્યની વેદના, તો ક્યાંક છે મનોમંથન રૂપી લોઢાના ઉછાળા.

શિરટોચનો ભાષાવૈભવ તો છે માલીનો; માલી ડોશીની બધી મહેનત છતાં ય જ્યારે કાળુનું સમર્પણ થતું અટકતું નથી ને એની સામે જ ઓચ્છવ થાય છે ત્યારે એ પોતાના, પતિ ને છોકરાને કહે છેઃ

"મરી જા મરી, મારા પીટયા મોળિયા, અહીંથી ઊઠીને ક્યાંક બાવામાં જતો રે'ને, ક્યાં ગયો રણછોડિયો!, મારો પીટયો આવો નપાણિયો મારે પેટ પડ્યો! ધોળી મેલ તારી રાંડને પિયર—વીવા તો કરાવ્યા છે પણ જો એ કાળમુખાને પેંણવા દઉં તો મને ફટ કૂતરી કે'જે, જા."

ને ખરેખર આંધળા વૈરની પ્રેરાયેલી માલી કાળુના વિવાહ રાજુ સાથે થવા દેતી નથી. પણ કાવ્યન્યાયનું—કાળના પરિહાસનું ઉત્તમ શિખર તો સર કરાયું છે "માલીના મોતમાં" વાળા પ્રકરણમાં;

દુષ્કાળમાં આજુબાજુના ડુંગરવાસી ભીલો આજ ગામ લૂંટશે કે કાલે લૂંટશે તેવો ફફડાટ પેઠો છે—રોજ રાત્રે ડુંગરામાંથી મશાલો ઉતરે છે—કિકિયારીઓ સંભળાય છે—સૌ પોતાનું અનાજ, ઘરેણુંગાંઠું સંતાડી રાખે છે, પણ માલીડોશી ઘર આખાનું ઘરેણું સંતાડવા નથી દેતી—પોતાના ખોળામાં જ રાખી મૂકે છે.."તમારી રાંડોનાં ઘેણાં કાઢી લ્યો—લાવો એ બધું મારી પાસે—એ તો મને બધેય ગમ છે. મારા પીટયો, તમે એક પા'જતા રો'!' તે આ ધોળાં આવ્યાં એ કાંઈ અમથાં નથી આવ્યાં!"

ને માલી ડોશી પોટલાં સોતી જ લૂંટાય છે ને ટાંટિયા ઘસડી મરે છે. લૂંટનાર અંગ ઢાંકવાનો એક લીરોય રહેવા દેતા નથી—ચેહપર ઓઢાડેલું ફાળિયું પણ કાળમુખા કાળુનું જ મળે છે.

ચેહ ઉપર ડોશીનું મુડદું મુકાયું ને કોક બોલી ઊઠ્યું, "અરે ભાઈ, ડોશીના મોંમાં ઘાલવાનું"

નાનિયો ચિડાઈ ઊઠ્યો, "અભાગણીએ અમારા હાથમાં રૂપાની વીંટી સરખી રે'વા દીધી હોય તો કટકો કાપીને મેલીએ ને? એ તો ચાલશે. હેડો! બધું અધમણ ઘેણું લઈને પલાયન થઈ ગઈ છે."

કાળુએ મનમાં આ દીકરાઓ પર ઘૃણા વર્ષાવી પોતાના હાથની વીંટી ભાંગીને ડોશીના મોંમાં એક કકડો મૂકી આવ્યો.

પણ લેખકે અવધિ નીચેના કટાક્ષમાં કરી છે, “એ લોકને ક્યાં ખબર હતી કે માલી રવાના થઈ ગઈ છે, નહિ તો કાળુની પેલી રૂપાની રેખને થૂંક કરતીકને થૂકી ન નાખત વળી ?”

કાળુ ને રાજુ જેમ અણનમ છે તેવી જ માલી ડોશી પણ અણનમ છે—ને તેનો નાનિયો પણ અણનમ જ રહેવાનો ! એ ડોશીએ ઘરેણાં ન દાટવા દઈ સૌને ભિખારી કરી મૂક્યાં છે ને હવે “ હેંડતી તો એવે ઠેકાણે થઈ છે કે પાછળ ઘોડા દોડાવો તોય હાથ નાં આવે ” એ ખ્યાલથી ક્રોધે અંધ બની છાતીમાં મૂઠીઓ મારી નાનિયો બરાડી ઊઠે છે: “જતી રઈ—પણ યાદ રાખજે જો ત્યાં દેવને ઘેરેય તારા ગોગળામાં બચકું ના ભરું તો તારે પેટ જાણે પાણો અવતર્યો ’તો.”

કાળપ્રધાન નવલકથાનું સર્જન એ કઠિન કસબ છે. પ્રસંગપ્રધાન નવલોમાં બનાવો લેખકો જોડતા આવે છે. બનાવોની પરંપરાથી વાર્તામાં વેગ આણવો ને એ વેગમાં અન્ય ક્ષાતઓ ચલાવી લેવી તે લેખક ને વાચક બંને માટે સરલ છે. પાત્રપ્રધાન નવલકથાઓમાં પણ પાત્રોનો નિર્મિત સ્વભાવ દિશાસૂચન કરે છે. પણ કાળપ્રધાન નવલકથામાં કાળની એક ગતિ હોય તે ધીમી હોય છે, કોઈ વાર ઉતાવળી પણ હોય છે. પાત્રો સહજ રીતે તેની ગતિએ ચલાવવાં પડે છે. એમાં લેખક બનાવોના ધોમધડાકા યથેચ્છ રીતે ઉમેરી શકતો નથી. કાળ એટલે વ્યક્તિઓનાં વૈયક્તિક ને સામાજિક કર્મોનો તાણો ને એમાં ઉમેરાય દૈવનો વાણો. ને તાણામાં ઉમેરાયેલ વ્યક્તિઓનો ઉદય એક ઠેકાણે થયો હોય છે, પરિપાક બીજે થતો હોય છે. ઉદય પેઢીઓ પહેલાં થયો હોય છે, પરિપાક આજ થતો હોય છે. દ્યૂતસભામાં અવશ બનીને પોતાની સંપત્તિ ને સહધર્મિણીને મૂકનાર યુધિષ્ઠિરની આ બેહોશીમાં વેદમાં પાસાની સ્તુતિ રચનારથી માંડીને શકુનિ સુધી સૌનાં કર્મો હોય છે. મહાનવલ “War and Peace” ની નટાશાના બહારથી અમરંગી દેખાતા નિર્ણયો તે તેની ઇચ્છા મુજબ થયેલ નિર્ણયો નથી પણ યુદ્ધની અનિશ્ચિતતા ને એવાં કંઈક બળોએ જમાવેલ અસર છે.

એટલે કાળપ્રધાન નવલકથામાં લેખકે વાચક ને તેના ખુદના પાત્રની સાથે એક છલના રમવી પડે છે. એને દેખાય છે કે હું નિર્ણયો લઉં છું પણ નિર્ણયો બહુ અંશે લેતાં હોય છે દૈવ ને બીજાનાં સામૂહિક કર્મો. આમાંથી સિફતથી માર્ગ કાઢવો—છલના છે તેવી જાણ ન થવા દેવી તે સાધારણ કલાકારનું ગજું નથી.

“માનવીની ભવાઈ”માં શ્રી પન્નાલાલે એક સમગ્ર સમાજને એક કાળથી પ્રેરાતો, ઘસડાતો, તેની સાથે ઝગડતો કે નમતો ચીતર્યો છે. નટવાના દોર પર ચાલવાં જેવું આ કામ અઘરું છે. છતાંય તેનાં પાત્રો—વાલો પટેલ, પરમો પટેલ, કાળુ, ફૂલીડોશી, માલી સૌ સુરેખ છે, આપણને મળે તો પહેલાં વેશે જ ઓળખી શકીએ તેવાં છે.

દુઃખનાં દળણાંને દળી—જરાક દુઃખનાં વાદળ હટતાં જ “મસ્ત બનીને પોતાનાં ગીતોથી આભલાં’ને ગજવી મૂકવા તત્પર, દવ પડે તોય જેને પાંગરતાં વાર નહિ તેવો ગ્રામીણસમાજ ને તેના મશાલચી સમો કાળુ જેનાં ધરતી રણકાવતાં પગલાં સાંભળી રાજુની જેમ આપણને પણ ખાતરી થવાની “જમ તો શું જમરાજા આવે તોય એમની દેન નથી કે આને મિટાવી શકે.”

મહાભારતમાં યક્ષપ્રશ્નોત્તરમાં કહ્યું છે:

“મોટામાં મોટી વાર્તા છે કાળની.” આપણે પણ એમાં જ સંમતિ પુરાવશું. ને ભાઈ પન્નાલાલ સાજા થઈ ઝટઝટ બીજો ભાગ આપે એમ પ્રાર્થશું.×



× ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રગટ થયેલ માનવીની ભવાઇ—( મૂલ્ય: છ રૂપિયા ) બીજી આવૃત્તિનો પ્રવેશક.





[ અનુસધાન પાનું ૧૨ નું ચાલુ ]

આવ્યું છે તે ચાલુ રાખીએ છીએ. આનન્દના અનુભવની હલકી કક્ષા રાખી આપણા વિકાસને રૂંધી રાખીએ છીએ.

કોઇક આના ઉપાય તરીકે કાયદાનો આશ્રય લેવા સૂચવે છે પણ એ માર્ગ સારો નથી. આપણી સાંસારિક બાબતો પોલીસ કચેરી કે વકીલને આધીન કરવામાં વધુ જોખમ છે.

કેળવણી પામેલા યુવાનો પાસેથી એટલી તો આશા રાખવી જોઈએ કે કુટુંબમાં થોડો વિરોધ વેઠીને પણ લગ્નમાં લેવડદેવડ નથી થઈ તેની ખાતરી તેઓ કરી લે. સંસારપ્રવેશની પ્રથમ લાયકાતમાંથી એ બાકાત ન રહે.

### વસતિ રોકવાની અનુકુળતા

વધતી વસતિ સામે આપણને વારંવાર ચેતવણી મળે છે. ખોરાકની કમી છે તેનો ઉકેલ લાવવામાં વધતી વસતિનું પ્રમાણ મોટી મુશ્કેલી જેવું છે, નોકરી ધંધામાં દેશની પ્રજાને રોકવાનું કાર્ય દિવસે દિવસે મુશ્કેલ થતું જાય છે, અને ધીરે ધીરે બેકારો ને ભિખારીઓની સંખ્યામાં ઉમેરો થતો જવાનો. કમજોર, ભુખી, હતાશ પ્રજામાં રોગ વધે, અજ્ઞાન વધે, થાક વધે એ દેખીતું છે.

અને છતાં એ બાબત આપણે જરીએ ચિંતા કરતા નથી. એના ઉપાયોની જે કાંઈ વાત થાય છે તેમાં આપણું દિલ લાગતું નથી, આપણે એમાં હિંસા જોઈએ છીએ, ઉતરતી નીતિ સમજીએ છીએ. કૃત્રિમ ઉપાયોની વાતથી આપણે પ્રાચીન સંસ્કૃતિનો વિનાશ દેખીએ છીએ. એની સૂગ રાખી, બ્રહ્મચર્યનો ઉલ્લેખ કરી મિથ્યા ગૌરવ લઈએ છીએ. પણ પરિણામે સ્થિતિ વધારે બગડતી જાય છે.

કોઈને નવું બાળક થાય તો આપણે વધામણીએ દોડી જઈએ છીએ, અભિનંદનોનો નશો ચઢાવી પેલાની જવાબદારી ... ભૂંસી નાખીએ છીએ. વધારે બાળકોમાં નાનમ નથી સમજતા, એ રોકવાના ઉપાયો બતાવતા કે અપનાવતા નથી.

આપણો ધર્મ તો આડો આવે જ છે, પણ કાયદા સમય પારખી મોકળા કરવામાં નથી આવતા, આપણા દાક્તરો તટસ્થતાથી જોયા કરે છે, એમને એનું દુઃખ નથી થતું કે નથી વિદ્યા કામે લગાડતા. નેત્રયજ્ઞને દાંતના યજ્ઞમાં કોઈક જોડાય છે, પણ કુટુંબોમાં ઠેરઠેર હોળી પ્રગટાવતા આ વધતી વસતિના સવાલનો સુવાવડનો યજ્ઞ આપણે હજુ શરૂયે નથી કરતા.

ત્રીજા બાળક પછી જે દંપતી રાજી ખુશીથી શસ્ત્રક્રિયા માટે તૈયાર હોય તેમને રાજ્ય તરફથી અનુકુળતા મળવી જોઈએ.

### પછાત કોમોની આગે કુચ?

આસામની પૂર્વની સીમાઓનાં પહાડ-જંગલોમાં વસતા નાગા લોકોએ ભારતથી અલગ થવાની માગણી કરી છે એ તરફ આપણું ધ્યાન જવું જોઈએ.

ઘડીભર માની લઈએ કે કેટલાક ચળવળીઆઓ ઘૂસી જઈ ભોળી પ્રજાને ઊંધા પાટા બંધાવતા હશે. કબુલ છે કે એ ધાંધલ ટૂંકી મુદતમાં શમી જશે. છતાં, પછાત કોમમાં રાજદ્વારી આંદોલન ફેલાઈ જાય એ બાબત સાધારણ નથી.

કેવા અસંતોષથી, કઈ આશાથી, કઈ સમજથી આ લોકો ભેગા થતા હશે અને આંદોલન કરતા હશે? એમની પાસે નથી અક્ષરજ્ઞાન, નથી પાપું કે રેડીઓ, એમને જીવનની ઓછામાં ઓછી જરૂરીઆતો છે, મોટે ભાગે, કુદરતના આધારે જીવતા આવે છે. એ લોકોની આગાહીની આપણે અદેખાઈ કરીએ કે એ લોકો આપણા જેવા કાયદા મુજબના હક મેળવવા આગ્રહ કરે!

દેશમાં ઘણી જગ્યાએ આવી પછાત-પ્રકૃતિનાં બાળકો જેવી કોમો વસે છે, એમાંથી સીમા પ્રાંતોમાં આંદોલન ચાલે ત્યારે શંકા તો પડે. પણ, એનું રાજકીયપણું કાઢી નાખી એમાંથી આપણે એ શોધીએ

કે એમની જીવનદૃષ્ટિ શું ખરેખર પલટો ખાય છે! એમને શું આ શહેરોની સંસ્કૃતિની ઝંખના થવા માંડી છે? શું એમને એ આપણી જેમ રોગથી, ચિંતાઓથી, નિરાશાથી, જરૂરીઆતોથી, અંકુશોથી પીડાવું છે?

**તારાઓનું નિમંત્રણ**

એક વખત બે અંગ્રેજોએ ગિરના સિંહોની ગણતરી કરી આપણને ચોંકાવ્યા હતા, આકાશના તારાઓનું દર્શન કરતાં કરતાં એના નકશા બનાવવાનું વિરાટ કાર્ય અમેરિકાના ખગોળશાસ્ત્રીઓએ પૂરું કર્યું એ પણ વિસ્મયની બાબત છે.

દુનિયામાં કૈંક ચક્રમો પડેલા છે. કોઈ દરિઆની ઊંડાઈ માપે છે તો કોઈ તે ઊંડાઈએ પહોંચવાની તજવીજમાં છે. કોઈ બુઢ્ઢો પ્રોફેસર બલુનમાં ઊંચે ઊડવાનો વિક્રમ સ્થાપવા મથે છે, કોઈ ઉત્તર ને દક્ષિણ ધ્રુવનાં ખનીજોની તપાસમાં પડે છે, કોઈ અણુ પરમાણુ અને જીવાણુઓમાં રસ લગાવી રહ્યા છે તો કોઈ વિરાટની ખોજમાં પડ્યા છે.

પ્રાચીનકાળમાં આપણે યે વિશ્વને વિરાટને નામે ઓળખ્યું છે, ગણિતમાં એને સમાવ્યું છે. પરન્તુ સમય પલટાય છે તેમ એની સાથે નથી રહી શક્યા. આપણી આજની વિદ્યા હોય છે કમાણી માટેના પ્રમાણ પત્ર પૂરતી જે કમાણીમાંયે ઓછી ખપ લાગે છે, એમાંથી વિષયનો શોખ નથી લાગતો કે વહેવારમાં એનો ઉપયોગ નથી ફાવતો.

આપણે ત્યાં આ વિરાટનો પરિચય કરાવનાર આકાશપોથી જેવું થોડુંક સાહિત્ય છે. એમાં જે નામોનો ઉલ્લેખ છે તે હિંદમાં બધે એક સરખાં હશે ખરાં? ગુજરાતમાં યે એમ હશે?

આકાશના નકશા તૈયાર થયા એ સમાચારથી કેટલાયે વિદ્યાર્થીઓને કૌતુક થવું જોઈએ. આકાશ સાથે પ્રીતિ બાંધી એનો ઠીક ઠીક પરિચય મેળવી લેવો જોઈએ. વધારે નહિ તો વર્ષમાં બેચાર વખત દરેક સ્કૂલ કે કોલેજમાં આકાશની–વિરાટની દોસ્તી બાંધવા વર્ગો લેવામાં મુશ્કેલી ના હોવી જોઈએ.

**નવાં સ્મારકો પ્રત્યે ચેતવણી**

રસ્તાઓના નામના પાટીઆં ઉપરથી ઘણા સાહેબો ઉતરી ગયા છે અને ઘણા નવા હિંદીઓ બિરાજી ગયા છે. પરન્તુ કેટલીક જગ્યાએ અનુચિત રીતે નામોનો ઉપયોગ થાય છે. મુંબાઈ શહેર જેવામાં નેહરુનો રસ્તો બેચાર જગ્યાએ હશે, અને તે પણ એમના નામને શોભા આપે એમ તો નહિ જ.

ગાંધીના નામથી હોટેલો, હિંગ, સાબુ, દિવાસળી, બીડી અને એમ જાતજાતની ચીજો ખપે એ અજુગતું છે. આ બાબતમાં પગલાં લેવાઈ રહ્યાં છે એમ સંભળાય છે.

પુસ્તકાલયો, દવાખાનાં, નિશાળો, આરોગ્યગૃહો વગેરે ખુલ્લાં મૂકવામાં કે પાયો નાખવામાં આપણા જાહેર પુરુષો ઉત્સાહથી ભાગ લે છે, પરન્તુ સંસ્થા અને મકાન ઉપર તો દાતા જેમના સ્મરણાર્થે દાન કરે છે તેમના નામનો અમર ઉલ્લેખ થયેલો હોય છે અને થીંગડાં માફક વળગી રહે છે.

પહેલાના લોકો તળાવના આરા, મંદિર, વાવ વગેરે બંધાવતા અને પોતાના લેખ કોતરાવી મુકાવતા, પણ એ જગ્યા પોતાના નામથી ઓળખાવતા નહિ, ઇશ્વરના નામે ચઢાવતા. આજે સાધારણ નામે જોર કરી લોકો ઉપર ઉપકાર કરવા મથી રહ્યાં છે એ દુઃખદ છે.

ગામે ગામ ગાંધીનું એકાદ સુંદર સ્મારક હોય એમ આપણે જરૂર ઇચ્છીએ. એ દ્વારા લોકોમાં પ્રેમભક્તિ આવશે એટલું જ નહિ પણ અવનવું સર્જન કરવાની સ્પર્ધા પણ જાગશે. એવું કાંઈ નહિ થાય તો અંગ્રેજો માફક આપણેય પુતળાં ઊભાં કરવાનું સાફક ગણીશું, અને તે પણ કરકસરવાળાં, સંકોચાયેલાં ને કોન્ટ્રેક્ટરોએ પૈસા ચોરી લઈને તકલાદી બનાવેલાં હોય એવાં.

**હિંદી ફિલ્મોનાં નવાં બન્તર**

હજી સારાં ચિત્રો ઉત્પાદન કરવાનું આ દેશમાં ગોઠવાયું નથી, હજી એ ઉદ્યોગ સ્થિર અને વ્યવ-





સ્થિત થયો નથી તેમ છતાં અહીની ફિલ્મો પરદેશ મોકલવાની અને નવાં બજારો ઊભાં કરવાની વાત આગળ આવી છે.

જેમ વેપારીઓએ ઓછા આપનો કે ઓછા ગુણનો માલ મોકલી પરદેશમાં ભારતની શાનને ધક્કો પહોંચાડયો છે તેમ જે ચિત્રો આ દેશની સ્થિતિનું યોગ્ય ચિત્રણ કરી ના શકયાં હોય તેમને શા રીતે પરદેશ મોકલવાની રજા મંજુરી મળવી જોઈએ ?

આપણે ભલે ચિત્રોની સંખ્યામાં આખી દુનિયામાં બીજા નંબરે ઊભા હોઈએ, છતાં જે ચિત્રો બનાવીએ છીએ એમાં પ્રથમ કોટિનાં ચિત્રો તો સાવ ગણતરીનાં જ છે. ઘણાં ખરાં ચિત્રો તો ભોળા માણસોને છેતરી એમના પૈસા પડાવી લેવાનાં કાવતરાં જેવાં જ છે. આવા લેભાગુ માણસોના હિત ખાતર રદ્દી ચિત્રો પરદેશ મોકલી આપણે કદાચ કાયમનું નુકશાન કરી બેસીશું. એકવાર ખરાબ છાપ પડી ગઈ તો તે બદલતાં અપાર મુશ્કેલી નડશે અને હાંસી થશે.

અહીંની જે સરકારી કચેરી ચિત્રો મંજુર કરે છે તેનું વલણ સાવ વિચિત્ર છે. આ કચેરી એટલુ જ જુએ છે કે ચિત્રમાં ખરાબ તત્વો ના હોય. એવું હોય તો તે કાપી નાખે. આમ કપાયેલાં ચિત્રો કદીય સુધરતાં નથી અને પરિણામે આપણી આગળ સારાં ચિત્રો તો જવલ્લે જ આવે છે. જે આવે છે તે બીજાની સરખામણીમાં નરમ ચાલે છે અને બનાવનારનું દિલ ઓછપ અનુભવે છે, પીઠ ઠોકનારું કોઈ નથી.

અહીંના સારાં ચિત્રો કોણ પસંદ કરે જે પરદેશમાં બતાવી શકાય ? જેમ ભારતીય કળાની રજુઆત શુભેચ્છા મંડળની પસંદગી, રાજપુરુષોની નીમણુક એ કાળજીથી તપાસવા યોગ્ય બાબતો છે તેમ પરદેશમાં ફિલ્મો મોકલવાની બાબત પણ એવી જ અગત્યની છે.

## ભોજનનો આનંદ

લગનની મોસમ પૂરી થઈ. હજારો રૂપીઆ ખર્ચી લોકોએ માંડવા બાંધ્યા, વાજાં વગાડયાં, શણગારો સજ્યા, મુસાફરીઓ કરી, આપ્યું લીધું અને છેવટે જમ્યા. જેટલુ જમ્યા એટલો બગાડ કર્યો. આ જમણોમાં ઘણા કાયદા તોડયા, ઘણા અમલદારોને એમની ફરજમાંથી હેઠે પાડયા. અને જેમને બે ટંકના ખાવાની અપાર અડચણ પડે છે એમની આંખમાં કાંટાની માફક ભોંકાયા.

સરકારે ના છૂટકે અનાજના ભાવ વધાર્યા. દેશમાં એની સામે આંદોલન ચાલે છે. દેશના વિવિધ ભાગમાં દુષ્કાળ અને અછત પ્રવર્તે છે. તે જ વખતે મોટી જમણવારો છડેચોક થાય છે. એમાં જવલ્લે કોઈકને પકડાય છે ને દંડાય છે. કશી તંગી વરતાતી નથી, ભાવ વધારો લાગતો નથી, હેરફેરના અંકુશ નડતા નથી, સંઘરાખોરી ફાવતી આવે છે.

દવામાં, ભણતરમાં, છાપાં ચોપડીમાં, દૂધ પીવામાં, ફળ ખાવામાં, જે લોકોથી પહોંચાતું નથી તે વર્ગ સુદ્ધાં લગન પ્રસંગે મોટો શોખ કરી ગૌરવ લે છે, આનંદ તો કોને કેટલો મળે છે એ ભગવાન જાણે!

સાથે રહેવાનો, ફરવાનો, જમવાનો એક લહાવો છે, પણ જે રીતે આપણે લગ્નોની ઉજવણી કરીએ છીએ તે રીતે તો નહિ જ. આમાં તો ઉજાગરા, થાક, કવેળા, ઘોંઘાટ, રીસામણાં, બગાડ એવી કેટલી ય અજુગતી બાબતો આવે છે.

આપણા મોજશોખ જીવનમાં બેચાર દિવસ પરત્વેના, આપણા રોજીંદા જીવનધોરણ સાથે મેળ ના ખાય એવા, રૂઢિઅનુસારના, કાયદાભંગવાળા, અથડામણવાળા ન હોવા જોઈએ. મોટી જમણવાર કરતાં નાની મેજબાનીમાં મહેમાનોની સારી ખબર રાખી શકાય છે અને સારો આનંદ પણ લઈ શકાય.

ભોજનનો આનંદ છે, એને આપણે વ્યવસ્થિત કરવો જોઈશે, ખાસ કરીને વિશેષ પ્રસંગોના સામાજીક ભોજનોમાં આપણે આડંબર ના લાવીએ પણ હાઉસે જાઉસે જેવું તો ના જ કરીએ.

★



યશોધર ન. મહેતા

: આપની નકલ માટે લખો :

મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ

**મહાભારતની ન. નિ. કથાઓ:** શંકરદત્ત પા. શાસ્ત્રી. પાનાં ૧૭૩, સવા રૂપિયો.
**ગદાધારી ભીમ:** માધવજી ગોવિંદજી પટેલ. પાના ૩૨૫, સવાએ રૂપિયા.
**સંત કવિ નઝીર:** સં. અનવર આગેવાન. પાના ૯૨, આઠ આના.
**સંત દાદૂ:** સં. અનવર આગેવાન. પાનાં ૬૦, ચાર આના.
**ગિરધર કવિરાય:** સં. અનવર આગેવાન. પાનાં ૩૯, ત્રણ આના.
**અત્તરના દીવા:** વેણીભાઈ પુરોહિત. પાનાં ૨૬૨, અઢી રૂપિયા.
**રંગ અને દીવા:** ચંદુલાલ પટેલ. પાનાં ૨૭૬, અઢી રૂપિયા.
**ગંગા માતા:** જનાર્દન પ્રભાસ્કર. પાનાં ૧૧૧, છ આના.

## નવજીવન કાર્યાલય, અમદાવાદ ૯

**સરદાર વલ્લભભાઈને:** સં. મણિબહેન પટેલ. પાનાં ૩૭૮, ત્રણ રૂપિયા.
**ગો સેવા:** ગાંધીજી. પાનાં ૨૧૪, દોઢ રૂપિયો.
**રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની:** ગાંધીજી. (હિંદીમાં) અનુ. કાશીનાથ ત્રિવેદી પાનાં ૨૮૦, દોઢ રૂપિયો.
**સંવાદ:** ગિરિરાજ કિશોર (હિંદીમાં) પાનાં ૫૫, છ આના.

## બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા

**રૂપા રાણી:** રવિશંકર નરોત્તમદાસ પાઠક. પાનાં ૨૯, ચાર આના.
**ઝાંસીની રાણી:** ડૉ. મોહનલાલ જ. પાઠક. પાનાં ૪૦, આઠ આના.
**સાગર સમૃદ્ધિ:** ડૉ. મોહનલાલ જ. પાઠક. પાનાં ૪૦, છ આના.
**જળદેવી:** રમણલાલ નાનાલાલ શાહ. પાનાં ૮૦, દશ આના.
**તીતરનું તરકટ:** રમણલાલ નાનાલાલ શાહ. પાનાં ૮૦, દશ આના.
**લોભી લાલો:** રમણલાલ નાનાલાલ શાહ. પાનાં ૭૬, દશ આના.
**કરડકણી કૂતરી:** રમણલાલ નાનાલાલ શાહ. પાનાં ૮૦, દશ આના.
**બહાદુર બાણાવળી:** ધનંજય રમણલાલ શાહ. પાના ૮૨ દશ આના.
**ધર્મપુત્ર યુધિષ્ઠિર:** સોમાભાઈ ભાવસાર. પાનાં ૩૭, છ આના.
**મદાલસા:** રવિશંકર નરોત્તમદાસ પાઠક. પાનાં ૩૨, ચાર આના.

*

**જયભેરી:** મકરન્દ દવે. પાનાં ૩૮, સવા રૂપિયો. પ્રેમાયતન, શિવરાજગઢ.

**રામકૃષ્ણ લીલાપ્રસંગ:** સ્વામી શ્રી સારદાનંદ. અનુ. હરિશંકર ન. પંડ્યા. પાનાં ૪૦૦. અઢી રૂપિયા, શ્રી રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ.

**આપણું અમદાવાદ:** સં. અંબાલાલ નૃ શાહ. પાનાં ૧૦૪, આઠ આના, મ્યુનિસિપલ કૉર્પોરેશન, અમદાવાદ.

[ત્રીજા ટાઈટલ ઉપર ચાલુ]



# રેડિયો શિક્ષણ

રેડિયોના નિષ્ણાત થાવ
રેડિયો રીપેર કરતા થાવ
રેડિયો બનાવતા થાવ
સારી આવક કરો

**ટપાલ દ્વારા** ઘેરબેઠાં સરળ **ગુજરાતીમાં** રેડિયોનો પૂરો અભ્યાસ કરાવવામાં આવે છે. વિદ્યાર્થી ભાઈ-બહેનોને ટેસ્ટિંગ અને રીપેરિંગનાં સાધનો આપવામાં આવે છે. પરદેશના વિદ્યાર્થીઓને અભ્યાસના પાઠો **એરમેલથી** મોકલાય છે.

લખો :—પ્રિન્સીપાલ હરિવદન આર. દીક્ષિત
R. E. E. (U. S. A.)

## રેડિયો ટેલીવિઝન એન્ડ સાઉન્ડ સિસ્ટમ ઈન્સ્ટીટયુટ

રાયપુર, હજીરાની પોળ, અમદાવાદ (ઈન્ડીઆ)

**થોડાક વણમાગ્યા અભિપ્રાયો:—**

'પાઠોમાં આકૃતિઓ સાથે સમજાવવાની રીત ઉત્તમ પ્રકારની છે, તેથી સમજવામાં કંઇ મુશ્કેલી પડતી નથી.'
—એન. પી. મનજી (યુગાન્ડા)

'આપે બતાવ્યા પ્રમાણે રેડિયોમાં......યોજના કરી નાખી છે, ખરેખર આપની સમજાવવાની રીત ઘણી જ સુંદર છે.' —ડૉ. એસ એસ. મરઝબાન.
(તા. પાદરા)





તમે તમારા વાળની પાંથી એક બાજુ પાડો કે, મધ્યમાં, વેણી ગૂંથો કે અંબોડો વાળો, અથવા તેમ નહિ તો પછી પૂનમના ચંદ્રની ભાત માથામા પાડો. તમારા વાળ ઓળવાની રીત ગમે તે પ્રકારની હોય પરંતુ સુંદર અને જથાબંધ વાળ હોવા એ તમારી સૌથી પહેલી અને અગત્યની જરૂરિયાત છે કેશવર્ધિની તમારા સુંદર વાળના શણગાર સજવામાં મદદરૂપ થાય છે.

સૌંદર્ય દેવોએ આપેલી બક્ષિસ ભલે હોય. પરંતુ તમારા વાળનું સૌંદર્ય કેશવર્ધિની વડે તમે જાતે નિપજાવી શકો છો તેમ જ તે મેળવી પણ શકો છો.

કેશવર્ધિનીની સહાયથી તમારી જુવાનીમાં જ વાળની મજબૂતાઈ, તંદુરસ્તી તથા સૌંદર્યનો પાયો નાખો. કેશવર્ધિનીની માયાળુ અસર નીચે સુધરે નહિ તેવા કોઈ પણ પ્રકારના વાળ મધ્યમ અવસ્થામાં પણ જોવામા આવ્યા નથી.

માટે પસંદગી તુરત જ કરી લો અને વાળનું સૌંદર્ય હંમેશ માટે ટકી રહે તેની ખાતરી મેળવી લો.

# કેશવર્ધિની

**એ વાળને સાચવે છે, ઉગાડે છે તથા સુંદરતમ કરે છે.**

કેશવર્ધિની... ... રૂ. ૦-૧૪-૦
કેશવર્ધિની શેમ્પુ ... ,, ૦-૧૪-૦

પોસ્ટેજ અને પેકિંગ ખર્ચ અલગ.
ઘણાખરા દુકાનદારો પાસેથી મળશે.
**અથવા સીધું લખો :**

## સાઉથ ઇન્ડિયા કેમિકલ્સ

કોઈમ્બતૂર (દક્ષિણ)

મુંબઈ અને સી. આઇના એજન્ટ :
મે. નેશનલ સેલ્સ એન્ડ સર્વિસ કાં૦
૧૨. રામપાર્ટ રોડ, કોટ, મુંબઈ ૧

# સંસ્કારી પ્રેરણાદાયી નવલકથા-નવલિકાઓ



## નવલકથાઓ :—

☆ કિરણમયી : (એક રૂપગર્વિતા નારીની રહસ્યકથા)
મૂળ લેખક : શરદબાબુ; અનુવાદક : ભોગીલાલ ગાંધી રૂ. ૫-૮

☆ કવિ : (મતવાલા શાયર) (પ્રેમના ત્રિકોણની એક વેધક કલામય કહાણી)
મૂળ લેખક : તારાશંકર બૅનરજી; અનુવાદક : રમણલાલ સોની રૂ. ૪-૦

☆ શૈલબાલા : (રાષ્ટ્રીય શહાદત સાથે શુદ્ધ પ્રેમની સુગંધ)
મૂળ લેખક : યશપાલ; અનુવાદક : સુહાસી રૂ. ૩-૮

☆ કૅપ્ટનની કુંવરી : (વીર ઐતિહાસિક નાયકની પુરુષાર્થની છબી)
મૂળ લેખક : પુશ્કિન; અનુવાદક : શંકર ગોહિલ રૂ. ૨-૪

☆ વારણાને કાંઠે : (૧૯૪૨ની પાર્શ્વભૂમિકા પર આલેખાયેલી નવલકથા)
મૂળ લેખક : અણ્ણાભાઉ સાઠે; અનુ૦ શારદા મહેતા રૂ. ૨-૦

☆ અમ્મા : (જગતની એક મહાન ક્રાન્તિકારી નવલકથા 'મધર' ઉપરથી)
મૂળ લેખક : મૅક્સિમ ગૉર્કી; રૂપાંતરકાર : ભોગીલાલ ગાંધી રૂ. ૪-૦

☆ અગોચરની યાત્રા : (હિમાચ્છાદિત પ્રદેશના જીવનની પરોઢ : સાહસકથા)
મૂળ લેખક : શૅામ્સુરિકન; અનુવાદક : અનિલ કોઠારી રૂ. ૩-૮

☆ આઝાદીનો રાહ : (કાળા નિગ્રોની મુક્તિની શૌર્ય-શહાદતભરી કથા)
મૂળ લેખક : હાવર્ડ ફાસ્ટ; અનુવાદક : ચંદ્રભાઈ ભટ્ટ રૂ. ૨-૮

☆ ટૉમ પેન : (મહાન લોકશાહી નેતાની જીંદગીની પ્રેરણાદાયી નવલકથા)
મૂળ લેખક : હાવર્ડ ફાસ્ટ; અનુવાદક : ચંદ્રભાઈ ભટ્ટ રૂ. ૨-૮

## નવલિકાઓ :—

★ સફેદ ફૂલ : (મરત મહોબ્બત અને જીવનની કરુણતા આલેખતી રંગદર્શી વાર્તાઓ)
મૂળ લેખક : કૃષ્ણચંદ્ર; અનુવાદક : શાંતા ગાંધી રૂ. ૨-૪

☆ કફન અને ચૂંદડી : (જીવનનાં અંધારાં અજવાળાંની ચોટદાર મૌલિક વાર્તાઓ)
લેખક : રમેશ સંઘવી રૂ. ૨-૪

☆ ઘરની યાદ : (ગ્રામજીવનની વાસ્તવિક જીંદગીની હૃદયસ્પર્શી વાર્તાઓ)
લેખક : 'ઇન્કિલાબ' રૂ. ૨-૦

— તત્કાલ મંગાવો —

ચેતન પ્રકાશન ગૃહ લિ૦ જવાહરનગર, ગોરેગાંવ, (મુંબઈ)

# અકાળે આવતી વૃદ્ધાવસ્થા અટકાવો

## આપના સાયકાંગલા શરીરને સુદૃઢ બનાવો.



આજકાલ જેને જુઓ તે કંઈ ને કંઇ રોગથી પીડાતા નજરે પડશે. પછી ભલેને એ રોગી બાળક હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય. આનાં કારણોનો ઊંડો અભ્યાસ કરનારા નિષ્ણાતોએ એક મતે કબુલ્યું છે કે, દરેક ઋતુમાં ચોકકસપુરક અને શક્તિદાયક ખોરાકનું સેવન કરવું જોઈએ. તેમ કરવા તરફ જે લોકો બેદરકારી બતાવે છે તેઓ અકાળે વૃદ્ધાવસ્થાને નોતરે છે એટલું જ નહિ પરંતુ પોતાની બીમારી પાછળ વરસે હજારો રૂપિયાની નાહક બરબાદી કરે છે. મુંબઇના લોકપ્રિય ઔષધિઓ બનાવનારા મેસર્સ 'ચરક ભંડાર' મુંબઈ નં. ૭ તરફથી લોકોની પુરક અને શક્તિવર્ધક જરૂરિયાતો પૂરી પાડવા માટે એક ચાટણ જે 'ચરક'નો 'ચ્યવનપ્રાશ' અષ્ટવર્ગના નામે ઓળખાય છે. આ ચાટણ માત્ર શકિતવર્ધક છે એટલું જ નહિ પરંતુ વાત, પીત્ત અને કફના રોગમાં હિતકર છે. શ્વાસ, તરસ, વાત, રકત, આંખોનો રોગ, મુત્રરોગ, વીર્યના દોષ વગેરે રોગો માટે પણ આ ચાટણ ઉત્તમ છે. વળી બાળકો, સગર્ભા સ્ત્રી અને ધાતુક્ષીણ બધાંને માટે એક સરખું ઉપયોગી છે. વિદ્યાર્થીઓ, વકીલો, લેખકો અને મગજનું કામ કરનારાઓની યાદશકિતને વધારે છે. આ પ્રયોગ વધુ નહિં પરંતુ ત્રણેક માસ નિયમીત કરવામાં આવે તો, આખું વરસ તંદુરસ્તી ટકાવી રાખવામાં જરૂર મદદ કરશે બળ, વીર્ય, બુદ્ધિ, સ્મૃતિ અને કાન્તિને વધારનાર આ ચાટણનું દરેકે શક્તિ મુજબ સેવન કરવું જોઈએ. આવા સર્વોત્તમ ચાટણની કિંમત કંઈ વધુ નથી. પાંચ રતલી બરણીના રૂા. ૧૮–૮–૦, એક રતલીના રૂા. ૪–૦–૦ અને અર્ધા રતલના રૂા. ૨–૦–૦ છે. દરેક જાણીતા દવાવાળાને ત્યાં વેચાય છે. બહારગામવાળાઓએ ચરક ભંડાર મુંબઈ નં. ૭ વડી ઓફીસે ઓર્ડર મોકલવો. સચિત્ર સૂચિપત્ર મફત મેળવવા પણ ત્યાં જ લખવું. આ ચરક ભંડારની શાખાઓ અને મફત સલાહ કેન્દ્રો મુંબઈમાં ૪૯, હ્યુંજીસ રોડ ચોપાટી અને પાયધુની પાસે, ધનજી સ્ટ્રીટ નવનિધાન ભુવનમાં. નવસારીમાં લક્ષ્મીનિવાસ સયાજી રોડ, સુરતમાં : કોટસફીલરોડ જરીવાલા મેન્સનમાં, અમદાવાદમાં : રીલીફરોડ પાદશાહપોળ સામે છે.

અમદાવાદ જીલ્લાના સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ : **ચીમનલાલ માધવલાલની કું.** ત્રણ દરવાજા–અમદાવાદ

વડોદરા જીલ્લાના સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ : **જે. પટેલની** કું. મહાત્મા ગાંધી રોડ.

કિંમતી બાવન વનસ્પતિમાંથી શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરેલું....

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ): મેડીકેટેડ

## પ્રખ્યાત ડૉક્ટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી–પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી

કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીર દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ



**સૂચના:**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાલી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

મોટી બાટલીના રૂ. ૩–૮–૦
નાની બાટલીના રૂ: ૨–૦–૦

ટપાલ ખર્ચ અલગ

પરદેશ માટે મોટી બાટલીની કિંમત શીલીંગ ૧૨ અને નાની બાટલી કિંમત શીલીંગ ૭



**ખાસ સૂચના:**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

મોટી બાટલીના રૂા. ૫–૫–૬

નાની બાટલીના રૂા. ૩–૭–૬

(બાટલીની કિંમત + ૧–૬–૬ પોસ્ટેજ
+ ૦–૭–૦ પેકીંગ)

મનીઑર્ડરથી મોકલવા

વી. પી. થી મોકલીશું નહિ.

ફોન: ૬૨૮૯૯ :: તાર: 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર, (જી. આઇ. પી.) મુંબઈ ૧૪.    COTY : RBO

દયાનંદ સરસ્વતી
રામકૃષ્ણ પરમહંસ
સ્વામી વિવેકાનંદ
નૃસિંહાચાર્ય
શ્રી. હંસદેવજી
રાખિયા
આ છ નામથી કોઈ અજાણ્યું નથી.
છ
તાં
**શ્રી યશોધર મહેતા**
જેવા
સિદ્ધહસ્ત કલમકસબીના
હાથે દોરાયેલા રેખાચિત્રો

**છ સંતો**

નામથી પ્રગટ થયેલી
પુસ્તિકામાં
એ અનોખી ભાત પાડે છે.
બાર આનાની મામૂલી
કિંમતે એ મળે છે:

**ભારતી સાહિત્ય સંઘ લિ.**
ફર્નાન્ડીઝ પુલ : ગાંધીમાર્ગ
અમદાવાદ ૧

ઊર્મિ નવરચના સાહિત્ય સમાજ અને સંસ્કારનું માસિક
'ઊર્મિ' વર્ષ:૨૨ : 'નવરચના' વર્ષ ૧૭ : અંક ૫ મો
ઑગસ્ટ : ૧૯૫૨

ક્રમ



* દર માસની ૧લી તારીખે પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વરસનું લવાજમ: દેશમાં **સાડાસાત રૂપિયા** અને વિદેશમાં **દશ રૂપિયા** (શિ. ૧૫) છૂટક નકલ: બાર આના.
* વ્યવસ્થા અંગેની કોઈપણ ફરિયાદ વખતે ગ્રા. નં. લખ્યો હશે તો અમલ થવામાં જરા પણ વિલંબ નહિ થાય.
* જરૂરી ટપાલ ખર્ચ બીડ્યું હશે તો જ અસ્વીકૃત લેખ પરત કરાશે અથવા તો જવાબ આપશે.

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧

સંપાદક અને પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવે: ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ: ગાંધીમાર્ગ : અમદાવાદ ૧
મુદ્રક: ગોવિંદલાલ મોહનલાલ જાની, ક્રિશ્ના પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ.




## તમારી ખાત્રીવાળી જાત.....

સીવણ અને ભરતના દોરાઓમાં ઉપરની અમારી જાણીતી જાતો ખાત્રી આપે છે. રંગીલી ભાત ભાતની છાયાઓ અને તાકાત એ સીવણ અને ભરતની અમારી ઉપરની જાતોમાં વેચાય છે.

**KOHINOOR MILLS CO., LTD.**

**કોહીનૂર મિલ્સ કું. લિ.**

એજન્ટ્સ: કિલિક ઈન્ડસ્ટ્રીઝ લિમિટેડ

મુખ્ય વિક્રેતા:

નાહાલચંદ લલ્લુચંદ લિમિટેડ

ઊર્મિ નવરચના

# માત્ર વાતો!

ધૂમકેતુ

એક ચીની વાર્તા વાંચી. સુંદર હતી. જાણે કે વિનોદવાટિકા માટે કોઈએ લખી હોય!

જૂનો જમાનો હતો. હરિયાળાં મેદાનો હતાં. સમાજ જુદી જાતનો હતો. એ વખતે એક ભવ્ય નગરમાં એક જાદુગર હતો. એક પ્રેમી હતો. એક અદ્ભુત ગાનારી હતી.

આ ગાનારીના કંઠનું મૂલ્ય હજારોનું હતું. પણ એના રૂપનું મૂલ્ય લાખોનું હતું.

એનું પરિણામ એ આવતું કે જેની પાસે સમૃદ્ધિનો કોઈ પાર ન હોય તે જ માત્ર એની સાન્નિધ્યમાં આવી શકતા. બાકી જ્યારે સામાન્ય સમૃદ્ધિવાળા થોડી સોનારૂપાની ચીજો એને ભેટ આપવા આવતા, ત્યારે એ એક દ્રાક્ષરસનો પ્યાલો એમને ભેટ કરતી.

જ્યારે હીરા માણેક મોતીનાં નંગ દેખાતાં, ત્યારે કોઈ વખત એકાદ ચોસર ખેલવાની મહેરબાની કરતી!

પણ પોતાના આ અત્યંત ઉત્તુંગ શૃંગમાં, ધીમે ધીમે એ પોતાની જાતને, એકલી, અટૂલી, મિત્રવિહોણી, પ્રેમવિનાની, ઉદ્યાનમાં ઊભેલી રૂપાળી પ્રતિમા જેવી દેખવા માંડી!

ઉદ્યાનમાં ઊભેલી પ્રતિમાને હજારો માણસો નિહાળે, સેંકડો ત્યાં ઊભા રહે, કેટલાય ત્યાં રખડયા કરે, પણ એને કોઈની સાથે પ્રેમનો શબ્દ બોલવાનો નહિ. કોઈને હાસ્યથી નવરાવવાનો નહિ. કોઈના અંતઃકરણને પોતાના અંતઃકરણની સમીપ લાવવાનું નહિ!

એને તો ત્યાં અદ્ભુત રૂપ રેલાવવાનું. અને એ રૂપમાં ને રૂપમાં પોતાનું જીવન ગુમાવવાનું!

આ વનશ્રીની પણ એ જ દશા થઈ. એનું નામ વનશ્રી હતું. નામ પાડનારે બરોબર નામ પાડયું હતું. એ પણ ગમે તે પળે જુઓ તો વનશ્રીની માફક પોતાના





હરિયાળા રંગોમાં પોતે મુગ્ધ હોય ! ત્યાં રૂપ હોય, રંગ હોય, હાસ્ય હોય, છટા હોય, અભિનય હોય. એક માત્ર પ્રેમ ન હોય !

એવામાં વનશ્રીના દિલમાં એક દિવસ અચાનક પ્રેમ જાગ્યો.

એક કોઈક અકિંચન મહા વિદ્વાન ત્યાં ચડી આવ્યો. પણ એની વિદ્યા વેદિયાવિદ્યા ન હતી. એ પોતે પણ વેદિયો ન હતો. એની પાસે એક એક શબ્દ એક એક માણેક મોતી જેવો રહેતો. એ શબ્દ બોલે, પોતાના જ વિશિષ્ટ ભાવથી એને પ્રગટ કરે. અને એ શબ્દ જાણે ફરી જ જાય ! એ માણેક મોતી જેવો મહામૂલ્યવાન બની જાય !

બીજા એ જ શબ્દ બોલે ને એ ઠીકરું થઈ જાય !

આવો એ અગાધ વિદ્વાન. રૂપ પણ એવું. જોબન પણ એવું. પ્રેમ ભરેલું એનું સ્મિત પણ એવું. વનશ્રી એની પાસે પોતાની જાત ખોઈ બેસત. પણ એની વૃદ્ધ મા ઘણી હોશિયાર હતી. ડોશી જાણતી હતી કે એક જ વખત વનશ્રી પોતાની જાત ખોઈ બેસશે, પછી કોઈ રાજા મહારાજા જેવું મૂલ્યાંકન નહિ રહે !

પછી તો એ પણ સામાન્ય સ્ત્રી બની જશે. જેની પાસે હરકોઈ આવી શકે. એનું મૂલ્ય પછી ઘટી જશે !

એટલે ડોશીમાના કહેવાથી વનશ્રીને પોતાનું એવું મોંઘું મૂલ્યાંકન આ વિદ્વાન પાસે મૂકવું પડ્યું કે પેલો વિદ્વાન તો બિચારો નીચી મુંડી કરીને ચાલ્યો જ ગયો !

એ ગયો તે ગયો. પછી કોઈ દિવસ દેખાણો નહિ. વનશ્રી પાસે બીજા અનેક આવે છે. કોઈ કોઈ તો અમૂલ્ય ચીજોની ભેટ લાવે છે. કેટલાક પ્રાણ પાથરવા જ બાકી રાખે છે. પણ જે હવા વનશ્રીને પેલા વિદ્વાનના સાન્નિધ્યમાં પળ બે પળને માટે મળી ગઈ હતી, જે એક નવી સૃષ્ટિ જ એણે ત્યાં જોઈ હતી, પોતાના મનમાંથી ઊભી થતી એક પ્રકારની અભિનવ સુંદરતા એણે દેખી હતી, એ હવા, એ સૃષ્ટિ, એ સુંદરતા, આ કોઈ લક્ષ્મીનંદન પાસે ન હતાં ! એ બધાની પાસે પૈસા હતા ! પરિમલ કોઈની પાસે ન હતો ! 'શતદલ પદ્મ'માં પોઢેલો પરિમલ ક્યાંય ન હતો ! અને હવે વનશ્રીને એ વિના બીજું બધું ફિક્કું લાગતું હતું ! ફિક્કું જ ફિક્કું !

જ્યારે પેલા વિદ્વાનને પણ આ વનશ્રીમાં કાંઈક અદ્‌ભુત મળ્યું હતું. પોતાનાં ઘરબાર, સમૃદ્ધિ, રહીસહી જર જાગીર બધું વેચી નાખીને પણ વનશ્રીને એક વખત પોતાની કરવા માટે એ વિદ્વાન, ઘણો ઘણો જ આતુર હતો !

પણ એની આતુરતા નિરાશામાં પરિણમતી !

વનશ્રીનું મૂલ્યાંકન આપવા માટે એને દસ જનમારા લેવા પડે તેમ હતું ! ને છતાં એ જોઈ રહ્યો હતો કે વનશ્રીના દિલમાં પ્રેમોર્મિનો મહેરામણ રેલંછેલં થઈ રહ્યો હતો ! એના અગાધ પ્રેમસાગરને કોઈ સીમા ન હતી. પણ એ પરાધીન હતી. એ પોતે અકિંચન હતો, કેવળ સ્વપ્નસૃષ્ટિ સિવાય બીજી કોઈ જ સૃષ્ટિ એમને માટે રહી ન હતી !

આ નગરના પેલા અદ્‌ભુત જાદુગરને એ વાતની ખબર પડી. એણે જોયું કે આ વિદ્વાનનો પ્રેમ સાચો પ્રેમ છે. એની પ્રેમિકાનો



પ્રેમ સાચો પ્રેમ છે. જ્યારે પોતે તો કાલ્પનિક સૃષ્ટિનો સ્વામી હતો. એટલે એને આવી વિરલ સૃષ્ટિ જોઈને સહાનુભૂતિ પ્રગટી. ઈલ્મ તો એના હાથમાં રમતા હતા. એક દિવસ તે પોતે વનશ્રી પાસે ગયો.

આનંદ વિનોદ વાતચીત થઈ. દ્રાક્ષરસ આવ્યો. જાદુગરે પીધો. પછી વનશ્રીના મૂલ્યાંકનથી એ ત્રાસી ઉઠયો હોય તેમ ઊભો થઈ ગયો! 'ઓય મારા બાપ! મારી સાત પેઢીના બાપ દાદાનું ધન હું લાવું તો પણ આ આંકડાને ન પહોંચે!' તે અભિનય કરતો કરતો બોલ્યો. અને પછી પેલી અત્યંત રૂપવતી વનશ્રીના સુંદર કપાળને પોતાની એક આંગળીથી એક ઠેકાણે જરાક સ્પર્શ કરીને ચાલી નીકળ્યો!

એને કઢંગી રીતે પાછો ફરી જતો જોઈને વનશ્રી ખડખડાટ હસી પડી!

પણ સામેના દર્પણમાં એનું મોં દેખાતાં એ છળી પડી! અરે! એના કપાળમાં આ કાળો ડાઘ ક્યાંથી? તે તરત બેઠી થઈ ગઈ. અંદર જઈને એણે ડાઘ ધોઈ કાઢયો.

પણ પાછી ખંડમાં આવીને જુએ છે તો ડાઘ હજી ત્યાં છે. ધોવાયો નથી. તે એકદમ ફરીને અંદર ગઈ. જઈને અનેક પ્રકારના સુગંધી પદાર્થો લગાવી એને તદ્દન સાફ કરી નાખ્યો!

પાછી ખંડમાં આવીને બેઠી. એને જરાક નિરાંત થઈ. પેલો ડાઘ દેખાતો ન હતો. એ પેલા માણસની વિચિત્ર વર્તણુંકને સંભારી રહી!

પણ અરે! આ શું? પેલો ડાઘ તો પાછો એના કપાળમાં ઊગી નીકળ્યો હતો! એણે ખૂબ મહેનતથી ધોયો હતો, સુગંધી તેલ લગાવ્યાં હતાં, અનેક પ્રકારની દવાઓ લગાવી હતી, પણ એ તો ઝાંખો પડવાને બદલે ઉલટો વિસ્તાર પામ્યો હતો!

વળી તે અંદર દોડી. આ વખતે તો ભરેલા હોજમાં જ કુદી પડી. એમાં અનેક દ્રવ્યો નંખાવ્યાં. અનેક સુગંધી તેલો નાખ્યા. ડાઘ નાબુદ કરનારી બધી જ જાણીતી ઔષધીઓ પોતે હાથેથી કપાળ ઉપર લગાવી. પણ બધું જ વ્યર્થ!

કાળો ડાઘ ત્યાં હતો. અને હોય એ તો ઠીક, ઉલટાનો વિસ્તાર પામ્યો હતો!

વનશ્રી તે દિવસે તો પોતાના ખંડમાં જ જઈ ન શકી. એ ડાઘે એના આખા ચહેરાને એટલો કઢંગો ને કદરૂપો બનાવી દીધો હતો કે એને પોતાને પણ પોતાની જાત ઉપર ઘૃણા છૂટતી હતી!

વનશ્રી તો હવે એકાંતમાં જ રહેવા લાગી. પેલો ડાઘ આખા કપાળને એવી રીતે છાઈને ચકચકિત કાળો અબનુસ સમો પ્રકાશે છે કે, જોનાર એને જૂએ છે ને તરત ભાગી જાય છે!

વનશ્રીનું મૂલ્યાંકન એક કોડીનું પણ રહ્યું નથી!

એ વખતે પેલો વિદ્વાન પાછો આવી ચડયો. એણે પેલી વૃદ્ધાને હવે વનશ્રીથી થાકેલી જોઈ. એણે પોતાની તમામ સમૃદ્ધિ એને ચરણે ધરી. પછી વનશ્રીને લઈને એ પોતાના અકિંચન ઘરમાં ચાલ્યો ગયો!

પણ એમની વચ્ચે જે પ્રેમસાગર રેલાઈ રહ્યો હતો એ એમના બન્નેના અંતઃકરણને આનંદ આપતો હતો!

એમાંથી એકેને પેલા ડાઘનું ભાન પણ રહ્યું નથી!

પણ એક દિવસ અચાનક પેલો જાદુગર આ વિદ્વાનને મળી ગયો. તેણે તેને સહજ જ પૂછ્યું: 'તમને ખબર છે પેલી પ્રખ્યાત ગાયિકા વનશ્રી હવે ક્યાં રહે છે ?'

'એ તો હવે જાહેરમાં દેખાતી જ નથી.' વિદ્વાને જવાબ આપ્યો.

'કેમ વારુ ? શું થયું છે એને ?'

'એને કપાળમાં કોઈ ભયંકર કાલિમા પ્રગટી છે. એ કાળો ડાઘ જોઈને એનાથી સૌ કોઈ છળી ઊઠે છે !'

'એ તો ઠીક–પણ પેલો એનો બહુ જ સાચો પ્રેમી હતો, તે પણ ભાગી ગયો એમ ?'

વિદ્વાને બે હાથ જોડીને કહ્યું : 'હું જ એ પ્રેમી છું. ને વનશ્રી મારે ત્યાં છે !'

જાદુગરે કહ્યું : 'એમ ? તો તો હું કાળો ડાઘ કાઢી આપું. તમે ચાલો મારી સાથે.... પણ એક સરત છે હો !'

'શી ?'

'તમારે બન્નેએ મને પ્રણામ કરવા સજોડે આવવું પડશે ! ને તૈયાર થઈને નવાં-નોક આભૂષણો સજીને !'

'સારું, સારું ' પ્રેમીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

પછી પેલો જાદુગર પેલા પ્રેમીને ત્યાં ગયો. તેણે તેને કહ્યું : 'આ દુનિયામાં કેવળ મહાન ને સાચો પ્રેમ ત્યારે જ પ્રગટે છે, જ્યારે બહારનો કોઈ જ પદાર્થ અસ્તિત્વમાં હોતો નથી. દેખાવ પણ નહિ. શક્તિ પણ નહિ. સમૃદ્ધિ પણ નહિ. સિદ્ધિ પણ નહિ. બુદ્ધિ પણ નહિ. કાંઈ જ નહિ. કેવળ પ્રેમ ! જ્યાં કેવળ પ્રેમ છે–ત્યાં જતાં મને સ્વર્ગલોકમાં જવા જેવું લાગે છે ! ત્યાંની હવા હું તરત કળી શકું છું ! આંહીં હું એવી હવા અનુભવું છું. હવે તમે એક વાસણ લાવો. તેમાં પાણી ભરી લાવો.'

પછી પેલો પ્રેમી પાણીનું વાસણ ભરીને આવ્યો.

એ પાણી લાવ્યો એટલે પેલા જાદુગરે તેમાં પોતાની આંગળીથી કાંઈક અક્ષરો લખ્યા ને કહ્યું કે આ પાણીથી તમારી પ્રિયતમાને મોં ધોવાનું કહો.

વનશ્રીને એ પાણી આપવામાં આવ્યું. વનશ્રીએ એ પાણીથી મોં ધોયું ને એક ચમત્કાર થયો. જાણે કોઈ જ દિવસ ત્યાં ડાઘ ન હોય તેમ એનો મુખચંદ્ર ફરીને પ્રકાશી ઉઠયો ! એનું મોં હસી પડયું. આંખમાં આનંદ, આભાર ને પ્રેમનાં આંસુ આવી ગયાં. તે પેલા માણસને પગે પડવા બહાર દોડતી હતી, પણ ત્યાં તો એને વિદ્વાને રોકી: 'આપણે તૈયાર થઈને હવે જવાનું છે.'

પછી એ બન્ને જણાં પોતાનાં સુંદરમાં સુંદર કપડાં પહેરીને બહાર આવ્યાં !

પણ ખરું આશ્ચર્ય હવે થયું !

ત્યાં બહાર કોઈ હતું જ નહિ !

★



### શુદ્ધિ પાળે ને અશુદ્ધિ ખાળે

શ્રી કેદારનાથજીએ વ્યવહાર શુદ્ધિ મંડળ સ્થાપ્યું છે. પ્રજા પોતાના અંગત આચાર વિચારોની શુદ્ધિથી આગળ વધી વ્યવહારમાં આ શુદ્ધિ લાવવા આગ્રહ કરે, બીજાને એ નિષ્ઠાનો ચેપ લગાડે એમ કોણ ના ઇચ્છે ?

આપણે એવું માનતા આવ્યા છીએ કે પ્રવચનોની કે પુસ્તકોની હારમાળા કરતાં યે એક માણસનું વર્તન વધારે સારી હવા ફેલાવશે. એના દાખલામાંથી બીજા કેટલાય પ્રેરણા લેશે, ઉત્તેજન મેળવશે. આ ધોરણે થોકબંધ સ્ત્રીઓ વર્તે છે, કેટલાયે સાત્વિક પુરુષો સદ્‌ગુણોના તેજથી દીપે છે. અને છતાં શુદ્ધિઓ પાળવી એક વાત છે, અશુદ્ધિઓ રોકવી એ જુદી પણ એટલી જ જરૂરની વાત છે. જાહેરમાં પ્રવર્તતી અશુદ્ધિઓ રોકવા આપણે શિથિલ હોઈશું તો શું પરિણામ આવશે ? પેલાં નિષ્ઠાવાન નરનારીઓ કર્મકાંડી જેવાં વેદિયાં ગણાઈ રહેશે. એમનો આત્મસંતોષ પણ વધારે નભી શકશે નહિ.

અને અશુદ્ધિઓ તો પાર વિનાની છે. રોગ એ જેમ અશુદ્ધિ છે તેમ અજ્ઞાન પણ છે. સ્વાર્થ અને લાલસા પણ એ જ છે. આવી જ છે ઉપભોગની ઘેલછા, છેતરવાની વૃત્તિ, ચોરવાની ટેવ, અમલદારીનો ખોપ. સમાજના સહુ વર્ગોમાં અશુદ્ધિ ફેલાઈ ગઈ છે. વિવિધ ક્ષેત્રે એણે ડેરા જમાવી દીધા છે.

એની સામે કાયદાની સજા હોય તો તે ચોપડીમાં રહેવા દેવી કે વાપરવી ? એની સામે જાહેરમાં ટીકા કરવાનો ઈલાજ હોય તો તે અજમાવવો કે ગમ ખાવી ? એની સામે પડકારવાની જરૂરત હોય તો શાંત રહેવું કે ખબર લઈ નાખવી ? ટૂંકમાં સારું આચરણ એ પુરતું છે કે પછી અશુદ્ધિઓને રોકવા પ્રયત્નશીલ રહેવું જોઈશે ?

જ્યાં સુધી આપણી જાહેર પ્રવૃત્તિઓમાં નિષ્ઠા સાથે આક્રમક તત્વ નહિ ઉમેરીએ ત્યાં સુધી એ પ્રવૃત્તિઓ નિષ્પ્રાણ રહેવાની. એવી કેટલીયે સંસ્થાઓ ને વ્યક્તિઓ છે જેમની વાત સો એ સો ટકા વાજબી હોય છે પરંતુ તેઓ ઘર્ષણ ટાળવાની વાતને ચીટકી રહેલા હોય છે અને તે પછી જે સાંદલી નીતિ ઊભી થાય છે તેમાંથી સારું પરિણામ સાવ જુજ નીકળે છે.

અને એટલે જ તો આપણે નરમ ઘેંશ જેવાં મંડળોથી ચેતતા રહેવું જોઈએ. એ દ્વારા આપણામાં સસ્તો સંતોષ ઘૂસી જાય છે અને પુરુષાર્થ પાંગરતો નથી. ઘણી સંસ્થાઓના ઉદ્દેશો સાથે કોઈ ઝઘડો નથી. એમની નીતિરીતિ પણ સરળ હોય છે. છતાં, જાહેર પ્રશ્નોને જેમણે હાથમાં લીધા હોય તેમણે અશુદ્ધિઓને ટાળવા અંગત પ્રમાણ પૂરું પાડ્યા કરતાં વિશેષ, અશુદ્ધિઓની ખબર લઈ નાખનારી જાગ્રત જવાબદારી પણ લેવી જોઈશે. આવો ગતિમાન કાર્યક્રમ નહિ હોય ત્યાં વાણીનો દંભ અને નિષ્ક્રિયતાનો સંતોષ પેસી જઈ આપણે છીએ તે કરતાં યે પાછળ પાડી દેશે.

જે ચલાવી લે છે તેમનું આખો કશું ચાલતું નથી. બહુવાર કહેવાયું છે કે જેનાં આચરણ શુદ્ધ ના હોય તે બીજાની ટીકા ના કરી શકે અને ખોટું કામ કરનારને કાંઈ કહી ના શકે. આ સિદ્ધાંત સારો છે. પણ જોઈએ તેટલો અમલી નથી લાગતો. આચરણની શુદ્ધિવાળા પારકાની અશુદ્ધિઓથી ભડકનારા ઉદ્દાસ કે સહી લેનારા હોય છે, શુદ્ધિના ઊંચા આસને પહોંચ્યા પછી બીજી જંજાળમાં એમને પડવું ગમતું નથી. શુદ્ધિ પાળનારે સાથે સાથે અશુદ્ધિ ખાળવાનું અનિવાર્ય પાસું સંભાળવું જોઈશે.

### ગેરરીતિઓ નહિ, યોજનાઓ તપાસીએ

'પૈસા ખવાઈ જાય છે' અથવા તો 'ઢીલ

થાય છે'—આ બન્ને આક્ષેપો સરકાર સામે કરવામાં એક જાતની ગેરસમજ છે. એ તંત્ર જે રીતે ઘડાયું છે તે રીતે ચાલે છે, કદાચ જાહેર નાણાંનો ઉપયોગ અમુક પદ્ધતિથી જ થતો હશે. પછી તે સુધરાઇ હોય, સહકારી મંડળી હોય કે સરકાર પોતે હોય. આ આક્ષેપો કરતાં પહેલાં ઘણી વિગતો હાથ કરેલી હોવી જોઈએ જેવી નરીમાને મુંબાઇના એકમે રેકલેમેશન વખતે મેળવેલી હતી. એટલી ફુરસદ, તમન્ના ને મહેનત કોણ લાવે?

આ બન્ને બાબતો નાણાં ને સમયને વેડફાય નહિ એમ આપણે ઇચ્છીએ છતાં એનાં કરતાં વિશેષ મહત્વની બિના તે તો યોજનાઓ છે. રસ્તો નંખાતો હોય ને વરસ બે વરસમાં તે નકામો થઈ જાય અગર ઓછો લોકોપયોગી નિવડે એવી જ યોજના હોય તો તેની સામે પોકાર ઉઠાવવો જોઈએ. મૉટર બસો દોડવવાની હોય અને એ ઇજારા પદ્ધતિથી દોડવાની હોય તો એની સામે વાંધો લેવો જોઇએ. પૂલ બાંધવાનો હોય અને તેના ઉપર જવા આવવાનો કર નાખવાના હોય તો વેળાસર ચેતવું જોઇએ, નદીના બંધ બાંધી વીજળી ઉત્પન્ન કરવાની હોય અને તેનો વહીવટ પાછળથી કોઈ લાગતા વળગતાઓના હાથમાં સોંપાઈ જવાનો હોય તો એ ધત્તીંગ સામે પહેલેથી લડી લેવું જોઈએ.

દેશની ખીલવણી યોજનાઓ વધવાની છે, એમાં કેન્દ્રની પ્રદેશની સરકારો, સુધરાઇ ને જિલ્લા બોર્ડો, રેલ્વે બોર્ડો ને બંદર ટ્રસ્ટો એમ કેંકના હાથ રહેવાના. આ ઉપરાંત, અનિવાર્ય ગણીને તાતા, બિરલા ને કસ્તુરભાઇઓનું પણ હિત રહેવાનું. ચાલુ કરવેરામાંથી આ ખીલવણી થાય છે. એના જુદા કર કે ફાળા નથી. અને છતાં, આ યોજનાઓ સરકારના હાથમાંથી બીજાના હાથમાં સરકી જાય, તો આપણે સમજવું જોઈએ કે સરકારની કાબેલીયત કાચી છે અગર બીજાનાં હિત આપણા કરતાં વધારે મોંઘાં છે.

**ઓછા નિયંત્રણે વધુ સગવડ**

સરકારની પાસે ઘણી બાબતો એકઠી કરી બેસાંવાથી આપણે હાથે એને સામ્યવાદી બનાવી બેસીશું એ ધાસ્તી પણ ખોટો નથી. આમ તો કોઈ પણ દેશની પાસે લશ્કર, રેલ્વે, ધોરી માર્ગો, નહેરો, હવામાન, ટપાલ તાર, ટેલીફોન, રેડીઓ, પોલીસ, ન્યાય, કરવેરા, વગેરે મુખ્ય બાબતો સરકારને આધીન કરેલી જ હોય છે. જેમ દિવસો વીતે છે તેમ શિક્ષણ, આરોગ્ય, છાપાં, વાહનો, મનોરંજન, ખનીજો, કારખાનાં, વીજળી, વહાણવટું, મીઠું, મત્સ્ય, રસાયણ, જંગલો, વગેરે સરકારને સોંપાતું જાય છે. અને આ રીતિથી માનવી પોતાની ક્રિયાશક્તિ અને મનની વિચારણા ઉપર અંકુશ લાવતો જાય છે. બન્નેમાં એની સ્વતંત્રતા કપાતી જાય છે, સમુદ્રના નામે બીજાના સ્વામીત્વ નીચે એ આવતો જાય છે. શાથી આપણે આ માર્ગો જઈ રહ્યા છીએ?

આપણે વધારે સગવડો જોઈએ છે, વધારે વ્યવસ્થા અને ન્યાય જોઈએ છે. ત્યાં સુધી તો બરોબર છે. પણ જ્યારે આપણે એમાં ચાલતી ધાલમેલમાં અદેખાઈ કરવા લાગી જઈએ છીએ ત્યારે નાના ચોરને રોકવા મોટા ઠુંગાઓને નિમંત્રણ આપી દઈએ છીએ. એ આવીને એવો દંડો જમાવે છે કે પેલી વ્યવસ્થા, સગવડ અને ચોરીની વાતો ભૂલાઈ જાય છે, જે કાંઈ મળી રહે તેનાથી સંતોષ માનવાનો, આભાર માનવાંનો વખત આવી રહે છે.

સત્તા અને સમૃદ્ધિ જેની પાસે હશે એ દંભ આચરશે, રાખરખાપત કરશે, ઉચાપત કરશે છતાં આ બધું દરગુજર કરી જે ખરો મુદ્દો—ઓછામાં ઓછા નિયંત્રણે વધારેમાં વધારે સગવડ—જાળવતાં જાણીએ તો આપણે ઘણી મુશીબતોમાંથી ઉગરી જઈશું. કોણે મૉટર લીધી, બંગલો બંધાવ્યો, ભાણા–ભત્રીજાને ગોઠવી આપ્યા, યુરપની સહેલગાહો કરી, ખાનગી ભાગ રાખ્યો, એ બધી બિનાઓ આપણું તંત્ર સુધારવા માટે જરૂરી છે પણ એની ખાતર વધુ સત્તા એક જગ્યાએ કેન્દ્રિત થવા દેવામાં ઘણી જ હાનિ છે. પરદેશીઓને કાઢીને આપણામાંથી જ

સત્તાનો અમલ કરનારો વર્ગ આપણે ઊભો કરી એમના હાથમાં સોંપાઈ જઈશું.

પાવરધા તોય પંચાતીઆ

અને આ સ્થિતિ નિવારવા દરેક જનજને લાગવગ ધરાવનારાઓથી ચેતતા રહેવું જોઈશે. આપણી આસપાસ રોજ કેટલાયે એવા ફરે છે જે વાતવાતમાં શેખી કરતા હોય છે કે બીજાને ભલે ના મળે પણ તેમને ઘણું સહજ અને સાધ્ય છે. ટીકીટની જરૂર છે. અંદર જઈને તાબડતોબ લઈ આવે. સૂતાસૂતા જવું છે, પાટીઉં મેળવી આપે. લાઈસન્સ કઢાવવું છે, ફોર્મ ભરીને આપ્યું કે ઘેર બેઠાં હાજર. આવકવેરો બચાવવો છે, અધિકારી જોડે જમણુ ગોઠવ્યું જ છે. વેગન લેવું છે, પોર્ટર મારફતે સ દેશો પહોંચ્યાની જ વાર. ફોજદારનું કામ છે, રાતે મળી આવીશ. આમ નાની મોટી ઓળખાણોની પરંપરા, ધાલમેલોની ઝડી, ચોરીઓના વાણાતાણા રોજ ચાલ્યા કરે છે. એમાં જે પાવરધા છે. તેમને આપણે બાહોશ ગણી બેઠા છીએ, એમને માન આપી રહ્યા છીએ, એમને આપણે આધાર સોંપી દઈ મુક્તિ અનુભવીએ છીએ.

પરન્તુ આ ધમાલીઆ માણસો સત્તાધીશના આડતીઆ બની અંધેર વધારે છે એ જાણે આપણે ભૂલી જઈએ છીએ. એમને માન દઈ દઈ પગમાં બેડીઓ ઠોકાવતા થયા છીએ.

આ ઓળખાણ, આ લાગવગ બીજાને માટે વપરાતાં હોય ત્યારે વખોડી કાઢે. અને જ્યારે પોતાને લાભ મળતો હોય તો છાનીરીતે આવકારી લે એ તો ભૂપતને ઘરમાં સંતાડી લાડવા ખવડાવવા જેવું છે. કેમ ભૂલી જવાય કે એની પાસેથી વાલની વીંટી કે સોનાનો ગંઠો મળે તે લોહી નિંગળતો જ હોવાનો. તેમ પેલા બાહોશ ધમાલીઆ માણસ પાસેથી લીધેલી રાહતો, તકો ને લાભો દેશમાં અંધેર લાવનારી રસમોને મજબુત કરનારાં નીવડવાનાં.

સજાઓ—હળવી ને આકરી

ચૂંટણી પછી, વળી જુદી જુદી સરકારોએ વધુ સત્તાઓ માગી છે, સજાઓનો વિસ્તાર વધાર્યો છે. ઘણા કાયદા વધતા મોજશોખ, ઓછી કાર્યશક્તિ એવા વિવિધ કારણોનો લઈને માનવીને જાણે ગુનેગાર થવાની આદત પડતી જાય છે; ચોરી કરીને છેતરપીંડી કરીને, બળજબરી કરીને એને ગેરલાભ લેવો છે; એમ કરતાં પકડાઈ જવાય તો પોતાની કે પારકી ચાલાકી વાપરી છૂટી જવું છે, અને ના છૂટી જવાય તો થોડી ઘણી સજા ભોગવી લેતાં મન પાછું પડતું નથી. સજાની નાનમ જાણે ઘટી ગઈ છે, બરદાસ કરી લેતાં મુશ્કેલી લાગતી નથી. તો શું આપણે સજાઓ આકરી કરવી જોઈશે ?

સામ્યવાદના અંકુશ હેઠળના દેશોમાં આકરી સજાઓનો શિરસ્તો છે. સરમુખત્યારીવાળા દેશોમાં પણ કડકાઈથી કામ લેવામાં આવે છે. ફેંસલો થાય છે તે ઝડપી ને સખત હોવાનો, પછી ન્યાય અન્યાય એ અલગ બાબત રહી. પછાત દેશોમાં યે કંઈક આવી જ સ્થિતિ ગણી શકાય. માત્ર લોકશાહી ધરાવતા દેશોમાં લાંબા મુકદ્દમા, ખર્ચાળ પદ્ધતિ, અને હળવી સજાની પ્રથા રહેલી છે. પરન્તુ ત્યાંય ધીરે ધીરે આકરી સજાની માગણી વધતી જાય છે. કાળા બજાર માટે ફાંસીની વાત નેહરુએ પણ એક વખત જાહેરમાં કરેલી, એ પાર ના પડી તેથી ઘણાને આશ્ચર્ય થયું છે, આકરી સજાથી લોકો રાજી થાત એમ જણાય છે.

આ આપણી સંસ્કૃતિનું એક સીમાચિહ્ન છે. એક તરફ મોતની સજા રદ કરવી જેવો સુધારવી છે, માનવીના માનસમાં પલટો લાવવા મથીએ છીએ, અને બીજી તરફ રોજીંદા થઈ બેઠેલા ગુનાઓ સામે સખ્તાઈ લાવવાની જરૂર માનીએ છીએ.

ભાવવધારો, સંઘરાખોરી ને ભેળસેળ એ ત્રણ આધુનિક ગુનાઓ ઉપલા થરમાં જામી ગયા છે. એમાં સૌથી હીણો ગુનો ભેળસેળનો છે. ઘઉંમાં જુવાર. ઘીમાં કોપરેલ, દૂધમાં પાણી, અને દવામાં મળતી ચીજો નાખી પૈસા એકઠા કરી લેવાની રીતોથી બધા કંટાળ્યા છે. આવું જ લાંચ રૂશ્વતનું છે.





આપનારની શાખેલીયતને લીધે આ ઉધાઈ બહુ ઝડપથી ફરી વળે છે. એટલે એમાં ય સખત સજાની માગણી થાય છે. ત્રીજો વિભાગ છે ચેપી રોગોનો ફેલાવો કરનારાઓનો. એમની ગંદી ટેવો, આળસ, અને નર્યાં સ્વાર્થને લીધે સમાજમાં એ લોકો ઘણું નુકશાન કરી રહ્યા છે. એનો ઇલાજ આકરી સજા ના હોય તો બીજો કયો હોય!

**સમતુલા—પક્ષકારોમાં ને પ્રસંગોમાં**

પરન્તુ મેળ વગરની સજાઓના દાખલા પણ જોઈએ તેટલા છે. ચાર શેર ચોખા સાથે પકડાય કે દાતણ-મરચાં વેચનારીને રોજ પોલીસ હેરાન કરે ત્યારે આપણે લાઈલાજ બની નથી જોઈ રહેતા? કેટલાય ઈન્સ્પેક્ટરો લાંચ ઉઘરાવી ખાવા રોજની પજવણી કરે છે. ફેંકી દીધેલા બાળકો માટે વિધવાઓની અને બેકારો માટે આપઘાતની કોશીષ પણ કેવી દયાપાત્ર છે? એમ થાય છે કે આવા કિસ્સાઓમાં સજા હોય કે દયા? સજા હોય તો કોને હોય? કોણ ગુનેગાર ને કોણ આરોપ ઘડનાર?

એની ઉલ્ટી બાજુ પણ છે. રાજદ્વારી હેતુસર છરાબાજી કરનારા કેવી સહેલાઈથી છટકી જતા? આજે પણ હજારોને ઉશ્કેરી ધાંધલ મચાવનારા પક્ષો કેટલું નુકશાન કરી મૂકે છે તે કોણ તપાસે, કોણ એની સજા કરે? લાલ વાવટાવાળા એક તરફ નિરાંતે ખૂનો કરે અને બીજી તરફ દેશની ધારાસભામાં માનનીય સભાસદ બની રોજ આપણી જડતી લે. આમાં પાર વિનાની વિષમતા છે. પણ એનો જાણે કે ઉપાય જ નથી. લાખોની સંખ્યામાં ઘરબાર વિનાનાં રખડતાં કરી મૂકવાની પાકિસ્તાનની ચાલુ નીતિ સામે આપણે શું કરી શકીએ છીએ?

જ્યારે આકરી સજા કરવાની વાતો થાય છે ત્યારે એમ લાગે છે કે દુષ્ટતાના ભોગ બની પાયમાલ થઈ જવું સારું પણ એકવાર બેફામ સજાઓના ભૂતને જો છૂટો કરવામાં આવશે તો એના સપાટામાંથી કોણ બચી શકશે? અને હજુ તો આપણી સામે તહોતમનામું ઘડનારાઓ, આપણો ન્યાય કરનારા ન્યાયાધીશો, આપણા મુકદ્દમામાં સાક્ષી આપનારા નિષ્ણાતો અને સાદા માણસો, એ બધા કેવી સહેલાઈથી દોરવાઈ જનારા હોય છે? કોઈને ધૂન હોય છે, કોઈને ધર્મનું ઝનુન હોય છે તો કોઈને કડક વલણ વળગેલું હોય છે. અપવાદો સ્વીકારવા જેવી ઉદારતા કેટલા થોડામાં હોય છે!

**ખેલદિલીથી વિશ્વાસ ઉપજાવીએ**

દેશમાં તોફાનો વધ્યાં છે તેમ લાઠીમાર, ધરપકડો, ગોળીબાર વગેરે પણ વધ્યાં જ છે. અન્ન સત્યાગ્રહના મોરચે ધરપકડ અને સજાઓનો ઉપયોગ કરી સરકારે ધાંધલ કરનારાઓને વધુ તક ને જોર આપ્યાં છે. જ્યાં એમની ઉપેક્ષા થઈ ત્યાં એ પગલું લગભગ ઉપહાસને પાત્ર કર્યું છે. ધ્યાન ખેંચવા મથતા ચળવળિયાઓને છાપાંવાળા પણ નાહકનું મહત્વ આપી રહ્યા છે.

આ સત્યાગ્રહનો કોન્ગ્રેસ પાસે ઈજારો ના હોઈ શકે છતાં હવે બીજા પક્ષો એનો અમલ કરે તે જોઈએ છીએ ત્યારે જરા અજુગતું દેખાય છે. ઉપવાસ ઉપર ઉતરનારાઓ તરફ કેમ જાણે શાથી યે મન ઢળતું નથી. આ બન્ને પગલાંમાં પહેલેથી વ્યક્તિત્વનું કે બીજું ખાસ તત્વ અને વિધિ હોવાં જરૂરી છે. એ ના હોય તો એની હવા જામતી નથી.

આમ છતાં, વિદ્યાર્થીઓની ફીવધારાની લડત વિષે આપણે અકડાઈ ના રાખી શકીએ. ભલે એમાં ઉગ્ર રાજકીય પક્ષોની શીખવણી રહેલી હોય અને આવાં આંદોલનોથી વિદ્યાર્થીજીવનની પ્રણાલિકા જોખમાતી હોય છતાં એમાં થોડી દિલેરીથી, થોડી ખેલદિલીથી કામ લેવાય એમ આપણે જરૂર ઇચ્છીશું.

વિદ્યાર્થીઓને આપણે મનાવી લેવા જોઈએ. એમની પીઠ ઠોકવી જોઈએ. એમને કહેવું જોઈએ કે તમને નિરાશ થયેલા અમે નહિ જોઇ શકીએ. અમારી ભાવિ પ્રજાને એમની ભૂલોમાં પણ અપમાનિત થવા નહિ દઈએ. એક લાખનું તો શું એથી વધારે ખરાબી થઈ હશે તો યે વિદ્યાર્થીઓને મનાવી



લઈશું, ઉત્સાહ વધારીશું અને એમ કરીને એમનામાં વધુ ઉમંગ, વધુ કાર્યશક્તિ અને વધુ જવાબદારીનું ભાન લાવીશું. બાળકોને કોઈવાર લાડનો બોલ કહ્યો હશે તો એ આમન્યા પણ રાખશે ને ટેકો પણ આપશે. આટલું પણ આપણાથી ના થઈ શકે?

### રમતોની જાહેરાત બદલાય

આ વિદ્યાર્થીઓના શિક્ષણ વિષે જેટલી ફીકર થાય છે તેટલી એમની રમતો વિષે પણ પણ થવી ઘટે. ઘણાખરા વિદ્યાર્થીઓ કશું જ રમતા નથી એટલું જ નહિ પણ રમતો વિષે ઘણું જ થોડું જાણે છે એટલે કે એમને એમાં રસ લેવાનું પણ મુશ્કેલ બને છે.

બહુ જાહેરાત પામતી અને મોટી રકમ ખર્ચ કરતી ક્રિકેટમાં આપણા ખેલાડીઓના હાલહવાલ જોયા પછી યે આપણે નહિ વિચારીએ? ટેબલ ટેનીસ અને બેન્ડમીન્ટન જેવી નાજુક રમતોમાં વિશ્વ હરિફાઈઓ ચાલે તેમાં યે આપણે ઉત્સાહ બતાવીએ અને સૌંદર્યવતીની હરિફાઈ ચાલે તો પણ કબુલ રાખીએ! એવી બાબતો ઉપર અંકુશો ના મૂકાય તો પણ એની જાહેરાતો કમી થઈ બીજી યોગ્ય દિશામાં ધ્યાન ખેંચાય એટલું તો કરવું જોઈએ.

હોકી-ફૂટબોલ ને કુસ્તી જેવી મર્દાનગીભરી રમતો હિંદને અનુકૂળ આવે છે તો એ તરફ વિદ્યાર્થીઓની પ્રીતિ વધે એવું કેમ ના થઈ શકે?

### રમો રાસા રમા સહુ

કેટલાય અંગ્રેજી દૈનિકોમાં પાનાં ભરીભરી રોજ રોજ રમતોની ખબરો આવે છે, ગુજરાતીમાં એમ નથી હોતું એટલું જ નહિ પણ ખેલાડીઓમાં તો ક્રિકેટના માંકડ-મર્ચન્ટ સિવાય કોણ જડે છે? રમતો તરફ ગુજરાતમાં જેવો અભાવ દેખાય છે એવો બીજા કોઈ પ્રાંતમાં નહિ હોય.

શું આપણો ખોરાક ખામીવાળો છે? શું આપણો પહેરવેશ બદલવા જેવો છે? શું આપણી આબે હવા કે મેદાની વસવાટ આપણને સાવ સરળ બનાવી મૂકે છે? કે પછી અહિંસાનું ને ગીતાનું ઊંધું ક્રાંતિક્રાંતી આપણે સીધાદોર બની ગયા છીએ?

ગામે ગામ હમણાં બાળકોને લસરવાનાં પાટીઆં ને હિંચકા મૂકાય છે. એ શરૂઆત તરીકે સારું છે. પણ એમના પછીની ઉંમરવાળાઓ માટે રમતનાં મેદાનો, તરવાના હોજ, ઊડતા વિમાનમાંથી છત્રી સાથેના ભુસકા, પર્વતારોહણ, જંગલોના રખડપાટ, એવું કેટલુંયે યોજનાપૂર્વક ગોઠવવું જોઈશે. યુવાન, વર્ગ રમશે નહિ તો ફિલ્મનાં શેતલ ગીતો બેસુરા રાગે ગાશે ને જિંદગીનાં આશા ઉલ્લાસ ઢોળી નાખશે.

એકલા વિદ્યાર્થીઓ જ શા સારૂં, મજૂરો, શિક્ષકો, વેપારીઓ, વકીલો બધા એક કક્ષાએ ભેગા મળી વાજતેગાજતે રમતો રમે, હરીફાઈઓ ગોઠવે, વિજેતાઓને બિરદાવે, પ્રેક્ષકોમાં ઉત્સાહ પ્રેરે એમ નજદીકના ભવિષ્યમાં થાય તો કેવું સારૂં? ઘરકામમાંથી નવરાશ કાઢી સ્ત્રીઓને પણ રમતના મેદાન તરફ કેમ ના વાળીએ?

ફિલ્મના કરવેરામાંથી રમતો માટે રકમ ફાજલ પડવી જોઈએ; કાંઈ કરતાંયે યોગ્ય અને અયોગ્યનો મેળ મળી રહે તો સારુ, સીનેમા પાછળ ઘેલા થયેલાઓને એટલું તો અશ્વાસન રહેશે કે એમના ઉડાઉપણામાંથી કોઈકનું છોકરૂં રમતું થયું છે.

*

## કેવડો ને કાંટા

માનીએ જો સુખો ના તો દુઃખોની અહીં શી મણા?
મ્હેક ના માણવી હો તો કેવડે કંટકો ઘણા.

નટવરલાલ પટેલ

# સોન

ચંદ્રવદન મહેતા

> સંસારના ભેખ લેનાર જેમ સંન્યસ્તને દીપાવી મૂકે છે એમ પ્રીતના ભેખ લેનાર એમની અમર પ્રીતગાથાને લોકજીભે ને લોકહૈયે અમર કરી જાય છે. એવી જ એક અમર ગાથાને કર્તાની નાટકીય કલમે કેવી કાળજે ચોંટાડી દે તેવી બનાવી છે!

સોન : ક્યાં રિસાઈ ગયો! પણ એમાં એનો વાંક? હલામણ! તે દી ઘુમલીના બજારમાં જે સમસ્યાનું પારખું થઈ ગયું, તેવું જો વહેલું થઈ ગયું હોત, તો આજે હું મારા હલામણ હંગાથે નંદનવનનું સુખ માણતી હોત. પણ તું યે બુદ્ધિનો ચતુર તે છાનો જ રહ્યો.

બહુ પાકો તો, બોલને, હવે જવાબ આપ. એમ મને છેતરી જાય તે કંઈ ચાલે. પણ એ... એ...ક્યાં જાય છે ક્યાં જાય છે, હલામણ! હલામણ! એમ કંઈ મુલક છોડી ભાગી જવાય? હલામણ ઊભો રહે, ઊભો રહે, હું યે આવું છુ.

મોતન : બાઈ, સોનબાઈ! શું થયું-ક્યાં દોડો છો, કોને એમ બૂમો પાડો છો. અરે આંઈ તો અગાશી છે, પડી જવાશે, જરા ધીરા પડો, આ તે કેવી ભ્રમણા.

સોન : હલામણ! હલામણ! એમ મને એકલી છોડીને ન જા. હું યે તારા ભેગી આવું છું: ઘુમલીના રાજપાટ મને હરામ છે. રાણીપદાની મને પડી નથી. હલામણ! ઉભો રહે.

મોતન : બા સોનબા. આ શું બોલો છો. ક્યાં જાઓ છો. પાછા આ શા ગાંડા કાઢવા માંડ્યા-તમે સમજુ, શાણાં!

સોન : હું સમજુ શાણી...મોતન, બહેન! હવે બહુ થયું: નથી ખમાતું. હમણાં એ અહીં હતો, મારી સાથે વાતો કરી, અને ચાલ્યો ગયો. કહેતો ગયો કે હું જાઉં છું: હું કહું કે હું સાથે આવું તે પહેલાં તો ઉપડ્યો, દોડ્યો. અને અજબ રીતે અલોપ થઈ ગયો.

મોતન : કોણ અહીં હતું?

સોન : હલામણ સ્તો.

મોતન : વાતો કરી? શું કહો છો, તો જવા કેમ દીધો?

સોન : વાતો તો કેવી કરી, બે ચાર સમસ્યાઓ કહી. અને એણે તાબડતોબ જવાબ આપ્યા. અને કેવા જવાબો, કેવો સોહામણો લાગતો હતો, કેટલો રૂપાળો.

મોતન : ક્યારે આવ્યો હતો!

સોન : હમણાં જ આવ્યો અને ગયો. એવા સુંદર કપડામાં તો મેં એને આજ જ દીઠો. રંગીન જરીનો ફેંટો હતો. રેશમી કેડીઉં પહેર્યું હતું: પીતાંબરે શોભતો હતો. ગળામાં મઘમઘતા ફૂલનો હાર હતો. હાથે સોનાનું કડુ હતું. તેજની ભભકમાં પૂરો દેખાતો પણ નહોતો. આવ્યો, બે ઘડી વાતો કરી, અને ઝાલવા જાઉં છું કે નાઠો.

મોતન : હા, અમને બોલાવ્યા કેમ નહીં?

સોન : મોતન શું કરું? ઘુઘરીઆળી ગાડીઓ અને થનગનતા ઘોડેસ્વારો: ધમધમ ધમકતી વહેલો, અને રંગ-બેરંગી વરણાગીઓ છેલછબીલો: સોના ચાંદીના થાળો હતા, હીરા મોતીની માળો હતી, હાથે પહેરવાના કંકણો, કેડે પહેરવાના કંદોરા, પગે પહેરવાની રતનજડિત મોજડી.

દાસી : સોનબા! આ શું બોલી રહ્યાં છો.

સોન : હું ઊંઘમાંથી ઝબકીને જાગી. લાવ જરા પાણી લાવ.

દાસી : લાવી બા.

સોન : અમૂલ્ય વસ્ત્રો હતા, મઘમઘતા તેલ સુગંધી હતાં. આંખને ગમી જાય એવા દેદીપ્યમાન તાંબાના ઘડા હતા, દેશ પરદેશથી મંગાવેલી કારીગરીથી શોભતી સુરાઈઓ હતી.

દાસી : બા! સુરાઈમાંથી જ પાણી લાવી છું. પણ તમે તો કંઈ બીજી જ વાતો કરો છો. હા. સુન્દર સુરાઈઓ પણ હતી. ઘણું ઘણું સુન્દર

હતું : હતું શું—છે.
સોન : શું છે ?
દાસી : તમે જે બોલો છો તે.
સોન : શું ! મેં તો ઘુઘરીઆળી ગાડીઓ જોઈ, થનગનતા અસવારો જોયા, રત્ન જડેલા થાળો જોયા—
દાસી : પણ કેવી રીતે જોયા—ક્યાં જોયા ? તમે તો હજી ઊંઘમાંથી હમણાં જ જાગ્યા છો.
સોન : મેં સપનામાં જોયાં.
દાસી : લ્યો જુઓ, સપના પણ ભલા કેવા સાચા પડે છે. આ તમે બોલો છો, એ બધું બહાર આવી ખડક્યું છે. જાતજાતનો દાગીનો છે. દેશ દેશાવરનું કાપડ છે. કિસમ કિસમનું ઝવેરાત છે.
સોન : ક્યાં ?
દાસી : એ બહાર બધું આવી ઊભું—દળ કટક આવીને ઊભું છે.
સોન : એમ, કોણે મોકલ્યું છે ?
દાસી : કોણ મોકલે, સોનબા ! ઘુમલીનો શિયો જેઠવો સ્તો. બીજો કોણ.
સોન : હજી એને પરણવાના કોડ બાકી છે.
દાસી : લગનની જાન જ જાણે આવી છે. વરરાજા જ નથી. એના મનમાં કે તમે હાલી નીકળશો.
સોન : મૂરખો. આવવાની હોત તો આટ આટલો બરડો ખુંદત, આટલો વગડો ખુંદત, આટલો દરિયો પાર કરત, આ અહીં સિંધ સુધી આવી આટલી શોધ કરત. મારો હલામણ એક—જેઠવો ન્હોય. જા દાસી—એને કહે કે આવ્યા એવા પાછા જાઓ.
મોતન : એમ તો અમે ક્યારનું કહી દીધું છે. પણ બળ્યા જતા નથી.
સોન : જતા નથી ? હજી એણે સોનનો સાદ સાંભળ્યો નથી. ઉઘાડ બારી. એ તે શું એમ સમજે છે કે હજી મારી ઊંઘ ઊડી નથી. એઈ ! જાઓ ભાગી જાઓ અહીંથી; આવ્યા છો તે ? કોણે જેઠવાએ મોકલ્યા છે ? જાઓ પાછા, અને કહો તમારા શિયા રાજા જેઠવાને, કે સોન એમ સોના ચાંદીથી લોભાય એમ નથી. પરણવું હોત તો આટલા વગડા શા માટે રખડત : હટો, આવ્યા છો દળ કટક લઈને—જાઓ, વહેંચી દો એ મોતનથાળ ગરીબોને. ભાગો અહીંથી.
મોતન : અમે એ જ જવાબ પહેલા દઈ ચૂક્યા હતા—પણ એમને તમારે મોઢે નાનાં વેણ સાંભળવાં હતાં.
સોન : કહે એને, હવે ધગધગતા અંગારા ખમવા પડશે. આ છે સોન. જેઠવો એમ મારી સાથે ચસકા કરે એ હું નહી સાંખી લઉં. કેમ બારી બંધ કરી દીધી ?
મોતન : ત્યારે શું, એમની સાથે તે કેટલી વાત.
સોન : મોતન ! મારી એકની એક સહીઅર ! હવે આ હાબનો ડુંગરો ખુંદી ખુંદી હું તો થાકી—કહે, મને મારો હલામણ નહીં મળે ?
મોતન : બાઈ, આશા અમર છે. પરમ દી માતાની ઓશરીએ હું ગઈ 'તી. માતાજી આગળ પ્રશ્ન મુક્યો, તયેં માતાજીએ હા કહી હતી.
સોન : મોતન ! મને એવા વહેમમાં શ્રદ્ધા નથી. હું તો મારે તાળવેથી હલામણને આઘો કરું તો એને મળવાનો લાભ ખોઉં, એમ માની રાતને દિવસ અને દિવસ ને રાત એનું સમરણ કર્યા કરું છું.
મોતન : તમે તો બા હદ કરી છે. પોતાના પ્રિયતમ માટે આટ આટલા મલકો ખુંદનારી કોઈ પાકી હોય તો આ તમે : વન વગડા વીંધ્યા, જળના થળ કીધા, ચૈતર વૈશાખના વાયરા વેઠ્યા.
સોન : બસ બસ મોતન. મેં શું શું કર્યું એની ગાથા ન ગા. મને મારો હલામણ મેળવી આપ. બસ. થાકી ગઈ હું તો. ક્યાં જાઉં, ક્યાં શોધું ? જીવને હવે જરા ચેન પડતું નથી. અરેરે ભગવાને મને કાં બુદ્ધિ આપી : અને હું વળી દુહા લખવા બેઠી.
મોતન : એમ કેમ બોલો છો. સોનલ દે. એ તો બુદ્ધિએ બુદ્ધિ ટપકારી. પેલો કુમતિયો એમ જ





પરમાણુચોને? નહીં તો જેઠવો આવો કથીર છે, એની જાણ કોને થાત?

સોન : તને યાદ છે મોતન : મેં પેલી સમસ્યા લખી મોકલી હતી, તેનો કેવો સુન્દર જવાબ મળ્યો હતો તે—એરણુ અડકી ન હોય અને હથોડે ટિપાયા ન હોય એવા અલંકાર ક્રિયા. તો જવાબ આવ્યો કે માતા મેરામણ વસે અને પિતા વસે કૈલાસ, જોઈએ તો જૂના મોતી મોકલું, નવલા તો આવતે આસો માસે મોકલીશ. કેવો સુંદર જવાબ!

મોતન : પણ પહેલાં તો થયું કે જેઠવા રાણાએ જ મોકલ્યા છે.

સોન : પણ પોલ પકડાઈ ગઈને : બુદ્ધિનો તાગ કાઢતા કંઈ વાર લાગે છે! બાંધી મૂઠી લાખની તેને ઉઘાડતા કંઈ વાર લાગી? ભર બજારે સ્રિયો જેઠવો ભોંઠો પડ્યો. અને બચારા હલામણ ઉપર કોપનો દાવાનળ પ્રગટાવ્યો.

મોતન : બેન! એ દુ:ખના પ્રસંગો શીદ સંભારવા?

સોન : કેમ ન સંભારું? આજ એને શોધી શોધી થાકી ગઈ છું. વાવડ મળ્યા કે એ સિંધમાં છે, તો અહીં આવી, પણ ત્યાંયે આશા નથી દેખાતી. મને કહે હું શું કરું?

મોતન : એમ મોતી જેવડાં આંસુ ટપકાવો તે કંઈ ઠીક કહેવાય. આ કાયા જુઓ. કવિઓએ તો તમને કોળેલા આંબા જેવી કહી હતી. તમારી આંખો, તમારી કેડ, તમારા પગની પાની—એને સરખાવવા જોડ નહોતી મળતી, આજે એ સોનેરી કાયા કેવી કરમાવી દીધી છે?

સોન : મોતન!

મોતન : એમ રડચે કંઈ પાલવે બા. હિમ્મત તો પુરુષોયે રાખે છે.

સોન : મોતન!

મોતન : ખમો ખમો હવે.

સોન : મોતન! ખરડો ખૂંદીને નીકળ્યો. પછી કંઈ એનો વાવડ નથી. આટઆટલા માણસો એની ભાળ માટે નીકળ્યા છે, પણ કોઈનો કંઈ પત્તો નથી.

અભો : બેન બા! કેમ કોઈનો પત્તો નથી. આ હું ને કમો બંને એની પૂરી વાતની ખબર કાઢી લાવ્યા છીએ.

કમો : પાકા પાયાની, વાતમાં બોલ ફેર નહીં.

મોતન : અલ્યા તે તમે આવ્યા ક્યારે જે?

અભો : આ હમણાં દોડી વાટે હાલી આવ્યા છીએ. બોલો.

સોન : બોલે શું, તું જ કહેને, જે કહેવાનું હોય તે —મારે તો હલામણ જોઈએ, બીજી વાતો ખોટી.

કમો : હા, હા. હલામણની જ વાત છે ને. વાત એમ બની કે તમે એને નજરે તો ભાળ્યો, એ વાત જેઠવાને કાને પહોંચી.

અભો : કે એણે કાઢ્યો ગામ બહાર.

કમો : તો ગામબહાર—અરે મુલકની બહાર દેશવટો જ દીધો. ગામેગામમાં થાળીઓ પીટાવી, કે જે કાઈ મારા રાજ્યમાં હલામણને પાણી પીવા લોટો યે દેશે...

અભો : તેના ઘરબાર જપ્ત કરવામાં આવશે.

કમો : અને અવળે ગધેડે બેસાડી ફેરવવામાં આવશે.

મોતન : મુઓ જેઠવો તે કંઈ રાજા છે.

કમો : રાજો યે એ, ને કાકો યે એ. પદ્મણી જેવી નાર મળતી હાથવેંતમાંથી ચાલી જાય તે કિયો રાણો સાંખી લે વળી?

સોન : પછી આગળ કહેને. આ તો હમને યે ખબર છે.

કમો : કાકા જેઠવાએ કહેવડાવ્યું કે સોન ઉપરથી તારો દાવો છોડી દે તો રાજમાં રહેવા દઉં.

સોન : તે મૂરખે એમ માન્યું, દાવો તો મારો છે, હલામણ ઉપર, અને હું જ કર્યાં એ છોડી દેવા તૈયાર છું?

અભો : અરે પણ આ તો રાજો, તે ઈને તો એવા જ વિચાર સૂઝે.



કમો : પણ એમ ચળે એ બીજા. હાલ્યો હલામણ કાળુભાર, ને કચોળીએથી નીકળ્યો; વળ્યો ગયો એ ભુળ્ભુ તળાવ, અને આ ઈની પાળેપાળે થતોકને ધુમલીના ગઢને સલામો દઈ ઢેમર નદી પાર કરી ઊતર્યો.

અભો : ખારો પાર કરી ગયો, વરતુ નદી તરી ગયો, અને આભ પરે આવી ઊભો, પણ મન ન માન્યું, અને બરડે વિસાવડે જઈ ઠર્યો.

કમો : અને ઠર્યો શેણે? હાલ્યો આગળ. હૈયું ભારે હોય ત્યાં કાળજુ કેમ ઠરે, ગંગાજળ તળાવની પદખ્ખણા કરી વળ્યો જાય એ વળ્યો જાય.

અભો : વીસળપરા, વીસળપરા. ત્યાંનાં વાણીઆને સંદેશો આપતો ગયો કે કદાચને સોનલ એ પંથેથી નીકળે તો એને ઝાઝેરા જુવાર દીજે.

કમો : હા, તે પછી તો જાલેરાની પાદરેથી નીકળ્યો, અને નદીમાં વાંસડા તણાતા દીઠા, એને હાથ લીધા, અને ઘાયલ માણસ–તે એ વાંસડા જોડે પણ વાતો કરી લીધી.

અભો : એમ કરતાં આખું ઓખામંડળ કુદાવી ગયો અને આવી સાગરને કાંઠ— ભારી સમન્ધર જોર કરી ઊછળે છે, કાળજુ કોરે એવા વાયરા બીહામણી ચીસો પાડે છે. એને દેખી કહે છે કે હલામણે કહ્યું, કે સાગરા! તારું હૈયું પણ મારી જેમ હાલહલોલ થઈ રહ્યું છે.

કમો : ત્યાં ખાડીમાં એણે એક માછલો દીઠો, અને દીઠાવેંત એણે કહ્યું અલ્યા ઊંડા જળના રહેવાસી. તને સમુદ્રે કેમ બહાર ફેંકી દીધો?

અભો : તો માછલો જવાબ આપે છે કે શું થાય; બે નાની માછલી પાછળ પડ્યો; પણ એ તો નાની તે પાછી વહી ગઈ: આ હું અહીં રહી ગયો. તડકી શીળી તો સૌએ જોવાની જ છે ને.

કમો : પણ પછીની વાત તો સ્વપન કથા જેવી છે. કચ્છડો ઓળંગી, એ આવ્યો સિન્ધમાં. અને ગામની બજારમાં કોઈ રાજકુંવરીની દાસીએ એને જોયો. દાસીએ જઈ કુંવરીને કહ્યું. કુંવરીએ જઈ ફુઈને કહ્યું: ફુઈએ એને બોલાવી મંગાવ્યો.

અભો : અને જમાનાની ખાધેલ પીધેલ ફુઈએ કહ્યું કે આ તો જેઠવા કુળનો.

કમો : એ ફુઈ તો વળી રાજમાતા. એને માટે રાજવંશી રહેણુક બિછાવી દીધી, પણ હલામણ એકનો બે થતો નથી.

અભો : એ તો સમરણ કરે છે એકનું, રટણ કરે છે સોનનું.

કમો : રાજમાતાએ રાજકુંવરી હારે લગન કરવા કહ્યું, સિંધમાંની સુમરીઓમાંથી એકાદ શોધી એની હારે પરણવા કહે છે પણ ન માને, હલામણ જીવડો ન માને.

મોતન : પણ પછી એ ગયો ક્યાં?

સોન : એ કહે તો તો હમણાં જઈ પહોંચું.

અભો : કહે છે કે છે તો સિંધમાં જ, આ હાબા ડુંગરની ગોદમાં જ.

સોન : વહેલો જોડાવો. અબઘડી અહીંથી નીકળો. ચાલો. એક પળ પણ ગુમાવવી ઠીક નથી. ઉપડો. આખો ડુંગરો ખુંદી વળો. એવો તે એ કેવોક છુપાઈ રહ્યો છે.

અભો : પણ—

સોન : જાઓ, તૈયારી કરો. એક પળ પણ નહીં ગુમાવો. ઉપડો. હું તૈયાર થઈ જાઉં છું. હવે મારાથી એનો વિજોગ સહેવાતો નથી. મોતન, અભા, કમા—સૌને તૈયાર કરો. મને અંતરથી અણસારા આવે છે. એ છે—આપણી નજીકમાં જ છે—એનો સાદ મને સંભળાય છે. મને લઈ જાઓ.

અભો : સોનબાઈ! હાબાના ડુંગર પર અટાણે તો ભારેનો મેળો જામ્યો છે. કદાચ ત્યાં તો એ ન ગયો હોય.

સોન : અરે હોય? સોનબાઈને માટે રાજગાદીને લાત મારી જોગી થઈ ફરનારો મેળા મેલાવડા-





એમાં રમતું રમવા ગયો હોય એમ તમે માનો છો—હોય નહીં.

કમો : છતાં રત્નો હજી નથી આવ્યો. એ તાં પહોંચી ગિયો હોય તો નવાઈ નહીં. એ આવશે તો એના ઈંધાણ પણ લાવશે.

સોન : તમે બધા બસ વાતોમાં જ પાવરધા છો. મને ચેન નથી. મારે અટાણે આખો હાખો ડુંગરો ખુંદી નાંખવો છે. હ્યો ચાલો. જેને આવવું હોય તે હારે થાય, નહીં તો અહીં રીયે. ચાલો.

મોતન : પણ સોનબાઈ, કંઈ હારા કપડા તો પહેરો. એમ ને એમ શું હાલી નીકળો છો.

સોન : ગાંડી. અટાણે ઘડી બગાડાય એમ નથી. હું ચાલી. બહુ કપડા પહેર્યા—હલામણ મળ્યા પછી બધો શણગાર જ છેને. જે છે તે એને લઈને છે. ચાલો. જેને આવવું હોય તે હાર થાઓ. હું ડુંગરો ખુંદીશ. એ જટાળા જોગીને શોધી કાઢીશ. મારો સાદ સાંભળી એ દોડી આવશે. મને—મને જ એ બોલાવી રહ્યો છે. ચાલો.

કમો : ત્યારે અમે અહીં બેઠા રહેવાના હતા એમ—લે ઊઠ, અભા! સોન મમતે ચઢી પછી એનો તાગ નહીં.

અભો : મેં પણ ક્યાં ના જ પાડી છે તે—ચાલો.

કમો : હે રામ! હલામણ પણ ખરો છે તો. ક્યાંનો ક્યાં ભટકે છે.

અભો : અલ્યા આ દૂરથી રત્નો તો નથી આવતો?

કમો : દોટ મૂકીને આવે છે.

અભો : રત્નો જ છે.

કમો : હા હા રત્નો.

અભો : પણ આટલા ઉતાવળે—દોડવાનું કંઈ કારણ?

કમો : એણે કંઈ ભાળ મળી લાગે છે. લાવો પૂછીએ.

અભો : પૂછે શું—એ જ એની મેળે કહેશે.

કમો : હેં 'લ્યા રત્ના! છે શું—કાંઈ પત્તો ખાધો. આવ આવ ભાઈ, ક્યાંથી આવ્યો?

સોન : રત્ના! કંકુના કે સ્મશાનના.

રત્નો : બેન બંનેના.

મોતન : બંનેના એટલે?

રત્નો : હાબા ડુંગર પર મેળા ભરાણો છે: એવો મેળો કે વાત નહીં. લોકોનો પાર નહીં. દેશ દેશાવરથી તિંયા લોક ઉભરાય. એમાં એક ખૂણે ચકરડીઓ ફરે. ત્યાં ઊભો ઊભો એક જટાળો જોગી જુએ. ચકરડી ફરતી'તી સાબધ, પણ એકા એક છટકી: અને એ ચગડોળની આખી બેઠક એ જોગીને લાગી: ચોટ તો એવી લાગી કે ત્યાં જ બેભાન થઈને જોગી પડ્યો, એ જ આપણો હલામણ જેઠવો.

સોન : ઓય મા.

મોતન : સોનબા—

કમો : લે ચાલો અમે ત્યાં જ જતા હતા.

રત્નો : હવે જવા જેવું શું છે: પડતાં જ ને એનો જીવ ઊડી ગયો. લોકોની ઠઠ જામી, ત્યારે ઓળખાણ પડી. મેં થોડીક વાત કહી: એટલે એટલે એના શબને લઈ હમણાં જ ઠઠ અહીં આવશે.

મોતન : ઠઠનું અહીં શું કામ છે?

રત્નો : લોકો એ ખાઈ ગયા છે. પેલા ચગડોળવાળાના તો બાર વગાડી દીધા છે.

કમો : ચાલો બધી મહેનત એળે ગઈ: હાય રામ! આખરે આવું?

અભો : ક્યાં શોધવું બાકી રાખ્યું? અને રત્નાને ભાળ લાગી ત્યારે આ પરિણામ. ભાઈ તકદીરમાં નહીં એ નહીં. સોનબાઈ! ચાલો પાછા, થનાર થઈ ગઈ.

કમો : એમ શૂનમૂન બેસી રહે કંઈ પાલવે?

અભો : આપણા નસીબ એટલા પાધરા નહીં. હાથ વેંતમાં આવેલાં અમૃત ઢોળાઈ ગયાં.

કમો : ફાટી પડજો એ શિયા રાણાની વંશવેલી માળા અબુધ એ સોન જેવી ચતુર હંગાથે હોડમાં



ઊતર્યો, બુદ્ધિના પારખામાં વરસ મપાઈ ગયા. અને અંદાજે હાથ ઘસતો રહી ગયો. ન એ સુખી થયો ન કોઈને સુખી થવા દીધી.

અભો : અમર તો ક્યારે થાત એ, કે ભત્રીજાને ગાદી આપી એ જોગી થઈ નીકળત. આટલા વરસ રાજ કરીને યે એ કઈ કીર્તિ કમાઈ પડ્યો છે જે—આખરે બદનામ મૂકી જવાનો—મેર કુમતીઆ !

કમો ; હવે અહીં બેઠે એનું નિંદણુ કરીએ એમાં શું ફાયદો ? ચાલો બધું પતી ગયું. મહેનત એળે ગઈ—આખરે કંઈ એમાંથી ફળ નીપજત, તોયે ગનીમત. આ તો સમુદર તરીને કાંઠે ડૂબવા જેવું થયું.

અભો ; એ જ તો લાગે છે. અને એ જ તો શિયા જોઠવા ઉપર દાઝ બળે છે. પાપીઆને મળતા વાર જો એના ટુકડા ન કરી નાખુ તો મારું નામ નહીં.

કમો ; અરે એ તો એને મોતે મરશે.

અભો ; તો એનું મોત બગાડી દઈશ.

કમો : ચાલો. હમણાં તો હવે પાછા—થનાર થઈ ગઈ—

અભો : હા. સંપેતરાં બાંધવા માંડીએ. ઘરમાં મા-બાપ ચિંતા કરતાં હશે, એના જીવ કંઈક ઠામ થશે.

મોતન : સોનબાઈ ! આવો. થનાર થઈ ગઈ. જરા ગમ ખાઈ વિચાર કરો.

રત્નો : રડવું હોય તો રડી નાખવું : ડુમો નીકળી જાય. પણ એમ કંઈ ગમ ખાઈ બેસી રહેવામાં શો ફાયદો.

કમો ; હા સોનબાઈ, અમે પણ એ જ કહીએ છીએ, ચાલો પાછા.

સોન : પાછા ફરવાની કોણે વાત કરી ? બોલો જોઉં જેને પાછા ટળવું હોય તે જાય. નસીબ પાધરું નહીં. કોણે કહ્યું નસીબ પાધરું નહીં ? નસીબ છે, અને તે સારું જ છે. ભાઈઓ, મોતન ! રત્નુભા ! જા એક આખરનું કામ કરી દે. વહેલો વહેલો જઈ પહોંચ.

રત્નો : કાં સોનબા !

સોન : જ્યાં મારા હલામણનો દેહ પડ્યો છે ત્યાં : અને કહે કે એને અહીં લાવવામાં કંઈ સાર નથી: હું જ ત્યાં આવી પહોંચું છું: ત્યાં સુધી કોઈએ કશું કંઈ કરવાની જરૂર નથી. મોતન બાઈ ! મારા શણગારનો દાબલો લાવી દો.

કમો : સોનબાઈ ! ગાંડી થઈ છે શું.

સોન : ગાંડી નથી કમા ! હવે ગાંડી શા માટે થાઉં. ગાંડી તો હતી જ. નહીં તો ઘુમલીની ગાદી છોડી આટલે સુધી ચાલી આવું: હવે મારો હલામણ મને મળી ગયો. જીવતો ન મળ્યો—ભલે ન મળ્યો. જીવતા મળીશું એ એને ઠીક નહીં લાગ્યું હોય. વિધિને ઠીક ન લાગ્યું હોય. સંસાર નહીં માણવો હોય. હશે. જેવી એની મુરાદ. બોલો મારો દાબડો કેમ કોઈ નથી લાવતા.

કમો : તમે હવે......

સોન : હવે શું—એની મને ક્યારની ગમ પડી ગઈ છે. સવારથી હૈયું એંધાણ આપી રહ્યું હતું: હું મુઈ સમજી નહીં. તો હવે એણે સમજણ પાડી.

મોતન : આ દાબડો.

સોન : ઠીક ભલે ! અને મારી પેલી સારામાં સારી ચુંદડીઓ લાવો.

કમો : તે તારો શો વિચાર છે ?

સોન : અને પેલા હલામણના હાથની લખેલી બોલી થોડી સમસ્યાઓ પણ લાવો. એનું જેટલું હોય તેટલું લાવો.

કમો : પણ તું બોલતી કેમ નથી ? તારો વિચાર શો છે ?

સોન : મારો વિચાર મારો અને હલામણનો અંતરાત્મા જાણે છે. સોનલ હવે સોનલ રહી નથી. એનો દેહ છૂટ્યો: તો મારો દેહ કંઈ મને વળગીને ઓછોજ રહેવાનો છે ? એ યે છૂટશે. લ્યો ચાલો. લાવો કંકુ. અહીં દાબાના ડુંગરા પર





હલામણને મારે હાથે પીઠી ભરીને પોઢાડીશ. અને આ એની હારે બાંધ્યા મીંઢળ તો હવે સ્મશાનમાં છૂટશે—છૂટે ત્યારેય ખરા—

કમો : એ તું શું કહે છે સોન બાઈ!

સોન : સોનબાઈ કહે છે કે અમે બાજઠ પરે ન બેઠાં: અને હંગાથે ચોરીમાં કંસાર પણ ન જમ્યાં, અને અમે ઢોલ તાંસા પણ ન વગાડી શક્યાં: તો શું—ભાઈ હવે વાગશે, ઘડી બે ઘડીમાં કંઈ ઓછું જ મોડું થઈ જવાનું છે?

મોતન : હ્યો બા! બધું તૈયાર છે. તારો મનસુબો હું કળી ગઈ છું. બસ એ જ ઉપાય બાકી રહ્યો.

સોન : એ ઉપાય નથી મોતન. એતો હવેનો એક માર્ગ છે. એ એક જ પંથ છે. એ જ પંથે મને મારો હલામણ મળશે. બીજો મારગ રહ્યો જ નથી. શું કરું મોતન! આજ સુધી તો જે દુઃખ હતું તે હૈયે પુરાયલું રહેતું હતું: હવે કંઈ આ માળખામાં કેટલું સમાવી શકું. પણ હવે વાતો કરવાનો વખત નથી. એઈ, જરા ઘોડો દોડાવી દો. કમા, રત્ના—દોડો, પેલા જોઠવાની ઘુઘરીઆળી ગાડીઓ આવી હતીને, અને ઓલા થનગનતા ઘોડા! જાઓ પાછા બોલાવો અને એને જઈને કહો, કે સોન લગન કરવા નીકળી છે, તે ચાલો પાછા.

અભો : શું બોલછ સોનબાઈ!

સોન : જાઓ, કોઈ તો જાઓ, પહેલા એને લઈ આવો

મોતન : એ ધમસાણુ આગળ ગયું જ નહીં હોય: એ પણ હાબાના મેળામાં જવાના હતા. તો કદાચ આટલામાં રોકાઈ ગયા હશે.

રત્નો : એ વાત હાચી: એ બધા પણ ત્યાં જ હતા. કોઈ તો કહેતું'તુ કે ઘુમલીનો શિયો જેઠવો પણ એમાં છૂપે વેશે હતો. સોને હા કહી હોત તો એ અહીં જ લગન કરી હેત.

સોન : તો તો એ અહીં હતો એ વાત સાચી: એને જ કાંક તરકટ કીધું હોવું જોઈએ. નહીં તો એમ કંઈ ચગડોળના ચાક તુટતા નથી. અને એટલાથી માણસો મરતા નથી.

રત્નો : આ તુ કહે છે ત્યારે મારા મનમાં વહેમ પડે છે ખરો.

સોન : વહેમ કે નહીં વહેમ: જાઓ એને બોલાવો. આખા સામૈયાને બોલાવો. અને લગનની તૈયારી કરો. અહીં જ લગન થશે. ચોરી ચણાવો. જોઈએ તો ગામમાંથી બ્રાહ્મણો બોલાવો.

કમો : એ આવે: એ જ વહેલ્યું પાછી આવે અને મોખરે આવે એ શિયો રાણો. થનગનતો ઘોડો નચાવતો—

રત્નો : અને આ આવે હલામણ જેઠવાનું શબ. મૂરખા શિયા રાણાને જરા ધીરજ પણ ન આવી.

સોન : આવવા દો: ચાલો તૈયાર થઈ જાઓ: વરરાયાને વધાવવા તૈયારી કરો: અલ્યા કેમ કાંઈ વાજાવાળાને પણ બોલાવી લાવ્યા? કંઈ નહીં તો અમથા ગીતો તો ગાઓ: આજ તમારી સોનબાઈ લગન લે છે, અને તમે આમ અવાક કેમ ઊભાં છો! જરા તો બોલો. કંઈ તો કહો. હવે સાસરે જઈશ. તમારો સંગાથ છોડી દઈશ. બે બોલ શિખામણના આપો.

મોતન : સોનબાઈ! ભારે થઈ ગઈ. હવે બોલ મા. હમે તને શી શીખ દઈએ. તારો પંથ ઉજળો છે.

સોન : મારી મોંઘી મોતન, તું શા સારુ રુએ છે. હું નથી રડતી ને. એ તો થઈ ગઈ. હવે એણે એનું કરી લીધું. હવે મારે મારું કરી લેવાનું છે. જીવનમાં આવો અવસર ભાગ્યે જ મળે છે. મને પરણવાના કોડ હતા, આજે એ પૂરા થશે. હાશ મારા આનંદનો પાર નથી.

અભો : આ હલામણને લઈને આવ્યા. ચાલો રામ નામ બોલો.

સોન : શાંત. કોઈએ રામનામ બોલવાનું નથી. લગનને ટાંકણે એ શું કાણુ માંડીને બેઠા છો? હ્યાં



કાં છે બ્રાહ્મણ—અને એ નહીં હોય તો તમે મને મીંઢળ બાંધો.

હે ભગવાન! આજ દિન સુધી અમે જુદાં હતાં આજ હમે લગ્નગાંઠથી એક થઈશું. હું ને મારો હલામણ; અમને હંમેશાં હંગાથે રાખજે. કસોટી બહુ થઈ. આ ભવે જે ન મળ્યું તે હવે ભવેભવ આપજે. ઓ મારા હલામણ! મેં તને રાત દી કદી વિસાર્યો નથી. મનથી તને તે દા'ડે વરી હતી, આજે દેહથી વરૂં છું. અગ્નિ દેવની સાક્ષીએ. એ જ અગ્નિદેવ તને અને મને હમેંશા પોતાને ખોળે રાખશે.

બધાં : સોનબાઈ! સોનબાઈ

સોન : પ્રગટાવો અગ્નિ. હવે ઢીલ શેની કરો છો? મારો જીવ રહેતો નથી. એ ચાલ્યો ગયો. હું યે ચાલી, મારા સંગાથ વિના એને ચેન નહીં પડે, હલામણ! હું આવી. આટલી ઢીલ થઈ તેની ખમા કરજે.

બધાં : સોનબાઈ! સોનબાઈ!

સોન : આવજો બધાં. લાવો મારા હલામણને મારે ખોળે. આ કોણ શિયો પાછો આવ્યો? આવ શિયા આવ. શિયારાણા તેં અમને જુદા પાડ્યાં, પણ આખરે તો અમે પરણ્યાં! મળ્યાં અને તારા ઘુમલીના નાનકડા રાજપાટ કરતાં અનત કાળના રાજપાટ કરવા અમે પરયાણ આદર્યાં છે.

બધાં : સોનમા! સોનમા!

સોન : સળગાવો ચિતા, અહીં જ. હવે મારે ખોળેથી હલામણ ઊઠે એમ નથી. એ તો અહીં જ જડાયો હવે. જે કરવું હોય તે જલ્દી કરો. અમારે બેને સાથે બાંધો મંડપ, અને અગની દેવની સાખે લગન માંડો. જલદી કરો. લગનની ઘડી વીતી ન જાય, ચાલો. ઓ મારા હલામણ, અહોરાત જો મેં તારા જ જાપ કર્યા હોય તો મને તારી હંગાથે લેજે, એ ભગવાન, એટલું મને બળ આપજે.

બધાં : સોનમાતા! સોનમાતા!

સોન : ઓ મારા હલામણ! તારે કાળજે વાગ્યા ઘા હું રૂઝાવીશ. જે પાપીએ તને દુઃખના ડામ દીધા છે એનો બદલો ભગવાન એને આપશે. જે રાજ્ય પર તારો દાવો હતો, એવા ઘુમલીના રાજ્યના પાયા ફાટી પડશે.

બધાં : સતી સોન! સતી સોન.

સોન : અને એ શિયારાણાના રાજ્યનું નામ નિશાન રહેશે નહીં. એ ઘુમલીની ધૂળ શોધી જડશે નહીં!

બધાં : જે અંબે! જે અંબે. સતી સોન! સતી સોન!

સોન : સળગાવો ચિતા! અને વગડાવો વાજા! હલામણ! ઓ મારા હલામણ! આજ આપણા જીવનની મંગળ ઘડી છે.

બધાં : જે અંબે જે અંબે: જે અંબે જે અંબે.

☆

## પ્ર રા જ ય ને

તને જોતાં મૂછી મહીં મન મ્હારું ઢળી ગયું!
છતાં જાગ્યું જ્યારે,
ન બીજેથી, ત્હારે કર જ, નવ પ્રાણ સ્ફુરી રહ્યું.

હ રિ ત બૂચ

# નાટ્યકળાનું ભારતીત્વ

હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય

> વિદેશોનું કેટલુંય અનુકરણ આજે આપણે કરી રહ્યા છીએ. એમાં મોટા ભાગનું તો આપણી સંસ્કૃતિનું વિધ્વંસક છે. આપણી સંસ્કૃતિને સમજીને એને જાળવી રાખીને વિકસાવવાનું કામ આપણા પ્રાચીનો કરી ગયા. આપણે એમની એ પરંપરા ભૂલીને આપણું અધઃપતન વહોરી લીધું. આ લેખની મિતાક્ષરિતા સફળ બની છે.

પ્રાચીન કાળમાં ભારત નાટકોનું ઘર હતું. ભારતે મહાન નાટકકારોને જન્મ આપ્યો છે, તેમાંના કેટલાકના નામ તો આજે પણ બહારની દુનિયાના પ્રખ્યાત નાટકકારોની હરોળમાં મૂકવામાં આવે છે. નાટ્યકળા ને નાટકની રચનાના અગત્યના નિબંધો આપણા માટે મૂકી જનારા નાટ્યકળાના ઉસ્તાદો પણ ભારતમાં હતા.

પરંતુ આજે ભારતમાં રંગભૂમિ છે એવું આપણે કહી શકતા નથી. અલબત્ત, સામાજિક ને રાજકીય સત્તા જેને હજારો વરસોથી રૂંધતી આવી છે એવી થોડી જૂની નાટકશાળાઓની હયાતી છે.—આપણા સંસ્કારને જબરો ધક્કો મારનાર પાશ્ચિમાત્ય સત્તાનો હું ખાસ કરીને ઉલ્લેખ કરું છું. ઉપલકિયા વિચારો, વલણો અને કિંમતનું પડળ આપણા માનસિક ને આધ્યાત્મિક વિકાસને ઘણા વરસોથી અજાણ્યું દેખાયું છે ને આપણા દેશના આત્માની અને જીવનની જન્મસિદ્ધ પ્રતિભાને રૂંધે છે. પરિણામે એવું સસ્તુ અનુકરણ થઈ જાય છે, અચેતનતા ને ધૂનીપણું આવી જાય છે. જો કે એનો કશો વાંધો નથી પરંતુ તેનાથી દેશનો વિકાસ મુશ્કેલીમાં આવી જાય છે. પશ્ચિમની સત્તા આવતાં જ, અઢારમી સદીમાં ફેશન ગણાતાં નાટકશાળા ને નાટ્યકળા નબળી શ્રેણીમાં મૂકાતાં ગયાં.

જ્યારે રંગભૂમિનાં બારી-બારણામાંથી પવન ફૂંકાતો ત્યારે તકતા ઉપરના સપાટ જંગલો, મકાનો, દીવાઓ, ટપાલ ઑફિસો, વાદળાંઓ ને આકાશના દશ્યો ધ્રૂજી ઊઠતાં ને નાનાં મોજાંની જેમ હીચોળાતાં. કાચા વાળની ટોપીઓ પહેરાતી, સજાવટ અધૂરી થતી ને નાટકનાં સારાયે વાતાવરણમાં જરાયે નૈસર્ગિકતા નટોમાં આવતી નહોતી. આવું વાતાવરણ હજુ પણ આપણા દેશમાં જોવા મળે છે. જ્યારે પશ્ચિમના દેશો આમાં ખૂબ પ્રગતિ કરી આગળ વધ્યા છે. બદલાતાં જતાં પ્રજાના શોખને કારણે આજે આપણાં દેશમાં એકેય પ્રખ્યાત નાટકશાળા નથી. બિચારો કળાકાર પોતે પોતાની સાચી ઉત્કંઠાથી નાટકીય વિચારો અને વાક્યોના ઊંચા ધોરણને મેળવવા આડાઅવળા ફાંફાં મારે છે, પરંતુ એકલા હાથે કશું પાર પડતું નથી. સરકારની સહાય વિના મહાન સંસ્કારિક પરિવર્તન શક્ય નથી.

જૂની પ્રણાલિકા પ્રમાણે આજે કેવળ બંગાળમાં નાટકો નિયમિત રીતે હર-હંમેશ ભજવાય છે. નાટકશાળાના શોખને નહીં કેળવવા માટે દેશના સિનેમા-ધરો જવાબદાર છે. હું માનું છું ત્યાં સુધી તેમાં સિનેમા-ઘરોનો જ બધો દોષ નથી. બીજા પ્રાંતોમાંથી પણ ફક્ત આન્ધ્ર અને મહારાષ્ટ્રમાં જ નાટકશાળાઓ કાયમ રહી છે, અને ત્યાંની પ્રજા હોંશે હોંશે નાટકો જોવા જાય છે.

સંપ્રદાય નાટકશાળા ને પ્રણાલિકા નાટકશાળા વચ્ચે તફાવત છે. પ્રણાલિકા નાટકશાળા ગામડાંઓમાં આજે પણ મળી આવે છે, ગામડાંના લોકો સંસ્કાર-ઝરા જેવાં છે. ખરેખર, જગતના દરેક દેશના સાદા, અજ્ઞાન લોકો પ્રણાલિકા, વિચાર, રિવાજ, વર્તણૂક, સાહિત્ય, સંગીત, નૃત્ય ને નાટકશાળાના ભંડાર છે. આપણે માટે દુઃખની વાત તો એ છે કે આપણામાંના ઘણા ભારતીય-સંસ્કૃતિ વિષે કશું યે જાણતા ન હોવા છતાં તે વિષે ચર્ચા કરવા જઈએ છીએ. ફરીથી કહું છું કે પ્રજામાં રહેલાં મહાન સંસ્કારના વારસાને ઉત્તેજિત કરવાનો સરકારને હક છે. કારણ કે કુંભારના ચાકડા પરના માટીના પીંડા જેવી ભારતની સ્થિતિ હોવા છતાં સંસ્કારનો



વારસો મોટા પ્રમાણમાં જેમનો તેમ છે. આજે પણ આપણે જૂની રૂઢિની ઉત્તરની રામલીલા, જાત્રા, દક્ષિણ કન્નડની યક્ષગણ ને છેલ્લી પણ જેવી તેવી નહીં એવી સત્યથી ભરેલી, પ્રભાવિત કરનારી નાટકીય ચાળાવાળી મલબારની કથકલી રંગભૂમિ જોઈ શકીએ છીએ. એ માટે એ લોકોનો આભાર માનવો જોઈએ. આપણી ભાવિ પ્રજા માટે સંસ્કૃતિ-ધર બની શકે તેવી અસલ ને કાયમી રાષ્ટ્રીય નાટકશાળા સ્થાપવા માટે આપણા નાટ્યકારોને ગામડાંમાં રહેવા ને ગ્રામવાસીઓનું વ્યાપક જ્ઞાન મેળવવા માટે ઉત્તેજિત કરવા જોઈએ. જેથી જૂની કળાના નમૂનામાંથી નવાં નમૂના ઉત્પન્ન કરી લોકોની કલ્પના સામે પોતાની મેળે ઊભા રહી શકે. આજે દરેક ક્ષણે, જગતના દેશો યુદ્ધ ને શાંતિના સારા-નરસાં દષ્ટિબિંદુના સંગ્રહમાંથી પસાર થાય છે. યુદ્ધ ને શાંતિએ બીજી દેશોને આવરી લીધા છે. આપણા દેશને પણ બાકાત નથી રાખ્યો.

ભૂમિકા ચોક્કસ હોય છે. આદર્શ નટ વ્યાપક આકાશની જેમ સરળ સ્વભાવનો હોય છે. નટના હૃદયમાં જે ભાવો-વિચારો પેદા થાય છે તે આકાશમાં રહેલાં કાળાં, ધોળાં, રંગીન કે ભૂરાં વાદળાં જેવાં હોય છે. જ્યારે વાદળાં પસાર થઈ જાય છે ત્યારે આકાશ જેમ શાંત-વિશાળ હોય છે તેવું જ નટનું સમજવું. ક્ષિતિજ પર હોવા છતાં બદલાયા વગરનું વિશાળ ને મૂક હોય છે ને પસાર થતાં પ્રકૃતિના ચક્રને દોરે છે. નટ અસંખ્ય પ્રકૃતિનો માણસ હોય છે, પરંતુ કદાપિ ઉદાસ હોતો નથી. અને તે જ ભારતીય કળાના પ્રાચીન આદર્શો છે. ભારતીય નટ આજે પણ તેવો હોવો જોઈએ. આજે આવા કળાકારો ઓછા થઈ ગયા છે. જગતની જોડે આપણો દેશ પણ ફળ ભોગવતો થઈ ગયો ને ઊંડા આત્માવાળા કળાકારોના સંબંધ નાશ પામ્યાં. પરંતુ તે વસ્તુ પ્રયાસો ને સમજાવટથી પાછી મેળવી શકાય તેમ છે ને મેળવવી પણ જોઈએ. પોતાની કીર્તિના કાળમાં કલાકાર પ્રકાશિત દૈવી શક્તિવાળો બની જાય છે. કવિવર શેલીના શબ્દોમાં કહું તો, 'દેહ વિનાના આનંદમાં જેની જાતનું હમણાં મંગલાચરણ થયું છે.' તે ચેતન-અચેતનના વિચિત્ર ઢંગમાં જ અતિશય આનંદ દર્શાવે છે. આરંભમાં શબ્દ હતો પરંતુ પાછળથી શબ્દ મૂક બની ગયો. એ મૂકતા જ મહાન કલાકારો માટે ખાસ જરૂરી છે. જ્યારે શાંતિમાંથી સંગીત રેલાય, શાંત હૃદયમાંથી કલ્પનાના ઘોડા દોડે ત્યારે જ કળાકારની ખરી ઓળખાણ થાય છે.

કેટલીય જાતની કલા હોય છે. પરંતુ નટે પોતાની યાદદાસ્ત, અને ભાવિ પ્રજાની અમરતાની આશા માટે ચંચળતા કેળવવી જોઈએ. કાનના હીંચોળને આલેખતાં અદશ્યમાન ચિત્રકારને અવાજના રંગને પહેચાનતા થવું જોઈએ. પછી જ તેને તેના દેહને ભાંગતા ને ઘડતાં શીખવું જોઈએ. ત્યારે જ શાખાને હીંચોળતા ને ઝોલા ખાતા પણ હરીફાઈ કરી શકાશે. નટના સંવાદની સાથે સંગીતના આલાપની જેમ તેના ચહેરા, હાથ ને પગનું હલન-ચલન થવું જોઈએ. અને આ બધાની સાથે જ અમુક દશ્યના પ્રકાશની યોજનાના સમકાલીન જ્ઞાનને જાગૃત અવસ્થામાં રાખીને પડદાના અનુસંધાનમાં દષ્ટિગોચર થવું પડે. બીજા શબ્દોમાં કહું તો, બધાની વચ્ચેના એક જ દશ્યમાં પાવરધા થવું જોઈએ. કેમકે નટની ભૂમિકા અનિવાર્ય ને અતૂટ હોય છે. ટૂંકામાં નટે સંગીત, ચિત્ર ને સ્થાપત્ય કલાના નિયમનમાંથી પસાર થવું જોઈએ કેમકે તેના વિના નટ એક જ સમયના ગતિ શાસ્ત્રને ગુરુત્વવિદ્યાની રચનાના જેમને ગ્રહણ કરી શકે નહીં.

પડદાને પ્રકાશિત કેમ કરવો તે આપણે શીખવું જોઈએ. રોશની તો મહાન માનવીના મિજાજની મા છે. રોશની એટલે હમેશાં આપણી સાથે રહેલો સપાટ ને ઝગમગતો પ્રકાશ નહી. રોશની પોતાની અગત્યતા માટે વિવિધ રંગીન પડછાયા પર આધાર રાખે છે. આછા ભૂરા રંગથી કાળા ભમ્મર રંગની હારમાં રોશનીની ખરી મર્મતા હોય છે. કેવળ પ્રકાશ જ પડછાયો ફેંકે છે એ સાચું નથી, પરંતુ તે જ





સાચું કથન છે કે પડછાયો પ્રકાશ ફેંકે છે. આ બધું નાટક રચનારે ધ્યાનમાં લેવું જોઈએ.

પડદા વિષે બે–ચાર શબ્દો કહું છું. હું કયારે પણ સમજવાને શક્તિમાન થયો નથી કે શા માટે ભારતીય નટો નાટકમાં ભૂમિકા ભજવતી વેળાએ સફેદ ને ઘેરા ગુલાબી રંગથી પોતાના ચહેરા અને હાથને રંગે છે? શા માટે તેઓ ભૂરા રંગની છાંટની રાષ્ટ્રીય લાક્ષણિકતા ને પ્રકાશની યોજનામાં કામ કરતાં નથી? અલબત્ત, આપણે પુરાણની પ્રણાલિકાની વાર્તાઓનાં વિવિધ પાત્રોની જુદા જુદા રંગોમાં સજાવટ કરવી જોઈએ. કથકલી નાટકકારોની આ જ કલા છે કે તેના ચહેરાઓ છૂપા પહેરવેશમાં હોવા છતાં શંકાથી પર થઈને ભરેલાં દેખાય છે. આનાથી જ્યારે ચહેરો છૂપા વેશમાં હોય છે તો પણ સજીવ ને લાગણીઓથી ભરપૂર લાગે છે. સ્નાયુ ને ચાડીનું હલનચલન જ લાગણીના સંગીતની હારમાળા ઊભી કરી દે છે. હજુપણ આપણા ગ્રામ-નાટકોના કલાકાર પાસે છૂપાયેલી છે એ આપણી આવી સરસ સજાવટ-પ્રથા આપણે અપનાવવી જોઈએ. કંઇ પણ ખરું, નવીન ને શુદ્ધ કાર્ય કરતાં પહેલાં આપણે આપણા માટે મૂકી ગયેલાં આપણાં વડવાઓના જ્ઞાનને મેળવવા માટે વરસો ખર્ચવા જોઈએ. કારણ કે સાદા, કુદરતી અને નિખાલસ લોકોને મહેનત કરીને ખાઈ ને પોતાનાં દરેક દુઃખો હોવા છતાં આપણાં દેશની ઈજ્જત રાખતાં આપણે આધુનિકો જોઈ શકયા છીએ.×

× દિલ્હી આકાશવાણીના સદ્ભાવથી—અંગ્રેજી ઉપરથી.

*

## જવું તારે ધામે

પ્રભો! મારે હાવાં અતલ જગનો સાગર વીંધી
તમે દીધા દેહે
અમારી નૌકા જે
પ્રવાસી આત્માને કયમ લઇ જવો પાર ઉદધિ?
પ્રભો! તેં ના આપ્યો હૃદય કુહરે ઘાડ વનશાં
નિરાશાનાં ઘેરાં તમસ ચીરતો આશદિવડો.
ગુમાવી મેં નાખી
મહા યોગે લાધી
વિસામો જ્યાં ભાળ્યો જગત શ્રમનો, જીવંન સમી.
હલેસું ના એકે
મહાકાંક્ષા રૂપે
ધપાવે નૌકા જે જલધિજલમાં વેગ રૂંધતાં,
વટાવી મોજાંને અવિરતપણે જીવન તણાં.
પ્રભો! ત્યારે હાવાં ઉપકરણ છે એક પણ ના;
છતાંયે મારે તો અતલ ઉદધિ પાર કરવો,
પ્રભો! કેવી રીતે
વટાવી આ સર્વે
જવું, દૈવી જ્યોતે ઝળહળ થતા ધામ તુજના?

રમણ કોઠારી

# જિંદગીનો જય

શિવા શર્મ

> માણસ વધી વધીને આગળ વધે છે ત્યારે એનામાં જે અભિમાન આવીને એની પ્રગતિને રુંધી નાખે છે ત્યારે એને કોઈની ટકોર ન થાય તો એનું કેવું પતન થઈ જાય છે! આ વાર્તાના નાયકની સાન ઠેકાણે લાવવામાં એની કલ્પના–કવિતા પણ કેવી ખપમાં લાગે છે!

શશધર જ્યારે જ્યારે રમતના મેદાન પર આવતો ત્યારે ત્યારે જોનાર પ્રેક્ષકોની મેદનીમાંથી એને જે મુબારકબાદીઓ અને પ્રોત્સાહન મળતાં એ તો જાણે ઠીક, પણ એ ઉપરાંત 'એની સાથે લગ્ન કરનાર સુસ્મિતા પણ આ જ રમતના મેદાન ઉપરથી એને લાધી હતી—રમતપ્રિયોની આખી દુનિયા આ વાત જાણતી હતી. અને એકવાર તો સુસ્મિતા પણ શશધરથી વિરુદ્ધપક્ષમાં રહીને રમવા તૈયાર થઈ ત્યારે એ મર્દાની રમતમાં આ પહેલી સ્ત્રીની હિંમત જોઈને બધાએ મનફાવતી ટીકાઓ પણ કરેલી. અને ખૂબ ટીકાઓ તો ત્યારે વધી પડી કે જે પક્ષમાં સુસ્મિતા હતી એ પક્ષને હારી જતો બચાવી લેવામાં શશધરનો મુખ્ય હિસ્સો હતો. જોનારાની આંખમાં એટલી બધી ધૂળ નાખીને શશધર ફાવી શક્યો એ એનો ભ્રમ હતો.

પછી તો લોકોની અફવાઓ પણ સાચી ઠરી અને આ પ્રસંગને બીજે જ વરસે રમતની દુનિયાનો એ માનીતો ખેલાડી સુસ્મિતા સાથે લગ્ન પઢી ચૂક્યો. એક પણ એવી રમત નહોતી પસાર થતી કે જે રમતમાં શશધર રમવાનો હોય એ રમતને ચગાવીને જીતાડનાર સુસ્મિતા પ્રેક્ષકવૃંદમાં આગળ ન બેઠી હોય. સુસ્મિતા જેટલી ભાગ્યે જ કોઈ ખેલાડી–પત્ની આટલી એ દુનિયામાં જાણીતી થઈ હોય! ફિલ્મી અદાકારોનાં પતિ–પત્નીમાં રસ લઈ રહેલી દુનિયા જેટલી પણ રમતની દુનિયા ખેલાડીઓના અંગત જીવનમાં રસ નથી લેતી. પણ શશધરને માટે આ વાત ખોટી ઠરી. શશધર રમતના મેદાનમાં હોય ત્યારે પહેલી નજરે તો બધાં પ્રેક્ષકો સુસ્મિતાને ખોળવામાં જ લાગી જતાં. અને એ નિયત કરેલ સ્થળે જ સુસ્મિતા બેસતી.

સમાજ ભણી ગણીને આગળ વધ્યો છે. એ દૈન–ડાકણમાં કે ભૂત–પલીતમાં નથી માનતો કે નથી કોઈના કામણગારા જાદુને ધ્યાનમાં લેતો. અને છતાં એ રમતની આખી દુનિયા સુસ્મિતાના શશધર પરનાં કામણટૂમણની એવી એવી વાતો ઉડાડતી કે આપણને તો નવાઈ જ લાગે કે આ તે પંદરમી સદીના લોકો વાતો કરે છે કે શું!

'શશધર મેદાને પડે છે ત્યારે એની એક આંખ સુસ્મિતા પર અને બીજી રમત પર હોય છે.'

—કંઈક પાશ્ચિમાત્ય રહેણીકરણીવાળાં પ્રેક્ષકો કહેતાં.

'સુસ્મિતા જે બાઈનોક્યુલર (દૂરબીન) વાપરે છે એમાંથી એ શશધરની એકેએક ભૂલને ધ્યાનમાં લઈને રમત પૂરી થતાં એ બધી ભૂલો શશધરને સમજાવે છે અને બીજી વખતની રમતમાં એ બધી ભૂલો સુધરી ગઈ હોય છે.'

—કંઈક સમજુ અને તટસ્થ પ્રેક્ષકો વધુ ઊંડા ઊતરતાં.

'અરે, એ તો ત્યાં બેઠી બેઠી શશધર ઉપર એવી વશીકરણ વિદ્યાનો ઉપયોગ કરે છે કે શશધર આંધળોભીત થઈને રમ્યે જ જાય છે.'

—કંઈક ભણેલાં છતાં અણઘડ પ્રેક્ષકો બબડતાં.

બીજી તો ઘણી વાતો થતી. કેટલાક તો શશધરને સુસ્મિતા પાછળ પાગલ બની ગયેલો પણ ગણાવેલો. કેટલીક ઈર્ષાળુ સ્ત્રી–પ્રેક્ષકો તો શશધરની પહેલાંની રમતને એના લગ્ન પછીની રમત સાથે સરખાવતી અને એવું તો મોં બગાડીને બોલતી કે 'પેલીના ફંદામાં ન ફસાયો હોત તો રમતની દુનિયાનો આ મહાન રાજા આમ હાથથી ન જતો રહ્યો હોત!'

આવી તો કંઈક કહેતીઓ શશધર અને સુસ્મિતાને કાને એમની વિશાળ મિત્રમંડળીઓ મારફત પહોંચી જતી. સુસ્મિતા તો ટેવાઈ ગયેલી હતી. શશધરના પ્રેમમાં એ એવી પાગલ થઈ ગઈ હતી કે એ





આ બધું ગણકારતી કે સાંભળતી નહિ. પણ શશધરને રહી રહીને પણ મનમાં ઊંડે ઊંડે એક વાત ખટકતી : સુસ્મિતાના મોહમાં ફસાઈને મારી કલા, મારી રમત તરફ હું ખરેખર બેદરકાર બની ગયો છું ?

શશધરની હમણાં હમણાંની રમતથી સુસ્મિતા પણ જરા ચિંતીત થવા લાગી હતી. લોકોની સંભળાતી વાતોમાં એને પણ થોડું થોડું સાચું લાગવા લાગ્યું. ગમે તેવું સારું રમે તો ય સુસ્મિતા એની ખોડખાંપણ કાઢયા જ કરે. એમ ને એમ પછી તો સુસ્મિતાનો સ્વભાવ જ ખણખોદિયો થઈ ગયો.

એનો આ ખણખોદિયો સ્વભાવ પછી તો રમતના મેદાન ઉપરથી જીવનને ડગલે ને પગલે શશધરને કોરી ખાવા લાગ્યો, સુસ્મિતાને બાળવા લાગ્યો. વાતવાતમાં એ શશધરની ભૂલો કાઢવા લાગી જતી.

પહેલાંનો ખેલદિલ શશધર પછી તો ધીમે ધીમે ચીડિયો થવા લાગ્યો. સુસ્મિતાને ઘડીભર વેગળી ન મૂકનાર શશધર બને એટલો સુસ્મિતાનો સહવાસ ટાળવા લાગ્યો. શશધરની એ પ્રેરણામૂર્તિ એના ડગલે ને પગલે એને સાલવા લાગી. એકવાર તો એક મોટી રમત વખતે જ્યારે શશધરને તેડવા માટે મૉટર આવી ત્યારે સુસ્મિતાને સાથે આવવા કહેવાનું તો બાજુ પર રહ્યું પણ પોતે જાય છે એ પણ એ ન બોલ્યો. સુસ્મિતા પણ જાણે એ જ દિવસે વેર વાળવા ન બેઠી હોય એમ શશધરને ગાડીમાં બેસીને જતો જોયો છતાં એક હરફ સુદ્ધાં ન બોલી તે ન જ બોલી.

રમતના મેદાન પર પહોંચતાં જ શશધરને આખો પ્રેક્ષક વર્ગ એક ઝડપી નજરે જોઈ લીધો. એમ તો ત્યાં કેટલીયે સ્ત્રી-પ્રેક્ષકોનાં બાઈનોકયુલરોનું નિશાન પોતે બનેલો હતો, પણ એનું પ્રિય સ્વજન ત્યાં નહોતું એવી સભાનતા એનામાં એવી તો જડ ઘાલી ગઈ. અને ખરેખર સુસ્મિતા નહોતી જ આવી.

રમતનો એ વિજેતા રાજા આજે પ્રેક્ષકોના કોપનો ભોગ થઈ પડયો. એના હાથ-પગ આજે જાણે નિશ્ચેતનની જેમ તરફડિયા મારતા હતા. એના મોં ઉપરનો અદમ્ય ઉત્સાહ આજે જાણે ઝનૂની બની ગયો હતો. અને એ બધાએ એની આખી રમતને બગાડી મૂકી. પહેલી જ વાર ઘવાયેલા યોદ્ધાની માફક નીચી મુંડીએ જ્યારે મેદાન પરથી પાછો ફરેલો એને પ્રેક્ષકોએ જોયો અને એના પર ફિટકારનો વરસાદ વરસ્યો. પ્રેક્ષકોનાં વૃંદોમાં સુસ્મિતાનું સ્થાન ખાલી જોઈને પ્રેક્ષકો શશધરની નાડ પારખી તો ગયાં જ હતાં. પણ સુસ્મિતા વગર આમ હરાયા ઢોરની જેમ શશધર ઉકાળીને આવશે એમ તો કોણ કલ્પે. કયારેય પણ શશધરની રમતમાં ગફલત ન જ થાય એવી તો જાણે માન્યતા થઈ પડી હતી. અને આજે રમતમાં ફક્ત ગફલત જ હતી, રમત તો કયાંય ખૂણેખાંચરે પણ નહોતી દેખાતી એ આ લાડીલા ખેલાડીનો ચાહકવર્ગ શી રીતે સાંખી લે ?

ફૂલોના હારતોરાથી નવાજાતો શશધર આજે કેળાં ને સંતરાંનાં છીલટાંઓથી નવાજાયો. પ્રેક્ષકો કાણુ બહાર બની ગયા.

બીજે દિવસે છાપાળવા શૈલીની ગાળોએ એકેએક છાપાનાં મથાળાં શોભાવ્યાં. રમતની દુનિયા બહારની દુનિયા પણ શશધરને જુદી જ રીતે પીછાનતી થઈ. વિજેતા અને પરાજેતા શશધરની પડખે પડખે છપાયેલી છબીઓ એવી તો ચર્ચાસ્પદ બની ગઈ કે થોડાક દિવસો સુધી તો શશધરને ઘર બહાર નીકળવું પણ ભોંભારે થઈ પડયું.

સુસ્મિતાનું નિરંતર હસતું મોં આજે જ એવું ઉદાસીન બની ગયું. પરાજિત શશધરને ઘરમાં પ્રવેશતો જોયો ત્યારથી જ સમજી ગઈ. છતાં એ એક અક્ષર પણ ન બોલી. શશધરને પોતાના કપડાં ઉતારવાનું પણ ભાન ન રહ્યું. એ સીધો પલંગમાં પટકાઈ પડયો અને ઓશીકામાં મોં છુપાવી દીધું.

થોડી જ વારમાં એ થાકેલો-કંટાળેલો તંદ્રામાં પડી ગયો. એની સામે આખી ભૂતાવળ ખડી થઈ ગઈ. પ્રેક્ષકોના ઉશ્કેરાયેલાં ટોળટોળાં એની નાસી જતી કાયા પાછળ હુરિયો ને દેકારા બોલાવતાં હતાં,




ઉપરથી કેળાં ને સંતરાનાં છીલટાં, તીરની જેમ શરીર પર અથડાતાં કાગળનાં વિમાનો અને જેટલી રીતે અપમાન થઈ શકે એ બધી રીતો એના પર અજમાવાતી જોઈને એ તો ઊંધુ ઘાલીને મૂઠીઓ વાળી દોડતો હોય છે. દોડ્યો દોડ્યો એ તો જાય છે. એને ભાન નથી કે એ ક્યાં જઈ રહ્યો છે. પાછળ ટોળું ને આગળ એ. નથી એને થાક લાગતો કે નથી એ પાછું વળીને જોતો. પાછળ. આવતું ટોળું હજુ આવે છે કે કેમ એ જોવાની પણ એને પડી નથી.

નાસતો નાસતો એક નદીને કિનારે આવે છે. નદીમાં ખોબા ભરી ભરીને પાણી પીવા લાગે છે. પાણી પીતી વખતે એ બધું ભૂલી જાય છે. પેટ ભરીને પાણી પીને એ ત્યાં જ નદીકાંઠે એક ઘટાદાર વૃક્ષ નીચે જરા આડો પડે છે અને એની આંખ મળી જાય છે.

આ જાગ્રત તંદ્રાવસ્થાના આ વિચારોમાં એને ઊંઘમાં એક સ્વપ્નું આવે છે. સ્વપ્નમાં એની સુસ્મિતા જાણે એના ઉપર ધિક્કાર ન વરસાવતી હોય હોય એમ એની સાથે ધડીકા લે છે:

'શશધર, મેં તને આવો નહોતો ધાર્યો!'

'કેવો?'

'આ પાછળ ઘેલો થયેલો!'

'હું ઘેલો?'

'ઘેલો નહિ, વેવલો!'

'સુસ્મિતા!'

'બસ હવે, બંધ કર તારી એ કવિતા. તું આવો મોટો ખેલાડી થઈને આવા વેવલાવેડા ક્યાંથી શીખ્યો? આના કરતાં તો બેઠા બેઠા કવિતાઓ લખવી'તી ને!'

'અરે, પણ એમાં બાપડી કવિતાને શું આડે છે?'

'એ કવિઓએ અને કવિતાઓએ જ આ બધું નખ્ખોદ વાળી દીધું છે. હું તારી કવિતાને નહોતી પરણી, તારી ખલદિલીને પરણી'તી'.

'પરણી'તી એટલે શું કહેવા માગે છે? હવેથી તું મારી પરણેતર નથી રહેવા માગતી?'

'ના, ના, ના. એકવાર નહિ, સત્તરવાર ના.'

'સુસ્મિતા, આ તું બોલે છે?'

'હા, કાયરો માટે સુસ્મિતા નથી.'

'હું કાયર?'

'હારેલાને તો કાયર સિવાય બીજું કવિલોકો શું કહેતા હશે એની મને ખબર નથી!'

'હું હાર્યો એમાં વાંક કોનો?'

'તારો!'

'મારો?'

'ત્યારે મારો?'

'હા જ તો વળી.'

'શું બોલ્યો?'

'સાચું જ કહું છું. મારી પ્રેરણા ન હોય ત્યાં મારે રમવું પણ શી રીતે? મારી રમત વાંઢી યે નથી ને વાંઝણીયે નથી. એને પ્રેરણાનાં ઓધ પીવાનાં મળે ત્યાં જ એ ખીલે'

'હવે તારી એ લવારી બંધ કરવી છે?'

'મારી પ્રેરણા, મારી કવિતા, મારી સુસ્મિતા...'

'હજુ ય બીજા' થોડાંક વિશેષણો વાપર્યા પછી જ સુસ્મિતાનું નામ ઉચ્ચારવું'તું ને?'

'મારે તો પહેલી પ્રેરણા અને પછી સુસ્મિતા.'

'તો એ પ્રેરણા સાથે જ પરણવું'તું ને?'

'પણ મારી પ્રેરણા જ સુસ્મિતા છે.'

'હતી, હવે નથી.'

'કેમ?'

'એમાં પૂછવાનું શું છે? દેખાતું નથી?'





'દેખાતું હોત તો તારું આ બધું સાંભળી લેત?'

'તે આ અત્યાર સુધી મારું આ બધું બોલેલું તને કશું સમજાયું જ નહિ?'

'ના.'

'ત્યારે કાન ખોલીને સાંભળી લે. સુસ્મિતા આજથી શશધરની—જે હોય તે—મટી જઈને એક બીજા જ ખેલદિલ સાથી સાથે જોડાવાની છે.'

'નામ જાણી શકું?'

'ખેલદિલ જ એનું નામ છે વળી!'

'નામ તે એવું હોય?'

'પ્રેરણા, કવિતા જેવાં નામો હોય તો ખેલદિલ પણ કેમ ન હોય?'

'એમ ગાંડી ન થા સુસ્મિતા.'

'દૂરથી જ વાત કર, હવે મારે ને તારે કશો સંબંધ નથી રહ્યો. એટલે તો તારી પડખે બેઠા વગર જ આ બધી વાતો કરી રહી છું છતાં તું મારી પાસે આવીને મારો હાથ પકડવા કેમ આવે છે? આઘો જા.'

'આમ શું કરતી હોઈશ!'

'તને કહ્યું તો ખરું કે હું હવે તારી કોઈ નથી.'

'તો તું એકલી જ રહીશ?'

'ખેલદિલ સાથે પરણીને એની સાથે રહેવા ચાલી જાઉં છું એ કહેવા તો તારી પાસે આવી છું.'

'ખરેખર તું જતી રહીશ? મને મૂકીને જતી રહીશ? સુસ્મિતા—'

એ વાક્ય પૂરું કરે ન કરે ત્યાં જ સુસ્મિતા અદશ્ય થતી લાગી. જોતજોતામાં તો નદીના પાણીમાં ડુબકીઓ ખાતી ખાતી એ ઘૂઘવતા પૂરમાં પણ ખૂબ ઝડપથી સામે કાંઠે નીકળી જતી દેખાઈ. પાણીમાં કૂદી પડવાની એને ખૂબ ઇચ્છા તો થઈ આવી પણ હિંમત ન ચાલી તે ન જ ચાલી. સુસ્મિતાને એ દૂર દૂર સામે પાર ઝાડીઓમાં વિલીન થતી જોઈ રહ્યો. એની નજર પહોંચી ત્યાં સુધી એ જોઈ જ રહ્યો. પણ છેક છેલ્લી નજર સુધી એને એકલી સુસ્મિતા સિવાય બીજા કોઈને ન જોયું.

એનો બધો ગભરાટ ચાલ્યો ગયો. ગમે તેમ કરીને સુસ્મિતાને પાછી મેળવવી એવો એણે નિશ્ચય કરી લીધો.

એણે સ્વપ્નો, કવિતા, પ્રેરણા બધું ફેંકી દીધું. એક પછી એક રમતોમાં એ ફરી પાછો રમવા તૈયાર થયો. સુસ્મિતાનું ખાલી પડેલું સ્થાન અનેક રમણીઓ ઝુંટવવા તૈયાર થઈ. કોઈની સામે એણે આંખ ઊંચી ન કરી. મોટી મોટી લાલચોને પણ એણે ફેંકી દીધી. અનેક કપરી કસોટીઓમાંથી એ હેમખેમ પાર ઊતર્યો. દેશવિદેશના ખેલાડીઓ એની વાહવાહ પોકારતા થયા. વિદેશોની સફરમાં પણ એની રમતની ખેલદિલીએ ખૂબ નવાજ્યો. પણ એ ન તો અભિમાનમાં ફૂલાઇ ગયો કે ન કીર્તિમાં આંધળો બની ગયો. એ એની પ્રેરણાને ભૂલી ગયો, કવિતાને ભૂલી ગયો. પણ સુસ્મિતાને પાછી મેળવવા એણે રમતોની દુનિયામાં ફક્ત એક જ વખત ગુમાવેલી શાખને પાછી મેળવવા આકાશ પાતાળ એક કરી નાખ્યાં.

એની શક્તિ બેવડા જોરે ખીલી ઊઠી. દેશ–વિદેશ ફર્યો પણ એને ક્યાંય પોતાને નવાજતા પ્રેક્ષકવૃંદમાં સુસ્મિતા ન મળી તે ન જ મળી.

શશધરની રમત પાછળ પાગલ બનતી જનતા પણ જાણે શશધરની દયા ખાવા લાગી. શશધરની એ શિરટોચ પહોંચેલી કારકીર્દિને નવાજનાર એક જ વ્યક્તિની ઊણપ જનતા ન સહી શકી. સુસ્મિતાને કોઈ પણ ભોગે પાછી લાવવા જનતા ઉપરતળે થઈ ગઈ.

શશધર તો કોઈની આગળ પછી સુસ્મિતા વિશે કંઈ પણ ન બોલતો. લોકો પૂછી પૂછીને શશધરને તંગ કરી મૂકતા, પણ શશધર ખોવાયેલી સુસ્મિતાને વિશે કશું જ કહી ન શકે. ઘણીવાર લોકો એને બહુ જ તંગ કરી દેતા ત્યારે એ લોકો ઉપર ઉશ્કેરાઈ જતો, છેડાઈ પડતો અને બબડી ઊઠતો: 'મારી સુસ્મિતા હતી: તમારે શું?'



લોકો ચૂપ થઈ જતા. આગળ એકેય શબ્દ ઉચ્ચારવાની હિંમત પણ ન કરતા. અને શશધર એકલો પડતો ત્યારે 'સુસ્મિતા–સુસ્મિતા' કરીને હૈયાફાટ રૂદન કરતો. એની એ કાળજું કોરતી ચીસને કોઈ સાંભળતું નહિ કે એના હૈયાફાટ રૂદનને કોઈ રોકતું નહિ. એની ખોવાઈ ગયેલી સુસ્મિતા એને સ્વપ્નમાંય હવે દેખાતી બંધ થઈ ગઈ.

એમ ને એમ વરસો વહ્યાં જાય છે. શશધર ઉંમરે પહોંચે છે. કાળા ભમ્મર વાળ રૂપેરી બની જાય છે. થનગનતી જુવાનીમાં પીઢતાનું ઠરેલપણું આવી જાય છે. જિંદગીનો એ અમોલો કાળ એકલા વીતાવીને એ હવે તો એકલો જ મોતને મુખે ઝડપાઈ જશે એમ વિચારતો એક દિવસ સાંજને વખતે પાછો પેલી નદીને કાંઠે હાથમાં લાકડી લઈને ટહેલતો પહોંચી જાય છે. એને પચીસ ત્રીસ વરસ પહેલાંનો એ બનાવ તાજો થાય છે. એની ઝાંખી ઝાંખી નજર દોડાવતી એની વૃદ્ધ આંખો નદીને સામે કાંઠે ખોડાય છે ત્યાં એને ઝાંખો એક ઓછાયો દેખાય છે. એની વૃદ્ધ નજર ત્યાં જ ખોડાઈ જાય છે. એ ઓછાયો જંગલની ગીચ ઝાડીમાંથી ઠોકરાતો પછડાતો નદીને સામે કાંઠે આવે છે. નદીમાં નથી હોતું મોટું પુર કે નથી હોતું બહુ ઊંડું પાણી. છતાં એ ઓછાયો જાણે ઊભો રહેવા પણ અશક્ત હોય એમ થરથરતો કંપતો ત્યાં એક ઝાડની ડાળખી જેવી લાકડીને ટેકે ટેકે આંખ ઉપર હાથની છાજલી કરીને સામે કાંઠે કોઈકને જોઈ રહ્યો હોય છે અને એની નૂર વિહોણી આંખોમાં આર્જવતાભરી વાણીએ કોઈકને બોલાવી રહ્યો હોય છે.

એ ઓછાયાને નજર સામે રાખીને સાંજના એ ભળભાંખળા પ્રકાશમાં પણ શશધર પોતાની હાથીદાંતની લાકડીને ટેકે ટેકે ટીચુક ટીચુક કરતો નદીમાં પ્રવેશે છે. નદીનો અડધો રેતાળ પટ વટાવીને પાણી પાસે જેવો એ આવે છે ત્યાં તો એને પોતાના બૂટ-મોજાંવાળા પગનો ખ્યાલ આવે છે. પણ પાછો પેલો ઓછાયો અદૃશ્ય થઈ જાય એની બીકે એ બૂટ–મોજાં કાઢવાની કડાકુટમાં પડ્યા વગર કે પોતાના ગરમ સુટના પાટલુનના પાયચા ઊંચે ચડાવવાની તસ્દી લીધા વગર જ પાણીમાં ડગુમગુ ડગલાં માંડે છે

નદીનો એ પાણીવાળો પટ પસાર કરે છે ત્યાં તો અંધારી રાતનાં ઓળાં આખી દુનિયાને આવરી લે છે. શશધરની એ ઘરડી આંખો સાવ નિસ્તેજ બની જાય છે. પેલો ઓછાયો પણ પોતાનો આર્જવતાભર્યો પોકાર કોઈ નથી સાંભળતું એથી હતાશ થઈને હજુ પાછા ફરવા ડગલું ભરે ન ભરે ત્યાં તો એનાં બધીર કાન ઉપર આછા અવાજનો પડઘો પડે છે અને એના ડગમગતા પગમાં જાણે નવું જોમ આવી જાય છે. ઝાડની ડાળખીનાં એ જર્જરિત ટેકે ટેકે એ પાણીમાં પગ મૂકીને આગળ વધવા ડગલાં ભરે છે. સામેથી પણ નીરવ પાણીમાં કોઈકના પગલાંથી પાણીનો ખળખળાટ વધુ વૈવિધ્યતાથી પોતાને સંભળાય છે, અને ઓછાયો પણ બૂમ પાડી ઊઠે છે; 'શ–શ–ધ–ર !'

'કોણ સુસ્મિતા ?' વૃદ્ધ શશધર હાંફ્યો ફાંફળો બનીને લગભગ દોડતો આવીને ઓછાયાને એકીટશે તાકવા લાગે છે.

'હા, તારી ખોવાયેલી પ્રેરણા અને કવિતા સુસ્મિતા.'

'આખરે મારી જિંદગીની રાહ ફળી ખરી !' કહેતો જેવો શશધર એ ઓછાયામાં દેખાતી વૃદ્ધા સુસ્મિતાને પકડવા જાય છે ત્યાં એની તંદ્રા લગભગ ઊડી જાય છે. પોતાના ચોળાયેલા કપડાં અને વીખરાયેલા વાળ સમા કરવાનું ભાન આવતાં જ જેવો એ આંખો ચોળતો ઝડપ કરતો પલંગમાંથી બેઠો થાય છે ત્યાં જ સુસ્મિતા આવીને એની બાજુમાં જ પલંગ પર બેસી જાય છે અને એના પર વહાલભર્યો હાથ ફેરવતી ફેરવતી બોલે છે :

'શશધર, આમ રમતમાં હવેથી હારીશ તો નહિ ને ? મને રમતમાં આવવા માટે કહ્યું પણ નહિ ? હું ગમે એટલી રીસાઈ જાઉં તોય તને છોડીને ક્યાં જવાની હતી ?'





'હવે તો ક્યાં જવાની હતી? મને તો એક કલાકમાં આખો જન્મારો જણાવી દીધો. માંડ માંડ હાથ લાગી છે.'

શશધરે ઘડિયાળ સામે જોતાં સુસ્મિતાને ગાલે મીઠી ટાપલી મારતાં કહ્યું. અને સુસ્મિતાને પોતાની તંદ્રાવસ્થાની આખી હકીકત કહી ત્યારે બન્ને એવાં તો હસી પડ્યાં કે ઘડી પહેલાંનો પરાજિત શશધર રમતમાં હારીને જિંદગી આખી જીતી ગયેલો લાગ્યો. સુસ્મિતાનું અભિમાન પણ એના વિશાળ બાહુપાશમાં દબાઈને એવું તો નરમ ઘેંશ બની ગયું કે શશધરની આવી જાતની મશ્કરી કરવાનો સ્વપ્ને પણ વિચાર ન કરવા પ્રતિજ્ઞાબદ્ધ થઈ ગઈ.

☆

# નિર્દોષતાના ગર્ભમાં

સંધ્યાની મૃદુ અને સુખકર લાલિમા, જ્યારે પૃથ્વી પર બધે ફરી વળે છે ત્યારે, કમલિની ખિન્નતાથી તેની સખી સુગંધને કાનમાં કહે છે, 'અલી! માને આવવાનો વખત થયો છે તોય મધુકરનો પત્તો નથી. કેવો નિષ્ઠુર છે એ? મારાથી આ નથી સહેવાતું!'

મા કહેશે, "બેટા, સુઈ જા દિનકરના તાપે આખો દિવસ તપી છે તેથી તું કેવી કરમાઈ ગઈ છે! ચાલ હું શીળો હસ્ત ફેરવું." તે કાંઈ ઓછી જ મારી વ્યથા સમજવાની છે? અલી! દયા કરીને મા આવે તે પહેલાં એકવાર મધુકરને મારી સાથે ન મેળવી આપે?'

હૃદયમાં કરુણા અને સહાનુભૂતિ હોવા છતાં પ્રથમ તો સુગંધ ખડખડાટ હસે છે અને પછી અનિલને બૂમો પાડતી નિર્લજ્જતાથી કહેવા લાગે છેઃ 'અનિલ! ઓ અનિલ! સાંભળ તો ખરો, આ મુઈ કમલિની કહે છે તે! માની ગોદ હવે એને ગમતી નથી. કહે છેઃ "વિરહવ્યથામાં જળી રહી છું. પ્રેમાતુર બની રસિકવર ભૃંગને મળવા તલપું છું." કંઈ લાજ છે એ બળ્યા મોંનીને! જા તો, મધુકરને બોલાવી આવ તો! એ પીટ્યા ભટકેલને પણ કંઇ પડી છે?'

નિર્લજ્જ સુગંધનું આ બોલવું સાંભળી કમલિની પ્રથમ તો લાલચોળ થઈ જાય છે અને પછી સુગંધનું મોં દાબી રડું રડું થતી બોલે છેઃ 'ના, ના, ના. બળ્યા મોંની, આઘી મર!'

પણ ધૂર્ત અનિલ તો મધુકરને ઝટપટ બોલાવી લાવે છે. તેને આવતો જોઈ કમલિની લજ્જા અને ભયથી ધ્રૂજતી બિડાવા લાગે છે. તેને થાય છે કે જાણે ધરતીમાં સમાઈ જાઉં—આ જોઈ પેલાં ધૂતારાં અનિલ અને સુગંધ એક બીજાને તાળી આપતાં ખી ખી કરીને હસવા લાગે છે.

હવે મધુકર આવીને બાકીનું પૂરું કરે છે. શરમથી મરૂં મરૂં થઈ રહેલી કમલિનીનું મુખ ઊંચું કરી ભારે નફટાઈથી તેને ચુંબન કરે છે અને બળ કરી તેની બિડાતી હૃદય પાંખડીઓને ઊઘાડી અંદર ભરાઈ બેસે છે.

દૂરથી માતા વિભાવરીનો પદસંચાર સંભળાય છે. 'હાય હાય હવે શું થશે?'—એમ વિમાસતી કમલિની મધુકરને હૃદય સાથે ચાંપી ઉતાવળી બિડાઈ જાય છે. જાણે નિર્દોષ અને ગાઢ નિદ્રામાં પડી ગઈ હોય તેમ આવો તાલ જોઈ અનિલ અને સુગંધ પણ હો...હો...કરતાં વેરાઈ જાય છે.

વિભાવરી આવી પહોંચે છે. અને કમલિનીને નિદ્રસ્થ જોઈ તેને શીળો હસ્ત ફેરવવા લાગે છે. પછી આકાશ તરફ જોઈ ઊગતા ચંદ્રને સંબોધીને કહે છે, 'નાથ, આવોઃ જુઓ તો ખરા, મારી લાડલી કેવી ઊંઘે છે! કેટલી નિર્દોષ છે એ!! હજી એને પ્રિયકરની વિરહવ્યથા સ્પર્શી નથી!!!'

રમણલાલ ત્રિવેદી

★

# ઊંઘ

હર્ષિદા પંડિત

ઊંઘ અને આહાર જેટલો વધારીએ કે ઘટાડીએ એટલો વધે કે ઘટે એ લોકવાયકા તો જાણીતી છે જ. પણ ઊંઘ પ્રાણીમાત્રના જીવનમાં સંજીવની સમાન છે એ પણ જાણવું જરૂરી નથી? ઊંઘની માનસશાસ્ત્રીય આલોચના કરતો આ લેખ એટલો જ મનનીય પણ છે.

દરેક જીવંત પ્રાણી પોષણ મેળવવા કે જીવન ટકાવી રાખવા માટે દિવસભર કાંઈક ને કાંઈક પરિશ્રમ કરતું જ હોય છે. ઊંચી કોટિનાં પ્રાણીઓ માનસિક શ્રમ વધુ કરે છે, આથી તે વધારે થાકી જાય છે; જ્યારે નાનાં નાનાં જીવજંતુઓ, પશુઓ ને પક્ષીઓ શારીરિક શ્રમ વધુ કરે છે તેથી તેઓ પણ થાકી જાય છે. માનવી પણ ખૂબ થાકી જાય કે કામથી કંટાળે ત્યારે નિદ્રાનું શરણું શોધે છે. નિદ્રાદેવીના ખોળામાં નાનાં મોટાં બધાં પ્રાણીઓને સરખું સ્થાન છે. આંગ્લ કવિ ટેનિસન નિદ્રાને પ્રાણીસૃષ્ટિ માટે એક મહાન આશીર્વાદરૂપ માને છે. દિનભરની ધમાલમાંથી મુક્તિ અપાવનારૂં અને પુનઃ તાજગી આપનારૂં એ એક ઇશ્વરદત્ત સાધન છે. ડૉ. મેકડુગલ એને જન્મની પ્રેરણા માને છે. પોતાના શરીર યંત્રને ફરી કામ કરતું બનાવવા માટે સૌને એની જરૂર હોય છે.

એક રીતે કહીએ તો ઊંઘ એ સંપૂર્ણ આરામની સ્થિતિ છે. એમાં શરીરને કે મનને જરાય જોર પડતું નથી. આખા દિવસના કામથી આપણા સ્નાયુઓ ઘસાય છે ને લોહીમાં થાકને લીધે જે વિકાર પ્રવેશે છે તે ઊંઘની અવસ્થા દરમિયાન દૂર થાય છે; આથી સવારના જ્યારે ઉઠીએ છીએ ત્યારે આપણું શરીર અને મન બંને કાંઈક નવીન પ્રકારની તાજગી અનુભવતાં હોય છે. કેટલાક ડૉક્ટરોનું તો એવું માનવું છે કે માનવી ખોરાક વગર ચલાવી શકે પણ ઊંઘ વગર નહીં. એક રશિયન પ્રાધ્યાપકે કૂરકૂરિયાં ઉપર પ્રયોગો કરીને સિદ્ધ કર્યું છે કે પૂરતો પૌષ્ટિક ખોરાક આપવા છતાં ઊંઘના અભાવને લીધે તેઓ પાંચ જ દિવસ જીવી શક્યાં. પણ વગર ખોરાકે ને પૂરતી ઊંઘને કારણે વીસ દિવસ જીવવા પામ્યાં. જો પ્રાણીના જીવનમાં ઊંઘની આટલી બધી અગત્ય હોય તો માનવી એના વગર કેવી રીતે ચલાવી શકે?

હવે પ્રશ્ન એ ઉઠે છે કે માણસે કેટલા કલાકની ઊંઘ લેવી જોઈએ? સામાન્ય રીતે એવી માન્યતા છે કે તંદુરસ્ત માણસે આઠ કલાકથી વધુ ઊંઘ ન લેવી જોઈએ. પણ આ નિયમ કાંઈ બધાંને લાગુ ન પાડી શકાય. નાનાં બાળકોને ઊંઘની વધુ જરૂર પડે છે કારણ કે તેમને વધવાનું હોય છે. બીજી બાજુએ ઘરડાંઓના શરીરને ઘસારો ન પહોંચતો હોવાને કારણે આઠ કલાકની ઊંઘ વધારે પડે છે. આમછતાં આપણે કેટલા કલાક ઊંઘીએ છીએ એ બહુ મહત્ત્વની વસ્તુ નથી. આપણને કેવા પ્રકારની ઊંઘ આવે છે એ ખાસ જોવાનું હોય છે. ૭ કલાકની ગાઢ નિદ્રા બાર કલાકની તુટક તુટક આવેલી ઊંઘ કરતાં વધુ અસરકારક નીવડે છે એ નિર્વિવાદ છે. આથી દરેક વ્યક્તિએ પોતાને કેટલા કલાકની ઊંઘ પૂરતી નીવડે છે એ નક્કી કરી લેવું જોઈએ. મળસ્કે આંખ ખૂલતાં જ જો પથારી છોડીને સ્ફૂર્તિપૂર્વક રોજિંદા કાર્યમાં જોડાવાનું મન થાય તો જાણવું કે આપણે સારી રીતે ઊંઘ્યા છીએ.

માનવીના શરીરમાં મગજના સ્નાયુઓ ખૂબ નાજુક હોય છે. જે વ્યક્તિ નિરાંતે પૂરી ઊંઘ લઈ શકતી નથી તે કાં તો નિરાશામાં સપડાય છે ને કાં તો તેના મગજમાં અશાંતિ ઘર ઘાલે છે. આથી શારીરિક શ્રમ લેવા માટે તે અશક્ત બનતી જાય છે. ઊંઘના અભાવને લીધે લોહીમાં પણ વિકાર પ્રવેશે છે, અનિદ્રાથી પીડાતી વ્યક્તિના લોહીનું ઘટત્ત્વ ઘટી જાય છે અને લોહીમાં રહેલાં રજકણોની સંખ્યામાં પણ તફાવત પડે છે. આને લીધે વ્યક્તિની કાર્યશક્તિ ઘટે છે ને થોડું કામ કરવા છતાં થાક વધુ લાગે છે. આવી વ્યક્તિએ શારીરિક કે માનસિક શ્રમ વધુ ન





લેવો, રાત્રે વહેલાં સૂવા પ્રયત્ન કરવો. એક એવી માન્યતા પ્રચલિત છે કે મધરાત પહેલાંની એક કલાકની ઊંઘ પણ બે કલાક જેટલી રાહત આપે છે. માનવીની શક્તિઓ અમુક નિશ્ચિત ચક્ર પ્રમાણે ચાલતી હોય છે; આથી અનિદ્રાથી પીડાતી વ્યક્તિએ મોડામાં મોડા ૧૦ વાગે તો સૂઈ જ જવું.

ઉજાગરા કરીને પરીક્ષાની તૈયારી કરતા વિદ્યાર્થીઓનો તો અનુભવ હશે કે ઊંઘનો સૌથી પ્રબળ હુમલો દશથી અગિયાર વાગ્યાની વચ્ચે જ થાય છે. જો અગિયાર વાગ્યા સુધીનો સમય સાચવી લીધો તો બે વાગ્યા સુધી તો સહેલાઈથી જાગી શકાય છે. આમ છતાં રાત્રે જાગવાથી શરીર વધુ ઘસાય છે તેથી વિદ્યાર્થીઓએ સવારે વહેલા ઊઠીને વાંચવાની ટેવ રાખવી એ સ્વાસ્થ્યની દૃષ્ટિએ વધુ હિતકર છે. છાશવારે ને ઘેંશવારે ઉજાગરા કરવાથી તંદુરસ્તી જોખમાય છે.

કેટલાક લોકોને બપોરે ઊંઘવાની ટેવ હોય છે. વળી કોઈક કોઈક તો એવું માનતા હોય છે કે દિવસે ઊંઘીએ તો રાત્રે ઓછી ઊંઘ આવે. પણ આ માન્યતા સાચી નથી. બપોરના ખાણા પછી અર્ધા કલાકની ઊંઘ જ્ઞાનતંતુઓની શિથિલતા દૂર કરે છે. આથી બપોરે સૂવાની ટેવ આરોગ્યની દૃષ્ટિએ વખોડવા જેવી નથી.

એક પથારીમાં એક જ વ્યક્તિએ સૂવું જોઈએ. ઊંઘમાં પાસાં બદલવાની ટેવ લગભગ દરેક વ્યક્તિને હોય છે. આથી જો એકથી વધુ વ્યક્તિ એક પથારીમાં સૂવે છે તો બધાંની ઊંઘમાં ખલેલ પહોંચે છે.

સળંગ ઊંઘ ન આવવાનાં મુખ્ય બે કારણો છે: અજીર્ણ અને ચિંતા. જો રાત્રે વહેલી ઊંઘ આવે પણ મધરાતે આંખ ઊઘડી જાય તો સમજવું કે અપચાને લીધે ઊંઘ બગડી છે. અને રાત્રે બે કે ત્રણ વાગ્યા પછી ઊંઘ ન આવે તો જાણવું કે ચિંતાને લીધે ઊંઘ નથી આવતી.

ઘણા લોકોને બે કે બેથી વધારે ઓશીકાં રાખીને સૂવાની ટેવ હોય છે, આવી રીતે ઊંચા ઓશીકાં ઉપર માથું રાખીને સૂવાની ટેવ હૃદયની નબળાઈ સૂચવે છે. ઓશીકાં પાતળાં ને નરમ હોવાં જોઈએ. લોહીના ઊંચા દબાણના રોગથી પીડાતી વ્યક્તિઓએ ઊંચાં ઓશીકાં પર સૂવું જોઈએ.

અમુક રોગના દર્દીઓને રાત્રે ઊંઘ ન આવવાથી તેઓ ઊંઘવા માટે દવા કે ગોળીઓ ખાય છે. આનાથી તેમને ઊંઘ તો આવે છે પણ ઊંઘ પૂરી થયા પછી શારીરિક સ્ફૂર્તિ આવવી જોઈએ તે નથી આવતી. આ સિવાય એનો મોટો ગેરલાભ એ છે કે એકવાર દવાથી ટેવાઈ ગયેલી વ્યક્તિને વગર દવાએ ઊંઘ નથી આવતી. અને દવાની માત્રા પણ ધીમે ધીમે વધારવી પડે છે. એક ગોળી ખાઈને સૂનાર વ્યક્તિ થોડા દિવસ પછી એક ગોળાથી નથી ચલાવી શકતી, તેને બે કે બેથી વધારે ખાવી પડે છે. પરિણામે તેનું હૃદય નબળું પડતું જાય છે. ડૉ. વીલ્ફ્રીડ નૉર્થફીલ્ડનું ચોક્કસપણે એવું માનવું છે કે ઊંઘ ન આવતી હોય તો કોઈક દિવસ એસ્પીરીન થોડાક પ્રમાણમાં લેવામાં આવે તો વાંધો નહિ. એનાથી થાક ઓછો જણાશે અને કુદરતી ઊંઘ આવશે. આમાં ફકત ઇચ્છાશકિત અને આત્મસંયમની જરૂર રહેશે.

અનિદ્રાના રોગીઓએ એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ અને તે એ કે એમણે કદી શારીરિક શ્રમ વધુ પ્રમાણમાં ન લેવો. રમતના મેદાનમાં ઉત્સાહપૂર્વક રમનારને પોતે થાકયો છે એવું ભાન નથી રહેતું પણ રાત્રે ઊંઘ નથી આવતી ત્યારે પોતાને લાગેલા થાકની ખબર પડે છે. ખુલ્લી હવામાં લીધેલા શારીરિક શ્રમનું પરિણામ આમ તો ખૂબ સારું આવે છે; પણ દરેક વસ્તુની હદ હોય છે. એ મર્યાદા ઓળંગનારને કુદરત હંમેશ સજા કરે છે.

ઊંઘ ન આવવામાં વધુ પડતા શારીરિક શ્રમ જેટલી જ બીજી અગત્યની જવાબદાર વસ્તુ માનસિક સંઘર્ષ છે. સાંજને વખતે મગજના જ્ઞાનતંતુને ખૂબ પરિશ્રમ કરાવવો એ આટલા માટે હિતકર નથી, ઘણાખરા




વિદ્યાર્થીઓ આથી જ અનિદ્રાના ભોગ બને છે. ચા કે એવાં બીજાં ઉત્તેજક પીણાં પીને માનસિક શ્રમ કર્યા પછી સૂતી વખતે બહુ હેરાનગતી ભોગવે છે. ઘણા ધંધાદારીઓ પણ આવું કરે છે. વિદ્યાર્થીના મનમાં રહેલી પરીક્ષાની ચિંતા અને વેપારીની પૈસાની ચિંતા એમને શી રીતે ઊંઘવા દે? આથી માનસિક ક્રિયાઓ કરતી વખતે કુદરતના નિયમને અનુસરવાની જરૂર છે. સવારના પહોરમાં મગજ તાજું હોય ત્યારે વધારેમાં વધારે શક્તિ ખર્ચવી, બપોરના થોડો આરામ આપવો, સાંજે તો ખૂબ હળવો શ્રમ આપવો. પછી જેમ જેમ સૂવાનો સમય નજીક આવતો જાય તેમ તેમ કામની ચિંતા બાજુ પર મૂકતા જવું; આથી સ્વાભાવિક રીતે ઊંઘ આવી જશે.

સૂતાં પહેલાં હલકું ભોજન કરવું જોઈએ. જો ભારે ખોરાક ખાધા પછી જલદી ઊંઘી જાઓ એટલા નસીબદાર હો તો પણ રાત્રે થોડી થોડી વાર માટે તમે જાગી જવાના. ઊંઘમાં ભયંકર સ્વપ્નાં દ્વારા જાગી જવાનું મુખ્ય કારણ ભારે હોજરી હોય છે. આથી જો સારી રીતે ઊંઘવું હોય તો અજીર્ણને દૂર કરવું જોઈએ. તમારા માન્યામાં નહિ આવે પણ સાચી હકીકત એ છે કે હોજરી અને મગજ વચ્ચે ગાઢ સંબંધ હોય છે. આથી જ્યારે જઠર ભારે અને અતિશ્રમિત હોય ત્યારે મગજ પણ એવું જ કામ આપશે.

મનોરંજન અર્થે રાત્રે પત્તાં રમવાની ટેવ પણ નુકશાનકારક છે. 'બ્રીજ' જેવી રમત મગજની વધુમાં વધુ શક્તિ માગી લે છે તેથી એ ખર્ચાયેલી શક્તિને લીધે ઊંઘમાં પણ ખલેલ પહોંચે છે. જો આ જાતની હેરાનગતી પહોંચતી હોય તો ઊંઘના ભોગે કશું જ ન કરવું. જો રમવાની ટેવ સમુળગી ન છોડાય તેમ હોય તો રાત્રે મોડાં સુધી તો રમવું જ નહિ. પરસ્પર સ્વર્ધાને સ્થાન હોય એવી રમતો ન જ રમાય એ ઇચ્છનીય છે.

ઘણા લોકો વાતોના ખૂબ શોખીન હોય છે. વાતોથી મન હળવું બને છે ને ઊંઘ જલદી આવે છે. પણ ધર્મ કે રાજકારણ વિશેની ચર્ચાઓ કે દલીલબાજી ન થાય એ જોવું રહ્યું. રમતગમત, મુસાફરી, માનવે મેળવેલી સિદ્ધિઓ અને રોજના અગત્યના સામાજીક બનાવોને વાતોમાં વણી લેવામાં આવે તો કાંઈ વાંધો નહિ. કોઈની જોડે વાક્યુદ્ધ તો કરવું જ નહિ એમાં ખૂબ સંયમની જરૂર પડશે પણ પછી તો સુખેથી ઊંઘી શકાશે.

તેજમિજાજી વ્યક્તિઓએ ખરાબ મિજાજે પથારીમાં પડવું નહીં. તેથી લોહીનું દબાણ ૫૦ ટકા વધી જાય છે. અને ઊંઘ પર તેની અસર થાય છે. દિવસના અંતિમ ભાગમાં કોઈપણ અંગ ઉશ્કેરાય એવી સ્થિતિ ઉત્પન્ન ન કરવી, જો ઉપસ્થિત થાય તો એનાથી દૂર રહેવું એ જ ઊંઘ આણવાની સફળ ચાવી છે.

સાહિત્યપ્રિય માણસોને રાત્રે વાંચવાનો શોખ હોય છે. વાંચવા માટેની સામગ્રી સારી હોય તો ઊંઘની તૈયારી માટેની આ સારામાં સારી રીત છે પણ ખૂનામરકીની હકીકતોથી ભરેલી જાસૂસી વાર્તાઓ કે નવલકથાઓ વાંચવાથી રાત્રે ભયાનક સ્વપ્નાં આવે છે. મહાન માનવીઓનાં જીવનચરિત્રો, પ્રવાસકથાઓ કે હળવા નિબંધો એ યોગ્ય વાચનમાં ગણાવી શકાય.

દરેક માનવીના જીવનમાં સુખની સ્મૃતિઓને સ્થાન હોય છે. નાપસંદ વિચારો તરફ જતા મનના વલણને રોકવામાં આવી યાદગીરીઓ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે. આથી સૂતી વખતે આવી ઘટનાઓ યાદ કરવી. ઊંઘ આણવાનો બીજો ઉપાય આંખની કસરતોનો છે. એમાં આંખના ડોળાને ચારે બાજુ ફેરવીને નાકની અણી પર સ્થિર કરવાના હોય છે. કેટલાક લોકો એમ માને છે કે મગજમાં ઓછું લોહી જાય તો જલદી ઊંઘ આવે છે. અને તેથી સૂતાં પહેલાં ગરમ પીણું લે છે. આને લીધે લોહી જઠર તરફ વહેવા માંડે છે ને મગજ ખાલી પડતાં ઊંઘ આવી જાય છે. આવું માનનારા લોકો રાત્રે જાગી જાય છે તો પણ થરમોસમાં ભરેલા દૂધ ને બિસ્કીટનો નાસ્તો ધીમેધીમે કરે છે.

# મારી સફર

જીવરામ જોષી

## [૧૭] બલિદાન મીમાંસા

ભોગ અને બલિદાનો પાછળ ઘેલી બનતી ગઈ સદીની આપણી જનતા એનો સાચો અર્થ ક્યારે ય સમજી શકી નથી. આજે એ પ્રત્યે અંતરની નારાજી કરતાં પણ એ આખી ક્રિયાની કમકમાટી જ ભરી છે. સફરના આ હપ્તામાં બલિદાન વિષેની ચર્ચા આપણને સમજતાં વાર નહિ લાગે.

હું જવાલાજીમાં આવ્યાને પંદરેક દિવસ થયા હશે, એવામાં બમશંકર પંડિતની પધરામણી થઈ. એકલા જવાલાજીમાં જ નહિ પરંતુ કાંગડા જિલ્લાના આ વિભાગમાં એમની પ્રતિષ્ઠાનો ડંકો વાગી ગયેલો. શાક્ત પંથના તેઓ શાસ્ત્રવેત્તા અને અઠંગ સાધક ગણાતા હતા. દર સાલ જવાલાજી આવતા. ચાર છ મહિના રહેતા. યજ્ઞ પર યજ્ઞ અને સાધનાનાં અનુષ્ઠાનો આચરતા. બલિદાનો પણ આપતા. હજારો રૂપિયા વાપરતા.

જવાલાજીથી ઉત્તર બાજુની ટેકરીમાં અર્જુન નાગાની પ્રખ્યાત જગા છે. ઠેઠ સુધી પથ્થરનાં પાકાં પગથિયાં છે. ત્યાં જતાં પહેલું મહાદેવજીનું મંદિર આવે. જ્યાં હું રહ્યો હતો. ત્યાંથી થોડે ઊંચે ઠાકોરજીનું એક મંદિર છે. ત્યાંથી બેચાર માણસો નીચે ઊતરતા હતા. સાંજનો સમય હતો. મંદિરના ચોગાનમાં હું અને આ મંદિરના પૂજારી–માલિક બેઠા હતા. કોમળ લાગણીવાળો આ જુવાન પૂજારી મને ચાહતો હતો. સાંજનું ભોજન પણ તે જ લાવી આપતો. તેણે મને કહ્યું: આ બમશંકર જાય.

"કોણ બમશંકર!"–મેં પૂછ્યું.

"બમશંકર મહાપંડિત અને સાધક. હમણાં સાત

---

ઊંઘ લાવવાનો ત્રીજો ઉપાય પગની ટાઢક દૂર કરવાનો છે. ગરમ શીશીનો શેક પગના તળિયે કરવાથી લોહી નીચે ખેંચાઈ આવે છે ને જલદી ઊંઘ આવી જાય છે. જે લોકોને શેક અનુકૂળ ન આવતો હોય તેમણે ગરમ મોજાં પહેરવાં. ગરમ પાણીનું સ્નાન પણ કેટલીકવાર ઉપયોગી થઈ પડે છે. પણ આ બધા ઉપાયોની તંદુરસ્ત ને સમધારણ (normal) માનવીને જરૂર નથી પડતી. એને માટે તો ઊંઘ એ તાત્કાલિક ક્રિયા છે. એ પથારીમાં પડે છે, બત્તી બૂઝાવે છે ને જાગે છે ત્યારે સવાર પડી હોય છે. બીજી પ્રેરણાઓ (instincts)ની જેમ ઊંઘ પણ એક જન્મજાત પ્રેરણા છે. શિકારી જેમ પ્રાણીનો શિકાર કરે છે એમ માનવી ઊંઘનો શિકાર નથી કરી શકતો એ હકીકત છે. સૂતાં પહેલાં આપણા જ્ઞાતમન(conscious mind)ને વિચારોથી મુક્ત કરવાની ફરજ આપણે અદા કરવી જોઈએ. 'ગઈકાલે બરાબર ઊંઘ નહોતી આવી આથી આજે પણ નહીં આવે' એવી માનસિક વિચારદશા ન રાખવી જોઈએ. ધીરજપૂર્વક, શાંત ને પ્રફુલ્લિત મગજે ને હસતે ચહેરે પથારીમાં પડશો તો ઊંઘ તમને સહર્ષ આવકારશે.

"રાતે વહેલો સૂઈ રહે, વહેલો ઉઠે વીર,
બળ બુદ્ધિ પ્રાક્રમ વધે, સુખમાં રહે શરીર."

પેલા ગુજરાતી કવિની આ પંક્તિઓ કેટલી બધી સાચી છે!

★




આઠેક વરસથી આવેલા નહિ. બિચારા ક્યાંથી આવે? આંખે આંધળા થયા છે."

બમશંકરની વાત એકવાર નીકળેલી. બલિદાનનો વિષય હતો. જ્વાલાજીમાં બકરાનું બલિદાન અપાય છે. આ પૂજારી જ્વાલાજીનો પણ એક મુખ્ય પૂજારી હતો. બલિદાન આપવું ન જોઈએ એ મારો પક્ષ હતો અને આપવું જોઈએ તે પૂજારીનો પક્ષ હતો. મેં શાક્તશાસ્ત્રોનાં મંતવ્યો આપીને બલિદાન ન આપવા પ્રબળ પણ બુદ્ધિયુક્ત દલીલો કરેલી. તેમાં શાસ્ત્રનું બળ ઓછું અથવા નગણ્ય હતું. શક્તિ શાસ્ત્રોનું મને ઉપલકિયું જ્ઞાન હતું. એમાં ગજ વાગે એવું પણ નહોતું પરંતુ બુદ્ધિયુક્ત દલીલો સામા પક્ષને જીતતી હતી. તેમાં બમશંકરના નામનો વારંવાર ઉપયોગ થયેલો. એ મને સાંભરી આવ્યું અને મેં જરા જોશથી કહી દીધું: નિર્દોષ પ્રાણીઓની ધર્મના નામે હત્યા કરનારાઓની અંતે એ જ દશા થાય.

"હં હં હં......સાંભળતા હશે." પૂજારીએ મને રોક્યો.

એ જ સમયે બમશંકર મંદિર પાસેનાં પગથિયાં ઊતરતા હતા. તેમણે મારા ઉગ્ર શબ્દો સાંભળ્યા પણ ખરા. હવે ઝગડો થશે એ ધારણાએ પૂજારી પ્રસન્ન થયો. મને હરાવી શકે એવા તો બમશંકર જ હતા. તેની ધારણા સાચી પડી. બીજે દિવસે સાંજે બમશંકર ઉપર ઠાકોરજીને મંદિરે જવાને બદલે મહાદેવજીને મંદિરે આવ્યા. તેઓ ભાંગ પીતા. પહેલેથી એમને એ ટેવ હતી કે ઠાકોરજીને મંદિરે જવું. ભાંગ છાણવી અને નીચે ઊતરવું. પહેલવહેલો આજે જ એ નિયમનો ભંગ કર્યો. આ સમયે હું મારા બગીચાના છોડને પાણી પાતો હતો. જોયું તો પંદરેક માણસોની મંડળી સાથે બમશંકરજી ચોગાનમાં આવીને બેઠા છે. ધીર અને ગંભીર બોલે તેમણે કહ્યું : ભો સ્વામિન્! વંદયામિ પુનઃ પુનઃ

મેં જઈને કહ્યું: મારા હાથપગ માટીવાળા છે. ધોઈને આવું.

મારા આ ઉત્તરમાંથી આ અનુભવી અને સમજદાર પંડિતે રહસ્ય તારવી લીધું. શબ્દો અને વાક્યોનો ઉચ્ચાર—ધ્વનિમાં કહેવાનો મૂળ હેતુ એક રૂપે છતાં ગોપનીય બનીને ગુંછ રહ્યો હોય છે. તમારે હોય કંઈ અને એને છૂપાવતું કંઈ બીજું જ વાક્ય ભલે બોલો. અપમાન કરવું હોય છતાં ભલે માનવાચક શબ્દો વાપરતા હો, પરંતુ એ વાક્યોમાં અને શબ્દોમાં એ ભાવ ઓતપ્રોત બનીને વહી રહે છે. એ ભાવ એ જ વાક્ય અને શબ્દોનું બળ છે. યોગ ભાવનાને યોગ્ય શબ્દોવાળું વાક્ય મળે તો એનો પ્રભાવ સચોટ બને છે. એવાં સચોટ પદોમાં ધ્વનિ, માપથી અક્ષરો અને શબ્દોની રચના અને કલ્પના, વિચાર તથા વાણીને શાસ્ત્રીય રીતે ગોઠવે ત્યારે તે સિદ્ધમંત્ર બની જાય છે. સિંહની એક જ ગર્જનાથી જેમ વનરા ગાજી ઊઠે છે અને પશુપંખીનાં કાળજાં કાંપી ઊઠે છે તેમ એ મંત્રવાક્યોનો પણ એટીવારે સચોટ પ્રભાવ પડે છે. એવો પ્રભાવ કે 'ફાટી જા' એમ કહેતાં પથ્થર ફાટી જાય. આ શબ્દશક્તિનું વૈજ્ઞાનિક રહસ્ય અને આયોજન કેવળ શાક્તગ્રંથોમાં જ સમાયું છે, શોધાયું છે અને બોધાયું છે. સમજાવી પણ ન શકાય, જેને સમજાવવા શબ્દો જ ન મળે એવી સૂક્ષ્મ શોધ શાક્તસંપ્રદાયે કરી છે. જેને કેવળ સાધનાથી અનુભવી જ શકાય છે. કહેવાનો એ વિષય નથી પણ અનુભવવાનો જ વિષય બને છે.

કલ્પના, વિચાર, વાણી, ક્રિયા અને પરિણામ આ પાંચે વિષય એક જ વસ્તુ છે. જેમ ઘાસ, દૂધ, દહીં અને ઘી એક જ વસ્તુ છે તેમ. ઘાસ ખવાઈને ગાયના પેટમાં જાય. તેમાંથી દૂધ બને, દૂધમાંથી દહીં અને દહીંમાંથી ઘી. તે જ રીતે કલ્પના એ અતિ મૂંગી ક્રિયા છે. એ કેવળ એકાગ્રતામાં ટકી રહે છે. કલ્પના પૂરી થાય એટલે તે વિચાર બની જાય. એક મકાન બાંધવું એ કલ્પના. બાંધવાનો નિર્ણય થયો એટલે કલ્પનાનું સ્વરૂપ પૂરું થયું. હવે એ કલ્પના વિચાર બનીને કેમ બાંધવું, તેનો નકશો બનાવે. આમ કરું





તેમ કરું એ વિચાર મનમાં જ બોલાય છે. એ વિચારોને ભાષામાં વ્યક્ત કરો એ વાણી. વાણીને ક્રિયામાં મૂકો એટલે પરિણામ આવીને ઊભું રહે. હવે અહીંથી મંત્ર વિજ્ઞાનનું રહસ્ય સમજી શકાય. ક્રિયાથી મોટાં ઘરો બાંધી શકો અને તોડી શકો. તે માટે કલ્પના કે વિચારો કામ આવતાં નથી. તે માટે વાણી જ ઉપયોગી બને છે. સાધનો એકઠાં કરવાં, તેને યોગ્ય રીતે વાપરવાં અને યોગ્ય વ્યવસ્થાથી તોડવું કે બાંધવું. એ બધામાં વાણી જ કામ આપે છે. હજાર કલ્પના કે વિચાર કરતા રહો પણ કોઈ મજૂર કે કારીગર જો સમજી નહિ શકે અને તે પ્રમાણે કામ પણ નહિ કરે, તમે એ કલ્પના અને વિચારને બોલશો તો જ તમારી યોજના મજૂર કારીગર સમજશે અને તે પ્રમાણે કામ કરશે. ત્યારે પરિણામ ખડું થશે. આ વાણીને વિચારમાં સમાવી દેવી અને વિચારને કલ્પનામાં સમાવી દેવો એનું નામ મંત્ર. તમે કોઈને કહો કે પાણી લાવો. અને પાણી લાવી આપે; તે જ રીતે કલ્પનામાં સમાઈ ગયેલી એ વાણી તમારી કલ્પના થતાં જ બીજા પાસે કામ કરાવી જાય છે. આમાંથી જાદુ, હીપ્નોટીઝમ, ચમત્કારો અને ભૂતપ્રેતની સૃષ્ટિ ખડી કરી શકાય છે. ભૂત વિષે અત્યારે આખી દુનિયામાં ગપગોળા ચાલે છે. મોટા મોટા પંડિતો સમજ્યા વિના કેવળ તર્ક બુદ્ધિથી ભૂતપ્રેત વિષે મોટાં મોટાં લખાણો લખી જાય છે. ભૂતપ્રેતને સમજવા માટે અહીં આવવું પડશે. એ કેવળ એક કલ્પનાનો વિષય છે, છતાં સાચો છે. કલ્પના શબ્દનો અર્થ અત્યારની રૂઢિગત ભાષામાં કંઈ નહિ અથવા મિથ્યા એવો થાય છે. પરંતુ કલ્પના એટલે જ કશુંક, કલ્પના એ જ બધી વસ્તુનું મૂળ છે.

મારા વાક્યમાંથી બમશંકર પંડિતે મારી કલ્પના જે કંઈ હતી અને જેને કહેવા માટે બીજા જ શબ્દો વાપર્યા હતા, તે સમજી ગયા. ચૂપ થઈ ગયા. કંઈ જ બોલ્યા નહિ. એ એમનું સાધકપણું હતું. હું હાથપગ ધોઈને બેઠો.

બમશંકર સાથે કેટલાક પ્રખ્યાત પંડ્યાઓ અને પંડિતો આવેલા. ગામના કેટલાક માણસો પણ આવેલા. મારી સાથે ઉગ્ર ચર્ચા થશે અને બલિદાન વિષે બમશંકર મને બોલતો બંધ કરી દેશે એ ચર્ચા તથા પરિણામ સાંભળવાની ભારે ઉત્સુકતાથી આવેલા.

બમશંકરને જરા ય દેખાતું નહોતું. અત્યારે પચાસ ઉપરનું વય હતું. પરંતુ ચહેરા એમની યુવાનીની માદકતા કહી દેતો હતો.

"સ્વામીજી આવ્યા?" બમશંકરે પૂછ્યું.

"જી, પંડિતજી! સામે જ છું."

"નથી લાગતું કે સામે પડો."

"હું લડવૈયો સૈનિક નથી, હું એક પથિક છું. જે માર્ગને જાણું છું, તે માર્ગ નિઃશંક ચાલ્યો જાઉં છું. નથી જાણતો તે માર્ગ જાણવા મથું છું. હિમ્મત ચાલે તો અજાણ્યા માર્ગ પર ચાલું છું.

મારા આ શબ્દો બમશંકરને સ્પર્શી ગયા. મનોભાવ–કલ્પના સમજવાની એની શક્તિ જોઈ મને પ્રસન્નતા થઈ.

મારી વાત મેં મનમાં રાખી અને બમશંકરે એની વાત દબાવી રાખી. અમે પ્રાસ્તાવિક વાતોમાં ઊતરી ગયા. પણ સાથે આવેલા લોકો ઊંચાનીચા થઈ રહ્યા. એમને તો બલિદાન ઉપર ચર્ચા સાંભળવી હતી. ધીમેથી મારા યજમાન પૂજારીએ ઉચ્ચાર્યું: સ્વામીજી, બલિદાનનો વિરોધ કરે છે, પંડિતજી!

બમશંકર બોલ્યા: સ્વામીજી બુદ્ધિમાન છે. એમની સમજ સમજ છે, શાસ્ત્ર નથી.

આટલું કહીને બમશંકરે બીજી વાત ઉપાડી. બલિદાનની ચર્ચાને ટાળતા જોઈ ત્રીજા પંડ્યા બોલ્યા: પંડિતજી! બલિદાન શાસ્ત્રીય નથી એ વાત આપ માનો છો?

બમશંકરે કહ્યુંઃ કોણ કહે છે!

પંડ્યાજી કહે: આ સ્વામીજી

બમશંકર કહે: સાચી વાત છે?

હવે મારે બોલવું જ જોઈએ. ચર્ચામાં ઊતરવાની ઇચ્છા નહોતી.

મેં કહ્યું: બલિદાન એ શાસ્ત્રીય વિષય છે. જેમને શાસ્ત્રનું જ્ઞાન નથી, તેમને બલિદાન આપવાનો અધિકાર નથી અત્યારે જે જે દેવીમંદિરોમાં બલિદાન આપવા આવે છે, તેમને કોઇને શાસ્ત્રનું જ્ઞાન હોતું જ નથી. માટે બલિદાન આપવું એ પાપ બની જાય છે.

પંડ્યા બોલ્યા: નહિ, આપ તો એમ કહેતા હતા કે, બલિદાન એ મૂળથી જ ખોટું છે.

મેં કહ્યું: હા બલિદાન એક કસોટી છે. સાધક પોતાની વાણીને વિચારમાં સમાવે, વિચારને કલ્પનામાં સમાવે અને કલ્પનાદ્વારા વિચાર અને વાણીનું કામ લઈ શકે એવી સાધના પૂરી કરે છે ત્યારે, તેને ચકાસી જોવા છેલ્લી પરીક્ષા રૂપે બલિદાનની યોજના થઈ છે. મૃત્યુ એ પ્રાણી માત્ર માટે ભયંકર, મહા ભયંકર વાત છે. મૃત્યુ માટે કોઈ તૈયાર નથી. સાધક પોતાની કલ્પનાને એવી સિદ્ધ કરે છે કે બલિદાનનું પ્રાણી મૃત્યુને મહા આનંદનું સાધન સમજતું થઈ જાય છે. મરવા માટે એની ઇચ્છા એટલી તીવ્ર બને છે કે જગતના કોઈ પણ આનંદજનક વિષયોમાં મરવા જેવો આનંદ એને દેખાતો નથી. એ પળ આવે ત્યારે બલિદાનની વધ ક્રિયા થાય છે. એ ક્રિયા જ્યારે થાય છે ત્યારે મહા આનંદના પરમાણું બનીને એ બલિદાન વસ્તુ મહાકાશમાં પ્રસરી જાય છે. એ મહા પુણ્ય પામે છે. ત્યારે પરમાનંદની મહા પળ સરજાય છે.

એક ધ્યાનથી, રસથી અને પ્રેમથી મારી આ એકધારી વાક્યાવલી સાંભળી રહેલા બમશંકરને રોમાંચ થઈ આવ્યો અને ભૂવાની પેઠે ધૂણી જઈને બોલ્યો: ધન્ય, ધન્ય, સ્વામીજી ધન્ય, બસ કરો. હું અસ્વસ્થ બની જઈશ.

બધા તો આ જોઈને દંગ જ થયા. ઘડીભર શાંતિ છવાઈ રહી.

બમશંકરે કહ્યું: સ્વામીજી! શાસ્ત્રો ભણવાં એ સહેલું છે પરંતુ શાસ્ત્રોનો બોધ થવો એ અઘરામાં અઘરું છે.

મેં કહ્યું: બોધ થયા પછી એ પ્રમાણે વર્તવું તે તો મહા કઠીન છે.

બમશંકર બોલ્યા: તેથી તો કર્મકાંડીઓ જડ હોય છે. એની પાસે એકલી ક્રિયા છે. કલ્પના અને વિચાર નથી. ક્રિયામાં બંધાઈ રહે છે તે જડ બની જાય છે. એનો વિકાસ કદી નથી થતો.

મેં કહ્યું: ચોટલી રાખવી જરૂરી જ હોય તો સંન્યાસીઓથી ચોટલી કપાવાય જ નહિ. જે વસ્તુની ક્રિયાની જરૂર હોય ત્યાં સુધી જ તે રાખવી. જરૂર ન રહે તો તેને છોડી દેવી. જેની જરૂર નથી એવી અનેક ક્રિયાઓ શાસ્ત્રના અને ધર્મના નામે આપણે આચરીએ છીએ. બલિદાન પણ તેવો એક વિષય છે. બલિદાનો આપનાર કોઈ જ સાધક નથી. તેથી મંદિરોમાં જે નિર્દોષ બકરાઓ કપાય છે તે મહા અનર્થકારી હિંસા છે. બલિદાન આપનાર સાધકને તો કોઈ જોવા પણ પામતું નથી. મંદિરોમાં થતી હિંસા બંધ નહિ થાય તો આ ધર્મ પાતાળ જઈ બેસશે.

અમારી વાતનો અંત આવ્યો. સંધ્યા આથમી હતી. ઠંડો પવન વહી નીકળ્યો હતો.

બમશંકર પછી તો નિત્ય અહીં આવતા થયા. ભાંગ છણાતી. વાતો થતી. મારા સંગનો આ પંડિતને એટલો રસ જાગ્યો કે રહેવા પણ અહીં આવવાનો વિચાર કર્યો. તેમનો ખાટલો અને પથારી આપી ગયો. ત્રણેક રાતો વીતી. એક રાતે મેં પૂછ્યું: પંડિતજી! ભૂતપ્રેત વિષે કંઈ અનુભવ ખરો કે?

પંડિતજી કહે: હા ઘણો.

મેં પૂછ્યું: મને અનુભવ થઈ શકે?

પંડિતજી કહે: કદાચ નહિ.

મેં કહ્યું: કારણ?

પંડિતજી કહે: તમારું માનસ ભૂતની કલ્પનાથી પર છે.

મેં કહ્યું: મને ઇચ્છા છે કે ભૂતપ્રેતનો અનુભવ કરું

# સેઃઅરાય અને શાહજહાં

શિવશંકર પ્રાણશંકર શુક્લ

> ઇતિહાસની રસભર વાર્તાઓ પાછળ એની જે સચોટતા તરવરે છે એ આ નાનકડી વાર્તામાં પણ કેટલી જીવંત છે! ઇતિહાસ ભણવા ખાતર નહિ પણ એને સમજવા મથીએ તો આપણને એમાં જ ખૂંચ્યા રહેવાનું મન થઈ જાય એવા વાતભંડાર એમાંથી ભરાવા લાગે.

નર્મદાને દક્ષિણ કિનારેથી કેટલાક ઘોડેસ્વારોએ નર્મદા પાર કરવા માટે ઘોડા પાણીમાં ઝીંક્યા. એ તો પવનવેગી લોખંડી ઘોડા હતા. પાણીના ઘોડા એમને ઘેરવા પ્રયત્ન કરવા લાગ્યા પણ કશાયે અંતરાયને ગણકાર્યા વિના ફાટી આંખે તેઓ તો સામે કિનારે પહોંચી જવા સિવાય બીજા કશાયની ગણના કરતા જ નહોતા. પાછળ રેતીનો પટ પથરાયેલો હતો અને સામે ઉત્તર કિનારો ઊભો હતો.

બપોરનો સમય હતો. ઘોડા ને ઘોડેસ્વાર પરસેવે રેબઝેબ થઈ ગયા હતા એટલે પવન અને પાણી મળતાં તેમને ભારે આનંદ થતો હતો. આ જગ્યાએ નર્મદા ઘોડે બેસી સહેલાઈથી ઊતરી શકાય છે. શિનોર પાસે એ સ્થાન આવેલું છે. એને બાવાપ્યારાનો ધાટ કે પાર કહે છે. ઘણા પ્રાચીન કાળથી દક્ષિણથી ગુજરાત આવવાનો એ ધોરી માર્ગ હતો.

દસબાર ઘોડેસવારોની એ ટુકડીમાં એક નવજવાન તુરત જ તરી આવતો હતો. એનો પોશાક જુદો હતો, એનો રુઆબ આકર્ષક હતો અને એનો કાળો ઘોડો બધા લાલ ઘોડામાં ભાત પાડી ઊઠતો.

સામે કિનારે માનવમેદની, લશ્કરની ટુકડી ને ગુજરાતનો સૂબો એ નવજુવાનનું સ્વાગત કરવા માટે તૈયાર થઈ ઊભા હતા. સ્વાગતનાં ઢોલત્રાંસાં ને ભુંગળો વાગતાં હતાં.

પણ કોણ હતો એ જુવાન?

શાહજાદો શાહજહાં.

કાશ્મીરમાં બાદશાહ જહાંગીરની આંખો હંમેશને માટે મીંચાઈ ગઈ હતી. નૂરજહાંની ખટપટો તેના ભાઈને શાહજહાંના સસરા અસફખાને અટકાવી દીધી હતી. તે બેગમ આજે એની આંખ નીચે નજરકેદ હતી. શહારિયાર આંખો ખોઈ કેદ પકડાયો હતો. અને જમાઈરાજની વાટ જોતો જોતો અસફખાન રમકડા જેવા ગાદીએ બેસાડેલા દાનિયાલની આસપાસ જાળ બિછાવી રહ્યો હતો. એના કાનમાં

---

પંડિતજી કહેઃ તો સામાન્ય ભૂમિકા ઉપર આવવું પડશે.

મેં કહ્યુંઃ કહો તેમ કરું.

પંડિતજી કહેઃ આપણે ચામુંડા જઈએ.

"ક્યાં છે?"

બાણગંગાને કિનારે ભવ્ય સ્મશાન છે. ભારતમાં ત્રણ મહા સ્મશાનો છે. ઉજ્જૈનમાં મહાકાળનું સ્મશાન, કાશીમાં મણિકર્ણિકનું સ્મશાન અને એક આ ચામુંડાનું. તેમાં ચામુંડાના સ્મશાનની તોલે તો પેલાં સાવ નબળાં. કેટલીય વાર મેં ભૂતોને હાથોહાથ બલિદાન આપ્યાં છે. એ મહાઆનંદ ફરી ક્યાંય મળી શક્યો નથી.

મેં કહ્યુંઃ તો ચાલો ને!

"જઈએ."

નક્કી કરી દીધું. સાથે પેલાં માઇજી આવવા તૈયાર થયાં. બીજા એક ગૌરીશંકર પંડ્યા પણ તૈયાર થયા. કોઈ જમીનદાર જેવા આ પંડ્યાજી ભારે પ્રેમાળ હતા. સજ્જન પણ એવા. સાતેક જણાની ટૂકડી તૈયાર થઈ.

વાલાજીથી કાંગડા સુધી મૉટર જાય છે. કાંગડાથી પઠિયાર જવા માટે બીજી મૉટર જાય છે. પઠિયારથી છએક માઈલ દૂર ચામુંડા

✶

# શ્રાવણ સન્ધ્યા

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ સુરેશ હ૦ જોષી

ઝરમર ઝરમર નીતરતી એ શ્રાવણ-સન્ધ્યામાં કવિ કેવી કેવી ઉદાત્ત કલ્પનાઓનું આરોપણ કરે છે! સામાન્ય માણસને તો આવા કશા ખ્યાલ પણ ન આવે. કવિના નિબંધોમાં પણ નર્યી કવિતા જ નીતરે છે ને?

આજે શ્રાવણની અશ્રાન્ત વૃષ્ટિધારામાં જગતની બીજી બધી જ વાતો ડૂબીને વહી ગઈ છે; ખેતરોમાં અન્ધકાર આજે નિબિડ છે—ને જેને કદી એકેય અક્ષર બોલતાં આવડ્યું નથી તે મૂકને આજે કહેવાની વાતોનો પાર નથી.

અન્ધકારને જો કોઈ એને બંધબેસતી ભાષામાં બોલાવી શકે એમ હોય તો તે આ શ્રાવણની વૃષ્ટિધારાનો ધ્વનિ જ. અન્ધકારની નિઃશબ્દતાના પર એ ઝરઝર્ કલશબ્દ જાણે એક પછી એક પડદો ખેંચતો જાય છે, એ રીતે એને વધારે ગંભીર ને ગાઢ કરી મૂકે છે, એ આખાં ય જગતની નિદ્રાને પણ નિબિડ કરી દે છે. વૃષ્ટિ પડવાનાં આ અવિરામ શબ્દ, એ જાણે શબ્દનો અન્ધકાર!

આજે આ કર્મહીન સાંજવેળાનો અન્ધકાર એના એ જપમન્ત્રને શોધી કાઢી શક્યો છે. એ વારે વારે એને રટ્યા કરે છે—બાળક જેમ નવી શીખેલી વાતને અકારણે અપ્રયોજને ફરી ફરી ઉચ્ચાર્યા કરે તેમ—એને થાક નહીં, એનો અન્ત નહીં ને એમાં કશું વૈચિત્ર્ય પણ નહીં.

આજે મૂક સન્ધ્યાપ્રકૃતિનો કણ્ઠ એકાએક ખૂલી ગયો છે-અને આશ્ચર્ય પામીને સ્તબ્ધ થઈને એ જાણે ફરી ફરી પોતાની વાત પોતાને કાને સાંભળ્યા કરે છે. મારા મનમાં પણ એનો પ્રતિધ્વનિ જાગી ઊઠ્યો છે, એ ય કશુંક બોલવા ઇચ્છે છે. આ રીતે મારું મન પણ કહેવાની વાતને ખૂબ મોટી બનાવીને કહેવા ઇચ્છે છે, જેમ જળ સ્થળ આકાશને બિલકુલ ભરી દઈને બોલવા ઇચ્છે છે—પણ એ તો શબ્દથી બની શકે એમ નથી, તેથી જ તો એ એકાદ સૂરને શોધી રહ્યું છે. જળના કલ્લોલમાં, વનના મર્મરમાં, વસન્તના ઉચ્છ્વાસમાં, શરદના પ્રકાશમાં વિશાળ પ્રકૃતિ જે કહે છે તે સ્પષ્ટ શબ્દોમાં કહેતી નથી—તે માત્ર આભાસે ઈંગિતે, માત્ર છબિમાં ને ગીતમાં જ પ્રકટ થાય છે. તેથી જ પ્રકૃતિ જ્યારે આલાપ કરે ત્યારે એ આપણા મુખની વાતને બંધ કરી દે, આપણા પ્રાણની અંદરના અનિર્વચનીયના આભાસથી ભરેલા ગીતને જ એ જગાડે.

શબ્દો માણસના, ને ગીત પ્રકૃતિનું. શબ્દો સુસ્પષ્ટ અને વિશિષ્ટ પ્રયોજનદ્વારા સીમાબદ્ધ, જ્યારે ગીત અસ્પષ્ટ અને સીમાહીનની વ્યાકુળતાએ ઉત્કંઠિત. તેથી જ શબ્દોથી માણસ માણસને મળે, ગીતથી માણસ વિશ્વપ્રકૃતિને મળે. તેથી જ શબ્દની સાથે જ્યારે માણસ સૂરને જોડી દે ત્યારે એ શબ્દ એવા અર્થને આપોઆપ વટાવી જઈને વ્યાપ્ત થઈ જાય—એ સૂર મનુષ્યનાં સુખ દુઃખને સમસ્ત આકાશની વસ્તુ બનાવી દે, એની વેદના પ્રભાતસન્ધ્યાના દિગન્તે એનો રંગ મેળવી દે, મનુષ્યના સંસારની

---

ને ડંકા નિશાન આપ્યાં, ચુવા મોગરેલની મશાલનું માન આપ્યું, જમીન ભેટ કરી. બાદશાહ થયા પછી પ્રમાણની સુબાગીરી પણ સોમરાયને મળી.

જ્યાં જમીન ઇનામ મળી ત્યાં જ ઉત્તરમાંથી આવ્યા પછી સોમરાય હંમેશને માટે રહ્યા. ગામ વસ્યું. ચરોતરના રહેવાસીએ હંમેશને માટે કાનમની એ કૃષ્ણભૂમિને જ વતન બનાવ્યું. ઇતિહાસના એ સંસ્મરણને જાળવી રાખતું રાયનું એ કરાળા શિનોર ને ડભોઈ વચ્ચે આજે પણ કલ્લોલ કરી રહ્યું છે અને સોમરાયના વંશજો આજે પણ હયાત હોઈ રાય કહેવાય છે. ગામ પણ રાયના કરાળા તરીકે પ્રસિદ્ધ છે.



પ્રાત્યહિક સુપરિચિત સંકીર્ણતાની સાથે એનું એકાન્તિક ઐક્ય પછી રહે નહીં.

આથી પોતાની હરરોજની ભાષાની સાથે પ્રકૃતિની ચિરદિનની ભાષાને ભેળવી દેવાને માણસનું મન પહેલેથી જ પ્રયત્ન કરતું આવ્યું છે. પ્રકૃતિમાંથી રંગ અને રેખા લઈને પોતાના વિચારને માણસે છબિમાં પલટી નાખ્યા છે, પ્રકૃતિમાંથી સૂર અને છંદ લઈને પોતાના ભાવનું માણસે કાવ્ય બનાવી દીધું છે. એ જ રીતે વિચાર અચિન્તનીયતી તરફ દોડે છે, ભાવ અભાવનીયમાં જઈને પ્રવેશે છે. આ રીતે જ મનુષ્યના મનની વસ્તુઓ વિશિષ્ટ પ્રયોજનની સંકુચિતતાને અને નિત્ય વ્યવહારની મલિનતાને મિટાવી દઈને ચિરન્તનની સાથે યુક્ત થઈ આવી સરસ નવીન અને મહત્ મૂર્તિએ દેખા દે છે.

આજે આ ઘનવર્ષાની સન્ધ્યાએ પ્રકૃતિના શ્રાવણ-અન્ધકારની ભાષા આપણી ભાષાની સાથે ભળી જવા ઇચ્છે છે. અવ્યક્ત આજે વ્યક્તની સાથે લીલા કરવાને માટે આપણે દ્વારે આવીને આઘાત કરી રહ્યા છે. આજે યુક્તિતર્ક વ્યાખ્યા વિશેષણ ટકી શકે એમ નથી. આજે ગીત સિવાય બીજી કશી વાત જ નથી.

તેથી જ હું કહું છું કે આપણી વાતને આજે પડતી મૂકો. સંસારના કામકાજની સીમાને, મનુષ્ય સમાજની વાડને સહેજ અળગી કરો; આજે આ આકાશને ભરી દેતી શ્રાવણની વૃષ્ટિધારાને અન્તરમાં બોલાવી લો.

પ્રકૃતિની સાથેનો મનુષ્યના અન્તરનો સમ્બન્ધ બહુવિધ છે. બહાર એના કર્મક્ષેત્રમાં પ્રકૃતિનું જુદું સ્વરૂપ, વળી આપણા અન્તરમાં એની એક જુદી જ મૂર્તિ.

એક દૃષ્ટાન્ત જુઓ—વૃક્ષનું ફૂલ એ દેખાવમાં ભલેને ગમે તેટલું રંગીલું લાગતું હોય, એ અહીં આવ્યું છે માત્ર કામગીરી બજાવવાને. એની બધી સાજસજ્જા તે ઑફિસનો જ પોષાક. ગમે તે રીતે એણે ફળ પ્રકટાવવાનું છે, નહીં તો તરુવંશ પૃથ્વી ઉપર ટકી રહી શકે નહીં, આ બધું રણ જ બની જાય. એટલા માટે જ એનો રંગ, એટલા માટે જ એની ગન્ધ. મધમાખીની પદરેણુ પડતાં એનો પુષ્પ-જન્મ સફળ થવાની શરૂઆત થાય કે તરત જ એ પોતાની રંગીન પાંખડીઓને ખેરવી નાખે છે, પોતાનાં મધુ અને ગન્ધનું નિર્મળભાવે વિસર્જન કરી દે છે; એને રંગીલાપણા માટે સહેજે ય સમય નથી, એ કામમાં ભારે મશગુલ છે. પ્રકૃતિના બહારના ઓરડામાં કામની વાત સિવાય બીજી કશી વાત જ નથી. ત્યાં કળી ફૂલ તરફ, ફળ બીજ તરફ, બીજ વૃક્ષ તરફ ધડધડ કરતાં દોડયે જ જાય છે—ક્યાંય સહેજ સરખો અન્તરાય આવી પડે તો માફી મળતી નથી, ત્યાં કોઈ કશી કેફિયત સ્વીકારતું નથી, ત્યાં એને કપાળે 'નામંજુર'ની છાપ વાગી જાય છે, પછી વિના વિલંબે એને ખરી જઈને કરમાઈ જઈને દૂર હટી જવું પડે છે. પ્રકૃતિની મોટી ઑફિસમાં અગણ્ય વિભાગો છે, અસંખ્ય કામકાજ છે. આજ સુકુમાર ફૂલને તમે જુઓ છો, શોખીન આદમીની જેમ શરીરે ગંધ લગાડીને રંગીન પોશાક પહેરીને જે આવ્યું છે તે ય એ ઑફિસમાં તાપ તડકમાં મજૂરી કરવાને માટે જ આવ્યું છે, એને એની પળે-પળનો હિસાબ આપવાનો હોય છે—કશાં કારણ વિના, શરીરને પવન નાખી, સહેજ ઝૂલી લેવા માટે એની પાસે એક ક્ષણની ય ફુરસદ નથી.

પણ એ જ ફૂલ જ્યારે મનુષ્યના 'અન્તરમાં પ્રવેશ કરે ત્યારે એને કશાની ઉતાવળ નહીં', ત્યારે એ મૂર્તિમાન પરિપૂર્ણ અવકાશ. એ એકની એક વસ્તુ બહાર પ્રકૃતિમાં કાર્યનો અવતાર, મનુષ્યના અંતરમાં શાન્તિ અને સૌન્દર્યનો પૂર્ણ પ્રકાશ.

ત્યારે વિજ્ઞાન આપણને કહે: તમારી સમજવામાં ભૂલ થાય છે—વિશ્વબ્રહ્માણ્ડમાં ફૂલનો એક માત્ર ઉદ્દેશ કામ કરવાનો; એની સાથે સૌન્દર્ય માધુર્યનો જે અહેતુક સમ્બન્ધ તમે જોડી બેઠા છો તે તમારી પોતાની જ બનાવટ.

આપણું હૃદય એને ઉત્તર દે છે કે ના, સમજવામાં કશી જ ભૂલ થઈ નથી. આ ફૂલ કાર્યનો





પરિચયપત્ર લઈને આપણે આંગણે આવીને દ્વાર ખખડાવે; એક બાજુ એ આવે બન્દીની જેમ, ને બીજી બાજુ એ આવે મુક્ત સ્વરૂપે—એનો એક જ પરિચય સાચો ને બીજો સાચો નહીં, એ વાત તે શી રીતે માની લેવાય ? આ ફૂલ વૃક્ષવનસ્પતિમાં અનવચ્છિન્ન કાર્યકારણસૂત્રે ખીલી ઊઠ્યું છે, એ વાત પણ સાચી, પણ એ બહારનું સત્ય; ને અન્તરનું સત્ય તે આ—

आनन्दाद्धयेव खल्विमानि भूतानि जायन्ते ।

ફૂલ મધુકરને કહે છેઃ 'તારા અને મારા પ્રયોજનના ક્ષેત્રમાં તને બોલાવી લાવવાને માટે તારે કાજે જ મેં સાજ સજ્યા છે.' પણ એ ફૂલ મનુષ્યનાં મનને કહેઃ 'આનન્દના ક્ષેત્રે તને તેડી લાવવાને માટે જ મેં સાજ સજ્યા છે.' મધુકર ફૂલની વાતમાં પૂરેપૂરો વિશ્વાસ મૂકે છે, ને એમાં સહેજે ય ઠગાતો નથી; જે મનુષ્ય મન પણ એમાં પૂરો વિશ્વાસ મૂકીને ફૂલને મળે છે ત્યારે જુએ છે કે ફૂલે એને ખોટી વાત કહી નહોતી.

ફૂલ કેવળ વનમાં જ કામ કરે છે એવું નથી, મનુષ્યના મનમાં ય એનું જે કામ છે તે ય એ બરાબર કરતું આવે છે.

આપણે માટે એનું કામ શું ? પ્રકૃતિને બારણે જે ફૂલને દરેક ઋતુ અનુસાર યથાસમયે મજૂરની જેમ હાજરી આપવી પડે છે તે ફૂલ આપણા હૃદયને દ્વારે રાજદૂતની જેમ આવીને ઊભું રહે છે.

'સીતા જ્યારે રાવણને ઘરે એકલી બેસીને રડતી હતી ત્યારે એક દિવસ જે દૂત એની આગળ આવીને ઊભો રહ્યો હતો તે રામચન્દ્રની અંગુઠી સાથે લઈને આવ્યો હતો. એ અંગુઠીને જોઈને જ સીતા તરત સમજી શકી હતી કે એ દૂત એના પ્રિયતમની પાસેથી જ આવ્યો છે; એ તરત જ સમજી ગઈ કે રામચન્દ્ર એને ભૂલ્યા નથી, એનો ઉદ્ધાર કરવાને માટે જ એની પાસે આવ્યા છે.

ફૂલ પણ આપણી પાસે એ જ પ્રિયતમાનો દૂત બનીને આવે છે. સંસારની સોનાની લંકામાં રાજભોગની વચ્ચે આપણે નિર્વાસિત થઈને રહીએ છીએ, રાક્ષસ આપણને સદા કહી રહ્યો છે : "હું જ છું તારો પતિ તું મને જ સેવ "

પણ સંસારને પેલે પારના સમાચાર લઈને આવે છે ફૂલ. એ ગૂપચૂપ આપણા કાન આગળ આવીને કહે છેઃ "હું આવ્યું છું, મને એમણે મોકલ્યું છે. હું એ સુન્દરનો દૂત છું, હું એ આનન્દમયના સમાચાર લઈને આવ્યું છું. આ વિચ્છિન્નતાના દ્વીપને ઉદ્ધાર કરશે. એઓ તને પાસે ખેંચી લઈને એમની પોતાની કરી લેશે. મોહ તને આમ સદા કાલ બાંધી રાખી શકશે નહીં.

ત્યારે જો આપણે જાગતા હોઈએ તો એને કહીએઃ "તું એનો દૂત છે તે અમે શી રીતે જાણીએ ?" ત્યારે એ કહેઃ "આ જુઓને, એ સુન્દરની અંગુઠી મેં સાથે આણી છે. કેવો એનો રંગ. કેવી એની શોભા !"

વાત તો સાચી. એ તો એની જ અંગુઠી, મિલનની અંગુઠી. બીજું બધું જ ભુલાવી દઈને ત્યારે એ આનન્દમયનો આનન્દસ્પર્શ આપણા ચિત્તને વ્યાકુળ કરી મૂકે છે. ત્યારે આપણે સમજી શકીએ છીએ કે આ સોનાની લંકાપુરી જ આપણું સર્વસ્વ નથી—એની બહાર આપણી મુક્તિ રહી છે—ત્યાં જ છે આપણા પ્રેમનું સાફલ્ય, ત્યાં જ છે આપણા જીવનની ચરિતાર્થતા.

પ્રકૃતિમાં મધુકરને મન જે માત્ર રંગ છે, માત્ર ગન્ધ છે, માત્ર ક્ષુધાનિવૃત્તિનો માર્ગ ઓળખવાને માટેના ઉપાયરૂપ છે તે જ મનુષ્યના હૃદયને માટે સૌન્દર્ય છે, વિના પ્રયોજનનો આનન્દ છે. મનુષ્યનાં મનમાં એ રંગીન શાહીએ લખેલો પ્રેમનો પત્ર લઈને આવે છે.

તેથી જ તો મેં કહ્યું કે બહાર પ્રકૃતિમાં ફૂલ ભલેને કામકાજમાં ગમે તેટલું મશગુલ હોય, ભલેને કેવળ કામગરું જ દેખાતું હોય, આપણા હૃદયમાં તો



એ કશાં કામકાજ વિના આવજા કરે જ છે. ત્યાં એની લુહારની કોઢમાંનો અગ્નિ આપણા ઉત્સવની દીપમાળા બનીને દેખા દે છે, ત્યાં કારખાનાનો કર્કશ અવાજ સંગીત બનીને ધ્વનિત થઈ ઊઠે છે. બહાર પ્રકૃતિની કાર્યકારણની લોઢાની સાંકળ ઝન્ ઝન્ થાય છે, અન્તરમાં એના આનન્દની અહેતુકતા સોનાના તારે વીણા ધ્વનિને ઝંકૃત કરી મૂકે છે.

આપણે માટે આ જ તો મોટી આશ્ચર્યની વાત છે—પ્રકૃતિનાં આ એકી સાથે દેખાતાં બે સ્વરૂપ, એક બંધનનું ને બીજું મુક્તિનું: એક જ રૂપ-રસ શબ્દ ગન્ધમાં રહેલા બે સૂર, એક પ્રયોજનનો ને બીજો આનન્દનો: બહારની બાજુથી જુઓ તો ચંચળતા, અન્તરમાં જુઓ તો શાન્તિ; એક જ વખતે એક બાજુ એનાં કામ ને બીજી બાજુ એની મુક્તિ; બહારની બાજુએ એનો તટ, અન્તરમાં એનો સમુદ્ર.

અત્યારે આ પળે શ્રાવણની વૃષ્ટિધારાએ સન્ધ્યાનું આકાશ મુખરિત થઈ ઊઠ્યું છે. એણે મારી આગળ એના કામકાજની બધી જ વાત ઢાંકી દીધી છે પ્રત્યેક તૃણના અને વૃક્ષના પ્રત્યેક પાંદડાના ખાન-પાનની વ્યવસ્થા કરવામાં એ ભારે મશ્ગુલ છે એ વાતનો સહેજ સરખો આભાસ પણ આ અન્ધકારની સભામાં એ થવા દેતું નથી. આપણા અન્તરના સાન્ધ્ય આકાશમાં પણ આ શ્રાવણ ઘેરાઈને ઝળુંબી રહ્યો છે, પણ ત્યાં એનો વેશ તે ઑફિસનો વેશ નથી—ત્યાં એ કેવળ ગીતની મહેફિલ જમાવવાને, કેવળ લીલાનું આયોજન કરવાને આવે છે. ત્યાં એ કવિના દરબારમાં ઉપસ્થિત થાય છે. તેથી જ ક્ષણે ક્ષણે મેઘ મલ્હારના સૂરે કેવળ કરુણ ગાન જાગી ઊઠે છે:

તિમિર દિગભરિ ઘોર જામિની,
અથિર બિજુરિક પાંતિયા.
વિદ્યાપતિ કહે, કૈસે ગોંયાયબિ
હરિ બિને દિનરાતિયા.

પ્રહર પછી પ્રહર સુધી આ જ વાત એ કહે છે: અરે, તું તો વિરહિણી છે–તું શી રીતે જીવી રહી શકી છે? તારાં દિવસરાત શી રીતે વીતે છે?

એ ચિર દિવસરાત્રીના હરિ જ જોઈએ, નહીં તો દિનરાત્રિ અનાથ બની જાય. સમસ્ત આકાશને રડાવીને આ વાત જાણે આજે નિઃશેષ થવા ઇચ્છતી જ નથી.

આપણે એમના જ વિરહમાં આવી રીતે સમય ગાળી રહ્યા છીએ એ વાત આપણે ખાસ જાણવા જેવી છે, કારણ કે વિરહ મિલનનું જ અંગ છે. ધુમાડો જેમ અગ્નિ પ્રકટે તેના આરમ્ભરૂપ હોય છે તેમ વિરહ પણ મિલનનો આરમ્ભ-ઉચ્છ્વાસ છે.

એ આપણને જણાવે કોણ? આ તમારું વિજ્ઞાન જેને પ્રકૃતિના કારાગારના કેદી લેખે છે, જેઓ પગે સાંકળ બાંધીને એકબીજા સાથે બંધાએલા રહીને દિવસરાત મૂકની જેમ માત્ર કામ જ કર્યે જાય છે તેઓ જ આપણને એની જાણ કરે છે. એમની સાંકળનો અવાજ આપણા હૃદયમાં જઈને પ્રવેશે છે કે તરત જ આપણે જોઈ શકીએ છીએ કે એ વિરહનું વેદનાગાન છે, ને એ જ મિલનનું આહ્વાનસંગીત પણ છે. એ બધું કોઈ ભાષાથી કહી શકાતું નથી, એ બધા સમાચાર તો એ લોકો જ ચૂપચૂપ આવીને કહી જાય છે—ને મનુષ્યકવિ એ બધી ખબરને ગીતમાં કંઈક શબ્દોથી તો કંઈક સૂરથી બાંધીને ગાય છે—

ભરા બાદર માહ ભાદર,
શૂન્ય મન્દિર મોર.

આજે મને માત્ર મનમાં રહી રહીને એવું લાગ્યા કરે છે કે આ જે વર્ષા તે કાંઈ એક સાંજની વર્ષા નથી, એ તો જાણે મારા સમસ્ત જીવનની અવિરત શ્રાવણ ધાર છે. જેટલે દૂર નજર જાય તેટલે દૂર સુધી જોઉં છું, મારા સમસ્ત જીવનની ઉપર સંગીહીન વિરહસન્ધ્યાનો નિબિડ અન્ધકાર છવાયો છે—

એના દિગ્દિગન્તને વ્યાપી લઈને અશ્રાન્ત શ્રાવણની વર્ષાએ પ્રહર પછી પ્રહર વીત્યે જાય છે; મારું સમસ્ત આકાશ ઝર્ ઝર્ કરીને બોલે છે: "કૈસે ગોંયાયબિ હરિ બિને દિનરાતિયા ?" તોય એ જ અન્ધકારના, એ જ શ્રાવણના અન્તરમાં એક નિબિડ રસ અત્યન્ત ગુપ્તપણે ભરીને રાખ્યો છે; કોઈક વિકસિત વનની સજલ સુવાસ આવે છે, કશુંક એવું અનિર્વચનીય માધુર્ય માણું છું જે પ્રાણને જ્યારે વ્યથાઓ રડાવે છે ત્યારે જ એ વિદીર્ણ વ્યથાના અન્તરમાંથી અશ્રુસિક્ત આનન્દને પણ બહાર ખેંચી લાવે છે.

વિરહસન્ધ્યાના અન્ધકારને કેવી રીતે દિવસરાત વીતશે એમ કહીને જો માત્ર રડવાનું જ હોત તો તો સમસ્ત રસ સુકાઈ ગયો હોત, અને આશાનું અંકુર સુદ્ધાં બચ્યું ના હોત; પણ કેવી રીતે વીતશે એટલું જ નથી કહ્યું, 'હરિ બિને દિનરાતિયા' કેવી રીતે વીતશે એમ કહ્યું છે. આથી જ 'હરિ બિને' ને વ્યાપી લઈને આટલી અવિરલ અજસ્ર વર્ષા વરસી રહી છે. ચિરદિનરાત્રિ જેના સાથમાં વીતી જાય એવું એક ચિરદિનનું ધન કોઈક છે—તેને નથી પામ્યા તો ભલે નથી પામ્યા, તોય એ છે, એ છે જ —વિરહના સમસ્ત વક્ષને ભરી દઈને એ રહ્યાં છે— એ હરિ બિને કૈસે ગોંયાયબિ દિનરાતિયા ? આ જીવનવ્યાપી વિરહના આરમ્ભમાં જે રહ્યા છે, જ્યાં એનું અવસાન ત્યાં જે રહ્યા છે, ને એના મધ્યમાં ગભીરભાવે પ્રચ્છન્ન રહીને જે કરુણ સૂરની બંસી બજાવી રહ્યા છે તે હરિ બિને કૈસે ગોંપાયબિ દિનરતિયા ?

★

## ઝાકમ ઝોળ

ઝાકમ ઝોળ, ઝાકમ ઝોળ,
આજ મારું જીવન ઝાકમ ઝોળ.
જુગ જુગનાં અંધારા ઉલેચી
કિરણમાં તરબોળ
મોંઘા કિરણમાં તરબોળ
હૈયું આજે ઝાકમ ઝોળ.
દુનિયા આખી ઝાકમ ઝોળ

આજ મારું હૈયું ઝાકમ ઝોળ
શા શા અણઉકલ્યા પંથો લાધ્યા
કેડીમાં ઘમરોળ
નવલી કેડીમાં ઘમરોળ
થાક્યાં ડગલાંમાં થૈકાર.
થે થૈમાં બધું ય ઝાકમ ઝોળ
આજ મારાં ડગલાંમાં થૈકાર.

જયન્ત પરમાર

★

## બદલે

ચંદા શાં ચન્દન–ચરિતને વિષભર્યા ભુજંગો
વીંટાવાના, જગત–મલયાદ્રિ પરે ઊગતાંને :
જેવું દે ચન્દન નવ–સુગંધો, ભલે વિષ વીંટ્યું :
ઝેરો સાથે સતત વસવું, ઝેર ઊડાડવું ના ?

પ્રવાસ

# પથ્થર માંહેનું પાણી

વિ૦ સ૦ ખાંડેકર
અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ

> પથ્થરમાં, કાળમીંઢ પથ્થરમાં ય પાણી સાંભળ્યાં છે? એમાં પાણી હોય છે અને તે પણ મીઠું મધ! બહારથી દેખીતા માણસો કરતાં સમાજથી નીચી પાયરીએ રહેલા માનવો પણ માનવતાનાં ભર્યાં ભર્યાં ભંડાર હોય છે એવો તો કોઈને ખ્યાલ પણ ક્યાંથી હોય! અને છતાં એ સાચું ય હોય છે.

'અલી ચા પીવા કોણ આવવાનું છે?' કાંડે બાંધેલા ઘડિયાળમાં જોતાં જોતાં સુનંદાએ પૂછ્યું.

'એક બહેનપણી.'

'બહુ ગરીબ દેખું.'

'શા પરથી ધાર્યું?'

'ઘેર ઘડિયાળ હોય એમ લાગતું નથી. સાડા ત્રણ વાગ્યા ગયા તો ય હજુ—'

'સુનંદા! લેખકોની કલ્પનાશક્તિ અજબ હોય છે એટલું તો નક્કી!'

'કેમ એમ બોલી?'

'ત્યારે મારી બહેન! એ બહેનપણી તો ખૂબ પૈસાવાળી છે. ગામ આખામાં—'

'તો વળી વધુ સાચું! પૈસાદાર માણસો વખતસર હાજર થાય તો પછી એને ગણે કોણ?'

'કેમ, ચાની બહુ ઉતાવળ થઈ છે?'

'મારા મનમાં એમ છે કે ચા આટોપી લઈ વાર્તા પૂરી કરી નાખું.

'કઈ વાર્તા?'

'કાલે તને વચાવી હતી તે.'

'આરસપહાણ?'

'હા; એ જ.'

'આ ગોવા જેવા સૌંદર્યથી ભરેલા કુદરતના બગીચા સમા સ્થાને તને આ જ વિષય સાંપડ્યો?'

'બીજું શું સાંપડે? સામાજિક દૃષ્ટિએ કેટલો અગત્યનો આ પ્રશ્ન છે? વેશ્યા એટલે પાકો પથ્થર—કાળમીંઢ' નહિ પણ આરસપહાણ. અનેક સુખી દંપતીની સંસારનૈયા આ ખડક સાથે અફળાઈ ને—'

'તાળીઓ પાડું?'

'કેમ એમ વાંકું બોલે છે!' સુનંદાએ ચિડાઈને પૂછ્યું.

'મેં તો એમ ધાર્યું કે તું ભાષણ કરવા જ મંડી પડી! પણ બેન બા! ભાષણમાં ઓછામાં ઓછી ત્રણ માનવીની હાજરી તો જોઈએ જ હો!—એક પ્રમુખ, એક ભાષણકર્તા અને એક શ્રોતા, બહેરો હોય તો પણ ચાલી શકે! પણ—'

'લીલા! કેટલી બધી તું છિછરી છે?'

'તમારા જેવા લેખકો જેટલી તો અવશ્ય નહિ!'

વીંછીનું જોર એના ફાંકડા વાળેલા ડંખમાં હોય, તેમ લેખકોનો નાજુક ભાગ તેમના લેખનનો ગણાય. બરાબર એના પર જ પ્રહાર થવાથી સુનંદા છેડાઈ પડી. કહે: 'મારા લખાણમાં તેં એવું છિછરાપણું શું ભાળ્યું?'

'દાખલા તરીકે ગઈકાલની વાર્તા.'

'કઈ, આરસપહાણવાળી?'

'હા. તારું એવું માનવું દેખાય છે કે પથ્થર એટલે કઠોરતાની મૂર્તિ જ હોવી જોઈએ.'

'નહિ રે બેન! હું જ ભૂલી. પથ્થર એટલે તો માખણનો પીંડો—સાવ પોચો અને સુંવાળો સુંવાળો!'

'હું એવા અર્થમાં નથી કહેતી'

'ત્યારે?'

'પથ્થર ઉપરથી ભલે ખડબચડા ને કઠોર દેખાતા હોય પણ—'

'તો શું એની અંદર અમૃત ભરેલું હોય!'

'જરૂર! એમના પેટાળમાં જીવંત પાણી ભરેલું હોય છે. પથ્થર માંહેનું પાણી જ બહુ સ્વાદિષ્ટ અને મીઠું હોય, સમજી બેન! જોઈએ તો કૂવા ખોદનારને પૂછીને ખાત્રી કરી લે. પણ તમે લેખકો

આટલી તસ્દી લ્યો જ શાના? ટેબલ પાસે ખુરશી પર ગોઠવાવું, મજેદાર ફાઉન્ટનને કરકમળમાં પકડવી, અને ચાના મધુર ઘૂંટ લેતાં લેતાં—'

'આ ભાષણ તો બે જ માણસોની હાજરીમાં ચાલ્યું હો, બેન!'

સુનંદાની ટકોર તરફ ધ્યાન દીધા વિના જ મેં આગળ ચલાવ્યું: 'લેખકો લખે છે: વેશ્યા એટલે કાળમીંઢ પથ્થર નહિ પાકા આરસપહાણ! પરણ્યાનો એમને પતિ નહિ. એટલે નીતિનું પણ નામનિશાન નહિ! ને નીતિ ન હોય ત્યાં પછી માણસાઈ તો હોય જ શાની?'

'તારી બહેનપણી જ આવતી દેખાય છે. એને પ્રમુખ બનાવીને તારું આ ભાષણ—'

દરમિયાન કેશર દરવાજે આવી ઊભી રહી. સુંદર નાનકડા રંગીન રૂમાલ વડે પરસેવાનાં બિંદુઓ દાબી દેતાં તેણે કહ્યું: 'માફ કરજે, લીલાબહેન! મને સહેજ મોડું થઈ ગયું!'

'ના રે, ખાસ એવું મોડું ન ગણાય.'

'માણસ કરતાં ઘડિયાળ જ વધારે સાચું બોલે!' કાંડા પરની ઘડિયાળ તરફ નજર ફેરવી લઈ હસતાં હસતાં કેશરે જવાબ આપ્યો.

કેશરે કાંડે બાંધેલા નાનકડા સુંદર સોનાના ઘડિયાળ ભણી નજર જતાં જ સુનંદાએ અજાણપણે પોતાની ઘડિયાળ તરફ તુલનાત્મક નજર ફેરવી લીધી. આ માનવીસ્વભાવના દર્શને હું મનમાં મનમાં હસી રહી. માફી માગતી હોય તેવા ધીરા પણ વહાલા લાગે તેવા અવાજે કેશરે કહ્યું: 'વસંતરાવને ઊંઘી ઊઠતાં સહેજ મોડું થયું—'

'ક્યાંઈ જવું હોય તો તારેય રજા લેવી પડે ખરી, કેશરબેન?'

'ખ.સ એવું તો નહિ, પણ કહીને ગયાં હોઈએ તો બંનેને ઠીક. ગમે તેમ તોય આખરે પુરુષનો સ્વભાવ. એમ તો જાણે આંખ ઠરે એવું ડાંગરનું ખેતર જોઈ લ્યો. પણ ભૂલમાં ક્યાંક લબ્બો જીવ ભરાઈ રહ્યો હોય તે કરતાં–ને વળી એમ પણ ખરું ને કે દૂધનો દાઝેલો છાશ પણ—'

નવાઈ પામી સુનંદા કેશર ભણી જોઈ રહી.

સુનંદાને એકાદ બે ચીજ સંભળાવવાની કેશરને વિનંતિ કરી હું ચા કરવામાં પડી. કેશર ગાતી હતી ત્યારે સુનંદા એની મોહક સ્વરલહરીઓ પર જાણે અદ્ધર તરતી હતી. કેશર મોડી થઈ હોવાથી તેના પર તેને જે રીસ ચડી હતી તે આ સ્વરલહરીમાં કોણ જાણે ક્યાં અદૃશ્ય થઈ ગઈ. ચીજ પૂરી થતાં જ સુનંદાએ કહ્યું: 'કેશરબેન! તમારી જેવું સુંદર મને જો ગાતાં આવડતું હોત—'

'ને તમારા જેવી જો હું લેખિકા બની હોત—'

અમે ત્રણે જણી હસી પડી. પરંતુ સુનંદાના હાસ્યની પાછળ આશ્ચર્યનો ભાવ વધુ હતો. સુનંદા મારી બાલસખી હતી; બેલગામથી અહીં ગોવાનું સૃષ્ટિસૌંદર્ય જોવા તે આવી હતી. હું ગોવામાં જ છું એની ખાત્રી કરી ગઈકાલે જ આવેલી. વીમાના કામ અર્થે મારા 'ઈ' બહારગામ ગયા હતા; એટલે ચાનું આટોપી લીધા પછી મારો વિચાર સુનંદાને કેશરને ત્યાં બેસવા લઈ જવાનો હતો. ચા પીતાં-પીતાં એણે પોતાની અધૂરી વાર્તા 'આરસ પહાણ' મને વાંચવા આપેલી. પણ એ વાંચ્યા પછી કોઈ રીતે સુનંદાને કેશરને ત્યાં લઈ જવાનું મન થતું ન-હોતું. આથી સવારના જ હું કેશરને ત્યાં ગઈ અને મારી બાલ સખી આવ્યાના ખબર આપી તેને જ મારે ત્યાં બપોરના ચા પીવાનું આમંત્રણ આપતી આવી. ચા પી લીધો કે તરત કેશર ઊભી થઈ.

'જરા બેસ ને, બેન! આટલી બધી શી ઉતાવળ?'

'બહુ ઉતાવળનું કામ છે.' હસીને તેણે જવાબ આપ્યો.

'કેમ, ઘર-પ્રવેશ માટે અત્યારનું જ મૂરત છે કાંઈ?'

નાના બાળકની પેઠે માથુ ડોલાવતાં ડોલાવતાં તેણે કહ્યું: 'ફરવા જવા વખતે પણ હું સાથે જ હોઉં એમ વસંતરાવ ઇચ્છે છે. વારુ! મહેમાન કેટલા દિવસ રોકાવાનાં છે?'

'આવતી કાલે જ જતા રહેવાની વાત કરે છે.' મેં કહ્યું.





બહેન! તારા જેવી ભોળી બાઈ દુનિયામાં બીજી ભાગ્યે જ સાંપડે!'

'તેઓ કેશર ભણી જોઈ રહ્યા હતા તેનું કારણ તો જુદું જ હતું.'

'ત્યારે કોઈ મઝેનું ચિત્ર દોરવાનો તેમનો ઈરાદો હતો? અરેરે! આવા પ્રતિભાશાળી ચિત્રકારને ઈન્શ્યોરન્સ કંપનીના એજન્ટ થવાનો વખત આવી લાગ્યો શું? ખરેખર, હિંદમાં પ્રતિભાની કદર થતી નથી એ જ સાચું છે.'

'એને જોતાં જ એમના દિલમાં ખેદ થયો.'

'કોના માટે? પોતાની જાત માટે કે—'

'મારે માટે!'

'તું એના જેવી સ્વરૂપવાન નથી એમ માનીને!'

'નહિ નહિ સુનંદાબહેન! તું ઊંધો અર્થ કરે છે. કેશરે પહેરેલા એ દાગીના ઉપર ખરું જોતાં મારો હક્ક હતો.'

'તારા હક્કના હતા?'

'હા. કહેવાય છે કે એની બાને મારા સસરાજીએ રાખેલી, સસરાજીએ એની પાછળ ઘર આખું ખાલી કર્યું અને એનું ઘર અભરે ભર્યું.'

'આરસપહાણ!' લુચ્ચાઈપૂર્વક સુનંદાએ શબ્દોચ્ચાર કર્યો.

મેં તેના એ બોલ ભણી જરાય ધ્યાન આપ્યા વિના ચલાવી રાખ્યું: 'મંદિરેથી ઘેર આવ્યા પછી "એમણે' મને બધી વાત કહી, સસરાજી એના ફંદમાં ફસાયા એને કારણે 'એમનું' ભણતર અધૂરું જ રહ્યું; અને પૂરું ભણ્યા વિના સારી નોકરી ન સાંપડે તેથી આ વીમાનો ધંધો લેવો પડ્યો. આ ધંધો એવો છે કે એને માટે કાયમ બહારગામ ફરવું જ પડે. એટલે મારે એકલીને ઘેર રહેવું પડતું ને તે વેળા ઘર ખાવા ધાતું. મનમાં દાઝે બળીને હું તે વખતે આ કેશરને ને એની બાને લાખો શાપ આપતી. મને એમ થતું કે જો આ ડાકણ મારા સસરાજીને વળગી ન હોત—તો એમનો રખડપાટો ને મારું એકલવાયાપણું કદી ઊભાં જ ન થાય. અમારા આ વિયોગ અને મુશ્કેલીનું કારણ હું કેશરની બાને જ ગણતી ને મનમાંથી ઇચ્છતી કે એનું નિકંદન જાય!

આ કથની સાંભળતાં સાંભળતાં સુનંદાના મો પર સહેજ અભિમાનની ચમક પસાર થઈ ગઈ. હસતાં હસતાં તેણે પૂછ્યું: 'આ વાર્તાની નાયિકા કોણ? તું, કેશર કે કેશરની બા?'

'નાયિકા ગમે તે માન!'

'વાહ વાહ! એમ કાંઈ ચાલે? તું મને વાર્તા કહેવાને બેઠી છે. વાર્તા એટલે નવલિકા અને નવલિકાની પાછળ યોજના—રચના હોય છે. એ રચનાકળા કહે છે.—'

મેં માત્ર આછું સ્મિત કર્યું.

'તને એ ન ગમતું હોય તો જવા દે, બેન! તું તારે તને ફાવે એ રીતે વાત કહે; પછી કાંઈ વાંધો છે?'

'પછી તો પણજીમાં મુંબઈથી એક ધનાઢ્ય ગુજરાતી વેપારી રહેવા આવ્યો. તેને કેશરની બાતમી મળી. તે અહીં ગોવામાં આવ્યો, કેશરને જોઈ રાજી થયો, અને દર મહિને ત્રણસો રૂપિયા આપવાના કરીને તે તેને મુંબઈ લઈ ગયો. જે દહાડે મેં એ વાત સાંભળી તે દહાડે મેં માનતા કરી કે, હે ભગવાન! આ કેશરનું ને પેલા વેપારીનું બનવા દઈશ મા, કેશર ભૂંડે મોંએ પાછી આવે એવું કરજે!'

'આ વસંતરાવ હવે કેશરને શું આપે છે?'

'ત્યારે તારી માનતા ફળી એમ તો કહેવાય!'

'એ માનતા ફળી હોત તો? ફળી હોત તો શું થાત એ તો માત્ર ભગવાન જાણે!'

મારા આવા ઉદ્‌ગારો સાંભળી સુનંદા નવાઈ પામી મારી સામે જોઈ રહી.

'એમને બહારગામ ફરવા જવું પડતું ત્યારે હું નવલકથાઓ વાંચીને દિવસો વિતાવતી. પણ બધી નવલકથાઓ એક જ છાપની! મધ ગળ્યું હોય તેથી કાંઈ એ પાણી જેમ પિવાય છે થોડું જ?'

'એમાંથી કેટલીક નવલકથાઓ તો મારું માથું પકવી દેતી. વાર્તામાં એકબીજાને ન ઓળખનારી



વ્યક્તિઓ પણ પ્રેમમાં પડે ને મીઠી મીઠી વાતો કરવા મંડી જાય; ત્યારે ખાસી રીતે પરણેલાં અમે પતિપત્ની–

'વાંચવાથી ત્રાસી જતી ત્યારે કોઈ વાર મંદિરે જતી—'

'પછીની વાત હું કહું ?'

'કહે !'

'ત્યાં તારો કેશર સાથે ભેટો થયો અને–'

સુનંદા બધું ક્યાંથી જાણી ગઈ હશે તેની મને નવાઈ લાગી.

'અને તારે અને કેશરને સહિયરપણાં થયાં !'

'ના, એમ નહિ, કેશર મારી પાસે આવીને મને કહે : કાલે હું મુંબઈ જવાની છું. મને ભૂલી ન જશો હો, બેન ?'

મેં જવાબ આપ્યો : 'આપણ બંને જણી એક જ ગામમાં રહેનારી. ધારીએ તોય એમ કાંઈ ઓળખાણ વીસરી જવાય છે ?' મનમાં તો હું ખૂબ બળતી હતી, છતાં બહારથી ખૂબ શાંત હોવાનો દેખાવ રાખ્યો હતો.'

'મોરનાં ઈંડાં ચીતરવા ન પડે એમ કહેવાય છે. ગવૈયાનું બાળક રડે તોય સૂર અને તાલ ન ભૂલે. એવી જ આ વેશ્યાની વાત. મીઠા બોલથી કેમ મોહિની પાથરવી એ તો એની ગળથુથીમાં જ હોય. એ બે ચાર મીઠા બોલમાં જ તારે ને એને સહિયરપણાં જામ્યાં શું ?'

'હા; બેચાર મીઠા બોલમાં જ અમારાં કાયમી સહિયરપણાં થયાં એ વાત તો સાચી છે. માત્ર એ મીઠા બોલ બીજા હતા.'

એ કહેતી વેળા મારા સામે મુંબઈની એ ભયાનક આકૃતિનું દૃશ્ય તરી રહ્યું હતું. ધોળે દિવસે મારી આંખે અમાસનો અંધકાર પથરાઈ ગયો હતો. લાખો માનવીઓથી ભરેલું એ શહેર મારે મન વેરાન અરણ્ય સમું બન્યું હતું. નજરોનજર અનુભવેલ એ કપરી વેળાનો થથરાવી દે તેવો પ્રસંગ ! અત્યારે સાંભરી આવે છે તોય આખે શરીરે રૂવાડાં ઊભાં થાય છે.

'મને સાવ મૂંગી રહેલી દેખી સુનંદાએ ચલાવ્યું: 'લીલાબેન ! કેશરની સુવાસ એને રૂંવાડે રૂંવાડે જન્મે; આમ બહારથી ચોંટાડેલી—ઓ મા ! લીલાબહેન ! તારી આંખે આંસુ શાનાં ?'

'હર્ષનાં ! એ અશ્રુજળ ખારાં નહિ પણ ખૂબ ખૂબ મીઠાં છે ! પથ્થરમાંહેથી ઝમેલાં !' કહેતાં કહેતાં મેં આંખો લૂછી નાખી આગળ ચલાવ્યું.

'કંપનીને કામે એમને મુંબઈ જવું પડેલું. માનવીને પોતાના મન જેવો બીજો કોઈ દુશ્મન નથી. એ ગયા એ અરસામાં મુંબઈમાં માતાના વા ચાલતા હતા. રોજ સવારે શેરીમાં ટપાલી આવતો દેખું ને હૈયું ફફડી ઊઠે : રોયું મન છેના ? હોઠે ન આણીએ એવા વિચાર એને નિતનિત આવ્યા કરે. મનમાં તો એમ થઈ જતું કે બળ્યા એ પૈસા ! મૂકો કંપનીનું કામ પડતું. રોજ ઊઠી જીવ અદ્ધર ટંગાઈ રહે એ તે કેમ વેઠાય ? એ કરતાં બંને જણાં સાથે રહેતા હોઈએ તો જે લૂખો સૂકો રોટલો મળે તેનાથી ચલાવી લેત. ગામમાંથી કોઈ ઓળખીતું પાળખીતું મુંબઈ જાય છે એમ સાંભળું કે મને એની અદેખાઈ થતી. એમ થતું કે એ માણસ મુંબઈ જશે ને એમને મળશે, પણ મારે ને એને કાંઈ મેળાપ થવાનો છે ? મારે તો એના કાગળો વાંચીને જ મન મનાવવાનું !

'રાતમાં એક ઊંઘ પૂરી થાય ત્યાં સૌ ઝબકી ઊઠતી. તે વેળા હૈયું હાથ ન રહેતું. કહેવાય છે કે રાતબેરાત ભૂતપિશાચ ભટકવા નીકળે. મારા મનમાં એના વિચારો આવતા ને હું ફફડી મરતી. આંખો મીંચી જાઉં તો પણ અમંગળ ઘટનાનાં દૃશ્યો નજર સામે દેખાવા માંડતાં. નાનપણમાં પિતાશ્રી ગુજરી ગયા તેની યાદ—'

'સાચું છે બહેન ! એ છેલ્લી વેળા કેવી આકરી ચૂંકો એમને આવવા માંડેલી. એમને ઈસ્પિતાલમાં લઈ ગયેલા, પણ ત્યાં કાંઈ ઘરજેવી કોઈ સારવાર થાય છે ? બેદરકારની કારણે જ એમણે દવાખાને જ



શેઠાણીને આપી એમણે મને બેસવાનું કહ્યું ને નોકરને ચા લાવવા મોકલ્યો. મને જરા હિંમત આવી ને મેં શેઠાણીને બધી વાત માંડીને કહી. પણ એ સાંભળતાં જ શેઠાણી સડપ કરતી ઊભી થઈ ગઈ. કહેઃ 'બાપુ મારું ભર્યું ભાદર્યું ઘર, એમાં આવાને ક્યાં સંઘરું? આવી માગણી કરતાં બેન ! તમને કાંઈ વિચારે ય ન થયો ? આ તો મુંબઈ શહેર છે. એક કહેતા એકવીશ દવાખાનાં અહીં સાંપડે. શેઠે એકમાં તો પંદર વીશ હજારની મદદ પણ આપી છે એટલે એમનું વેણ ઉથાપાશે નહિ. કહો તો ચિઠી લખાવી આપું. પણ અહીં તો બેન !—

'ચોધાર આંસુ સાથે હું બહાર આવી. બંગલાને દરવાજે ટેકો દઈ હું ઊભી રહી ગઈ. મારે માટે હવે ઊંચે આભ ને નીચે ધરતી જેવું થયું હતું; વિક્ટોરિયાવાળો હવે ખોટી થવા તૈયાર નહોતો; મારી પાસે ચિડાઈને હવે એ વાત કરતો હતો. એને જવાબ આપવા જેટલી મારામાં ધીરજ રહી નહોતી. મને દવાખાનાનું એ બિહામણું દસ્ય સાંભરી આવ્યું. પિતાજીના કરુણ મૃત્યુની યાદ—'

'માણસને માથે દુઃખ પણ પડે છે ને કાંઈ!'

'બે હાથ વચ્ચે મોં સંતાડી દરવાજાને ટેકે હું ઊભી ઊભી ચોધાર આંસુએ રોતી હતી.

'એટલામાં રસ્તેથી ઝડપભેર પસાર થતી એક મૉટર કચુડડ કરતી મારી સામે જ ઊભી રહી ગઈ. હું તો મારા નસીબને રોતી હતી. પણ ત્યાં તો 'બહેન તમે કહેતાં'તાં ને કે ઓળખાણ એમ કાંઈ ભૂલી નહિ જવાય?' એ શબ્દો મારે કાને અથડાયા. અવાજ પરિચિત લાગતાં જ મેં સહેજ ભાનમાં આવી ઊંચે જોયું. સામે કેશર ઉભી હતી ! મને રડતી જોઈને એ પણ ડઘાઈ ગઈ. મને તો જાણે માજણી બહેન મળ્યા જેવું લાગ્યું હતું. ટૂંકમાં મેં સઘળી હકીકત તેને કહી. એણે ફક્ત ત્રણ જ શબ્દો ઉચ્ચાર્યાં: 'ચાલો મારી સાથે.'

આશ્ચર્યચકિત બની સુનંદા મારા સામે જોતી હતી.

'કેશર અમને એના પોતાના સ્વતંત્ર બંગલામાં લઈ ગઈ. મને ત્યારે જ ખ્યાલ આવ્યો કે એનું મન કેટલું મોટું હશે. મનની મોટાઈ થોડા પ્રમાણમાં પણ જગતમાં ભાગ્યે જ સાંપડે છે. એની સરખામણીમાં કેશરના દિલનું દરિયાવપણું મને તો હિમાલયની સાથે સરખાવા જેવું લાગ્યું.

'કોઈ મોટા ડૉક્ટરને કેશરે આણ્યો હતો શું ?'

'ડૉક્ટરને તો બોલાવ્યા જ. પણ એ ઉપરાંત પણ—તું સાંભળી લે !

'પેલા ગુજરાતી શેઠે એ બંગલો કેશરને રહેવા માટે કાઢી આપ્યો હતો. રોજની પેઠે રાત્રે તે ત્યાં આવ્યો. નોકરો મારફત તેને પહેલેથી જ બધી બાતમી મળી ચૂકી હતી. ગુસ્સામાં જ આવતાવેંત એણે કેશર સાથે ઝઘડો આદરી દીધો. એણે કહ્યું: 'આ માંદાને અત્યારે જ રવાના કરી દે.' એ સાંભળતાં જ મારાં તો હાંજાં જ ગગડી ગયાં. શેઠે કેશરને સંભળાવ્યું: 'આ તારો એવો તે કેવો સગો લાગ્યો છે તે અહીં રાખે છે?' કેશરે સામે જવાબ આપ્યો: 'મારા ગામનો મેં માનેલો એ મારો ભાઈ છે! તમને જો બીક લાગતી હોય તો હમણાં તમે બંગલે ન આવશો. હું એને અહીંથી દવાખાને મોકલવાની જ નથી !'

'અને પછી તો બંનેને ઘણી ઘણી બોલાચાલી થઈ. આખરે રાતોપીળો થઈ શેઠ તો ચાલ્યો ગયો. જતાં જતાં કહેતો ગયો: હવે જન્મારામાં તારું ફરી મોં પણ નહિ જોઉં!. એનાં એ વેણ સાંભળી હું ગભરાઈ ગઈ, દોડતી જઈ એને પગે પડી કહી દેવાનું મન પણ થઈ આવ્યું, શેઠ પાછા વળો, હું દરદીને લઈને અત્યારે જ દવાખાને ચાલી જઈશ.

પણ કેશરે મને રોકી. માજણી બહેનની પેઠે તે મારે ગળે વળગી પડી. ચોધાર આંસુએ હું એનો ખભો ભીંજવી રહી.

'સુનંદાબેન ! એવી આ વાત છે. કાળ જાય છે પણ એવી ધન્ય પળો જીવનમાં અમર બની જાય છે !'



શેઠાણીને આપી એમણે મને બેસવાનું કહ્યું ને નોકરને ચા લાવવા મોકલ્યો. મને જરા હિંમત આવી ને મેં શેઠાણીને બધી વાત માંડીને કહી પણ એ સાંભળતાં જ શેઠાણી સડપ કરતી ઊભી થઈ ગઈ. કહેઃ 'બાપુ મારું ભર્યું ભાદર્યું ઘર, એમાં આવાને ક્યાં સંઘરૂં? આવી માગણી કરતાં બેન ! તમને કાંઈ વિચારે ય ન થયો ? આ તો મુંબઈ શહેર છે. એક કહેતા એકવીશ દવાખાનાં અહીં સાંપડે. શેઠે એકમાં તો પંદર વીશ હજારની મદદ પણ આપી છે એટલે એમનું વેણ ઉથાપાશે નહિ. કહો તો ચિઠી લખાવી આપું. પણ અહીં તો બેન !—

'ચોધાર આંસુ સાથે હું બહાર આવી. બંગલાને દરવાજે ટેકો દઈ હું ઊભી રહી ગઈ. મારે માટે હવે ઊંચે આભ ને નીચે ધરતી જેવું થયું હતું; વિક્ટોરિયાવાળો હવે ખોટી થવા તૈયાર નહોતો; મારી પાસે ચિડાઈને હવે એ વાત કરતો હતો. એને જવાબ આપવા જેટલી મારામાં ધીરજ રહી નહોતી. મને દવાખાનાનું એ બિહામણું દશ્ય સાંભરી આવ્યું. પિતાજીના કરુણ મૃત્યુની યાદ—'

'માણસને માથે દુઃખ પણ પડે છે ને કાંઈ!'

'બે હાથ વચ્ચે મોં સંતાડી દરવાજાને ટેકે હું ઊભી ઊભી ચોધાર આંસુએ રોતી હતી.

'એટલામાં રસ્તેથી ઝડપભેર પસાર થતી એક મોટર કચુડડ કરતી મારી સામે જ ઊભી રહી ગઈ. હું તો મારા નસીબને રોતી હતી. પણ ત્યાં તો 'બહેન તમે કહેતાં'તાં ને કે ઓળખાણ એમ કાંઈ ભૂલી નહિ જવાય?' એ શબ્દો મારે કાને અથડાયા. અવાજ પરિચિત લાગતાં જ મેં સહેજ ભાનમાં આવી ઊંચે જોયું. સામે કેશર ઊભી હતી ! મને રડતી જોઈને એ પણ ડઘાઈ ગઈ. મને તો જાણે માજણી બહેન મળ્યા જેવું લાગ્યું હતું. ટૂંકમાં મેં સઘળી હકીકત તેને કહી/એણે ફક્ત ત્રણ જ શબ્દો ઉચ્ચાર્યા.: 'ચાલો મારી સાથે.'

આશ્ચર્યચકિત બની સુનંદા મારા સામે જોતી હતી.

'કેશર અમને એના પોતાના સ્વતંત્ર બંગલામાં લઈ ગઈ. મને ત્યારે જ ખ્યાલ આવ્યો કે એનું મન કેટલું મોટું હશે. મનની મોટાઈ થોડા પ્રમાણમાં પણ જગતમાં ભાગ્યે જ સાંપડે છે. એની સરખામણીમાં કેશરના દિલનું દરિયાવપણું મને તો હિમાલયની સાથે સરખાવા જેવું લાગ્યું.

'કોઈ મોટા ડૉક્ટરને કેશરે આણ્યો હતો શું?'

'ડૉક્ટરને તો બોલાવ્યા જ. પણ એ ઉપરાંત પણ—તું સાંભળી લે !

'પેલા ગુજરાતી શેઠે એ બંગલો કેશરને રહેવા માટે કાઢી આપ્યો હતો. રોજની પેઠે રાત્રે તે ત્યાં આવ્યો. નોકરો મારફત તેને પહેલેથી જ બધી બાતમી મળી ચૂકી હતી. ગુસ્સામાં જ આવતાંવેંત એણે કેશર સાથે ઝઘડો આદરી દીધો. એણે કહ્યું: 'આ માંદાને અત્યારે જ રવાના કરી દે.' એ સાંભળતાં જ મારાં તો હાજાં જ ગગડી ગયાં. શેઠે કેશરને સંભળાવ્યું: 'આ તારો એવો તે કેવો સગો લાગ્યો છે તે અહીં રાખે છે?' કેશરે સામે જવાબ આપ્યો: 'મારા ગામનો મેં માનેલો એ મારો ભાઈ છે ! તમને જો બીક લાગતી હોય તો હમણાં તમે બંગલે ન આવશો. હું એને અહીંથી દવાખાને મોકલવાની જ નથી!'

'અને પછી તો બંનેને ઘણી ઘણી બોલાચાલી થઈ. આખરે રાતોપીળો થઈ શેઠ તો ચાલ્યો ગયો. જતાં જતાં કહેતો ગયો: હવે જન્મારામાં તારું ફરી મોં પણ નહિ જોઉં !. એનાં એ વેણ સાંભળી હું ગભરાઈ ગઈ, દોડતી જઈ એને પગે પડી કહી દેવાનું મન પણ થઈ આવ્યું, શેઠ પાછા વળો, હું દરદીને લઈને અત્યારે જ દવાખાને ચાલી જઈશ.

પણ કેશરે મને રોકી. સાજણી બહેનની પેઠે તે મારે ગળે વળગી પડી. ચોધાર આંસુએ હું એનો ખભો ભીંજવી રહી.

'સુનંદાબેન ! એવી આ વાત છે. કાળ જાય છે પણ એવી ધન્ય પળો જીવનમાં અમર બની જાય છે !'

★

વસુબંધુ

## પ્રકરણ ૧૮ મું

### ગાંધીરાજકારણનું સાચું સ્વરૂપ

Every genius is the tyrant of an hour.
(પ્રત્યેક પ્રતિભાશાળી પુરુષ એના જમાનાનો જુલમગાર હોય છે.)

> સ્વરાજ્ય ભોગવતી ચાલુ પેઢીએ સ્વરાજ્ય શી રીતે આવ્યું એ નજરે જોયું છે. છતાં એ સ્વરાજ્ય મેળવનારની અને આપનારની સાચી લગની કઈ હતી એને બહુ ઓછા સમજી શક્યા છે. સ્વરાજ્ય મેળવીને પણ એને ભોગવવાની કે જીરવવાની તાકાત કેળવવા એનો ઇતિહાસ સમજવાની જરૂર નથી ?

મહાત્માજી પોતે અને એમના અનુયાયીઓ એમ માનતા કે ગાંધી રાજકરણ એ ન ભૂતો ન ભવિષ્યતી રાજકારણ છે.

વાસ્તવિક રીતે એવું કશું જ નહોતું; મહાત્માજીમાં હૃદય સંતનું હતું, મગજ મુત્સદ્દીનું હતું અને ઇચ્છાશક્તિ સૈનિકની હતી. સંત તરીકેનો એમનો સંદેશ રામરાજ્ય દ્વારા વિશ્વકલ્યાણનો હતો. મુત્સદ્દી તરીકેનો એમનો પુરુષાર્થ "તરુણ ભારત"માં (Young India) "નવજીવન" પ્રેરી "હિંદ–સ્વરાજ"નું સ્વપ્ન સિદ્ધ કરવાનો હતો. સેનાપતિ તરીકેની એમની વ્યૂહ–રચના પ્રત્યાઘાતી ક્રાન્તિ, પ્રતિક્રાન્તિ અથવા સંરક્ષક ક્રાન્તિની હતી.

ગાંધી રાજકરણનું સાચું સ્વરૂપ શું હતું ?

એ રાજકારણ ગુજરાતી હતું. એમાં ગુજરાતીઓની ભાવનાશીલતા અને વ્યવહારબુદ્ધિનો સમન્વય થયો હતો.

એ રાજકારણ વણિક રાજકારણ હતું. એમાં અંગ્રેજ વાણિયાઓને હાંકી કાઢવા માટે ગુજરાતી વાણિયાઓએ કમ્મર કસીને દેશની સરદારી લીધી હતી.

એ રાજકારણ શુદ્ધ હિંદુરાજકારણ હતું. હિંદુઓની સદીઓ જૂની રાજકીય અને સાંસ્કૃતિક ભૂલો અને મૂર્ખાઈઓનું એમાં નવેસરથી નવા રૂપમાં પુનરાવર્તન થયું હતું.

એ રાજકારણ એક પછાત પ્રજાનું ધાર્મિક રાજકારણ હતું. એ ધાર્મિક રાજકારણ હોવાને કારણે હિંદુઓની રાજકીય નબળાઈઓ ઉપર હિંદુઓના ધાર્મિક અને સાંસ્કૃતિક આદર્શોનો ઓપ આપીને સફળ પ્રયત્ન થયો હતો.

ગુપ્તયુગ પછી હિંદુ સંસ્કૃતિ સર્જક મટીને સંરક્ષક બની જાય છે. સંસ્કૃતિનાં તમામ અંગો સંકોચાતા હોવાથી સ્વાભાવિક રીતે જ હિંદુ રાજકારણ પણ સંકોચાય છે. એને પરિણામે કરોડો હિંદુઓ મૂઠીભર મુસલમાનોનો કદી સફળ સામનો કરી શકયા નથી.

આ આખો સમય દરમ્યાન હિંદુઓની ચાર રાજકીય નબળાઈઓ દીવા જેવી દેખાય છે.

(૧) યુદ્ધભૂમિ ઉપર થતા સતત નામોશી ભરેલા પરાજયો.

(૨) કેંદ્રસ્થ રાજસત્તા સંભાળવાની અશક્તિ.

(૩) જાસુસીવિદ્યામાં અસામાન્ય બાઘાઈ.

(૪) ભૂતકાળનું આકર્ષણ અને આદર્શીકરણ. બળાત્કારે પ્રગતિ.

આ ચાર નબળાઈઓનું ગાંધીવાદમાં અજબ રીતે આદર્શીકરણ થઈ ગયું.

અંગ્રેજોનો સામનો કરવાના બે રસ્તા હતા. પહેલો રસ્તો એ હતો કે અંગ્રેજો કરતાં ચઢીઆતાં યુદ્ધકૌશલ્ય, રાજવહીવટની આવડત, જાસુસીકળા, અને પ્રગતિશીલતા બતાવી આપવાં, આ રસ્તો હિંદુઓ માટે અઘરો જ નહિ બલકે અશક્ય હતો.

એટલે ગાંધીરાજકારણમાં ટૂંકો અને સહેલો રસ્તો પકડી એને સ્વધર્મને નામે ઓળખાવવામાં આવ્યો.

યુદ્ધ એટલે હિંસા. અહિંસક હિંદુઓને એ મહા હિંસા ખપે નહિ. એટલે પશ્ચિમની પ્રજાઓએ

ફેળવેલાં યુદ્ધનાં શસ્ત્ર અને કલાને ગાંધીવાદે કચરાપેટીમાં ફેંકી દીધાં.

કેન્દ્રિકરણ એટલે હિંસા. એટલે મહાન સામ્રાજ્યો જમાવવાં, ઉચ્ચ કોટિનો રાજવહીવટ કરવો, પ્રચંડ સેનાઓ સર્જવી અને એમને યુદ્ધક્ષેત્રમાં દોરી ભવ્ય વિજયો હાંસલ કરવા, જંગી પાયા ઉપર ઉત્પાદન કરવું, અને વિશ્વરાજકારણમાં પોતાના દેશની બોલબોલા કરાવવી.

આ બધા મૂર્ખાઈભરેલા પ્રયોગોમાં આધ્યાત્મિક હિંદુઓ માને નહિ. એટલું જાહેર કરવામાં આવ્યું કે, વિકેન્દ્રિકરણ એટલે અહિંસા. વહીવટનો એકમ ગામડું. ગામડામાં બેસીને રેંટીયો ફેરવવાથી કેવળ હિંદના જ નહિ, પણ માનવજાતને મુંઝવતા તમામ પ્રશ્નોનો એકદમ ઉકેલ આવી જશે!

સત્યાગ્રહમાં શુદ્ધ સાધનો વાપરવાં જોઈએ. આપણાથી કંઈ જ છુપું રખાય નહિ એટલે જાસુસી તંત્રની જરૂર ના મળે.

પશ્ચિમની પ્રગતિ તો પરમાણું ગોળાના મહાવિનાશ તરફ દોરી જાય, એટલે એ પ્રગતિથી પણ હિંદ બચી જાય એ એના પોતાના જ હિતમાં છે.

આ વ્યૂહરચના પાછળ સંતની ગણત્રી સત્ય, અહિંસા, સદાચાર, અને સાફદિલીની, મુત્સદ્દીની ગણત્રી એટલી જ કે "લાંબા જોડે ટૂંકો જાય, તો મરે નહિ તો માંદો થાય."

પરિણામે રાજકીય જરૂરીઆતોને ધાર્મિક સદ્ગુણોનું સ્વરૂપ આપીને આખી પ્રજાએ પોતાની જાતને એક પેઢી સુધી છેતરી.

બીજી હિંદુ પ્રતિક્રાંતિ વખતે મરાઠાઓએ કરેલી ભૂલોનું ત્રીજી હિંદુ પ્રતિક્રાંતિ વખતે કોંગ્રેસીઓએ પલટાયલી પરિસ્થિતિ મુજબ આબાદ પુનરાવર્તન કર્યું. મરાઠાઓની જે સંરક્ષક વ્યૂહરચના મોગલો સામે સફળ થઈ, તે જ વ્યૂહરચના વડે જ્યારે એમને રાજ્ય કરવાનું આવ્યું ત્યારે તેઓ તદ્દન નિષ્ફળ નીવડ્યા. બરાબર એ જ રીતે કોંગ્રેસીઓએ જે વ્યૂહરચનાની મદદથી અંગ્રેજોને આ દેશમાંથી હાંકી કાઢ્યા તે જ વ્યૂહરચના રાજકારભારમાં તદ્દન નકામી નીવડી. અને પરિણામે એમને અંગ્રેજોની વાંદરનકલ કરીને એ નકલને સર્વોદયના રૂપાળા નામથી શણગારીને જ ઓળખાવવી પડી.

હવે આ વ્યૂહરચનામાં પણ જોવાની ખરેખરી ખૂબી તો એ છે કે મહાત્માજીને પ્રજાએ ઓછામાં ઓછો સાથ આપ્યો છે.

મહાત્માજીએ પ્રજા પાસે માગી માગીને શું માગ્યું? સરકાર સાથે અસહકાર કરો, સરકારી કેળવણી, કોર્ટો, ઇલ્કાબો અને અમલદારીનો ત્યાગ, ગ્રામોદ્યોગોને સજીવન કરો. ઘેર ઘેર રેંટીઆ ફેરવો. અસ્પૃશ્યતાનિવારણ, કોમીએકતા, સ્ત્રીઓનો ઉદ્ધાર, સાદું જીવન, અને અન્યાયી કાયદાઓ સામે સત્યાગ્રહ.

મહાત્માજીનો રસ્તો સાચો હતો કે ખોટો એ એક અલગ પ્રશ્ન છે. હકીકત માત્ર એટલી જ છે. કે જગતના ઇતિહાસમાં કોઈ પણ નેતાએ પોતાની પ્રજા પાસે સ્વાતંત્ર્ય માટે ઓછામાં ઓછો આત્મભોગ માગ્યો હોય તો તે મહાત્માજીએ માગ્યો હતો. છતાં ય એ આત્મભોગ પ્રજા આપી શકી નથી. એ એક નક્કર હકીકત છે.

મહાત્માજીએ આપણા રાજકારણને શ્રીમંત વર્ગ પાસેથી છોડાવી મધ્ય વર્ગને સોંપ્યું, અને કરોડો માણસને રાજકારણના પ્રથમ પાઠ ભણાવ્યા, એ એક એમની મહાન દેશસેવા હતી. પણ એમની પ્રવૃત્તિમાં પ્રજાનો સાચો સહકાર કેટલો?

નજીવાં છમકલાં બાદ કરો તો લશ્કર, પોલીસ, જાસુસો અને સનંદી તેમજ અન્ય સરકારી અમલદારો અંગ્રેજોને ઠેઠ સુધી વફાદાર રહ્યા છે.

પાંચસો રૂપિયાથી ઉપરના પગારવાળા ભાગ્યે જ કોઈ અમલદારે રાજીનામું આપ્યું છે.

'૪૨ ની લોકક્રાંતિ વખતે મહાત્માજીએ કરેલા ૨૧ દિવસના ઉપવાસ વખતે વાઈસરોયની કારોબારીના ત્રણ સભ્યોએ આપેલાં રાજીનામાંને આપણે





આમાં ગણવાની જરૂર નથી. કારણ કે અસામાન્ય સામાજીક દબાણના વાતાવરણ હેઠળ એ રાજીનામાં અપાયાં હતાં.

કોક મોરારજી, દુર્લભજી, કામટ કે પાટિલ, ગાંધી મંડળમાં ભૂલા પડે તો રાતોરાત તેઓ મહાન ત્યાગવીરો તરીકે પંકાઈ જતા. એમાં નાનાલાલ કવિ જેવા કોકને કંઈક વાંકુ પડે તો સાથે સાથે એમનો ત્યાગ ભુલાઈ જઈને તેઓ હડે હડે થઈ જતા!

કાઠિયાવાડના એક ત્રણ ગામના તાલુકદાર દરબારસાહેબના અવિસ્મરણીય અપવાદ સિવાય એકપણ રાજા, મહારાજા, નવાબ, નિઝામ, ઠાકોર કે દરબારને પોતાની ગાદી અળખામણી લાગી નથી. એક રાજકોટ જેવા મામુલી રજવાડાનો સાવ સામાન્ય અન્યાય દૂર કરવા જતાં, સરદારને અને મહાત્માજીને કંઠે પ્રાણ આવી ગયા હતા.

કૉંગ્રેસના હાથમાં હિંદી સંઘની ટંકો અને તોપોનો કબજો આવ્યા પછી જ રાજાઓનો હૃદયપલટો થયો હતો. નિઝામ જેવા કોઈ મહામંડળેશ્વરનો હૃદયપલટો કરવામાં જો કાંઈક અડચણ નડી, તો ઘડીના છઠ્ઠા ભાગમાં એનું છઠ્ઠીનું ધાવણ કાઢી નાખીને એના હૃદયને શુદ્ધ સોના જેવું કરી નાખવામાં આવ્યું હતું!

એ જ રીતે જમનાલાલ બજાજ જેવા કોઈ રડ્યા ખડ્યા શ્રીમંતો મહાત્માજીના આદર્શ મુજબ પોતાના પૈસાના ટ્રસ્ટીઓ થયા. બાકીના બધાને તો કાળાબજાર કરવા માટે મહાત્માજીનો આશ્રય બહુ જ અનુકૂળ નીવડ્યો.

કોઈ સરનાઈટને મહાત્માના ઉપદેશને કારણે પોતાના ઈલ્કાબ તરફ અભાવ થયો નહિ, માયામાં લપટાએલા બીજા જીવોની વાત તો બાજુએ મૂકીએ પણ ઠેઠ સ્વરાજ આવ્યું ત્યાંસુધી ડૉ. રાધાકૃષ્ણનન જેવા મહાન ફિલસૂફને સરના ઈલ્કાબની અસારતા સમજાઈ નહિ.

પશ્ચિમની કેળવણીનો મોહ પ્રજાને કદી છૂટયો જ નહિ. અંગ્રેજોના અનુકરણ રૂપે કાઢવામાં આવેલી યુનિવર્સિટીઓને પડકારવા માટે ઊભી થએલી રાષ્ટ્રીય વિદ્યાપીઠો લાંબેગાળે ફારસરૂપ બની ગઈ.

ગાંધી ચળવળને પરિણામે આજસુધી એકે કોર્ટ કચેરી બંધ થઈ નથી.

આર્થિક સંકટના ઈલાજ તરીકે પ્રજાએ રેંટીયાનો અસ્વીકાર કર્યો.

બ્રહ્મચર્યદ્વારા હજી સુધી હિંદના સાત લાખ ગામડાંમાંથી એક પણ ગામડાએ સંતતિનિયમન સાધ્યાના સમાચાર પ્રગટ થયા નથી.

રવિશંકર મહારાજ કે સંતબાલજી જેવા લોકસેવકોને આપણે અપવાદ રૂપજ ગણી લેવા જોઈએ.

હિંદુ–મુસલમાન કદી એક થઈ શક્યા નહિ. પરિણામે પાકિસ્તાન સર્જાયું.

મહાત્માજીની ચળવળનું દેસમાં જ્યારે મોટામાં મોટું મોજું આવ્યું હતું, ત્યારે પણ ચાળીસ કરોડની વસ્તીમાંથી માત્ર એક લાખ માણસો જેલમાં ગયા હતા. યાદ રાખવામાં આવે કે તે વખતે જેલોમાં દુઃખત્રાસનું નામનિશાન નહોતું. જેલો કેવળ સામાજીક સંમેલનોના મહાશુભસ્થાનો જેવી બની ગઈ હતી.

હિંસક યુદ્ધોમાં દેશનો દરેકે દરેક ઉંમરલાયક સશક્ત માણસ મરજીઆત કે ફરજીઆત જોડાતો હોય છે. એ હકીકત ભૂલવા સરખી નથી.

અને સૌથી વધારે કરુણ ઘટના તો એ હતી કે જગતને હિંસક યુદ્ધમાંથી છોડાવવાનો દાવો કરનાર મહાત્માજી પોતાના જીવનના અંત સુધી પોતાની શાંતિ સેનામાં સો સાચા સત્યાગ્રહીઓની ભરતી પણ કરી શક્યા નહોતા!

તો પછી પ્રશ્ન એ થશે કે મહાત્માજીને ટેકો કોણે આપ્યો? ઊર્મિલ વિદ્યાર્થીઓએ, વાચાળ વકીલોએ, કચડાતા મધ્યમવર્ગે, સ્વાર્થસાધતા શ્રીમંત વર્ગે, ખમીરવાળા ખેડૂતોએ, અને ભોળી જનતાએ.

શ્રીમંતોના પૈસા, મધ્યમ વર્ગના પરિશ્રમ, અને ગરીબોની શાંત સહાનુભૂતિને પરિણામે સર્જાયેલી

ગાંધીક્રાંતિ એ તો વાસ્તવિક રીતે એક વકીલક્રાંતિ જ હતી. એમાં ત્રિવિધ તાપોથી પીડાતી માનવજાત માટે કોઈ નવું માર્ગદર્શન નહોતું.

ગાંધી રાજકારણ એ વ્યવહાર રાજકારણ હતું. મહાત્માજી પાસે કોઈપણ જાતની રાજકીય, સામાજિક, આર્થિક, કે ધાર્મિક સત્તા નહોતી. તેઓ જે ભોંયમાં ઊગ્યા હતા, તે ભોંયમાંથી તેઓ પ્રજાના મરજીઆત સહકારથી જ આગળ વધી શકે તેમ હતા.

એટલે એમણે દેશની આગળ એક એવો વિશાળ અને વ્યાપક કાર્યક્રમ રજૂ કર્યો કે જેમાં સૌ કોઈ ઓછોવત્તો ભાગ લઈ શકે.

સરકારી અમલદારો પોતાની નોકરી ના છોડી શકે તો ભલે, પણ હરિજનને ઘરમાં નોકર તરીકે તો રાખી શકે. રાજાઓ અંગ્રેજી સલ્તનત સામે માથું ના ઊંચકી શકે, પણ ખાદીને અપનાવી શકે, હરિજનો માટે મંદિરો ખોલી શકે. રૂઢીચુસ્ત સવર્ણો હરિજનોને ના અડવા માગતા હોય તો પણ ખાદી અને રેંટિયો એમના જુનવાણી માનસને સંતોષી શકે. હિંદુ મહાસભાવાળા અને કટ્ટર આર્યસમાજીઓ પણ અસ્પૃશ્યતાનિવારણ, સ્ત્રીઓ અને વિધવાઓની સ્થિતિમાં સુધારો, નાતજાતની અતિસંકુચિતતાનો નાશ, ખાદી અને હિંદીનો પ્રચાર વગેરે પ્રવૃત્તિઓમાં મદદરૂપ થઈ શકે. મુસ્લિમ લીગ ખાદી અને ગ્રામોદ્યોગો અપનાવી શકે. વિદ્યાર્થીઓ "નવજીવન" કે "હરિજનબંધુ' વાંચી શકે. અનાજ ઉગાડવા અને બચાવવાની ચળવળમાં ગાંધી અને વાઈસરૉય સાથેસાથે કામ કરી શકે.

આ રીતે ગાંધીરાજકારણનું એક રહસ્ય "વધુમાં વધુ માણસોના વધુમાં વધુ સહકારદ્વારા સ્વરાજ્ય" એ હતું.

છતાંય આ રાજકીય અને સાંસ્કૃતિક કાર્યક્રમથી હિંદુ પ્રજાની મુમૂર્ષા માત્ર જિજીવિષામાં ફેરવાઈ. એમાંથી કદી વિજિગીષા પ્રગટી શકી જ નહિ !

ગાંધીરાજકારણ એ વિશ્વરાજકારણનો એક ભાગ હતું. પહેલું વિશ્વયુદ્ધ પૂરું થયું, અને એણે પ્રગટાવેલા પ્રલયમાં ઝારથી કૈસર સુધીના છત્રપતિઓના છત્રો ડૂબી ગયાં, અને ચક્રવર્તીઓનાં ચક્રો ખોવાઈ ગયાં. સામ્રાજ્યોના સર્વનાશની સાથેસાથે જ એમણે રૂંધી રાખેલાં પ્રગતિનાં બળો ઝપાટાબંધ છૂટાં થયાં. ઈંગ્લેંડ-અમેરિકા જેવા વિકાસક્રમમાં અત્યંત આગળ વધી ગએલા દેશોને પકડી પાડવા માટે પછાત પ્રજાઓએ કમ્મર કસી, અને દરેક પ્રજાએ પોતપોતાની પ્રતિભા મુજબ પોતપોતાના સરમુખત્યારો સર્જ્યા.

જર્મનીએ હિટલરને, ઇટાલીએ મુસોલીનીને પોલેન્ડે પિલ્સુદસ્કીને, રશિયાએ લેનીન અને સ્ટેલીનને, તુર્કીએ કમાલ આતા તુર્કને, ઈજીપ્તે ઝગલુલ પશાને, ઈરાને રીઝાશાહ પહેલવીને, અફઘાનિસ્તાને અમાનુલ્લાને અને ચીને સુન યાટ સેન અને ચાંગ કાઈ શેકને સરમુખત્યારો તરીકે સ્થાપીને પોતાના ઉદ્ધાર માટે પોતાની સર્વ સત્તા સુપ્રત કરી. બરાબર એ જ રીતે હિંદની વિશિષ્ટ પરિસ્થિતિ મુજબ હિંદુ પ્રજાએ મહાત્મા ગાંધીને અને મુસ્લિમ પ્રજાએ મહમદઅલી ઝીણાને પોતાના સરમુખત્યારો સ્થાપીને પોતાના તારણહારો તરીકે સ્વીકાર્યા.

પહેલા અને બીજા વિશ્વયુદ્ધની વચમાં આ સૌ સરમુખત્યારોએ પોતપોતાની સૃષ્ટિઓ પોતપોતાની રીતે સર્જી, અને વિકસાવી. બીજું વિશ્વયુદ્ધ આવતાં આ સૌ સૃષ્ટિઓનો પ્રલય થઈ ગયો.

એટલે જેમ ધર્મપુરુષ તરીકે મહાત્માજીની યોગ્ય સરખામણી સંત તુલસીદાસ સાથે થઈ શકે, તે જ રીતે રાજપુરુષ તરીકે તેમની સરખામણી હિટલર, મુસોલિની, મસારીક પિલ્સુદસ્કી, લેનીન, સ્ટેલીન, સ્મટસ, કમાલ આતા તુર્ક, ઝગલુલ પાશા, રીઝાશાહ પહેલવી, અમાનુલ્લા, સુન યાટ સેન, ચાંગ કાઈ શેક, મહમ્મદઅલી ઝીણા સાથે થઈ શકે.

આ સૌ મહાપુરુષોએ પોતાની પ્રજાની પ્રગતિ માટે એમની એમની સમજણ મુજબ એમની રીતે પ્રામાણિક પુરુષાર્થ કર્યો છે.





ગાંધીરાજકારણ હિંદુ પ્રજાની સંરક્ષક પ્રતિભાનું પ્રતિબિંબ પાડતું હતું. એટલે અંશે એ અવશ્ય મૌલિક રાજકારણ કહી શકાય. પણ એ રીતે તો જર્મનીથી ચીન સુધીના દરેક દેશના રાજકારણને મૌલિક રાજકારણો કહેવાં જોઈએ. કારણ કે એ સૌ રાજકારણો પોતપોતાની પ્રજાની વિશિષ્ઠ પ્રતિભાનું પ્રતિબિંબ પાડતાં હતાં.

માનવજાતની દષ્ટિએ જોઈએ તો ગાંધીરાજકારનું સ્વરૂપ મુખ્યત્વે વિનાશક અને વિસર્જક હતું.

અંગ્રેજ પ્રજાએ સદીઓના પ્રબળ પુરુષાર્થ વડે બ્રિટીશ સામ્રાજ્યનું સર્જન કર્યું. એ સામ્રાજ્યે રોમન સામ્રાજ્યની પેઠે માનવજાતની પ્રગતિમાં મહત્વનો ફાળો આપ્યો. એની પ્રગતિની શક્યતાઓ પૂરી થઈ, એટલે એની અધોગતિ શરૂ થઈ.

બ્રિટીશ સંસ્કૃતિના એ સંધ્યાકાળમાં હિંદુ સંસ્કૃતિનો જીવનરસ ફળમાંથી મૂળ તરફ વહેવા માંડ્યો અને બ્રિટીશરોની છત્રછાયા હેઠળ સંગઠિત થએલાં એ સંસ્કૃતિના સર્જક બળોએ વિનાશ અને વિચ્છેદનો માર્ગ પકડ્યો.

આ વિનાશક ચળવળની આગેવાની ગાંધીજીએ લીધી. અને એમણે જે દેશ રાષ્ટ્ર જ નહોતો તે દેશ માટે રાષ્ટ્રીય આત્મનિર્ણયનો અધિકાર જગતના લોકમત પાસે માગ્યો. પરિણામે બ્રિટીશ સામ્રાજ્યમાંથી હિંદી સામ્રાજ્ય છૂટું પડ્યું. એમાંથી બ્રહ્મદેશ, સિલોન ને એડન છૂટા પડ્યાં. એમાંથી હિંદુસ્તાન, પાકિસ્તાન ને રાજસ્થાન થયાં. એમાંથી રાજસ્થાનોનો લોપ કરી હિંદુસ્તાનને પ્રાંતસ્તાનોમાં ફેરવી નાખવાના ધમપછાડા આજે ચોમેર ચાલી રહ્યા છે!

મહાત્માજીએ પોતાની કારકિર્દીની શરૂઆત એક ચુસ્ત સામ્રાજ્યભક્ત તરીકે કરી, પોતાની ઉત્તરાવસ્થામાં એમણે બ્રિટીશ સામ્રાજ્ય સામે બહારવટું ખેડ્યું, અને જીવનના અંતકાળે એ બહારવટાને પરિણામે મુસલમાનોએ પણ જ્યારે આત્મ-નિર્ણયનો અધિકાર માગી તોફાનો શરૂ કર્યાં, ત્યારે એ ભાંગી પડ્યા!

ઉલટપક્ષે એમના જ સમકાલીન સ્મટસનું રાજકારણ એમનાથી ઊંધુ રાજકારણ હતું. સ્મટસે પોતાની કારકિર્દીની શરૂઆત બ્રિટીશ સામ્રાજ્યના બહારવટિયા તરીકે કરી. પછીથી ડચ-બ્રિટિશ સમાધાન સાધી એ દક્ષિણ આફ્રિકાનો વડો પ્રધાન બન્યો. ત્યાંથી એણે સામ્રાજ્યના રાજકારણમાં ઝંપલાવ્યું. અને બ્રિટીશ સામ્રાજ્યમાં ચર્ચિલ પછીના મહત્વના રાજપુરુષ તરીકેનું સ્થાન પ્રાપ્ત કર્યું. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમાં એણે મહાત્માજી સાથે ઉદાર શરતોથી સમાધાન કર્યું. એ જ રીતે પ્રથમ વિશ્વવિગ્રહ પછી પરાજીત જર્મની ઉપર લાદવામાં આવેલી કઠોર શરતોનો એણે આકરો વિરોધ કર્યો. લીગ ઑફ નેશન્સની સ્થાપનામાં એણે માનવજાતના આત્મવિકાસ માટેનું બ્રિટિશ સામ્રાજ્ય પછીનું મોટામાં મોટું પગથિયું જોયું. લીગ ઑફ નેશન્સ નિષ્ફળ નીવડ્યા બાદ બીજા વિશ્વયુદ્ધ પછી સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની સ્થાપના થઈ. એમાં એણે ઉત્સાહભરી આગેવાની લીધી. આ રીતે એક બોઅર બહારવટીયા તરીકે પોતાની કારકિર્દીની શરૂઆત કરીને એણે એનો અંત યુનોના અગ્રેસર તરીકે આણ્યો.

આ રીતે ગાંધી રાજકારણ એ ગુજરાતી, વણિક હિંદુ, ધાર્મિક, સંરક્ષક, વ્યવહારૂ, અને કર્મપ્રધાન રાજકારણ હતું. એ રાજકારણ એ વિશ્વરાજકારણનું એક અનિવાર્ય અંગ હતું.

## ગાંધીમંડળનાં ત્રણ તેજચક્રો

કરોડો માનવીઓને પોતાની પ્રતિભાથી આંજનાર ગાંધીસૂર્યના તેજોવર્તુલનું આપણે જ્યારે વિશ્લેષણ કરીએ ત્યારે એમાં ત્રણ રંગ દેખાય છે. ધર્મનો ભુરો, રાજકારણનો લાલ અને લોકજીવનનો પીળો. બાકીના બધા રંગો આ ત્રણ મૂળરંગોની મેળવણીમાંથી થયા છે. ગાંધીનું પ્રતિભાચક્ર ત્રણ ચક્રોનું બનેલું હતું: ધર્મચક્ર, રાજ્યચક્ર અને લોકચક્ર.

ધર્મચક્ર:—આ ચક્ર વિચારક ગાંધીએ રચ્યું હતું. એમાં જેમના જીવનનો મુખ્ય રસ ધર્મ એ હતો

એવાં કસ્તુરબા, નાથજી, વિનોબા, મશરૂવાળા, કાલેલકર, નરહરી પરીખ, દાદા ધર્માધિકારી, રવિશંકર મહારાજ, ઠક્કરબાપા, સંતબાલ, બબલભાઈ અને અકબરભાઈ જેવાં અનેક સ્ત્રી પુરુષો સમાઈ જતાં હતાં. આ ધર્મસમાજને આપણે ગાંધીસંઘને નામે ઓળખીશું.

રાજચક્રઃ—આ ચક્ર આચારક ગાંધીએ રચ્યું હતું. એમાં જેમના જીવનનો મુખ્ય રસ રાજકારણ એ હતો એવા જવાહરલાલ નેહરુ, વલ્લભભાઈ પટેલ, રાજાજી, રાજેન્દ્રબાબુ, મૌલાના આઝાદ, માવળંકર, કૃપાલાની અને સરોજીની નાયડુ જેવાં અનેક સ્ત્રી-પુરુષો હતાં. આ રાજકારણી સમાજને આપણે ગાંધીસેનાને નામે ઓળખીશું. ગાંધીસંઘ અને ગાંધીસેનામાં આપણા દેશના ઉત્તમોત્તમ ખાનદાન અને ખમીરવાળાં તત્ત્વો ભળ્યાં હતાં. બૉમ્બયુગમાં વેડફાતી યુવાનોની શક્તિનું ગાંધી સેનામાં સંગઠન થયું હતું. આ વીર્યવાન યુવાન સ્ત્રી-પુરુષોએ લાઠીઓથી માથાં ફોડાવ્યાં, જેલો ભરી, જમીનો ગુમાવી, મિલ્કતો ફના કરી, ભણતર રઝળાવ્યું, અને છેવટે '૪૨ની લોકક્રાંતિમાં ગોળીઓ ખાધી. આજે આપણને જે બહેરૂ બોબડું સ્વરાજ્ય મળ્યું છે તે સ્વરાજ્યમાં મહાત્માજીની નેતાગીરી જેટલો જ ગાંધીસંઘ અને ગાંધીસેનાના તપ અને ત્યાગનો ફાળો છે. એ તપ, ત્યાગ અને દેશભક્તિ અમર રહો!

લોકચક્રઃ—આપણામાં એક લોકોક્તિ છે કે :

"દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહીયે."

એ દુનિયાને ઝુકાવનારો ગાંધી જેવો કિમિયાગર મળ્યો, અને એણે પોતાનો તમાશો શરૂ કર્યો, એટલે તમાશાને તેડું ના હોય એ ન્યાયે પ્રચારક ગાંધીની આજુબાજુ ગાંધીટોળું એકઠું થયું.

વિચારક ગાંધીની આજુબાજુ ગાંધીસંઘ રચાયો. આચારક ગાંધીની પાછળ પાછળ ગાંધીસેના ચાલી. પ્રચારક ગાંધીની ચોમેર ગાંધીટોળાની કીકીયારીઓ શરૂ થઈ! એ રીતે ધર્મ રાજકારણ અને ધાંધલનાં અચલ, ચલ, અને ચંચલ તત્ત્વોનું એકીકરણ થઈને મહાત્માજીની ટૉલ્સ્ટૉય ફાર્મથી શરૂ થએલી સ્વરાજ યાત્રાનો અંત દિલ્હીના બિરલાભવનમાં આવ્યો.

મહાત્માજી વિચારક કરતા વિશેષ મહાન આચારક હતા અને આચારક કરતાંય વધુ મોટા પ્રચારક હતા. પરિણામે ગાંધીસંઘ કરતાં ગાંધીસેના વધુ બળવાન થઈ. અને ગાંધીસેના કરતાં ગાંધી ટોળાની તાકાત વધુ મોટી માલમ પડી.

ગાંધી ક્રાંતિની નબળામાં નબળી કડી આ "હિસ્સો હિસ્સો" કરતું ગાંધીટોળું એ હતી. અને છતાંય ઘડીમાં નાના થતા અને ઘડીમાં મોટા થતા, ઘડીમાં તોફાન કરતા અને ઘડીકમાં ડાહ્યા બની જતા આ બેજવાબદાર ટોળા ઉપર મહાત્માજીની મોટા ભાગની દુન્યવી મહત્તા નિર્ભર હતી. આ ટોળાનાં સ્ત્રી-પુરુષો લાઠીઓ ખાવા અને જેલો ભરવાથી માંડીને કાળાં બજાર કરવા સુધીના અનેક પ્રયોગો સમય પ્રમાણે કરે જતાં હતાં. એટલું જ નહિ પણ એમાંના પ્રત્તાસીપાગલ અને અલીભાઈઓ જેવા આગેવાનો એક વખત અસહકારની લડતમાં મહાત્માજીના સમકક્ષ આગેવાનો તરીકે લોકજીભે ચઢી ચુકયા હતા અને મૌલાના મહમદઅલી તો કોંગ્રેસના એકવાર પ્રમુખ પણ થઈ ચૂકયા હતા. કોઈપણ લશ્કર લડવા નીકળે એટલે એની પાછળ પાછળ લુંટારા (Camp-followers) તો હોવાના જ, એમનું કામ એ કે જો લશ્કર જીતે તો સૌની પહેલાં લુંટફાટ શરૂ કરવી. અને જો લશ્કર હારે તો સૌથી પહેલાં નાસી જવું. ઓછામાં ઓછો ભોગ આપવો અને વધારેમાં વધારે લુંટ મેળવવી. એ એમનું ધ્યેય હોય છે—સારો સેનાપતિ પોતાના લશ્કરમાં વધુમાં વધુ સૈનિકો રાખે છે અને લુંટારાઓથી વેશ્યાઓ સુધીના લફરાં ઓછામાં ઓછા રાખે છે.

આપણા સમાજજીવનની મોટામાં મોટી કરુણતા એ હતી કે, ગાંધી મંડળમાં ગાંધી સંઘના દર એક માણસે દશ માણસો ગાંધીટોળાના હતા. પરિણામ જે આવવું જોઈએ તે જ આવ્યું.

ગાંધીરાજકારણ હિંદુ પ્રજાની સંરક્ષક પ્રતિભાનું પ્રતિબિંબ પાડતું હતું. એટલે અંશે એ અવશ્ય મૌલિક રાજકારણ કહી શકાય. પણ એ રીતે તો જર્મનીથી ચીન સુધીના દરેક દેશના રાજકારણને મૌલિક રાજકારણો કહેવાં જોઈએ. કારણ કે એ સૌ રાજકારણો પોતપોતાની પ્રજાની વિશિષ્ઠ પ્રતિભાનું પ્રતિબિંબ પાડતાં હતાં.

માનવજાતની દૃષ્ટિએ જોઈએ તો ગાંધીરાજકારનું સ્વરૂપ મુખ્યત્વે વિનાશક અને વિસર્જક હતું.

અંગ્રેજ પ્રજાએ સદીઓના પ્રબળ પુરુષાર્થ વડે બ્રિટીશ સામ્રાજ્યનું સર્જન કર્યું. એ સામ્રાજ્યે રોમન સામ્રાજ્યની પેઠે માનવજાતની પ્રગતિમાં મહત્વનો ફાળો આપ્યો. એની પ્રગતિની શક્યતાઓ પૂરી થઈ, એટલે એની અધોગતિ શરૂ થઈ.

બ્રિટીશ સંસ્કૃતિના એ સંધ્યાકાળમાં હિંદુ સંસ્કૃતિનો જીવનરસ ફળમાંથી મૂળ તરફ વહેવા માંડ્યો અને બ્રિટીશરોની છત્રછાયા હેઠળ સંગઠિત થએલાં એ સંસ્કૃતિના સર્જક બળોએ વિનાશ અને વિચ્છેદનો માર્ગ પકડ્યો.

આ વિનાશક ચળવળની આગેવાની ગાંધીજીએ લીધી. અને એમણે જે દેશ રાષ્ટ્ર જ નહોતો તે દેશ માટે રાષ્ટ્રીય આત્મનિર્ણયનો અધિકાર જગતના લોકમત પાસે માગ્યો. પરિણામે બ્રિટીશ સામ્રાજ્યમાંથી હિંદી સામ્રાજ્ય છૂટું પડ્યું. એમાંથી બ્રહ્મદેશ, સિલોન ને એડન છૂટા પડ્યાં. એમાંથી હિંદુસ્તાન, પાકિસ્તાન ને રાજસ્થાન થયાં. એમાંથી રાજસ્થાનોનો લોપ કરી હિંદુસ્તાનને પ્રાંતસ્તાનોમાં ફેરવી નાખવાના ધમપછાડા આજે ચોમેર ચાલી રહ્યા છે!

મહાત્માજીએ પોતાની કારકિર્દીની શરૂઆત એક ચુસ્ત સામ્રાજ્યભક્ત તરીકે કરી, પોતાની ઉત્તરાવસ્થામાં એમણે બ્રિટીશ સામ્રાજ્ય સામે બહારવટું ખેડ્યું, અને જીવનના અંતકાળે એ બહારવટાને પરિણામે મુસલમાનોએ પણ જ્યારે આત્મ-નિર્ણયનો અધિકાર માગી તોફાનો શરૂ કર્યાં, ત્યારે એ ભાગી પડ્યા!

ઉલટપક્ષે એમના જ સમકાલીન સ્મટસનું રાજકારણ એમનાથી ઊંધુ રાજકારણ હતું. સ્મટસે પોતાની કારકિર્દીની શરૂઆત બ્રિટીશ સામ્રાજ્યના બહારવટિયા તરીકે કરી. પછીથી ડચ-બ્રિટિશ સમાધાન સાધી એ દક્ષિણ આફ્રિકાનો વડો પ્રધાન બન્યો. ત્યાંથી એણે સામ્રાજ્યના રાજકારણમાં ઝંપલાવ્યું. અને બ્રિટીશ સામ્રાજ્યમાં ચર્ચિલ પછીના મહત્વના રાજપુરુષ તરીકેનું સ્થાન પ્રાપ્ત કર્યું. દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહમાં એણે મહાત્માજી સાથે ઉદાર શરતોથી સમાધાન કર્યું. એ જ રીતે પ્રથમ વિશ્વવિગ્રહ પછી પરાજીત જર્મની ઉપર લાદવામાં આવેલી કઠોર શરતોનો એણે આકરો વિરોધ કર્યો. લીગ ઑફ નેશન્સની સ્થાપનામાં એણે માનવજાતના આત્મવિકાસ માટેનું બ્રિટિશ સામ્રાજ્ય પછીનું મોટામાં મોટું પગથિયું જોયું. લીગ ઑફ નેશન્સ નિષ્ફળ નીવડ્યા બાદ બીજા વિશ્વયુદ્ધ પછી સંયુક્ત રાષ્ટ્રસંસ્થાની સ્થાપના થઈ. એમાં એણે ઉત્સાહભરી આગેવાની લીધી. આ રીતે એક બોઅર બહારવટીયા તરીકે પોતાની કારકિર્દીની શરૂઆત કરીને એણે એનો અંત યુનોના અગ્રેસર તરીકે આણ્યો.

આ રીતે ગાંધી રાજકારણ એ ગુજરાતી, વણિક હિંદુ, ધાર્મિક, સંરક્ષક, વ્યવહારૂ, અને કર્મપ્રધાન રાજકારણ હતું. એ રાજકારણ એ વિશ્વરાજકારણનું એક અનિવાર્ય અંગ હતું.

## ગાંધીમંડળનાં ત્રણ તેજચક્રો

કરોડો માનવીઓને પોતાની પ્રતિભાથી આંજનાર ગાંધીસૂર્યના તેજોવર્તુલનું આપણે જ્યારે વિશ્લેષણ કરીએ ત્યારે એમાં ત્રણ રંગ દેખાય છે. ધર્મનો ભુરો, રાજકારણનો લાલ અને લોકજીવનનો પીળો. બાકીના બધા રંગો આ ત્રણ મૂળરંગોની મેળવણીમાંથી થયા છે. ગાંધીનું પ્રતિભાચક્ર ત્રણ ચક્રોનું બનેલું હતું: ધર્મચક્ર, રાજચક્ર અને લોકચક્ર.

ધર્મચક્ર:—આ ચક્ર વિચારક ગાંધીએ રચ્યું હતું. એમાં જેમના જીવનનો મુખ્ય રસ ધર્મ એ હતો

એવાં કસ્તુરબા, નાથજી, વિનોબા, મશરૂવાળા, કાલેલકર, નરહરી પરીખ, દાદા ધર્માધિકારી, રવિશંકર મહારાજ, ઠક્કરબાપા, સંતબાલ, બબલભાઈ અને અદબરભાઈ જેવાં અનેક સ્ત્રી પુરુષો સમાઈ જતાં હતાં. આ ધર્મસમાજને આપણે ગાંધીસંઘને નામે ઓળખીશું.

રાજચક્રઃ—આ ચક્ર આચારક ગાંધીએ રચ્યું હતું. એમાં જેમના જીવનનો મુખ્ય રસ રાજકારણ એ હતો એવા જવાહરલાલ નેહરુ, વલ્લભભાઈ પટેલ, રાજાજી, રાજેન્દ્રબાબુ, મૌલાના આઝાદ, માવળંકર, કૃપાલાની અને સરોજીની નાયડુ જેવાં અનેક સ્ત્રી-પુરુષો હતાં. આ રાજકારણી સમાજને આપણે ગાંધીસેનાને નામે ઓળખીશું. ગાંધીસંઘ અને ગાંધીસેનામાં આપણા દેશના ઉત્તમોત્તમ ખાનદાન અને ખમીરવાળા તત્ત્વો ભળ્યાં હતાં. ભોમ્બયુગમાં વેડફાતી યુવાનોની શક્તિનું ગાંધી સેનામાં સંગઠન થયું હતું. આ વીર્યવાન યુવાન સ્ત્રી-પુરુષોએ લાઠીઓથી માથાં ફોડાવ્યાં, જેલો ભરી, જમીનો ગુમાવી, મિલ્કતો ફના કરી, ભણતર રઝળાવ્યું, અને છેવટે '૪૨ની લોકક્રાંતિમાં ગોળીઓ ખાધી. આજે આપણને જે બહેરૂઓબડું સ્વરાજ્ય મળ્યું છે તે સ્વરાજ્યમાં મહાત્માજીની નેતાગીરી જેટલો જ ગાંધીસંઘ અને ગાંધીસેનાના તપ અને ત્યાગનો ફાળો છે. એ તપ, ત્યાગ અને દેશભક્તિ અમર રહો!

લોકચક્રઃ—આપણામાં એક લોકોક્તિ છે કે :
"દુનિયા ઝુકતી હય, ઝુકાનેવાલા ચાહીયે."

એ દુનિયાને ઝુકાવનારો ગાંધી જેવો કિમિયાગર મળ્યો, અને એણે પોતાનો તમાશો શરૂ કર્યો, એટલે તમાશાને તેડું ના હોય એ ન્યાયે પ્રચારક ગાંધીની આજુબાજુ ગાંધીટોળું એકઠું થયું.

વિચારક ગાંધીની આજુબાજુ ગાંધીસંઘ રચાયો. આચારક ગાંધીની પાછળ પાછળ ગાંધીસેના ચાલી. પ્રચારક ગાંધીની ચોમેર ગાંધીટોળાની કીકીયારીઓ શરૂ થઈ! એ રીતે ધર્મ રાજકારણ અને ધાંધલનાં અચલ, ચલ, અને ચંચલ તત્ત્વોનું એકીકરણ થઈને મહાત્માજીની ટૉલ્સ્ટૉય ફાર્મથી શરૂ થએલી સ્વરાજ યાત્રાનો અંત દિલ્હીના બિરલાભવનમાં આવ્યો.

મહાત્માજી વિચારક કરતા વિશેષ મહાન આચારક હતા અને આચારક કરતાંય વધુ મોટા પ્રચારક હતા. પરિણામે ગાંધીસંઘ કરતાં ગાંધીસેના વધુ બળવાન થઈ. અને ગાંધીસેના કરતાં ગાંધી ટોળાની તાકાત વધુ મોટી માલમ પડી.

ગાંધી ક્રાંતિની નબળામાં નબળી કડી આ "હિસ્સો હિસ્સો" કરતું ગાંધીટોળું એ હતી. અને છતાંય ઘડીમાં નાના થતા અને ઘડીમાં મોટા થતા, ઘડીમાં તોફાન કરતા અને ઘડીકમાં ડાહ્યા બની જતા આ બેજવાબદાર ટોળા ઉપર મહાત્માજીની મોટા ભાગની દુન્યવી મહત્તા નિર્ભર હતી. આ ટોળાનાં સ્ત્રી-પુરુષો લાઠીઓ ખાવા અને જેલો ભરવાથી માંડીને કાળાં બજાર કરવા સુધીના અનેક પ્રયોગો સમય પ્રમાણે કરે જતાં હતાં. એટલું જ નહિ પણ એમાંના પ્રવાસીપાગલ અને અલીભાઈઓ જેવા આગેવાનો એક વખત અસહકારની લડતમાં મહાત્માજીના સમકક્ષ આગેવાનો તરીકે લોકજીભે ચઢી ચુક્યા હતા અને મૌલાના મહમદઅલી તો કોંગ્રેસના એકવાર પ્રમુખ પણ થઈ ચૂક્યા હતા. કોઈપણ લશ્કર લડવા નીકળે એટલે એની પાછળ પાછળ લુંટારા (Camp-followers) તો હોવાના જ, એમનું કામ એ કે જો લશ્કર જીતે તો સૌની પહેલાં લુંટફાટ શરૂ કરવી. અને જો લશ્કર હારે તો સૌથી પહેલા નાસી જવું. ઓછામાં ઓછો ભોગ આપવો અને વધારેમાં વધારે લુંટ મેળવવી. એ એમનું ધ્યેય હોય છે—સારો સેનાપતિ પોતાના લશ્કરમાં વધુમાં વધુ સૈનિકો રાખે છે અને લુંટારાઓથી વેશ્યાઓ સુધીના લફરાં ઓછામાં ઓછા રાખે છે.

આપણા સમાજજીવનની મોટામાં મોટી કરુણતા એ હતી કે, ગાંધી મંડળમાં ગાંધી સંઘના દર એક માણસે દશ માણસો ગાંધીટોળાના હતા. પરિ
જે આવવું જોઈએ તે જ આવ્યું.





શ્રી. રમણલાલ દેસાઈની મશહૂર નવલકથા "દિવ્ય ચક્ષુ" માં ગાંધીસંઘ, ગાંધીસેના અને ગાંધી-ટોળાનું તદ્દન પ્રામાણિક ચિત્ર રજૂ કરવામાં આવ્યું છે.

આ ત્રણેય વર્ગ એક બીજાની સાથે એટલા બધા ગુંચવાએલા છે કે કોઈ પણ વ્યક્તિને એમાંના ગમે તે એક વર્ગમાં સંપૂર્ણપણે મૂકવાનું કામ ઘણું મુશ્કેલ છે. હું એવી અનેક વ્યક્તિઓને ઓળખું છું, કે જેમની જુવાની ગાંધીસંઘમાં ગઈ હોય, પ્રૌઢાવસ્થા ગાંધીસેનામાં ગઈ હોય અને ઘરડેઘડપણ તેઓ, ગાંધીટોળામાં ભળીને પોતાના ધોળામાં ધુળ નાખી રહ્યા હોય!

દરેક દેશના શહેરોમાં જેમ તે તે દેશની સંસ્કૃતિ અને વિકૃતિ ઉગ્ર અને સ્પષ્ટ સ્વરૂપમાં જોવાની મળે છે. તે જ રીતે આપણા સમાજ જીવનના સમુદ્રમંથનમાંથી કોંગ્રેસનું ઘડતર થયું. એટલે એમાં આપણા સમાજના ઉત્તમોત્તમ અને અધમાધમ તત્ત્વો હતાં. વચલા ગાળાના માણસો માટે એમાં બહુ ઓછું સ્થાન હતું. જેમ જેમ આપણી પ્રજાની અધોગતિ થવા માંડી. તેમ તેમ અધમ તત્ત્વોનું જોર વધતું ચાલ્યું.

મહાત્માજીની શહીદી પછી ગાંધીસંઘ નિસ્તેજ થઈ ગયો. સરદારના અવસાન પછી ગાંધીસેના છિન્નભિન્ન થવા માંડી. સ્વતંત્ર ભારતની પહેલી ચુટણીમાં જ મોરારજીથી મિશ્ર સુધીના સરદારના અનેક સેના નાયકો હાર્યા એટલે હવે સ્વાભાવિક રીતે જ હિંદનું રાજકારણ ગાંધીટોળાને નામે ઓળખાતા એક શ્વેતાંબરી શંભુમેળાના સભ્યોના હાથમાં જઈ રહ્યું છે. આપણી નવી જન્મેલી લોકશાહી આશ્ચર્યજનક ઝડપથી ટોળાશાહીમાં અધઃપતન પામી રહી છે. હવે આ ઝોળીવાળાઓનું ટોળું દેશને જ્યાં ઢસડી જાય ત્યાં ખરૂં!

ગાંધીરાજકારણનું સાચું સ્વરૂપ આપણે જોયું. હવે ગાંધીવિજયનાં સાચાં કારણો આપણે તપાસવાં પડશે. કેવળ "બાપુના તપથી સ્વરાજ આવ્યું" એમ પોપટની પેઠે વારંવાર બોલ્યે નહિ ચાલે.

## ગાંધીવિજયનાં સાચાં કારણો!

**સાંસ્કૃતિક કારણો:**—ગાંધી વિજયના અનેક કારણોમાં મારી નજરે જો કોઈ મોટામાં મોટું કારણ હોય તો તે સાંસ્કૃતિક કારણ છે. પહેલા વિશ્વયુદ્ધ પછી બ્રિટીશ સાંસ્કૃતિની પડતી શરૂ થઈ અને તુર્ત જ એની એડી હેઠળ દબાએલી હિંદુ સંસ્કૃતિએ ગાંધીની સરદારી હેઠળ માથું ઊંચું કર્યું.

આ હિંદુઓ પણ બડી હોશિયાર પ્રજા છે! સૌથી પહેલા એ આ સંસારને માયા માનીને દુશ્મનની જરાય દરકાર કરતા નથી. પછી દુશ્મન છાતી ઉપર ચઢી બેસે ત્યારે આરામથી ઊંઘીને એની ઉપેક્ષા કરે છે. પછીથી કોઈ ગૂઢ અંતઃપ્રેરણાથી દુશ્મન નબળો પડયો હોય એની એમને સમજણ પડી જાય છે. એટલે એને પોતાની છાતી પરથી ઓછામાં ઓછી મહેનતે ઉથલાવી પાડીને એને દુનિયા આગળ પોતાની આધ્યાત્મિકતાના મહાન વિજય તરીકે ઓળખાવે છે!

શંકરે જયારે પહેલી હિંદુ પ્રતિક્રાંતિ શરૂ કરી ત્યારે શ્રમણ સંસ્કૃતિ મૃતઃપાય થઈ ગઈ હતી. શિવાજીએ જયારે બીજી હિંદુ પ્રતિક્રાંતિ શરૂ કરી ત્યારે તાજમહાલ સર્જીને થાકી ગએલી મુસ્લીમ સંસ્કૃતિનો વિનિપાત શરૂ થઈ ચુકયો હતો. એ જ રીતે મહારાણી વિકટોરીઆના અવસાન પછી ક્રમશઃ ક્ષીણપ્રાણ થતી જતી બ્રિટીશ સંસ્કૃતિને પહેલા વિશ્વવિગ્રહે એક જીવલેણ ફટકો માર્યો. અને બ્રિટન પહેલી પંક્તિનું સામ્રાજ્ય મટીને બીજી પંક્તિનું સામ્રાજ્ય બન્યું. જગતનું કેન્દ્ર લંડનને બદલે ન્યુયૉર્ક થયું. બરાબર એ જ અનુકૂળ સમયે મહાત્માજીએ અસહકારના રૂપમાં ત્રીજી હિંદુ પ્રતિક્રાંતિ શરૂ કરી. બીજા વિશ્વવિગ્રહને પરિણામે બ્રિટન બીજી પંક્તિનું સામ્રાજ્ય મટીને ત્રીજી પંક્તિનું મહારાજ્ય થયું અને એ જ અનુકૂળ તાકડે 'હિંદ છોડો' અને આઝાદ હિંદ ફોજની ચળવળો ચાલુ થઈ.

આ રીતે ગાંધીવિજયનું સૌથી મોટું કારણ

# સૌરાષ્ટ્રનું વિકાસકાર્ય

ઉછરંગરાય ઢેબર

ભારતના સ્વાતંત્ર્ય સાથે સાથે સૌરાષ્ટ્રનો રજવાડાઓમાં છિન્નભિન્ન થઈ ગયેલો પ્રદેશ પણ એકમ પામ્યો. એના વિકાસનું કામ પણ એ વેરવીખેરમાંથી આજે કેન્દ્રિત બન્યું છે. એ આખા કાર્યની આછી રૂપરેખા આ આખા લેખમાં તરી આવે છે.

આભો આભો જ્યારે સૌરાષ્ટ્રમાં આકાશ સામે મીટ માંડી બેઠી છે ત્યારે મારે ફાળે સૌરાષ્ટ્રમાં વિકાસની વાતો કરવાનો પ્રસંગ આવ્યો છે. તેનું એક વાતે મને દુઃખ થાય છે, પણ બીજી રીતે એ કર્તવ્ય પણ ભાસે છે.

હું માનું છું કે કાં તો કુદરત માતા આપણી કસોટી કરી રહી છે. જો આ કસોટી હોય તો કુદરતને કહી શકીએ કે અમે ઓછા તવાયા નથી. પ્રજા કે રાજ્યની દૃષ્ટિએ અમારો ભાર હળવો કરે.

કેવી કસોટી? સૌરાષ્ટ્ર ભગીરથ પુરુષાર્થ કરીને દુષ્કાળમાંથી બહાર નીકળ્યું છે. તેમાં પ્રજાએ અને રાજ્યે કસાવામાં કે ખર્ચાઈ ખાવામાં મણા રાખી નથી. કાં તો કુદરત આપણને આપત્તિઓ ઉપર આપત્તિઓ નાખી ચેતવણી આપી રહી છે. જો કુદરત ચેતવણી આપતી હોય તો પણ આપણે તેને કહી શકીએ કે અમે ચેતવણી પામી ગયા છીએ.

પૃથ્વીના ગોળામાં અમારું સ્થાન ક્યાં છે એ અમે સમજ્યા છીએ. જેને અંગ્રેજીમાં Western Disturbances કહે છે તે રાણાશાહી અગર ગિરનારી પવનો અમારી આશાઓના કેવા ચૂરા કરી રહ્યા છે તે પણ અમે જોઈએ અને અનુભવીએ છીએ.

મારા એક મિત્ર મને સવાસો વર્ષ પહેલાંના એક પુસ્તકમાંથી હમણાં જ એક ઉતારો બતાવે છે. ૧૮૧૫ના ૨૭ ઑક્ટોબરના પોતાના અહેવાલમાં મૅક મરડૉક લખે છે કેઃ—

"કદાચ ભારતમાં હાલાર જેટલું જ ક્ષેત્રફળ ધરાવતો કોઈપણ પ્રદેશ પાણીની સવલતોની દૃષ્ટિએ, હાલાર જેટલું નોંધપાત્ર સ્થાન ધરાવતો નહિ હોય. કદાચ આનું કારણ અખાતમાં વહેતા જળપ્રવાહો હોય. જિલ્લાના દરેક ગામે સ્વચ્છ અને સામાન્યતઃ ઉત્તમ પ્રકારના પાણીનો પ્રવાહ તો હોય જ છે, અને, ખરેખર, આટલાં બધાં પ્રમાણમાં વચ્ચે નાની નાની નદીઓ વહેતી હોય, એવો કોઈ દેશ મેં કદીયે જોયો નથી. હાલારનું પાણી તેના આરોગ્યના તત્વો માટે સુપ્રસિદ્ધ છે."

ક્યાં ત્યારનું હાલાર અને ક્યાં આજનું હાલાર, આપણે ત્યાં પાણીની છતની દૃષ્ટિએ સૌરાષ્ટ્રમાં સોરઠ

---

બ્રિટિશ સંસ્કૃતિની અશક્તિ અને એ તકનો લાભ ઉઠાવવાની હિંદુઓની આવડત, અને સંગઠન.

છતાં ય આપણે ભૂલવું ના જોઈએ કે આપણા આજના સ્વરાજમાં અંગ્રેજોના ડહાપણે અને કાળબળોએ જે ભાગ ભજવ્યો છે, તે ભાગ હિંદુઓના પરાક્રમે કે આત્મભોગે ભજવ્યો નથી.

અંગ્રેજોએ આપણાથી બી જઈને, કે આપણી આધ્યાત્મિકતાથી પ્રભાવિત થઈને આપણને સ્વરાજ્ય આપ્યું નથી! જે વખતે અંગ્રેજોનું ગળું આગળથી જર્મનીએ અને પાછળથી જાપાને દબાવ્યું હતું, અને હિંદમાં ઠેરઠેર પ્રજાનો રોષ ફાટી નીકળીને આખા રાજતંત્રને તોડી નાખવા માટે વ્યવસ્થિત અને અવ્યવસ્થિત પ્રયત્નો થઈ રહ્યા હતા, તે વખતે એ શિસ્તવાળી ધીરવીર પ્રજાએ પોતાની લોખંડી એડી લેશ માત્ર ઢીલી કરી નથી. આપણા નેતાઓને છોડ્યા નથી, અને મહાત્માજી જેવા વિશ્વવિખ્યાત પુરુષના જીવનમરણનો નિર્ણય કરનાર ૨૧ દિવસના ઉપવાસને લેશમાત્ર મચક આપી નથી. જ્યારે બીજું વિશ્વયુદ્ધ પૂરું થયું, મિત્રરાજ્યો સંપૂર્ણ રીતે વિજયી થયાં, ત્યારે જ એક વિજયી પ્રજાએ એક હતાશ પ્રજાને સ્વરાજ આપ્યું છે!

[વધુ આવતે અંકે]







અને ગોહીલવાડ પછી હાલારનું સ્થાન આવે છે. જો હાલારની શોભા આ હશે તો સોરઠ ગોહીલવાડની શું હશે? અને સવાસો વર્ષ પહેલાં આ બધાં આવા રસાળ અને સોહામણા હશે તો બે ચાર સદીઓ પહેલાં સૌરાષ્ટ્ર કેવું શોભાયમાન અને રમણીય હશે? અમસ્તુ તેનું નામ સૌરાષ્ટ્ર પડ્યું હશે?

સૌરાષ્ટ્રને ફરી પાછો નવપલ્લવિત કરવાના મનોરથોથી આપણે સ્વરાજની લડત લડ્યા. જવાબદાર રાજ્યતંત્રની લડત લડ્યા અને છેલ્લે ચાર વર્ષથી મથામણ કરી રહ્યા છીએ. કોઈપણ પ્રયત્નની સિદ્ધિ માટે ત્રણ ચાર વસ્તુ અનિવાર્ય છે. ૧ વિશુદ્ધ ભાવના, ૨ સ્પષ્ટ ધ્યેય અથવા ચિત્ર, ૩ શુદ્ધ સાધનો અને ૪ કર્મકૌશલ્ય.

આપણામાં ભાવના ભરી છે. તેની શુદ્ધિની અનિવાર્યતા વિષે આપણા દિલમાં શંકા નથી. આપણો પુરુષાર્થ તે દિશામાં વહી રહે તેવો આપણો પ્રયત્ન છે.

આપણું ધ્યેય પણ સ્પષ્ટ છે. ભારતવર્ષના એક અવિભાજ્ય અંગ તરીકે સૌરાષ્ટ્રમાંથી ચતુર્વિધ શોષણનો અંત લાવવો.

આપણા સાધનો પણ આપણે મુકરર કર્યાં છે. લોકશાસનની પદ્ધતિથી આપણે કામ કરવા માગીએ છીએ.

ઉપરાંતમાં જરૂર છે કાર્યકુશળતાની. ચાર વર્ષના રાજ્યતંત્રના અનુભવો પર હું નજર નાખું છું. આપણે બધાં તાલીમ લઈ રહ્યાં છીએ તેનો વ્યવસ્થિત ઉપયોગ અત્યાર સુધી કરી શક્યા નથી.

જે મુલક ઉદ્યોગોની દૃષ્ટિએ પછાત છે, ખેતીની દૃષ્ટિએ પછાત છે, જેની પાસે બહુ પૈસા પણ નથી, જેની તરફ કુદરત પણ બહુ કૃપાવંત નથી, તેને આપણે ઊંચે લાવવા બહાર પડ્યા છીએ. એક રીતે વિચારીએ તો તે ભગીરથ જવાબદારી છે. બીજી રીતે વિચારીએ તો જે પ્રદેશોની માટીમાંથી આપણી કાયા પેદા થઈ છે તેના પ્રત્યેનું ઋણ અદા કરવાની એક અનુપમ તક સૌરાષ્ટ્રની આ પેઢીને પ્રાપ્ત થઈ છે. જવામર્દમાં જવામર્દની કસોટી થાય એવું આ કામ છે. પુષ્કળ સમતોલપણું અને ધીરજ એ માગે છે. પુષ્કળ ઊંડાણ અને ડહાપણ માગે છે. અને સાથોસાથ ઊંડો અભ્યાસ અને દૃઢતા માગે છે. આપણું સત્વ કસોટીએ ચડ્યું છે.

નદીના પૂરમાં ઝંપલાવનાર માણસ પોતાના ગજાનો, પાણીના તાણનો, અને તાણની દિશાનો વિચાર કરી હરિનું નામ લઈ પાણીમાં પડતું મૂકે છે તેમ, આપણે આપણા નાવને સામે પાર લઈ જવું હોય તો, આપણા ગજાનો, દિશાનો અને સાધનોનો વિચાર કરી હરિનું નામ લઈ ઝંપલાવવાનું છે. અને જો આખી પ્રજા આમ આ રીતે બહાર નીકળી પડે તો કોનું મગદૂર છે કે તેને તેના મુકરર કરેલા અંજામે પહોંચતા અટકાવી શકે?

આપણે તેથી જ આજે નમ્રતાપૂર્વક છતાં દૃઢતાપૂર્વક અને અભ્યાસ પૂર્ણ રીતે આપણા વિકાસના યોજનાપૂર્વકના મંડાણ કરીએ છીએ. યોજના વિનાનું લશ્કર એ ટોળું ગણાય. તેની પાસેથી જીતની આશા રાખી શકીએ નહિ. તે બહુ તો ભાંગફોડ કરી શકે અને તેથી આગળ જાય તો અરાજકતા ઊભી કરી શકે.

આપણી યોજનાનો પાયો શું? આપણી યોજનાનો પાયો છે ગ્રામપંચાયત. ગ્રામપંચાયત સૌરાષ્ટ્રમાં જે રીતે આગળ ધપી રહી છે તેવી ભાગ્યે જ બીજા કોઈ રાજ્યમાં ધપતી હશે. ૪૫૦૦ ગામડાંમાંથી ૧૭૦૦ ગામડાં ગીરાસદારી હતાં. અને આજે છે. બાકીનાં ૨૮૦૦ માંથી બે વર્ષના ગાળામાં આપણે હજાર જેટલી પંચાયતો રચી છે. આપણે કાયદો કરીને બેસી નથી રહ્યા. તેનામાં પ્રાણ પૂરવા માટે તેને ગામ તળીયાટું તથા સીમ આપ્યાં છે. વીસથી ૩૩ ટકા સુધીનો મહેસુલનો હિસ્સો આપ્યો છે. મહેસુલ વસુલ કરવાના અધિકારો આપી રહ્યા છીએ. અને થોડા જ વખતમાં ન્યાયપંચના અધિકારો આપશું. નવી રચનામાં ગામે ગામે વસુલાત કચેરી સ્થપાશે અને ગામેગામ પુરતા નાનાં ઝઘડા પતાવવાને માટે ન્યાયતંત્ર રચાશે. તાલુકા




અને શહેરનો મહિમા ઘટશે નહિ. પણ ગામડાની શાખા બંધાશે અને આંટ વધશે.

આપણી યોજના પાછળ વર્ષોનો અભ્યાસ પડ્યો છે. લગભગ ૨ વર્ષ થયા મધ્યસ્થ સરકાર અને રાજ્યોમાં વિકાસ યોજનાને લગતાં ખાતાંઓ આપણી હાલત અને આપણા સાધનોનો અભ્યાસ કરી રહ્યાં છે સૌરાષ્ટ્રનો પણ તેમણે ઠીક ઠીક અભ્યાસ કર્યો છે. અભ્યાસ કરીને તેણે જોયું છે તે આ છે. સૌરાષ્ટ્રમાં ૪૫૦૦ ગામડાં છે. તેમાં ૨૨ દશ હજારના ઉપરનાં છે અને લાખ ઉપરના ત્રણ શહેરો છે. લગભગ ૨૦ હજાર છસો એકાસી ચોરસ માઈલ પૃથ્વીના આપણે વારસદારો છીએ. તેના ઉપર ૧૯૫૧ની વસ્તી ગણત્રી પ્રમાણે ૪૧ લાખ ૩૭ હજાર ત્રણસો ઓગણસાઠ માનવ સમુહની વસ્તી છે. આમાંથી ૨૭ લાખ ઉપરાંત ગામડાં અને ૧૪ લાખ જેટલા કસ્બા અને શહેરોમાં વસે છે. ૧૯૫૧માં ૧૩ાા લાખ ખાતેદાર ખેડૂતો અને તેમના કુટુંબીજનો, ૩ાા લાખ ગણોતીયાઓ, ૧ાા લાખ ખેતમજૂરો અને ૦ાા લાખ જમીનદારો ખેતીના ઉદ્યોગ ઉપર નભતા માલુમ પડ્યા છે. જ્યારે બાકીના બીજી રીતે પોતાનો નિર્વાહ કરવાનો પરિશ્રમ કરી ગમે તેમ રખડતા હતા. હું સમજીને કહું છું કે રોડવતાં હતા, કારણ કે જો આંકડાઓ સાચા હોય તો આમાંના માત્ર સાડા તેત્રીસ ટકા સામાન્ય કમાણી કરતા, અગિયાર ટકા કંઈક કમાણીમાં ઉમેરો કરતા અને બાકીના સાડી પાંસઠ ટકા બીજાની મહેનત પર નભતા.

આપણે સરેરાશ દોઢથી પોણા બે કરોડ મણ અનાજ પેદા કરીએ છીએ અને તેમાંથી તેર કરોડ રૂપિયા આપણુને મળે છે. દોઢથી બે લાખ ટન મગફળી પેદા કરીએ છીએ તેમાંથી પાંચથી ૭ કરોડ મળે છે. બે લાખ ગાંસડી રૂની પેદા કરીએ છીએ અને તેમાંથી આઠ કરોડ રૂપિયા આપણુને મળે છે. બીજી ખેતીની પેદાશમાંથી આશરે બે કરોડ આપણને મળે છે. પાંચ છીએ. દોઢ લાખ ટન સીમેન્ટ બને છે તેની કિંમત દોઢ કરોડ થાય છે. ૬૦ હજાર ગાંસડીનું કાપડ બનાવી થોડાએક માણસોને મજદુરી આપીએ છીએ, ૫૦ લાખની કિંમતના રસાયણો બનાવીએ છીએ. ત્રીસ લાખની કિંમતનું જીન પેદા થાય છે. પોટરી ૫૦ લાખનો માલ પેદા કરે છે. એક કરોડનું ઘી અને બેથી સવાબે કરોડની બીજી વસ્તુઓ પેદા કરીએ છીએ. કુલ આપણું ઉત્પાદન ૪૫ કરોડ રૂપિયા સરેરાશ અંદાજવાનાં આવે છે.

આમાં ખેતીવાડી માટે તાલીમ, બિયારણની સુધારણા, રેકલેમેશન, માઈનોર ઈરીગેશન, નાના જળસિંચનનાં તળાવો, નવા અને જૂના કૂવાઓ, ખાતર, કોમ્પોસ્ટ ખાતર, લીલું ખાતર, રૂની જાત સુધારવાની પ્રવૃત્તિઓ, ખેતીના ક્રમશઃ સુધારેલ ઓજારો, બાગાયતની ખીલવણી, પશુ ચિકિત્સા, અને પશુપાલન, દુગ્ધાલય અને તેને અંગે પ્રવૃત્તિઓ, જંગલ સુધારણા અને જંગલોની ખીલવણી, સહકારી મંડળીઓ, ગામડાનું આરોગ્ય અને ગ્રામપંચાયતની પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે.

પણ ખેતીનો આધાર છે પાણી ઉપર. ભારતવર્ષમાં પંચવર્ષીય યોજનાના ભાગ તરીકે ૪ અબજ ૫૦ કરોડ રૂપિયાને ખર્ચે સેંકડો યોજનાઓ થશે. આ અને ખેતી વિકાસની યોજનાઓને પરિણામે ૭૨ લાખ ટન અનાજ, અને ૨૦ લાખ ટન શણ ૧૨ લાખ ટન રૂ, પોણાચાર લાખ ટન બીયા, અને ૭ લાખ ટન ખાંડનું ઉત્પાદન વધશે સમસ્ત ભારતવર્ષ પોતાની તમામ જળસીંચન અને વીજળીક યોજનાઓ પાછળ આ રકમ ખર્ચાશે અને તે ૩૦.૨ ટકા થશે. જ્યારે સૌરાષ્ટ્ર જળસિંચન અને વીજળીક યોજના પાછળ ૩૪.૧૫ ટકા ખર્ચવા ધારે છે. આમાં રંગોળા, મચ્છુ, બ્રાહ્મણી, સસોઈ, પુના, સુર્યવડી, મોજ, ભીમદાડ, માલણ, આજી, ભોગાવો. ઓઝત, અને અઢી કરોડ ઉપરાંતની રકમ વીજળીના ગ્રીડમાં





જમીન નહેરનું પાણી પીશે. સેંકડો માઈલમાં કુવાના તળ સાજાં થશે અને બાર હજાર કીલોવૅટસ વિશેષ વીજળી પાવર પેદા કરશે.

આપણે જોઈએ છીએ કે ખેતીમાં બારે માસ ખેતી પર નભતા બધા માણસોને ઉદ્યોગ નથી. તો બીજા ઉદ્યોગોમાં રોકાયેલાનું તો પૂછવાપણું શું હોય ? આંકડા તપાસતાં જણાઈ આવે છે કે ખેતી સિવાયના ઉદ્યોગોમાં રોકાયેલ પૈકી સોએ ૬૫½ ટકા માણસો બીજે કમાતા નથી. અને પરિણામે બીજાની કમાણીમાં ભાગ પડાવે છે. આનો ઉકેલ છે ઉદ્યોગો. સૌરાષ્ટ્રની પંચવર્ષીય યોજનામાં ૨૮ લાખ રૂપિયા ગૃહઉદ્યોગો પાછળ ખર્ચવાની જોગવાઈ રાખવામાં આવી છે. આ રકમ નાની જણાશે પણ ખેતી તેમજ ગ્રામવિકાસ થતાં તથા જળસીંચન પાછળ ખર્ચાતી રકમ મજૂરી અને ઉદ્યોગોને પોષક નીવડશે. રસ્તા અને વાહનવ્યવહારના પાછળ થતાં ખર્ચનો આંકડો પણ ત્રણ કરોડનો થાય છે. તે પણ મજૂરીનું સાધન થશે.

છેલ્લે આવે છે રસ્તા અને વાહન વ્યવહારઃ રસ્તાઓ—ચાર પ્રકારના રસ્તાઓ હાથ લેવાનું વિચારવામાં આવ્યું છેઃ ૧. ગામડાના રસ્તાઓ, ૨. આંતરિક માર્ગો, ૩. સિમેન્ટ અને ડામરી સડકો, ૪. રોડ રીપેર તથા પુલો.

દુનિયામાં સૌરાષ્ટ્રની જેવા નાના મુલકને ૬૦૦ માઈલની સમુદ્રપટ્ટી ત્રણે ય તરફ નવડાવતી હોય તેવો ભાગ્યશાળી ભાગ્યે જ બીજો કોઈ દેશ હશે. તેના બંદરો આપણે જાળવી રહ્યા છીએ. આપણે તે વિકસાવવા છે. અને તેની મારફત વહાણવટાને પણ ઉત્તેજન આપવું છે. તેની પાછળ ૩૩ લાખ રૂપિયા ખર્ચાશે.

કેળવણી—વૈદકિય સારવાર પર, મજૂર અને પછાતવર્ગ માટે તથા સામાજિક સેવાઓ માટે ૩॥ કરોડ જેટલી રકમ આપણે ખર્ચવા માગીએ છીએ. મને ખબર નથી કે આવી જવાબદારી સૌરાષ્ટ્રની પ્રજાએ પહેલાં કોઈ વખત ઉપાડી હોય. ઉપાડી હોય તો, પણ પોતાના નાના દેશમાં આવી ભગીરથ જવાબદારીના ભાર નીચે કાં તો દબાઈ અને કાં તો તે અદા કરીને પાર ઉતરીએ. સૌરાષ્ટ્રની પ્રજાને, સત્વને, આ જવાબદારીના પડકાર રૂપ છે.

આવી જવાબદારી દૃઢ નિશ્ચયબળ, અને તન, મન, અને ધનનો ફાળો માગે છે. મને આશા છે કે સૌરાષ્ટ્રની પ્રજા એ બધું અને તેથી પણ વિશેષ આપશે. અને ભવિષ્યની પેઢીને સૌંદર્ય અને રસકસથી ભરપૂર સૌરાષ્ટ્રની બક્ષીશ આપવા માટે આ પેઢી પોતાનું સર્વસ્વ આપશે *

* અમદાવાદ આકાશવાણીના સદ્‌ભાવથી.




કોલેરા, ઝાડા, શરદી,
ખાંસી, શુળ,
અમુંઝણ, દરેક જાતના
તથા અનેક
જાતના દરદો
માટે અમુલ્ય
ઔષધી
જીવનધારા
રજી.-ટ્રેડ માર્ક નંબર ૩૦૨
બધે મળે છે.
જે. એન. શેઠના
જીવનધારા ઑફીસ, નડીઆદ (ગુજરાત)

સ્ટૉકીસ્ટ.—કંચનલાલ વાડીલાલની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ, મુંબઈ ૨

**શ્રી હર્ષદેવ:** ન્હાનાલાલ દલપતરામ કવિ. પાનાં ૧૬૭, અઢી રૂપિયા. ડૉ. મનોહર ન્હા. કવિ. કવિ ન્હાનાલાલ રોડ, અમદાવાદ ૬.

**સર્વોદય એક પ્રયોગ:** નવલભાઈ શાહ. પાનાં ૪૨, બે આના. શ્રી બાલનબાકડા સર્વોદય યોજના, ગુંદી.

**પ્રજા વિકાસ કેન્દ્ર:** માહિતી પ્રકાશન ખાતું, સૌરાષ્ટ્ર સરકાર, રાજકોટ, પાનાં ૧૬, મૂલ્ય છાપેલ નથી.

**નરસિંહરાવ દીવેટિયા:** સુસ્મિતા મેઢ. પાનાં ૩૮૦, પાંચ રૂપિયા, ઇન્ડિયન બુક હાઉસ, મિશન રોડ, અમદાવાદ.

**સાહિત્ય અને ચિંતન:** રમણલાલ વ. દેસાઇ. પાનાં ૧૩૦, બે રૂપિયા, પુસ્તકાલય મંડળ, વડોદરા.

**બ્રહ્મચર્ય માર્ગોપદેશિકા:** ડૉ. જટાશંકર નાંદી. પાનાં ૨૫૨, સાડાત્રણ રૂપિયા. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ.

**વિજ્ઞાન માળા:** [સેટ ૧લો] સં. નાગરદાસ ઇ. પટેલ અને પુરુષોત્તમ હ. પટેલ. પાંચ પુસ્તકો, પોણાચાર રૂપિયા. બાલવિનોદ કાર્યાલય, મુંબઇ ૨.

**દુઃખ નિવૃત્તિ:** હીરાલાલ છોટાલાલ બક્ષી રાજપીપળા પાનાં ૫૦, ચાર આના.

**જ્ઞાન પ્રભાવ:** વિઠ્ઠલરાય ય. દેસાઈ. પાના ૧૨૬, કિંમતનો ઉલ્લેખ નથી, ભાવનગર સમાચાર, ભાવનગર.

**પ્રજ્ઞાવબોધ મોક્ષમાળા:** ડૉ. ભગવાનદાસ મનસુખભાઇ મહેતા પાનાં ૩૭૪, અઢી રૂપિયા. કંચનબેન ભ. મહેતા, ૫, ચોપાટી રોડ, મુંબઇ ૭.

**દેવ-આરાધના:** વિવિત્સુ. પાનાં ૬૭, આઠ આના, ચીમનલાલ બો. ગાંધી, ખેરવા. (ઉ. ગુ)

**રાષ્ટ્રભાષા વ્યાકરણ પરિચય:** દીનાનાથ જે. મહેતા પાનાં ૧૦૨, સવા રૂપિયો, કે બી. નાણાવટી, પાનકોર નાકા, અમદાવાદ.

**મારી શ્રેષ્ઠ વાર્તા;** સં. મનસુખલાલ ઝવેરી. પાનાં ૨૬૨, સાડાત્રણ રૂપિયા, વોરા એન્ડ કંપની, ૩, રાઉન્ડ બિલ્ડીંગ, મુંબઇ ૨.

**ધરતીની આરતી:** દેવશંકર મહેતા. પાનાં ૪૪૮, પાંચ રૂપિયા. વંદેમાતરમ્ કાર્યાલય, ફ્રિયર રોડ, મુંબઇ ૧.

**કલગી ૧-૨:** નગીનદાસ પારેખ. પાનાં ૩૧, ૩૧, દરેકના છ આના, એલિટ બુક સર્વિસ, ભદ્ર, અમદાવાદ

**ગુજરાતી સાહિત્યનું રેખાદર્શન:** [ખંડ ૧લો] કેશવરામ કા. શાસ્ત્રી. પાનાં ૨૦૮, સાડાત્રણ રૂપિયા. એલિટ બુક સર્વિસ, ભદ્ર, અમદાવાદ.

**જીવન ઘડતર:** શિવાભાઇ ગો. પટેલ, પાનાં ૭૨, એક રૂપિયો. બાલગોવિંદ કુબેરદાસ, અમદાવાદ.

**જંગલ સમ્રાટ:** કૃષ્ણપ્રસાદ ભટ્ટ. પાનાં ૨૫૬, સવાચાર રૂપિયા. આદર્શ પુસ્તક ભંડાર રાયખડ, અમદાવાદ.

**કુમારી તુ:** લિન યુટાંગ, અનુ. પલાશ, પાનાં ૧૩૬, અઢી રૂપિયા. આદર્શ પુસ્તક ભંડાર રાયખડ, અમદાવાદ.



મોગરાની માળ
ચિત્રકાર · શાંતિ શાહ

સંપાદક · ઈશ્વરલાલ મો. દવે

વર્ષ ૨૩ · સળંગ અંક ૨૭૦ સપ્ટેમ્બર'૫૨ · અંક ૯





# સૌંદર્યદેવતા.

એક કવિની કલ્પના પ્રમાણે સ્ત્રીઓના અંબોડાની અંદર સૌંદર્યદેવતાનો વાસ હોય છે. હવે 'કેશવર્ધિની' તેલ વાપરીને એ અંબોડાના ગુચ્છાદાર વાળોને વધુ મોહક અને સુંદર બનાવો જેથી સૌંદર્યદેવતાનો વાસ વર્ષો સુધી રહે.

રોમાન્સ—તમારા વાળને 'કેશવર્ધિની' ખરેખર આપે છે. જુવાનીનો રંગ. સૌંદર્યની ઝલક અને એક પ્રકારની મોહક કુમાશ બાળપણથી માંડીને જિંદગીની ઉત્તરોત્તર દશામાં 'કેશવર્ધિની' આપે છે.

તમારા વાળ તમને એના સાચા સ્વરૂપમાં વ્યક્ત કરશે અને 'કેશવર્ધિની' તમારા વાળને એની સર્વોત્તમ શક્તિ મુજબ વ્યક્ત કરવાનું બીડું ઝડપે છે. તમારા વાળને **કેશવર્ધિની** તેલ આજે જ આપો. એ વાળને સાચવે છે, સુંદર બનાવે છે અને વધારે છે.

**કેશવર્ધિની ૦-૧૪-૦** **કેશવર્ધિની શેમ્પુ ૦-૧૪-૦**

પોસ્ટેજ અને પેકીંગ અલગ. • તમામ મુખ્ય વેપારીઓ વેચે છે. • અથવા અમારી પાસેથી મંગાવો.

**સાઉથ ઈન્ડીઆ કેમિકલ્સ. કોઈમ્બતુર** (દક્ષિણ)

મુંબઈ અને મધ્ય ઈન્ડીઆના એજન્ટ

**મેસર્સ નેશનલ સેલ્સ એન્ડ સરવિસ લિ. ૧૨, રામપાર્ટ રોડ, કોટ, મુંબઈ ૧**

---




તંત્રીઓ: **ભૂપતરાય સો. દવે • શંકરલાલ સો. દવે**

બે વરસની ઉજ્જવળ કારકીર્દિ પૂરી કરીને આ જૂન માસથી ત્રીજા વર્ષમાં મંગળ ડગલાં માંડયાં છે.

બે જ વરસમાં જેનો વાચક વર્ગ વધ્યે જ ગયો છે. આપ પણ એના ગ્રાહક ન હો તો તુરત રૂપિયા સાડાપાંચ (વિદેશમાં શિલીંગ બાર) મોકલીને ગ્રાહક બની જજો.

## તંદુરસ્તી કાર્યાલય

ભારતી સાહિત્ય સંઘ લિ.
ગાંધીમાર્ગ, ફર્નાન્ડીઝ પુલ,
**અમદાવાદ ૧**

અથવા

આરોગ્ય ધામ
અચ્યુત મેન્શન, વિન્સેન્ટ રોડ.
**મુંબઈ ૧૯**



# રેડિયો શિક્ષણ

રેડિયોના નિષ્ણાત થાવ
રેડિયો રીપેર કરતા થાવ
રેડિયો બનાવતા થાવ
સારી આવક કરો.

**ટપાલ દ્વારા** ઘેરબેઠાં સરળ ગુજરાતીમાં રેડિયોનો પૂરો અભ્યાસ કરાવવામાં આવે છે. વિદ્યાર્થી ભાઈ-બહેનોને ટેસ્ટિંગ અને રીપેરિંગનાં સાધનો આપવામાં આવે છે. પરદેશના વિદ્યાર્થીઓને અભ્યાસના પાઠો **એરમેલથી** મોકલાય છે.

લખો :—પ્રિન્સીપાલ હરિવદન આર. દીક્ષિત
R. E. E. (U. S. A.)

## રેડિયો ટેલીવિઝન એન્ડ સાઉન્ડ સિસ્ટમ ઈન્સ્ટીટયુટ

રાયપુર, હજીરાની પોળ, અમદાવાદ (ઈન્ડીઆ)

**અનેક અભિપ્રાયોમાંથી એક :—**

ખરેખર, પાઠો બહુ જ સરળ લાગે છે,
જે પદ્ધતિથી પાઠો તૈયાર કરેલ છે,
તે પદ્ધતિ બહુ જ સારી છે.

રજનીકાન્ત (દૈસનોગરસીઆ-આફ્રિકા)

કોલેરા, ઝાડા, મરડો,
સંધિવા, ખાંસી, શૂળ,
દાઝ્યુંબળ્યું, દરેક જાતના
દુઃખ તથા અનેક
જાતના દરદો
માટે અમૂલ્ય
ઔષધી

# અમૃતધારા

બધે મળે છે.

સ્ટોકીસ્ટઃ—કંચનલાલ વાડીલાલની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મંગળદાસ રોડ. મુંબઈ ૨

# નેપચ્યુન

## એસ્યોરન્સ કંપની લી.

[ સ્થપાઇ : ૧૯૩૦ ]

- જીંદગી
- આગ
- મોટર
- અકસ્માત

ના વિમાનું કામ સ્વીકારે છે.

— કુલ અસક્યામત —

રૂ. ૧,૦૦,૦૦,૦૦૦

: મુખ્ય ઓફિસ :

નેપચ્યુન બિલ્ડીંગ, ૧૦૪, એપોલો સ્ટ્રીટ,
કોટ, મુંબઈ

# અકાળે આવતી વૃદ્ધાવસ્થા અટકાવો

## આપના માયકાંગલા શરીરને સુદૃઢ બનાવો.



આજકાલ જેને જુઓ તે કંઈ ને કંઈ રોગથી પીડાતા નજરે પડશે. પછી ભલેને એ રોગી બાળક હોય, સ્ત્રી હોય કે પુરૂષ હોય. આનાં કારણોનો ઊંડો અભ્યાસ કરનારા નિષ્ણાતોએ એક મતે કબુલ્યું છે કે, દરેક ઋતુમાં ચોકકસપુરક અને શક્તિદાયક ખોરાકનું સેવન કરવું જોઈએ. તેમ કરવા તરફ જે લોકો બેદરકારી બતાવે છે તેઓ અકાળે વૃદ્ધાવસ્થાને નોતરે છે એટલુંજ નહિ પરંતુ પોતાની બીમારી પાછળ વરસે હજારો રૂપિયાની નાહક બરબાદી કરે છે. મુંબઈના લોકપ્રિય ઔષધિઓ બનાવનારા મેસર્સ 'ચરક ભંડાર' મુંબઈ નં. ૭ તરફથી લોકોની પુરક અને શકિતવર્ધક જરૂરિયાતો પૂરી પાડવા માટે એક ચાટણ જે 'ચરક'નો 'ચ્યવનપ્રાશ' અષ્ટવર્ગના નામે ઓળખાય છે. આ ચાટણ માત્ર શકિતવર્ધક છે એટલુંજ નહિ પરંતુ વાત, પીત્ત અને કફના રોગમાં હિતકર છે. શ્વાસ, તરસ, વાત, રક્ત, આંખોનો રોગ, મુત્રરોગ, વીર્યના દોષ વગેરે રોગો માટે પણ આ ચાટણ ઉત્તમ છે. વળી બાળકો, સગર્ભા સ્ત્રી અને ધાતુક્ષીણ બધાંને માટે એક સરખું ઉપયોગી છે. વિદ્યાર્થીઓ, વકીલો, લેખકો અને મગજનું કામ કરનારાઓની યાદશકિતને વધારે છે. આ પ્રયોગ વધુ નહિં પરંતુ ત્રણેક માસ નિયમીત કરવામાં આવે તો, આખું વરસ તંદુરસ્તી ટકાવી રાખવામાં જરૂર મદદ કરશે બળ, વીર્ય, બુદ્ધિ, સ્મૃતિ અને કાન્તિને વધારનાર આ ચાટણનું દરેકે શકિત મુજબ સેવન કરવું જોઈએ. આવા સર્વોત્તમ ચાટણની કિંમત કંઈ વધુ નથી. પાંચ રતલી બરણીના રૂા. ૧૮-૮-૦, એક રતલીના રૂા. ૪-૦-૦ અને અર્ધા રતલના રૂા. ૨-૦-૦ છે. દરેક જાણીતા દવાવાળાને ત્યાં વેચાય છે. બહારગામવાળાઓએ ચરક ભંડાર મુંબઈ નં. ૭ વડી ઓફીસે ઓર્ડર મોકલવો. સચિત્ર સૂચિપત્ર મફત મેળવવા પણ ત્યાં જ લખવું. આ ચરક ભંડારની શાખાઓ અને મફત સલાહ કેન્દ્રો મુંબઈમાં ૪૯, હ્યુંજીસ રોડ ચોપાટી અને પાયધુની પાસે, ધનજી સ્ટ્રીટ નવનિધાન ભુવનમાં. નવસારીમાં લક્ષ્મીનિવાસ સયાજી રોડ, સુરતમાં : કોટસફીલરોડ જરીવાલા મેન્સનમાં, અમદાવાદમાં : રીલીફરોડ પાદશાહપોળ સામે છે.

અમદાવાદ જીલ્લાના સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ : **ચીમનલાલ માધવલાલની કું.** ત્રણ દરવાજા–અમદાવાદ

વડોદરા જીલ્લાના સોલ ડીસ્ટ્રીબ્યુટર્સ : **જે. પટેલની કું.** મહાત્મા ગાંધી રોડ.

'ઊર્મિ' વર્ષ : ૨૨
'નવરચના' વર્ષ : ૧૭

# ઊર્મિ નવરચના

સાહિત્ય, સમાજ અને
સંસ્કારનું માસિક

સળંગ : અંક ૨૭૦ : સપ્ટેમ્બર, ૧૯૫૨ : અંક ૬ ઠ્ઠો

## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા, વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એમ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે કૃપા કરી લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે આપના ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકીટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટપાલ ટિકીટોવાળું સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે.
* જાહેર ખબરના દર માટે અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીમાર્ગ
**અમદાવાદ ૧**

## ક્રમ



### 'ઊર્મિ-નવરચના'નું લવાજમ નીચેનાં સ્થળોએ પણ ભરી શકાશે :—

પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦, રાવપુરા, વડોદરા
આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, કેશવબાગ, મુંબઈ ૨
એન. એમ. ત્રિપાઠી લિમિટેડ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨
રવાણી ઍન્ડ કંપની, બાબુ ગેનુ રોડ, મુંબઈ ૨
કાંતિલાલ મહેતા, ૨૫, પ્રહ્લાદ પ્લૉટ, વેસ્ટ વ્યુ, રાજકોટ
પ્રગતિ સાહિત્ય મંદિર, ખપાટિયા ચકલા, સૂરત
એલ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા ૧

આફ્રિકા માટે :—

પૉપ્યુલર બુક સપ્લાય, પો. ઑ. નં. ૭૬૯, કંપાલા (પૂ. આ.)
જયન્ત કુમાર કે. પટેલ, પો. ઑ. નં. ૬૪૦, નૈરોબી (પૂ. આ.)
ઇન્ડીઅન ઓપીનીઅન, ફીનીક્ષ, નાતાલ (દ. આ.)

સંપાદક અને પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે : ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ : ગાંધીમાર્ગ : અમદાવાદ ૧
મુદ્રક : ગોવિંદલાલ મોહનલાલ જાની, કિશ્મા પ્રિન્ટરી, રતનપોળ, અમદાવાદ

# સંસ્કારી પ્રેરણાદાયી નવલકથા–નવલિકાઓ



## નવલકથાઓ :—

★ કિરણમયી : (એક રૂપગર્વિતા નારીની રહસ્યકથા)
મૂળ લેખક : શરદબાબુ; અનુવાદક : ભોગીલાલ ગાંધી રૂ. ૫–૮

★ કવિ : (મતવાલા શાયર) (પ્રેમના ત્રિકોણની એક વેધક કલામય કહાણી)
મૂળ લેખક : તારાશંકર બૅનરજી; અનુવાદક : રમણલાલ સોની રૂ. ૪–૦

★ શૈલબાલા : (રાષ્ટ્રીય શહાદત સાથે શુદ્ધ પ્રેમની સુગંધ)
મૂળ લેખક : યશપાલ; અનુવાદક : સુહાસી રૂ. ૩–૮

★ કૅપ્ટનની કુંવરી : (વીર ઐતિહાસિક નાયકની પુરુષાર્થની છબી)
મૂળ લેખક : પુશ્કિન; અનુવાદક : શંકર ગોહિલ રૂ. ૨–૪

★ વારણાને કાંઠે : (૧૯૪૨ ની પાર્શ્વભૂમિકા પર આલેખાયેલી નવલકથા)
મૂળ લેખક : અણ્ણાભાઉ સાઠે; અનુ૦ શારદા મહેતા રૂ. ૨–૦

★ અમ્મા : (જગતની એક મહાન ક્રાન્તિકારી નવલકથા 'મધર' ઉપરથી)
મૂળ લેખક : મૅક્સિમ ગૉર્કી; રૂપાંતરકાર : ભોગીલાલ ગાંધી રૂ. ૪–૦

★ અગોચરની યાત્રા : (હિમાચ્છાદિત પ્રદેશના જીવનની પરોઢ : સાહસકથા)
મૂળ લેખક : શૅામ્યુસ્કિન; અનુવાદક : અનિલ કોઠારી રૂ. ૩–૮

★ આઝાદીનો રાહ : (કાળા નિગ્રોની મુક્તિની શૌર્ય–શહાદતભરી કથા)
મૂળ લેખક : હાવર્ડ ફાસ્ટ; અનુવાદક : ચંદ્રભાઈ ભટ્ટ રૂ. ૨–૮

★ ટૉમ પેન : (મહાન લોકશાહી નેતાની જીંદગીની પ્રેરણાદાયી નવલકથા)
મૂળ લેખક : હાવર્ડ ફાસ્ટ; અનુવાદક : ચંદ્રભાઈ ભટ્ટ રૂ. ૨–૮

## નવલિકાઓ :—

★ સફેદ ફૂલ : (મસ્ત મહોબ્બત અને જીવનની કરૂણતા આલેખતી રંગદર્શી વાર્તાઓ)
મૂળ લેખક : કૃષ્ણચંદ્ર; અનુવાદક : શાંતા ગાંધી રૂ. ૨–૪

★ કફન અને ચૂંદડી : (જીવનનાં અંધારાં અજવાળાંની ચોટદાર મૌલિક વાર્તાઓ)
લેખક : રમેશ સંઘવી રૂ. ૨–૪

★ ઘરની યાદ : (ગ્રામજીવનની વાસ્તવિક જીંદગીની હૃદયસ્પર્શી વાર્તાઓ)
લેખક : 'ઇન્કિલાબ' રૂ. ૨–૦

— તત્કાલ મંગાવો —

ચેતન પ્રકાશન ગૃહ લિ૦ જવાહર નગર, ગોરેગાંવ, (મુંબઈ)

# દાદીની દોરવણી

[ રશિયન કરુણ કથાઓ ને સોદા ... આત્મકથાની શરૂઆત થાય છે ત્યારે એના લેખકની ... જેવી બાળવય હોય છે. શરૂઆતમાં જ એ પોતાના ... બાપની મરણપથારીની ... વર્ણન કરે છે — એ પછી તો મૃત પિતાને નીરખતો ... દાદાના હાથમાં ... છે.

મૅક્સીમ ગૉર્કી જેવા કલા ... દુનિયા ... આ મહાન લેખકને આપ્યો. પૂરી પીઢાઈની ... એવી 'મારું બાળપણ', 'દુનિયામાં' અને 'મારી વિદ્યાપીઠ' એમ ત્રણ વિભાગમાં વહેંચાયેલી ઉપરોક્ત આત્મકથા છે. મૂળ રશિયનમાંથી ... એ અંગ્રેજીમાં ઉતારેલી છે.

જીવન આખું ગરીબાઈમાં વીત્યું છે, ... મજૂરી કરતાં પાછું વાળી જોયું નથી, ... એક ... ચોરી કરીને ચોપડી લેવા તૈયાર થાય છે, ... ઇનામ-ચોપડીઓ વેચીને પૈસા દાદાને આપવા પડે છે, — એવી એવી તો કેટલીય, આંખના મોતિયા ... એવી હાલત વેઠી છે. એ કઠણાઈએ એના સર્જનમાં ક્યાંય કટુતાનો અંશ પણ નથી આવવા દીધો એનું કારણ !

— કારણ એનાં દાદીમા. '... ઈશ્વરને પ્યારું, ... વિશ્વમાં' એવું સાચું ... દાદીએ ગૉર્કીને જે સંસ્કાર પાયા એ એને મહાન બનાવવામાં ઘણા કારણરૂપ ... એમાંના થોડાક ... ગૉર્કીની વિખ્યાત આત્મકથામાંથી અહીં મૂક્યા છે. — જયન્ત પરમાર ]




આ ચોખંડ ધરતીમાં બેટા, તારે તારા પોતાનાં જ વીતકોમાંથી શીખવાનું છે. જો તું તારી જાત પાસેથી કાંઈ નહિ શીખે તો તું કોઈની પાસેથી કશું નહિ શીખી શકે.

*

ભગવાને ચાપેલાઓમાંથી જ માણસો કમાયાં હોય છે. કેટલાંક દુઃખ પામ્યા છે તો કેટલાંક સુખ. ભગવાન હમેશાં સારું જ કરે છે. એટલે જ દેવદૂતો એની પ્રશંસા કરતાં અટકતા નથી;— એ ક્યારેય પોતાની પાંખો બીડીને બેસતા નથી કે ભગવાનનાં વિજયગાન ગાતાં થાકતા નથી. ભગવાન એમના તરફ હસે છે અને એ એકલું હાસ્ય જ એમના સુખને માટે પૂરતું છે— કદાચ વધુ પડતું છે.

*

દુનિયા ઉપર બાળકને જન્માવવા માટે સ્ત્રીને કેવી કેવી વેદનાઓ ભોગવવી પડે છે ! અને છતાં પણ દુનિયા એ જ સ્ત્રીને ઉવેખે





છે. પણ બેટા, તું મારું આટલું તો જરૂર સાંભળજે કે સ્ત્રીઓને હમેશાં સન્માનજે, એ જનેતા છે.

*

મારું સાંભળ તો, બેટા, ચાલાક થજે— તું ત્યારે જ જગ જીતી શકશે. ભોળાં તો મૂરખ હોય છે. યાદ રાખજે કે ઘેટાં જ ભોળાં પશુ હોય છે.

*

સુખ અને દુ:ખ તો આપણામાં એક-મેકના પાડોશી તરીકે રહેતાં હોય છે. એમની અદલાબદલી એટલી બધી ઝડપથી આપણામાં થતી હોય છે કે આપણે જાણી જ શકતા નથી.

*

માણસાઈ બજારમાં ખરીદી કે વેચી શકાતી નથી.

*

આપણામાં ઘણાં જોરાવર છે, પણ એકલી તાકાત કાંઈ વિસાતમાં નથી: તાકાત સાથે મુલાયમતા પણ જોઈએ. જો તાકાત પ્રમાણે જ આપણે વસ્તુઓને જોતા થઈએ તો તો ઘોડા-ને જ આપણો માલિક ગણવો પડે!

*

ભગવાન પાસે તો બધાં સરખાં છે. માણસો, કૂતરાં, માખીઓ—અરે જંગલનું ઘાસ પણ. ધરતી ઉપરની દરેક ચીજ એની પાસે આવીને એનાં કર્મો મુજબ ચડી-ઊતરી શકે છે.

*

બેટા, તારી જાતને મોટેરાંના વર્તનથી અળગી રાખજે. એમના ઉપકારોની પરંપરા હોય છે અને એને માટે એમને ભગવાન પાસે હિસાબ દેવો પડે છે. પણ તું તો બાળકની અવસ્થામાં પૂરેપૂરો રહી શકે છે. રાહ જોજે, ભગવાન તારા દિલને પડકારશે કે તારે શું કરવું અને કયે રસ્તે જવું. કોઈ ગુનેગાર હોય એની સાથે તારી જાતને સરખાવવાનું તારે માટે નથી. ભગવાન તો ન્યાયાધીશ છે—સજા કરવી એ એના હાથની વાત છે. એ એના ભાગે છે. આપણું એ કામ નહિ.

*

કાયદા?—લોકોની રીતભાતમાંથી જ એનું ઘડતર થયું છે. ભેગા રહેવા માટે લોકોએ કાંઈક પણ નિર્ણય ઉપર આવવું જોઈએ. 'આ વાત આપણા માટે સારામાં સારી છે, એ જ આપણી પ્રથા હોવી જોઈએ!'—અને પછી એ કાયદો બની જાય છે. દાખલા તરીકે રમત શરૂ કરતાં પહેલાં બાળકો એ નક્કી કરે છે કે રમતમાં કયા નિયમો પાળવા? કાયદા પણ આવી જ રીતે ઘડાયા છે.

*

માણસ જે કાંઈ કરે છે એ તો ફક્ત ઈશ્વરની યોજનાને આગળ ધરે છે એટલું જ. માણસ એક વસ્તુ તરફ ધ્યાન રાખે છે જ્યારે ભગવાનની ઇચ્છાથી એ કોઈ બીજી જ વસ્તુ બની જાય છે. માણસની આ સંસ્થામાં કાંઈ પણ કાયમી નથી. એમને ધૂળધાણી ને રાખ-પાણી કરવામાં ભગવાનનો એક શ્વાસ જ પૂરતો થઈ પડે છે.

*

હલકી વરણનાં માણસો જેમ જેમ વધુ મૂરખ થાય એમ સારું, એ ખૂબ ઓછું નુક-સાન કરતાં હોય છે.

*

હજુ એ તને નહિ સમજાય કે લગ્ન એ શું છે? પણ એ તો તારે જાણવું જ જોઈએ કે કોઈ કન્યાને લગ્ન પહેલાં બાળક અવતરે એ ભારે અજુગતું કહેવાય. આ તું બરાબર યાદ રાખજે કે જેથી તું મોટો થા ત્યારે કોઈ



પણ કન્યાનો ગેરલાભ ન લે,—એથી તો તું ભયંકર પાપ કરી બેસીશ. એ કન્યાને ઊભવા તો ક્યાંય જગ્યા નહિ જ રહે, પણ એના બાળકનેય હડધૂત થવું પડશે. આ કદી ન ભૂલતો. અને સ્ત્રી પ્રત્યે હંમેશાં દયાભાવ કેળવજે. એમને એમની રીતે ચાહજે; તારા ક્ષણિક આનંદને ખાતર નહિ.

*

એ તું નથી જાણતો કે જ્યારે જનેતાનું આ ધરતી ઉપર અપમાન થાય છે ત્યારે ભગવાનની માતા પણ આકાશમાં હૈયાફાટ રૂદન કરે છે ?

*

લખપતિ ભગવાનને ભૂલી જાય છે, ન્યાયદિનને એ યાદ પણ કરતો નથી, ગરીબ માણસને મિત્ર અને ભાઈ તરીકે જોવાનો વિચાર સરખો પણ નથી કરતો. એ તો ફક્ત સોનાના ખડકલા જ ખડકયે જાય છે કે જે જહાન્નમના કોલસામાં જ આખરે પલટાઈ જવાના હોય છે.

*

આપણા પોતાના ધનથી આપણે જે ચાહીએ એ કરી શકીએ.

*

છોકરો અને છોકરી મિત્ર તરીકે હોય એ બન્નેને માટે સારું છે—ફક્ત એમાં 'યુક્તિઓ' ન હોવી જોઈએ !

*

જો આપણી જાતને માટે આપણે દયાભાવ ન કેળવી શકીએ તો આપણે એ બીજા પાસેથી ક્યાંથી પામી શકવાનાં હતાં ?

*

## શાતા

પહાડીનો એ એક રમણીય ભાગ હતો. બાજુમાંથી જ ખળખળ વહેતું ઝરણું મધુરું સંગીત રેલાવતું હતું. કુદરતી રીતે જ બનેલી મોટી બેઠકના રૂપમાં એક સુંવાળી, લાંબી અને કાળી શિલા ઉપર હું ઝરણાના સંગીતમાં વિક્ષેપ પાડવા મારા પગ વતી એના તાલ અને લયને તોડી રહી હતી.

થોડી વાર થઈ અને એ કાવ્યમય ઝરણ-સંગીત જાણે વધુ કર્કશ બનતું લાગ્યું એટલે મેં ખોબલે ભરી ભરીને પાણી પીવા માંડયું. મોંમાં તો માંડ એકાદ ટીપું જતું હશે. ખોબો ભરતી, હોઠે અડાડતી અને ખોબામાંથી લગભગ બધું પાણી નીચે જ ઢોળાઈ જતું. મારા ભીંજાયેલા પગ ઉપર પડીને ગલીપચી કરતું, મારા ચણિયાની રૂપેરી કિનારને પલાળતું અને મારા પાલવને પણ ભીંજવતું એ ઝરણાનું પાણી ઝરણા સાથે ભળી જતું.

મારાં કપડાં સાથે એ ઝરણ-જળની રમત ગમે ન ગમે ત્યાં તો એનો એક રેલો મારા ગળા ઉપરથી નીચે ઊતરવા લાગ્યો. અતલસનો કમખો ભીંજાવાની મને બીક નહોતી પણ એ નફ્ફટ થઈ ને મારા હૈયા ઉપર રેલાવા જેવો દોડયો એવો મારો પિત્તો ઊછળ્યો,—કમખાની કસ છોડું-તોડું એ પહેલાં જ એ તો સાચેસાચ હૈયા ઉપર રેલાઈ ગયો !

મારી એ બેબાકળી વિહ્વળતાથી મારી બાજુમાં સૂતેલો મારો પ્રિયતમ જાગી ગયો. એને હું કાંઈ કહું એ પહેલાં જ જાણે એ બધું સમજી ગયો હોય એમ મને એના હૈયા સાથે એવી તો જડી લીધી કે પેલો રેલો પણ બિચારો ત્યાં જ દબાઈને કાળી ચીસ નાખતો છુંદાઈ ને મને શાતા વાળતો અલોપ થઈ ગયો !

ચન્દનમ્

★

# નારીનો પરાજય

ધૂમકેતુ

> નારીનું સ્ત્રીત્વ પણ જેની આગળ હારી જાય એવું જનેતાનું મંગળકારી માતૃત્વ કેવું વિજયી નીવડે છે! ધરણી આખી ભલે નારીને ઉવેખે: એના માતૃત્વ આગળ એ નમ્યા વગર નહિ રહે. અને ત્યારે ગમે તેવી પરાજિતા સ્ત્રી જનની તરીકે મહાવિજેતા શી દીપી ઊઠશે.

આટલી મોડી રાતે કોણ સાંકળ ખખડાવતું હશે? એ વિચાર આવતાં હું જાગી ગયો. તરત સાંભર્યું કે એ તો પડખેવાળા બાબુભાઈ નાળિયેર રમવાના શોખીન છે તે મોડા આવે છે, એમના ઘરનું બારણું ખખડતું હોવું જોઈએ. ફરીને જાગ્રત સ્વપ્નનિદ્રામાં પડી ગયો. પડખું ફરીને સોડ સરખી કરી. ત્યાં ફરીવાર સાંકળ ખખડવાનો અવાજ આવ્યો. કાન દીધા. ખાત્રી થઈ કે ઘરની સાંકળ જ કોઈક ખખડાવી રહ્યું છે.

'કોણ હશે અત્યારે?' મનમાં સવાલ ઊભો થયો. ગામમાં છેક છેવાડે હું રહેતો હતો. સવારે ચોરામાં જઈને છોકરાં ભેગાં કરીને ભણાવતો. બપોરે ત્યાં જ કથાવાર્તા માંડતો. સાંજરે ગોપાળ ઘોળિયાને ત્યાં અરધોએક કલાક સભા ભરાતી તેમાં હાજરી આપી આવતો. ગોપાળને જરા કોઢ જેવું દેખાતું હતું, એટલે આખું ગામ તેને ગોપાળ ધોળિયો કહેતું. બાકી આખા ગામમાં એ એક જ 'જનરલ' વેપારી હતો. અને ઘણાની ઊઠબેસ તેમ લેવડદેવડ એને ત્યાં જ થતી.

પણ મારી આ પ્રવૃત્તિએ મને ગામમાં ઠીક જાણીતો કર્યો હતો. એટલે કેટલીક વખત ચોવટમાં પણ કોઈ ને કોઈ મને બોલાવવા આવતા. આજે ગોપાળ ધોળિયાને ત્યાં સાંજે સાંભળ્યું હતું કે જસતા-ભાભાની કેશીની ફારગતીની વાત ચાલે છે, ને કાલે એ બધાં આવવાનાં છે.

એ વાતને આ સાંકળ ખખડાવવા સાથે સંબંધ હશે એમ કલ્પના કરીને હું ઊઠ્યો.

જસતાની છોકરી કેશી રૂપનો ભંડાર હતી. હસમુખી પણ એવી હતી કે ન પૂછો વાત! પણ કોણ જાણે શું હતું, પહેલા ધણી સાથે ન બન્યું. છ–આઠ મહિનામાં લખાવટ થઈ ગઈ. બીજા સાથે સંસાર ચાલતો હતો. ઠીક હતું, એક છોકરો પણ એને થયો હતો. એટલામાં વળી સમાચાર ફેલાયા કે ત્યાં પણ કાંઈક તોફાન જાગ્યું હતું.

—ને આવતી કાલે ફારગતી લેવા દેવા સુધીની વાત થતી હતી! આવતી કાલે સાસરિયાંવાળાં આવવાનાં હતાં.

મને સાંભર્યું. એ વખતે જ એ મને કાંઈક કહેવા માટે રોકાયો પણ હતો. પણ પછી કહેવાનું રહી ગયું ને એ કામે ચાલ્યો ગયો હતો.

એટલે કદાચ એ જ હોવો જોઈએ એમ મેં ધાર્યું. છતાં ચેતતા નર સુખી કરીને ગામના ધોરણ પ્રમાણે મેં દીવો કર્યો. ખૂણામાં પડી હતી તે લાકડી લીધી. માથે ફાળિયું પણ વીંટી લીધું. એક ખોંખારો ખાધો ને પછી નરસિંહ મહેતાનું એક ભજનિયું બોલતો જોડા પહેરીને અવાજ થાય તેમ ફળીમાં આવ્યો. બારણું ઊઘાડતાં પહેલાં જ મોટેથી પૂછ્યું: 'અલ્યા કોણ છે ભાઈ! અત્યારે?'

'એ તો હું છું બાપા! જસતો......'

'હાં, હાં. મેં મનમાં તો ધાર્યું'તું કે જસતા-ભાઈ જ હોવા જોઈએ!'

'કેમ જસતા ભૈ! છો તો મજામાં ના? આજ તો કાંઈ અત્યારે નીકળ્યો?'

જાણે, બહુ જ છાની વાત કહેવા માગતો હોય તેમ જસતો ધીમેથી બોલ્યો: 'બાપા! કાલ તમારો બે ઘડી ખપ પડ્યો છે!'

'મારો? કેમ, એવું શું છે?'

'આ વાત ઈમ છે કે આપણી કેશીની લખા-ણપટી હવે કાલ કરી નાખવી છે. કજિયાનું મોં કાળું!'




કેશી એને બીજે ઘેરથી પણ છોકરો લઈ ભાગી આવી હતી, ને સામાવાળાને નોટિસ આપીને, પછી ભરણપોષણનો દાવો માંડ્યો હતો. એમાં હુકમનામું થયું હતું.

સામી વળી અપીલ થઈ હતી. એ પાછી નીકળી ગઈ હતી. એમ કરતાં કરતાં બે-ત્રણ વરસે છેવટે ઘરમેળે ફારગતીની વાત નક્કી કરવા બન્ને કબૂલ થયા હતા. ત્યાં સુધીનો લાંબો ઇતિહાસ મારી જાણમાં હતો. કાલે એ પ્રમાણે કેશીનો વર ને સૌ આવવાના હતા એ પણ મને ખબર હતી.

એટલે મેં કહ્યું: 'સારું, ક્યારે, કાલે નવ વાગે આવવાનું છે?'

'હા, નવ વાગે. પણ આવજો, ચોક્કસ હો બાપા! તમ વના કામ નઈ થાય હો! ઈ છે બેંક લોંઠ હો! ને ઈને કાયદાનું બહુ જોર છે!'

'આમાં હવે કાયદાનું ક્યાં કામ છે? જ્યાં તમે બેય સમજીને સમાધાન કરો છો ત્યાં? આવીશ તો ખરો. પણ કેશીને પૂછ્યું?'

'એને તો પરથમ પૂછ્યું છે. એ ક્યાં ના પાડે એમ છે? એય હાથ જીભ કાઢી ગઈ છે!'

થોડીવાર પછી જસતો ગયો: પણ મારી નિંદર લેતો ગયો. રાત આખી મને નિંદર આવી નહિ. કેશીના જ વિચાર આવ્યા કર્યા.

કેટલી રમતિયાળ, કેવી હસમુખી, સ્વતંત્ર અને મુક્ત પંખી જેવી એ છોકરી હતી! અને તે આંહીં—જ્યાં બધે જ અંધિયાર પાણી હતાં ત્યાં!

એનો દોષમાં દોષ હોય તો એક જ. એનો ચહેરો ને દેહ બંને જાણે આખો દિવસ હસતાં જ હોય! જ્યારે જુઓ ત્યારે એની પાસેના વાતાવરણમાંથી પણ રમૂજ, ટીખળ, વિનોદ, આનંદ, મસ્તી, રમત-ગમત નીકળતાં જ હોય!

કોઈ કવિ હોય તો કલ્પના કરે કે મૃત્યુ પણ રડ્યા વિના આને ઉપાડશે શી રીતે? એટલો આનંદ તેની પાસે હતો. એને જસતાએ પરણાવી ત્યારે આખા ગામે કહ્યું હતું કે, 'અલ્યા! આ તેં રૂપરૂપની જળદેવીને ખારા સમુદ્રમાં વળાવી!'

અને થયું પણ તેમ જ. કેશીને છ-આઠ મહિનામાં પાછું ફરવું પડ્યું. પણ ગોપાળ ઘોળિયાએ તરત બીજે વેતરણ પાર ઉતારી.

એટલે જસતાએ એને બીજે ઠેકાણે બેસારી. એ સંસાર થોડો વખત ચાલ્યો પણ ખરો. એક છોકરો પણ કેશીને થયો. પણ માણસ એવો વહેમીલો નીકળ્યો કે એ સંસારનું વહાણ પણ તોફાને ચડી ગયું. એને લાગ્યું કે હવાની સાથે પણ આને દોસ્તી છે. એટલે એ જાપ્તો રાખવા માંડ્યો.

તો કેશી એના માથાની નીકળી. ઊભી ઊભી અમસ્તી હસતી હોય! પેલો નીકળે એટલે જાણે પોતાની વાત કળાઈ ગઈ હોય તેમ ગભરાય! પેલો હોંટબુટ કરે ત્યાં સુધી તો જવાબ ન દીએ. પછી પેલો રાતોપીળો થાય ત્યારે ખંટેરમાં ઊભેલો ગધેડો બતાવીને કે'શે: 'મૂઆ! હું તો આને હસતી હતી!' એના વરનું મોં જોવા જેવું થતું!

પણ એ ખિજાળને મૂકીને છેવટે કેશી ભાગી. અને પિયરમાં આવીને બેસી ગઈ. ત્યાર પછી તો કેસ વગેરે થઈ ગયા.

અને છેવટે હવે આવતી કાલે એ વાતનો ઘરમેળે નિકાલ થવાનો હતો. કેવો ભગ્ન સંસાર!

× × ×

બીજે દિવસે નવ વાગે હું જસતાને ત્યાં ગયો. ત્યાં ફળીમાં બે ખાટલા ઢાળ્યા હતા. ચાર-પાંચ માણસો ત્યાં બેઠાં હતાં. ગોપાળ ઘોળિયો પણ ત્યાં આવી ગયો હતો. કેશીનો વર પણ ત્યાં હતો. માથે સાફો બાંધીને એ ખાટલા ઉપર બેઠો હતો. એનો પીળો, સુક્કો, લાંબો, શૂન્ય ચહેરો હું જોઈ રહ્યો.





જેની સાથે અમસ્તું બેસતાં પણ થાક ચડી જાય એવો એ ચહેરો હતો. તેની સાથે આ હસમુખી છોકરીએ આટલા દિવસો શી રીતે ગાળ્યા હશે એ જ મારા મનને એક મોટો કોયડો થઈ પડ્યો. હું એની સામે જ જોઈ રહ્યો એ કોઈની સાથે બોલતો ન હતો.

હું પણ ત્યાં સૌ સાથે બેઠો. થોડીવારમાં પછી કલમ ખડિયો મુકાણાં. કાગળ નીકળ્યો. ગોપાળ ધોળિયો આગળ આવીને બેઠો. એને વાતમાં કાંઈક રસ હોય તેમ જણાયું. ત્યાં જસતાએ મને કાનમાં કહ્યું: 'આપણે તો ભરણપોષણની જ વાત કરી હતી, મનખો દેહ છે, વહેલી મોડી મનની મૂંઝવણ ટળે તો, પાછો સંસાર બંધાઈ જાય તો બંધાય! પણ એમને વાત ચમડી દમડીની થઈ. એટલે હવે ભલે ફારગતી કરી દ્યે, બીજું શું!'

એટલામાં જસતાને મારી સાથે વાત કરતો જોઈને ગોપાળ ધોળિયો આગળ સર્યો: તે ધીમેથી બોલ્યો:

'ઘર ને વર બેય મારા ખીસામાં છે, જસના ભાઈ! ને કેવાં? ટંચન જેવાં! હું તો કહું છું હવે તો કરી જ નાખો! કાં બાપા? આમાં કાંઈ રેણુ હાલે છે? આ તો હૈયાં!'

'હવે તો કરવા બેઠા જ છીએ નાં? પણ કેશીનું મન માનવું જોઈ નાં?' જસતો બોલ્યો.

'એને શું છે વળી?'

મને નવાઈ લાગી. એટલામાં અંદરના બારણા-માંથી કોઈનો હાથ મને બોલાવતો હોય તેમ લાગ્યું.

ભ્રમ હશે એમ માનીને હું તો પાછો ધોળિયા સાથે વાતોએ વળગતો હતો ત્યાં જસતો જ બોલ્યો: 'કેશી તમને બોલાવતી લાગે છે બાપા! એને સમજા-વજો. જઈ આવો તો.'

શું સમજાવવાનું એ હું કાંઈ સમજ્યો નહિ. હું ઊઠ્યો. ઘરમાં જવા માટે ઓશરી ઉપર પગ મૂકું છું ત્યાં ગોપાળ ધોળિયો મારી પાછળ આવ્યો. મારા કાનમાં કહ્યું: 'જુઓ બાપા! છોકરી છે રાંગી. પણ જસતાને માથે દોઢસોનું નામું તો આપણે ત્યાં છે ટટા જેવો છોકરો પાસે રાખવાનું કરશે તો વાત વળે ચડી જાશે! એને તો હજી જોઈએ એટલાં છોકરાં આવશે! આ છોકરામાં શું સોનું નાખ્યું છે? કેશીને સમજાવજો.'

હું ગોપાળ સામે જોઈ રહ્યો. એને આ દોઢસોનો સ્વાર્થ હતો એ સમજાઈ ગયું. ફારગતી સામાવાળા લખી આપે તો નુકશાનીના પૈસા દઈ જાય. એટલે તરત ગોપાળના હાથમાં પૈસા આવી જાય. પણ છોકરાની શી વાત એ કહી રહ્યો હતો તે તરત કાંઈ સમજાયું નહિ.

હું ઘરમાં ગયો. ત્યાં કેશી એકલી ઊભી હતી. એની પાસે ઘોડિયામાં એનો છોકરો સૂતો હતો. કેશીના ચહેરા ઉપર ઉગ્ર મથામણ દેખાતી હતી. પણ તે શાંત હતી. છતાં તેણે મને જોયો, અને એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. એના ધરતે મારા ઉપર પ્રેમ હતો.

'બાપા!' કેશી બોલી: એનો અવાજ ધ્રૂજતો લાગ્યો: 'હું આને છોડવાની નથી હો..જેને જી કરવું હોય ઈ ભલે કરી લ્યે!' કેશીએ ઘોડિયાની પાસે આડે ઊભા રહેતાં મને કહ્યું. એની આખમાં એ શબ્દો બોલતાં ગજબની દૃઢતા વસી ગયેલી મેં જોઈ.

હું તેની સામે જોઈ રહ્યો. તેના રમતિયાળ, વિનોદી, હાસ્યના ફુવારા સમા ચહેરા ઉપર આજે મેં જોયું તે કાંઈક જુદું જ હતું. એ ઘોડિયાની આડે એવી રીતે ઊભી રહી ગઈ હતી કે જાણે એમ માનતી હોય કે, કોઈક એનું છોકરું ઉપાડી લેવા આવવાનું છે, ને એને ત્યાં દેહ અર્પણ કરવો પડે તો તે કરીને પણ છોકરાને જાળવવાનો છે!

હું તો આભો બની ગયો. એ વખતે મને એ પોતાના બચ્ચા આડે ઊભેલી સિંહણ જેવી લાગી.

ગોપાળ ધોળિયાની વાત હવે સમજાઈ ગઈ.



કેશીનું મન અતિ દૃઢ હતું. એ છોકરાને છોડવા માગતી ન હતી.

'મેં આ તમને કહ્યું ઈ, બાપા! બીજું કાંઈ નહિ. મને એક વાતનો પે'લો ફેંસલો પાડો.'

પછી તે વધારે દૃઢતાથી બોલી:

'આ છોકરો કોનો?' તેણે સૂતેલા બાળક ઉપર એક દૃષ્ટિ કરી ને મારી સામે જોયું, 'પહેલાં મને એ સમજાવો. પછી તમે લખાપટી કરો. આ છોકરો કોનો?'

'છોકરો તો બાપનો જ હોય નાં? આખી દુનિયા એ જાણે, કોરટ પણ એમ જ કહે, છોકરો એના બાપનો!'

'એના બાપનો?'

'હાસ્તો!'

'ના ના, છોકરો તો મારો છે.' કેશી બોલી: 'એને મોટો હું કરીશ!'

'મોટો તું કરજે ભલે, પણ મોટો થયા પછી પણ, તારે એને સોંપવો પડશે! હમણાં તું રાખ!'

કેશીના ચહેરા ઉપર એક પ્રકારની શોકછાયા વળતી જણાઈ.

એટલામાં મારા નામની બહારથી બૂમ પડી. હું પણ પગ ઉપાડતો હતો: ત્યાં તો કેશીએ અચાનક જ છોકરાને ઘોડિયામાંથી ઊપાડીને પોતાની છાતી સરસો લઈ લીધો હતો: તે અત્યંત દૃઢતાથી ગૂંજતા અવાજે બોલી: 'તમારે ભાઈડાઓને જે કરવું હોય ઈ કરજો. પણ આ છોકરાને મારી છાતીએથી છોડાવનારો મારું મડદું દેખશે આને હું નથી છોડવાની તે નથી જ છોડવાની!'

'પણ તો તારે ધણી સાથે રહેવું પડશે. કાં છોકરો દેવો પડશે નહિ તો પેલા સાથે જવું પડશે!' મેં આંગળીની નિશાની કરીને બહાર બેઠેલા એના વરને બતાવતાં કહ્યું: 'પેલા સાથે? છો તૈયાર?'

'હા, હા, તયાર છું!' કેશી બોલી: 'ઈ બાયલાનો રોટો પીસોને એને ત્યાં રહીશ—અને એને ટપલામાં દઈને રોટલો લઈશ. પણ મારા આ આધારને હું નહિ છોડું તે નહિ જ છોડું. તમે જઈને એને સંભળાવી દ્યો!...જાવ!'

હું બહાર આવ્યો. ત્યાં તો કેશી પણ મારી પાછળ જ આવી રહી હતી. એણે છોકરાને છાતી સરસો એવી રીતે ચાંપી રાખ્યો હતો, કે જાણે એને કોઈ ઊપાડી જવાના હોય! પછી એના પેલા સાફાવાળા ધણીની પાસે જઈને એ ઊભી રહી ગઈ.

એ ત્યાં ઊભી રહી ગઈ અને એટલામાં આછકલી લાજમાંથી આવતું એનું વેણ સાંભળતાં અમે સ્તબ્ધ થઈ ગયા: લખાણ લખાણને ઠેકાણે રહી ગયું. કેશી એના ધણીને કહી રહી હતી: 'ઘૂડની ઘોડે બેઠા છો શું? મોઢા આગળ થાવ! હાલો, હું તમારી વાંહોવાંહ હાલી આવું છું!'

*

## સ્વાર્થી

સારા અમે જગતલોક ગણ્યા હતા એ
જણાયું આજે કે,—જગ સકળ સ્વાર્થે ભૂલવતું
સ્વપ્નો સૌ અમારાં: અમે સહુ મળી સેવેલ આજ સુધી,
એને વિશ્વે ગણી સ્વપ્ન પણ ઉલચોનાં એમ ઊડાડી દીધાં!

પ્રવાલ

# સ્વપ્ન

હષિદા પંડિત

> 'સાહેલી મારા સપનામાં'—એ લોકગીત ગાતી ભોળી બાળાથી માંડીને મોટમોટા ફિલસૂફોની ચર્ચાને આકર્ષતું સ્વપ્ન કોણે નહિ માણ્યું હોય? સ્વપ્નનો એ લહાવો આપણે લૂંટી શકીએ એ પહેલાં એનું મનોવિશ્લેષણાત્મક મૂલ્ય જાણવું પણ એટલું જ જરૂરી નથી?

મનસશાસ્ત્રીઓ એવું દઢપણે માનતા આવ્યા છે કે માનવી ઊંઘમાં સ્વપ્નો જુએ જ છે. આ માન્યતાનો વિરોધ કરનારાઓ જોરશોરથી કહે છે કે સ્વપ્નો બધાને આવે જ એવો કાંઈ નિયમ હોઈ શકે નહિ. વિરોધીઓના આવા પ્રચારને મનોવિશ્લેષણશાસ્ત્ર (Psycho analysis)ના નિષ્ણાતો અર્થ વગરનો ગણે છે. મનોવિશ્લેષણશાસ્ત્રના નિષ્ણાતો એવું સૂચવે છે કે દરેક માણસને સ્વપ્નાં તો આવે છે પણ તેમાંનાં બધાં યાદ રહેતાં નથી

જૂના જમાનામાં ગ્રીક લોકો એમ માનતા કે સ્વપ્નોની પાછળ કાંઈક રહસ્ય છૂપાયેલું હોય છે, તેથી તે લોકો દર્દીઓને સ્વપ્ન વિષે પૂછીને દવા દારૂ આપતા. પણ મધ્યયુગમાં સ્વપ્નો જાણીને દર્દીની સેવા કરી શકાય એવી માન્યતા સાવ ભૂલાઈ ગઈ. એ જ માન્યતાને ફરીથી પ્રચલિત બનાવીને એને સિદ્ધાંત તરીકે સ્વીકારનાર બે જણ—એક ડૉ. બ્રૂયર અને બીજા ડૉ. ફ્રૉઈડ. સ્વપ્નોનું પણ મહત્ત્વ છે એવું સત્ય સ્થાપિત કરવામાં ડૉ. ફ્રૉઈડને મુશીબત તો નડી. પણ આજે તો સ્વપ્નને એટલી બધી અગત્ય આપવામાં આવે છે કે વ્યક્તિના માનસિક રોગોનું નિદાન પણ એના ઉપરથી કરવામાં આવે છે. માણસના અંતરતમને ખુલ્લું પાડનાર તરીકે સ્વપ્નને જ ઓળખવામાં આવે છે.

હવે આ સ્વપ્નનું ઉદ્દભવસ્થાન શું છે એ જોઈએ.

ડૉ. ફ્રૉઈડ એવું માને છે કે માણસને બે મન હોય છે. એક જ્ઞાત (conscious) મન અને બીજું અજ્ઞાત (Unconcious) મન. આજે સભ્યતાના યુગમાં માનવી એની ઘણી ઇચ્છાઓને દબાવીને કૃત્રિમ જીવન જીવે છે આથી આ દબાયેલી ઇચ્છા દિવસભર માનવીને હેરાન નથી કરતી. ને અજ્ઞાતમનમાં છાનીમાની પડી રહે છે. રાત્રે જ્યારે જ્ઞાત મન ચેતન વિહોણું બને છે ત્યારે અજ્ઞાતમનમાં છૂપાયેલી વાસનાઓ સ્વપ્નરૂપે બહાર આવે છે ને માનવી—સાચા માનવી—ને પ્રકટ કરે છે. આ જ હકીકતને વધુ સ્પષ્ટપણે સમજાવવા માટે ડૉ. ફ્રૉઈડ એક ત્રણ માળ વાળા મકાનનો દાખલો નોંધે છે. એ જણાવે છે કે મકાનના સૌથી ઉપરના માળે ખૂબ સભ્ય માણસો રહેતા હોય, વચલા માળે સાધારણ અને ભોયતળીએ બદમાશો વસતા હોય; ઉપરના બંને માળનાં માનવીઓ જ્યારે બહાર જાય ત્યારે એ સૌની ગેરહાજરીનો લાભ ઉઠાવીને નીચે રહેનારા લફંગાઓ જેવું વર્તન કરે એવું આ અજ્ઞાતમનમાં બેઠેલા વિચારો કરે છે ને સ્વપ્નમાં નવાનવા વેશો ધારણ કરીને એવી રીતે આવે કે જો આપણે સ્વપ્ન પ્રતીકો (Dream-Symbols) વિષે સાવ અજાણ હોઈએ તો આપણા વ્યક્તિત્વને ઓળખી શકીએ નહિ.

સ્વપ્નના અગત્ય વિષે ત્રણ વિચારો રજૂ કરવામાં આવે છે. (૧) સ્વપ્ન ઊંઘનું રક્ષણ કરવાનું કામ કરે છે, (૨) સ્વપ્નદશામાં એવો કાંઈ શકયતાભરેલો સુષુપ્ત દ્રવ્યકોષ નથી, પરંતુ એમાં સાંકેતિક ઊંડાણ રહેલું છે, ને (૩) અસંતોષાયેલી ઇચ્છા—ખાસ કરીને બાલ્યકાળની ઝંખનાની તૃપ્તિ સ્વપ્ન દ્વારા મળે છે. શારીરિક કારણોથી આકસ્મિક રીતે ઊભી થયેલી ચિત્રવિચિત્ર વસ્તુની ભૂતાવળ કરતાં કાંઈક વધુ અર્થ સ્વપ્નમાં છે એ નિશ્ચિત છે. એ હકીકત છે કે માનવી મનને પારખવાનું એક વૈજ્ઞાનિક સાધન એ સ્વપ્ન જ છે.

સ્વપ્નોમાં આપણી ઇચ્છાઓ, આપણે સેવેલી આશાઓ, ભયો, દલીલો બધાંનું પ્રતિબિમ્બ પડે છે. ફ્રૉઈડ જણાવે છે કે સ્વપ્નો એ આશાપૂર્તિ (Wish-




fulfilment) છે. સ્વપ્નમાં આપણે વ્યાસપીઠ પર જોતાં હોઈએ એવી રીતે નાટકો જોઈએ છીએ. એમાં આપણી આશાઓ નવા નવા વેશ સજીને આવે છે. કેટલીકવાર પ્રતીક રૂપે આવે છે. અને જાણે સ્વપ્નનું દૃશ્ય એક કલ્પનાચિત્ર જેવું બની રહે છે. સ્વપ્નમાં આપણે પાંચે જ્ઞાનેન્દ્રિયોના જીવંત અનુભવો અનુભવીએ છીએ; દા. ત. અવાજ સાંભળીએ છીએ, આંખોથી જોઈએ છીએ. સુગંધ ને સ્વાદનો અનુભવ પણ સ્વપ્નમાં નથી મળતો એમ કોણ કહેશે ?

સ્વપ્નોથી માનવીને રાહત મળે છે આપણે માત્ર ઊડવાની ઇચ્છા જ કરીને બેસી રહેતા નથી. સ્વપ્નમાં આપણને ઊડવાની તક મળી જાય છે. આમછતાં સ્વપ્નો તૃપ્તિ સિવાય બીજું ઘણું આપે છે એ હકીકત છે. આપણી ઇચ્છાઓના સાચા હેતુનું જ્ઞાન સ્વપ્નો પૂરું પાડે છે. જાગૃત અવસ્થા સભાન અવસ્થા કહેવાય છે. અને ઊંઘ દરમિયાનની અવસ્થા સુષુપ્ત અને સ્વપ્નાવસ્થા કહેવાય છે. આપણા મનમાં છૂપાયેલાં બધાં સારાંનરસાં તત્ત્વો વેશ પરિવર્તન કરી કરીને ઊંઘ દરમિયાન બહાર આવે છે,

સ્વપ્ન પાછળ કાંઈક મર્મ છૂપાયેલું છે. એવું નકારનારા વિદ્વાનો એવી દલીલ કરે છે કે માણસ પોતાને આવેલા સ્વપ્નનો સાચો અહેવાલ જ રજૂ કરે છે એની શી ખાત્રી ? એક ભિખારી એવું સ્વપ્ન જુએ કે પોતે મોટો શહેનશાહ બન્યો પણ એ તો સ્વપ્નમાં ને ? વળી ઘણાંખરાં સ્વપ્નાં તો યાદ જ રહેતાં નથી તો વળી કેટલાંક સ્વપ્નાંના તો થોડાક જ ભાગ યાદ રહે છે. ફ્રૉઈડની એક સ્ત્રી દર્દીએ નીચે પ્રમાણે પોતાના સ્વપ્નનો હાલ રજૂ કર્યો:—

'કોઈ બાળકે જાણે મને હેરાન કરવાની, મનોવૃત્તિ સેવી હોય એવું મને લાગ્યું અને જાણે કે મને પૂલ પરથી ધક્કો મારીને પાડી નાખવામાં આવી.' આવાં અનિશ્ચિત સ્વપ્નાંનો કાંઈ અર્થ હોતો નથી ને મનોવિશ્લેષક એને અર્થ વગરનાં કે માત્ર સ્વપ્ન તરીકે ગણે છે; કારણ કે વાસ્તવિક જીવન સાથે આવાં અસંબંદ્ધ સ્વપ્નાંને કાંઈ લેવાદેવા હોતી નથી. સ્વપ્ન જોનાર દરેક મનુષ્યને ખબર હશે કે ઊંઘમાંથી ઊઠયા પછી આખો દિવસ પોતે જોયેલા સ્વપ્નની કેવી ગાઢી અસર તેના મન પર રહે છે.

કેટલીક ઐતિહાસિક વ્યક્તિઓની ભવિષ્યની યોજનાઓ સ્વપ્ન ઊપર નિર્ભર રહેતી એવું પણ જાણવામાં આવ્યું છે. ફ્રૉઈડ તેના Introductory Lectures on Psychoanalysis નામના પુસ્તકમાં સિકંદરનો દાખલો નોંધે છે. એને એવી ટેવ હતી કે પોતાને જે સ્વપ્ન આવે તે સ્વપ્નનો અર્થ સમજાવનારા પાસે રજૂ કરતો. જો આ દુભાષિયાઓ એ શુકનિયાળ છે એમ જણાવે તો જ એને પોતાની જીત વિષે શ્રદ્ધા જન્મતી ને આગળ ધપ્યે જતો; નહીં તો તે પીછેહઠ સુદ્ધાં કરવા તત્પર રહેતો. કહેવાય છે કે ટાયર શહેરને ઘેરો ઘાલ્યો તે રાત્રે તેણે વિજયના આનંદમાં નાચતા તારાને સ્વપ્નમાં જોયેલો; દુભાષિયાઓએ તેને સમજાવ્યું કે તેનું સ્વપ્નું જીતનું સૂચક છે. એટલે તેણે હૂમલો શરૂ કરી દીધો. એટલે લગભગ ૩૦૦૦ વર્ષ પહેલાં પણ સ્વપ્નને ભવિષ્યની આગાહી તરીકે ઓળખાવવામાં આવતું હતું. મધ્યયુગમાં સ્વપ્નો નિરર્થક કેવી રીતે મનાવા લાગ્યાં એ વિષે કાંઈ માહિતી મળતી નથી. ઘણા દાક્તરો આજે પણ સ્વપ્નને માત્ર શારીરિક પ્રવૃત્તિ માને છે. ૧૮૭૬ માં ડૉ. બીંઝે સ્વપ્નને શારીરિક પ્રક્રિયા તરીકે ઓળખાવેલું. ડૉ. મોરીએ વળી એવું સૂચવેલું કે સમધારણ (normal) મનુષ્યને સ્વપ્નાં નથી આવતાં; પરંતુ આજે આ બધી ઇષ્ટિકલ્પનાઓ (Hypothesis) સાચી નથી મનાતી.

સ્વપ્નમાંથી મર્મ શોધીને રજૂ કરવાની ક્રિયાને સ્વપ્નવિવરણ (Dream-interpretation) તરીકે ઓળખવામાં આવે છે. વુન્ટ, જોડલ અને બીજા આધુનિક ફિલસૂફોએ સ્વપ્નને જાગૃત અવસ્થાના વિચારોનું અતિબિમ્બ ગણીને વખોડી કાઢ્યું છે. તે લોકો માને છે કે સ્વપ્નોમાં સાહચર્ય (Associ





ation) નથી હોતું. સ્વપ્ન વિષે સરળ ભાષામાં લખાયેલું એક જ પુસ્તક મળે છે અને એ પણ નોર્વેજીયન લેખક જે. મૉર્લાએ લખ્યું છે. એમાં સ્વપ્નના ઊંડાણો વિષે સંશોધન કરવામાં આવ્યું છે. આજે પણ એ પુસ્તકમાં આલેખાયેલાં મંતવ્યો પર વિશ્વાસ રાખીને સ્વપ્નનિર્ણાતો સંશોધન આદરે છે.

બધાં જ સ્વપ્નોનું એક સામાન્ય લક્ષણ એ હોય છે કે સ્વપ્ન વખતે આપણે ઊંઘતા હોઈએ છીએ. સુષુપ્ત અવસ્થા વખતે મનની એક જુદી જિંદગી હોય છે. એ જિંદગીનું સામ્ય આપણા જાગૃત જીવન સાથે કોઈવાર હોય છે ને કોઈવાર નથી પણ હોતું એવું એરિસ્ટોટલે વર્ણવ્યું છે. ઊંઘ અને સ્વપ્નને ગાઢ સંબંધ છે એ તો સર્વસ્વીકાર્ય વસ્તુ છે. આપણે ઘણીવાર સ્વપ્ન દ્વારા જાગી જઈએ છીએ. આથી સ્વપ્નાવસ્થા એ ઊંઘ અને જાગૃતાવસ્થાને જોડતી સાંકળ પણ ગણાય છે.

સ્વપ્ન વિષે એક બીજી પ્રચલિત માન્યતા એ છે કે જાગૃતાવસ્થામાં અનુભવેલું હોય એવું ચાક્ષુસી કલ્પનાચિત્ર (Visual Image) સ્વપ્નમાં આવે છે. સ્વપ્નનું વર્ણન કરવાની ક્રિયા આથી જ સ્વપ્ન જોનારને અઘરી પડે છે. જે આંખોથી અનુભવ્યું છે એને શબ્દોમાં શી રીતે સહેલાઈથી બંધાય ? સ્વપ્નદર્શી કહેશે કે 'હું ચીતરી શકું પણ શબ્દોમાં રજૂ ન કરી શકું.'

કેટલાંક સ્વપ્નો બહુ લાંબાં હોય છે, કેટલાંક ટૂંકાં. કેટલાંક સ્વપ્નાંમાં રીતસરનો અનુભવ અનુભવતા હોઈએ તેવું લાગે, જ્યારે કેટલાંક સ્વપ્નાં ઝાંખાં, પડછાયા સમાં ને અસ્પષ્ટ ભાસે. એક જ સ્વપ્નમાં પણ થોડુંક સ્પષ્ટ ને થોડુંક અસ્પષ્ટ જોવા મળે. સ્વપ્નાં અસંગત જ હોય એવું દરેક જગ્યાએ નથી હોતું. કેટલાંક સ્વપ્નાં અર્થયુક્ત તો કેટલાંક વિચિત્ર હોય છે. કોઈક કોઈક સ્વપ્નાં આપણને રડાવી નાખે છે. ઘણાંખરાં સ્વપ્નાં જાગતાવેંત ભૂલાઈ જાય છે ને ઘણાખરાં દિવસભર યાદ રહે છે. બાળકોને આવતાં બધાં સ્વપ્નાં તેમને યાદ રહે છે. સ્વપ્નો પણ માણસોની જેમ એકાદ વાર દેખાયા પછી અદૃશ્ય થાય છે. અથવા કેટલીકવાર એવું બને છે કે એકનું એક સ્વપ્નું હંમેશ પણ આવે. દિવસે અનુભવેલ હોય એવી હકીકતો પણ સ્વપ્નમાં આવે. પરીક્ષાર્થી રાત્રે ઇતિહાસ વાંચીને સૂતો હોય તો એનાં વર્ણનો પણ સ્વપ્નમાં સમાઈ જાય ખરાં. આમ સ્વપ્નો સંસ્મરણોને લીધે પણ આવે ખરાં. કેટલીક વ્યક્તિઓને ભયંકર સ્વપ્નાં આવતાં ઊંઘમાં ખલેલ પહોંચે છે ત્યારે સ્વપ્નું પોતાના કાર્યમાં અફળ ગયું એમ કહેવાય છે. પણ ફ્રૉઈડ બધાં જ સ્વપ્નાંમાં જાતીય વાસનાનું પ્રતિબિમ્બ નિહાળે છે. એ માને છે કે દબાયેલી જાતીય ઇચ્છા વેશપલટા સાથે સ્વપ્નમાં દેખા દે છે. એને ફ્રૉઈડ Dream-work કહે છે. કેટલાંક સ્વપ્નાંમાં આપણા વિચારોને ખૂબ ટૂંકું સ્વરૂપ મળે છે એને Condensation કહે છે. તેમાં કેટલાંક સ્પષ્ટ તત્ત્વો તો દેખાતાં જ નથી. માત્ર થોડાં તત્ત્વોને જ સ્વપ્નમાં ભાગ લેવા મળે છે. સ્પષ્ટ અંશોને તેમના સામાન્ય લક્ષણને લીધે એક સમગ્રમાં મેળવી લેવામાં આવે છે. દા. ત. અમુક વ્યક્તિ अ જેવી દેખાતી હોય પણ તેણે ब જેવાં કપડાં પહેર્યાં હોય. કેટલાંક સ્વપ્નોમાં સ્થાનપરિવર્તન અનુભવાય છે; સ્વપ્નને પરદેશી દેખાવ મળે છે ને કેન્દ્રસ્થાન બદલાય છે. ફ્રૉઈડ બતાવે છે કે સ્થાનપરિવર્તન, સંક્ષિપ્તકરણ (condensation) અને નાટકીકરણનાં તત્ત્વો પ્રત્યાગામી (Regressive) છે; કારણકે આધુનિક ભાષાની અમૂર્ત પરિભાષામાં ઇચ્છાની રજૂઆત કરવાને બદલે ભાષાના જૂના સ્વરૂપમાં ઇચ્છાઓનું ભાષાંતર કરવામાં આવે છે. સ્વપ્ન વધુ સંગત અને અર્થવાળું બને એવી પ્રક્રિયાને ભવ્યીકરણ (Elaboration) કહેવામાં આવે છે. આ યંત્રણાના પરિણામે એ સ્વપ્નની નોંધ જાગૃત થયા પછી લેવામાં આવે તો વિચિત્ર લાગે છે. કારણકે આ પ્રવૃતિ મુખ્યત્વે પૂર્વજ્ઞાતમન (Pre-conscious mind)માં




થાય છે અને અહમ્ (Ego) ના તાર્કિક લક્ષણને કાંઈક છૂટ છાટ આપવામાં આવી હોય એવું સ્વરૂપ તે ધારણ કરે છે.

સ્વપ્નના ઉકેલ માટે મુક્ત સાહચર્ય (Free association)ની પદ્ધતિ અખત્યાર કરવામાં આવે છે. નોંધાયેલા સ્વપ્નની દરેક વિગતનું અર્થસૂચન શું છે એનું સ્પષ્ટ દર્શન અને દિશાસૂચન થાય માટે આ મુક્ત સાહચર્ય પદ્ધતિ અગત્યની છે. આથી દબાયેલી ઇચ્છા કે જે સ્વપ્નનું કેન્દ્રસ્થાન છે તે ખુલ્લી પડે છે. સ્વપ્નનું કાર્ય ખલેલ પામેલી ઇચ્છાની રજૂઆત કરવાનું નથી; પણ એવી ઇચ્છાની કલ્પનાત્મક તૃપ્તિ પલટાયેલા સ્વરૂપમાં રજૂ કરવાનું છે. બીજા શબ્દોમાં પ્રેરણાઓના દબાણથી જે આંતરિક ઉત્તેજના (Stimulus) થાય છે તે સંતોષની શોધમાં હોય છે. સ્વપ્ન આમ સમાધાન શોધતું (compromise formation) બની જાય છે; આથી એને જ્ઞાનતંતુની વિકૃતિના (Neurotic) ચિહ્ન તરીકે ઓળખાવવામાં આવે છે. સ્વપ્નથી આપણા 'અહમ્'ને તૃપ્તિ મળે છે. આપણે ઊંઘીએ છીએ છતાં ય કોઈ ઇચ્છા સંતોષી લઈએ છીએ અને એ જ વખતે નિદ્રા ચાલુ રાખીએ છીએ. કેટલાક માનવીઓ માને છે કે તેમનાં સ્વપ્નો હંમેશ આવતી કાલના બનાવોનું સૂચન કરે છે. આનાથી એવું અનુમાન થાય છે કે સ્વપ્ન સફળ રીતે કાર્ય કરે છે. દરેક સ્વપ્નમાં ઇચ્છાનું પ્રકટીકરણ થાય છે. ફ્રૉઈડની શાખામાં ન માનનારા માનસશાસ્ત્રીઓ સ્વપ્ન વિષે ફ્રૉઇડના સિદ્ધાંતો સ્વીકારે છે. તેઓ માને છે કે ચાલુ બનાવોનું પ્રતિબિંબ સ્વપ્નમાં પડે છે. ફ્રૉઇડ કહે છે કે: It is easy to see that hunger, thirst or the need to excrete can produce dreams of of satisfaction, just as well as any repreessed sexual or egoistic impulse. દા. ત. કેટલાંક સ્વપ્નોથી રાહત મળે છે. જેને ઊંઘની ઇચ્છા થઈ હોય તેને એવું સ્વપ્નું આવે કે પોતાની ઊંઘ પૂરી થઈ એટલે તે સ્ફૂર્તિપૂર્વક જાગે છે.

ફ્રૉઈડના મત પ્રમાણે બધાં જ સ્વપ્નો જાતીય વાસનાની તૃપ્તિ સાથે જ એક યા બીજી રીતે સંકળાયેલાં હોય છે. એટલે એ અમુક પ્રતીકો સૂચવે છે કે જો સ્વપ્નમાં લાકડી, છત્રી, પેન્સીલ થાંભલા, ઝાડ વગેરે દેખાય તો તે પુરુષની જનનેન્દ્રિયનાં પ્રતીક છે. એવી જ રીતે ખાડા, ગુફાઓ, બરણી કે શીશીઓ, અને પેટીઓ વગેરે સ્વપ્નમાં આવે તો એ સ્ત્રીની જનનેન્દ્રિયનાં પ્રતીક છે. સફરજન વગેરે ફળો એ સ્તનનું સૂચન કરનારાં પ્રતીકો છે. સ્વપ્નમાં જંગલી પશુનું દર્શન એ જાતીય વિકારથી સળગતી વ્યક્તિની છાયા છે.

જન્મનું સૂચન, ઘર બંધાવવાની ક્રિયા અને પાણીના દર્શનથી થાય છે. મૃત્યુનું સૂચન ટ્રેઈન દ્વારા મુસાફરી વડે કરવામાં આવે છે. કપડાં અને ગણવેશ એ નગ્નતાનાં સૂચક છે. આવાં બધાં પ્રતીકો ફ્રૉઈડે સ્વીકારેલાં છે. પણ જુંગ તેનો સખત વિરોધ કરે છે. તે માને છે કે સ્વપ્ન એ વર્તમાન ને ભવિષ્યની આગાહી કરનારાં છે. ચિંતન અને આંતર નિરીક્ષણની ક્રિયાનું સાતત્ય એટલે સ્વપ્ન એમ જુંગનું કહેવું છે. સ્વપ્ન વિષે જુંગ એમ કહે છે કે એ પરલક્ષી અને સ્વલક્ષી હોય છે. અંગત અજ્ઞાતમાંથી ઉદ્ભવતાં સ્વપ્નાં, સ્મૃતિઓ, વાસ્તવિક ઘટનાઓ, સાચા મનુષ્યો અને વ્યક્તિના સામાન્ય અનુભવોનાં હોય છે. સ્વપ્ન જોનારના સાહચર્યો પ્રમાણે આ બધાં સ્વપ્નોની સમજુતી પરલક્ષી રીતે પણ આપી શકાય. બીજી બાજુએ પ્રજાકીય અજ્ઞાતમાંથી આવતાં સ્વપ્નોની સમજુતી આત્મલક્ષી રીતે આપી શકાય કારણ કે તેમાં સ્વપ્નદ્રષ્ટાનાં લક્ષણો ને વલણો વિશેષ સંબંધ ધરાવે છે.

આમ સ્વપ્નોની દુનિયા જીવિત દુનિયાથી નિરાળી હોવા છતાં જીવિત દુનિયા સાથે ગાઢ રીતે સંકળાયેલી છે એ હકીકત કોઈ નકારી શકતું નથી.

# વૈરાગીનો ત્યાગ

પી૦ જયંત

સંસારનો એ શાશ્વત પ્રણયત્રિકોણ હરેક યુગમાં માનવ અનુભવશે, એમાં હોમાશે અને એમાંથી જ પ્રેરણા પીશે. દ્વેષ અને ઈર્ષાને બદલે પ્રેમ અને ત્યાગથી ભરપૂર એવા જ એક પ્રણયત્રિકોણની આ નવી રજૂઆત આ વાર્તાને પોતાની અનોખી રીતે દીપાવે છે.

અમે પાંચ-૭ વરસ પહેલાં બન્ને સાથે રહેતા હતા ત્યારે કોઈ દિવસ સિદ્ધાર્થની આજની આ વિચિત્રતાનો તો મને ખ્યાલ જ નહોતો આવ્યો. બરોબર મારા લગ્ન વખતે જ એ બીજે ગામ ગયો. પણ એ જઈને આમ સાવ મારાથી અજ્ઞાત રહેશે એમ તો મેં ક્યાંથી કલ્પ્યું હોય? જે ગામ જવાનો હતો એનું નામ પણ મને ત્યાં જઈને જણાવવાનું કહેલું એટલે એની જે થોડીઘણી ખાસિયતો હું જાણતો હતો એમાંની એક મેં આ પણ કલ્પી લીધી.

પણ એના ખબર હું ન મેળવી શક્યો તે ન જ મેળવી શક્યો. અમારા અભ્યાસકાળની જીગરજાન મિત્ર-જોડલી અભ્યાસ પછી પણ ચારેક વરસ જોડાયેલી રહી ત્યારે બીજાં બધાં પણ અમારી દોસ્તી માટે માન ધરાવતાં થયાં. પણ પછીના એના અજ્ઞાતવાસના પાંચ વરસમાં મારે કેટલાં બધાંને બનાવટભર્યા જવાબો આપવા પડ્યા છે!

એણે પહેલો ધડાકો બરોબર મારા લગ્નને દિવસે કર્યો. સગાં-સ્વજનો અને બહોળા મિત્રમંડળની જેમાં અચૂક હાજરી હોય એવા પ્રસંગે આજસુધી જીગરજાન દોસ્ત તરીકે જાહેર થયેલો સિદ્ધાર્થ જ કેમ નથી એ બધાંની ચર્ચાનો વિષય થઈ પડેલો. હું પણ છેક છેલ્લી ઘડી સુધી એ વિષે જ વિચાર કરી રહ્યો હતો. પણ સિદ્ધાર્થ ન તો લગ્ન પ્રસંગે આવ્યો કે ન લગ્ન પછી પણ ક્યાંય દેખાયો. પાંચ-પાંચ વરસની મારી તપાસ પણ આખરે એળે જ ગઈ. એ તપાસ પણ હું કયે મોંએ કરું! અમારા ઓળખીતાંમાંથી કોઈને એ વિષે હું પૂછી ન શકતો. ઘણીવાર એવું પૂછવાનું મન થતું. પણ અમારી દોસ્તી વિષેની એથી કેવી શંકા-કુશંકાઓ થઈ પડશે એના ખ્યાલે હું ચૂપ થઈ જતો,

સિદ્ધાર્થની દોસ્તી ભૂલવી હોય તો પણ મારાથી ન ભુલાય એવી હતી. એકડે એકથી તે છેક કૉલેજ કાળના છેલ્લા વરસ સુધી અમે બે એકસાથે જ ભણેલા. અમારો બેયનો જીવ પણ એવો જ મળી ગયેલો. એની સાથેની મારી એ અતૂટ દોસ્તીને લીધે જ હું કૉલેજકાળની સુંવાળપભરી આળપંપાળો અને લાગણીવેડાની ખોટી વેવલાશથી અલીપ્ત રહેલો. તે છેક ત્યાં સુધી કે મારાં લગ્ન થયાં ત્યારે પણ મને સ્ત્રી-સહવાસની ભૂખ જ નહોતી જાગી! સિદ્ધાર્થની સોબતને લીધે એ માર્ગે હું ભૂલેચૂકે પણ ચડી નહોતો ગયો. સારે જ તો લગ્ન વખતે જ્યારે કન્યાની પસંદગીનું કહેણ બા-બાપુજીએ મોકલ્યું ત્યારે એક સાવ સાદી સમજવાળો જેમ હા પાડી દે એમ હું યુનિવર્સિટીનો ઉપાધિધારી આમ હા પાડી બેઠો

---

બીજું બધું તો ઠીક પણ સ્વપ્ન દ્વારા ઊંઘવાની ક્રિયા વધુ સરળ અને મજાની બને છે એ હકીકત કોણ અવગણશે? આપણે એક રમ્ય સ્વપ્નું જોતા હોઈએ ને કોઈક આપણને ઉઠાડે તો જાણે બધી સંપત્તિ લૂંટાઈ ગઈ હોય એવો શોક આપણને થાય છે. અમુક સ્વપ્નું અધૂરું રહે તો આપણને નથી ગમતું એ હકીકત છે. ટૂંકમાં સ્વપ્ન એ કુદરતે માનવીને ભેદભાવ રાખ્યા વગર આપેલી બક્ષીસ છે. એ માણવાનો અધિકાર જેટલો પૈસાદારને છે એટલો જ ગરીબને છે. વાસ્તવિક દુનિયાની ઝંઝટમાંથી રાહત મેળવવા માટે સ્વપ્ન એ એક સુંદર સાધન છે એ કોણ નહીં કબુલે?

*

ત્યારે બા-બાપુજી પણ મારી આજ્ઞાંકિતતા ઉપર વારી ગયેલાં. કન્યાને મળવાની વાત તો બાજુ પર રહી, પણ જોવાની ઇચ્છા પણ મેં ન બતાવી અને બા-બાપુજી જે કરે એ મારા હિતનું જ હોય એમ મેં જણાવી દીધેલું.

મારી આ વાતથી સિદ્ધાર્થ તો અજાણ્યો શાનો હોય? એ દિવસે અમે નોકરી પરથી જરા મોડા ઘેર આવેલા. પણ મારા ખિસ્સામાં રહેલો બાપુજીનો કાગળ સિદ્ધાર્થ પાસે રજૂ કરવા તો હું ક્યારનો તલપાપડ થઈ રહ્યો હતો. હું ઘેર આવીને જેવો કપડાં ઉતારું છું ત્યાં જ એ પણ બારણામાં દાખલ થયો. રોજ ઉત્સાહિત દેખાતો સિદ્ધાર્થ આજે સાવ નંખાઈ ગયેલો જોતાં હું નવાઈ પામ્યો. પણ પછી થયું કે, કામ વધુ પડતું કર્યું હશે એટલે આમ હશે.

અમે બન્ને જમ્યા ત્યારે પણ એની વાચાળતા સાવ મૂંગી થઈ ગયેલી હું ન જોઈ શક્યો. મેં બાપુજીના કાગળનો પ્રસ્તાવ રજૂ કર્યો. એ એટલું જ બોલ્યોઃ

'હું બધું જાણું છું.'

'હેં!' મારાથી આહ નીકળી ગઈ: 'મેં તને કાગળ વાંચવા આપ્યો નથી તોય તું કેવી રીતે જાણી શક્યો?'

'એ કાંઈ જણાવી શકું એમ નથી.'

અમારા સહિયારા જીવનમાં પહેલી જ વાર સિદ્ધાર્થ પાસેથી મારે આવો જવાબ સાંભળવો પડ્યો. પણ એ બોલતી વેળાનો એનો—હૈયાસોંસરવો ઊતરી જનારો—પડી ગયેલો ચહેરો જોતાં હું વધુ ન પૂછી શક્યો. એ દિવસે બીજો એક અક્ષર પણ બોલ્યા વગર અમે જમીને એક-દોઢ માઈલ ફરવા ગયા. ફરી આવીને હું સૂવાની તૈયારી કરતો હતો ત્યારે એ ટેબલ પાસે જઈને ખુરસી ઉપર બેઠો. ટેબલ ઉપરની બત્તીનું બટન દાબ્યું. મને થયું કે એની કોઈ કોઈવારની આવતી પ્રેરણાઓ આજે પણ આવી લાગે છે.

ઘણીવાર એ મોડી રાત સુધી લખ્યા કરતો. કેટલાંક કાગળિયાંઓ ફેરવ્યા કરતો. મારાથી ફક્ત એ એટલું છાનું રાખતો : ટેબલનું જમણી બાજુનું કબાટ આખું એના કબજામાં હતું એ કબાટને એ ભૂલથી પણ તાળા વગર ન રાખતો. મેં એ ખોલવાનો કે એમાં શું છે એ પૂછવાનો ક્યારેય પ્રયત્ન નહોતો કર્યો એવી કોઈ ઇચ્છા જ મને નહોતી થઈ.

હું તો પથારીમાં પડ્યો. જરા ઠંડો પવન હતો એટલે મારે રજાઈ ઓઢવી પડી. મારી ઊંઘને એ પીછાનતો હતો એટલે એને એમ કે હું હમણાં જ સૂઈ જઈશ. પણ આજે મારી ઊંઘ પણ કંઈક નવી શોધ માટે આતુર બની બેઠી હતી. છતાં મેં ઊંઘવાનો ડોળ કરવા જેટલી સિદ્ધાર્થની ચોરી કરી.

થોડીવારે એ કબાટ ખોલવા નીચો નમ્યો ત્યારે મારી પથારી તરફ એણે એક નજર ફેરવી લીધી. કદાચ મારી ઊંઘ વિષે એને શંકા પણ ગઈ હોય! પણ જ્યારે મને ઓઢીને સૂતેલો જોયો ત્યારે કાંઈક નિરાંત અનુભવતો હોય એમ એણે કબાટ ખોલ્યો. અંદરથી એક નાનકડી પેટી બહાર કાઢીને દીવાના અજવાળામાં ટેબલ ઉપર મૂકી. મારી જિજ્ઞાસા વધી પડી. ઊંઘ તો સાવ અદશ્ય જ થઈ ગઈ હતી. દીવાના એ પૂર્ણ પ્રકાશમાં હું એ ટેબલ ઉપરનું બધું ખૂબ સ્પષ્ટતાથી જોઈ શકતો હતો. દીવા ઉપરના 'શેડ'ને લીધે હું સિદ્ધાર્થના મુખભાવ નહોતો જોઈ શકતો કે ટેબલ સિવાયની કોઈપણ જગ્યા ઉપર પ્રકાશ ન ફેંકાતાં કાંઈ સ્પષ્ટ ન દેખાતું. મારી પથારી પણ એ રીતે દીવાના તેજથી દૂર રહી હતી.

સિદ્ધાર્થે એ પેટી બહાર કાઢીને જેવી ઊઘાડી એવી આખા ઓરડામાં એવી તો મહેક ફેલાઈ ગઈ! હું વધુ વિસ્મિત થાઉં એ પહેલાં તો એ પેટીમાંથી એક પછી એક કાગળિયાં એ કાઢવા લાગ્યો. થોડીક છબીઓ જેવું પણ મને દેખાયું. આખી પેટી ખાલી કરીને પાછી કબાટમાં મૂકી દીધી. એમાંથી કાઢેલાં કાગળિયાં લઈને એણે એક પછી એક ફાડવા માંડ્યાં.





એકે એક કાગળની ઝીણી ઝીણી કરચ એ કરવા લાગ્યો. બધાં કાગળિયાં ફાડી રહ્યા પછી પેલી છબી ઓનો વારો આવ્યો. પણ એ ઘડીક થોભી ગયો. એક છબીને તો એણે છાતીસરસી ચાંપી, પછી છેક હોઠે અડાડી બુચકારો બોલાવીને ચુમી પણ કરી. આ પ્રકારની એની ઘેલછા જોઈને હું તો આભો જ બની ગયો.

પણ પછી તરત જ પેલાં કાગળિયાંની જેમ એ બધી છબીઓના પણ ટુકડે ટુકડા કરવા લાગી ગયો. એની સામે ઢગલો એક થયેલા ટુકડા સામે જોતો જોતો એ પેન લઈને પેડમાંથી એક કાગળ ફાડીને કશુંક લખવા બેઠો. માંડ એકાદ લીંટી જેટલું ઝડપી લખાણ લખ્યું હોય તો ! ટિકીટવાળું પરબીડિયું લઈને એમાં જેમ તેમ મૂકીને બંધ કરી દીધું. ઉપરથી ઝડપથી સરનામું પણ કરી દીધું અને કાગળ પહેરણના ખિસ્સામાં મૂક્યો. ખુરસી ઉપરથી ઊભા થઈને પાસેની ખીંટીએ ભેરવેલી થેલી ઉપાડી અને સાચ-વીને કાગળના એકે એક ટુકડા થેલીમાં ભરવા લાગ્યો. ઝીણી નજરે ટેબલ નીચે પણ જોઈ લીધું. જ્યારે એને ખાત્રી થઈ કે હવે એકેય ટુકડો નથી રહ્યો ત્યારે એ ધીમેથી બારણું ઊઘાડીને થેલી સાથે બહાર નીકળ્યો.

મારું કુતૂહલ વધુ સતેજ થયું. એ દાદરો ઊતર્યો કે તરત હું પથારીમાંથી ઊભો થયો. બારીએથી ડોકા-ઈને એ જે દિશામાં જતો હતો એ તરફ મારી નજર દોડાવી. ખૂબ ધીમાં ડગલાં ભરતો ભરતો એ થોડેક દૂર આવેલી ટપાલ-પેટી આગળ ઊભો રહ્યો અને ખીસામાંથી કાઢીને પેલો કાગળ એણે પેટીમાં નાખ્યો.

હું વિચારમાં પડ્યો કે અત્યારે રાતે તે કઈ ટપાલ નીકળવાની હતી? પણ મારી એ વિચારમાળા લંબાય નહિ તે પહેલાં એ પાછો આગળ વધ્યો એટલે હું એને જોવા લાગ્યો. થોડેક દૂર ચાલ્યો હશે ત્યાં તો સુધરાઈએ બનાવેલી એ મોટી કચરા પેટીની ઓરડીમાં છેક અંદર ગયો. અને બરાબર પેટીમાં જ એણે પેલી થેલી ઊંધી વાળી. થેલીને બરાબર ખંખેરીને એ બહાર નીકળીને ઘર તરફ આવતો લાગ્યો એટલે હું બારીએથી પાછો પથા-રીમાં સૂતો.

એટલાં જ ધીમાં ડગલે એ બારણું ઊઘાડીને અંદર આવ્યો. પહેરણ કાઢીને ટેબલનો દીવો બંધ કરી દીધો અને પોતાની પથારીમાં સૂતો. થોડી જ વારમાં એ ઘસઘસાટ નિરાંતની ઊંઘ લેતો પણ થઈ ગયો.

મારી અદમ્ય જિજ્ઞાસાને રોકતો હું બીજે દિવસે રોજની જેમ સ્વસ્થ થવા ગયો પણ ન થઈ શક્યો. સિદ્ધાર્થના ખ્યાલમાં એ આવી ગયું હોવું જોઈએ. પણ એનું વર્તન તો બીજા જ દિવસથી બદલાઈ ગયું. એ મારી સાથે બહુ વાતો કરવાનું પણ રોકતો લાગ્યો. એણે બીજે ગામ જવાની મને વાત કરી ત્યારે તો હું છક્ક થઈ ગયો. મને એમ કે એ જશે ત્યારે બધી વાત કરીને તો જશે જ.

*

સિદ્ધાર્થથી જુદા પડ્યાને આજે છઠ્ઠું વરસ બેઠું. એની ક્યાંયથી કશી ભાળ નથી મળી. મારા લગ્નના આગલા દિવસથી જ એ અલોપ થઈ ગયેલો. તે પછી નથી મારા ઉપર કશો કાગળ-પત્ર કે નથી કાંઈ સમાચાર. પહેલાં થોડા દિવસ તો એના વિના મને ક્યાંય ગમતું જ નહિ. પણ લગ્ન પછી ઈરા જ્યારથી મારા ઘરમાં આવી ત્યારથી મને સિદ્ધાર્થની ઊણપ ઈરાએ લાગવા નથી દીધી મેં ઈરાને સિદ્ધાર્થ વિષેની બધી વાતો કરી દીધી હતી. ખૂબ રસપૂર્વક એણે બધું સાંભળી લીધું. પણ ઈરાએ બીજી કશી ઈંતેજારી ન બતાવી એટલે ઈરા પાસે સિદ્ધાર્થ વિષે હું વધુ વાતો હવે નથી કરતો. ઈરાના સ્વભાવને હું પૂરો ઓળખી ન શક્યો હોઉં એ, પણ બનવાજોગ છે.

અમારાં લગ્નજીવનને પાંચ-પાંચ વરસનાં વહાણાં



વાઈ ગયાં. ઈરા આવ્યા છતાં મને સિદ્ધાર્થની મોબત ઘડીએ ને પડીએ સાંભરી આવે છે. ઈરા મારી સાથે ગમે તેટલી એકરૂપ થવા મથે તો પણ સિધ્ધાર્થ જેટલી મારી નજીક નથી જ આવી શકતી. હું પણ, કોણ જાણે, ઈરાના અંતઃસ્તલમાં ક્યારે ય પહોંચી નથી શકતો.

આદર્શ પતિ થવા માટે મેં ક્યારેય નથી તો પ્રયત્નો કર્યો કે નથી કશી તૈયારી કરી. મારામાં રહી ગયેલી એ ઊણપને લઈને પણ ઈરા મારામાં હમેશાં કંઈક ને કંઈક ખામી શોધ્યા જ કરતી. એ મારાથી કાયમ અસંતુષ્ટ રહ્યા કરી છે. હું એને સંતોષવા ઘણા પ્રયત્નો કરી ચૂક્યો. આજ ૭-૭ વરસથી હું એને સમજવામાં નિષ્ફળ નીવડ્યો છું.

સિદ્ધાર્થની જેમ ઈરા પણ કોઈ કોઈ વાર સાવ અન્યમનસ્ક થઈને બેસી રહે ત્યારે મને ખૂબ ચિંતા થતી. ઈરા કાંઈક કહેવા માગે છે પણ કહી નથી શકતી. એવી એની મુઝવણભરી હાલત હું ન જોઈ શકતો. એ એનો સમય ઘર કરતાં ય મંદિરોમાં વધુ ગાળતી. આખો દિવસ તો હું ઘેર હાજર ન હોઉં એટલે એ એકલતા ટાળવા મંદિરોમાં કે કથા-આખ્યાનોમાં જઈને બેસે એમાં મને કશો વાંધો નહોતો. પણ ધીમે ધીમે એની એ વર્તણુંક બદલાતી ચાલી. અને પછી તો હું નોકરીએથી ઘેર આવું ત્યારે પણ ઘણી વખત એ કથામાં ગઈ હોય કે દેવદર્શનેથી પાછી આવી ન હોય !

એને ખુશ રાખવા આ બધું હું જોયા કરતો. ઘેર પણ એણે નાનકડું દેવાલય બનાવી દીધું હતું. આખો વખત એ ધાર્મિક પુસ્તકો વાંચતી, પૂજા-પાઠમાં ધ્યાન પરોવતી અને ખૂબ ઉતાવળથી ઘરકામ આટોપી લેતી. મારી સાથે એ ફરવા જવાનું પણ ક્યારે ય પસંદ નહોતી કરતી. હું સામે ચાલીને કહું ત્યારે એ કોઈ ને કોઈ બહાનું હાજર કરી દેતી. એના એ જાજરમાન વ્યક્તિત્વ આગળ હું કાંઈ વધુ તડજોડ ન કરી શકતો. પણ એક વાત તો હું નક્કી કરી શક્યો હતો કે ઈરાના આ પ્રકારના વર્તન માટે એને લાગેલો કોઈ સખત આઘાત જવાબદાર હોવો જોઈએ. કારણ કે મારાં લગ્ન થવાનાં હતાં ત્યારે ઈરા વિષે મેં જે થોડીઘણી વખાણ-વાતો સાંભળી હતી એમાંનું કશું મેં લગ્ન પછી ઈરામાં ન જોયું. એક વાત મારા ખ્યાલ બહાર ન રહી : એનું જાજરમાન વ્યક્તિત્વ,—એ મારી પત્ની થઈ ત્યારે પણ એવું ને એવું એ સાચવી રાખી શકી. હું જાણે એનો પતિ તો શું પણ કોઈ ન હોઉં એવી રીતે ઘણીવાર એ મને ધુત્કારી કાઢી શકતી. ત્યારે મને પુરુષની પોતાની જ પત્ની આગળની પામરતા ખરેખરી સમજાતી.

એની ના ઉપરવટ હું એકેય ડગલું નહોતો ભરી શકતો, જ્યારે એ પોતાનું ધાર્યું મારી ના ઉપરવટ જઈને બધું કરી શકતી.

મારી અસહ્યતા બેકાબૂ બનવા લાગી. દિલોજાન દોસ્ત ગુમાવ્યાની કળ હજુ વળી નહોતી ત્યાં મારી સગી પત્ની તરફથી પણ આ પ્રકારનું વર્તન સાંખી લેવા જેવો સ્વભાવ હું કેળવી જ ન શક્યો.

ઈરા એની રોજની ક્રિયા-પ્રક્રિયામાંથી જરાય ઊંચી આવી શકી નથી એ આજે પણ હું સમજી શક્યો છું. મને સમજવા માટે એ ક્યારે ય કલ્પનામાં પણ વિચાર નહિ જ કરતી હોય એનો રહી રહીને પણ મને ખ્યાલ આવે છે અને હું મારી નબળાઈ ઉપર વધુ ને વધુ છેડાઈ પડું છું. પણ આ બધાનો કાંઈ ઈલાજ ખરો ?

—એક દિવસ એ ઈલાજ પણ મને જડી ગયો. મેં એને અમલમાં મૂકવા ઈરા પાસે આ વાતની રજૂઆત કરી. ઈરાએ એમાં કશો વાંધો ન લીધો.

અમે સાથે રહીને પણ ભેગાં રહેવાનો આનંદ પામી નહોતાં શકતાં તો બન્ને પોતપોતાની રીતે રહીને વર્તી શકે એવો રસ્તો કાં ન લેવો ? અમે બન્નેએ અલગ રહેવાનો વિચાર કર્યો. ઈરા સાથે છૂટાછેડા





લેવા જેવી કલ્પના હું કેમ ન કરી શક્યો એ મને સમજાતું નથી. પણ એમાંના એક કારણને હું એ ગણું કે કોઈ પણ સ્ત્રીના દૈહિક ભોગ માટે મને સ્ત્રીની સોબતની જરૂરત લાગી જ નથી. એ માર્ગે જવાના વિચાર મારામાં જન્મ્યા જ નથી. ખુદ ઈરા સાથેનો પણ શરીરસંબંધ મેં વર્જ્ય ગણ્યો છે. મારી લગ્ન પાછળની શારીરિક ભૂખ સંતોષવાની ભાવના જ મેં કલ્પી નથી.

ઈરા જાતીય આકર્ષણથી કેટલીક દૂર રહી શકી છે એ હું ન કહી શકું, પણ જ્યારે બીજાની વાતો સાંભળુ છું ત્યારે મને ઈરા માટેનું માન ખૂબ વધારી દેવાનું મન થાય છે. ઈરા મારી પત્ની છે એટલે તો વિશેષ છેવટ ઈરા મને મારા વિચારો બદલાવવા ક્યારેય નથી પ્રેરતી એ વાતનો મને સંતોષ છે.

એટલે જ અમે જ્યારે જુદાં રહેતાં થયાં ત્યારે લોકો મનફાવતી વાતો કરવા લાગ્યા. ઈરાએ મંદિરના ભક્તોનાં આવાસમાં જ રહેવાનું પસંદ કર્યું. એ બે-પાંચ દિવસે આવીને મને મળી જતી, મારું અધૂરું રહેલું ઘરકામ પૂરું કરી જતી. હું કોઈકવાર મંદિરે જતો ત્યારે એની ઓરડીમાં ડોકિયું કરી આવતો; ઘણીવાર ઈરા એની સેવા-પૂજામાં એકધ્યાન થઈને બેઠી હોય તો હું એમ ને એમ પાછો ફરી જતો. એના માટેનું મારું માન વધતું જ ચાલ્યું. સિદ્ધાર્થ પાસેથી હું એટલું તો શીખેલો જ કે મારે કોઈને મારું દબાયેલું ન રાખતાં બને તેટલું સામાને અનુકૂળ થતાં શીખવું. અને એમાંથી જ હું વ્યક્તિ-પૂજાની મહત્તા મેળવી શક્યો. મારાથી કોઈક ગુણવત્તા-વાળું માનવ જોતાં જ હું એની આગળ નમી પડતો: શરીરથી નહિ તો મનથી તો ખરો જ. અને એમાં તરબોળ થઈને મેળવાય એટલું મેળવતો, શીખાય એટલું શીખતો. મારી આ જાતની વર્તણુંકને ઘણા નબળાઈ માનતા, ભીરુતા પણ માની લેતા અને ઘણાં વળી સાવ વિરુદ્ધ જઈને ઉદારતા જેવા રૂપાળા નામે પણ નવાજતા. હું એ બધાને કશું ન કહેતો અને બધું સાંભળી લેતો. પણ ઈરા અને હું જ્યારથી જુદાં રહેવા લાગ્યાં ત્યારથી મારે તો ઘણું ઘણું સાંભળવું પડેલું.

પણ એમાં એક દિવસ ઓચીતાનો સિદ્ધાર્થ મને ભેટી પડ્યો ત્યારે એની ખૂબ જ અનીચ્છા છતાં હું એને મારે ઘેર ઘસડી લાવ્યો. હું એને શી રીતે ઓળખી ગયો એ વાતની પણ એને નવાઈ લાગી. હું એક દિવસ નદીકાંઠે રોજની જેમ ફરતો હતો અને દૂરથી એક સાધુવેશી પુરુષ આવતો દીઠો. હું તો મારા ધ્યાનમાં જ લટાર મારતો હતો. ત્યાં એ ભગવી કંથાધારી લાંબો જટાવાળા અને દાઢી મૂછથી ભરાવદાર ચહેરાવાળા સાધુ તરફ મારી નજર પડી. અમારા બન્નેની એક નજર થતાં જ મારાથી સહસા બોલાઈ જવાયું: 'કોણ, સિદ્ધાર્થ?'

અને એ પણ એટલેથી જ પતાવવા માગતો હોય એમ 'હા' કહીને તરત ચાલતો થઈ ગયો ત્યારે મને ખરેખર ચટી ખાઈ ગઈ. હું તો લગભગ દોડતો એની પાછળ જઈને એનો હાથ પકડીને મારે ઘેર લઈ આવ્યો ત્યારે પડોશમાંથી કોઇક બોલી પણ ઊઠેલું: 'બાઈની જેમ ભાઈને પણ ગેરુ રંગ લાગ્યો છે ને શું!'

મેં તો એ આછું આછું જ સાંભળેલું. પણ અમે બારણું ઊઘાડીને ઘરમાં આવ્યા ત્યારે સિદ્ધાર્થે મને પૂછ્યું: 'કેમ એકલો જ છે?'

'આજનો નહિ: તું ગયો ત્યારનો!'

'કેમ અલ્યા, પરણ્યો 'તો ને?'

'પરણીને પણ એકલો જ ને!'

'સમજાયું નહિ!' સિદ્ધાર્થે વધુ વિસ્મિત થતાં કહ્યું.

મેં માંડીને વાત કરી. ઈરા વિષે જેમ જેમ હું વાત કરતો ગયો તેમ તેમ એના મુખભાવો બદલાતા ગયા. મારી વાતો પૂરી થઈ ત્યારે એણે નિરાંતનો એક દમ લીધો, હું પૂછું એ પહેલાં જ એણે વાતની શરૂઆત કરી:

'જો ત્યારે સુહાસ! સાંભળ, આજસુધી જે વાતને મેં તારાથી છૂપાવી રાખી છે એ કહું છું :

'સુહાસ, તારા લગ્નનો પ્રસ્તાવ રજૂ કરતો તારા બાપુજીનો કાગળ વાંચ્યા વગર જ મેં તને કહી દીધેલું કે હું એ બધું જાણું છું એ શી રીતે, એ ખબર છે? તે જ દિવસે મારા પર ઈરાનો કાગળ આવેલો. ઈરાનો અને મારો પ્રેમસંબંધ છ–છ વરસો સુધી ચાલ્યો આવેલો. મેં તને એ વિષે સાવ અંધારામાં રાખેલો. પણ જ્યારે ઈરા સાથે લગ્ન હું ન કરી શકવામાં અમારી એક જ્ઞાતિ ન હોવાનું જ મોટું કારણ આડું આવ્યું ત્યારે ન છૂટકે ઈરા એના કુટુંબની આબરૂ ખાતર તારી સાથે પરણવા તૈયાર થઈ. એ જાણતી જ હતી કે તું મારો દિલોજાન દોસ્ત છે. તારી સાથે એ સુખી થશે એની પણ મેં એને ખાત્રી આપેલી. તમારા બન્નેની વચ્ચે હું કોઈપણ પ્રકારે વિઘ્નસંતોષી ન બનું એટલે તારા લગ્નને આગલે જ દિવસે મેં અહીંથી જતા રહેવાનું નક્કી કરેલું.

'અહીંથી મારે ક્યાં જવું એના વિચારમાં ને વિચારમાં હું કશું નક્કી ન કરી શક્યો. પણ જ્યારે બીજો કોઈ માર્ગ ઈરા કે તારા માટે હિતકારી ન લાગ્યો ત્યારે મેં આ ભગવાં પસંદ કર્યાં. મારી વૈરાગ ભાવના તો તું જાણે જ છે. મેં ઈરાને પણ પહેલેથી એ જ માર્ગ ચીંધેલો. પણ એની એટલી હદ સુધી માનસિક તૈયારી નહોતી. પણ તેં મને અત્યારે છેલ્લાં પાંચ–છ વરસની વાતો કરી એ ઉપરથી તો લાગે છે કે એ મારા કરતાં પણ આગળ દોડી ગઈ છે. મેં ભગવાં પહેરીને જેટલી સાધના નથી કરી એથી વધુ એણે ભગવાં પહેર્યા વગર કરી દીધી છે, મેં ભગવાં દીપાવ્યાં હોત તો મારે આ તરફ આવવા જેટલું પણ મનમાં લાવવું નહોતું જોઈતું. અને આવીને પણ તારી ભાળ કાઢવાનો મારામાં વિચાર જાગેલો એ પણ નહોતો જાગવો જોઈતો.

'એટલે જ હું તારી સાથે ઘેર આવવાની આનાકાની કરી રહ્યો હતો. ઘેર આવું તો ઈરા મને જોઈ જશે. મને જોઈને મારા વિષે એ કેવા હલકા અભિપ્રાયો બાંધી લેશે એ જ પ્રશ્નો મને મુંઝવી રહ્યા હતા. પણ એ બધાથી હું મુક્ત રહ્યો છું જાણીને સંતોષ થાય છે. મારો વૈરાગ હજુ ખૂબ કાચો છે એ વાતનું દુઃખ પણ એટલું જ થાય છે. જેને માટે ભેખ લીધો છે એના પ્રત્યેની આવી ચિંતા એ જ વૈરાગ્યને માટે મોટામાં મોટી ખામી ગણાય. ચિંતવન પણ કરવું હોય તો એક અલખના રૂપમાં. બીજું કશું ન જોવાય, ન જણાય.'

હું તો આ બધું સાંભળીને આભો જ બની ગયો. સિદ્ધાર્થ કે ઈરા જેટલો ત્યાગી કે વૈરાગી હું નથી એ વાતનું પૂરેપૂરું ભાન મને છે. છતાં ઈરાના વૈરાગ પાછળનું મુખ્ય કારણ સિદ્ધાર્થ જ છે એ વાતની મને સિદ્ધાર્થે લગ્ન પહેલાં જ વાત કેમ ન કરી? તો હું ઈરા સાથે મારું થનારું લગ્ન તો છેવટ રોકી જ શક્યો હોત ને? પણ સિદ્ધાર્થને થયું હશે કે બીજે ક્યાંય જઈને દુઃખી થાય એના કરતાં આ સુહાસ સાથે રહે એમાં એને એક જાતનો સંતોષ દેખાયો હશે. આટલા વરસોનું ઈરાનું એ અણઉકલ્યું વર્તન આજે મને બરોબર સમજાઈ ગયું. મેં તો સિદ્ધાર્થ આગળ એ પ્રસ્તાવ પણ રજૂ કરી દીધો :

'ભાઈ, તને હરકત ન હોય તો આ ભગવાં ઊતારીને હજુ પણ ફરી સંસાર માંડી શકે છે. ઈરા તારી છે અને રહેશે. ઈરા સાથે મારાં લગ્ન થયાં છે એટલું જ. બાકી–ઈરા કુમારિકા જેટલી જ પવિત્ર છે. તમારાં બન્નેનાં એકમેકના પ્રેમ આગળ મારો ઈરાને તને સોંપવાનો ત્યાગ તો કશી વિસાતમાં નથી. તમે બન્ને સુખેથી સાથે રહી શકશો.'

'સુહાસ, તું તે ગાંડો થયો છે કે શું? મને તો ઈરા જેટલો જ તારા માટે પ્રેમ હતો. આજે પણ છે. પણ આજે હું વિશ્વના પ્રાણી માત્રમાં મારી ઈરા અને મારા સુહાસ જેટલો પ્રેમ રેડવા તત્પર





થયો છું ત્યારે તું મને એમાંથી ચળાવવા શા માટે આવે છે? તારે મને સાથ દેવો જોઈએ, એમાંથી ન ચળું એ માટે બધું કરી છૂટવું જોઈએ. તેં ઈરા માટે જે માર્ગ મોકળો કરી દીધો છે એ જ તારી મહત્તાને શિરટોચ લઈ જાય છે. તારી એ મહત્તાને લીધે જ મારા જેવા ભેખધારી પણ તારા ચરણ આગળ મસ્તક નમાવવા પ્રેરાય છે.'

એમ બોલતો જેવો સિદ્ધાર્થ મારા પગ પકડવા જાય ત્યાં જ બારણામાં ઈરા આવીને ઊભી ઊભી જ થંભી ગઈ. સિદ્ધાર્થને એ પહેલી નજરે જ પારખી ગઈ. સિદ્ધાર્થને મારા પગ પકડતો હું રોકું એ પહેલાં તો ઈરા આવીને સિદ્ધાર્થના પગ પકડીને એના ચરણોમાં ઢળી પડી. ઈરાની આંખોમાંથી નીકળતાં ઊનાં ઊનાં આંસુડે સિદ્ધાર્થના પગો ભીના થાય ન થાય ત્યાં તો સિદ્ધાર્થે ઈરાનો હાથ પકડીને એને ઊભી કરી. ઈરાનાં આંસુ લૂછતો અને એના પ્રેમને અભિનંદતો એ બોલ્યો :

'ઈરા, જેના ચરણોમાં લેટી પડવાનું મને પણ મન થાય છે એવો તો આ ઊભો તારો સુહાસ. તેં સંસારને દીપાવ્યો છે એના કરતાં પણ સુહાસે વધુ દીપાવ્યો છે. મેં વૈરાગ ધારણ કરીને આસક્તિ અને વ્યક્તિપ્રેમમાંથી મુક્તિ મેળવી છે પણ આ સુહાસે તો સંસારમાં રહીને જ ભવ્ય ત્યાગ કેળવ્યો છે; તને પાંચ-છ વરસમાં એનાં જરાય દર્શન ન થયાં? જો, એના ભવ્ય ચહેરા તરફ એકવાર તો ધારીને જો. ત્યાં જે મહત્તા અને ભવ્યતા છે એ તને આજલગી કેમ ન સમજાયાં?'

અને ઈરાએ પહેલી જ વાર મારા તરફ જે હાર્દિક મીટ માંડી એ હું જોઉં ન જોઉં એ પહેલાં જ એ આવીને મને વળગી પડી. મારી છાતીમાં એનું મોં છુપાવી દીધું. એનું એ મસ્તક ઊંચું કરીને હજુ હું કશું કહેવા જાઉં ત્યાં તો મારી નજર બારણા તરફ પડી અને સિદ્ધાર્થની પીઠ દેખાઈ. ઈરાના એ ભર્યાં ભર્યાં ડુસકાંનાં અવાજમાં દાદરા ઉપર પડતાં સિદ્ધાર્થનાં ધીમાં ડગલાંનો અવાજ હું ન સાંભળી શક્યો એ વાત ખરી પણ એ વૈરાગીના ત્યાગની, સંન્યસ્તને દીપાવનારી એની ભાવનાની મને દૂર દૂરથી ઝાંખી થવા લાગી.

ત્યાં જ રોતી રોતી ઈરા બોલી ઊઠી : 'મને માફ કરશો ને?'

જાણે એને ખબર પડી ન ગઈ હોય કે સિદ્ધાર્થે પોતાના વિષેની બધી વાત મને કહી દીધી છે!



# માનવ-રત્ન

માનવીને ઘસારા તો કસોટી સરખા બને,
ઘસાવું છે જરૂરી જો ઓપવું હોય રત્નને.

નટવરલાલ પટેલ



વસુબંધુ

## પ્રકરણ ૧૮ સું (ચાલુ)

### ગાંધી રાજકારણનું સાચું સ્વરૂપ

ધાર્મિક કારણો:—આપણે આગળ જોઈ ગયા તેમ ગાંધીધર્મની પ્રકૃતિ હિંદુ છે, પણ આકૃતિ ખ્રિસ્તી છે. હિંદુ પ્રકૃતિને કારણે એ ધર્મ હિંદુઓના હૃદય સુધી પહોંચી શક્યો, એની ખ્રિસ્તી આકૃતિને કારણે એ ધર્મ ખ્રિસ્તીઓની બુદ્ધિ સુધી પહોંચ્યો. એ ધર્મ સામે હિંદુઓએ ભક્તિભાવથી મસ્તક નમાવ્યું. ખ્રિસ્તીઓ આશ્ચર્યથી ચકિત થઈને જોઈ રહ્યાઃ મહાત્માજીના સ્મટ્સથી માઉન્ટબેટન સુધીના રાજપુરુષો સાથેના સંબંધો, યુદ્ધો અને સમાધાનોમાં એમના ખ્રિસ્તી આદર્શોએ એમને માટે ઘણી અનુકૂળતા કરી આપી. ઍન્ડ્રુઝ જેવા અનેક પાદરીઓએ ખ્રિસ્તી દેશોમાં મહાત્માજી માટે ભારે સહાનુભૂતિ ઊભી કરી. ગાંધીધર્મમાં ઇસ્લામના તત્ત્વો નબળાં હોવાને કારણે તેઓ મુસલમાનોને ખાસ પ્રભાવિત કરી શક્યા નહિ.

ગાંધીધર્મના આ વિચિત્ર ઘડતરને કારણે ગુલામ હિંદુઓને આત્મગૌરવ મળ્યું, માલિક અંગ્રેજોએ આત્મગ્લાનિ અનુભવી. અંગ્રેજોના હરીફ અમેરિકનોને અંગ્રેજોની મુંઝવણથી આનંદ થયો.

રાજકીય કારણો:—હિંદનો વહીવટ હિંદવાસીઓ કરે એ સિદ્ધાંત તો મૅકોલેના સમયથી અનેક ઉદાર અંગ્રેજ રાજકર્તાઓએ સ્વીકાર્યો જ હતો. પ્રશ્ન માત્ર એના અમલ સંબંધી હતો. અંગ્રેજો પોતાના સ્વાર્થ અને સગવડ મુજબ આપણને મોડામાં મોડું સ્વરાજ આપવા માગતા હતા. જ્યારે આપણે આપણા સ્વાર્થ અને સગવડ મુજબ વહેલામાં વહેલું સ્વરાજ લેવા માગતા હતા, અને એની બન્ને પક્ષો વચ્ચે તાણાતાણ ચાલી રહી હતી.

આવી પરિસ્થતિમાં પહેલું વિશ્વયુદ્ધ આવ્યું, એની ભસ્મમાંથી રાષ્ટ્રસંઘનું સર્જન થયું. અને વિલ્સને નાનીમોટી સૌ પ્રજાઓ માટે આત્મ-નિર્ણયનો

> **ગાંધીવિજયનાં સાચાં કારણો પૈકીનું એક—સાંસ્કૃતિક—ગયા હપતામાં આવેલું એના અનુસંધાનમાં આગળ વધતો આ હપતો એ આખા ગાંધી રાજકારણનું સાચું સ્વરૂપ સમજવામાં વધુ મદદરૂપ બને છે.**

અધિકાર સ્વીકાર્યો. આ અધિકાર યુરોપની પ્રજાઓને માટે હસતે મોઢે અને એશિયાની પ્રજાઓ માટે કચવાતે દિલે સ્વીકારાયો. એટલે સ્વાભાવિક રીતે જ એશિયાના અનેક દેશોના પુનરુત્થાનની ચળવળો પેઠે હિંદની સ્વરાજની ચળવળ જગતના જાગ્રત લોકમતની વધુમાં વધુ સહાનુભૂતિ મેળવી શકી અધૂરામાં પૂરું યુદ્ધથી ત્રાસેલી યુરોપની પ્રજાઓના વિચારકોને મહાત્મા ગાંધીજીના સત્ય, અહિંસા, આત્મબળ, હૃદયપલટા અને સેવાના સિદ્ધાંતોમાં ભારે રસ અને વિશ્વાસ પેદા થયાં, એટલે રોમે રોલાં, પર્લબક, લૂઈ ફીશર, અને અનેક ખ્રિસ્તી પાદરીઓએ મહાત્માજીની મુક્તકંઠે ભારોભાર પ્રસંશા કરવા માંડી.

પહેલા વિશ્વયુદ્ધ પછી જગતમાં છવાયલા ઘોર અંધકારમાં માનવજાતના આશાસૂર્ય બે હતા. ગાંધી અને લેનિન.

સામાજિક કારણો:—મહાત્માજીને વધુમાં વધુ સક્રિય ટેકો આ દેશના મધ્યમવર્ગે આપ્યો છે. એ જ મધ્યમ વર્ગ હિંદના બ્રિટીશ સામ્રાજ્યની કરોડરજ્જુ હતો. એટલે એક નેહરુ, પટેલ, પંત, કૃપાલાની કે રૉય મહાત્માજીના પંથમાં ભળ્યા હોય તો એમના જ કોઈ ને કોઈ ભાઈ પિતરાઈ નેહરુ, પટેલ, પંત, કૃપાલાની કે રૉય સનંદી, પોલીસ ન્યાયખાતાના કે અમલદાર હોય, પરિણામે મારફાડ વિનાની ખુલ્લંખુલ્લા ચાલતી આ બ્રાહ્મણિયા ચળવળ તરફ એમની સ્વાભાવિક રીતે જ સહાનુભૂતિ રહે, એટલે સૌ પોતપોતાની મર્યાદામાં રહીને થઈ શકાય એટલા કૂંળા થતા.

ગુજરાતના એક મેજીસ્ટ્રેટ એમની પાસે આવ-

નાર દરેક સત્યાગ્રહીને 'અ' વર્ગમાં જ મોકલી આપતા. કોઈ પૂછે તો કહેતા કે મહાત્માજીના અનુયાયીઓને એ જ વર્ગ શોભે. તેઓ ઓછા જ ગુનેગારો છે? તેઓ તો દેશભકતો છે! આની આ સ્થિતિ નાનેથી મોટે સુધીના બધા નેતાઓ માટે હતી. આપણા એક પણ મોટા અને મહત્ત્વના રાજકીય નેતા ઉપર જેલમાં શારીરિક કે માનસિક ત્રાસ ગુજર્યો નથી. '૪૨ માં લડત જ્યારે હિંસક થઈ ત્યારે જયપ્રકાશ નારાયણને કંઈક સહન કરવું પડ્યું હતું પણ એ દાખલો અપવાદરૂપ ગણાય. મહાત્માજીએ લીંનલિથગો સાથેના પત્રવ્યવહારમાં પોતાની શારીરિક સુખ-સગવડો સારી રીતે સચવાય છે. એનો મહાત્માજીએ સ્વીકાર કર્યો હતો.

ચીનમાં જ્યારે કોમ્યુનિસ્ટ ક્રાંતિ થઈ ત્યારે ચાંગ કાઈ શેકના હાથમાં સપડાએલી માઓત્સે તુંગની પત્નીની કતલ કરવામાં આવી હતી. આપણે ત્યાં પંડિત જવાહરલાલ નેહરુ જ્યારે જેલમાં હોય અને શ્રીમતી કમલા નેહરુની તબીયત બગડે ત્યારે તેઓ સ્વીટ્ઝરલેન્ડ હવાફેર માટે જઈ શકતાં. એટલું જ નહિ. પણ સર તેજબહાદુર સપ્રુ જેવા મુરબ્બી વાઈસરૉય પાસે પહોંચી જતા. અને કહેતા કે 'સાહેબ, છોકરો એની કાચી ઉમ્મરને કારણે જરા ધાંધલીઓ છે. પણ એને આ પ્રસગે છોડવો ઘટે." વાઈસરૉય સામેથી પૂછે, "પણ એ અહીં ભાષણો કરીને લોકોને ઊશ્કેરશે એનું શું?"

એનો જવાબ મળતો : "એ ભાષણો નહિ કરે એની હું કાળજી રાખીશ. પણ મહેરબાની કરીને તમે એ શરત મૂકશો નહિ." પરિણામે પંડિતજીને બિનશરતી છૂટકારો મળતો. અને એ કમલા નેહરુની છેલ્લી મુલાકાત સુખેથી લઈ શકતા.

એ જ રીતે સરદાર પટેલને પણ એમના નાકના દર્દ માટે સરકારી ખર્ચે યૂરોપ મોકલવાની ઑફર થયેલી. જો કે એમણે એનો અસ્વીકાર કર્યો હતો. આ તો મોટે ભાગે આપણા અંદરોઅંદરના સંબંધોની વાત થઈ. પણ કલેકટરથી વાઈસરૉય સુધીના સંબંધોમાં ઘણા સંબંધો કૂંળા સબંધો હતા એ આપણે ભૂલવું જોઈએ નહિ.

સત્તા ઉપર આવનાર દરેક નવો અમલદાર પોતાનો પ્રભાવ પાડવા માટે પ્રજા પ્રત્યે કડક થાય પણ સત્તાસ્થાન છોડનારો અમલદાર હંમેશાં યશ સાથે જ પોતાની સુવાસ પાછળ મૂકીને જવા ઈચ્છે. બારડોલીનું સમાધાન અને ગાંધી-ઈરવીન કરાર એ બન્નેમાં મુંબાઈ અને દિલ્હીના હાકેમોની કારકિર્દીના નજીક આવતા અંતે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો.

આર્થિક કારણો:— મહાત્માજી પોતાના મોટા ભાગના કાર્યો અંતઃપ્રેરણાથી (intuition) કરતા અને એને એ "અંતરના અવાજ" ને નામે ઓળખાવતા. દરેક પ્રતિભાશાળી પુરુષ એ જ પ્રમાણે કરતો હોય છે. રવીન્દ્રનાથ ટાગોર જેવા કવિ એને પ્રેરણાને નામે ઓળખાવે તો મુસોલીની જેવો યોદ્ધો એને "લોહીના સાદ" ને નામે ઓળખાવે,

અનુકૂળ સમયે શરૂ કરેલી લડાઈ હમેશાં યારી આપે છે. હિંદુ રાજાઓ દશેરા પછી દિગ્વિજય શરૂ કરતા, જેથી દુશ્મન દેશના ખેડૂતોની તૈયાર ફસલ પોતાના હાથમાં આવે. નેપોલિયનની પણ આની આ જ યુક્તિ હતી.

કોઈ ગેબી અંતઃપ્રેરણાથી મહાત્માજીએ પોતાની દરેક મહત્ત્વની લડત આર્થિક આંધી કે મંદી વખતે શરૂ કરેલી છે. મંદી વખતે લોકોને આર્થિક અસંતોષ હોય છે. એમનાં મન મુંઝાએલાં હોય છે. અને જો યોગ્ય નેતાગીરી મળે તો આ આર્થિક અસંતોષને સહેલાઈથી રાજકીય અસંતોષમાં ફેરવી શકાય છે.

ઈ. સ. ૧૯૦૭-૮ માં એમની આફ્રિકાની સત્યાગ્રહની લડત વખતે વિશ્વવ્યાપી મંદી હતી. અને દુનિયાનો કોઈ દેશ એમાંથી મુકત નહોતો.

ઈ. સ. ૧૯૨૧ થી '૨૪ સુધીમાં યુદ્ધોત્તર મંદી આવી હતી. માલ વાપનારાઓની સહકારી મંડળીઓને તાળાં દેવાયાં હતાં. દેશમાં પરદેશી માલ ઠલવાયો



હતો. અને આ વિશ્વમંદીમાં હિંદ જેવા ખેતીપ્રધાન દેશોને વધુ ને વધુ માર પડ્યો હતો. બરાબર એ જ ટાણે મહાત્માજીએ અસહકારની લડત ઉપાડી હતી, અને એ લડતમાં પ્રજા થાકી એટલે ચૌરી ચૌરાના અત્યાચારોનું કારણ આગળ ધરીને મહાત્માજીએ પોતાની માયા સંકેલી લીધી હતી.

ઈ. સ. ૧૯૨૯ થી '૩૩ સુધીની વિશ્વમંદી માનવ ઇતિહાસમાં મોટામાં મોટી મંદી હતી. મહાત્માજીની સૌથી વધુ ફત્તેહમંદ મીઠાના સત્યાગ્રહની લડત બરાબર આ જ સમયે શરૂ થઈ હતી.

ઈ. સ. ૧૯૨૯ ના ડિસેમ્બરની ૩૧ મી તારીખે રાત્રે બાર વાગે લાહોર કૉંગ્રેસના અધિવેશને જવાહરલાલ નેહરુના પ્રમુખપદે પોતાનો પૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ કર્યો.

ઈ. સ. ૧૯૩૦ની ૨૬મી જાન્યુઆરીએ આખા દેશે પૂર્ણ સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞા લીધી. મહાત્માજીએ પોતાના ૧૧ મુદ્દા રજૂ કર્યા. અને ૧૨ મી માર્ચે પોતાના ૭૯ અડગવીરો સાથે દાંડી કૂચ શરૂ કરી. આ મીઠાના સત્યાગ્રહમાં એક લાખ ઉપરાંત માણસો જેલમાં ગયા. આમાં ઘણી મોટી સંખ્યામાં લોકો શુદ્ધ દેશભક્તિ અને આત્મભોગની ભાવનાથી જેલમાં ગયા હશે. એમાં ભાગ્યે જ કોઈ શંકા લાવી શકે. પણ સાથે સાથે આ લડતે કેટલા પ્રમાણમાં બેકારોને આકર્ષ્યા હશે એ નક્કી કરવું મુશ્કેલ છે.

ઈ. સ. ૧૯૪૨ ની લોકક્રાંતિનો વિચાર કરીએ તો '૪૨ના અંત સુધી અંગ્રેજોનું ભાવિ નિરાશામય હતું એટલે બજારમાં બધી ચીજ વસ્તુઓના ભાવ પડેલા રહ્યા હતા, તે જ વખતે ઑગસ્ટ મહિનામાં 'હિંદ છોડો'ની ચળવળ ચાલુ થઈ. '૪૩માં જર્મન સેનાપતિ રોમેલને અંગ્રેજો મારતા મારતા ઠેઠ બેન્ગાઝી સુધી લઈ ગયા આઝાદહિંદ ફોજની તાકાત તોડી નાખવામાં આવી. જાપાનની શક્તિ બ્રહ્મદેશમાં રૂંધવામાં આવી એટલે સ્વાભાવિક રીતે જ અંગ્રેજોની પ્રતિષ્ઠાનો અને સાથે સાથે બજારભાવોનો પારો ઊંચો ચઢતો ચાલ્યો. '૪૨ ની લોકક્રાંતિ નિષ્ફળ જવામાં પ્રજાની ક્ષીણવીર્યતા ઉપરાંત આર્થિક કારણોએ મોટો ભાગ ભજવ્યો છે. અંગ્રેજોએ મજૂરોને ભરપટે મોંઘવારીભથ્થું અપાવીને એમની હડતાલો તોડી નાખી, ઉત્પાદન ચાલુ રાખ્યું અને વધાર્યું. શ્રીમંતો સારે-ખોટે રસ્તે અઢળક નાણું કમાયા, અને અનેક મધ્યમવર્ગના માણસોએ જીવનભરની દેશસેવાથી કંટાળી જઈને કાળા બજારો મારફતે લક્ષ્મીની ઉપાસના શરૂ કરી. ધોધબંધ રેલાતી આ નવી લક્ષ્મીના ઝગઝગાટથી બહુ ઓછા સેવાધારીઓ અલિપ્ત રહી શક્યા અને કમને અલિપ્ત રહેલાઓમાંથી ઘણાં જેલમાં રહ્યા પસ્તાતા હતા કે આપણા મિત્રો કમાઈ ગયા અને આપણે રઝળી ગયા!

વ્યક્તિત્વનાં કારણો:—માર્ક્સે ઇતિહાસને જુદાજુદા વર્ગોના વિગ્રહ રૂપે જોયો છે. પણ એના કરતાં લ દાંતેક નામનો ફ્રેન્ચ લેખક સત્યની વધુ નજીક છે. એ કહે છે કે સમાજની ઇમારત સ્વાર્થના પાયા પર રચાયલી હોય છે. દરેક વ્યક્તિનું જીવન એ સમસ્ત વિશ્વ સામેની એક વ્યક્તિની લડત જ હોય છે.

હવે આમાં જોવાનું એટલું જ છે કે માણસ જેમ મોટો એમ એને દુનિયા સામે વિશેષ સખત લડાઈ આપવી પડે છે. માણસ જેમ જેમ ઊંચે ચઢે તેમ તેમ એના સહાયક તત્ત્વો પણ વધતા જાય છે. સાથે સાથે એને નીચે પછાડવા માગતા બળોનું પણ સંગઠન જામતું જાય છે.

આવી પરિસ્થિતિમાં માનવીના વિજયો અને પરાજયોનો આધાર એની આંતરિક, શારીરિક, અને માનસિક શક્તિઓના વિકાસ અને હ્રાસ ઉપર અવલંબે છે. નેપોલીઅનના એક જીવન ચરિત્રકારે, નેપોલીઅનના વ્યક્તિત્વના વિકાસ અને હ્રાસ સાથે એના યુદ્ધ અને શાંતિના જયપરાજયો સાથે કેટલો ઘનિષ્ઠ સંબંધ છે એ સ્પષ્ટ રીતે બતાવી આપ્યું છે. મહાત્માજીના જીવનનો ઝીણવટથી અભ્યાસ કરતાં મને આનું આ સત્ય બહુ જ સ્પષ્ટ રીતે જડી આવ્યું છે.





આગળ આપણે જોઈ ગયા તેમ મહાત્માજીની ૫૦ વર્ષની ઉંમરે ગાંધીધર્મ પરિપૂર્ણતાએ પહોંચે છે. ત્યાર પછી એમનો જે ધાર્મિક વિકાસ થયો છે તે જૂને ચીલે અને નાની મોટી વિગતોમાં છે. મૂળ સિદ્ધાંતોમાં નથી.

મહાત્માજીએ જ્યારે અસહકારની લડત ચાલુ કરી ત્યારે તેઓ દક્ષિણ આફ્રિકા, ચંપારણ અમદાવાદ અને ખેડાના વિજયી યોદ્ધા તરીકે આખા હિંદુસ્તાનની નજરે ચઢી ચૂક્યા હતા, એમની મહત્તાની આજુબાજુ અનેક દંતકથાઓ રચાઈને લોકજીભે ચઢી ચૂકી હતી. આ પ્રકારની લડત મોટા પાયા પર શરૂ કરવાનો કેવળ મહાસભાને જ નહિ, પણ આપણી પ્રજાને પણ પહેલો અનુભવ હતો. છતાંય મહાત્માજીને લોકોએ ઘણો સારો સાથ આપ્યો. ૧૯૨૧ની સાલમાં ૨૦,૦૦૦ સ્ત્રી-પુરુષો જેલમાં ગયાં. ઈ. સ. ૧૯૨૨ માં જેલ ભરતીનો આંકડો ૩૦,૦૦૦ ઉપર પહોંચ્યો. મહાત્માજીના જીવનનો આ સૌથી મોટી સિદ્ધિ હતી. જો કે હજી એથીયે મોટી સિદ્ધિ ભાવિના ગર્ભમાં છૂપાયેલી હતી.

અસહકારની ચળવળ પડી ભાંગી મહાત્માજીની લોકપ્રિયતામાં ભારે ઓટ આવી. જેલમાં એમને એપેન્ડીસાઈટીસ થયું. અને એમને બિનશરતે છૂટકારો મળ્યો.

અસહકારયુગથી દાંડીકૂચ સુધીના મહાત્માજીના આઠ વરસ લગભગ અંધારામાં ગયાં. વચમાં નાગપુર સત્યાગ્રહ અને બારડોલી સત્યાગ્રહ વખતે ઠીક ઠીક પ્રમાણમાં લોક-જાગૃતિ આવી, પણ આખરે એ સ્થાનિક પ્રશ્નો હોવાથી એ જાગૃતિ દેશવ્યાપી નહોતી.

ઇ. સ. ૧૯૩૦માં મીઠાનો સત્યાગ્રહ શરૂ થયો. અને પ્રજાએ એને અણધારેલો ટેકો આપ્યો. મહાત્માજીની દાંડીકુચ, ધરાસણાનો લાઠીમાર વગેરે સમાચારો આંતરરાષ્ટ્રિય પત્રકારત્વના વિષયો બની ગયા. મહાત્માજીની બધી લડતોમાં આ લડત સૌથી વિશેષ ફત્તેહમંદ હતી.

ઘણા ગાંધીભક્તો દાંડીકૂચને જગતના ઇતિહાસના સૌથી ભવ્ય પ્રસંગ તરીકે ઓળખાવે છે. હું એમ નથી માનતો. પણ દાંડીકૂચ એ મહાત્માજીના જીવનનો સૌથી વધુ ભવ્ય પ્રસંગ હતો, એમ મને અવશ્ય લાગે છે. એમના મૃત્યુમાં ભવ્યતા છે. પણ સાથે સાથે પાર વિનાની કરુણતા પણ છે. જ્યારે દાંડીકુચમાં એમ નથી. મહત્તા, સાફલ્ય અને માંગલ્યમાંથી ઉદ્‌ભવતી નરી ભવ્યતા જ છે. એ કુચમાં એક પ્રજાનો હૃદય સમ્રાટ કરોડોને પોતાની મરજી મુજબ નચાવતો નચાવતો સ્વતંત્રતાના ધ્યેય તરફ લઈ જાય છે. અને એક ગુલામ પ્રજા મુક્ત થયાં પહેલાં જ મુક્તિની ખુલ્લી હવા અનુભવે છે.

દાંડીકૂચ વખતે મહાત્માજીની ઉમ્મર ૬૦ વર્ષની હતી. એમની શારીરિક અને માનસિક શક્તિઓ પૂરેપૂરી કાર્યક્ષમ હતી. તેઓ તેમની લાગવગ અને લોકપ્રિયતાના શિખર ઉપર બેઠા હતા. કૉંગ્રેસનું વિરાટ તંત્ર એમની પ્રચંડ ઇચ્છાશક્તિના સંપૂર્ણ કાબૂ હેઠળ હતું. એમના પહેલીથી છેલ્લી પંક્તિ સુધીના સઘળા અનુયાયીઓમાં એમની નેતાગીરીના પ્રશ્ન પરત્વે સંપૂર્ણ એકમતી હતી એમના આદેશને માન આપીને એક લાખ ઉપરાંત સ્ત્રી-પુરુષો જેલમાં ગયાં હતાં. અને બીજા લાખ્ખોએ ઓછુંવત્તું સહન કર્યું હતું. સૌથી વધારે ધ્યાન ખેંચે એવી બિના એ છે કે, એમને આ અગાઉની અને એના પછીની કોઈપણ લડતમાં ન આપ્યો હોય એટલો મુસલમાનોએ સાથ આપ્યો છે, જેલોમાં જનાર એક લાખ ઉપરાંત સ્ત્રી-પુરુષોમાંથી ૧૨૦૦૦ તો મુસલમાનો હતા, અને તેઓએ આ કુરબાની રાષ્ટ્રના હિત માટે આપી હતી. ખિલાફતના તૂત માટે નહિ. આ લડતમાં પ્રજાની શક્તિથી અકળાઈને છેવટે લૉર્ડ ઇરવીન સમાધાન ઇચ્છે છે. ગાંધી-ઇરવીન કરાર થાય છે. સ્મટસ પછી પહેલી જ વાર મોટા પાયા પરની લડતમાં અંગ્રેજ હાકેમ સાથે માનભરેલું સમાધાન થાય છે. મહાત્માજી હિંદના એકમાત્ર પ્રતિનીધિ તરીકે ગોળમેજી પરિષદમાં જાય

છે, અને ત્યાં લંગોટીભેર બકીંગહામ પેલેસમાં ખાણું લઈને અંગ્રેજ પ્રજાને હિંદની ગરીબીનો પરિચય કરાવે છે.

ત્યારપછી ઈ. સ. ૧૯૩૨ માં ફરી પાછો સત્યાગ્રહ મંડાય છે, એમાં ૯૦,૦૦૦ વ્યક્તિઓ જેલમાં જાય છે. જેલમાં સપ્ટેમ્બરની ૨૦મી એ મહાત્માજી કોમી ચુકાદા સામે આમરણાંત ઉપવાસ શરૂ કરે છે અને સપ્ટેમ્બરની ૨૬મીએ ગાંધી–આંબેડકર કરાર થાય છે. આ બધા સમય દરમ્યાન રાષ્ટ્રિય અને આંતરરાષ્ટ્રિ સંયોગો એમને માટે ખૂબ અનુકૂળ હોય છે.

આ બે–અઢી વર્ષનો ગાળો એવો છે કે બાહ્ય પરિસ્થિતિ ઉપર એમનો સંપૂર્ણ કાબૂ હોય છે. રાજા–પ્રજા બન્ને એમનાથી સરખી રીતે પ્રભાવિત થયાં છે. જગતમાં ચોમેર એમની બોલબાલા હોય છે. ઘરઆંગણે પ્રજાના જુદા જુદા અને પરસ્પર વિરોધી વર્ગો, સ્ત્રીઓ અને પુરુષો, હિંદુઓ અને મુસલમાનો, સવર્ણો અને હરિજનો, સનાતનીઓ અને સુધારકો, જમીનદારો અને ખેડૂતો, મીલમાલિકો અને મજૂરો, હિંદવાસીઓ અને અંગ્રેજો, ભદ્રલોકો અને આમ જનતા એ બધા ઉપર એમનાં વધુમાં વધુ પ્રભાવ અને લાગવગ હોય છે.

પણ આ સુખી સ્થિતિ લાંબો વખત પહોંચતી નથી. મહાત્માજીની શારીરિક અને માનસિક શક્તિઓનો હ્રાસ શરૂ થાય છે અને પરિણામે એમના પગ હેઠળથી ધરતી સરવા માંડે છે અને પછીના વીસ વર્ષમાં હિંદવાસીઓના સ્વભાવમાં રહેલી અંતર્ગત અશક્તિઓ અને વિકૃતિઓ એકે એક સપાટીએ આવીને મહાત્માનું કર્યું કારવ્યું ધૂળધાણી કરી નાખે છે.

સૌથી પહેલો મતભેદ ગાંધીસંઘ અને ગાંધીસેના વચ્ચે પડે છે. મહાત્માજીને મન હિંદનું રાજકારણ એમના ઈશ્વિરપ્રાપ્તિના માર્ગમાં એક સોપાન માત્ર હતું જ્યારે બીજી બાજુ કૉંગ્રેસના રાજપુરુષોને મન ગાંધીધર્મ એ હિંદની શ્રદ્ધાળુ આમ જનતાના સંગઠનનું એક કેવળ સાધન હતું. નિઃશસ્ત્ર પ્રજા અસહકાર, સત્યાગ્રહ અને ઉપવાસ સિવાય બીજું કરેય શું ? આંધળુ દળે કે ગાય ?

ઈ. સ. ૧૯૩૪ માં કૉંગ્રેસે પોતાના ઠરાવમાં પોતાના સ્વાતંત્ર્યપ્રાપ્તિના સાધનોમાં, "સાચા અને અહિંસક" ને બદલે "શાંતિમય અને કાયદેસર" એ શબ્દો મૂક્યા, શબ્દોનો ફેરફાર સાફસાફ રીતે ધર્મના વર્ચસ્વમાંથી રાજકારણને મુક્ત કરતો હતો. મહાત્માજી જેવા ધાર્મિક પુરુષો માટે આ પરિસ્થિતિ અસહ્ય હતી. એમણે કૉંગ્રેસમાંથી રાજીનામુ આપ્યું. રાજીનામુ આપવાનું બીજું એક કારણ એવું હતું કે પંડિત નેહરુ એમની આગળ અવારનવાર ફરિયાદ કરતા કે તમારા વિરાટ વ્યક્તિત્વના વણછાને લઈને અમારા બધાના વ્યક્તિત્વનો વિકાસ રૂંધાય છે. રાજીનામુ આપ્યા પછી એમના અવસાન સુધી મહાત્માજી કૉંગ્રેસના શિરછત્ર રૂપે રહ્યા પણ ગાંધીધર્મ અને ગાંધીરાજકારણ વચ્ચેની ખાઈ દિનપ્રતિદિન વધુ ને વધુ ઊંડી થતી ચાલી.

ઈ. સ ૧૯૩૭ માં કૉંગ્રેસે પ્રધાનપણાં લીધાં પણ સાતેય પ્રાંતના પ્રધાનો ઉપર કાબૂ સરદાર વલ્લભભાઈનો રહ્યો. ત્યારથી અને ત્યાર પછીના દશકામાં કૉંગ્રેસની સુક્ષ્મ સંપત્તિની વહેંચણી નીચે મુજબ થઈ. મહાત્માજીને ભાગ સેવા આવી, જવાહરને ભાગ શોભા ગઈ અને સરદારના નસીબમાં સત્તા રહી.

ઈ. સ ૧૯૪૦માં સરકારને એ વિશ્વયુદ્ધમાં શરતી સહકાર આપવા માગતો પૂના ઠરાવ થયો. આ ઠરાવથી ફરી એકવાર સ્પષ્ટ થયું કે રાજાજી જેવા ગાંધીધર્મના ઊંડા અભ્યાસી પણ પ્રખર રાજનીતિજ્ઞને મન સત્ય અને અહિંસા જેના શ્વાસ અને પ્રાણ હતા એવો ગાંધીધર્મ માત્ર એક સગવડીયો ધર્મ હતો.

આ વખતે મહાત્માજીની સ્થિતિ ભારે મુંઝવણભરેલી હતી. પૂના ઠરાવે તેમને અતિશય આઘાત આપ્યો. એક અંતેવાસીને તેમણે કહેલું કે, "પૂના ઠરાવ એ એક ગંભીર રાજ્યકીય ભૂલ છે. આજસુધી અંગ્રેજો એમ જાણતા કે આપણે બધા એક છીએ"





આ ઠરાવથી આપણા અંદર અંદરના મતભેદો જગત આગળ ખુલ્લા થયા."

અંગ્રેજોએ પૂના ઠરાવને મચક આપી નહીં. લોકોમાં અંગ્રેજો પ્રત્યેનો દ્વેષ વધતો જતો હતો. કંઈક કરવું જોઈએ એવી ચોમેરથી માગણી થઈ રહી હતી. શું કરવું જોઈએ તેની કોઈને કશી સૂઝ પડતી ન હતી. જે કંઈ કરવાનું નક્કી થાય એને માટે જરૂરી આત્મભોગ આપવાની ખૂમો પાડનારી પ્રજામાં તૈયારી ન હતી. એક બાજુ પ્રજાની આત્મભોગની અશક્તિ, બીજી બાજુ તેનો એટલો જ અસંતોષ, ત્રીજી બાજુ કોંગ્રેસમાં પડેલી ફાટફૂટ, ચોથી બાજુ વિફરેલા, અરે દહાડે દહાડે વધુ ને વધુ ઉદ્દંડ થતા જતા મુસલમાનો, પાંચમી બાજુ એમને મળેલી શ્રી મહંમદઅલી ઝીણાની સમર્થ નેતાગીરી, છઠ્ઠી બાજુ ચર્ચિલની લોખંડી નેતાગીરી હેઠળ મરણિયા અને મજબૂત બનેલા કૃતનિશ્ચય અંગ્રેજો, સાતમી બાજુ કલાકે કલાકે પલટા લેતું જગતનું રાજકારણ. ભલભલાની બુદ્ધિ બહેર મારી જાય એવી આ ભયંકર અને વિષમ પરિસ્થિતિ હતી.

છેવટે મહાત્માજીની મુત્સદ્દીગીરીએ આ પરિસ્થિતિમાંથી પણ રસ્તો કાઢ્યો અને એમણે જેમનો ઉચ્ચ નૈતિક ભૂમિકા ઉપર યુદ્ધ સામે વિરોધ હોય એવા સાચા સત્યાગ્રહીઓને વ્યક્તિગત સત્યાગ્રહ કરવાની પરવાનગી આપી. અને એમાં પહેલા સત્યાગ્રહી તરીકે શ્રી. વિનોબા ભાવેની પસંદગી થઈ. ત્યારપછી ઈ. સ. ૧૯૪૧ માં ચાલેલા વ્યક્તિગત સત્યાગ્રહમાં ૨૫૦૦૦ સ્ત્રી–પુરુષો જેલમાં ગયાં અને સરકારે ૬૦૦,૦૦૦ રૂ. દંડ પેટે વસુલ કર્યા. એક દશકા પહેલાંની લડત કરતાં જેલ ભરતીમાં થયેલો આ મોટો ઘટાડો મહાત્માજીના પ્રજા પરથી ઘટતા જતા કાબૂનો સૂચક હતો.

[ વધુ આવતે અંકે ]

★

# રેંકડીનાં ખેંચનાર

રેંકડી ખેંચનારાં એ રેંકડી છોડીને ચાલ્યાં–
ચાલ્યાં એ હાંકતાં બન્ને : સ્ત્રી અને પુરુષ બે,
બન્નેને જાગવા કૂહેતું ત્રીજું, બાળક તેમનું
આઘેરું દોડતું આવે : ઉમ્મરે ત્રણ વર્ષનું :
ચૂસે છે છીલટાં—ફેંકે સહેલાણીઓ રસ્તે જતાં
ખાઈને કેરી–કેળાંનાં બધાં—વળગેલ ગર્ભને !
ભૂખ્યું એ બેઉ હાથેથી જોરથી ચૂસતું હતું.
ચૂસેલાંનેય ચૂસે છે : જેને ચૂસે સૌ જનો !

આખો દી રેંકડી તાણી થાકેલું જોડલું ચાલે,
કરે છે વાત હાસ્યોથી વીતેલાં વીતકો તણી.
વળી એકાદ ચોપડતાં ઉભયો ગાળ ઘડીકમાં
કરે કૈં ચેનચાળા ત્યાં, જોવા ઊભે જનો માર્ગે:
માર્ગોની સહેલગાહોયે વીસરી આ કૌતક નવું
જૂએ છે બે ઘડી ઊભી સંતોષી યુગલે થતું !

નાનેરું બાળકે દોડે દેખીને ગમ્મત બધી
કૂહેતું હોય : 'બાપો તો અન્નાડી છે સંહાયનો,
રહેતી માંય ક્યાં સીધી, ખેંચતી રેંકડી ત્યારે ?'
અને એ મૌન ઠપકે દોડે જ્યાં વચ બેઉની;
રહેતાં લજ્જિતો થૈ બે : ભાયડો, નિજ બાયડી !

આવે ત્યાં વેગ ત્રણેને પેટ–ભૂખથી છૂટવા.
ખેંચાયે એક ઘડવાને—અન્નપૂર્ણાશી—રોટલા,
ખવાડે દીકરાને ને એના જીવન જોડને.
ખાતાં એ આપતી મીઠો ઠપકો હળવેકથી :
'મારા રોયા, હવે તો કૈંક શરમા આ જણ્યા થકી !'
અને એવા ઉચ્ચારોથી ખવાતો એક રોટલો
વધુ જે ભાગ રાખેલો : પાછળ ખાય એ તણો !

જયન્ત પરમાર

# જીન રુસો

રમુ પંડિત

> સમગ્ર જનતામાં ક્રાંતિનાં મહાન પરિબળો આણવામાં નીડર અને મૌલિક વિચારસરણી ધરાવતો સાહિત્યકાર કેટલી હદ સુધી સફળ નીવડી શકે એનો જીવતો જાગતો દાખલો ફ્રાંસનો ઈતિહાસ પૂરો પાડે છે. ફ્રાંસની એ સફળ ક્રાંતિના પ્રેરક જીન રુસોનું આ આછું રેખાચિત્ર એની મહત્તાને વધારે નથી દીપાવતું ?

સાવ નગ્ન સ્વરૂપમાં પોતાના જીવનની સારી નરસી, ખાનગી ને જાહેર હકીકતો કહેનાર મહાન ફ્રેંચ ચિંતક રુસોની આત્મકથા 'The confessions' બસો બસો વર્ષનાં વહાણાં વાયાં છતાં સાહિત્યમાં એક અમર કૃતિ તરીકે ગણના પામી છે. એ કૃતિ લખનારૂં ફરજંદ ફ્રાન્સની ધરતીનાં ધાવણ ધાવ્યું હતું; પરંતુ ગણના પ્રાપ્ત કરતાં પહેલાં એને જીવનની કેટલીય લીલીસૂકીમાંથી પસાર થવું પડયું; આફતોનાં વાદળાં દૂર ઠેલવા માટે વણથાકયા ઝઝૂમવું પડયું; એ વાદળ એના જીવનમાંથી દૂર થયાં જ નહીં ને જ્યારે દૂર થયાં ત્યારે એ દુનિયા ત્યજી ગયો હતો. ઉમરાવશાહીના પગ નીચે કચડાયેલી આમપ્રજાને આ ધૂની ને ઘેલા સ્વપ્નદર્શીએ કાંઈક નવું જોમ આપ્યું, નવી તાકાત આપી ને નીતિનાં એવાં તો સુંદર મૂલ્યાંકનો શીખવ્યાં કે જે આજે ૨૦૦ વર્ષ પછી પણ એ રાષ્ટ્રની પ્રજા પૂરેપૂરાં પચાવી શકી નથી.

સ્વપ્નદષ્ટા જીન રુસોનું જીવન ચિત્રવિચિત્ર રંગોથી ભરેલું હતું. જીવનના ખડબચડા રસ્તા ઉપર ચાલતાં ચાલતાં એને કેટલી ઠોકરો ખાવી પડી એનું કરુણ છતાં અનુભવપૂર્ણ બ્યાન એની આત્મકથા પૂરું પાડે છે. ૨૮મી જૂન, ૧૭૧૨ના રોજ જીનીવાના એક નાનકડા ઘરમાં એક ગરીબ ઘડિયાળીના બીજા પુત્ર તરીકે એ અવતર્યો. બાપ ગરીબ હતો ને ઘરનું ગુજરાન ચલાવવા માટે એ ફાજલ વખતમાં નૃત્યના પાઠ શીખવીને થોડી કમાણી ઉમેરતો. જીનના જન્મ પછી પંદર જ દિવસમાં એની મા મૃત્યુ પામી. એનો મોટોભાઈ પણ થોડા મહિના પછી ગુજરી ગયો. આથી બાળપણનાં દસ વર્ષ એણે ખૂબ લહેરથી બાપ સાથે ગાળ્યાં. એની કાકી ને એક આયા એની માની ખોટ પૂરી પાડતાં. સંગીતનો એને નાનપણથી જ ચસકો લાગ્યો. બાપે એને ભણાવવા માંડયો ને ફ્રેંચ સાહિત્યનાં સુંદર કોટિનાં પુસ્તકો વાંચવામાં એને રસ લેતો કર્યો. કમભાગ્યે ૧૭૨૨માં એક ફ્રેંચ કપ્તાન સાથેની તકરારમાં બાપને જીનીવા છોડીને ભાગવું પડયું. જીન કાકાના કબજામાં સોંપાયો. કાકાને જીનની ઉંમરનો જ એક દીકરો હતો. એ બંનેને એક પ્રોટેસ્ટંટ શિક્ષકના હાથ નીચે ભણવા માટે મોકલ્યા. શિક્ષકની એક ત્રીસ વર્ષની બહેન પ્રત્યે જીનને આકર્ષણ થયું ને આમ બાલ્યાવસ્થાથી જ જન્મેલી જાતીય સભાનતા એને જીવનમાં ઠેઠ સુધી નડી. એની બાલ્યાવસ્થાના લાગણીના ઊભરા એના જીવનને તોફાનથી ભરપૂર બનાવી ગયા ને લગભગ ૬ વર્ષે એને જુદી દિશામાં વહેણ મળ્યું.

કાકાને ઘેર પાછા ફર્યા પછી એ એક શિલ્પીને ઘેર ત્રણ વર્ષ સુધી કામ શીખ્યો; પરંતુ ધૂની બાળકને શિલ્પ મંદિરના મંદ વાતાવરણમાં રસ પડયો નહીં. એની ચિત્રકળા થોડી સુધરી; પરંતુ સાથે સાથે ચોરવાની ને હલકી મશ્કરીઓ કરવાની બૂરી આદત પણ એનામાં પ્રવેશી. આમ છતાં વાચનમાં એને ખૂબ રસ પડવા માંડયો. એક સંબંધીનું આખું પુસ્તકાલય એણે વાંચી નાખ્યું ને બીજાં પુસ્તકો ખરીદવા માટે પોતાનાં કપડાં પણ વેચી માર્યાં. વાચન પ્રત્યે શોખ વધવાને કારણે એણે કામ પ્રત્યે પણ બેદરકારી બતાવવા માંડી. એનો માલિક પ્રમાણિક ને મહેનતુ હતો; પરંતુ એનો કડક સ્વભાવ રુસો જીરવી ન શકયો ને પરિણામે એ નાસી ગયો.





રોજંદા જીવનની પરંપરાથી મુક્ત થવા બદલ દુનિયા એને બંડખોર કહીને નવાજશે એવી એને આશા હતી; પણ એ ફોગટ નીવડી. દુનિયાથી ઉપેક્ષિત રુસો જીનીવા પાસે એક ગામડામાં પહોંચ્યો. ત્યાં એક કૅથોલિક પાદરીએ એનામાં દેવળ પ્રત્યે શ્રદ્ધા જન્માવી ને પરિણામે એના ધાટધુટ વગરના ને ગૂંચવણભર્યા વિચારો કાંઇક આકાર પામ્યા. એને એમ જ લાગ્યું કે કૅથોલિક બનવાથી જીવનના સમગ્ર પ્રશ્નો સરળ બની જાય છે. આથી પોતે સમાજમાં કાંઇક સ્થાન મેળવી શકશે એવી શ્રદ્ધા પણ એનામાં જન્મી.

પાદરીની સલાહથી એ તાજેતરમાં જ કૅથોલિક સંપ્રદાયને અનુસરતી થયેલી એક સ્ત્રી—માદામ દ વારાં—પાસે આશ્રય મેળવવા ને ધાર્મિક અભ્યાસ પૂરો કરવા ગયો. એ બાઇના ખાનગી મંત્રી તરીકે એને નોકરી પણ મળી. આ વખતે એની ઉંમર ૧૬ વર્ષની હતી. સુડોળ શરીરવાળા આ યુવાનની આંખોમાં સુંદર ચમક હતી, કાળા સુંવાળા વાળ હતા, ગોરી સરસ ચામડી હતી ને ચાલવાની છટામાં પણ કાંઇક સ્વાભિમાન નીતરતું હતું. એની શેઠાણી ૨૮ વર્ષની વિધવા હતી, પૈસાદાર ને નમ્ર હતી. એને પ્રવૃત્તિઓ ને યોજનાઓ વગર ચેન પડતું નહીં; આવો આવો સરસ નવયુવાન મળવાથી એને પોતાના કામમાં વિશેષ રસ જાગ્યો. જીન પણ જુવાન હતો. શેઠાણી પ્રત્યેની સદ્‌ભાવનામાં એના યૌવનની ગુલાબી પણ ભળી હતી; આમ છતાં એ ઇર્ષ્યાળુ હતો, બીકણ હતો, જાત વિષે વધુ પડતો સભાન હતો.

થોડા જ મહિના પછી એને સાબરાં દંપતી સાથે ટ્યુરીન જવાનું નક્કી થયું. ત્યાં એને નવા ધર્મ અનુયાયીઓને બોધપાઠ આપવાનો હતો ને આધ્યાત્મિક ખોરાક પેટભરીને ખાવાનો હતો. માદામ સાબરાંને રુસો પ્રત્યે આકર્ષણ હતું. આથી એમણે માદામ વારાંએ વિદાયવેળાએ રુસોને આપેલી ચાંદીની તલવારવાળી રીબન ચોરી લીધી હતી એમ રુસો માને છે. પાછળથી માદામ વૅસેલી નામની રુસોની શેઠાણીની રીબન પણ ગૂમ થઈ. ચોરી રુસોએ કરી હતી, છતાં આક્ષેપ નોકર બાઇ ઉપર મૂક્યો. કોણ ચોર છે એ નક્કી નહીં થઈ શકવાથી આ મુશ્કેલીનો અંત લાવવા બંનેને પાણીચું આપવામાં આવ્યું. ત્યારપછી રુસો કોમ્ટ દ ગોવાંને મળ્યો. ગોવાંએ એના પ્રત્યે દયાળુ વર્તન બતાવ્યું. થોડા વખત પછી એના ધૂની મગજમાં માદામ દ વારાંની સ્મૃતિ ઘોળાવા માંડી ને અસભ્ય રીતે વર્તીને એ નોકરી છોડી ઍનસી દોડ્યો. એની જૂની શેઠાણીએ એને આવકાર્યો; પણ તુરત જ સેં લાઝારની ધાર્મિક શાળામાં આગળ શિક્ષણ લેવા માટે પાછો ધકેલ્યો. એ બંને વચ્ચેના સંબંધો કૌતુકપ્રેરક હતા. રુસોના શિક્ષણનું બધું જ ખર્ચ વારાંએ આપ્યું. એ થોડોક વખત ભણતો, થોડુંક રખડી આવતો ને વળી પાછો વારાં પાસે આવતો રહેતો. એક વખત સેં લાઝારની શાળામાંથી એક વિદ્યાર્થી સાથે એ ભાગી નીકળ્યો ને ભાઇબંધને અડધે રસ્તે માંદો છોડી વારાંને મળવા એનેસી આવ્યો; પરંતુ મદામ વારાં તો ઍનેસી છોડીને ક્યાંક ચાલી ગઇ હતી. થોડોક વખત એ સંગીત શિક્ષક તરીકે રખડ્યો, એક બે સ્થળે સંગીતના જલસા પણ ગોઠવ્યા ને અંતે ગ્રીક દેવળના મંત્રી તરીકે જોડાયો. સોલ્યુરના ફ્રેન્ચ રાજદૂતની ભલામણચિઠ્ઠી લઇને એ પૅરિસ ગયો ને ત્યાં શિષ્ટ સમાજના સંપર્કમાં આવ્યો. પરિણામે એની રીતભાત સુધરી ને એના વર્તનમાં રહેલા બરછટપણા ઉપર સભ્યતાનો રંધો ફેરવાયો. છેવટે વીસ વર્ષની ઉંમરે જ્યારે એણે સાંભળ્યું કે માદામ વારાં ચૅમ્બરીમાં છે, ત્યારે અડધા ફ્રાન્સનો પગપાળો પ્રવાસ કરીને એ એને મળવા ગયો. એ મુલાકાત લાગણીભરી હતી. ફરીથી એ એનો ચાહક બન્યો ને બંનેએ કલા ને સંગીતના અભ્યાસમાં થોડો વખત ચિત્ત પરોવ્યું.




૧૭૩૮ માં રુસો માંદગીમાં પટકાયો. એ જલદી સાજો થાય એ માટે માદામ વારાંએ ચૅમ્બરી પાસે એક નાનકડા ગામમાં 'લા ચાર્મેટ' નામની જગા પસંદ કરી; પરંતુ રુસોના મગજમાં નવી જ યોજનાઓ ઘોળાતી હતી. માદામ વારાંને લાગ્યું કે જીનને માંદગીમાંથી મુક્ત થવા માટે માદામ દ લારાંઝ નામની કોઈ બાઈ પાસે જવું છે; આથી સ્વાભાવિક રીતે એનામાં ઈર્ષ્યા જન્મી ને પરિણામે બંનેના સંબંધ ઉપર પડદો પડયો. જ્યારે 'લા ચાર્મેટ' પાછો ફર્યો ત્યારે એણે જોયું કે એની જગા સારીરીતે પૂરાઈ ગઈ છે; આથી નિરાશ થયા વગર ૧૭૪૧માં એણે શિક્ષકનો ધંધો સ્વીકાર્યો ને પૅરિસ આવીને રહ્યો. રુસોના મંતવ્ય પ્રમાણે એના જીવનના સાવ નકામા કામનો આટલેથી અંત આવ્યો ને હવે એના જીવનનો એક નવો તબક્કો શરૂ થયો, જેમાં એની શક્તિ સોળે કળાએ ખીલી.

પૅરિસમાં 'ઍનસાઈક્લોપેડિયા'ના સહતંત્રી ડીડેરોટ અને એના મિત્રો ડ્યુપીન્સ સાથેનો સંપર્ક એને ઉપયોગી નીવડયો. એમની લાગવગ વડે એને વેનિસના ફ્રેંચ એલચીના મંત્રી તરીકેનો હોદ્દો મળ્યો. આ દરમિયાન સંગીતમાં એણે નવી સૂરરચના કરી હતી; પરંતુ સંગીત ઍકેડેમીએ એનો સ્વીકાર ન કર્યો. આમ છતાં એણે રચેલું ઑપેરા 'લા મ્યુઝ ગાલાંટ' ભજવાયું તો ખરું; ને ડીડેરોટે થોડા લેખો લખવાનું કામ પણ સોંપ્યું.

૧૭૪૨માં એ થેરેસા દ વાસર નામની દરજણના સંપર્કમાં આવ્યો. અને થોડા વખત પછી એની સાથે પરણી ગયો. એની આત્મકથામાં તો એણે આ બાઈને કદરૂપી, કઢંગી, અભણ અને ધિક્કારને પાત્ર સ્ત્રી કહી છે. આવી સ્ત્રી પ્રત્યે એ શા માટે આકર્ષાયો ને એના જ વડે પ બાળકોનો પિતા થયો એ પ્રશ્ન ઉદ્‌ભવે છે ખરો. ખર્ચ બચાવવા માટે એણે એ બાળકોને ઘેર ઉછેરવાને બદલે અનાથાશ્રમના પગથિયે મૂકી દીધાં; છતાં નવાઈની વાત તો એ છે કે પોતાનાં બાળકો વિષે આટલો બેદરકાર બનનાર રુસોએ બાળઉછેર અને શિક્ષણ ઉપર ખૂબ ઊંડા ચિંતનથી ભરેલું એક સુંદર આધુનિક પુસ્તક લખ્યું છે.

આ વર્ષો દરમિયાન એણે સતત લખ્યે રાખ્યું. લેખનના ક્ષેત્રમાં એને ૧૭૫૦માં સારી સિદ્ધિ મળી. ડીજોન ઍકેડેમી તરફથી યોજવામાં આવેલી નિબંધ હરીફાઈ—વિજ્ઞાન અને કલાની પ્રગતિ દ્વારા નૈતિક મૂલ્યાંકનોની શુદ્ધિ થઈ છે કે બગાડ?—માં એને ઈનામ મળ્યું. એણે રચેલી સંગીત સૂરાવલી 'લા ડેવી દુ વિલેજ' પણ ખૂબ પ્રસિદ્ધિ પામી ને પરિણામે એને રાજદરબારમાં મોભો મળ્યો ને પૅન્શન પણ મળ્યું. જીવનમાં પ્રથમવાર જ એ પોતાના સિદ્ધાંતોને વફાદાર બન્યો. એની રખડુ જિંદગીએ એને ફ્રાંસના રાજદરબારના અમનચમન પ્રત્યે સજ્જડ ઘૃણા પણ જન્માવી હતી, આથી આર્થિક ચિંતાઓથી સંપૂર્ણ મુક્તિ મળે એમ હોવા છતાં એણે ન તો પૅન્શન સ્વીકાર્યું કે ન તો રાજદરબારનો મોભો સ્વીકાર્યો.

થોડા જ વખત પછી એણે 'અસમાનતાનું ઉદ્‌ભવસ્થાન (The Origin of Inequality) નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. અને ૧૭૫૪માં જીનીવાની ફરી મુલાકાત લીધી. અહીં એણે કૅથોલિક ધર્મનો ત્યાગ કર્યો. પૅરિસ પાછા આવ્યા પછી એણે 'હર્મિટેજ' નામની એક નાનકડી ઝૂંપડી એક બાઈ પાસેથી ભાડે રાખી. અહીંના શાંત વાતાવરણમાં એણે 'જ્યુલી, ઑલા નુવેલ એલોઇઝ' નામનું પુસ્તક લખ્યું ને એ ૧૭૬૦ પ્રસિદ્ધ થતાંવેંત જ એના અતિશય મુક્ત વિચારોને કારણે કેટલાક વર્તુળોમાં ધિક્કારને પાત્ર બન્યું. એ પુસ્તકમાં એણે ગરીબોના હક્કો તથા મૂડીદારોની ફરજો ઉપર તલસ્પર્શી વિવેચન કર્યું હતું એટલે ઉપરાવોને તો શેનું ગમે?

પુસ્તક પ્રસિદ્ધ થયું એ પહેલાં એને મકાન માલિક બાઈ સાથે તકરાર થઈ; આથી એ મકા





છોડીને બીજે રહેવા ગયો. અહીં એને લક્ઝમ્બર્ગના ડયુક તથા ડચેસ સાથે પરિચય થયો. એ પેલી બાઈને ત્યાં ભાડે રહેતો હતો ત્યારે એના એ બાઈ સાથેના સંબંધ વિષે ઘણી આડી અવળી વાતો થતી ત્યાંથી એ ત્યાંથી મુક્ત થયો એ એકરીતે સારું જ થયું. નવા રહેઠાણ સ્થળે એની લેખનકળા ખૂબ વિકસી. ૧૭૬૨ માં એનું 'લા કોંટ્રેક્ટ સોશ્યલ' નામનું પુસ્તક સાવચેતીને ખાતર આમ્સ્ટર્ડામમાં પ્રસિદ્ધ કર્યું. પુસ્તકમાં એણે જણાવ્યું કે કોઈપણ સરકાર પ્રજાની સીધી કે આડકતરી સંમતિ વિના રાજ્ય ચલાવી શકે નહી આથી એવી લોકશાહીની એણે માગણી કરી કે જે સમગ્ર પ્રજાના મતથી નભતી હોય ને જ્યાં દરેક નાગરિક 'સ્વાતંત્ર્ય, સમાનતા અને બંધુત્વ' (Equality, Fraternity & Freedom) ભોગવતો હોય. એનું આ સૂત્ર આ પુસ્તક પ્રસિદ્ધ થયાંને થોડાં જ વર્ષ પછી થયેલી ક્રાંતિનું પ્રચારસૂત્ર બન્યું. ફ્રાંસની આમ જનતાએ એના વિચારોમાંથી જ પ્રેરણાપાન પીધું.

આ જ વર્ષ દરમિયાન એનું 'એમીલ, દ ઑર એજ્યુકેશન' નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું. એ પુસ્તક બાળકોને ઘેર તાલીમ આપવાની ક્રાંતિકારી હિમાયત કરતું હતું. દેવળમાં શ્રદ્ધા રાખવાને બદલે કુદરતી ધર્મ પાળવાનો આદેશ આપતું હતું. ખોરાક વિષે ને શરીરશાસ્ત્ર વિષે પણ કદી ન સાંભળી હોય એવી હકીકતો એણે ચર્ચી હતી. 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ધમધમ'ના સૂત્રનો એણે વિરોધ કર્યો હતો. યુવકોની નૈતિક, શારીરિક ને માનસિક શક્તિ વિકસાવવા માટે એણે વધુ વિશાળ દૃષ્ટિબિંદુ કેળવવાનો પણ મજબૂત આગ્રહ કર્યો હતો. આ પુસ્તકે નવા ફ્રાન્સના નિર્માણમાં સુંદર ફાળો આપ્યો ને પાછળથી જાણીતા શિક્ષણશાસ્ત્રીઓ ફ્રબલ ને ટલોઝી ઉપર પણ એના વિચારોની સારી છાપ . આમ છતાં એ જ પુસ્તક પ્રસિદ્ધ થયું ત્યારે હવાદીઓએ એને જાહેરમાં બાળ્યું હતું ને ખૂબ આંદોલન જગાવ્યું હતું.

શિક્ષણ પદ્ધતિ વિષેના એના પુસ્તકે ખૂબ ચકચાર જગાવી એટલે સરકારે એને પકડવાની ધમકી આપી. આથી એ ફ્રાન્સ છોડીને સ્વીઝરલૅંડ નાસી ગયો, 'લેત્ર દ લા મોતાંન' (૧૭૬૩) નામના પુસ્તકમાં એણે પોતાના વિરોધીઓ ઉપર સજ્જડ પ્રહારો કર્યા. પરિણામે એને સ્વીઝરલૅંડમાં રહેવું ભોંય ભારે થઈ પડ્યું. એટલે છેવટે વૉલ્ટેરની માફક એ પણ નિરાશ્રિતોના આશ્રયદાતા ઈંગ્લેંડમાં આવ્યો ને ડેવિડ હ્યુમની સહાનુભૂતિનો પાત્ર બન્યો. આ બધી જ આપત્તિઓમાં બિચારી થેરેસા એની પાછળ પાછળ ઢસડાઈ. ડૉ. જ્હોન્સનના વિખ્યાત ભક્ત બૉઝવેલે તેમને લંડનમાં આશરો આપ્યો. લંડને આ ક્રાંતિકારી સિંહને બિરદાવ્યો. રાજાના હુકમથી એનું જાહેર સન્માન કરવા માટે એક ઉત્સવ પણ ઉજવાયો; આમછતાં ચા-કૉફી ઘરોમાં ને દીવાનખાનાઓમાં આ મહાન વ્યક્તિના વિચિત્ર વર્તન પ્રત્યે લોકો ગુસપુસ કર્યા જ કરતા હતા.

એના વર્તનમાં કાંઈક શિષ્ટતા આવી હોવાછતાં એના સ્વભાવનું બરછટપણું એનામાંથી ગયું ન હતું આથી એના મિત્રો એનાથી કંટાળી જતા. હ્યુમ એને ડર્બીશાયરના પરગણામાં લઈ ગયો ને ત્યાં રુસોએ પોતાની આત્મકથા—કે જેનું દરેક પાનું કાંઈક ને કાંઈક ચિત્ર-વિચિત્રતાથી ભરેલું છે—નાં ઘણાંખરાં પ્રકરણ લખી નાખ્યાં. આમ છતાં એની ઈંગ્લેંડની સફર બહુ સફળ ન થઈ. હ્યુમ સાથે ભયંકર ઝગડો કરી એ ૧૭૬૨માં ફ્રાંસ પાછો આવ્યો. ને એના જંગલી સ્વભાવને અનુસરીને ઘણા સાથે ઝગડ્યો. એના મગજમાં પણ કાંઈક અસ્થિરતા પ્રવેશી

૧૭૭૦માં એ પેરિસ પહોંચ્યો-ને શાંતિભરી જિંદગી વીતાવતાં એની આત્મકથા પૂરી કરી. ત્યાર પછી એણે 'પ્રોમનાડ દ સોલીતેર' નામનું એક સુંદર પુસ્તક લખ્યું, જે કલાના એક ઉત્તમ નમૂના તરીકે આજે પણ પ્રસિદ્ધ છે. ૧૭૭૮માં એક પૈસાપાત્ર વ્યક્તિએ એને એક ઘર ભેટ આપ્યું, જ્યાં એ

જીવનની ઉત્તરાવસ્થા સુખેથી વીતાવી શક્યો હોત; પરંતુ એની પત્ની થૅરેસા આટલાં વર્ષ દુઃખો સહન કરીને પતિને પ્રમાણિકરીતે વળગી રહી હોવા છતાં એક ગાડીવાન સાથે ખુલ્લીરીતે પ્રેમમાં પડી. આ બનાવથી રુસોના હૃદયમાં કારી ઘા વાગ્યો. થૅરેસાએ પણ એને દગો દીધો ત્યારે એને ખાત્રી થઈ કે હવે આખી દુનિયા પોતાને દુશ્મન ગણે છે. ૧૭૭૭માં જુલાઈની ૨૭ તારીખે એનું શરીર ફૂલેલી અવસ્થામાં મળી આવ્યું. દાક્તરો માટે એ કહેવું મુશ્કેલ હતું કે એ આપઘાતથી મરી ગયો કે રોગથી.

દુનિયાના એક વિચિત્ર ક્રાંતિકાર સુધારકની આતમજ્યોત આમ કપરા કાળમાં બુઝાઈ ગઈ. રુસોને સ્પષ્ટ સમજાઈ ગયું હતું કે રાજાશાહી જ લોકોનાં દુઃખો ને યાતનાઓ માટે જવાબદાર હતી, આથી જ એનો અત્યંત સ્વાર્થી સ્વભાવ પણ એ રાજાશાહી વિરુદ્ધ બંડ પોકારવામાં એની આડે આવ્યો નહિ. એણે અસાધારણ પ્રતિભાવાળાં ને ચિંતનપૂર્ણ પુસ્તકો પણ લખ્યાં છે. ને 'સામાજિક કરારનામું' (Social Contract) નામનું પુસ્તક તો એનાં અમર સર્જનોમાંનું એક છે. લૉર્ડ મોર્લીએ પણ કહ્યું છે કે રુસોનાં પુસ્તકોએ જ ફ્રાંસની સડી ગયેલી રાજકીય ને સામાજીક પદ્ધતિ બદલવામાં મુખ્ય ભાગ ભજવ્યો છે. એના ક્રાંતિકારી વિચારોએ ફ્રેંચ સમાજમાં હુતાશન પ્રગટાવ્યો ને ૧૮ મી સદી પૂરી થતાં પહેલાં તો લોકોએ એક પ્રચંડ રાજક્રાંતિ કરી ને 'સમાનતા, બંધુત્વ ને મુક્તિ'ના રુસોના આદર્શને અનુસરીને રાજાશાહીનો નાશ કર્યો. સાહિત્યકારોમાં જીવંત શક્તિ હોય તો એ સમગ્ર રાષ્ટ્રની ઊંઘ ઉડાડી શકે એની પ્રતીતિ રુસોનું જીવન નથી કરાવતું ?

★

## હું નથી

સંકટભરી આ જિંદગીથી હારનારો હું નથી !
સાગર ડુબાડી દે મને એવો કિનારો હું નથી !
મારે સદા અજવાળવા અંધારઘેર્યા પંથ સૌ !
ચમકી અને તૂટી પડે એવો સિતારો હું નથી !

શેખાદમ આબુવાલા


## ૨૦૦ ગ્રાહકોને ફક્ત પાંચ રૂપિયામાં 'ઊર્મિ-નવરચના'

'ઊર્મિ-નવરચના'ના એક ગ્રાહક-સજ્જન તરફથી અમને રૂપિયા ૫૦૦) ભેટ મળ્યા છે. એ એવી શરતે કે એમાંથી શાળા-કૉલેજમાં ફ્રી-માફી મેળવી ભણતાં વિદ્યાર્થીઓ, પછાત કોમોનાં છાત્રાલયો, ગ્રામપંચાયતો અને આર્થિક ભીંસ ભોગવતાં ગ્રામ-પુસ્તકાલયોને અમારું માસિક રૂપિયા સાડાસાતને બદલે પાંચ રૂપિયામાં આપીએ.

બધી વિગત સાથે તુરત લખો :

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ ગાંધી માર્ગ ફર્નાન્ડીઝ પુલે અમદાવાદ ૧

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ સુરેશ હ. જોષી

હજાર હજાર વરસ વીત્યાં છે, કોઈ તો કશું ના કહે,
ભ્રમર ભમે છે માધવીકુંજે, વેલી વિંટળાએ વૃક્ષે;
ચન્દ્રને દેખી ચકોરી ઊડે છે, વીજળી મેઘ શું ખેલે,
'સાગર ક્યાં છે?' પૂછતી પૂછતી સરિતા દોડે છે વેગે;
પ્રભાત ગગને અરુણ ઊગતાં કમળ ખોલે છે આંખ,
નવીન અષાઢ બેસતાં સાથે ચાતક દિયે છે સાદ;
આ સહુનું છાનું મનનું મિલન ભુવને ભુવને રહ્યું,
પ્રથમ કોણે કોની સમ્મુખે પ્રકટ એને કર્યું?

કોણ જાણે ક્હીં જગતને ખૂણે છુપાઈ બેઠો'તો કવિ
વૃક્ષવેલી ચન્દ્રમેઘની સાથે સાવ એકાકાર થઈ;
કુસુમની જેમ મૂક એ બેસી રહે ઢંકાઈ મનની ઓથે,
ચન્દ્રની જેમ એ ન્યાળવું જાણે સ્વપને આંજ્યાં નેણે;
વાયુની જેમ જ ભમવું જાણે એ અકળ મનોરથે,
ભાવનાસાધનાવેદનાવિહીન વિફળ ભ્રમણપથે:
મેઘની જેમ એ ઘૂંટવી જાણે પોતામાં પોતાની છાયા,
એકલો ખૂણે બેસી રમ્યા કરે ઘન ગમ્ભીર માયા.

દ્યુલોકે ભૂલોકે કોઇ વિચારે ના શોધતો હશે એ કોને,
કશાંની એને નહીં ગતાગમ, સંદેહ એનો ન કો'ને;
વિશ્વ પ્રકૃતિ એનાથી નો'તી સાવધ રહેતી જરી યે,
ઘૂમટો ઘેરો સરી જાયે એનો ભાવે ઈંગિતે ગાને;
વાસર ઘરની બારી ઊઘાડી રહી જો કદી હોય,
દ્વાર પાસે બેઠો હોય કવિ તો યે રોકે ન એને કો'ય;
નિભૃત શયનભણી જો માંડી મીટ એ જોઈ રહે,
હોલવી નાખવા દીપ ના કોઈ ફૂલની રેણુ વેરે.

શશી જ્યારે માણે નયનનયને કુમુદિની તણો સ્નેહ,
એને જોઈ હસે : 'આંખની ભાષા આ તો જાણે ના લેશ!'
નલિની જ્યારે પ્રાણ ખોલીને જોઈ રહે સૂરજ ભણી,
વિચારે : 'ફૂલની ગંધના મર્મની આને ના ગમ જ હશી!'
વીજળી જ્યારે ચકિત નિમેષે મેઘને ચૂમીને ભાગે
માને એ મનમાં: 'મૂરખ જાણે ના મજા શી વહ્નિનાવેગે.'
આંબાની ડાળે ઝૂલતી ઝૂલતી વિચારે માલતી લતા;
'હું ને આ આંબો કેવળ જાણીએ કલમર્મર કથા;'

એકદા ફાગણે સાંજને સમે સૂરજ કરે જાઉં જાઉં,
પૂર્વગગને ચન્દ્ર પૂનમનો થાય છે ઊગું ઊગું;
પુરનારી કોઈ તરુ આલવાલે જલ સીંચવાને બ્હાને,
છળ કરી ડાબે પાલવ ભેરવી પાછળ વળીને ન્યાળે;
સાહસિકા કોઈ ઝૂલે હિંડોળે—ચળકે હાસ્યની દામિની,
ના ઊતરે નીચે, ના થંભવા ચાહે, માને ના વિનયવાણી;
માયાવિની કોઈ મૃગલાંને દિયે તૃણ બેસી એકમને,
પાસે કોણ ઊભું જાણતી તો યે જુએ ના આંખને ખૂણે.

એવે સમે કવિ ગાઈ ઊઠ્યો ત્યહીં: 'સુણો નરનારી સહુ,
ક્યારથી ન જાણું જગમાં આ શું રહસ્ય વ્યાપી છે રહ્યું!
સ્વપ્ને ય કો'ને ખ્યાલ ખરો કે આકાશનો ચન્દ્ર ન્યાળી
પાણ્ડુકલોલ કુમુદિનીતણા વેણુથી શે નિંદ નાઠી?
ઉદયાચલે અરુણ ઊગતા કમળ શે ખીલે જળે?
આજસુધી કોણે છુપાવી રાખી એ વાત કહો શા છળે?
આટલા બધા મન્ત્ર જપ્યા કરે ભ્રમર માલતી—કાને
પણ્ડિતો મોટા તે ય ના કશો અર્થ જ એનો જાણે!'

સાંભળી સૂરજ ઢળ્યો પશ્ચિમે શરમે ગગન ભરી,
સાંભળી ચાંદો ચમકી લપાયો વનની આડસ લઈ;
સુણી સરોવરે તરત કમળે પાંખડી સહુ યે બીડી,
કહી વળ્યો બધે દખણાદો વાયુ: 'વાત પકડાઈ ગઈ!'
સુણી 'છિ છિ!' કહે ડાળ ધૂણી ધૂણી, વેલીએ ઊઠી કમ્પી,
વિચારે : 'વાચાળ બકશે શું શું, આ તે કજેતી કેવી!'
જૂઈની સભામાં ભ્રમર બોલ્યો કે આજસુધી હતો જે મૂંગો
કરવાને નિન્દા પારકાંની કેવું મુખ ખૂલ્યું એનું જુઓ!'

સાંભળી તરત કરતાળી દઈ, હસી ઊઠ્યાં નરનાર,
ચાહતાં જેને તેને ધરી ઊભાં સહુ યે બાંધી હાર;
'થયું છે સાબીત, થયું છે સાબીત.' હસીને સહુ યે કહે–
'પવન કહે તે સાવ છે સચું, અક્ષર ખોટો ના એકે.'
બાહુએ બાહુ જકડી કહે સૌ નેણમાં પરોવી નેણ:
'આકાશે પાતાળે ધરણીમાં આજે રહ્યું ના કશું યે છાનું'
માળા હાથે લઈ ઊભી અડોઅડ કહી રહ્યાં છે સહુ :
'ત્રણેય ભુવન પકડાઈ ગયાં લ્યો આપણું ભાઈ શું—ગજું!'

# ગીલિયો જોગી

વ્રજલાલ ત્રિવેદી

> ગામડા ગામની રંગભૂમિના બે ઉસ્તાદ કેવા જીગરજાન દોસ્ત હોય છે એનો દાખલો પૂરો પાડે છે આ ગીલિયો જોગી. શબ્દચિત્ર સાથે લેખને છેડે આપેલું રેખાચિત્ર પણ લેખ વાંચવામાં વધુ ઊંડો રસ નથી પેદા કરતું ?

પાંચસો ઊંટના મોટા ટોળા વચ્ચેથી દુહાનો સૂર ભાંગતી બપોરને આરામ આપવા લાગ્યો. મહ-ઝરતા વૈશાખની એ બપોર હતી. ગિરનારના ગરવા ગઢની શિલાઓને ગાળી નાખતી. વરાળો ખેતરોના ઢેફાંને શ્યામ બનાવી રહી હતી. પક્ષીઓ વૃક્ષોની ઘટામાં સુમસાર બની બેસી ગયાં હતાં.

એલા ભાઈ! આ દુહાનો સૂર ક્યાંથી આવ્યો? આ ખરા બપોરે કોના ગળાનો પાવો વાગ્યો? સુંડલા, ત્રિકમ, કોદાળી અને પાવડાના ઓશીકાં બનાવીને સૂતેલાં મજૂરો એકદમ જાગી ગયા. સૂતેલાંમાંથી એક જણાએ કહ્યું કે, ઓલ્યા કેશરાને જગાડો કેશરાને! આ તો ભાઈ, ગરનારી પાવાના સૂર વાગ્યા. સાંભળવું હોય તો ઊઠ ઝટ.

એટલામાં લોઢાના તગારા ઉપર માથું ટેકવીને સૂતેલો કેશરો ઊંઘમાંથી જાગી ગયો અને આ દૂરથી આવતા દુહાના સૂરને એકદમ ઓળખી ગયો. અરે મારો હાવજડો! આ તો ગીલિયા જોગીના ગળાનો રણકાર છે. સાંભળો! સાંભળો ભાઈઓ! બધાએ હોકલી અને બીડીના ધૂમાડાના ગોટાઓ ગળામાંથી કાઢવાની શરૂઆત કરી; અને દૂરથી આવતા આ દુહાના સૂરની સાથે ધૂમાડાના ગોટાઓમાં કંઈક અલકમલકની પ્રેમકથાઓનું દર્શન કરવા લાગ્યાં.

વલ્લભીપુરને આથમણે સીમાડે 'ઘોઘાદમણ'નું તળાવ ખોદાતું હતું. તળાવ ખોદતાં ખોદતાં, બપોરે રોટલા ખાઈને બધાં મજૂરો આરામ કરતાં હતાં. પીલુડીના છાંયડા નીચે. થાકેલ પાકેલ આ મજૂર-વૃંદ સૂતું હતું. દુહાના સૂરે કેશરાને પાગલ બનાવ્યો. તગારા નીચેથી માથે બાંધવાનું ફાળિયું કાઢીને માથે વીંટતો, દુહાના સૂર તરફની દિશામાં જવા કેશરો તૈયાર થયો.

'મણકી, ઊઠજે કામ કરવાનો વખત થાય ત્યારે. બધાની સાથે પોંચી જાજે, હું આથડીએ પાછો આવું છું.' એટલું કહેતામાં તો કેશરો તળાવના ઢાળ નીચે ઊતરવા લાગ્યો, હવામાં એનો પેહ્રો લેંઘો એના ફાટેલ લીરાને નૃત્ય કરાવતો હતો. મણકી કેશરાની ઘરવાળી હતી.

તળાવ ખોદવાનું કામ પડતું મેલીને કેશરો દુહાના સૂર ભણી ઝપાટાબંધ દોડ્યો. તળાવનો ઢાળ બરાબર ઊતરીને જાળ્યની ઘટાઓમાં કેશરો જ્યાં પ્રવેશ કરવા લાગ્યો એટલામાં દુહાના સૂરની અંદર શબ્દો ચોખ્ખા સાંભળ્યા. અને, તુરત જ આકાશમાં વીજળી પડે અને માણસ ભડથું થઈ જાય: તેમ કેશરો, જાળ્યુંના ઝાડ પાસે પથરાની ખાંભીની જેમ ખોડાઈ ગયો; ઝાડનું પાંદડુંયે નહોતું ફરકતું કે માળામાં બેઠેલું પક્ષીએ નહોતું હલતું. આખું જંગલ સુમસામ થઈ ગયું હતું. દુહાના સૂરમાંથી આવા શબ્દો ટપકતા હતા;

એ-ઈ...જાતા જોયો જુવાન, અને વળતાં દીઠું એનો પાળીઓ પણ...એ...ઈ."

અરે ભાઈ કવિ, તેં તો કરી મૂકી પ્રકૃતિને સાવધાન,
ઘૂંઘટ ઘેરો તાણે એ મુખે પાલવે ઢાંકે એ હૈયું.
ગમે તે મિષે ભસ્યા હું ફરું છું જગતે બહુ તો યે
કશી ય નવી ખબર છાની જાણી જ ના શકાયે!

ગુંજતે કૂજતે ગન્ધે કેવળ સંદેહ ઊઠે મને,
વહે કો છૂપી વાતની હવા વનથી ઉપવને;
જાણે રચું કશું પ્રકાશે છાયાએ ભાવથી ભર્યું હતું:
અરે ભાઈ કવિ, હાથમાં હવે ઝલાય ના એવું કર્યું!





એલા આ તો 'લોડણ અને ખીમરા 'નો દૂહો. મારો બેટો...કાંઈ ખરે બપોરે ખીલ્યો સેને ! રંગ સે તારા ગળાને મારા દોસડા (દોસ્ત), ગોકુળના કાનુડાની મોરલી જેવું ગળુ ઘડ્યું સે ભગવાને તારું—કેશરાથી હવે રહેવાયું નહિ. એને એમ થયું કે દોડીને ગીલિયાને ગળે બાઝી પડું અને એની પીઠ થાબડી નાખું.

જાળ્યુંની ઘટામાં કેશરો અદૃશ્ય થઈ ગયો.

જાળ્યના થડ પાછળથી આવીને કેશરે ગીલિયાની આંખો દબાવી દીધી, ગીલિયો કેશરાના હાથના આંગળાંને ઓળખી ગયો, 'એલા કેશરો, આંખો છોડી દે.' મોટેથી હસતાં કેશરાએ ગીલિયાની પીઠ થાબડી. અને એની પાસે બેસી ગયો. બન્ને જીગરજાન દોસ્તો વાતો ઉપર ચઢ્યા : 'એલા કેશરા, ધાણી ફૂટે એવા ધોમ ધખતા તડકામાં તું અહીં ક્યાંથી ? આજ તળાવ ખોદવા નથી ગ્યો ?'

'ભાઈ ? તળાવ ખોદવા જ ગ્યો 'તો ને ? પણ આ તારા ગળાની મોરલીએ, તળાવની પાળ્યે અમે બધાં ઊંઘતા 'તાં એને, જગાડી ગાંડાં બનાવ્યાં. મારાથી ત્યાં રહેવાણું નહિ તે, મણકીને પાવડો અને ત્રિકમ સોંપી હું તો તારી પાહે દોડ્યો આવ્યો.'

હસતાં હસતાં ગીલિયે કેશરાનો હાથ પકડી નીચે બેસાર્યો અને કહ્યું: 'એલા તું તો આમ ગાંડો બની જઈશ. તારી મણકી પાછી કકળાટ કરશે. રોટલો કોણ ઘડી દેશે આવું કરીશ તો ?'

'ના રે ના, બચારી મારી મણકી એમ તો કાંઈ કકળાટ કરે એવી નથી. એને મારા ઉપર બહુ હેત છે. અને ઈ તો એઈ...ને આનંદની પુતળી જ જોઈ લ્યો ને ?'

હવે બપોર નમતી હતી. બંન્ને જણાએ વાતોના ખૂબ તડાકા ઝીંક્યા, હોકલીમાં તમાકુ ભરી અને થોડાક સુખના ઘુંટ ભરીને ધૂમાડાના ગોટાને હવામાં વહેતા મૂક્યા.

કેશરો ગીલિયાની આદત જાણતો હતો. આડકતરી આંખે કેશરો ગીલિયાને ઝીણવટથી જોતો હતો. ગીલિયો આજ ખરેખરાનો આનંદમાં હતો, પોતાની કેડમાં લટકાવેલી ઝૂંબલીમાંથી થોડુંક પાણી પીધું. ગળું ખંખાળીને ડાકલું હાથમાં લીધું. અને લાંબા રાગે સનડા ગાવાની શરૂઆત કરી, ડાકલું ડુંહ ડુંહ ડુંહ વાગવા લાગ્યું. ગીલિયો રાજપાઠમાં આવવા લાગ્યો.

નિરવ શાંતિ પથરાઈ ગઈ, જાળ્યુંને છાંયડે બેઠેલા પાંચસો ઊંટ અને સાંઢણીઓના ડોકા હવામાં એકી સાથે લાંબા ટટાર થઈ ગયા અને પોતાના રખેવાળ ગીલિયા તરફ ફેરવ્યા. કેશરે આ રંગ બરાબર નિરખ્યો ગીલિયાના ગળામાં લાલ, પીળા, અને વાદળી રંગના પારાની માળાઓ ઝૂલવા માંડી. એના માથા ઉપરના ભગવા રૂમાલનું છોગું હવામાં નૃત્ય કરવા લાગ્યું. હાથમાં રૂપાની કડલીઓ; ખભે કાળી ધાબળી એના હાથની કાંતેલ અને વણેલ હતી. એની કિનારો રંગીન ઊનથી ગંઠેલી હતી. બાજુમાં કુંડળી વાળી ડાંગ પડી હતી. સોનેરી ફૂદડીના જોડા ઉપર ગુલાબી ફૂમકાં શોભતાં હતાં. બાંય વગરની બંડી અને આંગળામાં રૂપાના વેઢ પહેરેલા હતા. બાજુમાં એની વહાલી સાંઢણીની રાશ પરોણાની સાથે વીંટેલ પડી હતી; કાળી અને મોટી લીંબુના ફાડીઆ જેવી ભમ્મર આંખો જંગલના પશુ પંખીને વશ બનાવતી હતી. આવો વશીધર ગીલિયો આજ રાજપાટમાં આવી જઈને ગાવા લાગ્યો, એની સાંઢણીઓના કાન, હવામાં એના ગાન સાથે ફરકવા લાગ્યા.

કેશરો પણ આનંદમાં આવી ગયો હતો, એને એમ લાગ્યું કે, આજ ગીલિયાના શરીરમાં રાજા ભરથરીનો અેાતાર આવ્યો લાગે છે. ગીલિયો દિલાવર હતો, અને એનું જીવન કલાધર જેવું જ હતું. કેશરો ગીલિયા માટે આવા અનેક તર્કવિતર્ક કરતો હતો એટલામાં તો ગીલિયાએ આખી કુદરતને ઘડીભર થંભાવી દીધી. એના ગાને ધરતી ગળું ગળું થઈ ગઈ. ગીલિયો આખો જાણે કુદરતરૂપ બની ગયો.

કેશરાની ધીરજ હવે ખૂટી ગઈ, ગીલિયા! એ ગીલિયા! હવે મારી વાત તો હાંભળ ભાઈ! તેં તો ભાઈ, ભારે કરી. પાતાળમાં શેષનાગને પણ ખોલ્લાની જેવો કરી નાખ્યો.'

હસતા ગીલિયાએ ડાકલું વધુ જોરથી વગાડ્યું અને એક છેલ્લી વેદનાભરી સાખી ગાઈ અને વાતાવરણ આખું કરુણતામાં ફેરવી નાખ્યું. ગીલિયાની આંખમાંથી થોડાક આંસુના ટીપાં કોરી ધરતી ઉપર ખરી પડ્યા. ભુંભલીમાંથી ત્રણ ચાર ઘુંટડા પાણી પીધું, અને ભાવથી તડપતા કેશરા સામે નજર માંડી.

'બોલ ભાઈ, શું કહેવું છે? હું તો આજ ગાવા ઉપર ચઢી ગયો ખરું? તારે પાછું તળાવ ખોદવા જવું હશે.'

ગીલિયાએ કેશરા ઉપર લાગણી બતાવી કહ્યું: 'નારે! ના! ભાઈ હવે તળાવ ખોદવા શું જાય! દાડીઆ બધાં ઘેર જવાની તૈયારીમાં હશે. મણકી ત્રિકમ, અને પાવડો ઘેર લઈ જાશે. બીજું તો ઠીક ગીલિયા! પણ આ મને એક વાત યાદ આવી.

'આ હવે તડકા ધીમ પડ્યા સે, અને પછી વરસાદ પણ આવશે, અને આસો મહિનાના નોરતાં યે આવ્યાં.'

'તે ભલેને આવ્યાં. ઈ તો બાર મહિના પછી આવે જ તો. એમાં આટલો બધો વિચારમાં કેમ પડી ગ્યો!' ગીલિયાએ આશ્ચર્ય સાથે જવાબ આપ્યો.

કેશરાએ ફરી વાત ઉપર ભાર દઈને કહ્યું: 'મારું કહેવું એમ છે કે, નોરતા એટલે માતાજીના આનંદના દી. આપણે પોર નોરતામાં તો, રાજા ભરથરી અને પિંગળાનો ખેલ પાડ્યો 'તો, તને યાદ છે ને? અને એણુ સાલ નોરતામાં મારે તો જસમાઓડણનો ખેલ પાડવા વિચાર થઈ ગ્યો છે.'

ગીલિયાની આંખમાં નવું તેજ ઝળક્યું. આનંદમાં આવીને ગીલિયાએ, પાટણના સરોવર ઉપર ગુજરાતના ધણી સધરાજેસંગને જસમાઓડણ સાથે સંવાદ કરતો જોયો. એ વિચારમાં પોતાની અણીદાર મૂંછને વળ દઈને સેંજ વધુ વાંકડી બનાવી દીધી.

કેશરાના સાથળ ઉપર એક હથેળીના પંજાનો પટાકો બોલાવી, ગીલિયાએ કહ્યું: 'ત્યારે ભલે કેશરા એણુસાલ 'જસમાઓડણ' નો ખેલ થઈ જાય. આ વખતે પણ, પોર સાલ જેમ પટ ગજવી મૂકીએ ત્યારે. કેશરા! હવે ઘેર જા ઝટ. બચારી મણકી તારી વાટ જોતી હશે. રોટલાયે ઠરી જાશે. જો દી આથમી જાવા આવ્યો છે. વાળુવખત થઈ ગઈ છે. જા હવે ઝટ.'

'હું તો આ ચાલ્યો. પણ ગીલિયા! સધરા જેસંગનો પાઠ તો તારે જ ભજવવાનો હો કે- 'એમ કહીને જસમાનો પાઠ પોતે ભજવવાનો છે. એવું જાતે જ નક્કી કરીને, ઘર તરફ ઝપાટાબંધ રવાના થયો એ વખતે બુદ્ધેશ્વર મહાદેવની આરતિનાં ઝાલર, નગારા અને શંખનો ધ્વનિ સંભળાતો હતો.

નવરાત્રીનો આજ છેલ્લો દિવસ હતો. આખા ગામમાં આજ નિશાળિયાથી માંડીને નાના મોટા દરેકે દરેક જણા, 'જસમાઓડણ' નો ખેલ જોવા પાટીવાડાના ચોરા તરફ જઈ રહ્યા હતા. રાત્રીના નવ વાગ્યા સુધીમાં તો આખો ચોક ઠેંઠેઠ ભરાઈ ગયો હતો. ચોકના મધ્ય ભાગમાં ગરબો માતાજી પધરાવ્યાં હતાં. વચમાં વેશ કાઢવાવાળા માટે થોડુંક ખુલ્લું મેદાન રાખ્યું હતું. સૌરાષ્ટ્ર ધરતીની આ ખુલ્લી રંગભૂમિ હતી, ટિકીટ ઑફિસની બારીનું આ આ સ્થળે નામનિશાન નહોતું, ગોળ, ઘી, તેલ અને લોટની ભેટ લઈને આવવાવાળા પ્રેક્ષકોથી રંગભૂમિનું પટ આખું ભરાઈ ગયું હતું.

રાત્રીના દશ વાગ્યા અને રાત જામવા માંડી. લાંબા ભૂંગળો વાગ્યાં. માતાજી આગળ ઘીના દીવા થયા. પહેલો ગણપતિનો વેશ (ખેલ) આવ્યો. પ્રેક્ષકોમાં શાંતિ પ્રસરી ગઈ.

[ખુલ્લા મેદાનમાં પડદા વગરની રંગભૂમિ ઉપર ગુર્જર નરેશ પાટણપતિ મહારાજ સિદ્ધરાજ પોતાના મંત્રી સાથે પ્રવેશ કરે છે.

સ્થળઃ—દૂર દૂર પાટણનું સરોવર ખોદાય છે. તે તરફ બન્ને જાય છે.]





સિદ્ધરાજ: પ્રધાનજી! પેલી સરોવરમાં માટીની ટોપલીઓ સારતી સ્વરૂપવંતી ઓડણ વિષે આપણે થોડીક માહિતી મેળવવી છે. ચાલો આપણે પેલી ઝાડની છાયા તળે ઊભા રહીએ.

પ્રધાનજી: બાપુ! અન્નદાતા! એ તો મજૂરણો કહેવાય. તેમાં આપણે ઊંડા ઊતરવા જેવું નથી.

પ્રેક્ષકોમાં અંદર અંદર ભમરાની જેવો ગણગણાટ શરૂ થઈ ગયો અને આગળ પાછળના બધા ગોઠણભરીઆ થઈને આ બન્ને જણાને જોવા ઊભાં થઈ ગયાં—

'ના–ભાઈ–ના! આવડો આ ગીલિયો નો હોય.' એક પ્રેક્ષક ડોક ઊંચી કરીને બોલ્યો: એની પાછળના પ્રેક્ષકે માથામાં ધબ્બો મારીને ગુસ્સે થઈને કહ્યું કે—'એઈ રાંડના, માથું હેઠું રાખ્ય ને! તારો ડોહો ઈ જ પોતે ગીલિયો સે. એની ઊભા રહેવાની રોનક જોતો નથી? એનો ડરેશ (પોશાક) કેવો સે. જરા આંખ્યું ફાડીને જો ને! હમણાં એની ગાવાની સટા જોઈશ તારે ખબર પડશે. હાળાં આવાં હમજે હણે નહિ ને ખેલ જોવા હાલી નીકળે–'

(સ્થળ-સરોવરની પાળે સિદ્ધરાજ અને જસમાનો સંવાદ)

સિદ્ધરાજ:

જસમા માટી થોડેરી ઉપાડ. માટી થોડેરી ઉપાડ
માટીના ભારે કેડયો તારી ભાંગી રે જશે...

તાળીઓના ગગડાટ—મધુવનની મોરલી જેવું ગીલિયાનું ગળું પ્રેક્ષકો ઓળખી ગયા—'ગીલિયો! ગીલિયો! એલા એ ઈ ભાઈઓ. હેઠા બેસી જાઓ, હેઠા બેસી જાઓ. અવાજ બંધ કરો. સાંભળવા દયો.' બીજી દિશાઓમાંથી અવાજો થયા: 'રંગ મારા બાપ! રંગ પાટણના ધણી. તને રંગ સે–'

[માથા ઊપર માટીની ભરેલી સુંડલી સાથે જસમા જવાબ આપે છે.

જસમા:

રાજા મારો માટીનો દેહ, મારો માટીનો દેહ.
માટીમાં રહેનારાં માટીમાં મળી રે જશું......

સામી બાજુએ બેઠેલું બૈરાઓનું ટોળું જસમાને જોવા ધસી આવ્યું. ફરી પાછો ગણગણાટ શરૂ થઈ ગયો. ગરબી પાછળ પથરાની ખાંભી પાસે ગીલિયાની વહુએ મણકીને ગાલે એક ચોંટીયો ભર્યો અને કહ્યું કે: 'આ તારો રૂપાળો આવ્યો જોઈ લે–'

'એમાં જોવું'તું શું?' મણકીને ગાલે શેરડા પડ્યા: 'જેવો મારો એવો તારો યે તું જોને! બન્નેની જોડ તો ભારે જાગી સે. ખરું ને?'

સિદ્ધરાજ:

જસમા મારો મહેલ શોભાવ, મારો મહેલ શોભાવ.
ઘરેણાં ઘડાવું ભાત ભાતના રે–

'વાહ ગીલિયા! વાહ! સમુદર તો તારા ગળામાં ગરજે સે—'

[પ્રેક્ષકોમાંથી અવાજો થયા]

જસમા:

મહેલ રાજા તારી રાણીને સોહાય, તારી રાણીને સોહાય.
અમારે ઓડોને રૂડાં ઝૂંપડા રે........

એટલામાં નાજ્યા વાઘરીએ, આનંદમાં આવીને ખેવડીયો પૈસો રૂમાલમાં વીંટીને ટોળામાંથી જસમા ઊપર ફેંક્યો, અને મોટેથી 'વનસ મોર—વનસ મોર'ના પોકાર કરી તાળીઓ પાડવા લાગ્યો. 'બસ એલા ભાઈ—આ કેશરો જ સે. બંનેની જોડ ભારે જામી ગઈ સે;' ટોળામાંથી અવાજો શરૂ થયા: 'આજ ભાઈ હવારોહવાર (સવારો સવાર) સુધી જાગરણ સમજી લ્યો.'

જસમાના પાઠમાં કેશરો ગીલિયાની પાસે જઈને સૂચક શબ્દે બોલ્યો: 'ગીલિયા! આજ રમી લેજે, આજ આપણા–જીવનના આનંદની છેલ્લી રાત છે.' પછી રાત રમવા માંડી; અને પ્રેક્ષકો રંગે ભરાયા, 'જસમાઓડણ'ના ખેલે આખા ગામને ઘેલું કરી દીધું.

ગીલિયાજોગી. અને કેશરાએ વર્ષો સુધી નવા નવા ખેલ પાડી ગામડાની રંગભૂમિને, રસાળ બનાવી પ્રેક્ષકોમાં ચાહના મેળવી. બન્ને જણાએ હૃદયની એકતા કેળવી હતી; પોતાની મજૂરીમાંથી નિવૃત્ત થતાં બન્ને મળતા અને ઉત્તરોત્તર ગામડાની રંગભૂમિને ઉન્નત બનાવવા પુષ્કળ મહેનત કરતા.

પણ અફસોસ...આ બંન્ને જીગરજાન દોસ્તની જોડી તૂટવાનો દિવસ અચાનક આવી ગયો. સૌરાષ્ટ્ર ધરતીના આ બન્ને મશહુર અભિનેતાઓમાંથી એક કેશરાએ આ ફાની દુનિયામાંથી એકાએક વિદાય લીધી. ગીલિયાની જીવનજોડ તૂટી ગઈ

× × ×

ચમારડીના દરવાજે આવેલી સ્મશાનભૂમિ ઉપર ખરે બપોરે કોઈનું કરુણ રુદન સંભળાતું હતું. કેશરાને અગ્નિદાહ દીધેલી ભૂમિ ઉપર, ગીલિયો પોતાના આંસુથી તર્પણ કરતો હતો.

'તમે હવે આમ રોજ શું કામ ખરે બપોરે અહીં, મહણિયામાં આવીને રોતા હશો? હાલો તમને મારી બેન ઘરે બોલાવે છે. અને આમ આપો દી ભગવો રૂમાલ માથે બાંધીને ફર્યા કરો છો તે મારી બેનને અકળામણ થાય છે. ઘરે હાલો ઝટ. ગીલિયા ભાઈ!' રોતા ગીલિયાએ પાછળ ફરીને જોયું તો: મસાણની દેરી પાછળ મણુકી ગીલિયાને વિનવતી હતી.

'કોણ મણુકી? મણુકી તું કેમ અત્યારે અહિંયા આવી છે? ભલી થઈને ઘરે વઈ જા.' ગીલિયે ભાંગતે હૃદયે કહ્યું.



સાંઢણી સાથે વૈરાગી ગીલિયો જોગી

મણુકીએ પાસે જઈને એની સાંઢણીની રાશ પકડી લીધી. અને કહ્યું કે, 'હાલો ઝટ ઘરે. આમ જોતા નથી. વિચારવા જેવું થઈ ગયું છે તે ગામ આખું વાતું કરે છે.'

'મણુકી, સાંઢણીની રાશ મને આપી દે,-લે હું આ આવ્યો. પણ મણુકી, કેશરાને હું એકવાર હાદ પાડી જોઉં જોઈ, પાછો આવે છે.'

અને પછી તો પોતાના બુલંદ અને સાગરઘેરા અવાજે સૂતા સમશાનને જગાડી મૂક્યું.

'કેશરા! કેશરા! મારા વીર... આ હા હા તું ક્યાં ગયો? એકવાર બોલ! ઓહ! જોગી તો ખરો તું જ બની ગયો કેશરા!

મત જા–મત જા–મત જા–જોગી.
પાઉં પડુ મેં તોરી મત જા
મત જા મત જા જોગી.

આજે હજી વર્ષો પછી પણ ઘોડાદમણના તળાવની પાળે ગીલિયો જોગી, પોતાની સાંઢણી સાથે, વૈરાગ્ય દશામાં ફરતા ગામના લોકો જુએ છે.

★

# પંખીઓનાં ચુંબન-સ્વીકાર

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઇ

> જૂન માસના અંકમાં આવેલ 'પંખીઓનાં સંવનન'—એ લેખના અનુસંધાનમાં લખાયેલ આ આખા લેખમાં આપણે રોજ નજર સામે નીરખતા એવાં કેટલાંય પંખીઓની સામાન્ય છતાં મહત્ત્વની વાત જાણી શકીએ છીએ. કબુતર કે કાગડા વિષે પણ આપણે કેટલા અજ્ઞાત હોઈએ છીએ!

ખોરાક ખવડાવતી વખતે નર પોતાના અંગનો બહુ સરસ મરોડ બતાવે છે તેમાં એક પગ ઊંચો કરી નમસ્કાર કરવાનો ડોળ કરે છે. આંખોમાં સંવનનનો નશો બતાવી નાની મોટી કાકીઓ કરે અને તે વખતે પૂંછડીનાં પીંછાં પણ પુરતા પ્રમાણમાં છૂટાં કરે. આ બધી ચેષ્ટા સાથે દાણા બદલવાનું તો ચાલુ જ હોય છે. જ્યારે માદા ધરાઈ જાય ત્યારે તે નરને પોતા તરફ આવવા આકર્ષે છે અને એ રીતે પ્રજોત્પત્તિ કરે છે.

### ખરતો તારો : ચંડુલ

ચંડુલને ઈંડાં મૂકવાનો સમય વર્ષામાં છે. જે વખતે નર પોતાના રસદાર ગળામાંથી બીજાં પક્ષીઓનાં ઘર (નકલ) રૂપે મધુર સ્વરલિપિ કાઢતો હોય અને ગગન મંડળમાં સો દોઢસો વાર ઊંચે ઊડતો હોય એ વખતે તે પોતાની માદાને એક ઠેકાણેથી ઊડી બીજે ઠેકાણે બેસવા જતાં જોઈ જાય તો ખરતા તારાની ત્વરાથી જમીન ઉપર ઊતરી આવે છે જોનારને તો એમ જ લાગી જાય કે કોઈ પથ્થર જમીન ઉપર ખર્યો. પણ જમીનથી થોડા ફીટ ઊંચે રહે એટલે પોતાની પાંખો પહોળી કરી માદા જ્યાં ચરતી ફરતી હોય તેની પાસે ઊતરે. માદા તો પોતાની ધૂનમાં મસ્ત હોય પણ નર પોતાના માથાની ચોટી ચઢાવી પાંખો ઢીલી છોડી, પૂંછડીને ઊંચી કરીને ગાનના મીઠા સૂરો સંભળાવી અનુપમ નૃત્ય કરે છે અને માદાનું ધ્યાન પોતા તરફ ખેંચે છે.

### દાણા બદલાવે છે

કબુતરનું સંવનન ન જોવામાં આવ્યું હોય એવા તો કોઈક જ હશે. કબુતરમાં જેમ જૂનો એટલે લાંબો સમય સાથે રહેલી જોડી તેમ તેઓનું સંવનન જોવાની ઘણી મજા આવે છે. જ્યાં કબુતરને દાણા નાખવામાં આવતા હોય ત્યાં જઈ જોઈએ તો માદા ચણતી હોય ત્યારે નર તો પોતાનું ગળું ફુલાવીને પૂંછડીને ભોંય સાથે ઘસતાં "ઘુટુરૂઘુ ઘુ" કરતો તેની આસપાસ નાચ્યા કરે છે. અને જ્યારે બન્ને ઊડીને ઊંચી જગ્યાએ જઈ બેસે ત્યારે નર પોતે ચણેલા દાણા પેટમાંથી કાઢી માદાની ચાંચમાં પોતાની ચાંચ નાખી ખવડાવે છે. આમ દાણાની અદલાબદલી કર્યા પછી માદાને નર ઉપર વહાલ આવે છે.

### લૂખું સંવનન

મુરઘાં તથા તેતરનું સંવનન જરાય માયાળું નથી. તે તો માદા ઋતુમાં આવે એટલે તેની પાછળ પાંખ જમીન સાથે ઘસીને લીંટા પાડતો દોડે છે. આમ હડી કાઢી દોડ્યા આવતા નરને દેખીને માદા બેસી જઈ તેને આવકાર આપે છે. જ્યારે ગોલ્ડન અને લેડી એમહર્સ્ટ ફેઝન્ટમાં નર માદા પાસે આવી પોતાની ગરદનનાં સફેદ અને કાળા લીંટાવાળાં પીંછાં પોતાની આંખ સુધી પંખાના આકારમાં રાખી પૂંછડીનાં પીંછાં પણ માદા બાજુ કરી આખા શરીરને પણ એ જ બાજુ ઝોક આપી ઘણું મજાનું સંવનન કરી માદાને પોતાની હાજરીનું ભાન કરાવે છે. ગોલ્ડન ફેઝન્ટ ઉત્તર પશ્ચિમ ચીન અને લેડી એમહર્સ્ટ ફેઝન્ટ ટીબેટ અને બર્મામાં થાય છે.

ફેઝન્ટ કુટુમ્બનાં પક્ષીઓનો વસવાટ હિમાલય અને ઉંચાઈ ઉપર આવેલા ઘાટાં વનોમાં છે અને તેઓ બહુ સુંદર પીંછાંનાં રંગવાળાં છે. તેમાં હિમાલયમાં વસનારાવાળાં બહુ નાજુક તબીયત પક્ષી છે પણ મલાયા ચીન અને એ પ્રદેશમાં થતાં આ કુટુમ્બનાં પક્ષીઓ બંધનાવસ્થા સહન કરવાવાળાં છે.



ગોલ્ડન અને એમહર્સ્ટ ફેઝન્ટના નર ત્રણ ચાર માદાને પોતાના જનાનામાં રાખે છે. જ્યારે મોતીલાલ અને હીરાલાલ (Monal અને Tragapon) નામના હિમાલયમાં થતાં ફેઝન્ટ એક પત્નીમાં માનવાવાળા છે.

મોનાલને થાપીયાના નામથી પણ ઓળખવામાં આવે છે. તેઓ હિમાલયની ગિરિમાળમાં આવેલા પાઈન અને ઓકના વૃક્ષોના વનમાં આવેલા નાળાં કે જ્યાં કેટલીક ખુલ્લી જગ્યાઓ પણ હોય એ ઉપરાન્ત તેઓ એવી વસમી જગ્યામાં વસવાનું ધ્યાન રાખે છે કે જ્યાં માણસને પહોંચવું ઘણું અઘરું થઈ જાય. જ્યાં આવી સગવડ હોય ત્યાં તેઓ સારી સંખ્યામાં વસે છે. છતાં ટોળામાં નહિ પણ બે ત્રણની ટોળીમાં ફરે છે. અને ખોરાકની શોધમાં વૃક્ષો નીચે સૂર્ય–પ્રકાશ આવતો હોય એવી જગ્યામાં ફરે છે. જ્યાં જમીનમાં કડણ કંદ કે જે બહુ સામાન્ય રીતે થાય છે તેને પોતાની વાંકી મજબુત ચાંચથી ખોદી કાઢે છે. એ સિવાય ખડધાન્ય, ફૂલનાં બીયાં, કરમદાં જેવાં ફળો, હાલીયા જીવડા અને બીજી જાતનો પણ ઉપયોગ કરે છે.

મોનાલનો સ્વભાવ ખૂબ જ વહેમી છે એટલે જરા જેટલી પણ શંકા થાય કે તરત જ ઝીણી સીટી બજાવે અને સીધા અદ્ધર ઊંચી જગ્યામાં જવા ઊડી નીકળે છે.

પ્રજજન ઋતુમાં, એટલે મે અને જુન માસમાં મોનાલના નરો માદા આગળ સંવનન શરૂ કરી દે છે. જ્યારે જમીન ઉપર હોય ત્યારે પોતાની પૂંછડીની, મોર કરે છે એવી કળા કરે છે જે પોતાની પીઠ સુધી લઈ આવે છે. એ વખતે તેને થોડા થોડા આંચકા આપતો જાય છે. હવામાં પણ તેઓ સંવનન કરતાં જોવામાં આવ્યાં છે કે જેમાં તે બેઠો હોય ત્યાંથી સીધો હવામાં ઊડે. અને અમુક ઊંચાઈએ જઈ ધીરે ધીરે તે નીચો આવે છે. જે વખતે તેની પાંખો પીઠ ઉપર ઊંચી ઊભી રાખી હોય છે અને પૂંછડીને પહોળી કરી તેની સફેદ કડ બતાવે છે.

મોનાલ લગભગ છવીસથી અઠ્ઠાવીસ ઈંચ લાંબું પક્ષી છે. માથા ઉપર મોર જેવી કલગી અને માથું ચળકતું લીલું, પરખાં, ગરદનની પાછળનો ભાગ અને ઉપલી પાંખો ચળકતા જાંબુડીયા રંગની અને નીચે ઉતરતાં લીલી થતી. શાંના પર કાળાં, કડ સફેદ ઉપરનાં પૂંછડી ઢાંકતાં પીછાં ઘણાં ચળકતાં લીલા રંગના અને પૂંછડી લાલ કથ્થાઈ રંગની, પેટાળ કાળા રંગનું, દાઢી અને ગળા ઉપર લીલો ચળકાટની છાંટવાળો રંગ હોય છે. જ્યારે માદા પીઠ ઉપર ઘેરી કથ્થાઈ અને આખા શરીર ઉપર કાળા પીળા અને સફેદ આછા પટા અને છાંટણાવાળી હોય છે.

મોનાલને જીવતો ફરતો ચરતો જોયો તો તેનો રંગ એટલો બધો આંજી નાખે એવો છે કે ઉપલા વર્ણનથી તેને કોઈ પણ ઈન્સાફ આપી શકાયો નથી.

મોતીલાલ ફેઝન્ટ પણ પ્રકૃતિની અજબ રંગપુરણીનો નમુનો છે. છતાં મોનાલ આગળ તો તે બહુ સાધારણ લાગે છે પણ તેનો દેહ રાતા રંગનો અને અંદર મોતી જેવી સફેદ ભાત આંખને પકડી રાખે એવી છે. આ ફેઝન્ટમાં પણ નરનો રંગ ઊડીને આંખે વળગે જ્યારે માદા સાદા કથ્થાઈ રંગની હોય છે. આ બન્ને જાતનાં ફેઝન્ટો હિમાલયમાં ૯ થી ૧૧૦૦૦ ફીટ ઊંચે વસે છે. અને શિયાળામાં થોડા નીચે નરના કાળા માથામાં ન જોઈ શકાય એવા ફુગ્ગા લગભગ ઈન્ચ દોઢ ઈન્ચની લંબાઈવાળા હોય છે. આ ફુગ્ગા નરો સંવનનમાં માદા આગળ ઊભા કરી અને એ જ પ્રમાણે ગળા નીચેની ચામડીનો ઘાઘરો કાઢીને તેના મન ને બન્ને ચીજેનો ઘેરો જુગે રંગ હરણુ કરે છે.

### માળાની લત અને ચાહ

પક્ષીઓ પોતનાં ઈંડાં તથા બચ્ચાંની સંરક્ષણ માટે માળા બાંધે છે. કે જે માળા જમીન ઉપર માત્ર ખોતરીને બનાવવાથી માંડીને સુંદર ગુંથેલા સુઘરીના માળા સુધી જોવામાં આવે છે. આવા માળામાં ઈંડાં મુકી પક્ષી પોતાની ગરમીથી તે ઈંડાં સેવી બચ્ચાં કાઢે છે. જ્યાં સુધી આ બચ્ચાં પોતાના પગ ન થાય ત્યાં સુધી દરેક પક્ષી તેની સારવારની પૂરી કાળજી રાખે છે.





### માળા બાંધવાની ઋતુ

આપણાં પક્ષીઓમાં તો અમુક ખાસ ઋતુ છે કે જ્યારે તેઓ માળા બાંધી બચ્ચાં ઉછેરે છે. આ પ્રજોત્પત્તિનો કાળ જુદી જુદી જગ્યામાં વસતાં એક જ જાતનાં પક્ષીઓમાં જુદો જુદો થઈ જવા સંભવ છે. એનું કારણ તો એ મનાય કે દરેક દેશ અથવા પ્રાન્તના હવામાનમાં ફેર પડે એટલે તેઓની માળા બાંધવાની ઋતુમાં ફેર પડે છે. આપણે ત્યાં તો ચોખ્ખી રીતે બતાય એવી ઋતુ છે. હિમાલયમાં તો વસંતની શરૂઆત સાથે આ માળા બાંધવાનું કામ ચાલે છે. અને વસંત એટલે ફેબ્રુઆરી-માર્ચ કહી શકાય. અને દક્ષિણમાં વર્ષામાં આ ઋતુ જોવામાં આવે છે અને તે આપણું દક્ષિણ-પશ્ચિમ ચોમાસું છે. જે પક્ષીઓ જમીન ઉપર ઈંડાં મૂકતાં હોય અથવા તો વૃક્ષની પોલમાં માળા બાંધી બાળ ઉછેર કરતાં હોય તે બધાં ચોમાસાની શરૂઆત થાય તે પહેલાં પોતાના કુટુમ્બ જીવનથી પરવારી જાય છે. એટલે ઉનાળામાં તેઓ બચ્ચાં ઉછેરી લે છે. એટલે દરેક પક્ષી ફેબ્રુઆરીથી ઑકટોબર સુધીમાં જુદી જુદી જાત જુદે જુદે વખતે પોતાની બાળ ઉછેરની ફરજ પૂરી કરી નાખે છે. આ વખતે વનરાજી અને કીટ સૃષ્ટિ ખૂબ ફાલી ફૂલી હોય છે. માંસાહારી પક્ષીઓ ઑકટોબરથી ફેબ્રુઆરી સુધી બચ્ચાં ઊછેરવાની જહેમત માં પડયાં હોય છે અને ગીધ અને ગરૂડનાં બચ્ચાં માર્ચ એપ્રિલમાં ઊડતાં ફરતાં થઈ જાય છે. આ નાનાં બચ્ચાંને બહુ વિશાળ પેટ હોવાથી તેના મા-બાપને તેઓની ભૂખ સંતોષવા ઘણી મહેનત કરવી પડે છે. એટલે તેઓએ આ વિપુલતાની ઋતુ જ્યારે ચાયાવરો આવી ગયાં હોય તે વખતે શિકારની સગવડ અને સહેલાઈ રહે ત્યારે તે ઋતુની પસંદગી કરી છે.

### ઇંડાંના રંગ

પક્ષીઓનાં ઈંડાંના રંગ પણ પક્ષી પોતાનામાં હોય છે એટલા ભાત ભાતના આવે છે. અથવા તો બીજી રીતે કહીએ તો જેટલા પ્રકારના માળાની બનાવટ તેટલા પ્રકારના રંગ. આ ઈંડાંના રંગ તેઓનો આગળ પડતો વિકાસ બતાવે છે. પક્ષીઓના પૂર્વજ કે જે સરીસર્પ એટલે પેટ ચાલવાવાળાં પ્રાણી છે તે બધાં તો અત્યારે પણ જેવાં સફેદ રંગનાં ઈંડાં મૂકે છે તેવાં ઈંડાં તે વખતે મૂકતાં હશે. અને એને જોઈએ તેટલું રક્ષણ તે જે ઠેકાણે મૂક્યાં હોય તે જગ્યા જ કરતી. ઈંડાં ઉપર રંગ હોવો એ પણ રક્ષણ માટેનું ખાસ કારણ કેમ ન હોય. અને જેવા પ્રકારના માળામાં તે મૂક્યાં હોય તેને અનુકૂળ તેનો રંગ હોય છે.

### ટીટોડીના ઇંડાંનો રંગ

આપણે ત્યાં ટીટોડીઓ બે પ્રકારની થાય છે. એક તો લાલ માંજરવાળી જેને (Red-Wattled Lap-Wing) અને બીજી પારસન ટીટોડી અથવા ઝર્દી એ (YellowWattled-lap-wing) કહીએ છીએ.

ટીટોડીને માટે વધારે વર્ણનની જરૂર જણાતી નથી કારણ કે એ પક્ષી નહિ જોયું હોય તો ઉનાળાની અજવાળી રાતમાં "ટીટીટીહટ" અવાજ તો જરૂર સાંભળવામાં આવ્યો હશે. જેની પાંખો તડકામાં લીલાશ પડતી કથ્થાઈ અને ઊડે ત્યારે બન્ને પાંખમાં આપણે પલોંઠી વાળીએ અને જેવો ઘાટ થાય તેવા ઘાટનો સંતાયેલો સફેદ પટ્ટો અને પેટાળ સફેદ રંગનું. ચહેરો કાળા રંગનો, તેની સાથે છાતી અને મથાળું પણ એવા કાળા રંગનું. આંખ ઊપર રાતા રંગની જાડી ચામડી આગળ આવતી હોય. નર માદાના રંગમાં જરાય તફાવત નથી. પ્રજનન ઋતુ સિવાય તેઓ ચાર છ અને તેથી વધારે સંખ્યામાં દેખાય છે.

ટીટોડીને વસવા માટે ખુલ્લી જગ્યાઓ, ખેડેલાં ખેતરો અને ગૌચર બધું પસંદ પડે છે. એ સિવાય ગીલા અને પાણી કાંઠે તેઓ અચુક વરતાય છે. પણ ખાસ કરી ઊનાળામાં. ટીટોડી અમુક પ્રકારે બીજાં ચોપગાં કે પાણીમાં વસતાં પ્રાણીઓની ચોકી કરે છે. એ ચઢાવો આપે એટલે પાણીમાં વસતી મગરને કાંઠા ઊપર બેઠી હોય ત્યાંથી પાણીમાં ઘુસી જતાં ઘણી વખત જોઈ છે. તેઓ લગભગ જમીન ઊપર



વસે છે. થોડું દોડી વળી અટકી જાય. અને પોતાનો જીવાતનો ખોરાક શોધતી જાય. વળી મધ્ય રાત્રીએ પણ ટીટોડી તો જાગતી જ હોય છે. એટલે વગડામાં વસતા માણસોને આસપાસ શું બને છે તેની ખબર આપી દે છે.

પારસન ટીટોડીનો રંગ લગભગ ટીટોડી જેવો જ પણ જ્યાં ટીટોડીને લાલ રંગ ત્યાં એને પીળો રંગ, કદ નાનું અને બનતાં સુધી સૂકી જમીન વસવાટ માટે વધારે પસંદ કરવાવાળી છે. એનો અવાજ "કરતી તી વૃત" નથી પણ 'ટ્વી ટ્વી ટ્વી" એવો છે.

આ બન્ને ટીટોડીનાં ઈંડાં સાવ ખુલ્લી જમીન ઉપર મૂકેલાં હોય છે. આ ઈંડાં તદ્દન જમીન સાથે ભળી જાય એવાં રંગનાં હોય છે. એમ જમીન ઉપર ઈંડાં મૂકતાં બીજાં ઘણાં પક્ષીનાં ઈંડાંનો રંગ જમીનની સાથે તદ્રુપ થઈ જાય એવો હોય છે. એટલે આપણાથી થોડાક છેટે હોય તો પણ નજરે ચઢતાં નથી અને ક્યારેક ખાસ તેને શોધવા નીકળ્યા હોઈએ ત્યારે આવું બને છે. એ જ પ્રમાણે એક જલમાંજર ( Jacana ) કરીને પક્ષી આપણે ત્યાં થાય છે તેને જલમાંજર શા માટે કહ્યું તે જાણવા જેવું છે. જ્યારે તેઓ ઊડે છે ત્યારે જાણે મીંદડાના "મીયાઉં" જેવો જ શબ્દ ઉચ્ચારે છે એટલે તેને જલમાન્જાર કહ્યું.

બહુ બહાર પડતા કાળા અને ધોળા રંગનું આ પક્ષી ખાસ કરીને પાણી ઉપર જ વસે છે. તેની એક વિશિષ્ટતા એ છે કે તેના પગનાં આંગળાં ખૂબ લાંબાં હોય છે. આવા લાંબાં આંગળાંને લઈ તેનું વજન મોટી સંખ્યામાં વહેંચાઇ જવાથી તેને પાણી ઉપર થતી વનસ્પતિ કે કમળનાં પાંદડાં ઉપર દોડવાનું સહેલું પડે છે. એટલે તેના માળા તે કમળના પાંદડાં ઉપર કે પાણીમાં થતાં શીંગોડાં કે બીજી વેલો ઉપર બનાવી તેમાં ઈંડાં મૂકે છે. આ ઈંડાંનો રંગ તે વનસ્પતિ સાથે મળી જાય એવો આછો લીલો હોય છે.

જળમાન્જાર લગ્ન ઉપર પોતાના વાઘા બદલે છે. વળી માદા પણ આ વાઘા બદલીને નર જેવી જ થઈ જાય છે. પણ બાળ ઉછેર પૂરો કરી તે પાછાં ઝાંખા કથ્થાઈ અને સફેદ રંગનાં થઈ જાય છે. અને લગ્નના વાઘા સજે ત્યારે તેને લાંબી દાતરડાના આકારની પૂછડી શોભી રહે છે તે પણ પછી ચાલી જાય છે.

આવા આસપાસના વાતાવરણને બંધ બેસતા રંગો જોયા પછી કેટલાક નવાઈ ઉપજાવે એવા ગૂઢ દેખાય એવા રંગના ઈંડાં સાવ ખુલ્લી જગ્યામાં મળે છે. તેનો દાખલો લઈએ તો ચીંચુગાં બટેર કે જે નાનું બટેર છે ( Rain-Quail ). ચોમાસામાં પીંક પીંક કરતું ક્યારેક રાતના માથા ઉપરથી ઊડતું નીકળતું સાંભળવામાં આવે છે તેનો રંગ ઉપર કથ્થાઈમાં ભાતવાળો અને છાતી વચ્ચે કાળા ડાઘો આવે છે. તે પોતાનાં ઈંડાં ઘાસના વીડકામાં મૂકે છે. એ ઈંડાં જલદી વરતાય નહિ એવા રંગનાં હોય છે. જ્યારે લવાં ( Bush-Quail ) એ પણ જાળા ઝાંખરાંવાળી કાંટો અને ડુંગરમાં વસે છે છતાં તે પોતાનાં ઈંડાં છુપાવવાની બહુ તકલીફ લેતાં નથી અને રંગમાં પણ સફેદ હોવાને અંગે સાફ વરતાઈ આવે એવાં છે.

**માળાના નમુના**

હિન્દમાં આટલા નીચે જણાવ્યા તેટલા પ્રકારના માળા જોવા મળી આવે છે.

સૌથી પહેલો પ્રકાર તે જમીન માત્ર ખોદી કે ખરવડીને બનાવેલા તેમાં કેટલાક તદ્દન ખાલી જ રાખે અને કેટલાક અંદર ઘાસનાં તણખલાં વાપરીને માળો બનાવે છે તેવાં પક્ષીઓમાં આપણે ઉપર જોઈ ગયા તે બટેર લવાં, જંગલી મુરઘાં અને ખાસ કરી જમીન ઉપર વસવાટ કરવાવાળાં પક્ષીઓ આવે છે. ટીટોડીઓ પોતાનો માળો ઝીણાં કાંકરાં લાવીને બનાવે છે અને વા બગલી અથવા ફનાઈ (Turn) સાવ કાંઈ ચીજ વાપર્યા વગર અથવા તો પાણી વચ્ચેના બેટ ઉપર થતી વનસ્પતિ પાસે જમીન સાફ





કરી ઈંડાં મૂકે છે. આ પક્ષીનાં બચ્ચાંનું રક્ષણ પ્રકૃતિ તેના દેહ ઉપર ન વરતાય એવો રંગ ભરીને કરે છે

હવે જે માળા સાંઠીકડાં તીરખા વગેરે સાધનોથી વાટકા જેવા ઘાટના અંદરથી ઘાસ, પીછાં, કાથો વગેરે વસ્તુઓ વાપરી સુંવાળા બનાવેલા આવે છે. આ ઘાટના માળા વૃક્ષ, મકાન અથવા મોટા પથ્થરની ટેકરી ઉપર બનાવેલા હોય છે. અને પક્ષી સમાજમાં આવા પ્રકારના માળા બનાવી બાળઉછેર કરનાર ઘણા સભ્યો છે. દાખલા તરીકે કાગડા, સમળી, હોલા ગીધડાં, અને જળકાગડા તથા બગધીંગની જાતો સિવાય બીજાં બુલબુલ જેવાં અસંખ્ય પક્ષીઓનો પણ સમાવેશ થાય છે.

કાગડા માટે કાંઈ પણ લખવું એ તો જાણે આપણે જ્યાં વસીએ છીએ ત્યાં આંખો બંધ રાખીને પ્રકૃતિએ આપણી આસપાસ બીજી કેવી સૃષ્ટિ બનાવી છે તેની તરફ બેદરકાર રહેવા જેવી વાત છે. છતાં તેની વિશષ્ટતાઓ તો જરૂર જાણવી જોઈએ.

આપણામાં એક તો ખાસ વાત એ પ્રચલિત છે કે કાગડાને માત્ર એક જ આંખ હોય છે પણ કહીએ કે તેને તો બે આંખો ચોખ્ખી વરતાય છે તો કહે છે કે એક ડોળો હશે.

અવલોકન કરતાં એવું પણ જોવામાં આવ્યું નથી. પણ કાગડાની સામજ એવી કે જેનામાં પુરાં બત્રીશ લક્ષણ હોય તેને કોણ હેરાન કરી શકશે, લાકડી છે કે બંદૂક, પોતાના માળા વાળા વૃક્ષ ઉપર ચઢનારની ઓળખાણ, પોતે આ બધું ગોઠવ્યું છે તેમાં ફસાઈ તો નહિ જાય એ બધો વિચાર કરી પછી તેની પાસે જવાની હિંમત કરે છે. આ બધી તો તેની ચતુરાઈની વાતો થઈ પણ કાગડા બહુ ખરાબ રીતે માત્ર બે વ્યક્તિઓ પાસે છેતરાઈ જાય છે. એક તો કોયલ. ગમે એમ કરીને ભૂલથાપ આપી પોતાનાં ઈંડા તેના માળામાં મૂકી તેના બચ્ચાં કાગડાના લાલન પાલનમાં ઉછેરાવે છે અને જ્યારે તે બચ્ચાં લગભગ પોતાના પગભર થઈ જાય ત્યાં સુધી કાગડાનો કેડો છોડતાં નથી. અને છતાં પણ જ્યારે તે બચ્ચાં કોયલનો ટહુકાર કરે છે ત્યારે તેને પોતાની છેતરામણ ઉપર કાળ ચઢે છે એટલે પેલા કોયલનાં બચ્ચાંને મારે છે. કોયલનાં બચ્ચાં વધારે માર ખાતાં પોતાની જાતમાં ભળી જાય છે.

બીજે ઠેકાણે કાગડાને છેતરાતાં જોયા હોય તો તેને પકડનાર શિકારીથી. આ શિકારી સાધુ બાવાનો વેશ કાઢી ગામડાના તમામ કાગડાને પોતે ગોઠવેલા દાવમાં લઈ આવી દોરી ખેંચી લગભગ તમામને જાળમાં રોકી લે છે. આ દાવ જોવાની ખૂબ મજા આવે છે.

આપણે ત્યાં જૂનમાં કાગડા પોતાના અવ્યવસ્થિત ગોઠવણીવાળા માળા બનાવવામાં સાંઠીકડાં અને ઘાસ બાંધવાના વાળા વાપરી લે છે કે ગમે તેવો તોફાની પવન તેને ઉથલાવી નાખવા અશક્ત નીવડે છે. આ તો તેનો પાયો થયો પણ જ્યાં ઈંડાં મૂકવાની અગલ જગ્યા બનાવી હોય તેમાં તો કાથો અને એવા બીજા રેસા ગોઠવી સુંવાળો કરે છે. આવા માળામાં ઝાંખા ભુરા લીલા રંગ ઉપર કથ્થાઈ ડાઘા' તથા છાંટણાંવાળાં ત્રણથી ચાર ઈંડાં મૂકે છે. માળો બનાવવામાં નર માદા બન્ને સરખો હિસ્સો લે છે અને બચ્ચાં ઉછેરવામાં પણ માબાપ બન્ને ખૂબ કાળજી રાખે છે.

કાગડાની બુદ્ધિની વાતમાં એક વાત ખાસ ધ્યાન ઉપર આવે છે. તે એ કે જ્યારે તેઓ માળો બનાવતાં હોય છે ત્યારે તે સાંઠીકડું પસંદ કરીને તેના બન્ને છેડા પાણીમાં ભીંજાવે છે અને ક્યારેક તો આખા સાંઠીકાને પાણીમાં બોળે છે એથી એમ સમજાય છે કે તેને વાળવાનું સહેલું પડતું હશે. પછી તે વાળો હોય તો પણ પાણીમાં પલાળતાં જોવામાં આવે છે આથી બુદ્ધિ કરતાં પ્રાકૃતિક પ્રેરણા કહેવી વધારે અનુકૂળ રહેશે.

★

# નોધારાનો આધાર

રામરત્ન બડોલા
અનુ૦ હરિપ્રિયા પંડિત

વનવગડાના વિજન પ્રદેશમાં કોઈક સાવ નોધારાને આધાર રૂપી સ્વજન સાંપડી આવે છે ત્યારે એની ખુશનસીબી ઉપર તો ઈશ્વર પણ ખુશખુશાલ નથી બની જતો? એવી જ હૈયા-વિદારક આ વાર્તા સાથે એકરૂપ થવાનો આપણો પ્રયત્ન પણ આંસુ વાટે પીગળી જાય તો નવાઈ નહીં!

પર્વતોની લાંબી હારમાળા, પહાડી જંગલોની છાયા, નાનાં નાનાં ઝરણાં અને ઠંડો પવન—એવી એ સાંજને હું કદી નહીં ભૂલી શકું. હું ઘોડા પર બેસીને જઈ રહ્યો હતો. મારે હજી તો પાંચ માઈલ આગળ જવાનું હતું. નિર્જન જંગલમાં એટલું અંતર કાપવું એ નાનીસૂની વાત નહોતી.

હું આ રસ્તાથી પરિચિત હતો કારણ કે આ જ રસ્તે મારી વિધવા બહેનનું સાસરૂં આવતું હતું. જ્યારે એને મળવાનું મન થાય ત્યારે અહીં આવીને એને આશ્વાસન આપવાનું અને એના સૂના જીવનમાં ભાઈનું વહાલ આપવાનું હું ચૂકતો ન હતો. વળી એની આર્થિક તંગીને લીધે કપડાં-પૈસા પણ આપતો રહેતો હતો. આજે આવા જ કામ માટે હું આ તરફ નીકળ્યો હતો. ત્યાં તો ગીચ ઝાડીમાંથી કોઈક કાલા બોલ સંભળાયા: 'એ ઘોડેસ્વાર, ક્યાં જાઓ છો? આવો, ચા પીને જાઓ, તમે મારા મામા છો ને?'

'આ નિર્જન વનમાં કોણ છે?' મેં ચમકીને પૂછ્યું.

'હું, સર રઘુનાથપ્રસાદ.'

મેં આમતેમ જોયું પણ કોઈ દેખાયું નહિ. એટલામાં એક બાજુથી હસવાનો અવાજ સંભળાયો ને એક નાનો છોકરો મારી પાસે આવીને બોલ્યો: 'મને નથી જોતા?'

'તું જ સર રઘુનાથ છે?'

'હાસ્તો. તમે ઘોડા ઉપરથી ઊતરો તો ખરા.'

'તું ક્યાં રહે છે?' મેં ઘોડા પરથી ઊતરી એને તેડી લીધો.

'અહીં જ.'

'આવા જંગલમાં?'

'આવો, તમને મારું ઘર બતાવું.' એમ કહીને એ નીચે ઊતરી ગયો, મારી આંગળી પકડીને સામેની ટેકરી પર લઈ ગયો અને નીચે જોઈને બોલ્યો—'એ રહ્યું અમારૂં ઘર.'

મેં જોયું, લગભગ એક ફર્લાંગ દૂર એક ઝૂંપડી હતી, તેમાં દીવો બળતો હતો. મેં મારી યાદશક્તિને કસી. ત્રણ વર્ષ પહેલાં અહીં આવી એક પણ ઝૂંપડી નહોતી આવું વિચારતો હતો ત્યાં નાનું બાળક બોલ્યું: 'ચાલો મારે ઘેર.' તેણે મારી આંગળી જોરથી ખેંચી હું વગર બોલ્યે તેની પાછળ ખેંચાયો. અંધારૂં ગાઢું થતું હતું અને મારે મારી બહેન પાસે પહોંચવું હતું. મેં કહ્યું: 'ફરી કોઈ વખત આવીશ.'

'ઉં, ઉં, ઉં,' તેણે જીદ પકડી.

શું કરવું તેના વિચારમાં હું હતો. [illegible] ફરફર પણ આવતી હતી રઘુના કોટને હાથ અડકાડ્યો તો ભીનો લાગ્યો. મેં પૂછ્યું: 'અહીં કેમ આવ્યો? ઠંડી લાગશે.'

'મને ટાઢ નથી વાતી. હું આઇસક્રીમનો પહાડ જોવા અહીં આવું છું. જુઓ પેલો દેખાય—આઇસક્રીમનો પહાડ. કેટલો મોટો છે! કોઈ મને ત્યાં લઈ જાય તો બધો આઇસક્રીમ ખાઈ જાઉં.' દૂર આકાશમાં છવાયેલાં સફેદ વાદળ, બરફથી છવાયેલા પર્વત સાથે ચોંટેલાં હતાં, તે તરફ આંગળી કરીને બાળકે કહ્યું. પર્વતનું શિખર સાચે જ આઇસક્રીમના પહાડ જેવું લાગતું હતું. પણ મને નવાઈ એ લાગી કે આવા પહાડોમાં રહીને એ આઇસક્રીમનું નામ ક્યાંથી જાણતું થયું! આપણા દેશમાં જંગલો ને પહાડોમાં આઇસક્રીમ વેચવા કોણ જાય છે ને એની જરૂરે પ શી છે?





'ચાલો ને!' બાળકે મારી આંગળી ખેંચી.

× × ×

અમે ઝૂંપડી પાસે આવી પહોંચ્યા. હું બારણા આગળ ઊભો રહ્યો. પણ 'સર' રઘુનાથના નાના હાથમાં મારી આંગળી એવી જકડાઈ ગઈ હતી કે હું છોડાવી ન શક્યો અને મંત્રમુગ્ધની માફક તેની પાછળ પાછળ ઘસડાયો.

'બા! બા! મામા આવ્યા. તે પલળ્યા છે,' એવું કહેતો રઘુનાથ મારી આંગળી છોડીને ખાટલા પર સૂતેલી એક માંદી બાઈને ઢંઢોળવા માંડ્યો. મારી સ્થિતિ વિચિત્ર હતી, હું દર્દી અને ઝૂંપડીનું નિરીક્ષણ કરતો હતો. શું કરવું એની સમજ પડતી નહોતી. દર્દી સ્ત્રીએ મહામહેનતે ઊઠવાનો પ્રયત્ન કરતાં કહ્યું:

'બેસો.'

મારે કહેવું પડ્યું: 'હું બેસું છું, તમે તમારે સૂઈ રહો.'

'રઘુ, ગાંડા છે! જો તો, તારા મામાને બરાબર બેસાડ, પેલા મૂઢા ઉપર ધોયેલો રૂમાલ પાથરી આપ.' દર્દીએ કહ્યું.

રૂમાલ પાથરીને મારો હાથ ખેંચતાં રઘુ બોલ્યો: 'બેસોને હવે!'

મેં કહ્યું: 'ઊભો રહે, ઘોડાને ઝાડ સાથે બાંધી આવું. પછી બેસું.'

'હું બાંધી આવું છું, તમે બેસો,' કહીને રઘુ બહાર જતો રહ્યો.

'બાળક છે, ક્યાંક ઘોડો લાત ન મારે—' મેં કહ્યું.

'તમે નિરાંતે બેસો; રઘુ કરશે.' દર્દી બાઈએ કહ્યું અને થોડીવાર છત તરફ તાકીને એણે એકદમ ધ્રુસકે ને ધ્રુસકે રડવા માંડ્યું. રૂંધાયેલા અવાજે એણે કહ્યું:

'તમને રઘુએ તકલીફ આપી, માફ કરજો. વાત એમ હતી કે મારી સ્થિતિ હવે બહુ સારી નથી. આ દુનિયામાંથી વિદાય લેવાનો સમય બહુ નજીક આવી પહોંચ્યો છે. રઘુ મને પજવતો હતો એટલે એને ફોસલાવવા માટે મેં કહેલું કે તારા મામા આજે આવવાના છે. અને ગાંડો તમને અહીં ખેંચી લાવ્યો. મને માફ કરજો. છોકરાને એટલી ખબર નથી કે દુનિયામાં મારા સિવાય એનું કોઈ જ નથી અને હું પણ હવે બે ઘડીની મહેમાન છું. જ્યારે રઘુ તોફાન કરે છે ત્યારે એને પટાવવા દૂરના એક ઊંચા પર્વતના શિખરને બતાવીને કહું છું—જે હંમેશ બરફથી છવાયેલું હોય છે ને એક સુંદર આઈસક્રીમના પહાડ જેવું ભાસે છે—કે થોડા દિવસમાં તારા બાપા આવશે ને આઈસક્રીમના થેલા ભરીભરીને લાવશે. એ બે વર્ષથી આઈસક્રીમ બનાવે છે અને એમણે આઈસક્રીમ બનાવી બનાવીને એક મોટો ઢગલો ભેગો કર્યો છે. રઘુ એ પહાડ તરફ ધ્યાનથી જુએ છે ને મનમાં ગૌરવ લે છે કે એના બાપાએ આટલો બધો આઈસક્રીમ બનાવ્યો છે!'

'રઘુના પિતા શું કરે છે?' વિચલિત મને મેં પૂછ્યું. દર્દી સ્ત્રી પુષ્કળ રડી. વાતાવરણ એકદમ કરુણ બની ગયું. મને નવાઈ લાગી કે આટલી ઊંડી ઊતરી ગયેલી આંખોમાં આટલું સાગર જેટલું પાણી ક્યાંથી સમાયું હશે?—જેમાં ભરતીનો ઘૂઘવાટો છે, અને શાંત પાણીની સ્થિરતા ને સૌમ્યતા પણ છે! હું શૂન્યવત્ બની ગયો. શું કરવું તેની મને બહુ સમજણ નહોતી પડતી. એનાં સતત વહેતાં આંસુ જોઈને મને પણ રડવાનું મન થયું ને એમ થયું કે એનાં આંસુ લૂછીને જાણે એમ કહું કે 'બહેન, દુ:ખી, રણમેદાનમાં ઝૂઝતી વીરાંગના અને સમજુ બહેન, રડવાથી શું વળશે? હૃદયમાં ભોંકાયેલા કાંટા રડવાથી ઓગળશે ખરા?' પણ આમાનું કશું હું કહી શક્યો નહિ ને બહુ રોકવા છતાં મારી આંખોમાંથી ટપ ટપ પાણી પડવા માંડ્યું.

મારી એ ધર્મની બહેન સુકાયેલાં પાંદડાની જેમ ધ્રુજી ઊઠી ને ખાટલામાં બેઠી થઈ. અચાનક તેનું

રુદન બંધ થઈ ગયું. તેણે પોતાના જીર્ણ ને ધ્રુજતા હાથે મારાં આંસુ લૂછ્યાં ને ફરી પાછી પથારીમાં પટકાઈ. કહેવા લાગી : 'મેં તમને રડાવ્યા, હું પાપી છું. હું તમને રડાવીશ નહીં.' કહેતાં કહેતાં તેની આંખમાંથી આંસુ વહેવા માંડ્યાં.

તે સૂતાં સૂતાં બોલી : 'હું દુર્બળ છું, અશક્ત છું, બિમાર છું; તેથી આંસુ રોકી શકતી નથી પણ ઈશ્વરને ખાતર, તમે ન રોશો. હું મહેમાનને રડતા નથી જોઈ શકતી. રઘુના મામાને હું શું કામ રડાવું?' અને તે મને પગે લાગી.

'એની જરૂર નથી. હું વચન આપું છું કે નહીં રોઉં. પણ તમેય ન રુઓ તો?'

'સારું, નહીં રહું. રઘુએ જ્યારે તમને મામા બનાવ્યા છે તો આશા છે કે હું તમને ભાઈ તરીકે સંબોધી શકીશ, એ તમને ગમશે ખરું?'

'મને એ સંબોધન ગમશે. આ ટમટમતા દીવાના સમ ખાઈને કહું છું કે હું આજથી તમને મારાં બહેન માનીશ ને રઘુને ભાણેજ.'

'આજે બે વર્ષ પછી મને સ્વર્ગીય આનંદ સાંપડ્યો છે. પહેલી જ વાર! આજે હું કહી શકું છું કે દુનિયામાં મારું કોઈક તો છે. મને એટલી નિરાંત થાય છે કે મારા મરણ પછી રઘુનું પણ કોઈ છે. અભાગણી બહેનની ઝૂંપડીમાં આવેલા મોટા ભાઈને કોણ પગે ન લાગે!' કહેતાં તેણે ઊઠવાનો પ્રયત્ન કર્યો તેની આંખોમાંથી એક નવી આભા ફૂટતી હતી.

'ઊઠવાની જરૂર નથી, હું તમારા ખાટલા પાસે આવું છું'

એટલામાં રઘુએ આવીને કહ્યું કે તેણે ઘોડાને ઝાડ સાથે બાંધી દીધો છે. ને પોતે આમતેમથી થોડું ઘાસ એકઠું કરીને ઘોડાને નીર્યું છે. જ્યાં સુધી ઘોડો ઘાસ ખાતો રહ્યો, ત્યાં સુધી એને જોવાની બહુ મઝા પડી.

રઘુએ માના ગળામાં હાથ પરોવીને પૂછ્યું: 'મા, બાપાજી થેલામાં આઈસક્રીમ ભરીને ક્યારે લાવશે?' વાતાવરણ એકદમ પલટાઈ ગયું. બહેનનું હાસ્ય વીજળીની જેમ ક્ષણમાં દૂર થઈ ગયું. તોફાન જતું રહે પછી આકાશ જેવું ખળભળે છે ને આબોહવા શાંત થઈ જાય છે એવી જ સ્થિતિ ઝૂંપડીની થઈ. રઘુએ થોડીવાર પછી ફરી એનો એ પ્રશ્ન પૂછ્યો ત્યારે માએ મહામહેનતે જવાબ વાળ્યો:–' કાલે આવશે હોં! તું હવે સૂઈ જા.'

'ના, મને ભૂખ લાગી છે.'

'ખાવાનું થશે એટલે તને ઊઠાડીશ.' માએ તેને પટાવ્યો. બહુ સમજાવ્યા પછી 'સર' રઘુનાથ માન્યા ને ખાવાનું થાય એટલે જગાડવાની શરતે એ ઊંઘ્યા. રઘુ છાનોમાનો સૂઈ ગયો એટલે એની માએ કહ્યું: 'કમનસીબ બાળક! આજે તો મારામાં હાથ–પગ હલાવવાની ય શક્તિ નથી. તને શી રીતે ખવડાવીશ? એવું લાગે છે કે થોડાક કલાકમાં જ હું તારા શબ્દોમાં પેલા આઈસક્રીમના પહાડ પર પહોંચી જઈશ, જ્યાંથી કોઈ પાછું નથી આવતું.' માએ એને વહાલપૂર્વક ચૂમી લીધો ને કહ્યું: 'મારો લાડકો! મારી આંખોનો પ્રકાશ! આજે તો તું ભૂખ્યો જ સૂતો છે ને કોણજાણે કેટલીય રાતો આમ ભૂખ્યા સૂઈને કાઢી છે ને હજુ કેટલીય કાઢવાની છે!' એની આંખોમાં આંસુ ઊભરાયાં હતાં,

'રડોશ નહીં, બહેન! રોવાથી તારી તબીયત વધારે બગડશે.'

'તબીયત સારી ય ક્યાં છે તે ખરાબ થશે? હવે થોડા કલાક સારુ તંદુરસ્તીની કાળજી શું કામ રાખું? આ છેલ્લી ઘડીએ રઘુને ફોસલાવીને સુવાડી દીધો છે તે એટલા માટે જ કે એ મૃત્યુની ભયંકરતા ન જોઈ શકે ને એ એવું જ માનતો રહે કે હું પણ એના બાપની જેમ આઈસક્રીમના પહાડ ઉપર આઈસક્રીમ લેવા ગઈ છું.'





તે ફરી રડવા લાગી : 'હું તમને વિનવું છું કે મને છૂટે મોંએ રડવા દો. મારા હૃદયની બળતરાને આંસુ દ્વારા ઓલવવા દો. હવે મારી પાસે આંસુ સિવાય કશું જ બાકી નથી. એકવાર તે એવી જોરથી રડી પડી કે તેનો શ્વાસ રૂંધાઈ ગયો. એક આંચકી આવી ને આંખોના ડોળા એકદમ બહાર આવી ગયા. મને બીક લાગી કે એ મરી ગઈ કે શું ? ત્યાં તો દસેક મિનિટ પછી એ બોલી : 'પાણી પાશો.'

મે જોયું કે એ પોતે ગ્લાસ પકડીને પાણી પી શકે એવી સ્થિતિમાં નથી. આથી મેં જાતે પીવડાવ્યું. પાણી પેટમાં ગયું એટલે ભાન આવ્યું. તેનું શરીર પરસેવાથી રેબઝેબ બન્યું હતું. એણે ધીમા અવાજે કહ્યું: 'ભાઈ, મારે જવાનો કાળ આવ્યો છે. રઘુને તમારા સિવાય કોઈ નથી. હું એને તમને સોંપું છું. મને વિશ્વાસ છે કે તમે એને તમારો ભાણેજ માનીને નવું જીવન આપશો.'

'મને બરાબર ઓળખ્યા વગર સોંપો છો બહેન ?'

'ઓળખવાની હવે જરૂર નથી. રઘુના મામા બનવાની તમારી પ્રતિજ્ઞામાં મને વિશ્વાસ છે. તમારી માનવતા જ તમારી પૂરી ઓળખાણ છે.'

'હું રઘુની સંભાળ તનમનથી રાખીશ.' હું મનમાં તો મીણની જેમ પીગળી ગયો હતો. પણ આંસુ બહાર નહોતો આવવા દેતો. એમ થતું હતું કે હું પણ ખુલ્લે અવાજે રડી લઉં, પણ બિમાર બહેન પર એની ખરાબ અસર પડે એ ભયે રૂદનને અંદર ને અંદર શમાવી દીધું. મેં હાથ જોડીને વિનંતિ કરી: 'જો વાંધો ન હોય તો તમારી વાત મને કરો. રઘુ મોટો થશે ને પૂછશે ત્યારે કાંઈક તો કહેવું પડશે ને ?'

મને ભય હતો કે એ ચિડાઈ જશે. પણ એ બરફની મૂર્તિની જેમ શાંત, ઠંડી ને નિર્મળ લાગતી હતી. તેણે નિસાસો નાખીને કહ્યુંઃ 'તમારો સવાલ બરાબર છે. રઘુના બાપાજી અહીં આવ્યા તે પહેલાં લખનૌની એક નિશાળમાં શિક્ષક હતા. ખાનગી નિશાળ હતી એટલે પગાર થોડો મળતો હતો. કામ બહુ કરતા હતા. શરીર બહુ સારૂં નહોતું. એટલે બહુ કામને લીધે માંદા પડયા. હોમીયોપથી, આયુર્વેદિક, એલોપથી—બધી દવાઓ કરી. કાંઈ ફાયદો થયો નહિ એટલે લખનૌની મેડીકલ કોલેજમાં 'એક્સ–રે' લેવડાવ્યો. ડૉક્ટરોએ કહ્યુંઃ "એમને ક્ષય થયો છે, પહાડ પર લઈ જાઓ." ત્યારે અમે આ જગ્યાએ આવ્યાં. પતિના દવાદારૂ માટે સારાં ઘરેણાં પણ વેચી માર્યાં કારણકે મારું સાચું ઘરેણું તો મારા પતિ હતા, એમનું રક્ષણ એ મારું ધ્યેય હતું.'

'તમે માંદાં શી રીતે પડી ગયાં!'

'જેમ ગરીબી ગરીબીને આમંત્રે છે એમ માંદગી માંદગીને નિમંત્રે છે. જે દુઃખો સહેવા પડયાં એનાથી હું રોગોનો શિકાર બની ગઈ એમાં નવાઈ શી ?'

એની રામકહાણી સાંભળીને મારું હૃદય દ્રવી ગયું હતું ને આંખો પણ ભરાઈ ગઈ હતી. એણે પાસુ બદલ્યું. કેટલી અશક્ત હતી એ ! મેં અનુમાન કર્યું કે એ માત્ર છવ્વીસ–સત્તાવીસ વર્ષની જ હશે ! એના જર્જર શરીર પરથી એમ લાગતું હતું કે એ ક્યારેક ખૂબસુરત નહીં હોય તો પણ સુંદર તો હશે જ. હવે તો તેનું શરીર ખેતરોમાં પશુ–પક્ષીઓને બીવડાવવા માટે ઊભા કરેલા ચાડીયા જેવું—ખોખા જેવું થઈ ગયું હતું. એની જીવનલીલા ખતમ કરવા માટે કાળના એક જ ઝપાટાની જરૂર હતી.

તેનું બાળપણ, કિશોરાવસ્થા, યુવાની, માબાપનું વહાલ, લગ્ન, લગ્ન પછીની જિંદગી, નવદંપતિની આશાઓ, ગૃહજીવનનો આનંદ, રઘુનો જન્મ, માતૃત્વ પ્રાપ્ત કર્યા પછીની નવી કલ્પનાઓ, રઘુનાથને 'સર'નો ઈલ્કાબ મેળવી શકે એવી યોગ્યતાવાળો બનાવવાની બાપની તમન્ના, જુવાન પિતાની બિમારી, બધી જ આશાઓ પર બરફનો ઠંડો માર, રઘુની અનાથ અવસ્થા, સ્ત્રીનું સંઘર્ષમય જીવન—આ બધું કલ્પના-ચક્ષ સમક્ષ તરવા લાગ્યું. સિનેમાના પડદા પર

જાણે આ બધું જોયા પછી અંતિમ દૃશ્ય—જાણે નાયિકા તરફડી તરફડીને મરવાની તૈયારીમાં હોય એવું લાગ્યું. મારા મગજની નસો ખેંચાઈ,

સૂતાં સૂતાં એ બબડી : 'હા, હું જરૂર તમારી પાસે આવીશ. હવે મને અહીં નથી ગમતું, પણ ત્યાં આવું કેવી રીતે ? મારો શ્વાસ રૂંધાય છે. નસો ખેંચાય છે. રઘુની મને ચિંતા નથી. તેના સામા આવી પહોંચ્યા છે. મને એમના પર વિશ્વાસ છે; તે સારા માણસ છે.'

મારી વિચારમાળા તૂટી ગઈ. મેં એકદમ પૂછ્યું: 'શું છે બહેન ?'

એની તંદ્રા દૂર થઈ. તેણે કહ્યું: 'હું સ્વપ્નું જોતી હતી. હવે બોલાતું નથી. ગળું સૂકાય છે. પાણી... પા......ણી.'

મેં રૂમાલ ભીનો કરીને એના મોંમાં ટીપાં પાડ્યાં. એણે શાંતિ અનુભવી. ઈશારાથી મને સમજાવ્યું કે રઘુને બીજે સુવાડો. થોડીવાર સુધી તે રઘુના મોં સામું જોઈ રહી ને એના ગુલાબી ગાલ પર પોતાનું માથું ઢાળી દીધું. જાણે રઘુને માનો છેલ્લો પ્રેમ મળી રહ્યો. મેં રઘુને નીચે સૂવડાવી દીધો.

એટલામાં બહેનનો શ્વાસ ઉપડ્યો. તેનાથી હવે બોલાતું નહોતું. એણે છેલ્લીવાર પોતાની શક્તિ એકઠી કરીને હાથ જોડીને વિદાયના પ્રણામ કરી લીધા. મેં પણ એનો જવાબ વાળ્યો. ત્યાં તો એનો છેલ્લો શ્વાસ નીકળી ગયો.

બહુવાર સુધી હું નિશ્ચેતન થઈને બેસી રહ્યો. શું કરવું એ સૂઝતું નહોતું. મારી સગી બહેન યાદ આવી ગઈ. એવું લાગ્યું કે જો આજે નહીં પહોંચાયું તો એ બિચારી રાહ જોઈને નિરાશ થશે ને મને જૂઠો માનશે. બન્ને બહેનોની સરખામણી મારા મને કરી લીધી. વીજળીની જેમ ચમકીને ક્ષણવારમાં વિલીન થનારી આ પ્રતિભાબહેન ! ને રીબાઈ રીબાઈને જીવન જીવતી પેલી બહેન ! બંને સરખી જ હતી. બંનેના અમૂલ્ય આંસુમાંથી અમૃત-રૂપ લઈને મારે કોમળ, કર્તવ્યનિષ્ઠ અને લાગણીપૂર્ણ માનવ બનવાનું હતું.

ધીમેથી બારણું ખોલીને બહાર જોયું. ઘોર છાનોમાનો ઊભો હતો. આકાશમાંથી વાદળ વિખરાઈ ગયાં હતાં. તારા ચમકતા હતા. મને નવાઈ લાગી. ઉપર આકાશમાં આનંદ હતો, નીચે ધરતી પર વિષાદભર્યું મૌન ! કેટલા વાગ્યા હશે એની કાંઈ ખબર ન પડી. મેં પ્રતિભાના શબને ઢાંકી દીધું. એવું નક્કી કર્યું કે એની અંતિમ ક્રિયા સવારે આવીને કરીશ. અત્યારે રઘુને લઈને એની નવી મા પાસે પહોંચી જાઉં ને કહું કે તારા માટે સુંદર ભેટ લાવ્યો છું. વૈધવ્યપૂર્ણ જીવનની ખામી પૂરી કરવા માટે ચંદ્ર જેવો પુત્ર ! લે એને વહાલ કર, હવે તું મા બની ગઈ !

ધીરેથી રઘુને ઉઠાવ્યો ને બારણે તાળું વાસીને ચાલતો ચાલતો બહેનના ગામ તરફ ગયો. બહેનના આંગણે પહોંચ્યો ત્યારે સવાર થઈ ચૂક્યું હતું. પક્ષીઓ કિલ્લોલ કરતાં હતાં. સૂર્યનાં પ્રથમ કિરણો બરફથી છવાયેલા પહાડના શિખર પર પડતાં હતાં. ને શિખરમાંથી મેઘધનુષ્યના સાતેય રંગો પ્રસરીને વાતાવરણ મનોહર બનાવતા હતા. રઘુ રસ્તામાં જ જાગી ગયો હતો. હું રસ્તામાં એને વાતોએ વળગાડતો વળગાડતો માંડ આટલે લાવ્યો હતો. હું પહોંચ્યો કે તરત બહેનની આંખોમાંથી આંસુ વહ્યાં. મેં બધી વાત કહી. રઘુ પર એણે બહુ વહાલ વરસાવવા માંડ્યું. એને છાતી સરસો ચાંપીને કહ્યું :—

'મારા બેટા, મારા પુત્ર !'

પણ 'સર' રઘુનાથના મોં પર ગમગીની હતી. એ સૂનસામ બનીને આ નવી દુનિયાને જોઈ રહ્યો હતો. તે તેની માને શોધતો હતો. એને આ નવી મા પ્રત્યે જરાય લાગણી જન્મતી નહોતી. મેં એને જેમતેમ કરીને સમજાવ્યો-ફોસલાવ્યો. પણ જ્યારે હું ગામના બે-ચાર માણસોને લઈને પ્રતિભાની અંતિમ ક્રિયા કરવા માટે જવા માંડ્યો ત્યારે એ

સૌરાષ્ટ્રમાં આવેલ અમરગઢની ક્ષયની ઈસ્પીતાલમાં સારવાર પામી રહેલા ગુજરાતનાં જાણીતા નવલનવેશે આ પંદરમી ઑગસ્ટે તે દિવસના કાર્યક્રમને અનુરૂપ આપેલું આ સંભાષણ અનોખી ભાત સાથે ચોટવાળું થઈને ઓપી રહે છે.

૧૫મી ઑગસ્ટનો દિવસ એ સાચે જ આપણા જીવનનો એક ધન્ય દિવસ છે. આ દિવસે બબ્બે સૈકાઓની ગુલામીનો અંત આવ્યો ને આપણે આઝાદ બન્યાને ય આજ પાંચ વર્ષ પૂરાં થયાં.

'સ્વાતંત્ર્ય', 'આઝાદી'–'મુક્તિ', એ શબ્દો જ એવા છે કે બોલતાં મોં ભરાઈ જાય, હૈયું આનંદથી છલકી ઊઠે. પણ કોણ જાણે કેમ આ મૂર્તિમંત આઝાદી આવ્યા છતાં ય, પપ્પાંચ વર્ષ એ નિહાળવા છતાંય—અરે 'માણેવા' છતાં ય (પેટની વાત તો જવા જ દો) નથી તો આપણું મોં ભરાતું કે નથી ઉદ્ભવતો અંતરમાં અનેરો એવો કોઈ આનંદે ય! આનો અર્થ એમ થયો કે કાં તો આપણે આઝાદીનો ભાવ—એની કિંમત વધુ પ્રમાણમાં આંકી હતી, યા તો એ આઝાદી કોક અવળી વાટે જ વળી ગઈ.

પણ મને લાગે છે કે કિંમત આંકવામાં આપણે કંઈ જ અતિશયોક્તિ નથી કરી. આઝાદી એટલે આઝાદી—મુક્તિ જ!

અલબત્ત, એ કંઈક અવળી વાટે જરૂર વળી ગઈ છે. પણ એમાં કંઈ આઝાદીનો વાંક ઓછો છે? કે નથી કોઈ ખામી આઝાદી હાંસલ કરનાર એ રાષ્ટ્રપિતાની પણ. એ ભગીરથે તો પોતાનાં તપોબળે ને જનતાના બલિદાનોએ પતિતપાવની ગંગાને પૃથ્વી ઉપર સંપૂર્ણપણે ઉતારી હતી. 'લો આ ગંગા ને ભારતને પાવન કરો' કહી. એ તો પોતાને ફાળે આવેલું કાર્ય જાણે પૂરું થયું હોય તેમ એમને છાજે એ રીતે ચાલતા થયા પરલોકમાં.

ભલા ભગીરથને શી ખબર કે પોતાના અનુયાયીઓ આ આઝાદીને—ગંગાને, ભારતને ખૂણે ખૂણે દોરી લઈ જવાને બદલે પોતાની ને પોતાનાંની આસપાસ જ ફેરવ્યા કરશે.

અને સાચે જ, આજ પાંચ વર્ષ થવા છતાં ય આપણી આઝાદી ઊંચેના એ 'આઝાદ' લોકોમાં જ, જાણે અટવાઈ ગઈ છે!

અલબત્ત, નીચે આવે એવા ભણકારા સંભળાય છે. પણ તે ય વિનોબાજી, રવિશંકર મહારાજ કે સંતબાલજી સરખા કંઈક નાના મોટા વ્રતધારીઓને બળે જ; કે કાંક આવશે જવાહરલાલજી યા ઢેબરભાઈ જેવા સત્તાધારીઓની ધગશને લીધે.

પરંતુ નીચે આવ્યા પછી ય એ પાવનકારીને આપણા આંગણા સુધી લઈ જવા આપણે પણ સાધના તો કરવી જ પડશે—

પણ શા માટે 'પડશે'? ભવિષ્યકાળ શાને? બહેત્તર છે કે આજની આ ધન્ય ઘડીથી જ આપણે પણ આપણી સાધના આદરી દઈએ અને પૂર્વજોએ છેડેલા સૂર સાથે સંવાદી બની આપણે ભાગે આવેલો સૂર, ઉત્સાહ, શ્રદ્ધા અને સત્યનિષ્ઠાથી બજાવવો—રણઝણાવવો શરૂ કરી દઈએ. આઝાદી આપોઆપ જ આપણા તરફ મોં ફેરવશે ને વખત આવે ડગ પણ ભરવા માંડશે—અરે મૂર્તિમંત બની એક દી એ આપણી સામે જ ખડી થઈ જશે.

☆

ગાંડાની જેમ મને વળગીને રોવા માંડ્યો: 'મામા, તમે ક્યાં જાઓ છો? હું ય તમારી સાથે આવીશ. મારી બા ક્યાં છે? હું પણ બા પાસે જઈશ.'

મેં એને મનાવતાં મનાવતાં સૂર્યનાં કિરણોથી ચળકતો પેલા બરફનો પહાડ બતાવ્યો ને કહ્યું, 'પેલો આઇસક્રીમનો પહાડ છે ને! ત્યાં તારી બા ગઈ છે. તારે માટે ઢગલાના ઢગલા આઇસક્રીમ લાવશે હોં! હું એને લેવા જાઉં છું, ત્યાં સુધી તું તારી નવી બા પાસે રહેજે. આ નવી બા બહુ સારી છે.'

અને રઘુ કાંઈ પણ કહે એ પહેલાં તો હું એને બહેનના ખોળામાં મૂકીને ઝટ બહાર નીકળી ગયો.

☆




## [ ૧૮ ] 'કાંગડે વાલી માઈ'

**આ**મે જ્વાલાજીથી ચામુંડા જવા નીકળ્યા. જલંધરથી આવતી નાની ગાડી જ્વાલાજી રોડ થઈને સીધી પઠિયાર જાય છે. પઠિયારથી ૭ સાતેક માઈલ દૂર બાણગંગાને કિનારે ચામુંડા છે.

જ્વાલાજીથી મૉટર બસમાં પણ ઠેઠ પઠિયાર પહોંચી શકાય છે. ગાડી કરતાં મૉટરમાં જવાનું મને વધારે ગમ્યું. બધો પ્રદેશ, ગામડાં અને હિમાલયની છટા જોવાનું મૉટર માર્ગે સરળ બને. મારી આ સૂચના બધાએ સ્વીકારી લીધી.

જ્વાલાજીથી મૉટરમાં કાંગડા જવાનું હતું. કાંગડાથી મૉટર બદલીને પઠિયાર પહોંચી શકાતું.

જ્વાલાજીથી જ્વાલાજી રોડ–સ્ટેશન સુધી ૧૨ માઈલ પહોંચ્યા પછી કાંગડાની સડક પકડી. અહીંથી હિમાલયના પહાડીમાર્ગની ખરી રોનક શરૂ થઈ. ઘડીમાં ઊંચે તો ઘડીમાં નીચે. ઘડીક કિનારે તો ઘડીક એ ટેકરીના પેટાળમાં. દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી ટેકરીઓ અને ઝાડની ઘટા. જ્યાં આંખ ઠેરવો ત્યાં એક જ દેખાવ. છતાં જોતાં ધરાઈએ નહિ એવું મોહક રૂપ હું મૌન થઈને જોઈ રહ્યો હતો.

"સ્વામિન્ !" બમશંકરે મૌન તોડ્યું.

"પ્રસન્ન" મેં કહ્યું.

"તમે પ્રસન્ન નથી. પ્રસન્ન પ્રકૃતિ છે. મારી આંખો પંદર વરસ પહેલાની શોભા જોઈ રહી છે. પંદર વરસો વીત્યાં. એ દ્રષ્ય એવું ને એવું જોઈ રહ્યો છું. આંખો નથી જોતી. પ્રજ્ઞા જુએ છે. આંખો ઉપરનું રૂપ જુએ છે. પ્રજ્ઞા તે રૂપની અંદરનો આત્મા જુએ છે. એમાં રહેલો આત્મા કેવો ઘાટ બનાવીને બેઠો છે? એ જ પ્રકૃત્તિ—ઈશ્વરની કળા છે. એ કળાનો અનુભવ કરવો એ જ આત્મજ્ઞાન. એ અનુભવવા જરા એકચિત્ત થવું, એ જ સમાધિ. એ જ ઈશ્વરદર્શન."

આ વાત કોઈ સમાજવાદીએ કહી હોત તો એને નાસ્તિક કહેવો પડત. પણ મૂળ તો એ જ છે. ઈશ્વર એ જ છે. જ્યાં મહાનતા, સૌંદર્ય અને કળા ત્યાં ઈશ્વર. શાસ્ત્રોનું અંતિમ ધ્યેય એ જ છે. પણ એ ધ્યેય સુધી માણસોને લઈ જવા પગથિયાં માંડ્યાં છે. એ સાધનાના પ્રકાર રૂપે ગોઠવાયાં છે. એક પ્રકાર–પગથિયું વટાવો ત્યારે તમારા માટે એ નકામું થઈ ગયું.

આટલું સરળ ભાન ધર્મશાસ્ત્રો વિષે લોકોને એટલે ડાહ્યા લોકોને થાય તો મતમતાંતરની લડાઈ શાંત થઈ જાય. તો જૈનોને એમ ન કહેવું પડે કે પોતે હિંદુ નથી. મુસલમાનોને બળતરા ન કરવી પડે કે હિંદુ કાફર છે. ક્રિશ્ચિયનો એમ ન કહેત કે ક્રિશ્ચિયન બને તેને જ પ્રભુ પસંદ કરે છે. પ્રભુ સૌને પસંદ કરે છે, એ વાત ત્યારે સમજાય જ્યારે એ સમજાય ત્યારે કે બાવળમાં, બોરડીમાં, મોગરા અને ગુલાબમાં એક જ ધરતીમાંથી પ્રસરતો એક જ પ્રકારનો રસ જુદુ રૂપ પકડી લે છે. ધરતીમાંથી એક જ રસ મૂળિયાં ચૂસે છે. પણ છોડ કે ઝાડમાં જતાં જ તે તેના જેવું રૂપ ધારણ કરી લે છે. આપણે તેવા એક જ રસમાંથી બનેલા માનવી છીએ. ધર્મની ભિન્નતા એ તો કેવળ પગથિયાંની ભિન્નતા છે. સીડી એક જ છે.

બમશંકરે કહ્યું : કાંગડા કેટલે રહ્યું?

ગૌરીપ્રસાદજી બોલ્યા : બાણગંગા આવી રહી છે.

મૉટર નીચે ઊતરતી હતી. બાણગંગાને સામે કિનારે ઊંચો એક ગઢ દેખાયો. ઈતિહાસે આ





કિલ્લાની નોંધ લીધી છે. પ્રસિદ્ધ નામના મહાદેવનું, એ મંદિર છે. હું નામ ભૂલી ગયો છું. એક વાત ગૌરીપ્રસાદજીએ કહી.

રાજા અને રાણી ભારે ધર્મવાન. કિલ્લાની કોરે બેસીને રાણી બાણગંગાનાં જળ ભરતાં. ઘડાને કાચા સુતરનો તાંતણો બાંધતાં. ઘડો ભરાતો. પાણીને ભારે કાચા સુતરનો દોર તૂટતો નહિ. એમ સીંચેલાં જળથી મહાદેવજીનું પૂજન થતું.

એક દિવસની વાત છે. મહાદેવજીને આંગણે મેળો જામ્યો છે. ભાતભાતના શણગાર સજીને પહાડી સુંદરીઓ આવે છે ને જાય છે. રાણીએ એક સુંદરીના કાનમાં સોનાનાં ઘરેણાં જોયાં.

રાજાને રાણી કહે કે: મારે એવાં ઘરેણાં જોઈએ.

રાજા કહે: પણ આપણી પાસે એટલા પૈસા નથી. ક્યાંથી લાવું એવું સોનું, રતન અને મોતી?

રાણી કહે: ભંડાર ભર્યા છે ને?

રાજા કહે: એ ભંડાર તો રાજભંડારના છે. એમાંથી આપણા માટે એક પાઈ પણ ન વપરાય. આપણો અધિકાર છે, એટલું જ આપણે વાપરી શકીએ.

રાણી કહે: ગમે તેમ કરો પણ મારે ઘરેણાં જોઈએ જ.

રાણીએ હઠ લીધી. રાજા ગળી પડ્યા. રાજના ભંડારમાંથી પૈસા ઉપાડ્યા. સોનુ લાવ્યા. રતન ને હીરાકણી લાવ્યા. ચતુર કારીગરો બોલાવ્યા. રાણી માટે ઘરેણાં તૈયાર થઈ ગયાં. રાણીના આનંદનો પાર ન રહ્યો. રાણીએ ઘરેણાં પહેર્યાં.

રાણી કહે: ઘરેણાં પહેરીને પહેલી પૂજા મહાદેવજીની કરું.

રાણી હરખભર્યાં ચાલ્યાં. સુતરને તાંતણે ઘડો બાંધ્યો. બાણગંગાના જળમાં ઊતાર્યો. ભરીને જ્યાં ખેંચવા જાય ત્યાં દોર તૂટી ગયો. બીજો દોર બાંધ્યો તે ય તૂટી ગયો.

રાજા કહે: રાણી, દોર તો કાચો હતો. ધરમના દોરનું બળ તેમાં હતું. એ જતું રહ્યું. હવે કાચા દોરે ..ો નહિ ભરાય.

રાણી કહે: એમ કેમ થયું?

રાજા કહે: રાજભંડારના પૈસામાંથી આપણે શણગાર કીધા. એ પાપે કાચો દોર તૂટી ગયો.

આ કથા ઇતિહાસ કહી જાય છે. રાજારાણીએ રાજધર્મનો લોપ કર્યો ત્યારે યવન સેના કાબૂલથી આવી. મંદિર તોડ્યું. પણ ત્યાં ટકાયું નહિ.

એક વાર નહિ ત્રણ ત્રણ ત્રણ વાર યવનસેનાઓ આવી અને પોતાની ધર્મભાવના માટે બીજાની ધર્મભાવનાનો નાશ કરી ગયા. પણ અંતે એનું ય ત્યાં નામ નિશાન ન રહ્યું.

મંદિર અને કિલ્લો જોવાની મને ઘણી ઇચ્છા હતી પણ મૉટરની ટિકિટ ઠેઠ સુધીની હતી. વળતાં જોઈશું એમ મન વાળીને બાણગંગા પાર કરી.

ગંગા તો મહાન! પણ મને મહાન લાગી બાણગંગા. એની ભવ્યતા અને યૌવન સુલભ માદકતા મન મોહી લે તેવાં. કેટલાય કાળની એની ધારાએ હિમાલયના કાળમીંઢ પેટાળમાં ઊંડો પહોળો અને વિસ્તારવાળો માર્ગ બનાવી લીધો છે. પ્રથમ દર્શને જ બાણગંગાએ મન મોહી લીધું. આંખ ભરી ભરીને એ રૂપ મેં પીધું. હવે મૉટર કિનારે કિનારે દોડવાની હતી. સૌંદર્ય તો અંતરને માટે પીવાય છે. આંખો તો ઘાટ જ જોઈ શકે છે. સૌંદર્ય એ જ પ્રેમ છે. આંખો ઘાટ જોઈને તૃપ્ત થાય છે. ત્યારે અંતર રૂપનાં તેજ પીએ છે. અંતર જો એટલું જાગતું કે શક્તિમાન ન હોય તો આંખો એકલી મદીલી બને છે કે પોતે રૂપની માદકતા પીએ છે. ત્યાં મોહ, માયા, લોલુપતામાં અંધ બનાવી દે છે. અને પાપ કરાવે છે.

કાંગડા આવી ગયું. હિમાલય પ્રદેશનું મુખ્ય દ્વાર. સાચો હિમાલય-પ્રદેશ અહીંથી આરંભાય છે. ઉલૂ-કુલૂ અહીંથી જવાય. બીજો માર્ગ, સડકનો પઠિયાર જાય. હિમાલયનું છેલ્લું રેલ્વે સ્ટેશન.

કાંગડામાં અમારે બપોરનું ભોજન લેવાનું હતું. જ્વાલાજીના એક નામાંકિત, સજ્જન અને વિદ્વાન પંડ્યાના પુત્ર અહીં પરણેલા છે. ગૌરીદત્તજીના નાના



ભાઈના તે પુત્ર. તે અહીં રહેતા હતા. બમશંકર અહીં પણ પ્રખ્યાત હતા. તેઓ આવે છે, એ જાણી તેમને મળવા, સ્વાગત કરવા, દર્શન કરવા, ઉત્સાહ ફેલાયો. રસોઈ તૈયાર હતી.

કાંગડામાં વજ્રેશ્વરી માતાનું સ્થાન છે. આ સ્થાન પણ દેવીસ્થાનોમાં પીઠસ્થાન એટલે મુખ્ય સ્થાન લેખાય છે.

પૌરાણિક આખ્યાન એમ છે કે, દક્ષના યજ્ઞ-કુંડમાં સતી પાર્વતી કૂદી પડયાં અને બળી મૂવાં. ત્યારે પાર્વતીનો દેહ લઈને ભગવાન શંકર ગાંડાની પેઠે ભાગ્યા. દેહ હાથમાંથી છૂટે તો કંઈ ભાનમાં આવે. તે માટે શ્રીવિષ્ણુએ બાણુથી પાર્વતીજીના દેહને વીંધ્યો. તેના ટૂકડા નીચે પડવા માંડયા. તે તે સ્થાનો પર પીઠસ્થાનો સ્થપાયાં. કાંગડામાં સ્તનનો ભાગ પડેલો એમ કહેવાય છે.

આ રૂપકનો અર્થ ગમે તે થતો હશે. એની વ્યાખ્યા કે અર્થ કરવા જેટલી પ્રજ્ઞા કે આધ્યાત્મિક રહસ્ય સમજવાની શક્તિ આપણામાં નથી રહી. પણ એટલું તો સમજાય છે કે, આ રીતે આખા ભારત વર્ષમાં એક છેડેથી બીજા છેડા સુધી દેવીસ્થાનો સ્થપાયાં છે. આ સ્થાનોની યાત્રા એ મહાન પુણ્ય લેખાય છે. સાચે જ આ યાત્રા મહાન છે. અબોધ, બેવકૂફ પણ આ યાત્રા પૂરી કરે ત્યારે અનુભવની કેળવણી તેને પંડિત બનાવી દે છે. સાચી કેળવણી તો એ જ છે. સમાજને ઘડવા માટે પ્રાચીન પુરુષોએ કેવી લાંબી નજર રાખી હતી એ આવી તીર્થરચના ઉપરથી સમજાય છે.

દિલ્હી બાજુના લોકો "કાંગડે વાલી માઈ"ની બાધા રાખે છે. ચૈત્રી નવરાત્ર ઉપર પીળાં વસ્ત્રો, હાથમાં છડી, નાળિયેર લઈને "કાંગડે વાલી માઈ કી જે" બોલતા યાત્રાળુઓ આવે છે. શ્રદ્ધા અને ભક્તિ હજી પણ ટકી રહ્યાં છે પણ અજ્ઞાનભર્યાં: એટલે અજ્ઞાન જ કેળવાય છે. પહેલો દીકરો અવતરે એ માતાજીની દયા જ. તેથી એના વાળ માતાજીને આંગણે જ ઉતરવા જોઈએ. એમ ન કરે તો સંકટ આવે. આ વાત કોણ સમજાવે કે પહેલા દીકરા સૌને હોય છે અને સૌ માતાજીને આંગણે નથી જતા. માને છે તે જ જાય છે. નથી માનતા અને નથી જતા તેને કાંઈ સંકટ નથી આવતાં.

કાંગડા બજાર પણ છે. પહાડી લોકોનું હટાણું અહીં થાય છે. વસતી બહુ નથી પણ છે ઉજળી. ભાંગના છોડ ચારેકોર ઊભા હતા. અહીં ભાંગ ન પીવાની બંધી નથી, છતાં કોઈ પીતું નથી. દારૂ છૂટથી બનાવી શકાય છે. વળી દેવી ભક્તો દારૂ પીવામાં બાધ નથી માનતા છતાં, દારૂ ય નથી પીવાતો. પીનારાને કોઈ રોકતું પણ નથી.

માતાજીનાં દર્શન કરી, જમી, આરામ લઈને મૅાટરમાં ઊપડયા. સાંજ થતાં થતાં પઠિયાર પહોંચ્યા. આ પ્રદેશ સમતલ છે. તેથી ખેતી ઘણી ઉત્તમ છે. કુદરતે પોતાને માટે અહીં બગીચો બનાવ્યો હોય એવું દેખાય છે. હિમાલય પ્રદેશના સાચું પહાડી જીવન પણ અહીં જોવા મળે છે.

પઠિયારમાં બમશંકરના સેવક એક લાલાજી હતા. વેપારી, ખેડૂત અને જમીનદાર પણ ખરા. તેમને ત્યાં ગયા. બમશંકરને આવેલા જોઈ એ તો ગાંડા ગાંડા થઈ ગયા.

હિમાલયની પહેલી રાત્રિ મેં અહીં અનુભવી. જ્વાલાજીમાં આબુ જેવું વાતાવરણ દેખાયું. અહીં તો સૂરજ ડૂબ્યો કે શિયાળાની રાત આવી ઊતરી. જેઠ માસ બેસી ગયો હતો. દિવસે મીઠો તાપ ખરો પણ સૂરજ ડૂબતાંની સાથે મહા મહિનાની રાત શરૂ થઈ જાય. જાડી રજાઈ અને એક ધાબળો મારે ઓટલે નાખ્યાં ત્યારે મને નવાઈ લાગી કે આવું તે કાંઈ ઓઢાય ! પણ સૂવાનો સમય થયો ત્યારે સમજાયું કે આવું ઓઢયા વિના તો ઠુંઠવાઈ જઈએ.

સુખની નિંદ સૂઈ ગયા.

☆



## વનરેખા

[ લે. પ્ર ‘ધૂમકેતુ’: વિક્રેતા, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય, ત્રણ રૂપિયા ]

પ્રસિદ્ધ વાર્તાકાર ‘ધૂમકેતુ’ નો ચૌદમો વાર્તાસંગ્રહ છે. એ એ બતાવે છે કે ‘ધૂમકેતુ’ એ વાર્તાના ક્ષેત્રમાંથી બહાર નીકળી નવલકથા અને અન્ય સાહિત્ય પ્રકારોમાં કલમ ચલાવવા માંડી છે છતાં વાર્તા જે તેમની વિશિષ્ટ ઉપાસ્ય હતી તેની ઉપાસના તેમણે સાવ મૂકી દીધી નથી.

આ સંગ્રહમાં ‘પદ્મિની’ એ રેડિયોરૂપક અને તેમની જાણીતી વાર્તા ‘પોસ્ટ ઑફિસ’નું નાટ્યવેશાંતર ‘પોસ્ટ ઑફિસ’ એ બે એમને બહુ ફાવેલી ન લાગેલી નાટકદેહી રચનાઓ બાદ કરતાં બાકી બાવીસ વાર્તાએ સંગ્રહાઈ છે. એ વાર્તાઓ તેના કર્તાની કેટલીક જાણીતી લાક્ષણિકતાઓનું ફરી એક વાર દર્શન કરાવ છે. ‘ધૂમકેતુ’ના વાર્તાસંગ્રહમાં નારીના માતૃત્વનું મંગલ દર્શન કરાવતી એકબે વાર્તાઓ, નીચલા થરનાં માનવીના હૃદયની ઉદાત્તતા બતાવતી વાર્તાઓ, ધૂની પ્રતિભાવંત કલાકારોની એકબે વાર્તા, અને એકાદ પ્રેતવાર્તા કે અદશ્ય સૃષ્ટિના વિચિત્ર અનુભવની વાર્તા તો હોય જ. આ સંગ્રહમાં ‘તિલકા’ ‘સૂતેલાં ઝરણાં’ ‘નારીનો પરાજય’ અને ‘વાત વિચિત્ર કે સાદી?’ એ નારીના મંગલ માતૃત્વની કથાઓ છે; ‘વિદાય લે છે માનવશ્રદ્ધા’ માંના નરવાજી અને બુઢ્ઢો મજૂર તથા ‘સોનિયો ।’ નો નાયક સોનિયો નીચલા થરનાં માનવીની ાત્તતા બતાવે છે; ‘વનવગડાના ફૂલ’ પ્રતિભાવંત ધૂનીની અને ‘સંસ્મરણિકાનું એક અપ્રગટ પાનું’ :ાથા ‘સમાધિ’ અને અમુક પ્રમાણમાં ‘રતનો ઢોલી’ કલાના મસ્ત આશકોની વાર્તાઓ છે; ‘એક વિચિત્ર અનુભવ’ ‘વાત વિચિત્ર કે સાદી’ બે અસાધારણ ઘટનાની અને ‘સોનિયો ભાથી’ તથા ‘પોસ્ટ ઑફિસ’ પ્રેતકથાનાં તત્ત્વોવાળી વાર્તાઓ છે; અને ‘સંસ્મરણિકાનું એક પાનું’ તથા ‘સમાધિ’ ધૂમકેતુની એમના દરેક સંગ્રહમાં જોવા મળતી એકાદ કાવ્યાત્મક વાર્તાનું પ્રતિનિધિત્વ અહીં કરે છે.

સંગ્રહની ઘણી વાર્તાઓ (દા. ત. નં. ૩. ૭, ૯, ૧૩, ૧૮, ૨૪) પાત્રવાર્તાઓ છે. ભોળાં નેકદિલ અને કરુણ રસનું આલંબન બને એવાં પાત્રોનું ચિત્રણ ‘ધૂમકેતુ’ને ફાવે છે એટલું જ ધૂની પ્રતિભાશાળીઓ ને કલાભક્તોનું તેમજ મકનજી (‘કંસાર’), વસનજી ( સત્યનાં ખોખાં’) અને લક્ષ્મીબાઈ (‘વિદાય લે છે માનવ શ્રદ્ધા’) જેવાં વ્યવહારકીટ, ખંધાં ને સાંકડાં મનનાં માનવીઓનું આલેખન પણ એમને ફાવે છે. લોકમાનસનું ‘કંસાર’ ને ‘જેનો જવાબ નથી’ જેવી વાર્તાઓમાં તેઓ સારું ચિત્રણ કરી બતાવે છે. સંગ્રહની વાર્તાઓ, આમ છતાં, હવે ‘ધૂમકેતુ’ની કોઈ નવી નોંધપાત્ર સિદ્ધિ ચમકાવતી નથી. વાચકોને આકર્ષી શકે એવી વાર્તાઓ તેમાં થોડી છે. ‘તિલકા’, ‘રતનો ઢોલી’, ‘હૃદય અને પ્રેમ’ તથા ‘સંસ્મરણિકાનું એક અપ્રગટ પાનું’ની ગણના તેવી વાર્તાઓમાં જરૂર થશે.

## નંદવાયેલાં હૈયાં

[ લે. પુષ્કર ચંદરવાકર; પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ ૧; મૂલ્ય ત્રણ રૂપિયા. ]

આપણા ઉત્સાહી જુવાન વાર્તાકાર શ્રી. પુષ્કર ચંદરવાકરની આ લઘુ નવલકથા એમની આગલી એવી કથા ‘રાંકનાં રતન’ની માફક ગ્રામીણ જીવનની કથા છે પણ એનાં મુખ્ય પાત્રો એ આગલી કથાનાંની જેમ ગામડાના સાવ નીચલા થરનાં નહિ પણ ઉજળિયાત મધ્યમ વર્ગનાં છે. કથાની નાયિકા રૂપશંકર માસ્તરની પુત્રી નિર્મળા છે. એ નિર્મળાને

સાથે વીતેલાં વીતકો આ કથાનું વસ્તુ છે. એ વીતકોને માટે જવાબદાર તેની માથાભારે સાસુ રૂક્મણીને બતાવવામાં આવી છે, જેથી એનું પાત્ર આ કથાનું ખલપાત્ર બની જાય છે. આ રૂક્મણી તથા તેના પતિ શિક્ષક છે જેમ નિર્મળાના પિતા પણ શિક્ષક છે. શિક્ષક પિતાએ ભણાવેલી નિર્મળાને પરણીને સાસરે આવતાં જ તેની સાસુ શિક્ષિકા બનાવવાની પેરવી કરે છે. શિક્ષિકા બનેલી: નિર્મળા પતિની માંદગીના સમાચારથી વિહ્‌વળ બની આગળ ગયેલી પોતાની સાસુની પાછળ તેની રજા વિના બિમાર પતિ પાસે પહોંચી જાય છે. એ વખતે સાસુએ કાઢેલાં કડવાં વેણ ન સહાતાં નિર્મળા પિતાને ઘેર ચાલી આવે છે. ગામમાં પાછળથી થતી પોતાની નિંદાથી તે પિતાને ઘેરથી ચાલી જઈ આપઘાત કરવા જાય છે, જેમાંથી તેને અટકાવનાર કલ્યાણ જોડે તે અમદાવાદ જઈને ભાઈબેન પેઠે રહે છે. એને વિશે જે તે વાતો સાંભળતા એના વત્સલ પિતા રૂપશંકર માસ્તર દુઃખથી ગાંડા બની મરી જાય છે. નિમુ એના મનભંગના સમાચાર સાંભળી એની સેવાચાકરી માટે આવે છે પણ તેને મળી શકતી નથી. તેની સાસુ તેના પુત્રને ફરી પરણાવવાની વેતરણ કરે છે પણ કથાને મંગલાન્ત બનાવવી ધારી હોવાથી કર્તાએ નિર્મળાના પતિ ખેમશંકરને પોતાની આને ન ગાંઠતો બતાવી તેને નિર્મળાને મળવા જતો આલેખ્યો છે. નાયક અને નાયિકા આમ મળે છે પણ તે વરસાદને કારણે નદીમાં આવેલાં ઘૂઘવતાં પૂરમાં તણાતાં ને કાંઠે નંખાઈ ગયેલાં તેમનાં બે શુદ્ધ શરીરોને શિવો પટેલ બચાવે છે ત્યારે. એ બંને તે જ ગામમાં શિક્ષક શિક્ષિકા બની, પહેલાં રૂક્મણીને કારણે ન માણી શકાયેલું દાંપત્ય માણી, ગામની સેવા કરવાનાં, એવી સુખદ આશાની વાચકોને ભેટ ધરી કથા પૂરી થાય છે.

નાયિકાના પિતા તેમજ તેનાં સાસુસસરાને શિક્ષક બનાવી લેખકે ગામડાંના માસ્તરનું જીવન સારું આલેખી બતાવ્યું છે. શિક્ષણખાતાની રીતરસમો તથા વાતાવરણનું કથામાં દોરાયેલું ચિત્ર વાસ્તવિક છે. કથા સમગ્રમાં ઊપસતું ગામડાનું તથા લોકમાનસનું ચિત્ર પણ સાચું ને જીવંત છે. પોતાના બિમાર પતિના ખાટલા પાસે સાસુની રજા વગર નોકરી છોડી આવી પહોંચનાર નિમુ સાસુના એક વેણથી પતિની એવી અવસ્થામાં સેવા કરવાનું ય મૂકી રોષમાં એકલી પીયર ચાલી આવે, પીયરથી પણ પાછી એકવાર ચાલી નીકળી આપઘાત કરવાની હદે જાય, અને ત્યાંથી ભલે ભાઈ જેવા પણ કલ્યાણની સાથે અમદાવાદમાં રહે એ બનાવો વાર્તાકારે પોતાની સગવડ ખાતર ગોઠવેલા લાગે છે તેટલા સ્વાભાવિક નથી લાગતા. એક એટલું બાદ કરીએ તો કથામાંનું ગ્રામવાતાવરણ, સમાજદર્શન અને પાત્રાલેખન આકર્ષક છે. રૂપશંકર ને કરુણાશંકર માસ્તરનાં ભલાં પાત્રો, મંદિરનો અભણ પણ સેવાભાવી ને સંતહૃદય મહંત, તથા એવી જ મહંતાઈને પંથે પળતા શિવા પટેલનાં પાત્રો યાદ રહી જાય તેવાં છે. આ સુવાચ્ય કથામાં મુદ્રણમાં જોડણી–અનુસ્વારની ઘણી ભૂલો રહી ગઈ છે એ ખટકે એવું છે.

## રાતાં ફૂલડાં

[ લે. જોન સ્ટાઈનબેક; અનુ. મહેન્દ્ર મેઘાણી: પ્ર. લોકમિલાપ કાર્યાલય, વિક્રેતા, ત્રિપાઠી લિ. મુંબઈ; મૂલ્ય પોણાબે રૂપિયા. ]

પ્રસિદ્ધ અમરિકી લેખક જૉન સ્ટાઈનબેકના 'એ રશિયન જર્નલ' એ પ્રવાસપુસ્તકનો શ્રી. મહેન્દ્ર મેઘાણીએ 'મિલાપ'માં કકડે કકડે પ્રગટ કરેલો સંક્ષિપ્ત અનુવાદ આ પુસ્તકરૂપે પ્રગટ થાય છે. જોન સ્ટાઈનબેકે પ્રસિદ્ધ તસ્વીરકાર કાપા સાથે કરેલા રશિયાના પ્રવાસનો એમાં રસિક શૈલીમાં લખાયેલો અહેવાલ છે. આ પ્રવાસ લેખકે તથા તસ્વીરકારે રાજકારણને અલગ રાખી રશિયન પ્રજાનો સાચો





અંતરંગ પરિચય મેળવી જગતને તે પરિચય કરાવવાના માનવતાપ્રેમી સંસ્કારલક્ષી આશયથી કર્યો હતો. અમેરિકાથી રશિયાવિરોધી કેટલાક પૂર્વગ્રહો સાંભળીને તેઓ ત્યાં ગયા હતા, છતાં પોતે તેનાથી સદંતર મુક્ત રહીને પોતે ત્યાં જે જોયું, જાણ્યું ને સાંભળ્યું તેને જ જેવું છે તેવું ધરી દીધું છે—સ્ટાઇનિબેકે કલમથી અને કાપાએ કેમેરાથી. જોકે કાપાએ લીધેલી છબીઓ આપવાનું આ સસ્તા ગુજરાતી અનુવાદને પરવડી શક્યું નથી.

પુસ્તકમાં રશિયાનાં વિમાન, હોટેલો, સંગ્રહસ્થાનો, ટપાલવ્યવસ્થા, સરકસો, ઇત્યાદિ વિશે તેમજ રશિયાવાસીઓની સ્તાલિનપૂજા, બહારની દુનિયા અને ખાસ કરીને અમેરિકા વિશે તેમની શંકાશીલતા, મૉસ્કોવાસી રશિયનોનો હાસ્યનો અભાવ, ગ્રામવાસી રશિયનોની ખુશદિલ પ્રકૃતિ તથા પરોણાગતપ્રિયતા, આ સર્વ વિશે કર્તાએ પ્રત્યક્ષ પરિચય, અવલોકન અને અનુભવને આધારે ઘણી માહિતી રજૂ કરેલી વાચકો જોશે. એ માહિતી એમને મૉસ્કો ને સ્તાલિનગ્રેડનો, અને યુદ્ધે તારાજ કરેલા છતાં ફરી ઊભા થવાનો ભવ્ય પુરુષાર્થ આદરી બેઠેલા યુક્રેન તથા યુદ્ધથી અસ્પૃષ્ટ રહેલા રશિયાના જાદુઈ પ્રદેશ જ્યૉર્જિયાનો વગરજોયે ઠીક સાક્ષાત્કારક પરિચય કરાવશે. એ રીવ મૉરિસ હિન્ડસનાં રશિયાવિષયક પુસ્તકોની હારમાં આ પુસ્તક પણ બેસે છે. પુસ્તક રશિયા વિશેના કેટલાક પૂર્વગ્રહો દૂર કરે એવું છે અને રશિયનો પણ અમેરિકનો અને આપણા બધા જેવા માણસો જ છે અને તેમને પણ યુદ્ધ નથી જોઇતું એવું એથીથી કર્તાએ કરાવેલું સારદર્શન રશિયાને ને તેને હરીફાઈ કે દુશ્મનાવટથી જોનારી રાષ્ટ્રોને નજીક લાવે એવું છે. ઉત્સાહી અનુવાદકે અનુવાદ માટે તેની કરેલી પસંદગી સર્વથા ઉચિત અને અન્ય અનુવાદકો માટે અનુકરણીય છે. પ્રવેશકમાં કાકાસાહેબે કરેલી એના વાચનની ભલામણને સૌ વિચારવંતોનો ટેકો મળશે.

## નિર્વાસિતા

[ લે. અંબાલાલ નૃ. શાહ; પ્ર. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ ૧; મૂલ્ય ત્રણ રૂપિયા. ]

આ નવલકથાનું નામ હિંદના ભાગલા પછીની કત્લેઆમ, હિજરત અને તેનાં ફળરૂપ નિર્વાસિતોની હાડમારીઓ વિશે આમાં કંઈ આવશે એવી અપેક્ષા વાચકોમાં જગાડે એવું છે, પણ નવલકથા એ અપેક્ષાને સંતોષશે નહિ. કથાની નાયિકા રોહિણી સિંધ છોડી આવેલા એક મૂળ ગુજરાતના નાગરની કન્યા છે એટલા પૂરતી આ કથા નિર્વાસિતાની કહેવાય, બાકી તો એ છે એક સીધી પ્રણયકથા. રોહિણી તેના પ્રત્યે આકર્ષાતા ધનાઢ્ય સનાતનને પ્રેમ ને જાત અર્પે છે પણ લગ્નથી તેને સાટવવા માગતી નથી. પ્રેમ તો આપવામાં જ માને, એનો બદલો કે સાટાં હોય નહિ એમ એ માને છે. તેનો અલગ્ન પ્રેમ માતૃત્વમાં અને પછી લગ્નમાં પરિણમે છે એવો આ કથાનો અંત છે. પણ એ લગ્ન પહેલાં રોહિણીને સુષમા નામની એક રૂપવતી હરીફ નડે છે પણ સનાતન રોહિણીનો જ રહે છે. કથાનું વસ્તુ, પાત્રો અને તેમનું માનસ ઘણે સ્થળે સ્વાભાવિકતા કે વાસ્તવલક્ષિતાની દૃષ્ટિએ પ્રતીતિકારક નહિ લાગે.

## જંગલસમ્રાટ

[ લે. કૃષ્ણપ્રસાદ ભટ્ટ; પ્ર. આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ; સવાચાર રૂપિયા. ]

આ એક જંગલકથા છે. એની ભૂમિ આપણો દેશ અને સમય પરદેશીઓના વસવાટના આરંભકાળનો કર્તા કહે છે. કથામાં આવતા પરદેશીઓ ફિરંગીઓ હોઈ ત્રણ સાડાત્રણ સૈકા પહેલાંના સમયની આ કથા ગણાય. એ સમયે આ કથામાં આવે છે એવા નાગદેવતાને નરબલિ આપતા આદિવાસીઓથી તેમજ એકી સાથે સિંહ, વાઘ, રીંછ, હાથી, વાંદરા, સાપ, મગર વગેરેથી ભરેલાં જંગલ આપણા દેશમાં ક્યાં અને કેટલાં એ તો શોધખોળનો એક વિષય



થઈ પડે. સમગ્ર છાપ તો આ કથા કલ્પનાકથાની પાડે છે, અને તેમાં પ્રેરક અને માર્ગદર્શક બન્યાં હોવાનું સ્પષ્ટ સમજાય છે રાઇઝબરોકૃત ટાર્ઝનકથા તથા તેનાં અનેક ફિલ્મચિત્રો. જંગલમાં એક ભોંયરામાં ગુપ્ત ખજાનો હોય, સરલાના પિતા પાસેથી ત્યાં જવાના રસ્તાનો નકશો ફિરંગીઓ ચોરી જાય, સરલા તેના વૃદ્ધ પિતા સાથે જંગલમાં ખજાનાની શોધમાં નીકળે, સરલાને તેના ભોગ માટે આતુર જંગલીઓની પાસેથી તેમનો જુવાન સરદાર છોડાવે, સરલા એને સંસ્કારી ભાષા તથા રીતભાત શીખવે, પેલા ફિરંગીઓ એક સ્ત્રી સાથે ખજાનાની શોધમાં જંગલમાં આવે, આવું બધું વસ્તુ આ વાતને ટેકો આપે છે. ફિરંગીઓ દ્વારા ધનલોભ અને આદિવાસીઓ તથા તેમના ઉપનેતા જુમકા દ્વારા જડ રૂઢિપાલનનો આગ્રહ કેવાં કૃત્યો માણસ પાસે કરાવે છે તે લેખકે ઠીક દર્શાવ્યું છે. સરલા જંગલસમ્રાટ જેવા આદિવાસીઓના સરદારને સંસ્કારી માનવ બનાવી તેને સુરેશ નામ આપે છે. એ સુરેશ આદિવાસીઓની માણસનો ભોગ લેવાની પ્રથાનો વિરોધ કરે છે. એને લીધે જુમકા સાથે આખરમાં તેને લડી લેવું પડે છે. અંતમાં જંગલસમ્રાટ જેવા સુરેશની સાથે તેને ચાહતી સરલા તે જંગલમાં જ રહી પડે છે. એવો કથાનો પ્રણયમાંગલ્યભર્યો અન્ત આવે છે. પુસ્તકમાં ભાષાકીય ભૂલો અવારનવાર ડોકાઈ જાય છે.

## નાનસેન–તેના પ્રવાસો

[ લે. ઇન્દ્ર વસાવડા; પ્ર. મેકમિલન ઍન્ડ કં. લિ. મુંબઈ; મૂલ્ય રૂ. ૧–૧૦–૦ ]

જગવિખ્યાત સાહસિક પ્રવાસવીર નાનસેનના બાળપણથી ગ્રીનલેંડ ને ઉત્તર ધ્રુવના તેના પ્રવાસો સુધીની કથા શ્રી. ઇન્દ્ર વસાવડાએ આ નાના પુસ્તકમાં વિદ્યાર્થીભોગ્ય રસિક અને ચિત્રાત્મક શૈલીમાં રજૂ કરી છે. પુસ્તક આપણા વિદ્યાર્થીઓને સાહસની પ્રેરણા આપે એવું છે. પુસ્તકમાં ક્યાંક ક્યાંક ભાષા તરજુમિયા જેવી લાગે છે.

## ગામડાની ગોદમાં

[ લે. રાવજીભાઈ ઈ. પટેલ; પ્ર. એન. એમ. ત્રિપાઠી લિ૦ મુંબઈ ૨; મૂલ્ય, ત્રણ રૂપિયા. ]

લેખકના પ્રથમ પ્રયત્નના ફળ જેવી લાગતી આ સામાજિક નવલકથા શ્રી. રમણલાલ દેસાઈની શૈલીને સ્પષ્ટ અનુકરે છે. ભાવનાશાળી યુવકયુવતીઓ, એમનો પ્રણય અને એમની કોઈ શુભાશયી સેવાપ્રવૃત્તિ જેમ શ્રી. દેસાઈની નવલકથાનું વસ્તુ બનાવે છે તેમ આ કથામાં કિશોર, ઇન્દુ અને રામુની ગામડામાં આશ્રમ સ્થાપી ગામડાની સેવા કરવાની પ્રવૃત્તિ તેમજ કિશોર અને મીનાક્ષીના અને રામુ તથા રેવતીનાં કથાને અંતે બંધાતાં પ્રણયયુગલ કથાવિષય બન્યાં છે. લેખક ગામડામાં ઊછર્યા છે અને તેમનું વ્યવસાયક્ષેત્ર ગામડું છે તેથી ગામડાની સેવામાં દેશનો ઉદ્ધાર છે એવી સ્વાનુભવને લીધે બંધાયેલી એમની માન્યતા કથામાં સંચાલક બની છે. વાર્તાકલાની દૃષ્ટિએ કથા સાધારણ કોટિની છે.

## આપણી દુનિયા

[ લે. ભાસ્કરરાવ વિદ્વાંસ; પ્ર. બાલગોવિંદ કુબેરદાસની કં. અમદાવાદ; પોણાપાંચ રૂપિયા. ]

માધ્યમિક શાળાન્ત પરીક્ષા (એસ. એસ. સી. ઈ.)ના અભ્યાસક્રમને નજર સમક્ષ રાખીને માધ્યમિક શાળાઓનાં છેલ્લાં બે ધોરણોના વિદ્યાર્થીઓની જરૂરત પૂરી પાડવા સારુ લખાયેલું આ ભૂગોળનું પુસ્તક એ વિષયનાં ગુજરાતી પાઠ્યપુસ્તકોમાં એક મહત્ત્વનો ને વિશિષ્ટ અને તેથી નોંધમાત્ર ઉમેરો કરે છે. એના લેખક શ્રી. ભાસ્કરરાવ વિદ્વાંસ ઇતિહાસ, ભૂગોળ અને અર્થશાસ્ત્રના નિષ્ણાત અભ્યાસી છે અને ભૂગોળના વિશારદ હોવા ઉપરાંત તેના વિદ્યાર્થીપ્રિય કુશળ શિક્ષક – એમની દૃષ્ટિ અને એમના શિક્ષણાનુભવનો [illegible]ત આ પુસ્તકને પૂરો મળ્યો છે. પુસ્તકના [illegible]મ વિભાગમાં પ્રાકૃતિક ભૂગોળ વિશે, બીજામાં દુનિયાના કુદરતી પ્રદેશો વિશે, ત્રીજામાં આપણા પડોશીઓ પાકિસ્તાન, સિલોન,

## રાખ્યાં ઓર-નોર — રાજહંસ

### નિષ્ફળતાના ઉપવાસ ના હોય

'માનસી'ના સંપાદક વિજયરાયે ઉપવાસનો નિર્ણય જાહેર કર્યો ત્યારે લાગ્યું કે એમાં ઉતાવળ કરતાંયે ભૂલ વધારે થાય છે. વિવેચન એમનો પ્રિય વિષય રહ્યો, જીવનકાર્ય રહ્યું. છેલ્લાં કેટલાંયે વર્ષોથી એમની ટહેલ ચાલુ હતી પણ તેથી કાર્ય સરતું ન હતું. અને છેવટે ઉપવાસ સુધી વાત આવી.

'માનસી'નું ગુજરાત ઉપર કેટલું ઋણ એ જુદો સવાલ છે. આજે આ ચોપાનીઉં હોય ને કાલે બીજું હોય, જેને ઓછો આવકાર મળે તેણે પુરુષાર્થ વડે રસ્તો મેળવી લેવાનો. ના મળે ને પ્રવૃત્તિ બંધ કરવી પડે તો એવાં વિષ સારા વિવેચકે પચાવી જાણવાં જોઈએ.

સંભવ છે કે ઊર્મિવશ થઈ નિષ્ઠાવાળા કલાકારો જ્યારે હતાશ થઈ જાય, અને જીવનકાર્ય અધૂરાં છોડી દેવાં પડે ત્યારે મોત પણ મીઠું લાગે. અને છતાં એમાં ગૌરવ રહેલું છે એવું ના કહી શકાય, એ મોતનો દોષ બીજા ઉપર ઢાલવી ના શકાય, આખા ગુજરાતને બેકદર કહી વગોવાય નહિ.

### કાર્યોની સફળતા ગૌણ છે

આપણા ઘણા અકિંચન સેવકો અહીંતહીં આથડે છે. લોકો એમને જશ આપે છે. એ જશ ના મળે તો તેનું દુઃખ થવું ના જોઈએ. કોઈ પણ મહત્ કાર્યમાં કોઈની ઓથ મેળવવી, ને ના મળે તો સાહસવીરે એકલા ઝૂકાવવું એ નિયમ છે. જીવનનો સંગ્રામ જેને ખેલવો હોય તેણે એના વ્યુહ પણ વિચારવા ઘટે છે.

આપણી જાહેર ને ખાનગી સંસ્થાઓ છે જે લોકાશ્રયે નભે છે. રાજ્યાશ્રય મળે છે પણ જવલ્લે અને કાં તો એ પૂરતો હોતો નથી અગર તો એના નિયમોનું બંધન થઈ પડે છે, સંસ્થાના સ્વરૂપમાં તે પછી પલટો આવી જાય છે. એ સંજોગોમાં સંચાલક થાકે-હારે ને કામ છોડી દે એવું બને પણ ખરૂં.

આ દરેક પ્રસંગે વ્યક્તિનું પ્રભુત્વ પરખાય છે. યોગ્યને સહાય મળી જ રહે છે એવો વિશ્વાસ આપી શકાય એટલો સંસાર સુધર્યો નથી. કેટલાકને પોતાનો પ્રિય માર્ગ છોડી દેવો પડે અને બીજી પ્રવૃત્તિઓમાં જોડાવુંયે પડે છે. એથી કરીને આપણે મનમાં કડવાશ ભરી રાખવાનું વાજબી નથી.

જાહેર બિના છે કે લેખકો, કવિઓ, ચિત્રકારો, સંગીત ને નૃત્યના તાલીમબાજો, મલ્લો, શિલ્પીઓ, પુરાતત્ત્વવિદો, આચાર્યો ને શિક્ષકો, સમાજ સેવકો, વિવેચકો ને સંપાદકો એમાંથી જેઓએ પોતાની શક્તિનો લોકહિતાર્થે વ્યય કર્યો છે, એમાં ધંધાનું રૂપ આપવા છતાંયે એની મતા ઓછી કરી નથી, પોતાની દૃષ્ટિમાં ને શક્તિમાં ભેળસેળ થવા દીધી

---

બ્રહ્મદેશ, ચીન અને સોવિયેટ રશિયા વિશે અને ચોથામાં આપણા દેશ વિશે માધ્યમિક કક્ષાના વિદ્યાર્થીએ જ નહિ, સંસ્કારી કહેવાતા પ્રત્યેક મોટી ઉમરના માણસે પણ જાણવી જરૂરી એટલી માહિતી ખોટી કરકસર કે ઉડાઉ કલમવિલાસ વિના સરળ, સ્વચ્છ અને વિદ્યાર્થીભોગ્ય બને એવી રસિક ભાષામાં લેખકે રજૂ કરી છે. આ બધી માહિતીને નકશાઓ અને ચિત્રોથી સચિત્ર પણ બનાવવામાં આવી છે, જેનો જશ લેખકના સમરસિયા બનેલા તેના આલેખક શ્રી. રસિકલાલ પરીખને જાય છે. અંદર આપેલા સ્વાધ્યાય-પ્રશ્નો તેમજ એસ. એસ. સી. પરીક્ષામાં ગઈ સાલ સુધી પૂછાયેલા ભૂગોળના પ્રશ્નો પુસ્તકની પાઠ્યપુસ્તક તરીકેની યોગ્યતા 'વધારી આપે છે.

★



નથી—એ સહુએ કપરો કાળ જોયો છે ને ખૂબ સહ્યું છે. છતાં જે પ્રકાશ એમણે પાથર્યો છે એથી એમને હરખ જ થતો હશે, કોઈને દોષ દેતા નહિ હોય, મરણની વાત તો આવે જ શાની ?

લોકો ઉપર પોતાની વાત કોણ ઠસાવી શકે ? કોણ એનો આગ્રહ કરી શકે! ઉપાલંભ કરી, ચાબખા મારી, આઘાતો આપી કોણ લોકોની વૃત્તિઓ અને વર્તનો બદલાવે ? એ જીદ એ ધૂન એ હઠ હરકોઈને સાંપડતા નથી. એના અધિકાર હોય છે—જન્મે સંસ્કારે કાળબળે ને આકરી તપસ્યાથી પ્રાપ્ત કરેલા. એ વિરલ હોય છે અને સિદ્ધિ એમને ખોળતી આવે છે.

એ સ્થિતિએ પહોંચવાના વિજયરાયને કોડ હોઈ શકે, ગજું કદાચ નાયે હોય. એમની વાત છે એવી કેટલાયની હશે. એમણે સહુએ અંતરનાં આંસુ લૂછી નાખવાં ને ઈશ્વરે જુદું ધાર્યું હશે માની જે બીજો પંથ મળી જાય તેમાં વળી જવું હિતકર છે. ને ત્યાં પણ એમનો સેવા અને સુગંધ એળે નથી જવાનાં એની ખાતરી રાખવી.

અને આ બધુંયે હોવા છતાં ધ્યેય કે ધૂન ખાતર સ્વેચ્છાથી સહન કરીને જે જાત અને મન ખરચી નાખે છે, અનેક સંકટોનો સામનો કરતાં ઝઝૂમે છે એમનું મૂલ્ય કદી કોઈ આંકી શકે એમ નથી.

### 'વેપાર જોખમમાં છે !'

મંદીના બહાના નીચે વેપારીઓએ જે શોર મચાવ્યો હતો ફરીથી તેવું તોફાન વેચાણવેરાના નવા ધારા સામે માંડયું છે. પોતાનો વિરોધ વાજબી છે એવું માન્યા પછી એ છોડી દેવાનું એમને કેમ ગમે ? તેમાં વળી બીજા પક્ષોના ટેકા મળ્યા, ઉગ્ર શબ્દો વડે જાહેરમાં પડકાર ફેંકાયા ને નવરા લોકોને તમાશો મળ્યો.

અને સરકારને તો દરેક પ્રસંગે પ્રતિષ્ઠા વળગેલી રહે છે. કેન્દ્ર સાથે આ પ્રશ્ન સંબંધી એમણે મેળ રાખ્યો નથી. જુદી જુદી પ્રદેશ સમિતિઓનો મેળ રાખ્યો નથી. એમની વિરૂદ્ધ જવામાં છાપાંઓનેય રસ પડે છે, ઠઠ્ઠા ચિત્રો નીકળે છે, બેફામ લખાણો લખાય છે.

વિરોધ પક્ષો આનો ગેરલાભ ઉઠાવે છે. પ્રજામાં બેજવાબદારી વધતી જાય છે અને તોફાનો થવાનો સંભવ પણ રહેલો છે. વાજબી ને હિતકર આંદોલનોના અભાવે નુકશાનકારી પ્રવૃત્તિઓ વધી જાય છે.

વેપારીઓએ લોકોનું હિત જોયું-જાણ્યું હોય એમ દેખાતું નથી. એમણે માલની તંગીઓ ઊભી કરી, ભાવ વધાર્યા, ભેળસેળ કરી, વેરા છૂપાવ્યા, અને અધિકારીઓ સાથે મળી જઈ લાઈસન્સો પરમીટો અને આયાતનિકાસમાં ઘણી ધાલમેલ કરી. એ વેપારીઓ હવે પ્રજાની ભીડ ભાંગવા વેચાણવેરાની લડત લડે એ સાવ હાસ્યજનક છે. એમને તો વેરા ઉઘરાવવાનું કામ સોંપવામાં આવ્યું છે અને તેય કરવું નથી.

### ચાલુ ચીલે ચાલનારા

એમના કરતાંયે વધારે બિનજવાબદાર વર્તન સરકારે દાખવ્યું છે. ચાલુ વર્ષના વહીવટમાં એમણે ભાવિ વિકાસની યોજનાઓ ગુંચવી નાખી છે. કેટલીય ધૂનો નભાવી છે. ને અટકાવી શકાય એવી કેટલીય બરબાદી ચેતવણી મળ્યા છતાં થવા દીધી છે. સેવા કરવા નીકળેલા છતાં અધિકારને પાટે ચઢી જતાં લોકલાગણી વાળવાનો યત્ન કરતા નથી.

વિકાસની યોજનાઓ માટે વેચાણવેરાનો આધાર લેવો પડે એ સમજાતું નથી. અમદાવાદના કાળા બજારનું નાણું ખેંચતાં કે મુંબાઈની નફાખોરીમાંથી મેળવતાં કેમ આંચકા લાગે છે ? એ ધન સારું નથી એટલે શું એમની જ પાસે રહેવા દેવું છે ? શું ગાંધીજી વેશ્યાઓનું ધન લેતાં અભડાતા હતા ? તો પછી દેશના કરોડો રૂપીઆ દબાઈ રહ્યા છે, ડરના માર્યા લોકો સંતાડી કે સંઘરી રાખે છે એને કાઢવાનું મૂકીને આ શું પીંજણ લઈ બેઠા છે ?

દુનિયા આખીને માથે એક દારુણ સંકટ ઉતર્યું છે; મોટા ને વધતા જતા કર અને ઊંચે ને ઊંચે વધતા જતા ભાવો. જાણે આમાંથી કોઈ દેશનો





ઉગારો નથી, જાણે આની કોઈ સીમા નથી. ઘણી ખરી-સરકારો આવાં ધોરણો જળવાઈ રહે તેની ચિંતા કરે છે, કારણ કે કૃત્રિમ રચનામાંથી વાસ્તવિક સ્થિતિમાં જવાની એમની હિંમત નથી.

### ધનિકો નહિ આપી શકે

મુનિ સંતબાલે કહ્યું છે કે વિકાસ યોજનાઓ માટે ધનિકો પાસેથી નાણાં મેળવવાં જોઈએ. બે રીતે મેળવી શકાય: કાર્યનું વાજબીપણું સમજાવીને, દેશદાઝ જગાડીને અને કાર્યના પુણ્યનો લાભ બતાવીને. બીજો રસ્તો છે એ ધન પડાવી લેવાનો. આ સરકારથી પહેલો માર્ગ નહિ લઈ શકાય તો બીજી સરકાર આવી બીજો માર્ગ જરૂર લેશે.

સંતબાલને શી ખબર કે સરકાર મધ્યમ કે ગરીબ વર્ગના મત મેળવે છે પરંતુ વારંવાર શ્રીમંતો તરફ જ એમને નજર રાખવી પડે છે. ઉદ્યોગોમાં, સાહિત્યમાં, કળામાં, શિક્ષણમાં, આરોગ્યમાં એમની પાસે ફંડફાળા લઈને જવું પડે છે. રાજકર્મચારીઓની રહેણીકહેણીના ઢંગ શ્રીમંતોના જેવા છે. એમના તરફથી મળેલા માનપાનની તેમને સન કિંમત છે. એટલે ધનિકોને દુભવવાની વાત આગળ લવાય એવી નથી. અને હિંદુસ્તાનમાં ધનિકો છે કેટલા? લાખ ઉપરનો કરવેરો ભરનારા સાવ ગણ્યા ગાંઠ્યા છે. એ લોકો જે તાગડધિન્ના કરે છે તે પણ ઝૂંટવી શકાય એવી મિલકત પર નહિ હોય. એમણે તરકીબથી ગરીબોનું નાણું ને મહેનત એકઠી કરી હશે અને એ જ રીતે એમનો માલ ગરીબોને ત્યાં સરકારી ધારાધોરણે ખપાવી રહ્યા હશે.

### ન્યોછાવર કરવાની તાકાત

એ દિશા તરફ જોવાને બદલે આપણી પાસે શું બીજો કોઈ રસ્તો જ નથી? કેમ જાણે ધનિકોની મુડી અને પરદેશની સહાય કે ધીરાણ સિવાય ત્રીજો કોઈ માર્ગ જ હોય નહિ એમ આપણે એમનું રટણ જ કરી રહ્યા છીએ.

છેલ્લી ચૂંટણીઓના દફતરે નોંધાયલા આપણા અઢાર કરોડ મતદારો ક્યાં ગયા? એ બધા શું પોતાની જવાબદારી નથી સમજતા? એમને શું સરકાર નથી ચલાવવી? દેશનું સંરક્ષણ નથી કરવું? આબાદી નથી લાવવી? એમનો સહકાર મળે એમ હોય તો આપણે કેમ નથી લેતા?

નેહરુ, મોરારજી કે ઢેબર પોતાના શિર ઉપર ઘણી જોખમદારી ઉઠાવી રહ્યા છે. એવું બીજા પ્રાંતોમાં પણ છે. એમનો ભાર હળવો કરાવનાર જે નીકળે છે તે એમની જગ્યાએ એમની પદ્ધતિથી (પાછળ બંદૂકવાળા ઊભા રાખીને આગળથી નમસ્કાર કરવાની) કરવા ઇચ્છે છે અને વિશ્વાસ ગુમાવે છે. ચૂંટણીઓમાં એવું જ થયું. કોઈએ નવી સ્પષ્ટ વાત કરી નહિ. જેને જેનો વાદ વળગ્યો હતો તેનું ઝૂડિયું ઝૂડ્યું અને પ્રજા કંટાળીને ચાલુ પરિસ્થિતિને વળગી રહી. કોઈકે તો નીકળ્યું હોત કે અમારે રાજસત્તા નથી જોઈતી, આપણી મેળે થાય એટલું કામ કરી છૂટો!

આમ સમુદાયમાં જે શક્તિ પડેલી છે તે હથિયાર કરતાં વધારે કામિયાબ છે. એની ઇચ્છા વિરુદ્ધ સત્તાઓ ટકતી નથી. સત્તા મેળવ્યા પછીયે લોકશક્તિને કાર્યમાં ગૂંથીને રાખી શકે તે ટકશે. ઝુઝવાની શક્તિ હરી લઈ, બધું તૈયાર કરી આપવાથી તો પારકી આશાએ જીવનારી પ્રજા પાંગળી ઉછરશે અને એમનામાં નહિ આવે રાષ્ટ્રીય અસ્મિતા કે તેને નભાવવાનું-ખીલવવાનું ભાન.

નાની બચતમાંથી કે નાના કરવેરામાંથી કેવું સરસ કામ થઈ શકે એની પ્રજાને કોઈ ખાતરી કરાવે તો એમનામાં સઘળું ન્યોછાવર કરવાની તાકાત પડેલી છે. પરંતુ એમનાથી ઊંચે બેસણે બેસીને, લાંબી લેખણે લખીને, એમના ઉપર સેવાનો ઉપકાર ચઢાવીને, એમની અવગણના કરીને જે કાંઈ કરવામાં આવશે તેમાં એમને વિશ્વાસ નહિ હોય, રસ નહિ હોય, સાથ નહિ હોય.



કહે છે કે નાની બચતમાં આ વર્ષે ૪૪ કરોડ ઉમેરાયા. એના આવતા વર્ષે ૧૪૪ કરોડ બનાવી શકાય અગર જો આપણા આગેવાનો બુદ્ધિવડે જ નાના માણસોનો પક્ષ કરવાને બદલે, કર્મકાંડથી નાના માણસોને રીઝવવાના બદલે, એમની મુશ્કેલીઓના ભાગીદાર બનીને દાખલા પૂરા પાડે તો સામાન્ય માનવીને લાગવું જોઈએ કે એની આપેલી પાઈ-પાઈની કિંમત છે, એ વેડફાઈ જવાની નથી, એ વહીવટમાં વટાઈ નહિ જાય પરન્તુ એમાંથી કશુંક કિંમતી નીપજવાનું છે. એના શ્રમની જરૂર છે, કદર છે. એના સાથ-સહકાર વિના કામ આગળ ચાલવાનું નથી.

**નવો સમાજ કેટલું જીવશે ?**

નવો ભારત સેવક સમાજ નીકળ્યો. એમ તો ઘણા સમાજો આ દેશનું દારિદ્ર દૂર કરવા નીકળ્યા છે. એમના ઉદ્દેશો કે બંધારણમાં કોઈને ભૂલ નહિ જડે. છતાં એ મંડળો અમુક સમય ચાલે અને પછી ઝંખવાઈ જાય છે એનાં કારણો જુદાં છે. આમ તો કોન્ગ્રેસ કે રચનાત્મક કાર્ય લઈ બેઠેલા ગ્રામ સેવકોયે શા ખોટા છે? પરન્તુ તેઓ લોકોમાં ઉત્સાહ ના લાવી શકે તે ઘડીએ એ મંડળો માત્ર કાગળ ઉપરની હયાતિ ભોગવે છે.

નવો ભારત સેવક કોની તરફ જોશે? એ કઈ સિદ્ધિ માટે શ્રદ્ધા રાખશે, શેમાંથી પ્રેરણા લેશે? નેહરુની રાજગાદીની મદદથી એ કામ ચલાવશે? ફંડફાળાના આશ્રયે એ નભશે? એ બીજાનો ઋણી રહેશે કે આદરને પાત્ર? ગઈ ચૂંટણીઓમાં જેમ ગ્રામસેવકો કૉન્ગ્રેસની મદદે બહાર પડ્યા હતા એમ એને પણ નીકળવું પડશે તો નહિ ને?

ગમે તેવા નિયમો ઘડીએ અને જોગવાઈઓ રાખીએ પણ જ્યાં સુધી રાષ્ટ્રપતિ, ગર્વનર, ચીફ મિનીસ્ટર અને નાયબ મંત્રી એ સહુ આ સમાજ સેવકની ઢબે નહિ રહે, પોતાની સગવડો ઓછી નહિ કરે, ભવિષ્યની નિરાંત જતી નહિ કરે, ત્યાંસુધી આ સંઘ કે પેલું મંડળ બાળપણમાં જ મરી જવાનાં. જે નવાં મંડળ રચે, બીજાને તેમાં જોડાવા નિમંત્રણ આપે, દિક્ષા આપે તેમણે પોતે ઉપરથી નીચે ઊતરવું પડશે, દિક્ષા લેવી પડશે.

અને આવું ના જ થઈ શકવાનું હોય તો રાજસત્તા હાથમાં લઈ બેસનારાઓએ સેવાના સ્વાંગ છોડી દેવા અને ઓછા પગારની વાતો ઊંચી મૂકી દેવી એ વધારે પ્રમાણિક ગણાશે. ત્યારે જ કોણ સાધુ છે, લોકહિતચિંતક છે, પરિવ્રાજક છે એ પરખાશે, ને ખોટાં મૂલ્યાંકનો થતાં બંધ થઈ જશે.

આપણી સરખામણીમાં જે દેશોમાં ધાર્મિક કે આધ્યાત્મિક પ્રવાહો પ્રબળ નથી, સાધુસંતોએ સ્વેચ્છાની ગરીબાઈના ધોરી માર્ગો પાડ્યા નથી, ઇશ્વર પ્રીત્યર્થે કામ કરતાં જીવન ખરચી નાખવાની જ્યોત ઝગાવી નથી ત્યાં પણ આમસમુદાયના સંપર્કથી એમના ધોરણે રાજ કાજ ચલાવનારા રહેતા હોય તો અહીં એમ થતાં પ્રતિષ્ઠાનો સવાલ ના ઊઠી શકે. આ ગરીબ દેશને. ભેખધારીઓ ઉત્સાહિત કરી શકશે, બુદ્ધિશાળીઓની યોજનાઓ વડે એ તૈયાર નહિ થઈ શકે. કાગળી યોજનાથી આગળ વધેલી પ્રજામાં આત્મવિશ્વાસ નહિ હોય, નિષ્ઠા નહિ હોય, સાત્વિક આચાર-વિચાર નહિ હોય.

**સૌ નેતા બન્યા : નેતાનો નેતા નથી**

દર વર્ષે કૉન્ગ્રેસની બેઠક આગળ એના બંધારણની ચર્ચા ચાલે છે. દરેકને લાગે છે કે કૈં ને કૈં ઉણપો છે, ઘર્ષણો છે, અસંતોષ છે. એટલે સમજાવટથી, દબાણથી, સમાધાનથી થોડા ફેરફારો કરી વખત વીતાવે છે. પરંતુ, એમની શંકાઓ દૂર થતી નથી, ભેદ ભાંગતા નથી, મેળ મળતો નથી.

કૉન્ગ્રેસ પાસે કોઈ પણ રાજકીય સંસ્થા પાસે હોઈ શકે તે કરતાં ઘણી સુંદર પ્રણાલિકાઓ પડેલી છે, ભવ્ય ઇતિહાસ સાંપડેલો છે, વિશાળ તંત્ર મેળવેલું છે. અને છતાં જે નથી તે એથી ય વધુ મહત્વની વસ્તુ છે. એ સુક્ષ્મ છે પરન્તુ એ સહુને એકત્ર રાખનાર સુત્ર છે. એના અભાવથી કૉન્ગ્રેસનું વીર્ય ઝરી જાય છે, ઓજસ ઝળકતું નથી.

કિંમતી બાવન વનસ્પતિમાંથી શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરેલું....

# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ) : મેડીકેટેડ

## પ્રખ્યાત ડૉકટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી—પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી

કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાંવો મટે છે. * દષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે. * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે. * વાળ કાળા અને તેજસ્વી બને છે. * ટાલ ઉપર વાળ ઊગે છે. * ખોડો દૂર થાય છે. * ગાઢ નિદ્રા લાવે છે. શરીર દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે. * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ

**સૂચના:**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાલી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો. બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

મોટી બાટલીના રૂ. ૩–૮–૦
નાની બાટલીના રૂ: ૨–૦–૦

ટપાલ ખર્ચ અલગ

પરદેશ માટે મોટી બાટલીની કિંમત શીલીંગ ૧૨ અને નાની બાટલી કિંમત શીલીંગ ૭

**ખાસ સૂચના :**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને

મોટી બાટલીના રૂા. ૫–૫–૬
નાની બાટલીના રૂા. ૩–૭–૬

(બાટલીની કિંમત + ૧–૬–૬ પોસ્ટેજ + ૦–૭–૦ પેકીંગ)

મનીઑર્ડરથી મોકલવા
વી. પી. થી મોકલીશું નહિ.

ફોન : ૬૨૮૯૯ : : તાર : 'PRANAYAM' બનાવટી માલથી ચેતતા રહો.

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર, (સેંટ્રલ રેલ્વે) મુંબઈ ૧૪. COTY : RBO





## તમારાં નાણાનું મૂલ્ય





સીવવા અને ભરતકામ માટેના દોરાની ઉપરની જાતો માટે માગણી કરો અને તમારા નાણાંનો યોગ્ય બદલો મેળવો.

સીવવાના અને ભરતકામના દોરાની આ પ્રસિદ્ધ જાતો મજબૂત, મોહક અને પાકા રંગમાં મળે છે.

### કોહીનૂર મિલ્સ કું. લિ.

એજન્ટ્સ : કિલિક ઇન્ડસ્ટ્રીઝ લિમિટેડ

મુખ્ય વિક્રેતા : નાઉાલચંદ ઉત્તમચંદ લિમિટેડ

'ઊર્મિ-નવરચના'નાં ગ્રાહકો, જાહેર પુસ્તકાલયો,
શાળાઓ, કૉલેજો અને જાહેર સંસ્થાઓ માટે

અમારા અસંખ્ય ગ્રાહકોની વારંવારની માગણીને લઈને અમે નજીક આવતી દિવાળી સુધી એક યોજના ઘડી છે. આ યોજનામાં દિવાળી સુધીમાં અમારાં દરેક પ્રકાશનો ખૂબ જ સસ્તાં દામે આપવાનું અમે નક્કી કર્યું છે.

---

'ઊર્મિ-નવરચના'નાં ગ્રાહકો તો આ યોજનાનો લાભ લઈ જ શકશે. એ માટે ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે. આ યોજનાનો લાભ મેળવવા જે **'ઊર્મિ-નવરચના'**ના ગ્રાહક ન હોય એ રૂપિયા સાડાસાત મોકલી તુરત ગ્રાહક થઈને આ યોજનાનો લાભ જરૂર મેળવે.

જાહેર પુસ્તકાલયો, શાળાઓ, કૉલેજો અને જાહેર સંસ્થાઓ પણ એનો પૂરેપૂરો લાભ ઉઠાવી શકશે જ.

---

એક પત્તું લખી પૂછાવો

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ગાંધીમાર્ગ • ફર્નાન્ડીઝ પુલ • **અમદાવાદ ૧**

